શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા – ૨૩

# સ્થાનાંગ-સમવાયાંગ

[ત્રીજા અને ચોથા અંગગ્રંથનું ગુજરાતી રૂપાંતર]

સંપાદક
દલસુખ માલવણિયા



ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ-૧૪

# પ્રકાશકનું નિવેદન

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલામાં અગિયાર પ્રાચીન જૈન અંગ ગ્રંથોનો છાયાનુવાદ પ્રસિદ્ધ કરવાનો વિચાર નક્કી કર્યો, તે પ્રમાણે સ્થાનાંગ અને સમવાયાંગ એ બે જાણીતા અંગગ્રંથોનો અનુવાદ આ પુસ્તકમાં ભેગો પ્રસિદ્ધ કરવામાં આવે છે. હવે બાકી રહેતું દશમું પ્રશ્નવ્યાકરણાંગ પ્રસિદ્ધ થઈ જતાં, અંગગ્રંથોની આખી શ્રેણી આ માળામાં પૂરી થઈ રહેશે.

આ માળાના અનુવાદોમાં આજના વાચકવર્ગને સુગમ થાય તેવી છાયાનુવાદ શૈલી અપનાવવામાં આવી છે; અને જૈન–જૈનેતર વાચકોને તે ઠીકઠીક પસંદ પડી છે. આ બે અંગગ્રંથોમાં જૈન વસ્તુ–તત્ત્વની સંખ્યાના ક્રમે ગણતરી જ રજૂ કરવામાં આવેલી હોઈ, તેનો સંક્ષેપ કરવાપણું હતું નહીં. પરંતુ તે વસ્તુ વિષયના ક્રમે ગોઠવીને રજૂ કરવાથી કંઈક સુવાચ્ય થઈ શકે. તેથી આ બે ગ્રંથોના અનુવાદમાં નવા ક્રમે ગોઠવણીના અર્થમાં 'રૂપાંતર' કરવામાં આવ્યું છે.

પ્રાચીન સમયમાં સ્મૃતિને કસવાની દૃષ્ટિએ કે સમગ્ર જૈન તત્ત્વ સ્મૃતિ-સુલભ કરવાની દૃષ્ટિએ આ ગ્રંથો ઉપયોગી નીવડ્યા હશે. તેમનો તે જાતનો ઉપયોગ હવે છાપખાનાની શોધ પછી, મોટી — સંપૂર્ણ સૂચિ વડે સહેજે સરી શકે. એટલે તે જાતની મોટી સૂચિ તૈયાર કરીને આ રૂપાંતરને છેડે જોડવામાં આવી છે. તેની મદદથી આ ગ્રંથ એક જૈન તત્ત્વ–કોશની ગરજ સારી શકશે. સામાન્ય વાચકની જરૂરિયાત લક્ષમાં રાખીને, તથા એમ ને એમ પણ ગ્રંથ સુગમ બને તે માટે, ઠેરઠેર અર્થો, સમજૂતીઓ અને ટિપ્પણો આપેલાં છે. એટલે સાચા અર્થમાં આ ગ્રંથ જૈન 'તત્ત્વાર્થ-સંગ્રહ' બની રહે છે.

પ્રાચીનકાળથી ચાલતા આવેલા ધર્મ કે પંથને યથોચિત સમજવા માટે તેને તેના મૂળ આગળ તપાસવો આવશ્યક બને છે. તે ઉપરાંત અનેક મત–મતાંતરવાળા ધર્મોના પરસ્પર સમભાવ-યુક્ત સહ-ભાવ માટે પણ એકબીજાના તત્ત્વને મૂળ-શુદ્ધ સ્વરૂપે સમજવું મદદરૂપ બને છે. તે વખતે આ બે ગ્રંથોનું આ રૂપાંતર પ્રાચીન જૈન ધર્મનાં મૂળ તત્ત્વોના અભ્યાસમાં ઠીકઠીક ઉપયોગી નીવડશે, એવી આશા છે.

આ પુસ્તકનું સંપાદન શ્રી. દલસુખ માલવણિયાએ કર્યું છે. પંડિત બેચરદાસજી તથા પંડિત સુખલાલજીની દોરવણી હેઠળ તેમણે જૈન–બૌદ્ધ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હોઈ, બનારસ હિંદુ યુનિવર્સિટીમાં સીધા શિક્ષણ-કાર્યનો પણ તેમને અનુભવ છે. એટલે તેમનો આ અનુવાદ પ્રમાણભૂતતાની સાથેસાથે સુગમતાની રીતે પણ વાચકને ઉપયોગી થશે, એવી આશા છે.

૭–૫–'૫૫

# અનુક્રમણિકા



## ખંડ ૧ લો

### મોક્ષમાર્ગ

## ખંડ ૨ જો

### તત્ત્વજ્ઞાન

## ખંડ ૩ જો

### ગણિતાનુયોગ (ભૂગોળ)

## ખંડ ૪ થો

### મહાપુરુષો

## ખંડ ૫ મો

### સંઘવ્યવસ્થા

## ખંડ ૬ ઠ્ઠો

## પુરુષપરીક્ષા

## ખંડ ૭ મો

### વિવિધ

# ઉપોદ્‌ઘાત

## ૧. પ્રાસ્તાવિક

ઉપક્રમ–ઉપસંહાર: આજથી બાર–તેર વર્ષ પહેલાં સ્થાનાંગ અને સમવાયાંગ એ બે અંગ ગ્રન્થોનો અનુવાદ પૂંજાભાઈ જૈન ગ્રન્થમાળામાં પ્રકાશિત કરવા માટે આપી રાખેલો; પણ લડાઈની મોંઘવારી અને કાગળની અછતને કારણે પડી રહેલ તે હવે પ્રકાશિત થાય છે એનો આનંદ મને છે. પૂ. પં. બેચરદાસજીએ ઉક્ત માળા માટે જ્ઞાતાધર્મ-કથા અને ઉપાસકદશા એ બને ગ્રન્થોના અનુવાદો કરી આપેલ તેમાં તેમણે શબ્દશઃ અનુવાદને બદલે સારાત્મક અનુવાદો કરવાની શૈલી સ્વીકારી હતી. એ જ શૈલીનો વિકાસ શ્રી. ગોપાલદાસે તેમના અનુવાદોમાં કર્યો છે. પણ સ્થાનાંગ અને સમવાયાંગ એ બે અંગ-ગ્રન્થો બધા અંગગ્રન્થોમાં ભાત પાડે તેવી અનોખી શૈલીમાં રચાયા છે; તેથી સારાત્મક અનુવાદ શક્ય ન હતો. એ બંને ગ્રન્થોમાં તત્ત્વોનું નિરૂપણ વિવેચનાત્મક શૈલીમાં નહિ પણ પ્રતિપાદ્ય વિષયની ગણતરી કરીને કરવામાં આવ્યું છે; એટલે કે, પ્રતિપાદ્ય વિષયનું નિરૂપણ ભેદપ્રતિપાદન દ્વારા કરવામાં આવ્યું છે. આથી સાર આપવો શક્ય ન હતો; એક પણ વસ્તુ છોડી શકાય તેમ ન હતી; એટલે મેં આમાં સ્વતંત્ર શૈલી અપનાવી છે.

સ્થાનાંગમાં એકવિધથી માંડીને દશવિધ સુધીની વસ્તુઓની ગણતરીઓ ક્રમશઃ દશ સ્થાનો અથવા દશ અધ્યયનોમાં આપવામાં આવી છે. ત્યારે સમવાયાંગમાં દશથી આગળ પણ એવી ગણતરીને લઈ જવામાં આવી છે. આથી વિષયના પ્રતિપાદનમાં વસ્તુ-સંગતિના ક્રમને બદલે ભેદ-સંગતિના ક્રમને સ્વીકાર્યો છે. પરિણામે, જે કાંઈ વસ્તુ એક હોય, તે એક સાથે ગણી દીધી છે; અને તે જ પ્રમાણે વિષયને બદલે સંખ્યાને મહત્ત્વ આપીને બન્ને ગ્રન્થોમાં પ્રતિપાદન થયુ છે. પરિણામ

એ આવ્યું છે કે, જીવ જેવી કોઈ પણ એક વસ્તુનું સમગ્રભાવે પ્રતિપાદન કેવું છે એ જાણવું અઘરું થઈ પડે છે. એકેક કે બબ્બે કે દશ દશ કઈ કઈ વસ્તુઓ છે, તેમનું સંકલન કરીને મૂકવામાં સ્મૃતિને સરલતા પડે એ હેતુ હોય; પણ એથી સમગ્રભાવે કોઈ પણ એક વિષયનું સંકલન કઠણ થઈ પડે છે. સ્મૃતિજીવીઓ માટે આ બન્ને ગ્રંથો ઉપકારક જરૂર થયા હશે; પણ આજે સ્મૃતિ ઉપર એવો અનાવશ્યક ભાર આપવાને કશું જ કારણ નથી. વળી એકથી દશ સુધીની સંખ્યામાં સ્થાનાંગ અને સમવાયાંગમાં ઘણું જ સરખાપણું છે. એટલે એ બન્ને ગ્રન્થોના પૃથક્ પૃથક્ અનુવાદોને બદલે મેં બન્ને ગ્રન્થોનો અનુવાદ એકસાથે કરવાનું ઉચિત માન્યું અને સખ્યાના પ્રાધાન્યને બદલે વિષયનુ પ્રાધાન્ય સ્વીકાર્યું છે. એટલે કે આ અનુવાદમાં વિષયોનું વર્ગીકરણ કરીને તેમની ગોઠવણી કરી છે. અને જ્યાં સ્થાનાંગ અને સમવાયાંગનું પ્રતિપાદન સરખું છે, ત્યાં બન્ને ગ્રન્થોના સૂત્રાંકો આપી દીધા છે; વસ્તુનુ પુનરાવર્તન કર્યું નથી. વર્ગીકરણ કરવામાં ત્રુટિ રહેવાનો સંભવ છે; અને એવો પણ સંભવ છે કે અમુક વર્ગમાં મૂકેલી અમુક વસ્તુને બીજા વર્ગમાં મૂકી શકાય. પણ એકંદર જે વર્ગીકરણ કર્યું છે, તે સંગત છે, એમ મને લાગે છે.

મૂળના શબ્દોની વ્યાખ્યા જ્યાં જરૂરી હતી ત્યાં આવો — ડૅશ કરીને અથવા કૌંસમાં આપી છે. જ્યાં જરા વધારે વિવરણની આવશ્યકતા હતી, ત્યાં તેવુ વિવરણ કરીને પાનાની નીચે આપી દીધુ છે. અને જ્યાં લાંબા વિવરણની આવશ્યકતા હતી, ત્યાં તેમ કર્યું છે. પણ તેવા લાંબા વિવરણને 'ટિપ્પણ'ના નામે પ્રત્યેક પ્રકરણના અંતે આપ્યું છે. વળી આ ગ્રન્થોમાં આવતા અનેક વિષયો જૈનાગામોમાં અન્યત્ર પણ મળી આવે છે તેની પણ નોંધ ટિપ્પણમાં લીધી છે. આ રીતે આ અનુવાદ માત્ર શુષ્ક ગણતરીઓનો નથી રહ્યો.

બૌદ્ધ પિટકોમાં અંગુત્તરનિકાય અને પુગ્ગલ-પઞ્ઞત્તિ એ બંને ગ્રન્થો પણ આ અંગગ્રન્થોની શૈલીમાં જ લખાયા છે; એટલુ જ નહિ

પણ આ બંને ગ્રન્થોનું અને તેમનું વિષયસાદૃશ્ય પણ ઘણે ઠેકાણે છે. એથી મેં ટિપ્પણમાં અને પાનાની નીચે એ ગ્રન્થો સાથે તુલના પણ કરી છે.

આજથી બાર વર્ષ પહેલાંના મારા અનુવાદમાં એ સમયની મારા જ્ઞાનની મર્યાદા પ્રમાણે મેં પ્રયત્ન કર્યો છે. આજે ફરી આ ગ્રન્થોનો અનુવાદ કરવાનો હોય, તો તેમાં ઘણી નવી સામગ્રી ઉમેરવાને અવકાશ છે એમ મને આ અનુવાદ-ગ્રન્થનાં પ્રૂફ તપાસતાં જણાયું છે. પણ એ ઇચ્છાનું સંવરણ કર્યા વિના છૂટકો હતો નહિ. કારણ, તેમ કરવા જતાં બે ભાગ જેટલા દળમાં પ્રકાશિત થતા આ ગ્રન્થનું કદ કદાચ ચાર ભાગ જેટલું થઈ રહેત; અને એમ કરવું તે ગ્રન્થમાલાની મર્યાદાની બહાર થઈ જાત. તેમાં પ્રકાશિત થયેલા બીજા ગ્રન્થોમાં અપનાવાયેલી મધ્યમમાર્ગી શૈલી — બહુ લાંબું નહિ તેમ બહુ ટૂંકું પણ નહિ — નો ભંગ થાત અને છપાતાં બીજો વધુ સમય સહેજે નીકળી જાત. એટલે જે રૂપે તૈયાર હતો તે જ રૂપે તેને ધ્યાનમાં આવેલી ભ્રાન્તિઓ દૂર કરીને છપાવી દીધો છે. આમાં ભ્રાન્તિઓ નહિ જ રહી હોય એવો દાવો કરી શકતો નથી; વિદ્વાનો તે શોધે અને મને સૂચવે એવી વિનંતી છે.

આ અનુવાદ આગમોદય સમિતિની આવૃત્તિ ઉપરથી તૈયાર કરવામાં આવ્યો છે અને સૂત્રાંકો તેના જ રાખ્યા છે. પૂ. મુનિરાજ શ્રી પુણ્યવિજયજી આગમોનાં નવાં સંસ્કરણો તૈયાર કરે છે, એથી મૂળપાઠની શુદ્ધિ થવાનો ઘણો સંભવ છે. પણ આ બન્ને ગ્રન્થો પૂરતું તો સામાન્યપણે કહી શકાય કે, ભાષાની દૃષ્ટિએ મહત્ત્વનાં પાઠાંતરો મળી આવવા સંભવ છે; પણ વસ્તુની દૃષ્ટિએ વિશેષ ફેર પડવાનો ઘણો જ ઓછો સંભવ છે. એટલે નવી આવૃત્તિની દૃષ્ટિએ પણ આ અનુવાદમાં વિશેષ ફેર પડે એમ મને લાગતું નથી. આગમોદય સમિતિની આવૃત્તિમાં કોઈ કારણે આધારભૂત પ્રતિમાં પાઠ છૂટી ગયાને કારણે જો ત્રુટિ રહી ગઈ હશે, તો તે અનુવાદમાં સુધારી લેવી પડશે.

સ્થા.

અનુવાદ કરતી વખતે મારી શંકાઓનું સમાધાન પૂ. પંડિત શ્રી સુખલાલજીએ કર્યું છે; પણ જો તેમણે આખો અનુવાદ તપાસ્યો હોત, તો ભ્રાન્તિઓ રહેવાનો ઓછામાં ઓછો સંભવ હતો. પણ એ સમયે અમે બન્ને બીજાં સંપાદનનાં કાર્યોમાં ફસાયેલા હોઈ, મેં તેમને કષ્ટ આપવાનું ઉચિત ધાર્યું નહિ. આખા અનુવાદના લખાણને શ્રી. ગોપાલદાસે જોડણી અને વ્યવસ્થાની દૃષ્ટિએ ઠીક કર્યું છે અને પ્રૂફો પણ તેમણે જોઈ આપ્યાં છે. તે બદલ તેમનો ઋણી છું. પૂ. પંડિતજીએ તો પિતા જેવા મમત્વથી મારા કાર્યમાં રસ લીધો છે; એટલે ઔપચારિક આભારવિધિ કરીને તેનું મૂલ્ય ઘટાડવા નથી માગતો. મારા વિદ્યાર્થી શ્રી. શ્રીનન્દનલાલ બી. એ. શાસ્ત્રીએ શબ્દસૂચી બનાવવામાં મદદ કરીને મારો મોટો ભાર હલકો કર્યો છે, તે બદલ તેમનો આભારી છું.

## ૨. સ્થાનાંગનો પરિચય

संकलनकर्ता अने समयमर्यादा: પરંપરા પ્રમાણે સ્થાનાંગના ઉપદેષ્ટા ભગવાન મહાવીર છે, એ વસ્તુ 'सुय मे आउसं तेणं भगवता एवमक्खायं' આ વાક્યથી ગ્રન્થના પ્રારંભે જ સૂચિત કરવામાં આવી છે. ગ્રન્થનો અર્થતઃ ઉપદેશ ભગવાનનો છતાં શબ્દતઃ રચના કોની છે એ બાબત મૂળ ગ્રન્થમાં કશું જ કહેવામાં નથી આવ્યું. પણ પરંપરાને આધારે ટીકાકાર વ્યાખ્યામાં કહે છે કે, સુધર્મા નામના પાંચમા ગણધરે જંબૂ નામના પોતાના શિષ્યને ઉદ્દેશીને આનું પ્રતિપાદન કર્યું છે. આનો અર્થ શું? શું આપણે એમ સમજવું કે સ્વયં સુધર્માએ આ ગ્રન્થની રચના કરી? સામાન્ય રીતે એમ મનાય છે કે, અંગ-ગ્રન્થોનું સંકલન ગણધરો કરે છે; અને ઉપલબ્ધ અંગગ્રન્થોના સંકલન-કર્તા સુધર્મા સ્વામી છે. પ્રસ્તુત ગ્રન્થના સંકલનકર્તા સુધર્માને માની લઈએ તો પણ તેમણે જે રૂપે તેનું સંકલન કર્યું હશે તે જ અક્ષુણ્ણ રૂપે આપણી સામે એ ગ્રન્થ છે, એમ તો કહી શકાય તેમ નથી. આ ગ્રન્થની રચના જ એવી છે કે તેમાં સમયે સમયે ઉમેરણ થઈ

શકે છે; કારણ કે પ્રથમની એક વસ્તુને તેના પછીની કહેલ બીજી વસ્તુ સાથે કોઈ સંબંધ નથી. સંબંધ હોય તો માત્ર સંખ્યાનો છે. એટલે સંખ્યાને ધ્યાનમાં લઈને જે નવી વસ્તુ જ્યાં ઉમેરવી હોય તે ત્યાં ઉમેરી શકાય છે. ગ્રન્થના આંતરિક અધ્યયનથી એમ સિદ્ધ પણ કરી શકાય છે કે, આમાં સમયે સમયે ઉમેરણ થયું છે. તેનો નિશ્ચિત પુરાવો આ ગ્રન્થમાં આવતો સાત નિહ્નવોનો ઉલ્લેખ છે. (પૃ૦ ૨૬૬). સાતમો અબદ્ધિક નિહ્નવ ભગવાન મહાવીરના નિર્વાણ પછી[1] ૫૮૪ વર્ષે થયો છે. અને તેનો ઉલ્લેખ આમાં હોવાથી એમ તો નિશ્ચિતપણે કહી શકાય છે કે ઉક્ત વર્ષ સુધી આની સંકલનામાં યત્રતત્ર નવું ઉમેરણ થયું છે. અન્યત્ર આવતો બોટિક નિહ્નવનો ઉલ્લેખ આમાં નથી. બોટિક નિહ્નવનો સમય વીરનિર્વાણ પછી ૬૦૯ વર્ષ છે. આથી એમ કહી શકાય કે આમાં છેલ્લો ઉમેરો ૫૮૪ વી૦ નિ૦ સુધી જ થયો છે; ત્યાર પછી નહિ. વીરનિર્વાણ ૯૮૦ અગર ૯૯૩ માં થયેલી વાલભીવાચનાના સમયે પણ આ ગ્રન્થમાં પરિવર્તન થયું હોય એમ જણાતું નથી. જો થયું હોત, તો આ ગ્રન્થની શૈલી પ્રમાણે આઠમા સ્થાનમાં આઠ નિહ્નવોનો ઉલ્લેખ આવી ગયો હોત; એટલું જ નહિ પણ આમાં આવતો અંગગ્રન્થો અને તેમનાં અધ્યયનોનો પરિચય પણ બદલાઈ ગયો હોત.[2] આ ઉપરથી એક એ વસ્તુ પણ નિશ્ચિત થાય છે કે, વાલભીવાચના સમયે વ્યવસ્થા ગમે તે પ્રકારની કરવામાં આવી હોય, પણ તે સમયે ઉપલબ્ધ ગ્રન્થોની વસ્તુમાં ઉમેરણ કે ઘટાડો કરવામાં નથી આવ્યો. જો તેમ કર્યું હોત તો આ સ્થાનાંગમાંથી ઘણાં જ સૂત્રો ઓછાં કરવાં પડત અને ઘણાં નવાં ઉમેરવાં પડત. એટલે વાલભીવાચનાના સંસ્કરણકર્તાએ સંકલનામાં પૂરી પ્રામાણિકતા જાળવી છે, પોતાના તરફથી નવી વસ્તુ ઉમેરી નથી તેમ તેમને ન સમજાતી કે અણગમતી વસ્તુની ધાલમેલ તેમણે નથી

---

૧. પૃ૦ ૩૨૮ માં ૫૪૪ છપાયું છે તે મુદ્રણદોષ છે; ત્યાં ૫૮૪ જોઈએ.

૨. જુઓ પૃ૦ ૨૩૧–૨૬૩ અને તેમાં આવતાં ટિપ્પણો.

કરી, એમ માનવું રહ્યું. એટલું જ નહિ, પણ પરસ્પર વિસંગતિઓને ટાળવાનો પ્રયત્ન પણ તેમણે નથી કર્યો એટલું જ તેમણે કર્યું છે કે તેમની સમક્ષ જે કાંઈ ઉપસ્થિત હતું તેને તેમણે વ્યવસ્થિત કર્યું. આ બધી વસ્તુ ધ્યાનમાં લઈએ તો એમ કહી શકાય કે, આ ગ્રન્થની મૂળ સંકલના ગમે તેટલી જૂની હોય અને અંતિમ સંસ્કરણ વાલભી વાચનામાં થયું એમ મનાય છતાં આંતરિક પ્રમાણોને આધારે આની અંતિમ સંકલના વીર નિર્વાણ સંવત ૫૮૪ માં થઈ; અગર તો આ ગ્રન્થ જે રૂપે અત્યારે મળે છે તેનું તેવું રૂપ તેને વીરનિર્વાણ સંવત ૫૮૪ માં મળ્યું. આનો અર્થ એટલો જ સમજવો જોઈએ કે તેમાં ૫૮૪ વી૦ નિ૦ પછી કશો જ ફેરફાર થયો નથી. તેની પ્રાથમિક સંકલના સુધર્મા સ્વામીએ કરી એ પરંપરાને ટીકાકાર નોંધે છે અને તેને અપ્રમાણિક માનવાને કશું જ કારણ નથી. અને તેમની મૂળ સંકલનામાં સમયે સમયે ઉમેરણ થઈને તેનુ અંતિમરૂપ વી૦ નિ૦ સંવત ૫૮૪ આસપાસ નિર્મિત થયુ.

ગ્રન્થની શૈલી : સમવાયાંગમાં (સૂ૦ ૧૩૮) બાર અંગનો પરિચય આપવામાં આવ્યો છે. તેમાં સ્થાનાંગનો જે પરિચય છે તે પ્રસ્તુત પુસ્તકમાં સંગૃહીત છે જ (પૃ૦ ૨૩૫); એટલે તે આખો અહી ઉતારવાની આવશ્યકતા નથી. તેમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે, 'તેમાં એકવિધ, દ્વિવિધ યાવત્ દશવિધ જીવ અને પુદ્ગલોનું વર્ણન છે અને લોકસ્થિતિનુ પણ વર્ણન છે.' સમવાયાંગે સૂચવેલ શૈલી પ્રસ્તુત અંગગ્રન્થમાં આદિથી અંત સુધી બરાબર જળવાઈ રહી છે એટલે કે સંખ્યાના ક્રમે એકથી દશવિધ વસ્તુઓને આમાં સંગ્રહવામાં આવી છે. આ અંગગ્રન્થમાં દશ અધ્યયનો છે અને તે બધાંને સ્થાન પણ કહેવામાં આવ્યાં છે. એકવિધથી દશવિધ વસ્તુઓનો સંગ્રહ હોવાથી સામાન્ય રીતે આ આખો ગ્રન્થ દશ પ્રકરણોમાં વહેંચાઈ જાય તે સ્વાભાવિક છે. દશ અધ્યયનોમાંથી બીજાના ૪, ત્રીજાના ૪, ચોથાના ૪ અને પાંચમાના ૩ 'ઉદ્દેશ' નામે ઉપવિભાગો કરવામાં

આવ્યા છે. બાકીનાં અધ્યયનોના ઉપવિભાગો નથી. સ્થાનાંગનાં દશે અધ્યયનો મળીને એક શ્રુતસ્કંધ આચારાંગ કે સૂત્રકૃતાંગની જેમ છે, એમ સમવાયાંગમાં કહ્યું છે. એમાં એકાધિક શ્રુતસ્કંધ નથી. સમવાયાંગમાં સ્થાનાંગનાં પદોની સંખ્યા ૭૨૦૦૦ આપી છે; એટલે કે સૂત્રકૃતાંગથી બમણી મુદ્રિત પ્રતિમાં ગ્રન્થાગ્ર ૩૭૦૦ છે એમ જણાવ્યું છે. પદથી શું વિવક્ષિત છે અને જેટલાં પદો સમવાયાંગમાં સ્થાનાંગાંતર્ગત બતાવ્યાં છે તે કેવી રીતે ગણવાં, તે વિષેનું સ્પષ્ટીકરણ સાધનોને અભાવે થઈ શકે તેમ નથી. પણ એટલું તો કહી શકાય છે કે, સમવાયાંગમાં અંગ-ગ્રન્થોનાં પદોની, આચારાંગનાં ૧૮૦૦૦ પદોથી ઉત્તરોત્તર બમણી બમણી સંખ્યા, સમવાયાંગ સુધીની આપવામાં આવી છે, તે વસ્તુ-સ્થિતિનું સામાન્ય સૂચન કરવા પૂરતી પણ સત્ય હશે કે કેમ તે પણ સંદિગ્ધ છે.

સ્મરણ કરવું સરલ થઈ પડે એ દૃષ્ટિએ જેમ જૈન અંગગ્રન્થોમાં સ્થાનાંગ અને સમવાયાંગ જેવા અખંડ ગ્રન્થોની રચના કરવામાં આવી છે, તે જ પ્રમાણે બૌદ્ધત્રિપિટકમાં અંગુત્તર નિકાય અને પુગ્ગલ-પઞ્ઞત્તિની રચના કરવામાં આવી છે. તે બન્નેમાં પણ પ્રસ્તુત જૈન-ગ્રન્થોની જેમ સંખ્યાને મુખ્ય માનીને પ્રતિપાદ્ય વિષયોનું સંકલન કરવામાં આવ્યું છે. અંગુત્તરમાં (અંકોત્તર) એકનિપાત, દુકનિપાત એમ એકાદસકનિપાત એટલે કે એકથી માંડીને અગિયાર સુધીની સંખ્યામાં ક્રમશઃ વસ્તુઓની ગણતરીઓ આપવામાં આવી છે. જ્યારે પુગ્ગલ-પઞ્ઞત્તિમાં એકક-નિદ્દેસથી માંડીને દસક-નિદ્દેસ સુધી સ્થાનાંગની જેમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. સ્થાનાંગ–સમવાયાંગ અને ઉક્ત બન્ને બૌદ્ધ ગ્રન્થોમાં એવી ઘણી બાબતો છે જે સમાન છે. ખાસ કરીને પ્રસ્તુત ગ્રન્થમાં પુરુષ-પરીક્ષાને (પૃ. ૮૧૩) નામે મેં જે ખંડનું સંકલન કર્યું છે, એમાં આવતા વિષયોનું આશ્ચર્ય-જનક સામ્ય છે. અને સહસા એવું અનુમાન થઈ જાય છે કે કોઈ પણ એકે બીજામાંથી લીધું હશે. પુગ્ગલ-પઞ્ઞત્તિ અભિધર્મનો ગ્રન્થ

હોઈ, તેની સંકલના અંગુત્તર કરતાં જૂની ન લેખાય; અને તેમાંની ઘણી બાબતો અંગુત્તર જેવી જ છે. ખાસ કરીને પુરુષની ભંગીઓ સ્થાનાંગ, અંગુત્તર અને પુગ્ગલ-પઞ્ઞત્તિમાં એક સરખી છે. મેં ઉક્ત ખંડનાં ટિપ્પણોમાં તુલના કરી છે એથી અહીં તે વિષે લંબાણ કરવું બિનજરૂરી છે. રચનાપદ્ધતિમાં ઉક્ત જૈન–બૌદ્ધગ્રન્થોમાં જે ભેદ છે તે એ છે કે, જૈન ગ્રન્થો માત્ર ગણતરીઓ જ આપે છે; જ્યારે ઉક્ત બન્ને બૌદ્ધગ્રન્થો તેનું વિવરણ પણ કરે છે. એથી ઘણી એવી બાબતો છે જેનું સ્પષ્ટીકરણ જૈન ગ્રન્થમાં સુલભ નથી, તે બૌદ્ધગ્રન્થો વાંચતાં અત્યંત સ્પષ્ટ બની જાય છે. બંન્ને પરંપરાના ગ્રન્થોનો વિષય શ્રમણ-પરંપરામાં સામાન્ય હોઈ, કોણે કોનામાંથી લીધુ એ કહેવું કઠણ છે. અત્યારે એટલું જ કહી શકાય કે જૈન–બૌદ્ધ પરંપરા આ વિષયમાં સમાન છે અને એકબીજાના વિચારોના પડઘા એકબીજામાં પડીને બન્ને પરંપરા પરિનિષ્ઠિત બની છે.

દીઘનિકાયનું સંગીતિ-પરિયાય-સુત્ત અને દસુત્તરસુત્ત, ખુદ્દકનિકાયનો ખુદ્દકપાઠ (કુમારપઞ્હ) આદિની રચના પણ[1] સંખ્યાને પ્રાધાન્ય આપીને થઈ છે. એટલે એમ માની શકાય કે, બૌદ્ધગ્રન્થોમાં અંગુત્તર અને પુગ્ગલ-પઞ્ઞત્તિની જ એ શૈલી નથી; પણ એવાં અનેક પ્રકરણો છે જેમાં સ્મૃતિસૌકર્યની દૃષ્ટિએ સંખ્યાપ્રધાન રચના કરવામાં આવી છે. મહાભારતના[2] વનપર્વમાં અધ્યાય ૧૩૪માં બંદી અને અષ્ટાવક્ર-નો વાદ છે; તેમાં બન્ને ઉત્તરોત્તર એકથી માંડીને તેર સુધીની ગણનામાં આવતી વસ્તુઓનું પરિગણન કરે છે આ ઉપરથી જણાય છે કે, પ્રાચીન કાળમાં સ્મૃતિસૌકર્યની દૃષ્ટિએ સંખ્યાપ્રધાન રચનાઓ રચાતી હતી.

જૈન ગ્રન્થોમાં પણ સ્થાનાંગ–સમવાયાંગ સિવાયના ગ્રન્થોમાં પણ કેટલાંક પ્રકરણોમાં આવી સંખ્યાપ્રધાન રચનાને અપનાવવામાં

૧. 'પાલિસાહિત્ય કા ઇતિહાસ'—ઉપાધ્યાય, પૃ૦ ૧૭૯.

૨. 'હિસ્ટ્રી ઓફ્ ઇન્ડિયન લૉજિક'—પૃ૦ ૧૩.

આવી છે. જેમકે, ઉત્તરાધ્યયનનું ૩૧મું અધ્યયન 'ચારિત્રવિધિ' નામનું છે; તેમાં એકથી માંડીને ૩૩ સુધીની સંખ્યામાં વસ્તુઓનું પરિગણન કરવામાં આવ્યું છે. ભગવાન મહાવીરના ઉપદેશવિધિમાં આવી પ્રક્રિયાને પણ સ્થાન હતું તે આ જ ગ્રન્થમાં આવેલ વિમલવાહન નામના ભાવી તીર્થંકર (પૃ. ૭૨૭) ના ચરિત્ર ઉપરથી સિદ્ધ થાય છે. અને એથી એ પણ સિદ્ધ થાય છે કે, ઉત્તરાધ્યયનમાં આવેલ સંખ્યા ૧ થી ૩૩ ની બાબતો અને વિમલવાહનના ચરિત્રમાં જણાવેલ ભગવાન મહાવીરના ઉપદેશની તે જ બાબતો સમાન છે; એટલે એમ નિઃશંક કહી શકાય કે ભગવાનના ઉપદેશને સંખ્યાની દૃષ્ટિએ સાંકળવાની પ્રવૃત્તિ બહુ જ જૂના કાળથી પ્રચલિત છે. તેનું જ બૃહદ્રૂપ સ્થાનાંગ અને સમવાયાંગમાં જોવા મળે છે.

સ્થાનાગમા परिवृद्धि : આ ગ્રન્થની પદ્ધતિ જાણ્યા પછી એ જાણવું બહુ સરલ થઈ પડે છે કે આમાં સમયે સમયે કેવી જાતના ઉમેરા થયા છે. જે ઉમેરા સંખ્યાની દૃષ્ટિએ થયા છે છતાં જેનો સંબંધ ઇતિહાસ સાથે પણ છે, તેવા ઉમેરાને તો તારવી શકાય છે અને એમને વિષે એમ કહેવાની શક્યતા છે કે અમુક સૂત્ર પાછળથી ઉમેરાયું જ હશે. આમાં નિહ્નવ જેવાં સૂત્રોનો સમાવેશ (પૃ૦ ૨૬૬) થાય છે. પણ જે સંખ્યાબદ્ધ સૂત્રોમાં ઇતિહાસ અથવા સમયની કોઈ સૂચના નથી, તે પાછળથી ઉમેરાયાં હોય છતાં આપણી સામે તેવાં સૂત્રો જુદાં તારવવાનુ સાધન નથી.

પણ આ ગ્રન્થમાં એવાં ઘણાં સૂત્રો છે જે સમગ્ર ગ્રન્થની પદ્ધતિથી જુદાં પડે છે. તેમને વિષે નિશ્ચિતરૂપે કહી શકાય એમ છે કે, એ સૂત્રો આ ગ્રન્થની પદ્ધતિને અનુરૂપ નથી અને ગમે ત્યારે પણ પાછળથી પ્રવિષ્ટ થઈ ગયાં છે.

સ્થાનાંગમાં ભાવી તીર્થંકર વિમલવાહનનું વિસ્તૃત જીવનચરિત્ર આવે છે (પૃ૦ ૭૨૭). તે નિશ્ચિતરૂપે પાછળથી જ ઉમેરાયું છે તેમાં શંકાને સ્થાન નથી. સંપૂર્ણ ગ્રન્થની પદ્ધતિ એવી છે કે કશા પણ

વિવરણ વિના માત્ર ગણનાઓ આપી દેવી. પણ આમાં તો પ્રથમ સૂત્ર ૬૯૧માં જે જીવોએ ભગવાન મહાવીરના શાસનમાં તીર્થંકર નામ ગોત્ર નિષ્પન્ન કર્યું તેવા નવનાં નામ ગણાવ્યાં છે. તેમાં ભાવી તીર્થંકર રાજા શ્રેણિકનું નામ પણ છે. સૂત્ર ૬૯૨માં આગામી ઉત્સર્પિણીમાં ચાતુર્યામ ધર્મનો ઉપદેશ આપીને જે જીવો સિદ્ધ થશે તેવા નવનાં નામ ગણાવ્યાં છે. આમાં શ્રેણિક કે વિમલવાહનનુ નામ નથી. અને ત્યાર પછી સૂત્ર ૬૯૩માં રાજા શ્રેણિકનો જીવ વિમલવાહન તીર્થંકર થઈને શું શું કરશે તે વર્ણવ્યુ છે. આમ આ સૂત્ર અહીં અસંબદ્ધ રીતે ગોઠવી દેવામાં આવ્યું છે એટલું જ નહિ પણ તેની પદ્ધતિ પણ સમગ્ર ગ્રન્થની નિશ્ચિત પદ્ધતિથી જુદી જ પડે છે. તેમાં માત્ર વિમલવાહનનું ચરિત્ર વર્ણવ્યું છે જે સમગ્ર ગ્રન્થથી જુદું તરી આવે છે. તેને પ્રસ્તુત નવની સંખ્યા સાથે કશો જ સંબંધ નથી. આથી એમ કહી શકાય કે વિમલવાહનનું ચરિત્ર ગમે ત્યારે પણ કોઈએ સ્થાનાંગમાં ગોઠવી દીધું છે; તે પ્રાથમિક સંકલનાનું નથી.

આ જ પ્રમાણે સૂત્ર ૬૦૭માં (પૃ૦ ૬૪૬) નંદીશ્વરદ્વીપના અંચનક પર્વતોનું વર્ણન આપવામાં આવ્યુ છે. તે જોતાં પણ એમ લાગે છે કે સંખ્યા ચારના ક્રમમાં ચાર અંચનક પર્વતોનાં નામ આવે તેમાં કશું જ અયોગ્ય નથી. પણ અહીં તો તે પર્વતોનુ વિસ્તૃત વર્ણન પણ છે. તે બતાવે છે કે એ વર્ણનનો ભાગ તો નિશ્ચિતરૂપે પાછળથી જ ઉમેરાયો છે.

આ જ વસ્તુ સૂત્ર ૧૩૫ (પૃ૦ ૮) જેમાં ત્રણનો પ્રત્યુપકાર દુષ્કર છે તે બતાવવામાં આવ્યું છે, તેને પણ લાગુ પડે છે. તેમાં પણ માત્ર ગણતરી નથી પણ વિવરણ છે. આને મળતાં બીજાં સૂત્રો પણ છે જેમને વિષે નિશ્ચિતપણે કહી શકાય તેમ છે કે તે બધાનુ વિવરણ પાછળથી જ ઉમેરાયું છે. જેમકે સુખશય્યા (પૃ૦ ૨૯), દુ:ખશય્યા (પૃ૦ ૩૦), મોહનીય સ્થાનો (પૃ૦ ૬૪), માયાવી (પૃ૦ ૧૩૭), વિભંગજ્ઞાન (પૃ૦ ૨૬૯) આદિ.

બળદેવ-વાસુદેવનું વર્ણન (પૃ૦ ૭૫૪) પણ પાછળથી જ ઉમેરાયું હોય તેમ તેનું વિવરણ જોનારને લાગશે જ.

વળી સ્વરમંડલ પ્રકરણ (પૃ૦ ૮૭૯)ના અંતમાં 'આમ આ સ્વરમંડલ પૂરું થયુ' એમ કહેવામાં આવ્યું છે તે સૂચવે છે કે એ આખું પ્રકરણ જ આમાં પાછળથી ગોઠવી દેવામાં આવ્યુ છે. ટિપ્પણમાં જણાવ્યા પ્રમાણે એ આખું પ્રકરણ અનુયોગદ્વારમાં પણ છે. પણ વસ્તુતઃ એ સ્વતંત્ર નાનો પ્રકરણગ્રન્થ હશે અગર કોઈ બીજા મોટા ગ્રન્થનું એક સ્વતંત્ર પ્રકરણ માત્ર હશે. તેને એમ ને એમ આમાં સંપૂર્ણ ભાવે ગોઠવી દેવામાં આવ્યુ હશે.

તૃતીયસ્થાનના બીજા ઉદ્દેશને અંતે સૂત્ર ૧૬૬–૧૬૭ છે તેમાં ગૌતમાદિ શ્રમણો અને ભગવાન મહાવીર વચ્ચેનો સંવાદ આવે છે. આ પણ સમગ્ર ગ્રન્થની શૈલીની દૃષ્ટિએ મેળ વિનાનુ છે અને નિશ્ચિતરૂપે પાછળથી ઉમેરાયું છે. ટીકાકાર એ સૂત્રોની તૃતીય સ્થાનમાં સંગતિ ઘટાવે છે, તે લૂલો બચાવ જણાય છે. (પૃ૦ ૨૯, ૧૬૭)

विभाजननी खामी : આ ગ્રન્થ મુખ્યત્વે વિભાગપરક છે. એટલે કે પ્રતિપાદ્ય વિષયોના ભેદોની ગણતરી આમાં આપવામાં આવી છે. સામાન્ય રીતે એ ભેદો અગર વિભાગો તે તે વસ્તુને સંપૂર્ણ રીતે આવરી લે છે; પણ એવાં પણ કેટલાંક સ્થાનો છે જ્યાં વિભાગીકરણ ખામી ભરેલું જણાય છે. વસ્તુના ભેદોમાં કાંતો બધા ભેદોની ગણતરી નથી કરી અથવા તો અનાવશ્યક વિસ્તાર, નિશ્ચિત વિભાજક તત્ત્વનો આશ્રય લીધા વિના કરવામાં આવ્યો છે. આવાં કેટલાંક સ્થળો માટે જુઓ પૃ૦ ૧૯૮, ૩૪૫, ૩૪૬, ૩૪૭, ૩૮૪, ૩૯૯, ૫૭૩ આદિનાં ટિપ્પણો.

बीजा ग्रन्थो साथे सबंध : આ ગ્રન્થ કોઈ એક નિશ્ચિત વિષયનો નહિ હોવાથી આને સંગ્રહગ્રન્થ જ કહેવો જોઈએ. ભગવાનના ઉપદેશની વસ્તુઓને આમાં લેવામાં આવી છે એ ખરું; પણ પ્રશ્ન એ છે કે તેમના સાક્ષાત્ ઉપદેશનો ભાગ આમાં કેટલો? આનો જવાબ પરંપરા

પ્રમાણે એમ આપી શકાય કે આમાં જે કાંઈ છે તે ભગવાનનો સાક્ષાત્ ઉપદેશ જ છે; કારણ કે આ એક અંગગ્રન્થ છે. પરંતુ અત્યાર સુધીની ચર્ચા ઉપરથી એ વાત ચોક્કસ થઈ છે કે આમાં નવા ઉમેરા પણ થયા છે. એટલે ભગવાનના સાક્ષાત્ ઉપદેશ સિવાયનું પણ આમાં ઘણું છે એમ માનવું જોઈએ.

સ્નાનાંગ સૂત્રમાં સમવાયાંગનું નામ આવે છે (સૂત્ર ૬૭૨). બળદેવ–વાસુદેવના પ્રકરણમાં વિસ્તાર સમવાયાંગમાં જોઈ લેવાનું કહ્યું છે. અર્થાત્ સમવાયાંગમાં એ જ સૂત્ર વિસ્તૃત રૂપે હોવાથી અહીં વિસ્તાર નથી કર્યો.

ભગવતીના નામ વિના પણ એવાં ઘણાં સૂત્રો આમાં છે જેમનો સંબંધ શબ્દશઃ ભગવતીનાં તે તે સૂત્રો સાથે છે. જેમકે પૃ૦ ૭૯, ૨૦૧, ૨૦૨ આદિમાં આવેલ તે તે સૂત્રો ભગવતીમાં પણ છે. ભગવતી પણ એક સંગ્રહગ્રંથ છે એટલે એ કહેવું કઠણ છે કે મૂળ વસ્તુઓ કયા ગ્રન્થમાં સંગ્રહીત થઈ. પણ સામાન્યપણે કહી શકાય છે કે, ભગવતીમાં પ્રત્યેક ઉદ્દેશના પ્રારંભમાં વિષયસૂચીનો સંગ્રહ કરતી ગાથાઓ આપવામાં આવી છે એટલે તેમાં નવું ઉમેરવાનો અવકાશ ઓછો છે; જ્યારે સ્થાનાંગમાં નવા ઉમેરણને રોકે એવું કોઈ તત્ત્વ નથી. એટલે સંભવ એવો છે કે ભગવતીની તે તે વસ્તુઓ સ્થાનાંગમાં સંગૃહીત કરવામાં આવી છે. સાધુસંઘના આચારને લગતાં ઘણાં સૂત્રો સ્થાનાંગમાં એવાં છે જે શબ્દશઃ બીજાં જૈનાચારપ્રતિપાદક આગમોમાં ઉપલબ્ધ થાય છે. ખાસ કરી વ્યવહારસૂત્ર (પૃ૦ ૭૭૧, ૭૭૪, ૭૭૫ આદિ), બૃહત્કલ્પસૂત્ર (પૃ૦ ૭૭૮, ૭૮૨, ૭૮૩, ૭૮૪ આદિ), દશાશ્રુતસ્કંધ (પૃ૦ ૭૮૬), નિશીથ (પૃ૦ ૭૮૦) આદિનાં કેટલાંક સૂત્રો શબ્દશઃ આમાં લેવામાં આવ્યાં છે. એમ માનવાને કારણ એ છે કે તે તે સૂત્રો તે તે ગ્રન્થમાં સુવ્યવસ્થિત છે, જ્યારે સ્થાનાંગમાં તો તેમનો સંગ્રહ માત્ર સંખ્યાને ધ્યાનમાં લઈને કરવામાં આવ્યો છે.

આવશ્યકનિર્યુક્તિમાં આવતી કેટલીક ગાથાઓ સ્થાનાંગમાં પણ જોવા મળે છે (પૃ૦ ૭૫૫ આદિ). પરંતુ તે ગાથાઓ આવશ્યક-નિર્યુક્તિમાંથી આમાં લેવામાં આવી છે એમ માનવાને બદલે એમ માનવું વધારે સંગત છે કે અન્યત્ર પ્રસિદ્ધ તેવી ગાથાઓનો સંગ્રહ આવશ્યકનિર્યુક્તિ અને સ્થાનાંગ બન્નેમાં થયો છે. આવશ્યકનિર્યુક્તિની બધી ગાથાઓ આચાર્ય ભદ્રબાહુએ જ રચી હોય એવો સંભવ ઓછો છે. પ્રાચીન પરંપરામાંથી ઘણી ગાથાઓ તેમણે એમ ને એમ લઈને પોતાની નિર્યુક્તિમાં સંગૃહીત કરી દીધી હોય એવો સંભવ વધારે છે. અને એથી જ મૂલાચાર અને આવશ્યકનિર્યુક્તિમાં ઘણી ગાથાઓમાં સામ્ય આપણે જોઈ શકીએ છીએ.

સ્થાનાંગમાં પ્રતિપાદિત એકેક વિષયનું મૂલ સ્થાન શોધવું આવશ્યક છે; એટલું જ નહિ પણ અન્ય આગમોમાં પણ ક્યાં ક્યાં તે તે વિષયો આવે છે તેની શોધ પણ કરવી આવશ્યક છે. અન્ય આગમો-માં આવતા સરખા વિષયોની સૂચના સહજભાવે શક્ય હતી તે મેં ટિપ્પણોમાં આપી છે, પણ તે અધૂરી જ છે. આને માટે આચાર્ય શ્રી આત્મારામજીના તત્ત્વાર્થ-જૈનાગમ-સમન્વયની શૈલીથી સ્થાનાંગ–સમવાયાંગ-જૈનાગમ-સમન્વય જેવા એક સ્વતંત્ર ગ્રન્થની આવશ્યકતા છે જ. અને તે કાર્ય ઉક્ત આચાર્યશ્રી બહુ સુંદર રીતે પાર પાડી શકે તેમ છે. એ ઉપરાંત જૈનેતર ગ્રંથોમાં પણ તે તે વિષયની શોધ કરવી આવશ્યક છે. મેં બૌદ્ધ મૂળ ત્રિપિટકમાં આવતા કેટલાક સમાન વિષ-યોની સૂચના ટિપ્પણોમાં આપી છે; પણ તે પણ અધૂરી જ છે. તેને પણ પૂરી કરવામાં બૌદ્ધ અટ્ઠકથાઓની તુલના કરવી આવશ્યક છે; અને વૈદિકવાઙ્મયની તુલના પણ જરૂરી છે. આ મહાકાર્ય જો થાય, તો જૈન, બૌદ્ધ અને વૈદિક પરંપરામાં સાંસ્કૃતિક ઐક્ય કેટલા મોટા પ્રમાણમાં છે, તે આપણી સામે બહુ જ સુંદર રીતે ઉપસ્થિત થાય એમ છે.

## ૩. સમવાયાંગનો પરિચય

સકલનકર્તા અને સમયમર્યાદા : સ્થાનાંગની જેમ આમાં પણ 'સુયં મે આઉસંતેણુ ભગવયા એવમક્ખાયં' છે એટલે આ પણ પરંપરા પ્રમાણે સુધર્માની સંકલનાન્તર્ગત મનાય છે. પણ આમાં પણ ઉમેરણ થયું છે એટલે અત્યારે જે રૂપમાં છે તે રૂપે તે સંપૂર્ણ સુધર્માની કૃતિ છે એમ કહી શકાય નહિ. પણ આમાં સાતની ગણતરીમાં નિહ્નવનો ઉલ્લેખ નથી એને જો સૂચક માનીએ, તો એમ કહી શકાય કે આમાં સ્થાનાંગની જેમ લાંબા કાળ પર્યંત ઉમેરણ થયુ નથી. વળી આમાં આવતી આગમોની હકીકતોમાં વિદ્યમાન આગમો સાથે ક્યાંક ક્યાંક મેળ નથી ખાતો — તેથી પણ એમ કહી શકાય કે આમાં વાલભીવાચના સમયે નવી વસ્તુ ઉમેરવામાં નથી આવી. પણ આમાં આહારપદ, અવધિપદ (પ્રજ્ઞાપના) અને કલ્પનો નામત: ઉલ્લેખ છે. એ ઉપરથી કલ્પના કર્તા ભદ્રબાહુ અને પ્રજ્ઞાપનાના કર્તા શ્યામાચાર્ય-ના સમય સુધી આમાં ઉમેરણ થયું છે એમ નિશ્ચિતરૂપે કહી શકાય. આચાર્ય ભદ્રબાહુ વીરનિર્વાણ પછી ૧૭૦ વર્ષે સ્વર્ગસ્થ થયા છે. અને આર્યશ્યામ વીરનિર્વાણ ૩૩૫–૩૭૬ સુધી યુગપ્રધાન હતા, એ જ કાળની રચના પ્રજ્ઞાપના હોઈ શકે; એટલે સામાન્ય રીતે વીરનિર્વાણ ૪૦૦ સુધીમાં સમવાયાંગને વિદ્યમાનરૂપ પ્રાપ્ત થયું હોય એમ માનીએ તો તેમાં અસંગતિનો સંભવ નથી.

સમવાયાંગની શૈલી : સમવાયાંગમાં સમવાયાંગનો જે પરિચય આપ્યો છે, તે પ્રસ્તુત ગ્રન્થમાં આપવામાં આવ્યો છે (પૃ૦ ૨૩૫). એ ઉપરથી સ્પષ્ટ છે કે આની શૈલી પણ સ્થાનાંગ જેમ સંખ્યાપ્રધાન છે. ભેદ એ છે કે સ્થાનાંગ દશ અધ્યયનોમાં વિભક્ત છે; જ્યારે સમવાયાંગમાં માત્ર એક જ અધ્યયન છે. અને તે સમગ્ર ગ્રન્થ એક શ્રુતસ્કંધ રૂપે છે. સ્થાનાંગ એકવિધથી માંડી દશવિધ પદાર્થોનુ વર્ણન કરે છે; જ્યારે આમાં એ ક્રમ આગળ પણ લંબાવવામાં આવ્યો છે મૂળ પાઠમાં સ્થાનશતની સૂચના છે (સૂત્ર ૧૩૯), એ ઉપરથી જણાય છે

કે એકથી માંડીને સોની સંખ્યા સુધીની ગણના આમાં આપવામાં આવી છે.

જ્યાં એકની ગણના આપવામાં આવી છે, ત્યાં એકની સાથે એક લાખ, એક પલ્ય કે એક સાગર એ બધાને પણ, તે સૌમાં એકની સંખ્યા સામાન્ય હોવાથી ગણી લેવામાં આવ્યાં છે. આ જ પ્રમાણે આગળ દ્વિવિધ વગેરેમાં પણ છે. એટલે શતસ્થાનનો અર્થ માત્ર શત–સો લેવાનો નથી પણ શતનો ગુણાકાર થઈને જે સંખ્યા આવે તે પણ તેમાં આવી જાય છે. પરિણામે એક સાગરોપમ કોડાકોડી અર્થાત્ ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ (=એક કરોડ×એક કરોડ) સંખ્યા પણ તેમાં સમાવિષ્ટ થઈ જાય છે.

એકથી માંડીને સો સુધીની સંખ્યા તો ક્રમશઃ આપવામાં આવી છે પણ સો પછી ૫૦૦ સુધીની સંખ્યા ૫૦–૫૦ ઉમેરીને છે. એટલે કે ૧૦૦ પછી ૧૦૧ નહિ પણ ૧૫૦–૨૦૦–૨૫૦ ઇત્યાદિ ક્રમે કરી ૫૦૦ સુધી છે. ત્યાર પછી ૧૦૦નો વધારો છે એટલે કે ૫૦૦, ૬૦૦, ૭૦૦ આદિ. તેમ ૧૧૦૦ સુધી ચાલે છે. પછી ૨૦૦૦ આપવામાં આવ્યા છે. ત્યાર પછી હજાર–હજારની વૃદ્ધિ કરી ૩૦૦૦, ૪૦૦૦ આદિથી કરીને દશ હજાર સુધી ક્રમે છે. દશ હજાર (૧૦૦૦૦) પછી એક લાખ (૧૦૦૦૦૦), બે લાખ, ૩ લાખ, ચાર લાખ, પાંચ લાખ એમ ક્રમે ૯ લાખ સુધી ગણતરી છે. નવ લાખ પછી અચાનક નવ હજાર (કાંઈક અધિક સહિત) આવે છે, જે અસ્થાને છે. ટીકાકારને પણ આમાં સૂત્રની વિચિત્ર ગતિ અથવા લેખકદોષ જણાયો છે. પછી દશ લાખ, એક કરોડ અને એક કોડાકોડી છે. અહીં સંખ્યાબદ્ધ સૂત્રોની સમાપ્તિ છે.

ખરી રીતે સમવાયાંગ ગ્રન્થ ત્યાં જ સમાપ્ત થવો જોઈતો હતો. પણ તેમાં ત્યાર પછી દ્વાદશાંગનો પરિચય આપવામાં આવ્યો છે. જે નિશ્ચિતરૂપે પાછળથી ઉમેરાયો હોવો જોઈએ. બાર અંગના પરિચય પછી જીવ અને અજીવનું વ્યવસ્થિત નિરૂપણ પ્રજ્ઞાપનાના વિવિધ પદોને

આધારે આપવામાં આવ્યું છે. પ્રજ્ઞાપનાના અવધિપદનો ઉલ્લેખ પણ છે. ત્યાર પછી કલ્પને આધારે સમવસરણનું વર્ણન સમજી લેવાનું કહ્યું છે. અને પછી કુલકરાદિ, તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ વાસુદેવ, ગણધર આદિ આ અવસર્પિણી અને આગામી અવસર્પિણીના મહા-પુરુષો સંબંધી હકીકતો આપવામાં આવી છે. આ પ્રકરણ પણ કોઈ સ્વતંત્ર પ્રકરણ જણાય છે જે પાછળથી આમાં ઉમેરાયું છે. કારણ કે, એ પ્રકરણને અંતે इच्चेय एवमाहिज्जति त ́जहा कुलगरवंसेइ य एवंतित्थयर वंसेइ य" ઇત્યાદિ ઉપસંહાર આપવામાં આવ્યો છે.

પ્રજ્ઞાપનામાંથી જે ભાગ છે અથવા તો જે ભાગનો સંબંધ પ્રજ્ઞાપના સાથે છે, તેમાં ભગવાન અને ગૌતમનો સંવાદ છે. અન્યત્ર માત્ર ગણતરીઓ આપવામાં આવી છે.

સ્થાનાંગ અને સમવાયાંગની ઘણી બાબતો સમાન હોઈ, સ્થાનાંગ વિષેની વિચારણામાં સમવાયાંગને લગતું પણ ઘણું કહેવાઈ ગયું છે; તેથી તેનું પુનરાવર્તન અહીં જરૂરી નથી.

## ૪. વિષયપરિચય

સ્થાનાંગ–સમવાયાંગના વિષયો સમાન હોવાથી તે બંનેના વિષયનો પરિચય એકસાથે જ આપી દેવો યોગ્ય છે. પ્રસ્તુત અનુવાદમાં મેં વિષયોને સાત ખંડમાં વહેંચી નાખ્યા છે. તે આ પ્રમાણે — ૧. મોક્ષમાર્ગ, ૨. તત્ત્વજ્ઞાન, ૩. ગણિતાનુયોગ, ૪. મહાપુરુષો, ૫. સંઘવ્યવસ્થા, ૬. પુરુષપરીક્ષા અને ૭. વિવિધ.

પ્રથમ ખંડમાં જીવ અને અજીવના વિવરણને લગતી હકીકતો છોડી દઈને નવતત્ત્વ વિચારણામાં સામાન્ય રીતે જે સમાઈ શકે એવા બધા વિષયોનો સંગ્રહ કર્યો છે. જીવ સત્સંગને પ્રાપ્ત કરીને મોક્ષે જાય એ દરમિયાનની સમસ્ત સાધનાને લગતી હકીકતો તારવીને આ ખંડનુ નામ મોક્ષમાર્ગ રાખ્યું છે.

બીજા ખંડમાં દ્રવ્યાનુયોગને લગતી હકીકતો આપવામાં આવી છે તેથી તેનું નામ તત્ત્વજ્ઞાન રાખવામાં આવ્યુ છે આમાં જીવ અને

અજીવ વિષેની બધી હકીકતો સંકલિત કરવામાં આવી છે. દેવ અને દેવલોક તથા નરક અને નારકોની હકીકતો પણ આમાં સમાવિષ્ટ કરી દીધી છે:

ખંડ ત્રીજો ગણિતાનુયોગ અથવા ભૂગોળને નામે છે. તેમાં લોક-અલોક અને લોકમાં સમાવિષ્ટ દ્વીપ–સમુદ્રો–નદીઓ વગેરેને લગતી હકીકતો હોવાથી અને પરંપરામાં ગણિતાનુયોગના નામે આ વિભાગ ઓળખાતો હોવાથી આનું નામ ગણિતાનુયોગ રાખ્યું છે.

ખંડ ચોથામાં કુલકરો, તીર્થંકરો, ચક્રવર્તીઓ, બળદેવો, વાસુદેવો, આદિ મહાપુરુષોની હકીકતોનો સંગ્રહ હોવાથી આ ખંડનું યથાર્થનામ મહાપુરુષો રાખવામાં આવ્યું છે. પરંપરામાન્ય નામ શલાકાપુરુષો છે. પણ આમાં શલાકાપુરુષો સિવાયના પણ કેટલાક મહાપુરુષો જેવા કે ગણધર વગેરેની પણ હકીકતો હોઈ, આ ખંડને શલાકાપુરુષો એવું નામ આપ્યું નથી.

ખંડ પાંચમામાં ચતુર્વિધસંઘને લગતી પણ અધિકાંશે સાધુ અને સાધ્વી સંઘને લગતી હકીકતોનો સંગ્રહ છે તેથી તેનું નામ સંઘવ્યવસ્થા આપ્યું છે.

છઠ્ઠો ખંડ પુરુષપરીક્ષાને નામે છે. તેમાં પુરુષ વિષે વિવિધ ભંગીઓ આપવામાં આવી છે. તે ભંગીઓનો મુખ્ય આધાર પુરુષના ગુણ–દોષો છે અને એવા ગુણ–દોષોને આધારે જ આપણે કોઈ પણ પુરુષનુ મૂલ્ય આંકી શકીએ છીએ; તેથી આનું નામ મેં પુરુષપરીક્ષા રાખ્યું છે.

સાતમા ખંડમાં પરચૂરણ વિષયોનો સંગ્રહ હોવાથી તેને વિવિધ એવું નામ આપ્યું છે. આમાં વ્યાકરણ, સંગીત, કળા, વૈદ્યક, દંડનીતિ વગેરે અનેક પ્રકારના રોચક વિષયોનો સમાવેશ છે.

આ પ્રમાણે સમગ્ર ભાવે જોઈએ તો આમાં સંસારનાં લગભગ બધાં જ્ઞેય, હેય અને ઉપાદેય તત્ત્વો વિષે થોડીઘણી હકીકતો આપવામાં

આવી છે; તેથી આ ગ્રન્થનું યથાર્થ નામ વિશ્વકોષ બની શકે છે. વિષય-સૂચિમાં નજર ફેરવીએ તો આ વસ્તુની સહજ પ્રતીતિ થઈ જાય છે.

આ ગ્રન્થની એવી કઈ વિશેષતા છે જે અન્ય જૈન ગ્રન્થમાં નથી? એ તો આપણે જોઈ ગયા છીએ કે આ એક સંગ્રહગ્રન્થ છે; તેથી અન્યત્ર વિષયને મુખ્ય રાખીને નિરૂપાયેલી હકીકતો આમાં સંખ્યાને મુખ્ય માનીને નિરૂપાયેલી છે. એટલે એવી બધી હકીકતો અન્યત્ર જૈન આગમોમાં વિખરાયેલી મળી શકે છે. પણ આ ગ્રન્થમાં પુરુષપરીક્ષા આ નામે જે ખંડ સંકલિત કરવામાં આવ્યો છે, તે સ્થાનાંગમાંથી જ સંકલિત છે. અને એમ કહી શકાય કે સ્થાનાંગાંતર્ગત એ ખંડની હકીકતમાંથી બહુ મોટો ભાગ એવો છે કે જે અન્યત્ર જૈન આગમમાં નહિ મળે. તે વિષય જૈનગ્રંથોમાં માત્ર સ્થાનાંગનો આગવો છે. એટલું જ નહિ પણ આ સમગ્ર ગ્રંથમાં તે ખંડની રોચકતા સર્વોપરી છે. ગણતરીના રણમાં જાણે શીતળ જળની વીરડી જેવું એ પ્રકરણ આપણને ઘડીભર વિવિધ મનોભાવોના ઊંડા રહસ્યમાં વિચરણ કરાવે છે અને આપણા પોતાના મનોભાવોની પરીક્ષા કરવા પ્રેરે છે. એટલું જ નહિ પણ ઉન્નતિના માર્ગે જવા પણ ઉત્સુક બનાવે છે. વાચકોને એમાંથી કાંઈક એવી પ્રેરણા મળશે તો મારો શ્રમ વ્યર્થ નહિ જાય.

તા. ૨૭–૧૧–'૫૪ — દલસુખ માલવણિયા

# ૧

# સત્સંગમહિમા[1]

ગૌતમે ભગવાનને પૂછ્યું: 'ઉચિત સ્વભાવવાળા શ્રમણ-બ્રાહ્મણની પર્યુપાસના–સેવાનું શું ફળ?'

ભગવાને જવાબ આપ્યો: "શાસ્ત્ર-શ્રવણ."

ગૌતમ—'હે ભગવન્, શાસ્ત્ર-શ્રવણનું શું ફળ?'

ભગવાન—"જ્ઞાન."

ગૌતમ—'જ્ઞાનનું ફળ શું?'

ભગવાન—"વિજ્ઞાન, અર્થાત્ સારાસારનો વિવેક."

ગૌતમ—'વિજ્ઞાનનું ફળ શું?'

ભગવાન—"પ્રતિજ્ઞા, અર્થાત્ હિંસાઆદિ પાપકર્મથી નિવૃત્ત થવાનો સંકલ્પ."

ગૌતમ—'પ્રતિજ્ઞાનું શું ફળ?'

ભગવાન—"સંયમ."

ગૌતમ—'સંયમનું શું ફળ?'

ભગવાન—"સંયમથી પાપકર્મ અટકે."

ગૌતમ—'પાપકર્મ અટકે તેથી શું થાય?'

ભગવાન—"તપ થાય."

ગૌતમ—'તપસ્યાનું શું ફળ?'[2]

ભગવાન—"તપસ્યાથી જૂનાં કર્મો હણાય."

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

ગૌતમ—'જૂનાં કર્મો હણાય તેથી શું થાય?'

ભગવાન—"મન-વચન-કાયના વ્યાપારો બંધ પડે."

ગૌતમ—'વ્યાપારો બંધ થવાથી શું થાય?'

ભગવાન—"આત્માનુ નિર્વાણ, અર્થાત્ કર્મના વિકારોથી આત્માની મુક્તિ."

ગૌતમ—'વિકારથી રહિત થવાથી શું થાય?'

ભગવાન—"આત્મા સિદ્ધ થાય છે"

[–સ્થા૦ ૧૯૦]

## ટિપ્પણ

ટિ૦ ૧ : તુંગિકા નગરીમા પાર્શ્વપરંપરાના સાધુઓ જોડે ત્યાંના શ્રાવકોનો સંયમ અને તપ વિષે વાર્તાલાપ થયો હતો. આ બાબતની ગૌતમને ભાળ લાગી ત્યારે તે સાધુઓના જ્ઞાન વિષે તથા તેમણે કરેલા ખુલાસાની સત્યતા વિષે ગૌતમે ભગવાન મહાવીરને પૂછ્યુ તે પ્રસંગનો આ સંવાદ છે — જુઓ ભગવતી સૂત્ર ૨૦૨, ૭૦૫. આની સાથે ઉત્તરાધ્યનનું ૨૯ મું અધ્યયન સરખાવવા જેવું છે.

આ સંવાદમાં જેમ સત્સંગથી ઉત્તરોત્તર જ્ઞાનવિજ્ઞાન પામી અંતે મોક્ષ-પમાય છે તે બતાવ્યું છે, તેવી જ રીતે બૌદ્ધોમા પ્રતીત્ય સમુત્પાદ નામે મોક્ષ-પ્રતિપત્તિના ક્રમનું વર્ણન છે. જેમકે —અવિદ્યા-સંસ્કાર-વિજ્ઞાન (જાણવાપણુ) નામરૂપ-ષડાયતન (મન અને પાચ જ્ઞાનેંદ્રિયો)—સ્પર્શ (ઇંદ્રિય-વિષય સંયોગ) વેદના (સુખ-દુઃખ-ઉપેક્ષા)-તૃષ્ણા-લોભ (ઉપાદાન)-કર્મ (ભવ)-જન્મ-જરા મરણ શોક વગેરે. આમ, અવિદ્યાના નાશથી ક્રમશઃ જરામરણઆદિ સર્વ દુખોનો નાશ થાય છે. આ જ નિર્વાણ છે,—વિનય૦ પૃ૦ ૭૫.

આને લગભગ મળતો ક્રમ ઉત્તરાધ્યનમાં (૩૨. ૬થી) છે. ત્યાં કહ્યુ છે કે મોહથી તૃષ્ણા અને તૃષ્ણાથી મોહની ઉત્પત્તિ છે. મોહથી કર્મ થાય છે અને કર્મથી રાગ અને દ્વેષ. કર્મ એ જાતિ-મરણનું મૂળ છે. જાતિ-મરણ એ જ દુઃખ છે. આમ મોહનો નાશ કરવાથી દુઃખનો નાશ થાય છે.

આ જ પ્રમાણે ગૌતમમુનિ પ્રણીત ન્યાયદર્શનમાં પણ મિથ્યાજ્ઞાન-દોષ-પ્રવૃત્તિ-જન્મ-દુખ એ ક્રમે તત્ત્વજ્ઞાનથી દુઃખનો નાશ થતાં મોક્ષ પ્રાપ્ત થતો બતાવ્યો છે. ન્યાયદર્શન ૧-૧-૨.

સામાન્યપણે એમ કહી શકાય કે, સર્વ દર્શનમાં બધાં અનિષ્ટોના કારણ રૂપે અજ્ઞાનને મિથ્યાજ્ઞાનને વર્ણવ્યું છે અને સર્વપ્રથમ એ અજ્ઞાનનો જ નાશ કરવા સૌ કોઈ ઉપદેશ આપે છે.

ટિ૦ ૨ઃ આ જ વસ્તુનો 'મહાવીર સિદ્ધાન્ત' તરીકેનો ઉલ્લેખ બૌદ્ધગ્રંથ અંગુત્તર૦માં છે. તેવી નિર્જરાનું સાધન તપ નહિ પણ શીલસંપન્નતા, પ્રાતિમોક્ષ નામના ગ્રંથમાં વર્ણવેલા ભિક્ષુભિક્ષુણીના નિયમોનું આચરણ, આચાર અને ગોચર (ભિક્ષા)ના નિયમોનું પાલન, અને નાનામાં નાના દોષની પણ અવગણના ન કરવી – એવો બૌદ્ધ સિદ્ધાંત ત્યાં વર્ણવવામાં આવ્યો છે.– અંગુત્તર૦ ૩.૭૪.

## ૨

## શ્રવણમહિમા[૧]

### ૧

ધર્મ એ વસ્તુ સ્વીકારવા યોગ્ય છે એમ સાંભળ્યું હોય, અને સમજ્યો હોય, તો આત્મા—

૧. કેવળીએ ઉપદેશેલ ધર્મને સાંભળવા પામે.

૨. સાંભળીને સમ્યક્ત્વ–શ્રદ્ધાને પામે.

૩. શ્રદ્ધાળુ થઈ પ્રવ્રજ્યા લે.

૪. પ્રવ્રજ્યા લઈ બ્રહ્મચર્ય પાળે.

૫. બ્રહ્મચારી થઈ શુદ્ધ સંયમી બને.

૬. શુદ્ધ સંયમવાળો થઈ સંવરવાળો[૨] થાય.

---

૧. પ્રસ્તુત વિષયનો સંકેત ભગવતી સૂત્રમાં છે. જુઓ આ માળાનું 'ભગવતીસાર' પૃ. ૧૬.

૨. જેનાથી આત્મામાં કર્મમળ આવતો બંધ થાય તે તપ ચારિત્ર વગેરે. જુઓ આ માળાનું તત્ત્વાર્થસૂત્ર. પા. ૩૪૫ ઇ૦.

૭. સંવર વડે મતિજ્ઞાનને[1] પામે.
૮. મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાની થાય.
૯. પછી અવધિજ્ઞાની થાય.
૧૦. પછી મનઃપર્યાયજ્ઞાની થાય.
૧૧. અને કેવળજ્ઞાનને પણ પામે.

[–સ્થા૦ ૬૬]

૨

જ્ઞાનાવરણ અને દર્શનમોહનીય કર્મ[2] જે ઉદયમાં આવ્યું હોય (એટલે કે ફળ આપવા લાગ્યું હોય) તેનો ક્ષય, અને જે ઉદયમાં ન આવ્યું હોય તેનો ઉપશમ એમ ક્ષયોપશમ વડે આત્મા—

૧. કેવળીએ ઉપદેશેલ ધર્મને સાંભળવા પામે.
૨. સાંભળીને શ્રદ્ધાળુ થાય.
૩–૧૦. યાવત્[3] મનઃપર્યાયજ્ઞાનવાળો થાય.[4]

[–સ્થા૦ ૯૮]

---

૧. મતિજ્ઞાન વગેરે પાંચ જ્ઞાનો વિષે આગળ વર્ણન આવશે. જુઓ આ માળાનું 'તત્ત્વાર્થસૂત્ર' પૃ. ૨૧ ઇ૦. સ્થૂલ રૂપે કહીએ તો, મતિજ્ઞાન એટલે ઇંદ્રિય-મનની સહાયતાથી થતું જ્ઞાન. શ્રુતજ્ઞાન એટલે શાસ્ત્રજ્ઞાન. અવધિ અને મનઃપર્યાય જ્ઞાન એ બે જ્ઞાનો એક પ્રકારની વિશેષ શક્તિથી પ્રાપ્ત થતા જ્ઞાનો છે, જેમાં ઇંદ્રિયાદિની જરૂર નથી પડતી. કેવળજ્ઞાન એટલે તો શુદ્ધ આત્માને થતુ સર્વવિષયક જ્ઞાન.

૨. જ્ઞાન, જ્ઞાની, અને જ્ઞાનનાં સાધનો પ્રત્યે દ્વેષ, બીજાને જ્ઞાન ન મળે એવું માત્સર્ય, વગેરે દોષોને પરિણામે જ્ઞાનશક્તિ આવૃત થઈ જાય છે. અને જ્ઞાની કે સંતના, શાસ્ત્રના, કે ધર્મના અસત્ય દોષો પ્રગટ કર્યા કરવા વગેરે દોષોથી દર્શન – શ્રદ્ધાની બાબતમા મૂઢતા પ્રાપ્ત થાય છે. એ બધાની વિગત માટે જુઓ આ માળાનુ 'તત્ત્વાર્થસૂત્ર' પૃ૦ ૨૬૮ ઇ૦.

૩. યાવત્ એટલે —થી માંડીને ... સુધી. અર્થાત્ ઉપર આવેલા ૩થી૧૦ સુધી.

૪. અહીં કેવળજ્ઞાન નથી ગણાવ્યુ, કારણ કે તે જ્ઞાનાવરણીય કર્મના સદંતર ક્ષયથી પ્રાપ્ત થાય છે. અહીં તો ક્ષયોપશમથી થતી લબ્ધિનો જ પ્રસંગ છે. વળી સમ્યક્ત્વ અને ચારિત્ર પણ અહીં ક્ષાયોપશમિક જ સમજવાં જોઈએ.

૩

આરંભ[1] અને પરિગ્રહ—આ બેને અનર્થકારી જાણે, તો આત્મા—

૧. કેવળીએ ઉપદેશેલ ધર્મને સાંભળવા પામે.

૨. સમ્યગ્દર્શન પામે.

૩–૧૧ યાવત્ કેવળજ્ઞાનને પામે.

[–સ્થા૰ ૬૫]

તથી ઊલટું જો આરંભ અને પરિગ્રહને અનર્થકારી ન જાણે, તો આત્મા—

૧. કેવળીએ ઉપદેશેલ ધર્મને સાંભળવા ન પામે.

૨. સમ્યગ્દર્શન ન પામે.

૩–૧૧. યાવત્ કેવળજ્ઞાન પણ ન પામે.[2]

[–સ્થા૰ ૬૪]

૪

§ યામ[3] ત્રણ છે—પ્રથમ, મધ્યમ અને અંતિમ.—આ ત્રણે યામમાં આત્મા—

૧. કેવળીએ ઉપદેશેલ ધર્મને સાંભળવા પામે.

૨. શ્રદ્ધાળુ બને.

૩–૧૧. યાવત્ કેવળી થાય.

§ વય ત્રણ છે—પ્રથમ, મધ્યમ અને અંતિમ.—આ ત્રણે વયમાં આત્મા—

---

૧. હિંસાદિ સાવદ્ય અનુષ્ઠાન 'આરંભ' કહેવાય છે.

૨. પ્રસ્તુત વિષયનું સમર્થન સૂત્રકૃતાંગ ૧–૧–૪–૩માં પણ છે. જીવોનો આરંભી તથા પરિગ્રહી અને અનારંભી તથા અપરિગ્રહી એવો વિભાગ ભગવતી સૂત્ર ૫, ૭ માં છે. જૈન ભિક્ષુનું પ્રથમ કર્તવ્ય આરંભ અને પરિગ્રહનો ત્યાગ જ છે

૩. સામાન્ય રીતે દિવસ અને રાતને ચાર ચાર 'યામ' વિભાગમાં વહેંચવામાં આવે છે.

૧ કેવળીએ નિરૂપેલ ધર્મને સાંભળવા પામે.
૨. શ્રદ્ધાળુ થાય.
૩–૧૧. યાવત્ કેવળી થાય.[1]

[–સ્થા૦ ૧૫૫]

૩

## ધર્મ

### ૧. ધર્મમહિમા

હે! આયુષ્યમાન શ્રમણ! આ ત્રણેના ઉપકારનો બદલો વાળવો (પ્રત્યુપકાર) દુષ્કર છે—

(૧) માતા-પિતા; (૨) ભર્તા–સ્વામી; (૩) ધર્માચાર્ય.

૧. કોઈ પુરુષ સદૈવ 'સવારમાં શત-સહસ્ર પાકવાળાં તેલથી પોતાનાં માતા-પિતાનાં શરીરને માલિશ કરી સુગંધી પાણીથી નવરાવે, અને સર્વાલંકારથી તેમને વિભૂષિત કરે, પછી ૧૮ પ્રકારનાં શુદ્ધ ભોજન જમાડે અને જીવનપર્યંત પોતાના ખભા ઉપર ઊંચકી ફેરવે–આટલું કરે છતાં તે પુરુષ માતા-પિતાના ઉપકારનો બદલો વાળી શકતો નથી. તેથી ઊલટું, જો તે તેમને કેવળીએ બતાવેલ ધર્મ સંભળાવે અને તે ધર્મમાં તેમને સ્થિર કરે, તો તેમ કરી તે માતા-પિતાના ઉપકારનો બદલો વાળવા સમર્થ થાય ખરો.[2]

---

૧. કહેવાનું તાત્પર્ય એ છે કે, મનુષ્યની વય કે રાત-દિવસનો કોઈપણ સમય જ્ઞાનપ્રાપ્તિમા બાધક નથી.

૨. લગભગ આ જ શબ્દોમા ભગવાન બુદ્ધે માતાપિતાનો પ્રત્યુપકાર દુર્લભ છે તે વર્ણવ્યુ છે; તથા માતાપિતાને ધર્મમાં સ્થિર કરે તો બદલો વળે ખરો, એ પણ કહ્યુ છે. જુઓ અગુત્તર૦ ૨–૪–૨.

§ બોધ – ધર્મપ્રાપ્તિ બે છે—

૧. જ્ઞાનબોધિ (જીવાદિ તત્ત્વોનુ સમ્યગ્‌જ્ઞાન).

૨. દર્શનબોધિ—સમ્યક્ત્વ (પદાર્થોને યથાર્થરૂપથી જાણવાની રુચિ)

§ તે જ પ્રમાણે બુદ્ધ પણ બે છે—

૧. જ્ઞાનબુદ્ધ; ૨. દર્શનબુદ્ધ.

§ તે જ પ્રમાણે મોહ અને મૂઢ વિષે સમજવું.

[–સ્થા૦ ૧૦૪]

§ બોધિ ત્રણ છે --

૧. જ્ઞાનબોધિ; ૨. દર્શનબોધિ; ૩. ચારિત્રબોધિ.

§ બુદ્ધ પણ ત્રણ છે—

૧. જ્ઞાનબુદ્ધ; ૨. દર્શનબુદ્ધ. ૩. ચારિત્રબુદ્ધ.

§ તે જ પ્રમાણે મોહ અને મૂઢ વિષે સમજવું.

[–સ્થા૦ ૧૫૬]

૧. અરિહન્તનો અવર્ણવાદ,[1] ૨. ધર્મનો અવર્ણવાદ, ૩. આચાર્યોપાધ્યાયનો અવર્ણવાદ, ૪. સંઘનો અવર્ણવાદ અને ૫. દેવોનો અવર્ણવાદ—આ પાંચ[2] અવર્ણવાદ હોય, તો જીવ ધર્મને પામી શકતો નથી.

અને તેથી ઊલટું અરિહંત આદિની પ્રશંસા કરે, તો જીવને ધર્મપ્રાપ્તિ સુલભ બને છે.

[–સ્થા૦ ૪૨૬]

નિઃશીલ, નિર્વ્રત અને પ્રત્યાખ્યાન વિનાના પુરુષના આ ત્રણ બગડે છે—

૧. આ લોક; ૨. પરલોક; ૩. આજાતિ–જન્મ.

---

૧. ખોટી નિંદા. ૨. જુઓ આ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

પણ સુશીલ, વ્રતવાન અને પ્રત્યાખ્યાનવાળા જીવનાં એ ત્રણેય સુધરે છે—

[–સ્થા૦ ૧૬૧]

ધર્મપ્રાપ્તિના ચાર ઉપાય છે —

૧. ક્ષમા; ૨. નિર્લોભતા; ૩. ઋજુતા;[1] ૪. મૃદુતા.

[–સ્થા૦ ૩૭૨]

ધર્મારાધક (સાધક)ને નીચેની પાંચ બાબતો ઉપકારી હોઈ, આલંબનરૂપ છે. —

૧. જીવોના છ વર્ગો[2]; ૨. ગણ (–સમૂહ. એકાંતમાં રહી શરૂઆતમાં ધર્મારાધના મુશ્કેલ હોવાથી); ૩. રાજા (રક્ષા વડે); ૪. ગૃહસ્થ (અન્નવસ્ત્રાદિની મદદ વડે); ૫. શરીર.

[–સ્થા૦ ૪૪૭]

ત્રણને બોધિ દુર્લભ છે—

૧. દુષ્ટને; ૨. મૂઢને; ૩. કુપ્રવચન (કુશાસ્ત્ર)માં આગ્રહીને.

ત્રણને બોધિ સુલભ છે—

૧. અદુષ્ટને; ૨. અમૂઢને; ૩. કુપ્રવચનમાં અનાગ્રહીને.

[–સ્થા૦ ૨૦૩]

બધા જીવોને આ છ સ્થાન[3] સુલભ નથી—

---

૧. વિચાર, વાણી અને વર્તનની એકતા તે આર્જવ.

૨. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ, તથા હાલતા ચાલતા (ત્રસ) જીવો. તેઓ વિવિધ રીતે જીવને ઉપકારક બને છે, એ તો સ્પષ્ટ છે.

૩. સરખાવો ઉત્તરાધ્યયન અ૦ ૩, અને અ૦ ૧૦. એ જ પ્રમાણે મનુષ્યજન્મની દુર્લભતા અને તેમાં પણ ધર્માચરણની દુર્લભતાની વાત બુદ્ધે અંગુત્તર૦ ૧–૧૯ માં લગભગ એ જ રીતે સમજાવી છે. તે ઉપરથી બુદ્ધ તથા મહાવીર બંનેની ધર્માચરણ તરફ રુચિ પેદા કરાવવા માટેની ઉપદેશ શૈલી કેવી એક જેવી જ હતી, તે જણાય છે.

૧. મનુષ્યભવ; ૨. આર્યક્ષેત્રમાં જન્મ; ૩ સુકુલમાં જન્મ; ૪. કેવળીએ ઉપદેશેલ ધર્મનું શ્રવણ; ૫. શ્રુત (શાસ્ત્ર)માં શ્રદ્ધા; ૬. શ્રદ્ધેલા, ગમેલા અને પ્રતીત ધર્મનું સમ્યગ્ આચરણ.

[-સ્થા૦ ૪૮૫]

### ૩. ધર્મના ભેદો

§ ધર્મ બે પ્રકારનો છે—

૧. શ્રુત (શાસ્ત્રને લગતો) ધર્મ (અર્થાત્ સ્વાધ્યાયાદિ).

૨. ચારિત્રધર્મ (આચાર).

§ શ્રુત ધર્મ બે પ્રકારનો છે—

૧. સૂત્ર શ્રુતધર્મ; ૨. અર્થ શ્રુતધર્મ.

[-સ્થા૦ ૭૨]

ધર્મ ત્રણ પ્રકારનો છે—

૧. શ્રુતધર્મ; ૨. ચારિત્રધર્મ; અસ્તિકાય ધર્મ.[1]

[-સ્થા૦ ૧૮૮]

ભગવાને ત્રણ પ્રકારનો ધર્મ કહ્યો છે—

સુઅધીત, સુધ્યાત અને સુતપસ્થિત. ધર્મ જો સુઅધીત (સારી રીતે જાણેલો-ભણેલો) હોય, તો જ સુધ્યાત (સારી રીતે તેના ઉપર મનન-ચિન્તન) થઈ શકે. અને જો ધર્મ સુધ્યાત હોય, તો જ એ ધર્મને તપસ્યાનુષ્ઠાન વડે આચારમાં લાવી શકાય.[2]

[-સ્થા૦ ૨૧૭]

---

૧. જૈન પરિભાષામાં ગતિસહાયક એક વિશિષ્ટ દ્રવ્યને 'ધર્મ' અસ્તિકાય કહ્યું છે. તેની અપેક્ષાએ અહીં 'ધર્મ'ના ભેદ ત્રણ બતાવ્યા છે. ત્રીજો ભેદ 'ધર્મ' શબ્દને એ જુદા અર્થમા ગણીને બતાવ્યો છે. સ્વાધ્યાય એ શ્રુતધર્મ છે, આચાર એ ચારિત્રધર્મ છે, એ બે ભાવધર્મ છે. પરંતુ અસ્તિકાય ધર્મ એ દ્રવ્યધર્મ છે.

૨. અહીં સુ-અધીત અને સુધ્યાત એ શ્રુતધર્મ છે, અને સુતપસ્થિત એ ચારિત્રધર્મ છે.

ધર્મ દશ પ્રકારનો છે—

૧. ગ્રામ ધર્મ; ૨. નગર ધર્મ; ૩. રાષ્ટ્રધર્મ; ૪. પાખંડ ધર્મ; ૫. કુલધર્મ; ૬. ગણધર્મ; ૭. સંઘધર્મ; ૮. શ્રુતધર્મ; ૯. ચારિત્ર ધર્મ; ૧૦ અસ્તિકાય ધર્મ.

[–સ્થા૦૭૬૦]

સ્થવિર દશ છે—

૧ ગ્રામ સ્થવિર; ૨. નગર સ્થવિર; ૩. રાષ્ટ્ર સ્થવિર; ૪. પ્રશાસ્તા સ્થવિર; ૫. કુલ સ્થવિર; ૬. ગણ સ્થવિર; ૭ સંઘ સ્થવિર; ૮. જાતિ સ્થવિર; ૯. શ્રુત સ્થવિર; ૧૦. પર્યાય સ્થવિર.

[– સ્થા૦ ૭૬૧]

શ્રમણના ધર્મ દશ છે[૧]—

૧. ક્ષમા; ૨ નિર્લોભતા; ૩. ઋજુતા; ૪. મૃદુતા; ૫. લઘુતા-નમ્રતા; ૬. સત્ય; ૭. સંયમ; ૮. તપ; ૯. ત્યાગ; ૧૦. બ્રહ્મચર્ય..

[–સ્થા૦ ૭૧૨, સમ૦ ૧૦]

શૌચ પાંચ પ્રકારનું છે—

૧. પૃથ્વીશૌચ; ૨. અપશૌચ; ૩. તેજસશૌચ; ૪. મન્ત્રશૌચ; ૫. બ્રહ્મશૌચ.[૨]

[–સ્થા૦ ૪૪૯]

પાંચ આર્જવ સ્થાન છે—

૧. સાધુ આર્જવ; ૨. સાધુ માર્દવ; ૩. સાધુ લાઘવ; ૪. સાધુ ક્ષમા; ૫. સાધુ મુક્તિ—નિર્લોભતા.

[–સ્થા૦ ૪૮૦]

---

૧. સરખાવો મહાભારત-શાંતિપર્વ ૩૧૩-૧૬-૨૦માં વર્ણવેલા સત્ત્વનાગુણ.

૨. માટી, પાણી, અગ્નિ, અને મન્ત્રથી શરીરશુદ્ધિ કરવી તે ચાર બાહ્ય શૌચ છે. પરંતુ બ્રહ્મચર્યાદિ કુશલાનુષ્ઠાનથી જે શુદ્ધિ થાય તે આંતરિક શુદ્ધિ છે. બ્રહ્મશૌચમાં સત્યશૌચ, તપઃશૌચ, ઇંદ્રિયનિગ્રહશૌચ અને સર્વભૂતદયાશૌચ—એ ચાર પ્રસિદ્ધ શૌચ આવી જાય છે.

નીચે પાંચપાંચનાં પંચકોમાં જણાવેલી બાબતોની ભગવાન મહાવીરે નિર્ગ્રંથો માટે સદા પ્રશંસા કરી છે અને અનુજ્ઞા આપી છે —

(૧) ૧. ક્ષમા; ૨. મુક્તિ; ૩. આર્જવ; ૪. માર્દવ; ૫. લાઘવ.

(૨) ૧. સત્ય; ૨. સંયમ; ૩. તપ; ૪. ત્યાગ; ૫ બ્રહ્મચર્ય.

(૩) ૧. ઉત્ક્ષિપ્તચારી[૧] — રાંધવાના પાત્રમાંથી જમવાના પાત્રમાં ગૃહસ્થે પોતાને ખાવા માટે કાઢ્યું હોય એવું જો તે આપે તો લેવું — એવો સંકલ્પ કરનાર;
   ૨. નિક્ષિપ્તચારી — રાંધવાના વાસણમાંથી બહાર કાઢેલ હોય તેવું લેવાનો સંકલ્પ કરનાર;
   ૩. અંતચારી — ગૃહસ્થે ભોજન કરી લીધા પછી વધેલું લેવાનો સંકલ્પ કરનાર;
   ૪. પ્રાન્તચારી — તુચ્છ આહારની ગવેષણા કરવાનો સંકલ્પ કરનાર;
   ૫. રૂક્ષચારી — લૂખું લેવાનો સંકલ્પ કરનાર.

(૪) ૧ અજ્ઞાતચારી — સ્વજાત્યાદિ દર્શાવ્યા વિના ગવેષણા કરનાર;
   ૨. અન્યગ્લાનચારી[૨] — બીજા રોગી માટે ભિક્ષાચર્યા કરનાર;
   ૩. મૌનચારી — મૌનવ્રતધારી;
   ૪. સંસૃષ્ટ કલ્પિક — ખરડેલ હાથે ખપતી ભિક્ષા આપે તો લેવી એવો સંકલ્પ કરનાર;

---

૧. અહીંથી લઈને રૂક્ષચારી સુધીની પાંચ બાબતો ભિક્ષુના ભોજન સંબંધી અભિગ્રહોને લગતી છે — જેની પ્રશંસા ભગવાને કરી છે.

૨. આ શબ્દના ટીકાકાર અનેક અર્થો જણાવે છે :— અન્ન વિના રોગી થનાર; બીજા રોગી માટે ભિક્ષાચર્યા કરનાર, ભોજન કાલે ભિક્ષાચર્યા કરનાર ઇ૦.

૫. તજ્જાત સંસૃષ્ટ કલ્પિક — સાધુને આપવા યોગ્ય દ્રવ્યથી ખરડાયેલ હાથે ભિક્ષા આપે તો લેવી એવો સંકલ્પ કરનાર.

(૫) ૧. ઔપનિધિક — ગમે ત્યાંથી આવેલ હોય – એવું લેવાનો સંકલ્પ કરનાર;
૨. શુદ્ધૈષણિક—નિર્દોષ આહારની ગવેષણા કરનાર;
૩. સંખ્યાદત્તિક—આજે અમુક દત્તિ[1] લેવી છે એવું ધારીને એષણા કરનાર;
૪. દૃષ્ટલાભિક—જોયેલી વસ્તુ લેવાનો સંકલ્પ કરનાર;
૫. પૃષ્ટલાભિક — 'આપને આપું?' એમ પૂછી કોઈ આપે તો જ લેવું એવો સંકલ્પ કરનાર. અથવા 'નિર્દોષ છે કે સદોષ?' એમ પૂછીને ગ્રહણ કરનાર.

(૬) ૧. આચામ્લિક – આયંબિલ[2] કરનાર.
૨. નિર્વિકૃતિક – ઘી આદિ વિકૃતિને છોડનાર.
૩. પુરિમાર્ધક – દિવસના પ્રથમ બે પહોર સુધી પ્રત્યાખ્યાન કરનાર.
૪. પરિમિત પિંડપાતિક – પરિમિત ભોજન લેનાર.
૫. ભિન્ન પિંડપાતિક – અખંડ નહિં પણ ટુકડા કરેલ પિંડને લેનાર.

(૭) ૧. અરસાહારી; ૨. વિરસાહારી; ૩. અંતાહારી; ૪. પ્રાંતાહારી; રૂક્ષાહારી.

(૮) ૧. અરસજીવી; ૨. વિરસજીવી; ૩. અંતજીવી; ૪. પ્રાંતજીવી; ૫. રૂક્ષજીવી.

---

૧. સાધુના પાત્રમાં પ્રવાહી દ્રવ્ય હોય તો ધાર તૂટ્યા વિના જેટલું પડે તે એક દત્તિ અને પ્રવાહી ન હોય તો એક વારમાં જેટલું અપાય તે એક દત્તિ.

૨. ઘી–દૂધ વગેરે રસ વિનાનું ભાત વગેરે અન્ન એક વાર ખાવું, અને ગરમ પાણી પીવું તે.

(૯) ૧. સ્થાનાતિદ[1]–કાયોત્સર્ગ કરનાર.
   ૨. ઉત્કટુકાસનિક–ઉકડા આસનવાળો.
   ૩. પ્રતિમાસ્થાયી–એક રાત્રિની આદિ પ્રતિમાઓને[2] ધારણુ કરનાર.
   ૪. વીરાસનિક–વીરાસને બેસનાર.
   ૫. નૈષધિક–પલાંઠી વાળી બેસનાર[3].

(૧૦) ૧. દંડાયતિક–લાકડીની જેમ પગ રાખી બેસનાર.
   ૨. લગંડશાયી–વાંકાચૂંકા લાકડાની જેમ ટૂટિયું વાળી સૂનાર.
   ૩. આતાપક–ગરમી અને ઠંડીની પીડા સહનાર.
   ૪. અપ્રાવૃતક–આવરણુ વગરનો થઈ–નગ્ન થઈ પીડા સહન કરનાર.
   ૫. અકંડૂયક–ચળ આવે છતાં ખંજવાળે નહિ તેવો.

[–સ્થા૦ ૩૯૬]

નિષદ્યા—અર્થાત્ બેસવાના—પ્રકારો પાંચ છે.

૧. જેમાં એવી રીતે ઉભડક બેસવું કે માત્ર પગનાં તળિયાં જ જમીન પર અડે તે 'ઉત્કટુકા'.
૨. ગાય દોહતી વખતનું જે આસન હોય છે તે 'ગોદોહિકા'.
૩. જમીનને પગ અને પુત બન્ને અડે તેવું આસન તે 'સમપાદપુતા.'

---

૧. બૃહતકલ્પ ભાષ્યમાં એનો અર્થ 'ઊર્ધ્વસ્થાનસ્થિત' એવો કર્યો છે. કાયોત્સર્ગ એટલે સ્થિર શરીરે ધ્યાન કરવું તે.

૨. ભોજનપ્રમાણની મર્યાદા, ઉપવાસ, શરીરને અમુક એક સ્થિતિમાં રાખવું–વગેરે યુક્ત તપક્રિયાઓ. જુઓ આ માળાનું 'પાપ પુણ્ય સંયમ' પૃ. ૧૨૬-૧૨૭.

૩. અહીં જણાવેલા આસનોનું વિસ્તૃત વર્ણન બૃહત્કલ્પમાં છે ત્યાં [પૃ. ૧૫૭૦] આ જ આસનોને નિર્ગ્રંથીઓ માટે નિષેધેલા છે.

૪. પલાંઠી—પદ્માસન તે 'પર્યંકા'. અને,

૫. પગ ઉપર પગ ચડાવીને બેસવું તે 'અર્ધપર્યંકા.'

[—સ્થા૦ ૪૯૦]

યોગસંગ્રહ[1] ૩૨ છે—

૧. આલોચના—ગુરુ પાસે પોતાના દોષોનું નિવેદન (આ શિષ્યનો ધર્મ છે); ૨. નિરપલાપ—શિષ્યના દોષો બીજાને ન કહેવા તે (આ ગુરુનો ધર્મ છે); ૩. આપત્તિમાં પણ ધર્મમાં દૃઢ રહેવું; ૪. અનિશ્રિતોપધાન—બીજાની સહાય વિના તપોનુષ્ઠાન; ૫. શિક્ષા—શાસ્ત્રનું પઠન-પાઠન; ૬. નિષ્પ્રતિકર્મતા—શરીરસંસ્કાર ન કરવા તે; ૭. અજ્ઞાતતા—પોતાનું તપ ગુપ્ત રાખવું; ૮. અલોભતા; ૯. તિતિક્ષા—પરીષહજય; ૧૦. ઋજુભાવ; ૧૧. શુચિ—સત્ય અને સંયમ; ૧૨. સમ્યગ્દૃષ્ટિ; ૧૩. સમાધિ; ૧૪. આચાર; ૧૫. વિનય; ૧૬. ધૃતિમતિ—ધૈર્યપ્રધાન બુદ્ધિ; ૧૭. સંવેગ—સંસારભય; ૧૮. પ્રણિધિ—માયારહિત થવું; ૧૯. સુવિધિ—સદનુષ્ઠાન; ૨૦. સંવર; ૨૧. આત્મદોષોપસંહાર—પોતાના દોષનો નિરોધ; ૨૨. સર્વકામવિરતિ; ૨૩. પ્રત્યાખ્યાન (પંચ મહાવ્રતરૂપી મૂલગુણવિષયક) ૨૪. પ્રત્યાખ્યાન (સ્વાધ્યાયાદિ ઉત્તરગુણવિષયક); ૨૫. વ્યુત્સર્ગ (ત્યાગ); ૨૬. અપ્રમાદ; ૨૭. લવાલવ—પ્રત્યેક ક્ષણમાં સાધ્વાચારનું પાલન; ૨૭. ધ્યાન—સંવરયોગ; ૨૯. મારણાંતિક ઉદય—મરણ સમયે ક્ષોભ નહિં તે; ૩૦. સંગનો ત્યાગ; ૩૧. પ્રાયશ્ચિત્તકરણ; ૩૨. મારણાંતિક આરાધના—(શરીર અને કષાયો ક્ષીણ કરતા જવારૂપી તપ)

[—સમ૦ ૩૨]

---

[1] મન-વચન-કાયાના વ્યાપારો યોગ કહેવાય છે. અહીં પ્રશસ્ત વ્યાપારો સમજવાના છે. વિશેષ માટે જુઓ આવશ્યક બૃહદ્વૃત્તિ અ૦ ૪, ગા૦ ૭૩–૭.

## ૪. ધર્મકથા[1]

ધર્મકથાના ચાર પ્રકાર—

૧. આક્ષેપણી—જેનાથી શ્રોતા તત્ત્વ પ્રત્યે આકર્ષાય તે કથા.

૨. વિક્ષેપણી—જેનાથી શ્રોતા વિક્ષિપ્ત થઈ જાય અને સન્માર્ગમાંથી કુમાર્ગે કે કુમાર્ગમાંથી સન્માર્ગે ચડી જાય તે.

૩. સંવેદની—શ્રોતાને સંસારનો ભય થાય તેવી.

૪. નિર્વેદની—શ્રોતા સંસારથી વિરક્ત થાય તેવી.

(૧) આક્ષેપણી ધર્મકથાના ચાર ભેદ છે—

૧. આચાર[2]—લોચ, અસ્નાન આદિ આચાર.

૨. વ્યવહાર—દોષશુદ્ધિ અર્થે પ્રાયશ્ચિત્ત વિષયક.

૩. પ્રજ્ઞપ્તિ—સંશયિત શ્રોતાને મધુર વચનથી પ્રતિપાદન.

૪. દૃષ્ટિવાદ—શ્રોતાનુકૂલ નયવાદથી જીવાદિનુ પ્રતિપાદન.

---

૧. 'ધર્મકથાનુ ફળ શું' એવા પ્રશ્નના જવાબમાં ઉત્તરાધ્યયન અ૦૨૯-માં જણાવ્યુ છે કે, તેથી પ્રવચન (શાસ્ત્ર-સિદ્ધાંત)ની પ્રભાવના થાય છે, અને તેથી જીવ આગામી ભવમા કલ્યાણ પામે છે. ભગવાન ધર્મકથા કેવી કરતા તેનો નમૂનો ઔપપાતિક સૂત્રમાં છે. જ્ઞાતાધર્મકથાનો દ્વિતીય શ્રુતસ્કંધ 'ધર્મકથા' કહેવાય છે. બૌદ્ધગ્રંથ અંગુત્તર૦ ૧૦,૬૯માં જણાવ્યું છે કે, અલ્પેચ્છકથા, સંતુષ્ટિકથા, પ્રવિવેકકથા, અસંસર્ગકથા, વીર્યારંભકથા, શીલકથા, સમાધિકથા, પ્રજ્ઞાકથા, વિમુક્તિકથા, વિમુક્તિજ્ઞાનદર્શનકથા,—એ દશ કથાઓ જ ભિક્ષુએ કરવી જોઈએ. અર્થાત્ એ અલ્પેચ્છા, સંતોષ આદિ દશ ગુણો વિષે જ કથા કરવી જોઈએ, બાકીની તજવી જોઈએ.

૨. કોઈને મતે આચારાદિ ચાર કથાઓથી તે તે નામનાં શાસ્ત્રોની કથા સમજવી.

(૨) વિક્ષેપણી કથાના ચાર ભેદો છે —

૧. સ્વસિદ્ધાન્ત બતાવીને પરસિદ્ધાન્ત બતાવે.

૨. પરસમય બતાવીને પોતાના સિદ્ધાન્તનું સ્થાપન કરે.

૩. સમ્યગ્વાદ કહીને મિથ્યાવાદ બતાવે.

૪. મિથ્યાવાદ કહીને સમ્યગ્વાદનું સ્થાપન કરે.

(૩) સંવેદની કથાના ચાર ભેદ છે —

૧. ઇહલોક સંવેદની.

૨. પરલોક સંવેદની.

૩. સ્વશરીર સંવેદની.

૪. પરશરીર સંવેદની.

(૪) નિર્વેદની કથાના ચાર ભેદ છે —

§ ૧. આ લોકમાં કરેલાં માઠાં કર્મોનું માઠું ફળ અહીં જ મળે છે, એવી કથા.

૨. આ લોકમાં કરેલાં માઠાં કર્મોનું માઠું ફળ પરલોકમાં મળે છે, એવી કથા.

૩. પરલોકમાં કરેલાં માઠાં કર્મોનું માઠું ફળ આ લોકમાં મળે છે, એવી કથા.

૪. પરલોકમાં કરેલાં માઠાં કર્મોનુ માઠું ફળ પરલોકમાં મળે છે, એવી કથા.

§ ૧-૪. તેવી રીતે સત્કર્મનાં સુફળની ચતુર્ભંગી સમજી લેવી.

[-સ્થા૦ ૨૮૨]

## ૫. વ્યવસાય

૧. વ્યવસાય અર્થાત્ પુરુષાર્થસિદ્ધિ માટેના અનુષ્ઠાનના ત્રણ પ્રકાર છે:— ધાર્મિક, અધાર્મિક અને મિશ્ર.

૨. અથવા બીજી રીતે વ્યવસાય (અર્થાત્ નિર્ણય) ના પ્રકારો આ છે:— પ્રત્યક્ષ, પ્રાત્યયિક, આનુગામિક.

૩ એક બીજી રીતે પણ વ્યવસાયના ત્રણ ભેદો છે:— ઇહલૌકિક, પારલૌકિક અને ઉભય.

ઇહલૌકિક વ્યવસાયના ત્રણ ભેદ — લૌકિક, વૈદિક, સામયિક[1].

લૌકિક વ્યવસાયના ત્રણ ભેદ — અર્થ, ધર્મ અને કામ.

વૈદિક વ્યવસાયના ત્રણ ભેદ — ઋગ્વૈદિક, સામવૈદિક, યજુર્વેદિક.

સામયિકવ્યવસાયના ત્રણ ભેદ — જ્ઞાન, દર્શન, ચારિત્ર.

[ —સ્થા૰ ૧૮૫ ]

વિનિશ્ચય ત્રણ છે:— ૧. (અર્થ બધી રીતે દુઃખદાયી છે એવો નિર્ણય કરવો તે) 'અર્થવિનિશ્ચય.' ૨. (ધર્મથી સર્વ વસ્તુ સિદ્ધ થાય છે માટે તે જ ઉપાદેય છે એવો નિર્ણય તે) 'ધર્મવિનિશ્ચય'. ૩. (કામથી તો દુર્ગતિમાં જવું પડે છે એવો નિર્ણય તે) 'કામવિનિશ્ચય'.

[ —સ્થા૰ ૧૮૯ ]

## ૬. કરણ

કરણ — અનુષ્ઠાન ત્રણ છે:— ધાર્મિક (શ્રમણનુ), અધાર્મિક (અસંયતનુ) અને મિશ્ર (શ્રાવકનું).

[ —સ્થા૰ ૨૧૬ ]

## ૭. ઉપક્રમ

ઉપક્રમ (ઉપાયપૂર્વક આરંભ) ત્રણ છે:— ૧. (શ્રુત અને ચારિત્ર માટે પ્રયત્ન કરવો તે) 'ધાર્મિક ઉપક્રમ, ૨. (અધર્મકૃત્ય માટે-અસંયમ માટેનો આરંભ તે) 'અધાર્મિક ઉપક્રમ', અને ૩. (શ્રાવકધર્મના અંગીકાર માટેનો આરંભ તે) 'મિશ્ર ઉપક્રમ'.

---

૧. સમ્યક્ત્વવાળો – એટલે યથાર્થજ્ઞાનીએ ઉપદેશ્યો હોય તે પ્રમાણેનો.

દ્ અથવા આત્મ, પર અને ઉભય એમ ત્રણ ભેદે પણ ઉપક્રમ છે.

[ -સ્થા૦ ૧૮૮ ]

## ટિપ્પણ

૧. "આ જૈનોના તીર્થંકર તો દેવકૃત સમવસરણ આદિની અનુમતિ આપે છે તે ઠીક નથી; તેઓ કેવળજ્ઞાનથી જાણે છે કે ભોગ દુઃખદાયી છે, છતા શા માટે ભોગવે છે? વળી સ્ત્રી તે કાંઈ તીર્થંકર થઈ શકે? આમની તો દેશના બહુ કઠોર આચરણની છે." — ઇત્યાદિ કહ્યા કરવું તે તીર્થંકરનો અવર્ણવાદ છે. — બૃહત્કલ્પ૦ ગા૦ ૪૯૭૬.

ધર્મ બે છે – શ્રુત અને ચારિત્ર. "આ તો પ્રાકૃતભાષામાં છે – તેમાં તે વળી શું તત્ત્વ હોય; એમાં એક જ વસ્તુનું પિષ્ટપેષણ છે." ઇત્યાદિ કહેવું તે શ્રુતધર્મનો અવર્ણવાદ. અને "ચારિત્ર પાળવું એ તો બહુ કઠણ કામ છે, માટે દાન દો અને પુણ્ય કમાઓ" ઇત્યાદિ કહ્યા કરવું, તે ચારિત્રધર્મનો અવર્ણવાદ છે. — બૃહત્કલ્પ૦ ગા૦ ૪૯૭૯.

"આ આચાર્ય માત્ર સારો ઉપદેશ આપી જાણે છે – પોતે તો સુખશીલ છે; તેમને તો પોતાના પેટની જ પડી છે," ઇત્યાદિ આચાર્યનો અવર્ણવાદ છે. — બૃહત્કલ્પ ગા૦ ૪૯૮૦. તે જ પ્રમાણે ઉપાધ્યાય વિષે પણ સમજવું.

"આ તે કાંઈ સંઘ કહેવાય? સંઘ તો પશુઓનો પણ હોય છે; હવે જોયો તમારો સંઘ — બધું ઠીક જ છે" — ઇત્યાદિ સંઘનો અવર્ણવાદ છે.' —બૃહત્કલ્પ૦ ગા૦ ૪૯૭૮.

"દેવો છે જ નહિ, દેવો તો કામાસક્ત છે — એ તે વળી શું ભલુ કરવાના હતા" — ઇત્યાદિ દેવાવર્ણવાદ છે.

વળી બૃહત્કલ્પમાં, તીર્થંકર, પ્રવચન – સંઘ, શ્રુત, આચાર્ય, ગણધર અને મહર્દ્ધિક — આ પ્રત્યેકની આશાતના કરે તો શું પ્રાયશ્ચિત્ત લાગે, તેનું વર્ણન કરતાં અવર્ણવાદના ભેદો બીજી રીતે પણ ગણાવ્યા છે. —બૃહત્કલ્પ૦ ગા૦ ૪૯૭૫ થી.

## ૪

# આરાધના, વિરાધના આદિ

## ૧. આરાધના

આરાધના બે પ્રકારની છે:—

૧. ધાર્મિક પુરુષની આરાધના; ૨. કેવળીની આરાધના.

(૧) ધાર્મિક પુરુષની આરાધનાના બે ભેદ છે:—

૧. શ્રુતધર્મની આરાધના, ૨. ચારિત્રધર્મની આરાધના.

(૨) કેવળીની આરાધનાનાં બે ફળ છે:—

૧. કાં તો જીવ અન્તકૃત (મોક્ષગામી) થાય, અથવા

૨. કલ્પવિમાનમાં ઉત્પન્ન થાય.

[–સ્થા૦ ૧૦૭]

§ જ્ઞાન—શ્રુતજ્ઞાનની આરાધનાના[1] ત્રણ ભેદ છે:—

૧. જઘન્ય ૨. મધ્યમ ૩. ઉત્કૃષ્ટ.[2]

§ તે જ પ્રમાણે દર્શન અને ચારિત્રારાધનાના ભેદો પણ સમજવા.

[–સ્થા૦ ૧૯૫]

---

૧. જ્ઞાનારાધના એટલે દોષ વગર સ્વાધ્યાયાદિ જ્ઞાનપ્રવૃત્તિ કરવી તે. શંકાદિથી રહિત થવું તે દર્શનારાધના, અને સત્‌ક્રિયા, નિગ્રહ વગેરેનું યથાવત્ પાલન તે ચારિત્રારાધના.

૨. આ ત્રણ ભેદોનું વિશેષ નિરૂપણ, તથા તેમનું ચડતાઊતરતી ફળ વગેરે માટે જુઓ ભગવતીસૂત્ર શ૦ ૮, ઉ૦ ૧૦.

## ૨. વિરાધના

વિરાધના ત્રણ[1] છે:— ૧. જ્ઞાનવિરાધના ૨. દર્શનવિરાધના ૩. ચારિત્રવિરાધના.

[—સમ૦ ૩]

## ૩. સંક્લેશ—અસંક્લેશ.[2]

§ જ્ઞાનસંક્લેશના ત્રણ ભેદ છે:— ૧. જઘન્ય, ૨. મધ્યમ, ૩. ઉત્કૃષ્ટ.

§ તે જ પ્રમાણે દર્શન અને ચારિત્ર્યના પણ સંક્લેશના ભેદો સમજવા.

§ તે જ પ્રમાણે જ્ઞાન, દર્શન અને ચારિત્રના અસંક્લેશના પણ જઘન્યાદિ ભેદો સમજી લેવા.

## ૪. અતિક્રમાદિ

§ જ્ઞાનનો અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર[3] એ પ્રત્યેકના ત્રણ ભેદ છે—

---

૧. વિરાધના એટલે ભંગ. જ્ઞાનોન્નતિ માટે સ્વાધ્યાયાદિ જે નિયમો હોય, તેમનો ભંગ તે જ્ઞાનવિરાધના. "અમારે વધુ જ્ઞાનની શી જરૂર છે," એવો ભાવ, તે પણ જ્ઞાનવિરાધના. શ્રદ્ધાને દૂષિત કરવી તે દર્શનવિરાધના, અને ચારિત્રને દૂષિત કરવું તે ચારિત્રવિરાધના.

૨. જ્ઞાનાદિ જેનાથી ઘટે તે જ્ઞાનાદિસંક્લેશ; અને જ્ઞાનાદિ જેનાથી વિશુદ્ધ થાય તે જ્ઞાનાદિનો અસંક્લેશ. સરખાવો અંગુત્તર૦ ૪. ૫૦:—

"જેમ સૂર્ય-ચંદ્રના ઉપક્લેશો—વાદળાં, ધૂમસ, ધૂમરાજી, અને રાહુ એ ચાર છે, તેમ શ્રમણના ચાર ક્લેશો છે—માદકપીણાં, મૈથુન, પરિગ્રહ, મિથ્યાજીવિકા. તેથી તેઓ હમેશાં પ્રકાશી શકતા નથી."

૩. વ્યતિક્રમ અને અતિચાર એ ઉમાસ્વાતિના મત પ્રમાણે (તત્ત્વાર્થ ૭-૧૮) પર્યાયવાચી છે. પણ શાસ્ત્રમાં તેમના અર્થમાં ભેદ પાડવામાં આવ્યો છે. સ્વીકારેલ વ્રત જેનાથી મલિન—સદોષ થાય, તેવો દોષસેવનનો સંકલ્પ, તે અતિક્રમ; દોષસેવનનાં સાધનો તરફ પ્રવૃત્તિ, તે વ્યતિક્રમ; અને દોષસેવન તે અતિચાર. વ્રતભંગ તે અનાચાર.

૧. જઘન્ય અતિક્રમાદિ; ૨. મધ્યમ અતિક્રમાદિ; ૩. ઉત્કૃષ્ટ અતિક્રમાદિ.

§ તે જ પ્રમાણે દર્શન અને ચારિત્ર્યના અતિક્રમાદિ વિષે પણ સમજી લેવું.

§ જ્ઞાન, દર્શન અને ચારિત્રનો અતિક્રમ થયો હોય, તો તેની ગુરુ સમક્ષ આલોચના[1] કરવી જોઈએ, તેનુ પ્રતિક્રમણ કરવું જોઈએ, તેની નિંદા તથા ગર્હા કરવી જોઈએ, વિશોધન કરવું જોઈએ, ફરી ન કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ અને પ્રાયશ્ચિત્તરૂપે તપ કરવું જોઈએ.

§ તે જ પ્રમાણે જ્ઞાનાદિ સંબંધી વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર થયો હોય તો પણ આલોચનાદિ કરવાં જોઈએ.

[-સ્થા૦ ૧૯૫]

## ૫

## હિત–અહિત

અનાદિ સંસારને શ્રમણ પાર કરી જાય તેનાં ત્રણ કારણ છે —

૧. અનિદાનતા — ધર્માચરણના ફળની અભિલાષા ન રાખવી તે; ૨. દૃષ્ટિસંપન્નતા — સમ્યગ્દૃષ્ટિ હોવી તે; ૩. યોગવાહિતા — તપોનુષ્ઠાન કરવું તે.

[-સ્થા૦ ૧૩૬]

દશ કારણે જીવો ભદ્રકારક કર્મ કરે —

---

૧. આલોચના વિષે ભગવતીસૂત્રમા વિસ્તૃત વિચારણા છે. —શ૦ ૨૫, ઉ૦-૭.

૧-૩. ઉપર પ્રમાણે; ૪. ક્ષાંતિ – ક્ષમા; ૫. જિતેન્દ્રિયતા; ૬. અમાયીપણું; ૭ અપાર્શ્વસ્થતા — અશિથિલાચારીપણું; ૮ સુશ્રામણ્યતા; ૯. પ્રવચનવાત્સલ્ય; ૧૦. પ્રવચનોદ્ભાવના.
[–સ્થા૦ ૭૫૮]

§ નિર્ગ્રન્થ કે નિર્ગ્રન્થીને આ ત્રણ અહિતકારી, અશુભકર્તા, અક્ષમ્ય, અનિઃશ્રેયસકર્તા, તથા અશુભ બંધ કરનારાં છે—

૧. કૂજનતા (આર્તસ્વર);

૨. કર્કણતા (કકળાટ);

૩. અપધ્યાન.

§ અને ૧. અકૂજનતા; ૨. અકર્કણતા; ૩. અનપધ્યાન — આ ત્રણ નિર્ગ્રન્થ કે નિર્ગ્રન્થીને હિતકારી છે યાવત્ શુભબંધી છે.

[–સ્થા૦ ૧૮૨]

§ અવ્યવસિતને આ ત્રણ અહિતકારી યાવત્ અશુભબંધી છે—

૧. ઘરબાર છોડીને પ્રવ્રજ્યા લીધા પછી નિર્ગ્રન્થપ્રવચનમાં શંકા, કાંક્ષા, અને વિચિકિત્સાદૃષ્ટિ રાખે અને દુવિધામાં પડી, ક્લેશયુક્ત થઈ, નિર્ગ્રન્થ પ્રવચનમાં શ્રદ્ધા રાખે નહીં, રુચિ રાખે નહીં અને પરિષહને સમ્યક્પ્રકારે સહન કરે નહીં પણ તેથી હારી જાય.

૨. તેવી જ રીતે પંચમહાવ્રતમાં અશ્રદ્ધાળુ થાય.

૩. તેવી જ રીતે જીવનિકાય વિષે અશ્રદ્ધાળુ થાય.

§ વ્યવસિતને આ ત્રણ હિતકારી યાવત્ શુભબંધી છે—

૧ ઘરબાર છોડીને પ્રવ્રજ્યા લઈ નિર્ગ્રન્થપ્રવચનમાં શંકા કરે નહીં, બીજા પ્રવચનની કાંક્ષા ન કરે અને ફળ વિષે સંદેહ કરે નહીં; પણ નિર્ગ્રન્થપ્રવચનમાં સંપૂર્ણપણે

શ્રદ્ધા રાખે, રુચિ રાખે અને પરીષહને સમ્યક્પ્રકારે સહન કરે પણ તેથી હારી ન જાય.

૨. તેવી જ રીતે પાંચ મહાવ્રતમાં શ્રદ્ધાળુ થાય.

૩. તેવી જ રીતે છ જીવનિકાયમાં શ્રદ્ધા ધરાવે.

[-સ્થા૦ ૨૨૩]

૬ અનાત્મભાવવર્તી — બાહ્ય વસ્તુઓમાં રમનાર આત્માને આ છ અહિતકર્તા છે—

૧. પર્યાય — આયુ અથવા દીક્ષાકાલ; ૨. પરિવાર; ૩. ૩. શ્રુત; ૪ તપ; ૫. લાભ, ૬. પૂજા-સત્કાર.

૬ પણ જો આત્મા આત્મભાવવર્તી હોય, તો એ જ છ હિતકર્તા બની જાય છે.[1]

[-સ્થા૦ ૪૯૬]

૬ સદ્ગુણ નાશ પામે તેમાં આ ચાર કારણો છે—

૧. ક્રોધ; ૨. ઈર્ષા; ૩. અકૃતજ્ઞતા; ૪. મિથ્યાભિનિવેશ.

૬ માણસ ચાર કારણે બીજાના ગુણોનું કથન કરે છે—

૧. અભ્યાસથી.

૨. બીજાની ઇચ્છાનું પાલન કરવા ખાતર.

૩. સામો માણસ પ્રસન્ન થઈ ભલું કરે તે ખાતર

૪. બદલો વાળવા ખાતર.

[-સ્થા૦ ૩૭૦]

ઉન્માદ બે પ્રકારનો છે—૧. યક્ષાવેશજન્ય; ૨. મોહનીય કર્મના ઉદયજન્ય.

તેમાં જે યક્ષાવેશજન્ય હોય છે તે તો સુખવેદ્ય છે અને જાય છે પણ જલદી. અને જે મોહનીય કર્મના ઉદયજન્ય હોય તે તો દુઃખવેદ્ય છે અને જાય છે પણ દુઃખથી.

[-સ્થા૦ ૬૮]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

છ સ્થાનથી આત્મા ઉન્માદી * થાય :—

૧. અરિહંતનો અવર્ણવાદ કરે તો; ૨. ધર્મનો અવર્ણવાદ કરે તો; ૩. આચાર્યોપાધ્યાયનો અવર્ણવાદ કરે તો; ૪. ચતુર્વિધ સંઘનો અવર્ણવાદ કરે તો; ૫. યક્ષાવેશથી; ૬. મોહનીય કર્મના ઉદયથી.

[–સ્થા૦ ૫૦૧]

## ટિપ્પણ

૧. આધ્યાત્મિક માર્ગ–સંન્યાસ માર્ગ સ્વીકાર્યા પછી પણ જો વાસ્તવિક વૈરાગ્ય ન હોય, તો જે કાંઈ કરે–પછી ભલે તે કઠણમાં કઠણ તપસ્યા પણ હોય–એ બધું અહિતકર્તા જ છે. અને જો એ બધું કરવા સાથે સાચી દૃષ્ટિ–સાચો વૈરાગ્ય તેનામાં વસી ગયો હોય, તો જ તે હિતકર્તા બને છે, એવો તાત્પર્યાર્થ છે. અહીં આચારાંગનું (૧. ૪. ૬.) ભગવાન મહાવીરનું 'जे आसवा ते परिसवा' એ વાક્ય સરખાવવા જેવું છે. એનો અર્થ એ છે કે, જે વસ્તુઓ અજ્ઞાનીને આસ્રવરૂપ છે, એ જ વસ્તુઓ જ્ઞાનીને નિર્જરારૂપ છે. એક જ સ્ત્રીને જોઈને તેના રૂપમાં મોહિત થનાર અજ્ઞાની પાપમાં પડે છે; અને એ જ સ્ત્રીને જોવાથી વૈરાગ્ય પામીને જ્ઞાની પોતાનાં કર્મો ખપાવી શકે છે. અહીં ઉત્તરાધ્યયનનું ૧૫મું અધ્યયન ખાસ વાંચવા જેવું છે. તેમાં શબ્દ, રૂપ, રસ વગેરેમાં આસક્ત અને અનાસક્તને શું ફળ મળે છે, તે બહુ જ સુંદર રીતે વિસ્તારથી વર્ણવ્યું છે.

---

* સરખાવો, અંગુત્તર૦ ૪,૭૭ :—

"આ ચાર અચિન્તનીય છે; તેમની ચિંતા કરવાથી મનુષ્ય ઉન્માદી થઈ જાય છે —

(૧) બુદ્ધ ભગવાનના જ્ઞાનનો વિષય; (૨) ધ્યાનીના ધ્યાનનો વિષય; (૩) કર્મવિપાક; (૪) લોકચિન્તા." — અગુ૦ ૪,૭૭.

જૈનોમાં જોકે કર્મવિપાક ભાવના અને લોકભાવના ભાવવાનું કહ્યું છે, ત્યારે અહીં તે બેને ઉન્માદનાં કારણ બતાવ્યાં છે.

પરંતુ તે વિરોધ એ ભાવના અથવા ચિંતનના ભિન્ન પ્રયોજન અને ભિન્ન સ્વરૂપની દૃષ્ટિએ જ રજૂ થયો હોવો જોઈએ.

અહી મૂળમા આત્મભાવ શબ્દ છે એ પણ ધ્યાનમાં લેવા જેવા છે. જેઓના મત પ્રમાણે આત્મા હોય તેઓ જ આત્મભાવમા રહી શકે. પણ બૌદ્ધો તો આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ માનતા જ નથી. તેમને મતે ચિત્ત જ છે. તે સ્વભાવે પ્રભાસ્વર છે; પણ મલ આગંતુક છે અને તેનો નાશ થઈ શકે છે — અંગુ૦ ૧, ૬. અને ચિત્તની જ રક્ષા અને ભાવના કરવી જોઈએ, એવું વારવાર બુદ્ધભગવાને કહ્યું છે. — અંગુ૦ ૧, ૩. ઇત્યાદિ. અને તેથી જ કોઈ પણ વસ્તુમા જે આત્મભાવ ધારણ કરે છે, તે પૃથગ્જન છે — સાધારણ મનુષ્ય છે, પણ સમ્યગ્દૃષ્ટિ છે તે ક્યાંય આત્મભાવ ધારણ કરતો નથી, એમ અંગુત્તર૦ (૧. ૧૫. ૩)મા કહ્યું છે.

શું બધા શીલવ્રતો સફલ છે? આ પ્રશ્નના જવાબમા જણાવ્યુ છે કે, જે વ્રતાચરણથી કુશલ ધર્મની વૃદ્ધિ અને અકુશલધર્મની હાનિ થાય, તે જ વ્રતાચરણ સફલ માનવું જોઈએ અને તેથી વિપરીત હોય તે નિરર્થક જ સમજવું જોઈએ. — અંગુત્તર૦ ૩,૭૮.

## ૬

## સુખ – દુઃખ

સુખ* દશ છે —

૧. આરોગ્ય; ૨. દીર્ઘાયુ; ૩. ધનાઢ્યતા; ૪. કામ; ૫. ભોગ; ૬. સંતોષ; ૭. અસ્તિ—જે વખતે જે જોઈએ તે વખતે તે હાજર હોય; ૮. શુભભોગ; ૯. નિષ્ક્રમણ — પ્રવ્રજ્યા; ૧૦. અનાબાધ — અનન્તસુખ.

[ – સ્થા૦ ૭૩૭ ].

* ભગવાન બુદ્ધે પણ ગૃહીનું સુખ અને ત્યાગીનુ સુખ એ બે વિભાગ કરીને સુખની વિવેચના કરી છે; પણ અગ્રસ્થાન તો ત્યાગીના સુખને જ આપ્યું છે. — અંગુત્તર૦ ૨,૭; ૪,૬૨. અહીં પણ બધા સુખો સાથે ગણાવ્યા છે. પણ જૈન દૃષ્ટિએ નિષ્ક્રમણ અને અનાબાધ એ બે સુખો જ વાસ્તવિક સુખ સમજવા જોઈએ.

ચાર સુખશય્યા[1] છે—

૧. ઘરબાર છોડીને નિર્ગ્રન્થ પ્રવચનમાં શંકા કરે નહિ, બીજા ધર્મની કાંક્ષા કરે નહિ, અને વિચિકિત્સા કરે નહિ; પરંતુ જિનપ્રવચનમાં દૃઢ શ્રદ્ધા, પ્રતીતિ અને નિર્વિચિકિત્સા ધરાવે અને તેમ કરી મનને સ્થિર રાખે અને ક્લેશમુક્ત કરે, તે પ્રથમ સુખશય્યા.

૨. તેવી જ રીતે અણગાર થઈ પોતાને જે કાંઈ મળે તેથી સંતુષ્ટ થાય પણ બીજા પાસેથી વધારેની આશા ન કરે, તે બીજી સુખશય્યા.

૩. અણગાર થઈ દિવ્ય કે માનુષિક કામભોગોનો આસ્વાદ પણ ન લે અને તેમને ઇચ્છે પણ નહિ, તે ત્રીજી સુખશય્યા છે.

૪. અણગાર થઈ એમ વિચારે કે આ સુંદર શરીરવાળા અરિહંત ભગવાન જો કર્મનો ક્ષય કરનારાં તપઃકર્મ સ્વીકારે છે, તો હું પણ તેવી રીતે કેમ ન કરું? વળી જો હું આવાં કષ્ટો સહન નહિ કરું, તો મારાં કર્મોનો કેવી રીતે નાશ થશે? તેમનો નાશ કરવાનો તો આ ઉપાય જ છે કે કષ્ટો સહન કરવાં—આ ચોથી સુખશય્યા છે.

[–સ્થા૦ ૩૨૫]

શ્રમણ ભગવાન મહાવીરે ગૌતમાદિ શ્રમણોને બોલાવીને પૂછ્યું—'હે શ્રમણો! જીવોને શાનો ભય છે?'

શ્રમણો બોલ્યા—'ભગવન્, અમે એ જાણતા નથી. જો આપને તસ્દી ન પડે, તો આપ જ અમને એ વાત સમજાવો.'

ભગવાને ઉત્તર દીધો—'હે શ્રમણો! જીવોને દુઃખનો ભય છે.'

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

શ્રમણો બોલ્યા — 'હે ભગવન્ ! એ દુઃખ કોણે કર્યું ?'

ભગવાન — 'જીવે જ એ દુઃખ પોતાના પ્રમાદવશ ઉત્પન્ન કર્યું છે'*

શ્રમણો — 'હે ભગવન્ ! એ દુઃખને ભોગવવું કેવી રીતે ?'

ભગવાન — 'અપ્રમત્ત થઈ એ દુઃખ ભોગવવું જોઈએ.'

[–સ્થા૦ ૧૬૬]

ચાર દુઃખશય્યા છે —

૧. ઘરબાર છોડી અણગાર થયો પણ પછી જિન-પ્રવચન વિષે શંકા, કાંક્ષા, વિચિકિત્સા કરે અને જિનપ્રવચનમાં શ્રદ્ધા, પ્રતીતિ અને રુચિહીન થાય એટલે તેનો બુદ્ધિભેદ થાય છે, આ પ્રથમ દુઃખશય્યા છે.

૨. ઘરબાર છોડી 'શ્રમણ તો થાય પણ પછી જે કાંઈ મળે તેથી સંતુષ્ટ ન થતાં બીજા પાસેથી વધારે પ્રાપ્તિની આશા રાખે છે અને તેથી તેની બુદ્ધિ ઠેકાણે રહેતી નથી અને ધર્મભ્રષ્ટ થાય છે, આ બીજી દુઃખશય્યા છે.

૩. અણગાર થયા પછી પણ માનુષિક અને દૈવી કામભોગોનો આસ્વાદ લે અને વધારેની ઇચ્છા રાખે તથા આખરે ધર્મભ્રષ્ટ થાય, તે ત્રીજી દુઃખશય્યા છે.

૪. અણગાર થયા પછી ગૃહસ્થજીવનમાં સ્નાન અને શરીરશુશ્રૂષા જે કરી હોય તેની યાદ લાવી મનમાં સંતાપ કરે કે, 'આ સાધુ અવસ્થા તો કષ્ટદાયી છે જેમાં સ્નાન થાય

---

* સરખાવો, અંગુત્તર૦ ૧,૬,૮–૯. — "પ્રમાદ જેવી બીજી કોઈ વસ્તુ હું નથી જોતો જે અનુત્પન્ન અકુશલને ઉત્પન્ન કરે અને ઉત્પન્ન કુશલધર્મનો નાશ કરે. પ્રમાદ જ એવો છે જે બધા અકુશલને ઉત્પન્ન કરે છે અને કુશલ ધર્મોનો નાશ કરે છે." ભગવાન બુદ્ધે આમ કહીને પછી અપ્રમાદને તેથી વિપરીત કહ્યો છે.

નહીં, શરીરે તેલ લગાવાય નહીં’ વગેરે. આમ તે દુઃખી અને ધર્મભ્રષ્ટ થાય છે, આ ચોથી દુઃખશય્યા છે.

[–સ્થાં૦ ૩૨૫]

### ટિપ્પણ

૧. "જેમ કોઈ ધનવાન મનુષ્ય નિશ્ચિંત થઈ સુખનિદ્રા લે છે, તેમ હું પણ સુખે સૂઉં છું. પણ જ્યારે એ ધનાઢ્યના રાગ દ્વેષ તથા મોહ ઉદયમાં આવે છે, ત્યારે તે સુખે સૂઈ શકતો નથી; પણ મારા વિષે તેમ નથી. મારા રાગદ્વેષ અને મોહ ક્ષીણ થયા છે તેથી મારી સુખનિદ્રામાં કદી બાધા આવતી જ નથી."—આ પ્રમાણે ભગવાન બુદ્ધે રાગ દ્વેષ અને મોહના વિજયને જ સુખશય્યા કહી છે.—અંગુત્તર૦ ૩. ૩૪.

એક બીજે પ્રસંગે શય્યાના ચાર પ્રકાર બુદ્ધે વર્ણવ્યા છે—૧. પ્રેતશય્યા, ૨. કામભોગીશય્યા, ૩. સિંહશય્યા, ૪. તથાગતશય્યા.—અંગુત્તર૦ ૪, ૨૪૪.

## ૭

## આવશ્યક કર્તવ્ય

આ આઠ બાબતોમાં સમ્યગ્યોગ આપવો, સમ્યક્ પ્રયત્ન કરવો, સમ્યક્ પરાક્રમ બતાવવું, અને જરાયે પ્રમાદ કરવો નહિ—

૧. અશ્રુતધર્મનું શ્રવણ;
૨. શ્રુતધર્મનું સમ્યક્ ગ્રહણ અને ધારણ;
૩. સંયમ સ્વીકારી પાપકારી કાર્યો ન કરવાનો નિયમ;
૪. તપસ્યાથી જૂનાં કર્મની નિર્જરા કરી વિશુદ્ધિ પ્રાપ્ત કરવી;
૫. આધાર વિનાના પરિજનને આશ્રય આપવો;
૬. શૈક્ષ–નવા સાધુને આચાર તથા ગોચરીના વિષયમાં મદદરૂપ થવું;

૭. રોગીની સેવા કરવા તત્પર રહેવું;

૮. સાધર્મિકોના કલેશને મધ્યસ્થ થઈ શાન્ત કરવા પ્રયત્ન કરવો.

[–સ્થા૦ ૬૪૯]

## ૮

## સમાધિ – અસમાધિ

### ૧

§ સમાધિ[1] દશ છે—

૧. પ્રાણાતિપાતવિરમણ, ૨ મૃષાવાદવિરમણ, ૩. અદત્તાદાનવિરમણ, ૪. મૈથુનવિરમણ, ૫. પરિગ્રહવિરમણ, ૬. ઈર્યાસમિતિ—ચાલવામાં કાળજી, ૭. ભાષાસમિતિ—બોલવામાં કાળજી, ૮. એષણાસમિતિ—ભિક્ષાચર્યામાં કાળજી, ૯. નિક્ષેપણાસમિતિ—પાત્રાદિના લેવા-મૂકવામાં કાળજી, ૧૦. પારિષ્ઠાપનિકા સમિતિ—મલમૂત્ર છાંડવોમાં કાળજી.

§ દશ અસમાધિ ઉપરથી ઊલટી સમજવી.

[–સ્થા૦ ૭૧૧]

### ૨

ચિત્તસમાધિસ્થાનો[2] દશ છે—

૧. પહેલાં નહિ અનુભવેલી એવી ધર્મચિંતા થાય, જેથી ધર્મસર્વસ્વ જાણવાની ઇચ્છા જાગ્રત થાય.

૨ એવું કોઈ અપૂર્વ સ્વપ્નદર્શન થાય, જેથી સ્વપ્નદર્શન સાચું પડે.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૨. દશાશ્રુતસ્કંધમાં પાંચમા અધ્યયનમા આ સમાધિસ્થાનોનુ વર્ણન ભગવાન મહાવીરે કર્યું છે.

૩. એવું કોઈ અપૂર્વ સંજ્ઞીજ્ઞાન થાય, જેથી પૂર્વભવનું સ્મરણ થઈ આવે.

૪. એવું કોઈ અપૂર્વ દેવદર્શન થાય, જેથી તે દેવની ઋદ્ધિ, દ્યુતિ આદિ જોઈ શકે.

૫. એવું કોઈ અપૂર્વ અવધિજ્ઞાન ઉત્પન્ન થાય, જેથી લોકને જાણી શકે.

૬. એવું કોઈ અપૂર્વ અવધિદર્શન ઉત્પન્ન થાય, જેથી લોકને દેખે.

૭. એવું કોઈ અપૂર્વ મનઃપર્યાય જ્ઞાન ઉત્પન્ન થાય, જેથી મનોગત ભાવોને જાણી શકે.

૮. એવું કોઈ અપૂર્વ કેવલજ્ઞાન ઉત્પન્ન થાય, જેથી સંપૂર્ણ લોકને જાણે.

૯. એવું કોઈ અપૂર્વ કેવલદર્શન ઉત્પન્ન થાય, જેથી સંપૂર્ણ લોકને દેખી શકે.

૧૦. કેવલીમરણે મરે જેથી સર્વ દુઃખથી મુક્ત થાય.

[-સમ૦ ૧૦]

૩

અસમાધિનાં સ્થાન[1] ૨૦ છે.

૧. ધમાધમ કરતો ચાલે, ૨. પ્રમાર્જન કર્યા વિના ચાલે, ૩. માઠી રીતે પ્રમાર્જન કરી ચાલે, ૪. પ્રમાણથી વધારે શય્યા, આસન વગેરે રાખે, ૫. રત્નિક – આચાર્યાદિ જેઓ ગુણમાં ચઢિયાતા હોય તેમની સામું બોલે – તેમનો પરાભવ કરે, ૬. સ્થવિરનો ઉપઘાત કરે, ૭. પ્રાણીનો નાશ કરે, ૮. પ્રતિક્ષણ રોષ કરે, ૯. ક્રોધી હોય, ૧૦. ચાડિયો

૧. માનસિક અસ્વાસ્થ્ય તે અસમાધિ. આવી અસમાધિ જે કારણે કળાઈ જાય તે અસમાધિસ્થાન કહેવાય. દશાશ્રુત-સ્કંધના પ્રથમ અધ્યયનમાં આ ૨૦ અસમાધિસ્થાનોનું વર્ણન ભગવાને કર્યું છે.

હોય, ૧૧. વારે વારે બીજાના ગુણનો લોપ કરે અથવા પોતાની શક્તિ છુપાવે, ૧૨. નવા નવા કલહ ઊભા કરે, ૧૩. શમી ગયેલા કજિયા ફરી પાછા ઉખેળે, ૧૪. સચિત્ત રજવાળા હાથે અપાયેલ ભિક્ષા લેનાર અથવા સ્થંડિલ જઈ આવી હાથપગ ધુએ નહિ તેવો, ૧૫. અકાળે સ્વાધ્યાય કરે, ૧૬. કલહ કરનાર, ૧૭. શબ્દ કરનાર, ૧૮. ગણભેદ કરનાર, ૧૯. આખો દિવસ ખાખા કરે, ૨૦. એષણામાં અસમિત હોય.

[–સમ૦ ૨૦]

## ટિપ્પણ

૧. દશવૈકાલિકમાં (અ૦ ૯, ઉ૦ ૪) ચાર વિનયસમાધિઓ બતાવી છે:– વિનયસમાધિ, શ્રુતસમાધિ, તપઃસમાધિ અને આચારસમાધિ. અહીં ગણાવેલ દશ સમાધિનો સમાવેશ આચારસમાધિમાં થઈ શકે છે. આચારસમાધિની વ્યાખ્યા દશવૈકાલિકમાં એમ કરી છે કે, આચારપાલન ન તો આ લોક માટે છે, ન પરલોક માટે છે, ન તો કીર્તિ માટે છે પણ પોતાના કર્મની નિર્જરા માટે જ આચારપાલન છે — આમ સમજવું એ જ આચારસમાધિ છે. સમાધિનો સામાન્ય અર્થ છે મનઃસ્વાસ્થ્ય. અહિં ગણાવેલી સમાધિઓનું વર્ણન સૂત્રકૃતાંગ (૧. ૧૦)ના સમાધિ નામના અધ્યયનમા છે. નિર્યુક્તિકાર સંક્ષેપમા દર્શન, જ્ઞાન, તપ અને ચારિત્રસમાધિ જણાવે છે. –સૂત્રકૃ૦ નિર્યુ૦ ગા૦ ૧૦૬; –ઉત્તરા૦ નિર્યુક્તિ ગા૦ ૩૮૪.

# ૯

# આસ્રવ

## ૧. આસ્રવભેદ

આસ્રવ[1] એક છે.

[–સ્થા૦ ૧૩, –સમ૦ ૧]

આસ્રવદ્વાર[2] પાંચ છે—

૧. મિથ્યાત્વ – અશ્રદ્ધાન; ૨. અવિરતિ – અવ્રત; ૩. પ્રમાદ; ૪. કષાય – ક્રોધ, માન, માયા અને લોભ; ૫. યોગ – મન, વચન અને કાયનો વ્યાપાર.

[–સ્થા૦ ૪૧૮, –સમ૦ ૫]

## ૨. મિથ્યાત્વ

મિથ્યાત્વ[3] ત્રણ પ્રકારનું છે:—

---

૧. જે કારણે આત્મા સાથે કર્મનો બંધ થાય, તે આસ્રવ કહેવાય છે. આસ્રવના ભેદો ૪૨ છે:— ઇંદ્રિય પાંચ, કષાય ચાર, અવ્રત પાંચ, ક્રિયા ૨૫ અને યોગ ત્રણ. તે બધાનું સામાન્ય લક્ષણ તો 'કર્મબંધમાં નિમિત્ત થવું' તે છે. એટલે તે લક્ષણની અપેક્ષાએ અહીં આસ્રવને એક કહ્યો છે.

બૌદ્ધગ્રંથ અંગુત્તર૦માં (૩. ૫૮; ૬. ૬૩) આસ્રવનું નિદાન – કારણ અવિદ્યાને બતાવી છે; અને અવિદ્યાનો નિરોધ એ જ આસ્રવનિરોધ છે, એમ જણાવ્યું છે. ત્યાં કામાસ્રવ, ભવાસ્રવ અને અવિદ્યાસ્રવ એવા આસ્રવના ત્રણ ભેદો ગણાવ્યા છે.

૨. ઉમાસ્વાતિએ જેમને કર્મબંધના હેતુઓ કહ્યા છે, તેમને જ અહીં આસ્રવદ્વારરૂપે ગણાવ્યા છે. –તત્ત્વાર્થ૦ ૮. ૧.

૩. અહીં મિથ્યાત્વનો 'અશ્રદ્ધા' એવો ચાલુ અર્થ ન લેવો, પણ સામાન્યપણે અસમ્યગ્રૂપતા કે વિપર્યાસ એવો અર્થ લેવો. તે જ્ઞાનનો હોય, આચારનો હોય કે દર્શનનો પણ હોય. એ ત્રણેનો સમાવેશ અહીં મિથ્યાત્વમાં અભિપ્રેત છે.

૧. અક્રિયા – દુષ્ટક્રિયા (મિથ્યાત્વી જીવનું મોક્ષવિરોધી અનુષ્ઠાન), ૨. અવિનય[1], ૩. અજ્ઞાન – મિથ્યાજ્ઞાન.

## (૧) અક્રિયા

અક્રિયા મિથ્યાત્વ ત્રણ પ્રકારનું છે —

૧. પ્રયોગક્રિયા[2]; ૨. સમુદાનક્રિયા;[3] ૩. અજ્ઞાનક્રિયા – અજ્ઞાનજન્ય કર્મ.

(અ) પ્રયોગક્રિયાના ત્રણ ભેદ છે :—

૧. મનપ્રયોગક્રિયા; ૨. વચનપ્રયોગક્રિયા; ૩. કાયપ્રયોગક્રિયા.

(આ) સમુદાનક્રિયાના ત્રણ પ્રકાર છે :—

૧. અનન્તર સમુદાનક્રિયા – પ્રથમ સમયની; ૨. પરંપરા સમુદાનક્રિયા – દ્વિતીયાદિ સમયની; ૩. તદુભય સમુદાનક્રિયા – પ્રથમાપ્રથમ સમયની.

(ઇ) અજ્ઞાનક્રિયા ત્રણ પ્રકારની છે :—

૧. મતિ અજ્ઞાનક્રિયા, ૨. શ્રુત અજ્ઞાનક્રિયા; ૩. વિભંગજ્ઞાનક્રિયા – મિથ્યાઅવધિ.

## (૨) અવિનય

અવિનય ત્રણ પ્રકારનો છે :—

---

૧. મિથ્યાત્વી જીવનાં વિનય કે જ્ઞાન મોક્ષે લઈ જવાને બદલે સંસાર વધારે છે, તેથી અવિનય તથા અજ્ઞાન કહેવાય છે.

૨. આત્માની વીર્યશક્તિનો વ્યાપાર તે પ્રયોગ. પ્રયોગનાં મન, વચન, કાયા એ ત્રણ આલંબન હોવાથી તેના ત્રણ ભેદ છે. મિથ્યાત્વી જીવનો તે પ્રયોગ અસમ્યગ્રૂપ હોવાથી તે અક્રિયા જ કહેવાય છે, અને તેથી તેને કર્મબંધ જ થાય છે.

૩. પ્રયોગક્રિયાથી જે કર્મરજ દાખલ થાય, તે કર્મરજ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, આયુષ્ય આદિ ભેદોરૂપે ગોઠવાવી તે સમુદાનક્રિયા.

૧. દેશત્યાગી – માઠું લાગવાથી જન્મભૂમિ છોડીને જવું; ૨. નિરાલમ્બનતા – એકલા નીકળી પડવું; ૩. નાનાપ્રેમદ્વેષ[1].

## (૩) અજ્ઞાન

અજ્ઞાન ત્રણ પ્રકારનું છે.

૧. દેશઅજ્ઞાન; ૨. સર્વઅજ્ઞાન; ૩. ભાવઅજ્ઞાન – પર્યાયઅજ્ઞાન.

[–સ્થા૦ ૧૮૭]

મિથ્યાત્વ દશ પ્રકારનું છે[2] :—

૧. અધર્મને ધર્મ માને; ૨. ધર્મને અધર્મ માને; ૩. કુમાર્ગને માર્ગ સમજે; ૪. માર્ગને ઉન્માર્ગ સમજે; ૫. અજીવને જીવ સમજે; ૬. જીવને અજીવ સમજે; ૭. અસાધુને સાધુ સમજે; ૮. સાધુને અસાધુ સમજે; ૯. અમૂર્તને મૂર્ત માને; ૧૦. મૂર્તને અમૂર્ત માને.

## ૩. અવ્રત

પાંચ કારણે જીવો કર્મરજ એકઠી કરે છે:—

૧. પ્રાણાતિપાત – હિંસા,
૨. મૃષાવાદ – અસત્ય,
૩. અદત્તાદાન – ચોરી,
૪. મૈથુન,
૫. પરિગ્રહ.

[–સ્થા૦ ૪૨૩]

---

૧. સામાન્ય રીતે એવો નિયમ છે કે આરાધ્યને જે પ્રિય હોય તેના પર જ આરાધકે પ્રેમ કરવો જોઈએ, અને તેનાથી વિપરીતમાં પ્રેમ ન રાખવો જોઈએ. આ નિયમથી વિપરીત ચાલનારની ક્રિયા 'નાનાપ્રેમદ્વેષક્રિયા કહેવાય છે.

૨. જુઓ આ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

## (૧) હિંસા

§ આરંભ[1] સાત પ્રકારનો છે —

૧. પૃથ્વીકાયનો આરંભ; ૨. અપ્કાયારંભ; ૩. તેજસ્કાયારંભ; ૪. વાયુકાયારંભ; ૫. વનસ્પતિકાયારંભ; ૬. ત્રસકાયારંભ; ૭. અજીવકાયારંભ.

§ અનારંભ, સંરંભ, અસંરંભ, સમારંભ અને અસમારંભના પણ ઉપર પ્રમાણે સાત સાત ભેદ છે.

[–સ્થા૦ ૫૭૧]

શસ્ત્ર[2] – જેનાથી હિંસા થાય તે – દશ છે —

૧. અગ્નિ; ૨. વિષ; ૩. લવણ; ૪. સ્નેહ – તેલ, ઘી, આદિ; ૫. ક્ષાર; ૬. ખટાશ; ૭. દુઃપ્રયુક્તમન — અકુશલમન; ૮. દુઃપ્રયુક્તવચન — અકુશલવચન; ૯. દુઃપ્રયુક્તકાય અકુશલકાય; ૧૦. અવિરતિ.

[–સ્થા૦ ૭૪૩]

## (૨) મૃષા

મૃષાના ચાર પ્રકાર છે —

૧. કાય-અનૃજુકતા — ઠગારી કાયચેષ્ટા, ૨. ભાષા-અનૃજુકતા — ઠગારું વચન, ૩. ભાવ-અનૃજુકતા — ઠગારું ચિંતન, ૪. વિસંવાદના-યોગ — કહ્યા પ્રમાણે ન કરવું તે.

[–સ્થા૦ ૨૫૪]

§ મૃષાના દશ પ્રકાર છે —

---

૧. આરંભ એટલે ઉપદ્રવ; સમારંભ એટલે પરિતાપ આપવો તે; અને સરંભ તે હિંસાનો સંકલ્પ. કાયગુપ્તિની સાધના માટે આ આરંભ વગેરે ત્યાજ્ય છે. –ઉત્ત૦ ૨૪–૨૬.

૨. શસ્ત્ર બે પ્રકારનાં છે — દ્રવ્ય અને ભાવ. તેમાં અગ્નિથી ખટાશ સુધીનાં દ્રવ્ય શસ્ત્ર છે અને દુઃપ્રયુક્ત મન વગેરે ભાવશસ્ત્ર છે.

૧. ક્રોધનિશ્રિત – ક્રોધજન્ય; ૨. માનનિશ્રિત; ૩. માયાનિશ્રિત; ૪. લોભનિશ્રિત; ૫. પ્રેમનિશ્રિત; ૬. દ્વેષનિશ્રિત; ૭. હાસ્યનિશ્રિત; ૮. ભયનિશ્રિત; ૯. આખ્યાયિકાનિશ્રિત — વાતોનાં ગપ્પાં મારવા ખાતર; ૧૦. ઉપઘાતનિશ્રિત.

§ સત્ય-મૃષા – મિશ્રવચનના દશ ભેદ છે :—

૧. ઉત્પન્ન મિશ્રક — સંખ્યાનો ઠીક નિશ્ચય હોય નહિ છતાં કોઈ એમ કહે કે આજે આ શહેરમાં દશ બાળકો ઉત્પન્ન થયાં – તો તે અર્ધ સત્ય કહેવાય. આવી કોઈ પણ બનેલી બાબત વિષેની વાત – તે ઉત્પન્નમિશ્રક.

૨. વિગતમિશ્રક – જન્મની જેમ મરણ અથવા નાશની વાત કહેવી તે વિગતમિશ્રક.

૩. ઉત્પન્ન-વિગતમિશ્રક — ઉત્પત્તિ અને નાશ બન્ને વિષે અર્ધસત્ય કહેવું તે.

૪. જીવમિશ્રક — જીવતા અને મૃત જીવોના સમૂહને જીવસમૂહ કહેવો તે.

૫. અજીવમિશ્રક – તે જ સમૂહને અજીવસમૂહ કહેવો તે.

૬. જીવાજીવમિશ્રક – તેવા જ સમૂહમાં અનિશ્ચય છતાં એમ કહેવું કે અમુક તો જીવે છે અને અમુક મરી ગયા છે તે.

૭. અનન્તમિશ્રક — પાંદડા સહિતના કંદમૂળને અનન્તકાય કહેવું તે – કારણ પાંદડાં તો અનન્તકાય નથી.

૮. પરીત્તમિશ્રક — અનન્તકાયસંયોગી દ્રવ્યને અનન્ત ન કહેવું તે.

૯. અદ્ધામિશ્રક — કાલ વિષે અર્ધસત્ય બોલવું તે. જેમકે પાંચ ન વાગ્યા હોય છતાં કોઈ ઉતાવળ ખાતર કહે કે, 'ચાલો, ચાલો, હવે પાંચ વાગી ગયા.'

૧૦. અદ્ધાદ્ધામિશ્રક — અદ્ધાદ્ધા એટલે રાત્રિ કે દિવસનો એક ભાગ — તદાશ્રિત અર્ધસત્ય બોલવું તે. જેમકે, પહોર દિવસ ચડ્યો હોય છતાં કહેવું કે બપોર તો થઈ ગયા.

[–સ્થા૦ ૭૪૧]

## (૩) મૈથુન

§ મૈથુન ત્રણ પ્રકારનું છે:—

૧. દિવ્ય–દેવ સંબંધી; ૨. માનવ; ૩. તિર્યંચયોનિક.

§ દેવ, મનુષ્ય અને તિર્યંચ એ ત્રણ વર્ગો મૈથુન સેવે છે.[1]

§ સ્ત્રી, પુરુષ અને નપુંસક એ ત્રણ વર્ગો મૈથુન સેવે છે.[1]

[–સ્થા૦ ૧૨૩]

દેવો બીજા દેવો સાથે, બીજા દેવોની દેવીઓ સાથે, પોતાની દેવીઓ સાથે, કે પોતાના શરીરની વિકુર્વણા કરીને (ફેરફાર કરીને) પોતાની સાથે મૈથુન (પરિચારણા) કરે છે.

કેટલાક દેવો એ ચારે પ્રકારે પરિચારણા કરે છે. કેટલાક દેવો છેલ્લા બે પ્રકારે પરિચારણા કરે છે, અને કેટલાક છેલ્લા એક જ પ્રકારે પરિચારણા કરે છે.[2]

[–સ્થા૦ ૧૨૨]

સંવાસ (સ્ત્રી સાથે શયન) ચાર પ્રકારનો છે:—

૧. દિવ્ય, ૨. આસુર, ૩. રાક્ષસ, ૪. માનવ.

તેમાં નીચેનાં જોડકાં સંભવે છે:—

૧. દેવ–દેવી, દેવ–અસુરી, અસુર–દેવી, અસુર–અસુરી.

૨. દેવ–દેવી, દેવ–રાક્ષસી, રાક્ષસ–દેવી, રાક્ષસ–રાક્ષસી.

૩. દેવ–દેવી, દેવ–મનુષ્ઠી, મનુષ્ય–દેવી, મનુષ્ય–મનુષ્ઠી.

---

૧. એમ મૈથુન ત્રણ પ્રકારનું છે.

૨. એમ પરિચારણા ચાર પ્રકારની છે.

૪. અસુર–અસુરી, અસુર–રાક્ષસી, રાક્ષસ–અસુરી, રાક્ષસ–રાક્ષસી.

૫. અસુર–અસુરી, અસુર–મનુષ્યી, મનુષ્ય–અસુરી, મનુષ્ય–મનુષ્યી.

૬. રાક્ષસ–રાક્ષસી, રાક્ષસ–મનુષ્યી, મનુષ્ય–રાક્ષસી, મનુષ્ય–મનુષ્યી.

[–સ્થા૦ ૩૫૩]

સંવાસ ચાર પ્રકારનો છે—

૧. કોઈ એક દેવ દેવી સાથે સંવાસ કરે.

૨. કોઈ એક દેવ છવિ[1] સાથે સંવાસ કરે.

૩. કોઈ એક છવી દેવી સાથે સંવાસ કરે.

૪. કોઈ એક છવી છવી સાથે સંવાસ કરે.

[–સ્થા૦ ૨૪૮]

પરિચારણા પાંચ પ્રકારની છે—

સૌધર્મ અને ઈશાનના દેવો કાયપરિચારક (દેવીઓના શરીરસંબંધથી જ કામસુખ ભોગવનારા) છે.

સનત્કુમાર અને માહેન્દ્રના દેવો સ્પર્શપરિચારક (દેવીઓના સ્પર્શથી જ કામસુખ ભોગવનારા) છે.

બ્રહ્મલોક અને લાંતકના દેવો રૂપપરિચારક (દેવીઓનું રૂપ નીરખવાથી જ કામતૃપ્તિ અનુભવનારા) છે.

મહાશુક્ર અને સહસ્રારના દેવો શબ્દપરિચારક (દેવીઓનો શબ્દ સાંભળવાથી જ કામતૃપ્તિ અનુભવનારા) છે.

---

૧. છવિ એટલે ચામડી. અને ચામડીવાળું પણ છવિ કહેવાય. એટલે ઔદારિક (સ્થૂલ) શરીર પણ છવિ, અને ઔદારિક શરીરવાળા તિર્યંચ અને મનુષ્ય—પછી તે સ્ત્રી હોય કે પુરુષ તે પણ છવિ કહેવાય. આ અર્થ ટીકાકારે કર્યો છે. બૌદ્ધ ગ્રંથ અંગુત્તર૦માં તો છવ–છવીનો અર્થ દુરાચારી, દુઃશીલ સ્ત્રી–પુરુષ એવો કરીને, તથા દેવ–દેવીનો અર્થ સુશીલ–સદાચારી સ્ત્રી–પુરુષ એવો કરીને આ પ્રમાણે જોડકાં જણાવ્યાં છે:– છવ–છવી; છવ–દેવી; દેવ–છવી; અને દેવ–દેવી. (૪-૫૩, ૫૪)

પ્રાણત અને અચ્યુતના દેવો મનઃપરિચારક (દેવીઓનું મનથી ચિંતન કરવામાત્રથી કામતૃપ્તિ અનુભવનારા) છે.[1]

[–સ્થા૦ ૧૧૬]

બ્રહ્મચર્યની નવ અગુપ્તિ[2] છે—

૧. સ્ત્રી, પશુ, પંડકથી સંસક્ત શય્યા અને આસનનો ઉપયોગ; ૨. સ્ત્રીકથા; ૩. સ્ત્રીગણનો સંસર્ગ; ૪. સ્ત્રીની મનોહર મનોરમ ઇન્દ્રિયોનું અવલોકન; ૫. પ્રણીત રસ-ભોજન; ૬. પાન-ભોજન અતિમાત્રામાં લેવું; ૭. સ્ત્રી સાથેની પૂર્વકાળની મૈથુનક્રીડાનું સ્મરણ; ૮. શબ્દ, રૂપ, ગન્ધ, રસ, સ્પર્શ અને પ્રશંસાનું અનુસરણ; ૯. શાતા અને સુખ પાછળ પડવું.

[–સમ૦ ૯]

હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, પ્રેમ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશૂન્ય, પરપરિવાદ, રતિ-અરતિ, માયામૃષા, મિથ્યાદર્શન [આ અઢાર પાપસ્થાનો][3] એક એક છે.

[–સ્થા૦ ૪૮]

## ૪. પ્રમાદ

પ્રમાદના છ પ્રકાર છે —

૧. મદ્ય પ્રમાદ,

૨. નિદ્રાપ્રમાદ,

---

૧. જુઓ તત્ત્વાર્થસૂત્ર ૪, ૮–૧૦.

૨. બ્રહ્મચર્યનાં અસમાધિસ્થાનો કયાં અને સમાધિસ્થાનો કયા એનું સુંદર વર્ણન ઉત્તરાધ્યયન અ૦ ૧૬માં છે. બૌદ્ધગ્રંથ અંગુત્તર૦ ૭-૪૭માં આને મળતું વર્ણન છે.

૩. સૂત્રકૃતાંગ – ૨, ૪, ૨. જુઓ પ્રવચનસારોદ્ધાર દ્વાર ૨૩૭

૩. વિષયપ્રમાદ,

૪. કષાયપ્રમાદ,

૫. દ્યૂતપ્રમાદ,

૬. પ્રતિલેખના પ્રમાદ.[1]

[–સ્થા૦ ૫૦૨]

ત્રિવિધ કથા[2] છે—

૧. અર્થ; ૨. ધર્મ; ૩. કામ.

[સ્થા૦ ૧૮૯]

વિકથા[3] ચાર છે —

(૧) સ્ત્રીકથા (૨) ભક્તકથા — આહારકથા; (૩) દેશ-કથા (૪) રાજકથા.

[–સ્થા૦ ૨૮૨, –સમ૦ ૪]

(૧). સ્ત્રીકથાના ચાર ભેદ છે.

૧. સ્ત્રીની જાતિની કથા; ૨. સ્ત્રીના કુલની કથા; ૩. સ્ત્રીના રૂપની કથા; ૪. સ્ત્રીના નેપથ્ય – પોષાકની કથા.

---

૧. પ્રતિલેખના એટલે નિરીક્ષણ. વસ્ત્ર–પાત્રનું યથાવત્ નિરીક્ષણ ન કરવું તે પ્રતિલેખનાપ્રમાદ. પ્રમાદત્યાગ વિષે ઉત્તરાધ્યયનનું समयं गोयम मा पमायए પ્રસિદ્ધ છે. અ૦ ૧૦.

મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા આ પાંચ પ્રમાદ ગણવાની પરંપરા છે. નિર્યુક્તિ–ઉત્તરા૦ ગા૦ ૧૮૦.

અજ્ઞાન, સંશય, મિથ્યાજ્ઞાન, રાગ, દ્વેષ, સ્મૃતિભ્રંશ, ધર્મમાં અનાદર, યોગદુઃપ્રણિધાન — પ્રવચન સારોદ્ધાર દ્વાર ૨૦૭.

૨. અર્થકથા અને કામકથા તે વિકથા સમજવી, અને એ જ આસ્રવનું કારણ બને છે. ધર્મકથાથી તો નિર્જરા થાય. વિકથા પણ પ્રમાદ તરીકે ગણવાની પરંપરા છે. તેથી અહીં આસ્રવપ્રસંગે વિકથાને સ્થાન આપ્યું છે.

૩. સંયમબાધક કથા તે વિકથા. જુઓ આવશ્યક અ૦ ૪. ભાષા-સમિતિની સાધના માટે વિકથાવર્જન જરૂરી છે. –ઉત્ત૦૩૪,૯.

(૨) ભક્તકથાના ચાર ભેદ છે—

૧. ભક્તસંબંધી આવાપકથા (અર્થાત્ જમણમાં આટલું શાક અને આટલું ઘી વર્યું એવી વાતો કરવી તે).

૨. ભક્ત સંબંધી નિર્વાપકથા (અર્થાત્ જમણમાં આટલાં પકવાન્ન અને આટલું અપક્વાન્ન વર્યું એવી વાતો કરવી તે).

૩. ભક્ત સંબંધી આરંભકથા (અમુક ભોજનમાં આટલાં તેતર જોઈએ આવી વાતો કરવી તે).

૪. ભક્ત સંબંધી નિષ્ઠાન કથા (આ જમણમાં આટલું ધન ખર્ચાયું એવી વાતો કરવી તે).

(૩) દેશકથા ચાર પ્રકારની છે—

૧. દેશવિધિકથા—રીતભાતની વાત,

૨. દેશવિકલ્પ કથા—ધાન્ય વગેરેની કથા,

૩. દેશચ્છંદ કથા—સામાજિક રીતરિવાજની કથા,

૪. દેશનેપથ્યકથા—વસ્ત્રાભૂષણની કથા.

(૪) રાજકથા ચાર પ્રકારની છે—

૧. રાજાના નગરપ્રવેશની કથા, ૨. રાજાના નિર્ગમનની કથા, ૩. રાજાના સૈન્યની કથા, ૪. રાજાની તિજોરી તથા ભંડારની કથા.

[-સ્થા૦ ૨૮૨]

વિકથા[1] સાત પ્રકારની છે—

૧. સ્ત્રીકથા, ૨. ભક્તકથા, ૩. દેશકથા, ૪. રાજકથા, ૫. મૃદુકારુણિકી કથા—હૃદયને કોમળ અને કરુણાળુ કરે

૧. બૌદ્ધગ્રંથ અંગુત્તર૦માં વિકથાને તિરચ્છાન કથા નામે ઓળખાવી છે અને તેના અનેક ભેદ બતાવ્યા છે: જેમ કે—રાજકથા, ચોરકથા, મહામાત્યકથા, સેનાકથા, ભયકથા, યુદ્ધકથા, અન્નકથા, પાનકથા, વસ્ત્રકથા, શયનકથા, માલાકથા, ગંધકથા, જ્ઞાતિકથા, યાનકથા, ગામકથા, નિગમકથા, નગરકથા, જનપદકથા, સ્ત્રીકથા, ઇત્યાદિ.—અંગુ૦ ૧૦,૬૯.

તેવા વિલાપ, ૬. દર્શનભેદિની — શ્રદ્ધા મોળી પડે તેવી કથા, ૭. ચારિત્રભેદિની — ચારિત્ર મોળું પડે તેવી કથા.

[ —સ્થા૦ ૫૬૯ ]

## ૫. કષાય

કષાય[1] ચાર છે —

૧. ક્રોધ, ૨. માન, ૩. માયા, ૪. લોભ.

[ —સમ૦ ૪, —સ્થા૦ ૨૪૯ ]

આવર્ત — ભમરી — ચાર છે —

૧. ખરાવર્ત — અતિ વેગવાન વમળ ( પાણીનું ),

૨. ઉન્નતાવર્ત — ઊંચી ભમરી ( પર્વતાદિ જેવી ઊંચી જગ્યાનો ચકરાવો ),

૩. ગૂઢાવર્ત — વનસ્પતિમાંની ગાંઠ,

૪. આમિષાવર્ત — સમળી વગેરે માંસ માટે ચક્કર ખાય છે તે.

ખરાવર્ત જેવો ક્રોધ છે, ઉન્નતાવર્ત જેવું માન છે, ગૂઢાવર્ત જેવી માયા છે, અને આમિષાવર્ત જેવો લોભ છે.

જો ખરાવર્ત જેવા ક્રોધમાં હોય અને જીવ મૃત્યુ પામે, તો નરકમાં જાય છે. તેવી જ રીતે બીજા માનાદિનુ પણ સમજવું.

[ —સ્થા૦ ૩૮૫ ]

---

૧. જીવસ્વભાવને કલુષિત—મલીન કરે તે કષાય. વિશેષસ્વરૂપ માટે જુઓ વિશેષાવશ્યક ભાષ્ય ગાથા૦ ૧૨૨૬ – ૧૨૩૮; ૨૯૭૮ – ૨૯૯૨; આચારાંગનિર્યુક્તિ — ગા૦ ૧૮૧થી; કર્મગ્રંથ પ્રથમ, પૃ૦ ૩૪; પ્રજ્ઞાપના પદ ૧૩. કષાય સદા ઉન્નતિમાં બાધક છે એમ નમિરાજે ઇન્દ્રને કહ્યુ છે. —ઉત્ત૦ ૯.૫૪. ભાષાસમિતિની સાધના માટે પણ ક્રોધાદિ કષાયોનું વર્જન આવશ્યક છે. —ઉત્તરા૦ ૨૪,૯. કષાયના આ ચાર ભેદો માટે જુઓ ભગવતી સૂત્ર શ૦ ૧૮, ઉ૦ ૪, પૃ૦ ૩૮૭. જેણે કષાયોનું વમન કર્યું હોય તે જ ખરો ભિક્ષુ છે. —દશવૈ૦ ૧૦,૬.

ક્રોધ ચાર પ્રકારનો છે.[1]

૧. પર્વતરાજિ – રેખા જેવો; ૨. પૃથ્વીરાજિ જેવો; ૩. વાલુકારાજિ જેવો; ૪. ઉદકરાજિ જેવો;

પર્વતરાજિ જેવા ક્રોધમાં હોય અને જો જીવ મૃત્યુ પામે, તો નરકમાં જાય.

પૃથ્વીરાજિ જેવા ક્રોધમાં હોય અને મૃત્યુ પામે, તો તિર્યંચગતિમાં જાય.

વાલુકારાજિ જેવા ક્રોધમાં હોય અને મૃત્યુ પામે, તો મનુષ્યમાં ઉત્પન્ન થાય.

અને ઉદકરાજિ જેવા ક્રોધમાં હોય અને જો જીવ મૃત્યુ પામે, તો દેવલોકમાં ઉત્પન્ન થાય.

[–સ્થા૦ ૩૧૧]

માન ચાર પ્રકારનું છે

૧. શૈલસ્તમ્ભ જેવું; ૨ અસ્થિસ્તમ્ભ જેવું; ૩. દારુસ્તમ્ભ જેવું; ૪. તિનિશલતાસ્તમ્ભ[2] જેવું.

શૈલસ્તમ્ભ જેવું માન હોય અને જીવ મૃત્યુ પામે, તો નરકમાં જાય; તથા અસ્થિસ્તમ્ભ જેવું, દારુસ્તમ્ભ જેવું, અને તિનિશસ્તમ્ભ જેવું માન મૃત્યુ વખતે હોય, તો ક્રમશઃ જીવ તિર્યંચ, મનુષ્ય અને દેવમાં જાય.

[–સ્થા૦ ૨૯૩]

---

૧. બૌદ્ધગ્રંથ અંગુત્તરમાં (૩. ૧૩૦) પણ મનુષ્યના ક્રોધને પાષાણ-રેખા, પૃથ્વીરેખા, અને ઉદકરેખાની ઉપમા આપી છે, અને તે પ્રમાણે મનુષ્યના ત્રણ ભેદ પાડ્યા છે. પથ્થરની રેખા જેમ અનેક વાયુ વાવા છતાં કે ઉપર થઈને ઘણુ પાણી વહેવા છતાં લાંબા કાળ સુધી જેવી ને તેવી રહે છે, તેમ જેનો ક્રોધ લાંબાકાળ સુધી ટકી રહે, તે પાષાણરેખોપમપુરુષ કહેવાય. એ પ્રમાણે જ બીજા બે ભેદોનું પણ સમજવું. વળી આ ક્રોધના પ્રકારોને આશીવિષના દૃષ્ટાન્તથી પણ ત્યાં (૪, ૧૧૦) સમજાવ્યા છે.

૨. તિનિશ એ લતાવિશેષ છે. એ અત્યંત મૃદુ હોય છે.

ગૌરવ ત્રણ છે:—

૧. ઋદ્ધિ ગૌરવ; ૨. રસ ગૌરવ; ૩. સાતા ગૌરવ.

[–સ્થા૦ ૨૧૫, –સમ૦ ૩]

§ માયા ચાર પ્રકારની છે:—

૧. વાંસના મૂલ જેવી વક્ર; ૨. મેંઢાનાં શિંગડાં જેવી વક્ર; ૩. ગોમૂત્રિકા જેવી વક્ર; ૪. અવલેખનિકા – વાંસની ઉપલી છાલ જેવી વક્ર.

પ્રથમાદિ માયા જો મૃત્યુ વખતે હોય, તો ક્રમશઃ નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવમાં જાય.

§ લોભ ચાર પ્રકારનો છે:—

૧. કિરમજીથી રંગાયેલા વસ્ત્ર જેવો; ૨. કર્દમ – કાદવથી રંગાયેલા વસ્ત્ર જેવો; ૩. ખંજન – મશથી રંગાયેલા વસ્ત્ર જેવો; ૪. હળદરથી રંગાયેલા વસ્ત્ર જેવો.

પ્રથમાદિ લોભ જો મૃત્યુ વખતે હોય, તો જીવ ક્રમશઃ નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિમાં જાય.

[–સ્થા૦ ૨૯૩]

ક્રોધોત્પત્તિનાં દશ કારણ છે:—

૧. મનમાં એવો ભાવ આવે કે આ તો મારા મનોજ્ઞ શબ્દ, ગન્ધ આદિ લઈ ગયો; ૨.–આ તો અમનોજ્ઞ શબ્દાદિ સામે લાવ્યો; ૩. મનોજ્ઞ શબ્દાદિ આ લઈ જાય છે; ૪. અમનોજ્ઞ શબ્દાદિ સામે લાવે છે; ૫. મનોજ્ઞ શબ્દાદિ લઈ જશે; ૬. અમનોજ્ઞ શબ્દાદિ સામે લાવશે; ૭. મનોજ્ઞ શબ્દાદિને લઈ ગયો, લઈ જાય છે, અને લઈ જશે; ૮.

અમનોજ્ઞ શબ્દાદિને સામે લાવ્યો, લાવે છે, અને લાવશે; ૯. મનોજ્ઞને તો લઈ ગયો, લઈ જાય છે, અને લઈ જશે તથા અમનોજ્ઞને સામે લાવ્યો, લાવે છે, અને લાવશે; ૧૦. હું તો આચાર્ય ઉપાધ્યાય સાથે સારી રીતે વર્તું છું, પણ મારી સાથે તેઓ બરાબર વર્તતા નથી.[1]

[-સ્થા૦ ૭૦૮]

## ૬. યોગ

અસંવર-આસ્રવ પાંચ છે.

૧. શ્રોત્રેન્દ્રિય અસંવર, ૨. ઘ્રાણેન્દ્રિય અસંવર, ૩. રસનેંદ્રિય અસંવર, ૪. ચક્ષુરિન્દ્રિય અસંવર, ૫. સ્પર્શનેન્દ્રિય અસંવર.

[-સ્થા૦ ૪૨૭]

અસંવર છ પ્રકારનો છે—

૧-૫ ઉપર પ્રમાણે, ૬. નો-ઇન્દ્રિય-મન અસંવર.

[-સ્થા૦ ૪૮૭]

અસંવર આઠ પ્રકારનો છે—

૧-૬. ઉપર પ્રમાણે, ૭. વચન અસંવર, ૮. કાય અસંવર.

[-સ્થા૦ ૫૯૯]

પ્રયોગ ત્રણ છે—

૧. સમ્યગ્, ૨. મિથ્યા, ૩. મિશ્ર.

[-સ્થા૦ ૧૮૪]

---

૧ ભગવતીમા ક્રોધની ઉત્પત્તિમા-ક્ષેત્ર, વાસ્તુ, શરીર, અને સાધન-સામગ્રીને કારણો તરીકે ગણાવ્યા છે. તે જ પ્રમાણે માનઆદિના પણ.-શ૦ ૧૮, ઉ૦ ૪, પૃ૦ ૩૯૭.

(આત્મા જેથી દંડાય, અર્થાત્ જ્ઞાનાદિ ઐશ્વર્યથી રહિત થઈ જાય તે) દંડ એક છે[1]—

[–સ્થા૦ ૩, –સમ૦ ૧]

દંડ બે છે—

૧. અર્થદંડ (સપ્રયોજન મન–વચન–કાયની પ્રવૃત્તિ); ૨. અનર્થ દંડ (નિષ્પ્રયોજન મન–વચન–કાયની પ્રવૃત્તિ).

[–સમ૦ ૨, –સ્થા૦ ૬૯]

દંડ ત્રણ છે—

૧. મનોદંડ, ૨. વચનદંડ, ૩. કાયદંડ.

[–સમ૦ ૩, –સ્થા૦ ૧૨૬]

દંડ પાંચ છે[2]—

૧. અર્થદંડ, ૨. અનર્થદંડ, ૩. હિંસાદંડ–(અમુકે મારા સ્વજનને માર્યો છે, હમણાં મને મારે છે, ભવિષ્યમાં પણ મારશે એમ માની હિંસામાં પ્રવૃત્ત થવું તે.) ૪. અકસ્માત દંડ (એકને મારવા પ્રયત્ન થાય, પરંતુ બીજો પણ વચ્ચે મરી જાય તે.) ૫. દૃષ્ટિવિપર્યાસ દંડ (મિત્રને

---

૧. દુષ્પ્રયુક્ત મન-વચન-કાયા એ ત્રણ દંડ છે, પણ અહીં સામાન્યપણે દંડ એક કહ્યો છે. જૈનો જેને દંડ કહે છે, તેને બૌદ્ધો કર્મ કહે છે. જૈનો ત્રણેય દંડમાં કાયદંડને પાપબંધમાં પ્રાધાન્ય આપે છે એમ બૌદ્ધો (મજ્ઝિમનિકાય–ઉપાલિસુત્ત) કહે છે. પણ વસ્તુસ્થિતિ તેવી નથી. બાહ્યાચારના બહુ સૂક્ષ્મ નિયમો બનાવવામાં જૈનો ઊતરી પડતા હોવાથી એવો ભ્રમ થાય છે. બાકી જૈનોએ પણ બૌદ્ધમતનો વિપર્યાસ કરીને તેમનું ખંડન કર્યું છે. જુઓ સૂત્રકૃતાંગ ૧. ૧. ૨. ૨૪–૩૨; ૨. ૬. ૨૬–૨૮. ખરું જોતાં મનોદંડ મુખ્ય માનવાના મુદ્દા ઉપર બંને એકમત જ છે.

૨. સૂત્રકૃતાંગ (૨. ૨)માં ક્રિયાસ્થાનોનું વર્ણન છે. તેમાંથી પ્રથમનાં પાંચ અહીં બતાવેલ પાંચ દંડ છે. આવશ્યક અ૦ ૪ માં પણ ક્રિયાસ્થાનોનું વર્ણન છે. આ પાંચે દંડસમાદાન નામે પ્રસિદ્ધ છે.

શત્રુ માનીને હણતાં, અને શત્રુને હણવા માટે પ્રવૃત્તિ કરતાં મિત્રને પણ મારતાં જે ક્રિયા લાગે તે.)

[-સ્થા૦ ૪૧૮]

તે તે સમયમાં દેવ, અસુર અને મનુષ્યને મનોયોગ એક એક હોય છે.

[-સ્થા૦ ૪૧]

મન[1] એક છે.

[-સ્થા૦ ૧૯]

મન ત્રણ છે—

૧. તદ્‌મન – દેવદત્તનું અથવા ઘટ વિષયક મન; ૨. તદન્યમન – દેવદત્તથી અન્ય યજ્ઞદત્તનું અથવા ઘટથી અન્ય પટવિષયક; ૩ નો-અમન – સંબંધવિશેષથી રહિત મનોમાત્ર.

અમન[2] ત્રણ છે—

૧. નો-તદ્‌મન, ૨, નો-તદન્યમન, ૩. અમન.

[-સ્થા૦ ૧૭૫]

વાક્[3] એક છે.

[-સ્થા૦ ૨૦]

વચન ત્રણ છે—

૧ તદ્વચન – તેનું વચન કે તે વિષયનું વચન, ૨. તદન્યવચન – તેનાથી ભિન્નનું વચન કે ભિન્નવિષયક વચન, ૩. નો-અવચન – વચન માત્ર

---

૧. મનના સ્વરૂપ માટે જુઓ ભગવતી શ૦ ૧૩, ઉ૦ ૭, પૃ૦ ૩૬૬.

૨. 'અમન'ના અભિધાનરાજેન્દ્રમાં અન્ત' પરિચ્છેદ – આંતરિક નિર્ણય, અધિગમન તથા મનોવિદ્વેષી અર્થ' – એમ અર્થો આપ્યા છે.

૩. વાક્ એટલે ભાષા. તેના સ્વરૂપ માટે જુઓ ભગવતી—શ૦ ૧૩, ઉ૦ ૭, પૃ૦ ૩૬૨.

અવચન[1] ત્રણ છે—

૧. નો તદ્વચન – ઘડાને કપડું કહેવું તે, ૨. નો તદન્ય-વચન – ઘડાને ઘડો કહેવો તે, ૩. અવચન.

[–સ્થા૦ ૧૭૫]

વચનવિકલ્પ સાત છે—

૧. આલાપ–ઈષદ્ ભાષણ, ૨. અનાલાપ–કુત્સિત આલાપ, ૩. ઉલ્લાપ–પ્રશ્નગર્ભિત વચન (काक्वा वर्णनमुल्लाप), ૪. અનુલ્લાપ[2] — કુત્સિત ઉલ્લાપ, ૫. સંલાપ – પરસ્પરની વાતચીત (संलापो भाषण मिथ), ૬. પ્રલાપ – નિરર્થક વચન (प्रलापोऽनर्थक वच), ૭. વિપ્રલાપ – વિવિધ પ્રલાપ.

[–સ્થા૦ ૫૮૪]

કાયવ્યાપાર[3] એક છે.

[–સ્થા૦ ૨૧]

## ટિપ્પણ

૧. સૂત્રકૃતાંગ સૂત્રમાં (આચારશ્રુતાધ્યયનમાં) 'શું માનવું અને શું ન માનવું' એની એક લાંબી તાલિકા આપી છે. તેથી જૈન દૃષ્ટિ શી છે તે જણાઈ આવે છે. સાથે સાથે શું ન માનવું તે પણ ત્યાંથી જ જાણવા મળે છે. એ જૈનદૃષ્ટિથી વિપરીત માન્યતા ધરાવવી તે મિથ્યાદૃષ્ટિ અગર મિથ્યાત્વ કહેવાય છે. તેના અભિગૃહીત અને અનભિગૃહીત એવા બે જ ભેદ તત્ત્વાર્થભાષ્યમાં (૮–૧) બતાવ્યા છે. ત્યારે તેના મુખ્ય ત્રણ ભેદો — ૧. સંશયિત, ૨. આભિગ્રહિક, અને ૩. અનાભિગ્રહિક છે — એમ આવશ્યક ચૂર્ણિ અ૦ ૬, ગાથા ૧૬૫૮, — મા જણાવ્યુ છે; અને તેના કારણરૂપે અબોધ, અસદભિનિવેશ કે સંશયને બતાવ્યો છે. આ જ ભેદોને વધારીને મિથ્યાત્વના

---

૧. ઉપરના ત્રણે વચનમાંથી કોઈ એક ન હોય તે અવચન.

૨. ક્યાંઈક અનુલાપ એવો પાઠ મળે છે; તેનો અર્થ પુનઃ પુનઃ ભાષણ થાય છે (अनुलापो मुहुर्भाषा).

૩. કાયના સ્વરૂપ વિષે જુઓ ભગવતી શ૦ ૧૩.ઉ૦ ૭, પૃ૦ ૩૬૬.

પાચ ભેદો પણ ગણાવવામાં આવે છે. તેમા પ્રથમના ત્રણ ઉપર્યુક્ત, ૪. આભિનિવેશિક અને ૫. અનાભોગિક છે.

તત્ત્વની પરીક્ષા કર્યા વિના જ કોઈ એક સિદ્ધાંતને સ્વીકારીને બીજાનું ખંડન કરવું તે આભિગ્રહિક મિથ્યાત્વ છે. જન્મે જૈન હોય છતાં જો જૈન તત્ત્વની પરીક્ષા કર્યા વિના તે માનીને બીજાના મતનું ખંડન કરે, તે પણ આભિગ્રહિક' મિથ્યાત્વી સમજવો, એમ ધર્મસંગ્રહમા (પૃ૦ ૪૦) જણાવ્યું છે. પરીક્ષા કરવામાં અસમર્થ હોય છતાં પરીક્ષકની આજ્ઞામાં રહી જો તત્ત્વનો સ્વીકાર કરે, તો તેવા માષતુષાદિ જેવા ભિક્ષુઓને આભિગ્રહિક મિથ્યાત્વી ન ગણવા એમ પણ ત્યા જ જણાવ્યું છે. ગુણદોષની પરીક્ષા કર્યા વિના બધાં મંતવ્યોને સરખા સમજવા તે અનાભિગ્રહિક-મિથ્યાત્વ છે. આ મિથ્યાત્વ પરીક્ષા કરવામાં અસમર્થ એવા મદબુદ્ધિ જીવોમાં હોય છે. આ મિથ્યાત્વ એટલા માટે છે કે તેવું જાણનાર કોઈ એક માર્ગમા સ્થિર રહી શકતો નથી. દેવ, ગુરુ અને ધર્મના સ્વરૂપમાં સદેહબુદ્ધિ રાખવી તે સંશયિત મિથ્યાત્વ છે. શાસ્ત્રોમાં પ્રતિપાદિત સૂક્ષ્મ વિષયો વિષે કેટલીક વખત મોટા મોટા સાધુઓને પણ સશય હોય છે અને તે વિષે તેઓ નિર્ણય બાંધી શકતા નથી; પણ છેવટે તેઓ જિનભગવાને જે કહ્યુ છે તે સાચુ જ હોવું જોઈએ એમ માની સશય દૂર કરે છે. એટલે સશય થયો એટલા માત્રથી તેમને સંશયમિથ્યાત્વી ન કહી શકાય. પણ જેમને સંશય કાયમ ટકી રહે તેમને જ આ મિથ્યાત્વની કોટીમાં ગણવા જોઈએ. પોતાના પક્ષને અસત્ય જાણવા છતાં તેને વળગી રહેવું તે આભિનિવેશિક મિથ્યાત્વ છે. વિચાર અને વિશેષ જ્ઞાનનો અભાવ અર્થાત્ મોહની પ્રબલતમ અવસ્થા—એ અનાભોગિક મિથ્યાત્વ છે. આ એકેન્દ્રિયાદિ ક્ષુદ્રતમ જંતુઓમાં હોય છે. વિશેષ માટે જુઓ ધર્મસંગ્રહ પૃ૦ ૪૦થી; કર્મગ્રંથ ચોથો હિન્દી પૃ૦ ૧૭૬; લોકપ્રકાશ સર્ગ ૩, ગા૦ ૬૮૯ થી.

અહીં ગણાવેલા દશ ભેદો આભિગ્રહિકમા સમાવિષ્ટ છે એમ સમજવુ જોઈએ.

સ્થાનકવાસી પ્રતિક્રમણમાં એક પચીસ પ્રકારના મિથ્યાત્વનો પણ પાઠ છે. તેમાં શાસ્ત્રમાં પ્રસગાનુસાર વર્ણવેલા બધી પ્રકારના મિથ્યાત્વનો સમાવેશ કરી લેવામાં આવ્યો છે.

બૌદ્ધગ્રંથ અગુત્તરમા (૧, ૧૦થી)—જેઓ અધર્મને ધર્મ, ધર્મને અધર્મ, અવિનયને વિનય, અભાવિતને, ભાવિત, અનાચીર્ણને આચીર્ણ, આચીર્ણને

અનાચીર્ણ, અપ્રજ્ઞપ્તને પ્રજ્ઞપ્ત, અને પ્રજ્ઞપ્તને અપ્રજ્ઞપ્ત કહે છે, તેઓ બહુજનને અહિતકર્તા, અસુખકર્તા, તથા બહુજનને અનર્થકારી બને છે અને પાપોનું ઉપાર્જન કરી સદ્ધર્મનો લોપ કરે છે—એમ જણાવ્યું છે. મિથ્યાદૃષ્ટિથી જીવ અકુશલ ધર્મનો સંચય કરે છે અને કુશલ ધર્મનો નાશ કરે છે, આ વસ્તુને વારવાર અનેક રીતે બુદ્ધ ભગવાને સમજાવી છે અંગુત્તર૦ ૧, ૧૭, ૧ ૧૮ ઇત્યાદિ

## ૧૦
## બંધ

બંધ[1] એક છે.

[—સ્થા૦ ૯, —સમ૦ ૧]

બંધ[2] બે છે—

૧. રાગબંધ, ૨. દ્વેષબંધ.

[—સમ૦ ૨, —સ્થા૦ ૯૬]

૧. કષાયને કારણે જીવ કર્મપુદ્ગલોને ગ્રહણ કરે છે તે બંધ છે. જુઓ તત્ત્વાર્થ૦ ૮.૨,૩. તેના પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, પ્રદેશબંધ અને અનુભાગબંધ એવા ચાર ભેદ છે. છતાં અહીં સમાન્યપણે એક કહ્યો છે. આ બંધ જીવને અનાદિ કાલથી છે. છતાં સાધનાથી જીવ તેમાંથી છૂટી શકે છે.

૨. આ ભેદ માત્ર મોહનીયકર્મને લક્ષ્ય કરીને છે. તેમા રાગમાં માયા અને લોભનો સમાવેશ સમજવો અને દ્વેષમાં ક્રોધ અને માનનો.

# ૧૧

## પુણ્ય – પાપ[1]

૧

પુણ્ય[2] એક છે.

[-સ્થા૦ ૧૧, સમ૦ ૧]

પુણ્ય નવ પ્રકારનું[3] છે—

૧. અન્નપુણ્ય — અન્નદાનથી થતું પુણ્ય[4], ૨. પાનપુણ્ય, ૩. વસ્ત્રપુણ્ય, ૪. લયન-ગૃહ પુણ્ય, ૫. શયનપુણ્ય, ૬. મનપુણ્ય — ગુણીજન જોઈ મનમાં પ્રસન્નતા થવાથી થાય તે, ૭. વચનપુણ્ય — ગુણીજનની વચનથી પ્રશંસા કરવાથી થાય તે, ૮. કાયપુણ્ય — સેવા કરવાથી થતું પુણ્ય, ૯. નમસ્કારપુણ્ય.

[-સ્થા૦ ૬૭૬]

૨

પાપ એક છે.

[-સ્થા૦ ૧૨, -સમ૦ ૧]

પાપબન્ધનાં નવ કારણ છે—

૧. પ્રાણાતિપાત, ૨. મૃષાવાદ, ૩. ચોરી, ૪. અબ્રહ્મ, ૫. પરિગ્રહ, ૬. ક્રોધ, ૭. માન, ૮. માયા, ૯. લોભ.

[-સ્થા૦ ૬૭૭]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૩. અહીં ગણાવેલા પુણ્યના ભેદો એ વસ્તુત પુણ્યબંધના કારણ છે.

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

## ટિપ્પણ

૧. શુભ કર્મપ્રકૃતિઓનો 'આસ્રવ તે પુણ્ય કહેવાય છે અને અશુભ કર્મપ્રકૃતિઓનો આસ્રવ તે પાપ કહેવાય છે. ઉમાસ્વાતિએ જૈનદર્શનનાં સાત તત્ત્વ ગણ્યાં છે અને પુણ્ય તથા પાપને આસ્રવના જ બે ભેદ તરીકે વર્ણવ્યાં છે. –તત્ત્વાર્થ૦ ૬. ૩,૪. કેટલાક આચાર્યો પુણ્યપાપને પણ સ્વતંત્ર તત્ત્વ ગણી નવ તત્ત્વની સંખ્યા પૂરી કરે છે. જુઓ નવતત્ત્વ૦ ગા૦ ૧. વિશેષ વ્યાખ્યા માટે હરિભદ્રકૃત પુણ્યાષ્ટક જોવું. પુણ્યપાપ માનવાની ભલામણ ભગવાને સૂત્રકૃતાંગ (૨. ૫. ૧૬) માં કરી છે.

૨. પુણ્યના ૪૨ ભેદ છે અર્થાત્ શુભ પ્રકૃતિઓ ૪૨ છે — ૧. સાતવેદનીય, ૨. ઉચ્ચગોત્ર, ૩. મનુષ્યગતિ, ૪. મનુષ્યાનુપૂર્વી, ૫. દેવગતિ, ૬. દેવાનુપૂર્વી, ૭. પંચેન્દ્રિયજાતિ, ૮–૧૨. પાંચ શરીર, ૧૩–૧૫. ઔદારિક, વૈક્રિય અને આહારકનાં અંગોપાંગ, ૧૬. વજ્રર્ષભનારાચ સંઘયણ, ૧૭. સમચતુરસ્રસંસ્થાન, ૧૮. શુભ વર્ણ, ૧૯. શુભ ગંધ, ૨૦. શુભ રસ, ૨૧. શુભ સ્પર્શ, ૨૨. અગુરુલઘુ, ૨૩. પરાઘાત, ૨૪. શ્વાસોચ્છ્વાસ, ૨૫. આતપ, ૨૬. ઉદ્યોત, ૨૭. શુભવિહાયોગતિ, ૨૮. નિર્માણ, ૨૯–૩૮. ત્રસદશક, ૩૯. સુરાયુ, ૪૦. મનુષ્યાયુ, ૪૧. તિર્યંચાયુ, ૪૨. તીર્થંકરનામ. આ ૪૨માં સામાન્યપણે શુભતા હોવાથી તે અપેક્ષાએ પુણ્ય એક કહ્યું છે.— નવતત્ત્વ૦ગા૦ ૧૦–૧૧. આ સિવાયની ૮૨ પ્રકૃતિઓ એ પાપપ્રકૃતિઓ છે. નવતત્ત્વ૦ ગા૦ ૧૩–૧૪. પુણ્યપ્રકૃતિની ગણતરીમાં મતભેદ પણ છે. જુઓ— તત્ત્વાર્થ૦ ૮. ૨૬.

૩. અન્નપુણ્યની બાબતમાં સરખાવો બૌદ્ધ માન્યતા પણ : "જે માણસ ભોજન દે છે, તે લેનારને ચાર વસ્તુ આપે છે · વર્ણ, સુખ, બલ અને આયુ તેનું ફળ દાતાને એ છે કે દેવાયુ, દિવ્યવર્ણ, દિવ્યસુખ અને દિવ્યબલ." — અંગુત્તર૦ ૪.૫૮.

## ૧૨

## કર્મ[1]

### ૧. કર્મના ભેદો

કર્મ બે પ્રકારનું છે:—

૧ પ્રદેશકર્મ – જે કર્મનો રસ નહિ પણ તેના પુદ્ગલો વેદાય તે;

૨. અનુભાવકર્મ – જે કર્મનો રસ વેદાય તે

[–સ્થા૦ ૮૫]

કર્મ ચાર પ્રકારનુ છે.—

૧. પ્રકૃતિકર્મ – કર્મના વિશેષ સ્વભાવભેદો તે;

૨. સ્થિતિકર્મ – કર્મનું અમુક કાળ સુધી અવસ્થાન;

---

૧. જૈનદર્શનને મતે કર્મ એ એક વિશિષ્ટ પ્રકારનું અજીવ દ્રવ્ય છે, અને તે ખરેખર જીવ ઉપર બધાય છે – ચોટે છે. કર્મપુદ્ગલો જીવ દ્વારા ગ્રહણ થઈ કર્મરૂપે બધાય છે. એનો અર્થ એ છે કે, તે જ વખતે તે પુદ્ગલોમાં ચાર અંશોનું નિર્માણ થાય છે, અને તે જ અશો બધના પ્રકાર પણ કહેવાય છે.– ૧. કર્મપુદ્ગલોમા જ્ઞાનને આવૃત કરવાનો; દર્શનને અટકાવવાનો, સુખદુ:ખ અનુભવવાનો વગેરે સ્વભાવ બધાય, તે પ્રકૃતિબંધ. ૨. તેની સાથે જ તે સ્વભાવથી અમુક વખત સુધી ચ્યુત ન થવાની જે કાલમર્યાદાનું નિર્માણ થાય, તે સ્થિતિબધ. ૩. સાથે સાથે તેમાં તીવ્રતા, મંદતા, -આદિપણે ફલાનુભવ કરાવનારી જે વિશેષતાઓ બંધાય તે અનુભાવબંધ. ૪. તથા ગ્રહણ કરાઈ ભિન્ન ભિન્ન સ્વભાવમાં પરિણામ પામતો તે કર્મરાશિ સ્વભાવ દીઠ અમુક અમુક પરિમાણમાં વહેચાઈ જાય, તે પરિમાણવિભાગ તે પ્રદેશબધ. આ બધાનાં દૃષ્ટાંત સાથે વર્ણન માટે જુઓ પ્રથમ કર્મગ્રથ ગાથા ૨. કર્મબાબત બૌદ્ધ માન્યતા વિષે જુઓ આ પ્રકરણને અતે ટિપ્પણ ન. ૧.

3 અનુભાવકર્મ – કર્મનો તીવ્રાદિરૂપ વિપાક-રસ;
૪. પ્રદેશકર્મ – કર્મના પુદ્ગલો.

[–સ્થા૦ ૩૬૨]

કર્મબંધના ચાર પ્રકાર છે—
૧. પ્રકૃતિબંધ; ૨. સ્થિતિબંધ; ૩ અનુભાવ-બંધ;
૪. પ્રદેશબંધ.

[–સ્થા૦ ૨૯૬, –સમ૦ ૪]

§ કર્મ–ઉપક્રમના[1] ચાર પ્રકાર છે:—
૧. બંધનોપક્રમ (કર્મપુદ્ગલ અને જીવપ્રદેશનો પરસ્પર સંબંધ તે બંધન); ૨. ઉદીરણોપક્રમ (ફલ દેવાનો સમય આવ્યો ન હોય તેવા કર્મનો ઉદયાવલિકામાં પ્રવેશ કરાવવો તે ઉદીરણા); ૩. ઉપશામનોપક્રમ (કર્મને ઉદયમાં ન આવવા દેવું તે ઉપશામન); ૪ વિપરિણામનોપક્રમ (કર્મની સત્તા, ઉદય, ઉપશમ, ક્ષય વગેરે વિવિધ અવસ્થાઓ કરવી તે વિપરિણામના).

(૧) બંધનોપક્રમ ચાર પ્રકારનો છે—
૧. પ્રકૃતિબંધનોપક્રમ (પ્રકૃતિબંધનું કારણ એવો જીવનો યોગરૂપ પરિણામ);
૨ સ્થિતિબંધનોપક્રમ (સ્થિતિબંધનો હેતુ જીવનો કષાયરૂપ પરિણામ);
૩. અનુભાવબંધનોપક્રમ (અનુભાવબંધનું કારણ પણ જીવનો કષાયરૂપ પરિણામ છે, માટે કષાય એ જ અનુભાવબંધનોપક્રમ છે);

---

૧. ઉપક્રમ એટલે આરંભ. અથવા જેના વડે કર્મનું બંધન, ઉદીરણા વગેરે થાય, તે ઉપક્રમ; અર્થાત્ જીવનો શક્તિવિશેષ જેને શાસ્ત્રીય પરિભાષામાં કરણ કહે છે.

૪. પ્રદેશબંધનોપક્રમ (પ્રદેશબંધનું કારણ જીવનો યોગ એટલે કે મન-વાણી કાયાની પ્રવૃત્તિ રૂપ પરિણામ)

(૨) ઉદીરણોપક્રમના ચાર પ્રકાર—

૧. પ્રકૃતિઉદીરણોપક્રમ (ઉદયકાળ ન હોવા છતાં વીર્યવિશેષથી કર્મદલિકને ઉદયાવલિકામાં પ્રવિષ્ટ કરી દેવા, તે પ્રકૃતિ ઉદીરણા; અને તેવી ઉદીરણા યોગરૂપ પરિણામથી થતી હોવાથી તે યોગ-પરિણામ. અથવા એવી ઉદીરણાનો આરંભ તે);

૨. સ્થિતિઉદીરણોપક્રમ (જેનો ઉદય નથી થયો તેવી સ્થિતિ વીર્યવિશેષથી ભોગવવી તે સ્થિત્યુદીરણા; આવી ઉદીરણા જીવના કષાયરૂપ પરિણામથી થતી હોવાથી તે કષાયપરિણામ; અથવા એવી ઉદીરણાનો આરંભ તે);

૩. અનુભાવઉદીરણોપક્રમ (ઉપર મુજબ અનુભાવની બાબતમાં અર્થ ઘટાવવો);

૪. પ્રદેશઉદીરણોપક્રમ (ઉપર મુજબ પ્રદેશની બાબતમાં).

(૩) ઉપશમનોપક્રમ ચાર પ્રકારનો છે—

૧. પ્રકૃતિઉપશમનોપક્રમ; ૨. સ્થિતિઉપશમનોપક્રમ; ૩. અનુભાવઉપશમનોપક્રમ; ૪. પ્રદેશ-ઉપશમનોપક્રમ (આ ચારનો અર્થ પણ ઉદીરણોપક્રમની પેઠે ઘટાવી લેવો)

(૪) વિપરિણામનોપક્રમ ચાર પ્રકારનો છે—

૧ પ્રકૃતિ વિપરિણામનોપક્રમ; ૨. સ્થિતિવિપરિણામનોપક્રમ; ૩. અનુભાવવિપરિણામનોપક્રમ;

૪. પ્રદેશ વિપરિણામનોપક્રમ (અર્થ ઉપર મુજબ ઘટાવવો).

§ અલ્પબહુત્વ ચાર[1] પ્રકારનું છે—

૧. પ્રકૃતિ અલ્પબહુત્વ; ૨. સ્થિતિ અલ્પબહુત્વ; અનુભાવ અલ્પબહુત્વ; ૪. પ્રદેશ અલ્પબહુત્વ.

§ સંક્રમ[2] ચાર પ્રકારનો છે—

૧. પ્રકૃતિસંક્રમ; ૨. સ્થિતિસંક્રમ; ૩. અનુભાવ-સંક્રમ; ૪. પ્રદેશસંક્રમ.

§ નિધત્ત[3] ચાર પ્રકારનો છે—

૧. પ્રકૃતિનિધત્ત; ૨. સ્થિતિનિધત્ત; ૩. અનુભાવ-નિધત્ત; ૪. પ્રદેશનિધત્ત.

---

૧. પ્રકૃતિ આદિ બંધ કોને અલ્પ છે, અને કોને બહુ છે, તેનો વિચાર વિશેષ વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ન. ૨.

૨. એવો નિયમ છે કે, કર્મના સ્વભાવ પ્રમાણે ફળ મળે છે. અર્થાત્ જ્ઞાનને આવરવાના સ્વભાવવાળુ કર્મ જ્ઞાનને આવરવાનું કામ કરે છે, પણ દર્શનશક્તિને આવરવાનું કે સુખદુઃખ અનુભવાવવાનું કાર્ય નથી કરતું. પરતુ આ નિયમ કર્મની મૂલ પ્રકૃતિઓ (આઠ મુખ્ય વિભાગો) ને જ લાગુ પડે છે. તે આઠમાના દરેકના પેટાવિભાગો (ઉત્તરપ્રકૃતિઓ) તો પાછળથી અધ્યવસાયને બળે એકને બદલે બીજારૂપે બદલાઈ શકે છે. તે સક્રમ કહેવાય છે. જોકે ઉત્તરપ્રકૃતિઓમાં પણ કેટલીક એવી છે કે જે સજાતીય હોવા છતા પરસ્પર સક્રમ નથી પામતી. જેમકે, દર્શનમોહ ચારિત્રમોહ રૂપે પરસ્પર સક્રમ નથી પામતો. એ જ રીતે નારક આયુષ્ક તિર્યંચ આયુષ્ક રૂપે, કે તે આયુષ્ક અન્ય કોઈ આયુષ્ક રૂપે સક્રમ નથી પામતા.

પ્રકૃતિસક્રમની પેઠે બધકાલીન રસ (અનુભાવ), સ્થિતિ તેમજ પ્રદેશમા પણ પાછળથી અધ્યવસાયને બળે ફેરફાર થાય છે.

૩. નિધત્ત એવી કર્માવસ્થા છે કે, જેમા તે કર્મોની સ્થિતિ અને અનુભાવ અધ્યવસાયવિશેષથી હીન થઈ શકે અથવા વધી શકે; પરંતુ તે સિવાય સક્રમણ આદિ કાઈ થઈ ન શકે. જુઓ કર્મપ્રકૃતિ૦ ગા૦ ૨.

§ નિકાચિતના[1] ચાર પ્રકાર છે.—

૧ પ્રકૃતિનિકાચિત; ૨. સ્થિતિનિકાચિત; ૩ અનુભાવનિકાચિત, ૪. પ્રદેશનિકાચિત.

[-સ્થા૦ ૨૯૬]

કર્મ ચાર પ્રકારનું છે—

(૧) ૧. શુભ ને શુભાનુબંધી;[2] ૨. શુભ ને અશુભાનુબંધી; ૩. અશુભ ને અશુભાનુબંધી ૪. અશુભ ને શુભાનુબંધી.

(૨) ૧ શુભ ને શુભવિપાકી[3]; ૨. શુભ ને અશુભવિપાકી; ૩. અશુભ ને અશુભવિપાકી; ૪ અશુભ ને શુભવિપાકી

[-સ્થા૦ ૩૬૨]

## ૨. કર્મબંધકો અને કર્મબંધનું કારણ

§ જીવો ત્રસરૂપે રહીને અને સ્થાવર રૂપે રહીને પાપકર્મનું ચયન કરે છે (પાપકર્મ એકઠાં કરે છે), — ભૂતકાળમાં ચયન કર્યું છે અને ભવિષ્યમાં કરશે.

§ તેવી જ રીતે ત્રણે કાળ સંબંધી ઉપચયન (વૃદ્ધિ, પુષ્ટિ), બંધ, ઉદીરણા, વેદના, અને નિર્જરા વિષે પણ સમજવું.

[-સ્થા૦ ૧૧૭]

---

૧. નિકાચિત એ એવી કર્માવસ્થા છે કે, જેમા ઓછુવત્તુ કરવું, સંક્રમ કરવો વગેરે કાંઈ ફેરફાર શક્ય જ નથી.

૨. શુભકર્મ એટલે પુણ્યકર્મ; તે જ્યારે ભોગવાતું હોય ત્યારે આત્મપરિણામ એવા રહે કે પાછો શુભકર્મનો જ બંધ થાય. આને મળતી બૌદ્ધ માન્યતા માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૩. કોઈ કર્મનો શુભ બંધ પડયો હોય, અને તેનો વિપાક પણ શુભ હોય. જેમકે, સાતાવેદનીય કર્મ બાંધ્યું હોય અને જ્યારે તે ઉદયમાં આવે ત્યારે જો સુખ આપે તો તે શુભ અને શુભવિપાકી કહેવાય.

જીવોએ સ્ત્રીરૂપે, પુરુષરૂપે અને નપુંસકરૂપે પાપકર્મના પુદ્ગલોનું ચયન કર્યું છે, કરે છે અને કરશે. તેવી જ રીતે ઉપચયન, યાવત્ નિર્જરા વિષે પણ સમજવું.

[–સ્થા૦ ૨૩૩]

§ જીવો બે પ્રકારે પાપકર્મ બાંધે છે[1]—

૧. રાગથી; ૨. દ્વેષથી.

§ જીવો બે પ્રકારે પાપકર્મની ઉદીરણા કરે છે, અર્થાત્ સમય પહેલાં પ્રયત્નવિશેષથી કર્મફલનો અનુભવ કરી લે છે:–

૧. આભ્યુપગમિકી વેદના વડે – પોતાની મેળે સ્વીકારેલી વેદના વડે.

૨. ઔપક્રમિકી – કર્મની ઉદીરણાને કારણે આવી પડેલી વેદના વડે.

§ તે જ પ્રમાણે વેદના અને નિર્જરા વિષે સમજવું.

[–સ્થા૦ ૯૬]

§ જીવોએ ચાર સ્થાનથી આઠે કર્મપ્રકૃતિનું ચયન કર્યું છે, કરે છે અને કરશે:–

૧. ક્રોધથી; ૨. માનથી; ૩. માયાથી; ૪. લોભથી.

§ નારકથી માંડી વૈમાનિક સુધીના[2] જીવોએ ઉપરનાં ચાર કારણથી આઠે કર્મનું ચયન કર્યું છે, કરે છે અને કરશે.

---

૧. અંગુત્તર૦માં ત્રણ પ્રકારે કર્મસમુદય માન્યો છે – લોભજ, દોષજ – દ્વેષજ અને મોહજ. – ૩, ૩૩. અને સર્વમાં મોહજ વધારે દોષજનક છે એમ કહ્યું છે. – અંગુ૦ ૩. ૯૭; તથા ૬. ૩૯.

૨. (૧) નારક, (૨–૧૧) ભવનપતિ, (૧૨–૧૯) સ્થાવરકાય તથા દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, અને ચતુરિન્દ્રિય, (૨૦) તિર્યંચ પંચેન્દ્રિય, (૨૧) મનુષ્ય, (૨૨–૨૪) વાણવ્યંતર, જ્યોતિષ્ક, અને વૈમાનિક.

§ તેવી જ રીતે ઉપચયન, બંધ, ઉદીરણા, વેદના અને નિર્જરાના ત્રણ ત્રણ દંડક કહેવા.

[–સ્થા૦ ૨૫૦]

§ જીવોએ ચાર સ્થાનથી[1] પાપકર્મના પુદ્‌ગલોનું ચયન કર્યું છે, કરે છે અને કરશે :–

૧. નારકરૂપે ૨. તિર્યંચરૂપે; ૩. મનુષ્યરૂપે; ૪. દેવરૂપે.

§ તેવી જ રીતે ઉપચયન, બંધ, ઉદીરણા, વેદના અને નિર્જરા વિષે પણ સમજવું.

[–સ્થા૦ ૩૮૭]

§ જીવોએ પાંચ સ્થાનથી[2] પાપકર્મનું ચયન કર્યું છે, કરે છે અને કરશે :–

૧. એકેન્દ્રિયરૂપે; ૨. બેઇન્દ્રિયરૂપે; ૩ ત્રીન્દ્રિયરૂપે; ૪. ચતુરિન્દ્રિયરૂપે; ૫. પંચેન્દ્રિયરૂપે.

§ તેવી જ રીતે ઉપચયન યાવત્ નિર્જરા વિષે પણ સમજવું.

[–સ્થા૦ ૪૭૪]

---

૧. આ ચારમાંથી પછીના ત્રણમા નર-માદા એ બે બે ભેદો ઉમેરી સાત સ્થાનક થાય છે. –સ્થા૦ ૫૯૨; અને ચારેને પ્રથમ સમયના અને અપ્રથમસમયના એમ બે બે ભેદો લગાડવાથી આઠ સ્થાનક થાય છે. –સ્થા૦ ૬૬૦.

૨. આ પાચમા પણ દરેકમા પ્રથમ સમયના અને અપ્રથમ સમયના એવા બે બે ભેદો ઉમેરતા દશ સ્થાનક થાય. (–સ્થા૦ ૭૮૩); તથા એકેન્દ્રિયને બદલે પૃથ્વી, અપ્, તેજસ્, વાયુ, અને વનસ્પતિ એ વિભાગો ઉમેરતાં નવ સ્થાનક થાય (–સ્થા૦ ૭૦૨).

§ જીવોએ છ સ્થાનથી પાપકર્મનું ચયન કર્યું છે, કરે છે અને કરશેઃ–

૧. પૃથ્વીકાયરૂપે; ૨ અપ્કાયરૂપે; ૩. તેજસ્કાયરૂપે; ૪. વાયુકાયરૂપે; ૫. વનસ્પતિકાયરૂપે; ૬ ત્રસકાયરૂપે.

§ તેવી જ રીતે ઉપચયન યાવત્ નિર્જરા વિષે સમજી લેવું.

[–સ્થા૦ ૫૪૦]

§ દાનના[1] દશ ભેદ છે—

૧. અનુકંપાદાન (અનાથ કે પીડિતને કૃપાથી દેવાતું);
૨. સંગ્રહદાન (આપત્તિમાં કે અભ્યુદયમાં સહાય કરવી તે);
૩. ભયદાન (ડરીને જે કંઈ રાજા કે પોલીસને દેવું તે)
૪. કારુણ્યદાન (શોક અર્થાત્ પુત્રાદિ વિયોગને કારણે તેની પાછળ કાંઈ દેવું તે);
૫. લજ્જાદાન (ઇચ્છા ન હોવા છતાં પાંચ માણસ વચ્ચે બેઠા હોય અને આપે તે);
૬. ગૌરવદાન (પોતાના યશ માટે ગર્વથી દેવું તે),
૭. અધર્મદાન (અધર્મી પુરુષને દાન);
૮. ધર્મદાન (સુપાત્રને દાન);
૯. આશાદાન (સુફળની આશાથી દીધેલું દાન);
૧૦. પ્રત્યુપકાર દાન (કરેલા ઉપકારનો બદલો વાળવા કરાતું દાન)

---

૧. દાન સાતાવેદનીયના બંધના કારણરૂપ હોવાથી અહીં કર્મબંધના નિમિત્તના પ્રકરણમાં ગોઠવ્યું છે. જુઓ તત્ત્વાર્થ૦ ૬, ૧૩. વિશેષ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

મોહનીય કર્મનાં ત્રીસ નિમિત્તો[1] છે—

૧. ત્રસ જીવોને પાણીમાં નાખી પગથી કચરી મારી નાખે.

૨. કોઈના માથાને ચામડાથી વીંટી મારી નાખે

૩. કોઈને મોઢે ડૂચો દઈ મારી નાખે.

૪. બંધ ઘરમાં ખૂબ અગ્નિ સળગાવી તેના ધૂમાડાથી જીવોની હત્યા કરે.

૫. સંકિલષ્ટ ચિત્તથી કોઈના માથાને ધડથી કાપી નાખી પછી ધડને પણ વિદારે તે.

૬. કોઈને ઠગીને (વિષયુક્ત) ફળથી અથવા લાકડીથી હત્યા કરતાં કરતાં પણ તેની પાછી મજાક કરે.

૭ પોતાના કપટ વડે બીજા કપટને ઢાંકી દે (ગૂઢાચારી), પોતાના દોષનો અપલાપ કરે, તથા અસત્ય બોલે.

૮. પોતાના અપકૃત્યનો ભાર બીજાને માથે નાખી દે અથવા બીજાની સામે કોઈના દોષો ઉઘાડા પાડી દે અને તેને કહે કે તેં આ કર્યું છે વગેરે.

૯. અસત્ય જાણવા છતાં સાચું-જૂઠું પરિષદમાં બોલ્યા કરે અને કલહ કરાવે.

૧૦. રાજાનો અમાત્ય હોય છતાં પ્રજામાં વિદ્રોહ જગવી તેની આવકના માર્ગો બંધ કરે અથવા રાણીને મારી નંખાવે અને રાજાને બહાર કઢાવી મૂકે.

---

૧. આ જ મોહનીયસ્થાનોનું વર્ણન ભગવાને દશાશ્રુતસ્કંધ અ૦ ૯-માં કર્યું છે. ટીકાકાર જણાવે છે કે, અહીં મોહનીય શબ્દથી સામાન્ય રીતે આઠે કર્મ સમજવાં જોઈએ અને વિશેષ રીતે જ મોહનીય કે જે ચોથું કર્મ છે, તે સમજવું. આવશ્યક સૂત્રમાં (અ૦ ૪) પણ આ મહામોહનીય સ્થાનનો ઉલ્લેખ છે.

૧૧. કોઇ દીન વાણીથી દયાની માગણી કરતો હોય છતાં તેનો જવાબ તિરસ્કારભરી વાણીમાં આપે અને તેના ભોગોનો નાશ કરે.

૧૨. સ્ત્રીમાં લોલુપ હોય અને પોતે બાલબ્રહ્મચારી ન હોવા છતાં બાલબ્રહ્મચારી છે, એવું કહ્યા કરે. પોતે અબ્રહ્મચારી છતાં બ્રહ્મચારી છે તેમ કહ્યા કરે. આવું કહેનાર ગાયોની વચ્ચે ગધેડાની જેમ ભૂંકનાર જ છે. ફક્ત સ્ત્રીમાં પોતાની ગૃદ્ધિને લઈને આવો મનુષ્ય પોતાનું જ અહિત કરે છે અને બહુ જ માયાથી જૂઠું બોલે છે.

૧૩. આ તો અમુક રાજાનો આશ્રિત છે એવી પ્રસિદ્ધિ થવાથી લોકોમાં ધન વગેરે મળે છે એમ ધારી, જે રાજ્યાશ્રય સ્વીકારે.

૧૪. સાવ દરિદ્ર હોય પણ ગામનો રાજા કે ગામ મળીને તે દરિદ્રને રાજા બનાવે અને તેથી તેને બહું જ ધન મળે; પછી ઈર્ષાળુ થઈ, સંક્લિષ્ટ ચિત્તવાળો થઈ, તે બીજાની જીવિકાનો નાશ કરે.

૧૫. જેમ નાગણ પોતાનાં બચ્ચાંને જ મારે છે, તેમ કોઈ પોતાના માલિક સેનાપતિ કે શાસ્તાને મારી નાખે.

૧૬. રાષ્ટ્રના નાયકને કે નિગમના નેતાને કે યશસ્વી શેઠને મારી નાખે.

૧૭. અનેક જીવોના નેતાને અને પ્રાણીઓને – દરિયામાં જેમ બેટ તેમ – શરણ આપનારને મારી નાખે.

૧૮. જે સંયમ માટે તત્પર હોય, કે સંયમી હોય, કે તપસ્વી હોય તેવાને ધર્મથી ભ્રષ્ટ કરે.

૧૯. અનંતજ્ઞાની અને શ્રેષ્ઠદર્શનવાળા પુરુષની નિંદા કરે.

૨૦. ન્યાયમાર્ગનો દ્વેષી થઈ તેની નિન્દા કરી અપકાર કરે.

૨૧. આચાર્ય-ઉપાધ્યાય પાસેથી શ્રુત શીખીને તેમની જ નિન્દા કરવા મંડી જાય.

૨૨. જેની પાસેથી શ્રુત લીધું હોય તેનો અહંભાવથી પ્રત્યુપકાર ન કરે.

૨૩. બહુશ્રુત ન હોય પણ બહુશ્રુત હોવાનો ઢોંગ કરી યશ કમાય અને પોતે વિશુદ્ધ સ્વાધ્યાય કરે છે એવું બીજાને ઠસાવે.

૨૪. તપસ્વી ન હોય છતાં તપસ્વી હોવાનો આડંબર કરે આ લોકમાં સૌથી મોટો ચોર તે છે.

૨૫. 'આ તે મારું શું ભલું કરવાનો હતો' એવા ભાવથી, સાધારણ મદદ માગનાર કોઈ ગ્લાનને, સમર્થ હોવા છતાં મદદ ન કરે. આવો મનુષ્ય શઠ છે, માયાવી છે અને ક્લિષ્ટ ચિત્તવાળો છે, તથા પોતાની બોધિને તે પોતે જ દુર્લભ બનાવે છે.

૨૬. જે સર્વધર્મતીર્થનો નાશ કરનારી કથા કરે અને કલહ કરે.

૨૭. જે વશીકરણાદિ અધાર્મિક યોગોનું આચરણ પ્રશંસા માટે કરે.

૨૮. આ લોકના કે પરલોકના કામભોગોને અતૃપ્ત થઈ સદા ભોગવે.

૨૯. દેવોની ઋદ્ધિ, દ્યુતિ, યશ, વર્ણ, બલ, વીર્ય એ બધાની નિન્દા કરે.

૩૦. મને કોઈ જિન માની પૂજે એવી યશની આકાંક્ષા રાખી પોતે દેવ, યક્ષ, ગુહ્યકને ન દેખતો હોય, અજ્ઞાની હોય, છતાં કહે કે હું તો તે બધાને જોઉં છું.

[ – સમ૦ ૩૦ ]

૬ ચારિત્રનો નાશ ચાર પ્રકારે[1] છે:

૧. આસુર (ભવનપતિ વગેરે દેવો અસુર કહેવાય છે. તેમને યોગ્ય ભાવના તે આસુરી ભાવના. આ ભાવનાજન્ય ચારિત્રનાશ).

૨. આભિયોગ (દેવોમાં નોકરચાકરનું કામ કરનારા આભિયોગિક દેવ કહેવાય છે. તેમને યોગ્ય ભાવના તે આભિયોગિકી. એવી ભાવનાથી થતો ચારિત્રનાશ.)

૩. સાંમોહ (મૂઢજાતિના દેવોને યોગ્ય ભાવના તે સાંમોહી. આ ભાવનાથી થતો ચારિત્રનાશ.)

૪. દેવ કિલ્બિષ (ચાંડાલ જેવી દેવોની અછૂતજાતિ તે દેવકિલ્બિષ. તેમને યોગ્ય ભાવનાથી થતો ચારિત્રનાશ.)

૬ ચાર કારણે જીવો અસુરયોગ્ય કર્મ કરે છે:

૧. કોપશીલતાથી;

૨. કલહશીલતાથી;

૩. સંસક્ત તપઃકર્મથી – આહારાદિની આશાએ કરાયેલા તપકર્મથી.

૪. નિમિત્તોપજીવનથી – નિમિત્તાદિ વિદ્યાઓના આશ્રયે જીવનનિર્વાહ કરવાથી.

૬ ચાર કારણે જીવો આભિયોગ્યને લાયક કર્મ કરે છે:

૧. આત્મોત્કર્ષ – ખોટી આપબડાઈથી.

૨. પરપરિતાપ – બીજાને પીડા આપવાથી.

---

૧. બૃહત્કલ્પમાં (ગા૦ ૧૨૯૩ – ૧૩૨૭) પાંચ અપ્રશસ્ત ભાવનાઓ ગણાવી છે. ૧. કાન્દર્પ, ૨. દૈવકિલ્બિષી, ૩. આભિયોગી, ૪. આસુરી અને ૫. સામોહી. આ પાંચે ભાવનાથી થતો ચારિત્રનાશ પણ તે તે નામે ઓળખાય છે. તે તે ભાવનાથી જીવો તે તે પ્રકારના હલકા દેવોરૂપે અવતરે છે.

૩. ભૂતિકર્મ – દોરાધાગા કરી રોગ મટાડવાની વિદ્યાના પ્રયોગથી.

૪. કૌતુકકરણ – સૌભાગ્યાદિ કાંક્ષીઓને માટે સ્નાન હોમ આદિ કરવાથી.

§ ચાર કારણે જીવો સંમોહ યોગ્ય કર્મ કરે છે—

૧. ઉન્માર્ગ દેશનાથી; ૨. માર્ગાન્તરાયથી; ૩. કામાભિલાષથી; ૪. લોભપૂર્વક નિદાનથી.

§ ચાર કારણે જીવો કિલ્બિષી દેવ યોગ્ય કર્મ કરે છે—

૧. અરિહંતના અવર્ણવાદ (નિંદા) થી, ૨. અરિહંતે ઉપદેશેલા ધર્મના અવર્ણવાદથી, ૩. આચાર્યોપાધ્યાયના અવર્ણવાદથી, ૪. ચતુર્વિધ સંઘના અવર્ણવાદથી.

[-સ્થા૦ ૩૫૪]

§ નારક યોગ્ય કર્મબંધનાં[1] ચાર કારણ છે—

૧. મહારમ્ભ (પ્રાણીઓને દુઃખ થાય તેવી કષાય પૂર્વક પ્રવૃત્તિ); ૨. મહાપરિગ્રહ; ૩. પંચેન્દ્રિય-વધ; ૪. કુણિમાહાર— માંસભોજન.

§ તિર્યંચયોગ્ય કર્મબંધનાં[2] ચાર કારણ છે—

૧. માયાવીપણું; ૨. નિકૃતિભાવ— ઠગવા માટે કાયિક ઉપચાર; ૩. અલીકવચન; ૪. ખોટાં તોલ-માપ.

§ મનુષ્યયોગ્ય કર્મબંધનાં[3] ચાર કારણો છે—

૧. ભદ્રપ્રકૃતિ; ૨. વિનયશીલતા; ૩. સાનુક્રોશતા- સહૃદયતા ૪. અમત્સરિતા.

---

૧. કર્મગ્રંથ, પ્રથમ, ગા૦ ૫૬; તત્ત્વાર્થ૦ ૬-૧૬.
૨. „ ગા૦ ૫૭; „ ૬-૧૭.
૩. „ ગા૦ ૫૭; „ ૬-૧૮.

§ દેવયોગ્ય કર્મબન્ધનાં[1] ચાર કારણ છે—

૧. સરાગ સંયમ (સંયમ લીધા છતાં કષાયના કાંઈક અંશો બાકી રહેવા); ૨. સંયમાસંયમ (હિંસાવિરતિ આદિ વ્રતો અલ્પાંશે લેવાં); ૩. બાલતપઃકર્મ (વિવેક વિના અગ્નિપ્રવેશ, અનશન આદિ દેહદમન); ૪. અકામનિર્જરા (પરાધીનપણે અથવા અનુકરણ ખાતર અહિતકર પ્રવૃત્તિ કે આહારાદિનો ત્યાગ).

[–સ્થા૦ ૩૭૩]

પાણી ચાર પ્રકારનાં છે:—

૧. કાદવનું; ૨. કીચડનું; ૩. રેતીનું; ૪. પર્વતનું.

જીવના પરિણામ પણ એ પાણી જેવા છે. કાદવના પાણી જેવા પરિણામથી જીવ નારકીમાં જાય છે. કીચડના પાણી જેવા પરિણામથી જીવ તિર્યંચરૂપે ઉત્પન્ન થાય છે. રેતીના પાણી જેવા પરિણામથી જીવ મનુષ્ય થાય છે. અને પર્વતના પાણી જેવા પરિણામથી જીવ દેવ થાય છે.

[–સ્થા૦ ૩૧૧]

§ અલ્પાયુ કર્મબંધનાં ત્રણ કારણો છે:—

૧. પ્રાણાતિપાત (હિંસા); ૨. મૃષાવાદ (અસત્ય); ૩. તથારૂપ શ્રમણને અયોગ્ય ભોજનાદિ આપવાં તે.

§ દીર્ઘાયુ કર્મબંધનાં ત્રણ કારણો:—

૧. પ્રાણાતિપાત ન કરે; ૨. મૃષા ન બોલે; ૩. તથારૂપ શ્રમણને યોગ્ય આહારાદિનું દાન કરે.

§ અશુભ દીર્ઘાયુબંધનાં ત્રણ કારણો:—

૧. પ્રાણાતિપાત; ૨. મૃષાવાદ; ૩. શ્રમણની નિંદા આદિ કરે અને તેમને અયોગ્ય આહારાદિનું દાન આપે.

1. કર્મગ્રંથ, પ્રથમ, ગા૦ ૫૮; તત્ત્વાર્થ૦ ૬–૨૦.

§ શુભ દીર્ઘાયુબંધનાં ત્રણ કારણો :—

૧. પ્રાણાતિપાત ન કરે; ૨. મૃષા ન બોલે; ૩. શ્રમણનો સત્કાર વગેરે કરે અને આદરપૂર્વક યોગ્ય આહારાદિનું દાન કરે.[1]

[–સ્થા૦ ૧૨૫]

## ૩. પ્રકૃતિબંધ[2]

૧

§ જીવોએ કર્મની આઠ પ્રકૃતિઓનું ચયન કર્યું છે, કરે છે અને કરશે—

૧. જ્ઞાનાવરણ (જેના વડે જ્ઞાન – વિશેષબોધ આવરાય તે);

૨. દર્શનાવરણ (જેના વડે દર્શન – સામાન્યબોધ આવરાય તે);

૩. વેદનીય (જેથી સુખદુઃખ અનુભવાય તે);

૪. મોહનીય (જેના વડે આત્મા મોહ પામે તે);

૫. આયુ (જેથી ભવધારણ થાય તે);

૬. નામ (જેથી વિશિષ્ટ ગતિ-જાતિ આદિ પ્રાપ્ત થાય તે);

૭. ગોત્ર (જેથી ઉચ્ચપણું કે નીચપણું પમાય તે);

૮. અંતરાય (જેથી દેવા-લેવામાં વિઘ્ન આવે તે);

§ નારકથી માંડી વૈમાનિક સુધીના જીવોએ આ આઠે કર્મપ્રકૃતિનું ચયન કર્યું છે, કરે છે અને કરશે.

---

૧. અલ્પાયુબંધ અને દીર્ઘાયુબંધનાં કારણોની જિજ્ઞાસાને શમાવવા ગૌતમને ભગવાને જે ભગવતીમાં ઉત્તર આપ્યો છે, તે જ અહીં શબ્દશઃ ઉતારી લીધેલ છે— ભગવતી શ૦ ૫, ઉ૦ ૬, પૃ૦ ૫૨.

૨. કર્મની મૂળ તથા ઉત્તર પ્રકૃતિઓના વિવેચન માટે જુઓ પ્રથમ કર્મગ્રન્થ ગા૦ ૩–૫૨ અને તત્ત્વાર્થ૦ ૮, ૫–૧૪. ભગવતી સૂત્રમાં ૮ મૂળ પ્રકૃતિઓ, ગણાવી છે–શ૦ ૬, ઉ. ૯, પૃ૦ ૪૫૩.

૬ તેવી જ રીતે ઉપચયન, બંધ, ઉદીરણા, વેદના અને નિર્જરા વિષે પણ સમજી લેવું.

[-સ્થા૦ ૫૯૬]

૨

જ્ઞાનાવરણીયની ૫, મોહનીયની ૨૮, ગોત્રની ૨, આયુની ૪, એમ આ ચાર કર્મની ઉત્તરપ્રકૃતિ (પેટા-વિભાગ) ૩૯ છે.[1]

[-સમ૦ ૩૯]

દર્શનાવરણની ૯, અને નામકર્મની ૪૨ એમ એ બેની ઉત્તરપ્રકૃતિઓ ૫૧ છે.

[-સમ૦ ૫૧]

જ્ઞાનાવરણની ૫, નામકર્મની ૪૨, અને અંતરાયની ૫ એમ એ ત્રણની ઉત્તરપ્રકૃતિઓ ૫૨ છે.

[-સમ૦ ૫૨]

દર્શનાવરણની ૯, નામની ૪૨, અને આયુની ૪ એમ એ ત્રણની ૫૫ ઉત્તરપ્રકૃતિઓ છે.

[-સમ૦ ૫૫]

જ્ઞાનાવરણની ૫, વેદનીયની ૨, આયુની ૪, નામની ૪૨ અને અંતરાયની ૫ એમ એ પાંચની ૫૮ ઉત્તરપ્રકૃતિઓ છે.

[-સમ૦ ૫૮]

મોહનીયને છોડીને બાકીનાં કર્મની ઉત્તરપ્રકૃતિઓ ૬૯ છે. (૯૭ - ૨૮ = ૬૯)

[-સમ૦ ૬૯]

જ્ઞાનાવરણીય અને અન્તરાય વિનાનાં બાકીનાં છ કર્મની ઉત્તરપ્રકૃતિ ૮૭ છે.

[-સમ૦ ૮૭]

---

૧. વિગતો માટે જુઓ તત્ત્વાર્થ૦ ૮, ૬-૧૪.

આયુ અને ગોત્ર વિનાનાં બાકીનાં ૬ કર્મની ૯૧ ઉત્તરપ્રકૃતિ છે.

[-સમ૦ ૯૧]

આઠે કર્મની ઉત્તરપ્રકૃતિઓ ૯૭ છે.

[-સમ૦ ૯૭]

૩

(૧) જ્ઞાનાવરણીયના બે ભેદ છે[૧]—

૧. દેશજ્ઞાનાવરણીય — મત્યાદિ ચાર;

૨. સર્વજ્ઞાનાવરણીય — કેવલજ્ઞાનાવરણ.

૨. દર્શનાવરણીયના બે ભેદ છે —

૧. દેશ દર્શનાવરણીય — ચક્ષુરાદિ ત્રણ દર્શનાવરણ;

૨. સર્વદર્શનાવરણીય — કેવલદર્શનાવરણ અને નિદ્રાપંચક.[૨]

(૩) વેદનીય કર્મના બે ભેદ છે—

૧. સાતાવેદનીય (જેના ઉદયથી પ્રાણીને સુખનો અનુભવ થાય તે);

૨. અસાતાવેદનીય (જેનાથી દુઃખનો અનુભવ થાય તે);

(૪) મોહનીયના ભેદ બે છે —

૧. દર્શનમોહનીય (જેના ઉદયથી તત્ત્વોના યથાર્થ સ્વરૂપની રુચિ થતી અટકે તે);

૨. ચારિત્રમોહનીય.

---

૧. સમજૂતીને માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

૨. જુઓ વિગત માટે તત્ત્વાર્થ૦ ૮, ૬-૧૪.

(૫) આયુકર્મના બે ભેદ છે —

૧. અદ્ધાયુ (પ્રસ્તુત ભવ પૂરો થયા પછી તરત જ ફરીથી તેવો જ મળે તેવું આયુ; જેમ કે મનુષ્ય અને તિર્યંચનું.)

૨. ભવાયુ-(પ્રસ્તુત ભવ પૂરો થયા પછી તરત જ ફરીથી તેવો જ ભવ ન મળે તેવું આયુ; જેમકે દેવ, નારકીનું)

(૬) નામકર્મના બે ભેદ છે.—

૧. શુભનામ — તીર્થંકરનામાદિ;

૨. અશુભનામ — અનાદેય નામાદિ.

(૭) ગોત્રકર્મના બે ભેદ છે —

૧. ઉચ્ચ ગોત્ર; ૨. નીચ ગોત્ર;

(૮) અન્તરાયકર્મના બે ભેદ છે —

૧. પ્રત્યુત્પન્નવિનાશી (વર્તમાન વસ્તુના ભોગને રોકનાર);

૨. આગામીનો નિરોધ કરનાર.

[–સ્થા૦ ૧૦૫]

૪

જ્ઞાનાવરણીય કર્મ પાંચ* પ્રકારનું છે.—

૧. આભિનિબોધિકજ્ઞાનાવરણીય; ૨. શ્રુતજ્ઞાનાવરણીય; ૩. અવધિજ્ઞાનાવરણીય; ૪. મનઃપર્યાયજ્ઞાનાવરણીય; ૫. કેવલજ્ઞાનાવરણીય.

[–સ્થા૦ ૪૬૪]

---

* આ બધી ઉત્તર પ્રકૃતિઓની સમજણ માટે જુઓ આ માળાનું 'તત્ત્વાર્થસૂત્ર' પુસ્તક, સૂત્ર, ૮, ૬–૧૪.

૫

દર્શનાવરણીયકર્મની ૯ ઉત્તરપ્રકૃતિઓ છે—

૧ નિદ્રા (જેનાથી સુખપૂર્વક જાગી શકાય તેવી નિદ્રા આવે તે);

૨. પ્રચલા (જેનાથી બેઠા બેઠા કે ઊભા ઊભા ઊંઘ આવે તે);

૩. નિદ્રા-નિદ્રા, (જેનાથી નિદ્રામાંથી જાગવું વધારે મુશ્કેલ બને તે);

૪. પ્રચલાપ્રચલા (જેનાથી ચાલતાં ચાલતાં પણ નિદ્રા આવે તે);

૫. સ્ત્યાનર્દ્ધિ (જાગૃતમાં ચિંતવેલ કાર્યો નિદ્રાવસ્થામાં સાધવાનું જેનાથી બળ આવે તે);

૬. ચક્ષુર્દર્શનાવરણ;

૭. અચક્ષુદર્શનાવરણ;

૮. અવધિદર્શનાવરણ;

૯. કેવલદર્શનાવરણ.

[—સમ૦ ૯, —સ્થા૦ ૬૬૮]

૬

સાત (સુખ)ના છ પ્રકાર છે—

૧. શ્રોત્રેન્દ્રિયસાતા; ૨. ઘ્રાણેન્દ્રિયસાતા; ૩. રસનેન્દ્રિય સાતા; ૪. ચક્ષુરિન્દ્રિય સાતા; ૫. સ્પર્શનેંદ્રિય સાતા ૬. નોઇંદ્રિય (મન) સાતા.

અસાતાના છ પ્રકાર છે—

(૧-૬) શ્રોત્રેન્દ્રિય અસાતાથી માંડીને નોઇન્દ્રિય અસાતા સુધી.

[—સ્થા૦ ૪૮૮]

૭

મોહનીય કર્મનાં બાવન નામ[1] છે—

૧. ક્રોધ–જેથી કૃત્યાકૃત્યનુ ભાન ન રહે તે;

૨. કોપ–જેથી સ્વભાવથી ચલિત થવાય તે;

૩. રોષ–ક્રોધની પરંપરા;

૪. દ્વેષ–પોતાને કે પરને દૂષણ જેથી અપાય;

૫. અક્ષમા–અસહનશીલતા;

૬. સંજ્વલન–વારંવાર ક્રોધથી બળવું તે;

૭. કલહ–મોટેથી બૂમ પાડી બોલવું તે;

૮. ચાંડિક્ય–રૌદ્રાકાર;

૯. ભંડન–લાકડીથી લડવું તે;

૧૦. વિવાદ–વિરોધથી પક્ષ-પ્રતિપક્ષભાવ ગ્રહી બોલવું તે;

૧૧. માન–અભિમાન; ૧૨. મદ–મૂઢતા; ૧૩. દર્પ–અહંકાર; ૧૪. સ્તંભ–અનમન; ૧૫. આત્મોત્કર્ષ–પોતાની બડાઈ; ૧૬. ગર્વ–અનુશય; ૧૭. પરપરિવાદ–બીજાની નિંદા; ૧૮. આક્રોશ–તિરસ્કાર; ૧૯. અપકર્ષ [પરિભવ]–અભિમાનથી પોતાના અથવા પરના કોઈ કાર્યથી વિરત થવું; ૨૦. ઉન્નય–અભિમાનથી નીતિનો ત્યાગ; ૨૧. ઉન્નામ–અભિમાનથી પ્રતિનમન ન કરવું;

---

[1] અહીં ગણાવેલ બાવન નામ મુખ્યપણે ક્રોધ, માન, માયા અને લોભ તથા તેમના વિશેષો છે. ૧–૧૦ ક્રોધ અને તેના વિશેષો છે. ૧૧–૨૧ માન અને તેના વિશેષો છે. ૨૨–૩૮ માયા અને તેના વિશેષો છે; અને ૩૯–૫૨ લોભ અને તેના વિશેષો છે. આ જ ભેદોને લઈને મોહનીયના વર્ણાદિનો વિચાર ભગવતીમાં છે: શતક ૧૫, ઉ. ૫. દોષોની ગણના માટે જુઓ વિસુદ્ધિમગ્ગ ૭, ૫૯.

૨૨. માયા – કપટ;
૨૩. ઉપધિ – ઠગવા માટે વંચક ભાવ ધારણ કરવો તે;
૨૪. નિકૃતિ – આદરથી બીજાની વંચના;
૨૫. વલય – વક્ર સ્વભાવ;
૨૬. ગહન – ન સમજાય તેવી વચનજાળ;
૨૭. નૂમ – ઠગવા માટે નીચતાનો આશ્રય;
૨૮. કલ્ક – હિંસાદિ નિમિત્તે બીજાને છેતરવાનો અભિપ્રાય,
૨૯. કુરુક (કુરૂપ) ભૂંડા ચાળા;
૩૦. દંભ – ઠાઠમાઠ;
૩૧. કૂટ – કપટજાલ;
૩૨. જૈહ્મ – વંચના માટે મંદતા;
૩૩. કિલ્બિષ – કિલ્બિષ યોગ્ય માયા;
૩૪. અનાચરણતા – વંચના માટેનું આચરણ;
૩૫. ગૂહનતા – સ્વરૂપ છુપાવવું તે;
૩૬. વંચનતા – છેતરપિંડી;
૩૭. પ્રાતકુંચનતા – છલ;
૩૮. સાતિયોગ – ઉત્તમની સાથે હલકાની મિલાવટ;
૩૯. લોભ – તૃષ્ણા;
૪૦. ઇચ્છા – અભિલાષા;
૪૧. મૂર્ચ્છા – મોહ;
૪૨. કાંક્ષા – અપ્રાપ્ત પદાર્થની ઇચ્છા;
૪૩. ગૃદ્ધિ – પ્રાપ્ત અર્થમાં આસક્તિ;
૪૪. તૃષ્ણા – પ્રાપ્તપદાર્થનો વ્યય ન થાય તેવી ઇચ્છા;
૪૫. ભિધ્યા – વિષયોનુ ધ્યાન;
૪૬. અભિધ્યા – ચિત્તની ચલાયમાન સ્થિતિ;
૪૭. કામાશા – ઇષ્ટ શબ્દાદિની આશા;
૪૮. ભોગાશા – ઇષ્ટ ગંધાદિની આશા;

૪૯. જીવિતાશા – જીવવાની આશા;
૫૦. મરણાશા – મરણની ઇચ્છા;
૫૧. નન્દી – સમૃદ્ધિમાં આનંદ;
૫૨. રાગ – સ્નેહ;

મદસ્થાન[1] આઠ છે :–

૧. જાતિમદ; ૨. કુલમદ; ૩. બલમદ; ૪. રૂપમદ; ૫. તપોમદ; ૬. શ્રુતમદ; ૭. લાભમદ; ૮. ઐશ્વર્યમદ.

[–સ્થા૦ ૬૦૬, –સમ૦ ૮]

દશ કારણે અહંભાવ આણી મદ કરે છે—

૧. જાતિમદથી; ૨. કુલમદથી; ૩. બલમદથી; ૪. રૂપમદથી; ૫. શ્રુતમદથી; ૬. તપમદથી; ૭. લાભમદથી; ૮ ઐશ્વર્યમદથી; ૯. નાગકુમારો કે સુપર્ણકુમારો મારી પાસે શીઘ્ર આવે છે એમ માની; ૧૦. બીજા પુરુષોને ન થાય તેવું શ્રેષ્ઠ અવધિજ્ઞાન મને થયું છે એમ માની.

[–સ્થા૦ ૭૧૦]

મૂર્છા (મોહ) બે પ્રકારની છે—

૧. પ્રેમ પ્રત્યયા; ૨. દ્વેષ પ્રત્યયા;

(૧) પ્રેમ પ્રત્યયા મૂર્છા બે પ્રકારની છે—

---

૧. સૂત્રકૃતાંગ (૧. ૨. ૨. ૧–૨)માં કહ્યુ છે કે, જે અહંકાર કરી બીજાની અવજ્ઞા કરે છે તેનું ફળ તેને એ મળે છે કે, તેને સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે; માટે મદ ન કરવો. અહિં નિર્યુક્તિકાર પ્રસગ જોઈ આઠે મદ કરવાનો નિષેધ કરે છે (નિ૦ ૪૪). આવશ્યક સૂત્ર અ૦ ૪માં પણ આઠ મદસ્થાનથી નિવૃત્ત થવાનું કહ્યું છે. દશ વૈ૦ (૮. ૩૦)માં પણ બીજાનો પરાભવ અને આત્મોત્કર્ષ કરવાનો નિષેધ કર્યો છે. અંગુત્તર૦માં ત્રણ પ્રકારના મદ ગણાવ્યા છેઃ– યૌવન, આરોગ્ય અને જીવિતમદ. આ ત્રણે મદથી મનુષ્ય દુરાચારી બને છે.—અંગુત્તર૦ ૩. ૩૯.

સાથે પ્રતિસમય ભોગવવા માટે આયુકર્મના દલિકોની નિષેક નામની રચના તે) 'જાતિનામ નિધત્તાયુ'.

૨. (ગતિ નામકર્મ ચાર પ્રકારનું છે — નરક, દેવ, તિર્યંચ અને મનુષ્ય. એ ગતિ નામકર્મ સાથે પ્રતિસમય ભોગવવા માટે આયુકર્મના દલિકોની નિષેકરચના કરવી તે) 'ગતિનામ નિધત્તાયુ.'

૩. (સ્થિતિની અપેક્ષાએ નિષેકરચના કરવી તે) 'સ્થિતિનામ નિધત્તાયુ'.

૪. (જેની અંદર આત્મા રહે તે અવગાહના એટલે કે ઔદારિકાદિ શરીર — તે શરીર નામકર્મ સાથે પૂર્વોક્ત રચના કરવી તે) 'અવગાહનાનામ નિધત્તાયુ.'

૫. (પ્રદેશરૂપ નામકર્મની સાથે પૂર્વોક્ત રચના કરવી તે) 'પ્રદેશનામ નિધત્તાયુ'.

૬. (અનુભાવ — વિપાકરૂપ નામકર્મ સાથે પૂર્વોક્ત રચના કરવી તે) 'અનુભાવનામ નિધત્તાયુ.'

નારકથી માંડીને વૈમાનિક સુધીના જીવોને આ છયે આયુબંધ હોય છે.

નારકો, છ માસ આયુ બાકી હોય ત્યારે આગામી ભવના આયુનો બંધ કરે છે.

ભવનપતિ પણ તે જ પ્રમાણે.

અસંખ્યાત વર્ષાયુવાળા સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચ પણ તે જ પ્રમાણે.

અસંખ્યાત વર્ષાયુષી સંજ્ઞી મનુષ્ય પણ તે જ પ્રમાણે.

વાણવ્યંતર જ્યોતિષ્ક અને વૈમાનિક પણ

[–સમ૦ ૧૫૪, –સ્થા૦ ૫૩૬]

ગૌ૦ હે ભગવન્! નારકો જાતિનામ નિધત્તાયુબંધાદિ છ બંધોને કેટલા હપ્તામાં બાંધે છે?

મ૦ હે ગૌતમ! એકથી માંડી આઠ હપ્તામાં[1] બાંધી લે છે. નવ હપ્તા થતા નથી.

બાકીના વૈમાનિક સુધીના જીવોની બાબતમાં પણ તે જ પ્રમાણે સમજવું.

[-સમ૦ ૧૫૪]

આયુપરિણામ–સ્વભાવ–શક્તિ–ધર્મ નવવિધ કહ્યો છે —

૧. જીવની નિયત થયેલી ગતિને આયુકર્મ જે શક્તિ વડે પ્રાપ્ત કરાવે તે 'ગતિ પરિણામ'.

૨. (આયુકર્મના જે સ્વભાવ વડે અમુક જ ગતિનો બંધ થાય — જેમકે નરકાયુનો સ્વભાવ એવો છે કે તેથી મનુષ્યગતિ કે તિર્યંચગતિ નામકર્મ તો બંધાય, પણ દેવગતિ કે નરકગતિ નામકર્મ નથી બંધાતું — તે) 'ગતિબંધનપરિણામ.'

૩ (આયુની જે અન્તર્મુહૂર્તથી માંડીને ૩૩ સાગરોપમ સુધીની સ્થિતિ છે તે) 'સ્થિતિપરિણામ'.

૪. (પૂર્વના આયુકર્મના જે સ્વભાવ વડે અમુક જ પ્રમાણમાં ભાવી આયુસ્થિતિનો બંધ પડે છે — જેમકે — તિર્યંચ આયુ જો ભોગવતો હોય તો ભાવી દેવાયુનો ઉત્કૃષ્ટ બંધ ૧૮ જ સાગરોપમ પડે છે – તે) 'સ્થિતિ બંધનપરિણામ.'

૫. (આયુના જે સ્વભાવથી જીવ ઊર્ધ્વગમનની શક્તિ પામે છે તે) 'ઊર્ધ્વગૌરવ[2]પરિણામ.'

---

૧ જો આયુબંધક પરિણામ તીવ્ર હોય તો એક સાથે જ આયુકર્મના બધા દલિકોને ગ્રહણ કરી લે છે, અને પરિણામની જેવી મંદતા તે પ્રમાણે બે વખતમાં કે ત્રણ વખતમાં એમ વધારેમા વધારે આઠ વારમાં બધા આયુના દલિકોને ગ્રહણ કરી જ લે છે.

૨. અહીં ગૌરવનો અર્થ ગમન સમજવો. આગળનાં ગૌરવ પણ આ જ રીતે સમજી લેવાં.

૬. અધોગૌરવપરિણામ.
૭. તિર્યગ્‌ગૌરવપરિણામ.
૮. દીર્ઘગૌરવપરિણામ.
૯. હ્રસ્વગૌરવપરિણામ.

[-સ્થા૦ ૬૮૬]

નામકર્મ ૪૨ પ્રકારનું છે:—

૧. ગતિનામ (દેવાદિ ચાર ગતિઓ પ્રાપ્ત કરાવનાર કર્મ); [સમાન પરિણામ અનુભવાવનાર);
૨. જાતિનામ (એકેંદ્રિયત્વથી લઈ પંચેંદ્રિયત્વ સુધી
૩. શરીરનામ;
૪. શરીરાંગોપાંગ નામ;
૫. શરીર બંધન નામ (પ્રથમ ગૃહીત ઔદારિકાદિ પુદ્‌ગલો સાથે નવાં ગ્રહણ કરાતાં તેવાં પુદ્‌ગલોનો સંબંધ કરી આપનાર);
૬. શરીર સંઘાતન નામ (બદ્ધ પુદ્‌ગલોને તે તે શરીરના આકારમાં ગોઠવી આપનાર);
૭. સંહનન નામ (હાડબંધની વિશિષ્ટ રચનાઓનુ નિમિત્ત);
૮. સંસ્થાન નામ (શરીરની વિવિધ આકૃતિઓનુ નિમિત્ત);
૯. વર્ણનામ;
૧૦. ગંધનામ;
૧૨. સ્પર્શનામ;
૧૩. અગુરુલઘુનામ (નહીં ભારે, નહીં હલકું એવા શરીરનું નિમિત્ત);
૧૪. ઉપઘાત નામ (પડજીભ, ચોરદાંત, રસોળી વગેરે અવયવો પ્રાપ્ત કરાવનાર);

૧૫. પરાઘાત નામ (દર્શન કે વાણીથી બીજાને આંજી નાખે તેવી દશા પ્રાપ્ત કરાવનાર);
૧૬. આનુપૂર્વી નામ (જન્માંતર જતા જીવને આકાશ-પ્રદેશની શ્રેણી અનુસાર ગમન કરાવનાર);
૧૭. ઉચ્છ્વાસનામ (શ્વાસોચ્છ્વાસની શક્તિનું નિયામક);
૧૮. આતપનામ (અનુષ્ણ શરીરમાં ઉષ્ણપ્રકાશનું નિયામક);
૧૯. ઉદ્યોતનામ (શીતપ્રકાશનું નિયામક);
૨૦. વિહગગતિનામ (પ્રશસ્ત અને અપ્રશસ્ત ચાલનું નિયામક);
૨૧. ત્રસનામ (સ્વતંત્રપણે ગમન કરવાની શક્તિનું નિયામક);
૨૨. સ્થાવરનામ (ઉપરથી ઊલટું);
૨૩. સૂક્ષ્મનામ (ચર્મચક્ષુને અગોચર શરીરની પ્રાપ્તિનું નિયામક);
૨૪. બાદરનામ (ઉપરથી ઊલટું);
૨૫. પર્યાપ્તનામ (શરીરને યોગ્ય ઇંદ્રિયાદિની પર્યાપ્તિ પૂરી કરાવનાર);
૨૬. અપર્યાપ્ત નામ (તેથી ઊલટું);
૨૭. સાધારણશરીર નામ (અનંત જીવો વચ્ચે એક સાધારણ શરીર પ્રાપ્ત કરાવનાર);
૨૮. પ્રત્યેકશરીર નામ (જીવદીઠ ભિન્ન ભિન્ન શરીર પ્રાપ્ત કરાવનાર);
૨૯. સ્થિરનામ (હાડકાં, દાંત આદિ સ્થિર અવયવો પ્રાપ્ત કરાવનાર);
૩૦. અસ્થિરનામ (જીભ આદિ અસ્થિર અવયવો પ્રાપ્ત કરાવનાર);

૩૧ શુભનામ (નાભિની ઉપરના અવયવો પ્રશસ્ત ગણાવનાર);

૩૨. અશુભનામ (નાભિની નીચેના અવયવો અપ્રશસ્ત ગણાવનાર);

૩૩. સુભગનામ (ઉપકાર નહીં કરવા છતાં સર્વને પ્રિય બનાવનાર);

૩૪. દુર્ભગનામ (ઉપકાર કરવા છતાં સર્વને પ્રિય ન બનાવનાર);

૩૫ સુસ્વરનામ;

૩૬. દુઃસ્વરનામ;

૩૭. આદેયનામ (બોલ્યુ બહુ માન્ય કરાવનાર),

૩૮. અનાદેયનામ (એથી ઊલટું);

૩૯. યશોકીર્તિનામ;

૪૦. અયશોકીર્તિનામ;

૪૧. નિર્માણનામ (શરીરનાં અંગપ્રત્યંગ યથોચિત ગોઠવનાર);

૪૨ તીર્થંકરનામ (ધર્મતીર્થ પ્રવર્તાવવાની શક્તિ અર્પનાર).

[-સમ૦ ૪૨]

મિથ્યાદૃષ્ટિ અપર્યાપ્ત વિકલેન્દ્રિય[1] સંકિલષ્ટ પરિણામવાળો થઈ નામકર્મની ૨૫ ઉત્તરપ્રકૃતિઓ બાંધે —

---

૧. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, અને ચતુરિન્દ્રિયમાંનો કોઈ વિકલેંદ્રિય મિથ્યાદૃષ્ટિ જીવ જ્યારે વિકલેંદ્રિય પ્રાયોગ્ય નામકર્મ બાંધતો હોય, અને તે પણ અપર્યાપ્ત વિકલેંદ્રિય પ્રાયોગ્ય નામકર્મ બાંધતો હોય, ત્યારે અહીં ગણાવેલી ૨૫ અપ્રશસ્ત નામકર્મની પ્રકૃતિઓ બાંધે છે, અન્યથા નહીં. જુઓ છઠ્ઠો કર્મગ્રંથ, (મ૦ ટીકા) પૃ૦ ૧૭૭

૧. તિર્યંચગતિનામ; ૨. વિકલેન્દ્રિય જાતિનામ;[1] ૩. ઔદારિક શરીરનામ;[2] ૪. તૈજસ શરીરનામ; ૫. કાર્મણ શરીરનામ; ૬. હુંડક સંસ્થાનનામ;[3] ૭. ઔદારિક શરીરાંગોપાંગનામ; ૮. સેવાર્ત સંહનન-નામ;[4] ૯. વર્ણનામ; ૧૦; ગંધનામ; ૧૧. રસનામ; ૧૨ સ્પર્શનામ; ૧૩. તિર્યંચાનુપૂર્વીનામ; ૧૪. અગુરુલઘુનામ; ૧૫. ઉપઘાતનામ; ૧૬. ત્રસનામ; ૧૭. બાદરનામ; ૧૮. અપર્યાપ્ત નામ; ૧૯. પ્રત્યેક-શરીરનામ; ૨૦. અસ્થિરનામ; ૨૧. અશુભનામ; ૨૨. દુર્ભગનામ; ૨૩. અનાદેયનામ; ૨૪. અયશઃકીર્તિ-નામ; ૨૫. નિર્માણનામ.

[–સમ૦ ૨૫]

જીવ જ્યારે દેવગતિનો બંધ કરે છે[5] ત્યારે નામકર્મની ૨૮ ઉત્તરપ્રકૃતિઓ બાંધે છે —

---

૧. વિકલેંદ્રિય જાતિનામ ત્રણ પ્રકારનું છે: દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, અને ચતુરિંદ્રિય. તેમાંનું કોઈ પણ એક બાંધે; ત્રણે નહીં. એટલે તે મુજબ ત્રણ પ્રકાર સમજવા.

૨. શરીરના પાંચ પ્રકાર માન્યા છે: ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અને કાર્મણ. ઔદારિક એટલે સ્થૂલ શરીર. વૈક્રિય અને આહારક શરીરો ખાસ સિદ્ધિ–શક્તિથી પ્રાપ્ત થાય છે. ખાધેલા આહાર આદિને પચાવવામા અને તૃપ્તિમાં કારણભૂત શરીર તે તૈજસ, અને કર્મસમૂહ એ જ કાર્મણશરીર.

૩. શરીરની વિવિધ આકૃતિઓનું નિમિત્ત તે સંસ્થાનનામકર્મ કહેવાય.

૪. હાડબંધની વિશિષ્ટ રચનાનું નિમિત્ત તે સંહનનનામકર્મ કહેવાય.

૫. મિથ્યાદૃષ્ટિ, સાસ્વાદન, મિશ્ર, અવિરત સમ્યગ્દૃષ્ટિ, દેશવિરત, અને સર્વવિરત એ છ ગુણસ્થાનમાંથી કોઈ પણ ગુણસ્થાનવાળો જીવ આ દેવગતિપ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિઓ બાંધે છે. જુઓ છઠ્ઠો કર્મગ્રંથ, (મ. ટીકા) પૃ ૧૭૯. ગુણસ્થાનોની સમજૂતી માટે જુઓ આ પ્રકરણનો વિભાગ ૭, કર્મક્ષય.

૧. દેવગતિનામ; ૨. પંચેન્દ્રિયજાતિનામ; ૩. વૈક્રિયશરીરનામ; ૪. તૈજસશરીરનામ; ૫ કાર્મણશરીરનામ; ૬. સમચતુરસ્રસંસ્થાનનામ; ૭. વૈક્રિયશરીરાંગોપાંગનામ; ૮. વર્ણનામ; ૯. ગંધનામ; ૧૦. રસનામ; ૧૧. સ્પર્શનામ; ૧૨. દેવાનુપૂર્વીનામ; ૧૩. અગુરુલઘુનામ; ૧૪. ઉપઘાતનામ; ૧૫. પરાઘાતનામ; ૧૬. ઉચ્છ્વાસનામ; ૧૭. પ્રશસ્તવિહાયોગતિનામ; ૧૮. ત્રસનામ; ૧૯. બાદરનામ; ૨૦. પર્યાપ્તનામ; ૨૧. પ્રત્યેકશરીરનામ; ૨૨. સ્થિર-અસ્થિર એ બેમાંથી એક; ૨૩. શુભ-અશુભમાંથી એક; ૨૪. આદેય-અનાદેયમાંથી એક[1] ૨૫. યશકીર્તિનામ; ૨૬. નિર્માણનામ; ૨૭. સુભગનામ,[2] ૨૮. સુસ્વરનામ.

[-સમ૦ ૨૮]

નરકગતિનો બંધ જ્યારે જીવ[3] કરે, ત્યારે નામકર્મની અઠ્ઠાવીશ ઉત્તરપ્રકૃતિઓ બાંધે :—

૧. નરકગતિ; ૨-૫. દેવગતિ પ્રમાણે; ૬. હુંડકસંસ્થાન; ૭-૧૧. દેવગતિ પ્રમાણે; ૧૨. નરકાનુપૂર્વી; ૧૩-૧૬. દેવગતિ પ્રમાણે; ૧૭. અપ્રશસ્ત વિહાયોગતિ; ૧૮-૨૧. દેવગતિ પ્રમાણે; ૨૨, અસ્થિરનામ; ૨૩. અશુભનામ; ૨૪. અનાદેયનામ; ૨૫. અયશઃકીર્તિ; ૨૬. નિર્માણનામ; ૨૭ દુર્ભગનામ; ૨૮. દુઃસ્વર.

[-સમ૦ ૨૮]

---

૧. છઠ્ઠા કર્મગ્રન્થમાં આદેય-અનાદેયનો વિકલ્પ નહિં પણ યશ કીર્તિ —અયશ કીર્તિનો વિકલ્પ છે. જુઓ પૃ૦ ૧૭૯.

૨. છાપેલ પ્રતમા આ બે અંતિમ નામ ભૂલથી છપાવાં રહી ગયા છે.

૩. અહીં મિથ્યાદૃષ્ટિ જીવ સમજવો. જુઓ છઠ્ઠો કર્મગ્રંથ, પૃ. ૧૭૯. નારકયોગ્ય અપ્રશસ્ત જ હોય છે, એટલે શુભાશુભાદિના દેવપ્રાયોગ્ય જેમ વિકલ્પ નથી.

પ્રશસ્ત અધ્યવસાયવાળો ભવ્ય સમ્યગ્દૃષ્ટિ જીવ જો વૈમાનિકમાં ઉત્પન્ન થવાનો હોય અને તેણે તીર્થંકર નામકર્મ બાંધ્યું હોય, તો તે મળી નામકર્મની કુલ ૨૯ ઉત્તર-પ્રકૃતિઓ બાંધે.[1]

[–સમ૦ ૨૯]

## ૪. સ્થિતિબંધ[2]

આભિનિબોધિક જ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ ૬૬ સાગરોપમ છે.[3]

[–સમ૦ ૬૬]

મોહનીયકર્મની ૭૦ કોટાકોટિ સાગરોપમ સ્થિતિમાંથી અબાધાકાળ જતાં જે કર્મસ્થિતિ બાકી રહે છે, તેમાં તેનો કર્મનિષેક છે.[4]

[–સમ૦ ૭૦]

નપુંસકવેદનીય કર્મનો બંધ થાય ત્યારથી તેના તે બંધની સ્થિતિ ૨૦ કોટાકોટિ સાગરોપમ છે.

[–સમ૦ ૨૦]

§ પુરુષવેદનીય કર્મની બંધસ્થિતિ જઘન્યથી ૮ વર્ષ છે.

§ યશઃકીર્તિનામકર્મની જઘન્યથી ૮ મુહૂર્ત બંધસ્થિતિ છે. ઊંચ ગોત્રની પણ તે જ પ્રમાણે.

[–સ્થા૦ ૬૫૮]

---

૧ અહીં ૨૯ પ્રકૃતિઓ જણાવતાં ટીકાકારે આદેય-અનાદેય અને યશઃકીર્તિ-અયશઃકીર્તિ બન્નેના વિકલ્પો ગણાવ્યા છે. પણ છઠ્ઠા કર્મગ્રન્થમાં આદેય-અનાદેયનો વિકલ્પ નથી — પૃ૦ ૧૭૯. અહીં બાકીની ૨૮ તો દેવ-પ્રાયોગ્ય પ્રમાણે પૂર્વવત્ સમજવાની છે અને આના અધિકારી અવિરત સમ્યગ્દૃષ્ટિ છે. પ્રથમના ત્રણ ગુણસ્થાન વાળા નહિ.

૨. કર્મોની સ્થિતિ માટે જુઓ તત્વાર્થ૦ ૮, ૧૫–૨૧; પંચમ કર્મ-ગ્રન્થ ગા૦ ૨૬–૬૨.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ન. ૬.

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૭.

## ૫. કર્મનો અનુભાવ

§ સાતાવેદનીય કર્મનો અનુભાવ સાત પ્રકારનો છે :—

૧. મનોજ્ઞ શબ્દ; ૨. મનોજ્ઞ રૂપ; ૩. મનોજ્ઞ રસ; ૪. મનોજ્ઞ ગંધ; ૫. મનોજ્ઞ સ્પર્શ; ૬. મનઃશુભતા ૭. વચઃશુભતા.

§ અસાતાવેદનીય કર્મનો અનુભાવ સાત પ્રકારનો છે —

૧–૭. અમનોજ્ઞ શબ્દથી વચનદુઃખતા સુધી.

§ હાસ્યોત્પત્તિનાં ચાર કારણ છે :

૧. દેખવાથી; ૨. બોલવાથી; ૩. સાંભળવાથી ૪. યાદ કરવાથી.

[–સ્થા૦ ૨૯૬]

## ૬. કર્મસત્તા અને વેદન[1]

અભવ્ય જીવને મોહનીય કર્મની ૨૬ પ્રકૃતિઓ સત્તામાં હોય છે.[2]

૧. મિથ્યાત્વ મોહનીય[3]; ૨–૧૭. સોળ કષાય, ૧૮–૨૬. નવનોકષાય.

[–સમ૦ ૨૬]

વેદક સમ્યક્ત્વના[4] બંધથી વિરત થયેલા જીવને મોહનીય કર્મની ૨૭ ઉત્તરપ્રકૃતિઓ સત્તામાં હોય છે.

[–સમ૦ ૨૭]

---

૧. ગુણસ્થાનાશ્રયી કર્મસત્તા માટે જુઓ દ્વિતીય કર્મગ્રંથ, ગા૦ ૨૫–૩૪, અને કર્મોદય-વેદન માટે ગા૦ ૧૩–૨૩.

૨. મોહનીયનાં સત્તાસ્થાનો માટે જુઓ છઠ્ઠો કર્મગ્રંથ, ગા૦ ૧૨–૩.

૩. અભવ્ય જીવ મિથ્યાત્વ મોહનીયના ત્રણ પુંજ નથી કરતો તેથી તેને દર્શનમોહનીયની માત્ર એક જ મિથ્યાત્વમોહનીય હોય છે.

૪. ક્ષાયોપશમિક સમ્યક્ત્વને વેદકસમ્યક્ત્વ કહેવાય છે. તેમાં સમ્યક્ત્વ મોહનીયના પુદ્ગલનું વેદન હોવાથી તે વેદક સમ્યક્ત્વ કહેવાય

ભવ્ય જીવોમાંથી કેટલાકને[1] મોહનીય કર્મની ૨૮ ઉત્તરપ્રકૃતિઓ સત્તામાં હોય છે—

૧. સમ્યકત્વ વેદનીય; ૨. મિથ્યાત્વ વેદનીય; ૩. સમ્યક્‌મિથ્યાત્વ વેદનીય; ૪–૧૯. સોળ કષાય; ૨૦–૨૮. નવ નોકષાય

[–સમ૦ ૨૮]

જેણે મોહનીયની સાત પ્રકૃતિનો તો ક્ષય કરી નાખ્યો હોય તેવા નિવૃત્તિબાદરસ્થાનવર્તી જીવને મોહનીયની ૨૧ ઉત્તરપ્રકૃતિઓ સત્તામાં હોય છે.

૧. અપ્રત્યાખ્યાન કષાય ક્રોધ; ૨. અપ્રત્યાખાન કષાય માન; ૩. અપ્રત્યાખ્યાન કષાય માયા; ૪. અપ્રત્યાખ્યાન કષાય લોભ; ૫–૮. પ્રત્યાખ્યાનાવરણ કષાય ક્રોધ, માન, માયા અને લોભ; ૯–૧૨. સંજવલન કષાય ક્રોધ, માન, માયા અને લોભ; ૧૩–૨૧. નવ નોકષાય

[—સમ૦ ૨૧]

છદ્મસ્થવીતરાગ[2] મોહનીય વિનાની સાત કર્મપ્રકૃતિઓને વેદે છે—

૧. જ્ઞાનાવરણ; ૨. દર્શનાવરણ; ૩. વેદનીય; ૪. આયુ; ૫. નામ; ૬. ગોત્ર; ૭. અન્તરાય.

[–સ્થા૦ ૫૬૬]

---

છે. તે સમ્યકત્વના વેદન વખતે જે મિથ્યાત્વ મોહનીયનાં પુદ્‌ગલો ઉદયમાં આવ્યાં હોય તેમનો ક્ષય અને અનુદીર્ણનો ઉપશમ હોય છે. જુઓ ચતુર્થ કર્મગ્રંથ, ગા૦ ૧૩.

૧. જે ભવ્યે મિથ્યામોહનીયના ત્રિપુંજ કર્યા હોય અને તેમાંથી એકેયનું ઉદ્‌વલન ન કર્યું હોય, તેની અપેક્ષાએ આ સમજવું.

૨ ઉપશાંત મોહગુણસ્થાનવતી અથવા ક્ષીણમોહગુણસ્થાનવર્તી જીવ.

જે દેવો ઊર્ધ્વકલ્પમાં વિમાનોમાં ઉત્પન્ન થાય છે, જે ચારોપપન્ન (ગતિવાળાં વિમાનોમાં ઉત્પન્ન થયેલા) છે, જે ચારસ્થિતિક (સ્થિર વિનાનમાં ઉત્પન્ન થયેલા) છે અને જે ગતિરતિક છે, તે દેવો જે હંમેશાં પાપકર્મ બાંધે છે, તેને કોઈ તો ત્યાં જ ભોગવે છે અને કોઈ અન્યત્ર ભોગવે છે.

(૧) નારક જે હંમેશાં પાપકર્મ બાંધે છે તેમને પણ કોઈને ત્યાં ભોગવવું પડે છે અને કોઈને અન્યત્ર ભોગવવું પડે છે.

(૨–૧૧) ભવનપતિમાં પણ તે જ પ્રમાણે.

(૧૨-૧૯) સ્થાવરકાય તથા દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયને પણ તે જ પ્રમાણે

(૨૦) તિર્યંચપંચેન્દ્રિયને પણ તે જ પ્રમાણે.

(૨૧) મનુષ્ય તો[1] કોઈ અહીં જ ભોગવે છે અને બીજા કોઈ અન્યત્ર ભોગવે છે.

(૨૨-૨૪) વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક નારક જેમ.

[–સ્થા૦ ૭૭]

"હે ભદન્ત અન્યતીર્થિકો[2] ક્યાં કર્મ ભોગવવાં પડે છે

---

૧. મનુષ્ય સિવાયના દંડકોમાં 'ત્યાં જ અને અન્યત્ર' એમ છે. જ્યારે સૂત્રકાર પોતે મનુષ્ય હોવાથી પ્રયોગમા પ્રત્યક્ષતા લાવવા ખાતર કહ્યું કે, 'અહીં જ અને અન્યત્ર'. વળી અહી બધા દંડકોમા, 'પોતાના વર્તમાન-ભવમા' અને 'પરભવમાં' ભોગવે છે — એમ બે વિકલ્પ લીધા છે. પણ ખરી રીતે વિકલ્પો ચાર છે.— ૧. તે જ ભવમાં, ૨. અન્ય ભાવમા, ૩. બને ભવમાં અને ૪. ક્યાંય નહી. કારણ કે કેટલાક કર્મનો વિપાકોદય થતો નથી. અહી અંતિમ બે વિકલ્પો દ્વિસ્થાનાધિકાર હોવાથી સૂત્રકારે ગણાવ્યા નથી, એમ ગણવું જોઈએ.

૨. તાપસો કે વિભંગજ્ઞાનીઓ અન્યતીર્થિક શબ્દથી લેવા એમ ટીકાકાર જણાવે છે. પણ બૌદ્ધનો આ મત હોય તેમ જણાય છે. કારણ

એ વિષે વારંવાર અમારી સાથે વિવાદ કરે છે. 'કરેલાં કર્મ ભોગવવાં પડે છે'–આ વિષે તેમને પ્રશ્ન નથી. 'કરેલાં કર્મ હોય છતાં ભોગવવાં ન પણ પડે'–આ વિષે પણ તેમને પ્રશ્ન નથી. 'નહિં કરેલાં કર્મ નથી ભોગવવાં પડતાં'–આમાં પણ તેમને વિવાદ નથી. પરંતુ તેઓ કહે છે કે–'નહિં કરેલાં પણ કર્મ ભોગવવાં પડે છે–જીવે દુઃખદાયક કર્મ ન કર્યું હોય અને ન કરતો હોય છતાં દુઃખ તો ભોગવવું પડે છે.' તેઓ કહે છે કે, આ વાતને તમે નિર્ગ્રન્થો શા માટે નથી માનતા?"

ભગવાન બોલ્યા—"હે શ્રમણ નિર્ગ્રન્થો! જેઓ આમ કહે છે તેઓ મિથ્યા કહે છે. મારી પ્રરૂપણા તો આવી છે—દુઃખદાયક કર્મ જે જીવોએ કર્યું હોય કે કરતા હોય, તે જીવોને જ દુઃખની વેદના થાય છે, બીજાને નહિ.'

[–સ્થા૦ ૧૬૭]

## ૭ કર્મક્ષય

કર્મવિશુદ્ધિમાર્ગણાની અપેક્ષાથી જીવનાં ૧૪ સ્થાનો છે[૧] —

૧. મિથ્યાદૃષ્ટિ; ૨. સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ; ૩. સમ્યગ્-મિથ્યાદૃષ્ટિ; ૪. અવિરત સમ્યગ્દૃષ્ટિ; ૫. વિરતાવિરત; ૬. પ્રમત્તસંયત; ૭. અપ્રમત્તસંયત; ૮. નિવૃત્તિબાદર;

---

કે, સંતાનનો નિરન્વય નાશ થવાથી ઉત્તરકાલમાં સંતાનમાં જે દુઃખ ઉત્પન્ન થાય છે, તે પૂર્વનું ફળ જ છે એમ નહીં કહી શકાય. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮ પણ.

૧. આ ચૌદ ગુણસ્થાનોની વિસ્તૃત સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૯.

૯. અનિવૃત્તિબાદર; ૧૦. સૂક્ષ્મસંપરાય ઉપશામક અથવા ક્ષપક; ૧૧. ઉપશાંતમોહ; ૧૨ ક્ષીણમોહ; ૧૩. સયોગી કેવલી; ૧૪. અયોગીકેવલી.

[-સમ૦ ૧૪]

ક્ષીણમોહ અર્હંતને ત્રણ કર્માંશો યુગપદ્ ક્ષય પામે —

૧. જ્ઞાનાવરણીય; ૨. દર્શનાવરણીય; ૩. અન્તરાય.

[-સ્થા૦ ૨૨૬]

§ પ્રથમ સમયના જિનને ચાર કર્માંશો ક્ષીણ હોય —

૧. જ્ઞાનાવરણીય; ૨. દર્શનાવરણીય; ૩. મોહનીય; ૪. અન્તરાય.

§ જેને જ્ઞાનદર્શન ઉત્પન્ન થયું છે તેવા અર્હંત્ જિન, કેવળી ચાર કર્મો વેદે —

૧. વેદનીય; ૨. આયુ; ૩ નામ; ૪; ગોત્ર.

§ પ્રથમ સમયના સિદ્ધના ચાર કર્માંશો યુગપદ્ ક્ષય પામે છે —

૧. વેદનીય, ૨. આયુ; ૩. નામ; ૪ ગોત્ર.

[-સ્થા૦ ૨૬૮]

## ટિપ્પણ

### ૧. કર્મ વિષે બૌદ્ધ માન્યતા —

અંગુત્તરમાં કહ્યું છે કે ચેતના એ જ કર્મ છે. અને ચેતનાથી – મન, વચન, અને કાયાથી કર્મ કરે છે. સ્પર્શ (ઇન્દ્રિય-વિષય-સંનિકર્ષ) એ કર્મનું કારણ છે. કોઈ કર્મ નરકમાં, કોઈ સ્વર્ગમાં, કોઈ તિર્યંચમાં, તો કોઈ કર્મ મનુષ્યમાં જન્મી ભોગવવું પડે છે. કોઈ કર્મનું ફળ આ જ ભવમાં મળે છે, તો કોઈ કર્મનું ફળ પરભવમાં પણ મળે છે. સ્પર્શનિરોધથી કર્મનિરોધ થાય છે. આર્યઅષ્ટાંગિક માર્ગ એ કર્મનિરોધનો માર્ગ છે.

[-અંગુ૦ ૬ ૬૩]

૨. અલ્પબહુત્વ વિષે—

જે માત્ર વેદનીય બાંધતો હોય તેવો ઉપશાંતમોહી જીવ અલ્પબંધી કહેવાય; છ કર્મ બાંધનાર સૂક્ષ્મસાંપરાયી જીવ હોય તે બહુબંધી કહેવાય—તેમ સાત તથા આઠ બાંધનાર બહુતર અને બહુતમ બંધી કહેવાય. આ પ્રકૃતિબંધની અપેક્ષાએ અલ્પબહુત્વનો વિચાર છે. સ્થિતિની અપેક્ષાએ તે જ પ્રમાણે અલ્પબહુત્વનો વિચાર જેમકે—સંયત પુરુષને સ્થિતિબંધ સૌથી થોડો પડે અને એકેંદ્રિય બાદરપર્યાપ્ત જીવોને તેથી અસંખ્ય ગણો જઘન્ય સ્થિતિબંધ પડે—આમ સ્થિતિની અપેક્ષાએ અલ્પબહુત્વનો વિચાર કરવો તે. આ જ પ્રમાણે અનુભાવ વિષે સમજવું. જેમ કે કોઈ કર્મનો અનન્તગુણ વૃદ્ધિસ્થાનયુક્ત રસ સૌથી થોડો હોય, તો તેનાથી પાછા અસંખ્યાતગુણ વૃદ્ધિસ્થાનકયુક્ત રસ બહુ ગણાય. આમ વધતા જવું. પ્રદેશની અપેક્ષાએ અલ્પબહુત્વનો વિચાર જેમકે—એક સમયપ્રબદ્ધ કર્મ-પુદ્‌ગલોમાંથી સૌથી થોડાં પુદ્‌ગલો આયુકર્મને ભાગે જાય છે; પણ તેથી કાંઈક વધારે પુદ્‌ગલો નામ અને ગોત્રને સરખે ભાગે જાય છે, આવો વિચાર તે.

૩. અનુબંધ અને વિપાક—

આને લગતી નીચેની બૌદ્ધ માન્યતા સરખાવવા જેવી છે—

૧. કોઈ કર્મ એવું છે જે કૃષ્ણ હોય અને કૃષ્ણવિપાકી હોય.

૨. કોઈ કર્મ એવું છે જે શુક્લ હોય અને શુક્લવિપાકી હોય.

૩. કોઈ કર્મ એવું હોય છે જે કૃષ્ણશુક્લમિશ્ર હોય છે અને તેવા જ વિપાકવાળુ હોય છે

૪. કોઈ એવું હોય છે જે અકૃષ્ણશુક્લ હોય છે અને અકૃષ્ણશુક્લ-વિપાકી હોય છે.

જે સાવદ્ય કર્મ કરે છે અને પછી નરકમા જઈ તદનુકૂલ વેદના ભોગવે છે, તે પ્રથમ પ્રકારનું કર્મ છે. જે અનવદ્ય કર્મ કરે છે તે દેવ-લોકમા જઈ અનવદ્યવિપાક પામે છે—તે બીજા પ્રકારનું કર્મ છે. મિશ્રકર્મવાળા જીવો તદનુકૂલ સુખદુઃખને મનુષ્યભવમાં અને હલકા દેવ-લોકમા ભોગવે છે. અને પ્રથમનાં ત્રણે કર્મને નિવારવાની ચેતના તે ચોથા પ્રકારનું કર્મ છે; તે કર્મનો ક્ષયને કરે છે.—અંગુત્તર૦ ૪.૨૩૨, ૨૩૩ ઇત્યાદિ.

### ૪. દાન વિષે—

'જે દાનને પ્રશંસે છે તે આત્મવધનો ભાગી થાય છે ને જે નિષેધે છે તે બીજાની જીવિકાનો છેદ કરે છે; માટે દાનના વિધિનિષેધથી દૂર રહેવું' – આ સૂત્રકૃતાંગનાં (૧. ૧૧. ૨૦) વાક્યોના તાત્પર્યાર્થ હરિભદ્રના ઉપદેશપદને અનુસરીને યશોવિજયજી તેમની પ્રથમ બત્રીશીમાં અને ઉપદેશ-રહસ્યમાં (ગા૦ ૧૬૮) આમ જણાવે છે:—જે આગમમાં વિહિત હોય તેવા દાનની પ્રશંસામા અને જે આગમમાં નિષિદ્ધ હોય તેવા દાનના નિષેધમાં સાધુ દોષભાગી નથી થતો. જો સામાન્ય બધા દાનનો વિધિ-નિષેધ સદોષ ગણાતો હોય, તો તો પછી શાસ્ત્રમાં પાત્રાપાત્રનો વિવેક વગેરે જે બતાવ્યું છે, તે નકામું જાય છે. સૌ દાનોમાં અભયદાનને શ્રેષ્ઠ ગણાવ્યું છે. જુઓ —સૂત્રકૃતાંગ ૧.૬.૨૩. દાનના સ્વરૂપ વિષે જુઓ તત્ત્વાર્થ૦ ૭.૩૩,૩૪.

ભગવાન બુદ્ધે–આમિષદાન (ઇન્દ્રિયના વિષયોનું દાન) અને ધર્મદાન —એવા દાનના બે ભેદ પાડયા છે. અને ધર્મદાનને મુખ્ય ગણ્યુ છે— અગુ૦ ૨,૧૩.

સિંહસેનાપતિના પ્રશ્નના ઉત્તરમાં ભગવાન બુદ્ધે દાનથી આ લોકમાં જે ચાર લાભો થાય છે તે ગણાવ્યા છે:—

૧. દાતા બહુજનને પ્રિય થાય છે, ૨. સત્પુરુષનો સંસર્ગ થાય છે, ૩. કલ્યાણકારી કીર્તિ વધે છે, ૪. કોઈ પણ સભામાં વિશારદની જેમ જઈ શકે છે. અને પરલોકમાં સ્વર્ગમાં જાય છે તે અદૃષ્ટ લાભ છે. અંગુ૦ ૫. ૩૪.

વળી કાલદાનના ચાર ભેદ બતાવ્યા છે—૧. આગન્તુકને, ૨. જનારને, ૩. ગ્લાનને, ૪. દુર્ભિક્ષમા—અંગુ૦ ૫, ૩૬.

અંગુત્તરમાં દાનના આઠ ભેદ પણ બતાવ્યા છે જે અહીં ગણાવેલ દશ ભેદ સાથે ઘણુ સામ્ય ધરાવે છે—અંગુ૦ ૮, ૩૧, ૩૨.

### ૫. જ્ઞાનાવરણીયના બે ભેદ—

જ્ઞાનાવરણની સર્વઘાતી અને દેશઘાતી એમ બે જાતની પ્રકૃતિઓ છે. જે પ્રકૃતિ સ્વઘાત્ય જ્ઞાન ગુણનો સંપૂર્ણપણે ઘાત કરે, તે સર્વઘાતી જ્ઞાના-વરણીય કહેવાય છે. કેવલજ્ઞાનાવરણ સર્વઘાતી કહેવાય છે. અને જે સ્વઘાત્ય ગુણ જ્ઞાનનો આંશિક ઘાત કરે, તે દેશઘાતીજ્ઞાનાવરણીય કહેવાય છે. મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યયજ્ઞાનાવરણ આ ચાર પ્રકૃતિઓ દેશઘાતી જ્ઞાનાવરણીય કહેવાય છે.

કેવલજ્ઞાનાવરણ સર્વઘાતી કહેવાય છે પણ તે આત્માના જ્ઞાનગુણને સર્વથા આવૃત કરી શકતું નથી; કારણ, જો તેમ બને તો તો જીવ અને અજીવ વચ્ચે જરાપણ ભેદ ન રહે. નિગોદના જીવ જેને ઉત્કટ જ્ઞાનાવરણ મનાય છે, તેમને પણ અત્યંત સૂક્ષ્મ અવ્યક્ત જ્ઞાનમાત્રા છે જ, એટલે કેવલજ્ઞાનાવરણને સર્વઘાતી કહેવામાં આવ્યું છે તે પ્રબલ આવરણની દૃષ્ટિએ. જેમ ઘનઘોર વાદળાંથી સૂર્ય કે ચંદ્ર ઢંકાઈ જાય છે, છતાં દિવસ અને રાત્રીનો વિભાગ થઈ શકે એવો તેમનો પ્રકાશ તો અનાવૃત રહે જ છે; તે જ પ્રમાણે કેવલજ્ઞાનાવરણથી આત્માનો કેવલજ્ઞાનગુણ ગમે તેટલો પ્રબલપણે આવૃત થઈ જાય, છતાં કેવલજ્ઞાનનો અનંતમો ભાગ અનાવૃત જ રહે છે.

સૂર્યના ગાઢા વાદળાના આવરણને પણ ભેદીને જે પ્રકાશ આવે છે, તે પણ પાછો આપણા ઘરમાં — જો તેનું છાપરું ઘાસનું બનેલું હોય તો મંદ આવે છે, જો નળિયાં માળેલું હોય તો મંદતર આવે છે અને જો પતરાંથી અગર સીમેન્ટથી માળેલું હોય તો મંદતમ આવે છે — એમ એ અનાવૃત પ્રકાશ પણ તેના બીજા આવરણોને લઈને અનેક ભેદે દેખાય છે. તેવી જ રીતે કેવલજ્ઞાનાવરણથી જેટલો અંશ અનાવૃત રહી જાય છે — તેટલા ભાગને પણ આવરનારાં જુદી જુદી શક્તિ ધરાવનારાં મતિજ્ઞાનાવરણાદિ બીજાં ચાર આવરણો છે — જે અંશને આવરણ કરતાં હોવાથી દેશાવરણ કહેવાય છે.

આ જ ન્યાયે દર્શનાવરણના દેશઘાતી અને સર્વઘાતી વિષે સમજી લેવું.

### ૬. આભિનિબોધિકજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ —

મતિજ્ઞાન — આભિનિબોધિકજ્ઞાન બે પ્રકારનું છે — ઉપયોગરૂપ અને લબ્ધિરૂપ. મતિજ્ઞાન જઘન્ય અને ઉત્કૃષ્ટ અન્તર્મુહૂર્ત રહે છે; કારણ અન્તર્મુહૂર્ત પછી નિશ્ચયરૂપે ઉપયોગાન્તરની પ્રવૃત્તિ થાય છે. લબ્ધિરૂપ મતિજ્ઞાન મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમરૂપ છે. અને તે જ પ્રસ્તુત સૂત્રમાં આભિનિબોધિકજ્ઞાન પદથી સમજવાનું છે. તેની જઘન્યસ્થિતિ તો અન્તર્મુહૂર્ત જ છે, અને ઉત્કૃષ્ટસ્થિતિ ૬૬ સાગરોપમથી અધિક છે. અધિકની વિવક્ષા કર્યા વગર સામાન્યપણે અહીં ૬૬ સાગરોપમ કહ્યા છે તેમ સમજવું.

કોઈ એક સાધુનો જીવ મત્યાદિ જ્ઞાનવાળો હોય; તે પૂર્વકોટિમાં કાંઈક ઓછું સાધુપણું પાળી વિજયાદિ ચાર અનુત્તરમાથી કોઈ એકમાં ઉત્પન્ન થઈ

ત્યાં ઉત્કૃષ્ટ ૩૩ સાગર આયુ ભોગવે — અને તે દરમિયાન તે સમ્યગ્દૃષ્ટિ હોવાથી તેનું લબ્ધિરૂપ મતિજ્ઞાન કાયમ રહે છે. ત્યાંથી આયુપૂર્ણ થયે વળી પાછો મનુષ્યમાં આવે અને દીક્ષા લે. ત્યાં પણ તેનું લબ્ધિરૂપ મતિજ્ઞાન કાયમ રહે. અને તે જ અવસ્થામાં પૂર્વકોટિ આયુ ભોગવી વળી પાછો કોઈ પણ અનુત્તરમાં ૩૩ સાગર આયુ ભોગવે. તે દરમિયાન પણ સમ્યગ્દૃષ્ટિ હોવાથી મતિજ્ઞાન કાયમ રહે. ત્યાંથી આયુ પૂર્ણ થયે વળી પાછો મનુષ્ય થાય, ત્યાં પણ તેનું મતિજ્ઞાન કાયમ રહે — અને સાધુપણું પાળી પૂર્વ-કોટિનું આયુ પૂર્ણ કરી સિદ્ધ થાય. આ રીતે એ જીવની અપેક્ષાએ અનુત્તરના બે ભવના ૬૬ સાગરોપમ અને મનુષ્યના ત્રણ ભવના ત્રણ પૂર્વકોટિ — અધિક — એટલો ઉત્કૃષ્ટ સમય મતિજ્ઞાન કાયમ રહે છે.

અથવા તેવો જ કોઈ જીવ અનુત્તરના બદલે અચ્યુત દેવલોકમાં — જેનું ઉત્કૃષ્ટ આયુ ૨૨ સાગર છે તેમાં ત્રણ વાર ઉત્પન્ન થાય અને મનુષ્યના ચાર ભવ કરે તો — તેની અપેક્ષાએ પણ ૬૬ સાગરોપમ અને ચારપૂર્વ-કોટિ સમય પર્યન્ત મતિજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. — જુઓ વિશેષાવશ્યક ભાષ્ય ગા૦ ૪૩૪–૪૩૬.

### ૭. અબાધા અને નિષેક —

સામાન્ય નિયમ એવો છે કે કર્મબન્ધ થયા પછી તરત જ તે તે કર્મ પોતાનો વિપાક દેવાનું શરૂ કરતા નથી; પણ અબાધાકાળ વ્યતીત થયા પછી જ વિપાક શરૂ થાય છે. તેથી જેટલા સમયમાં તે બાધા નથી આપતા, તેટલા સમયને અબાધાકાળ કહેવામાં આવે છે. પ્રત્યેક કર્મની જઘન્ય બંધસ્થિતિનો જઘન્ય અબાધાકાળ અંતર્મુહૂર્ત છે. પણ આયુકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ માટે પણ અબાધાકાળ અંતર્મુહૂર્ત જ છે. આયુ સિવાયના કર્મના ઉત્કૃષ્ટ સ્થિતિબંધ માટે અબાધાકાળનો એવો નિયમ છે કે, જેની જેટલી કોટાકોટી ઉત્કૃષ્ટ સ્થિતિ હોય, તેટલા સો વર્ષનો તેનો ઉત્કૃષ્ટ અબાધાકાળ સમજવો. અબાધાકાળ પૂરો થયા પછી કર્મદલિકોની નિષેક-રચના થાય છે અને તે રચનાને ક્રમે દલિકો વિપાક આપવાનું શરૂ કરે છે નિષેક-રચનાનો ક્રમ એવો છે કે પ્રથમ સમયમાં વિપાક આપનારા દલિકો ગોઠવાય છે અને પછીના સમયમાં વિપાક આપનારા દલિકો ક્રમશ ન્યૂન ન્યૂન હોય છે આ પ્રમાણે સંપૂર્ણ અબાધારહિત સ્થિતિમાં કર્મદલિકો ગોઠવાઈ જાય છે તે નિષેકરચના કહેવાય છે. વિશેષ માટે જુઓ પાંચમા કર્મગ્રંથ, ટીકા ગા૦ ૨૭–૩૯.

૯. અન્યતીર્થિકો —

ભગવાન બુદ્ધે અંગુત્તરનિકાયમાં, વર્તમાનમાં જે કાંઈ સુખદુઃખનું સંવેદન છે—તે પૂર્વકૃત કર્મજન્ય જ છે, ઈશ્વરહેતુક જ છે, અને નિર્હેતુક જ છે—આવા ત્રણે પક્ષોનું ખંડન કર્યું છે, તેમાંનો પ્રથમ પક્ષ જૈનોનો છે. આ મતનું ખંડન કરતી વખતે તેમણે કહ્યું છે કે, જો તેમ જ હોય તો પછી અત્યારે કોઈ પાપ કરે તે પણ પૂર્વકૃતનું ફળ માનવું જોઈએ; અને જે કાંઈ સુકૃત્ય—વિરતિ—વગેરે કરે તે પણ પૂર્વકૃતનું ફળ જ માનવું જોઈએ. એવી અવસ્થામાં પુરુષની સ્વતંત્ર ઇચ્છા-પરાક્રમ-વ્યાયામ ઇત્યાદિને કાંઈ અવકાશ રહેતો જ નથી અને તે અક્રિયાવાદમાં પરિણમે છે. માટે એવો નિયમ ન કરવો જોઈએ કે, જે કોઈ સુખાદિનું સંવેદન છે તે પૂર્વકૃત જ હોય અને અકૃત ન હોય.—અંગુત્તર૦ ૩, ૬૧. મજ્ઝિમનિકાયમાં તો વળી આ જ વસ્તુને ભયંકર રીતે મૂકી છે અને છેવટે કહ્યું છે કે, જો એમ જ છે તો પછી નિર્ગ્રન્થ સંપ્રદાયમાં જે લોકો ભળે છે તે બધા પૂર્વભવમાં મહાપાપીઓ જ હોવા જોઈએ; કારણ, તેઓ આ જન્મમાં આકરી તપસ્યા કરી અત્યંત દુઃખ પામે છે.—જુઓ મજ્ઝિમ૦ સુત ૧૦૧. જૈન કર્મવાદનું આ ખંડન માત્ર સાંપ્રદાયિક અભિનિવેશનું ફળ છે, એમ કોઈ પણ જૈન કર્મશાસ્ત્રનો મર્મજ્ઞ કહી શકે તેમ છે.

અંગુત્તર નિકાયમાં (૪.૧૯૫) એક વપ્ર નામના નિર્ગ્રન્થ શ્રાવક અને મહામૌદ્‌ગલાયન બૌદ્ધ ભિક્ષુનો આ જ વિષયમાં વિવાદ ટાંક્યો છે. ત્યાં નિર્ગ્રન્થ શ્રાવકને મૌદ્‌ગલાયન એમ કહે છે કે, જે મનુષ્ય કાય, વચન અને મનથી સંવૃત હોય, તેને પછી દુઃખનું કારણ કાંઈ રહેતુ નથી; એટલે એને દુઃખ આવવાનો સંભવ નથી. આ સાંભળી તે શ્રાવકે ઉત્તર આપ્યો કે, વસ્તુત. એમ નથી. એવો પણ કોઈ મનુષ્ય હોય જે સંવૃત હોય છતાં તેના પૂર્વકૃત કર્મનો વિપાક જો બાકી હોય, તો તેને દુઃખ ભોગવું પડે છે. અહીં નિર્ગ્રન્થ શ્રાવકે જે જવાબ આપ્યો છે, તે બરાબર જૈનશાસ્ત્રસંમત જ છે. પણ જ્યારે આ વાત ભગવાન બુદ્ધે સાંભળી, ત્યારે તેમણે તે શ્રાવકને પોતાનો સિદ્ધાંત સમજાવ્યો અને કહ્યું કે, જે સંવૃત હોય તેને પછી દુઃખવેદના હોતી નથી. કારણ, તેને કાયસમારંભજન્ય જે દુઃખનો સંભવ હતો, તે તો કાયસમારંભ બંધ થવાથી ન જ થાય અને જે પૂર્વકૃત કર્મ હોય, તે પણ માત્ર સ્પર્શ કરીને ખરી પડે છે; એટલે એની પણ ખાસ દુઃખદાયક વેદના એને ન થાય. આ જ પ્રમાણે માનસિક

અને વાચિક કર્મ વિષે પણ તેમણે સમજૂત આપી, અને સંવૃત હોવાથી ભવિષ્યમાં પણ દુઃખનો સંભવ જ નથી, એ પણ સમજાવ્યું.

આ પ્રમાણે પૂર્વકર્મની પણ સંવૃત મનુષ્યને દુઃખદાયક વેદના ભોગવવી નથી પડતી, તે બૌદ્ધ સિદ્ધાંત તેમણે તે નિર્ગ્રન્થના મનમાં ઠસાવ્યો અને તેને પોતાનો અનુયાયી બનાવ્યો.

અહી એક જ વાત સ્પષ્ટ કરવાની છે કે, જેને બુદ્ધ ભગવાન સંવૃત કહે છે, તે જો આપણે સાતાવેદનીયના ઉદયવાળો સયોગી કેવળી માનીએ, તો પછી બન્ને વચ્ચે કાંઈ ખાસ અંતરો રહે નહીં.

અને જો અસાતાના ઉદયવાળો ક્ષીણમોહાદિ કોઈ પણ માનીએ, તો એમ કહેવું જોઈએ કે, દુઃખનો ઉદય તો હોય પણ તેમની સહનશક્તિ અદ્ભુત હોવાથી તે દુઃખ તેમને દુઃખરૂપે પરિણમતું નથી. તેઓ દુઃખને દુઃખ માનતા જ નથી. સમભાવી છે, તેથી દુઃખોદય પણ નિષ્ફલ જ છે. પણ અહીં એ ધ્યાનમાં રહે કે, બુદ્ધને નિર્જરા માટે તપસ્યા અનાવશ્યક ગણી હતી માટે તેમણે સંવૃતને દુઃખ જ નથી એમ માનીને પતાવ્યું.

**૯. ગુણસ્થાનો —**

દિગંબર સાહિત્યમાં ગુણસ્થાનોને સંક્ષેપ, ઓઘ, સામાન્ય અને જીવસમાસ — એ નામથી પણ જણાવવામાં આવે છે. ગુણ — અર્થાત્ આત્મશક્તિના સ્થાનો અર્થાત્ વિકાસની ક્રમિક અવસ્થાઓ ગુણસ્થાન કહેવાય છે. આ ગુણસ્થાનોનું વર્ણન બીજા હિન્દી કર્મગ્રંથમાં અને ચોથા હિન્દી કર્મગ્રંથમાં બહુ જ સુંદર રીતે પંડિતશ્રી સુખલાલજીએ કર્યું છે, તે ઉપરથી જ તેનો સાર અગર અનુવાદરૂપે અહીં પ્રત્યેક ગુણસ્થાનની વ્યાખ્યા નોંધવામાં આવી છે —

**(૧) મિથ્યાદૃષ્ટિ :** — આત્માનુ વાસ્તવિક સ્વરૂપ શુદ્ધ ચેતના અને પૂર્ણાનંદ છે. પણ જ્યાં સુધી તેના પર તીવ્ર આવરણોની ઘટા હોય ત્યાં સુધી તેના અસલી સ્વરૂપનુ દર્શન નથી થતુ. જ્યારે આવરણોની તીવ્રતા અંતિમ હદની હોય, સૌથી વધારે હોય, ત્યારે તેની તે અવસ્થા મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન નામે ઓળખાય છે. આ અવસ્થામાં આત્મા સર્વથા અવિકસિત તથા અધઃપતિત હોય છે. આ દશામા સ્વપરના યથાર્થ દર્શનને રોકનાર દર્શનમોહ તથા સ્વરૂપમાં સ્થિર ન થવા દેનાર ચારિત્રમોહ આ બન્ને પ્રકારના મોહ પ્રબલરૂપે હોય છે. તેથી આત્મા આધ્યાત્મિક દૃષ્ટિએ તદ્દન હીન અવસ્થામાં જ વિદ્યમાન હોય છે. આ ભૂમિકાનો આત્મા આધિભૌતિક

ઉત્કર્ષ તો ગમે તેટલો સાધી લે, પણ તેની પ્રત્યેક પ્રવૃત્તિ અંતિમ ધ્યેય મોક્ષની દિશાથી વિપરીત જ હોય છે. જેમ દિગ્ભ્રમવાળો મનુષ્ય પૂર્વને પશ્ચિમ માનીને ચાલ્યા જ કરે, પણ તે પોતાના ઇષ્ટ સ્થાનને પ્રાપ્ત નથી કરતો—એવી સ્થિતિ આ મિથ્યાદૃષ્ટિની છે.

(૨) **સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિ :—** આ ગુણસ્થાનમા પ્રથમ ગુણસ્થાન કરતાં આત્મશુદ્ધિ થોડી વધારે છે તેથી જ તેને ગુણસ્થાનક્રમમાં બીજું ગણવામાં આવે છે, પણ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે, આ ઉત્ક્રાંતિસ્થાન નથી. કારણ, આત્મા જ્યારે ઉત્ક્રાંતિ કરતો હોય,—વિકાસોન્મુખ હોય—ત્યારે આ ગુણસ્થાનમાં આવતો નથી; પણ જ્યારે આત્મા વિકાસના રાજમાર્ગથી એટલે કે ચતુર્થ આદિ ગુણસ્થાનથી ચ્યુત થાય છે અને મિથ્યાદૃષ્ટિ જેવી તત્ત્વજ્ઞાનથી શૂન્ય દશામાં જવા માટે અધઃપતન કરતો હોય છે, ત્યારે તેની જે સમ્યગ્દર્શન અને મિથ્યાદર્શનની વચ્ચેની સ્થિતિ હોય છે, તે જ સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. આ પ્રમાણે આ ગુણસ્થાનને પ્રથમ ગુણસ્થાનથી વિકાસોન્મુખ આત્મા નહીં પણ અન્ય ગુણસ્થાનોથી ભ્રષ્ટ થતો આત્મા પ્રાપ્ત કરે છે. તેથી આને ઉત્ક્રાંતિસ્થાન ન જ કહી શકાય. અધઃપતન મોહના ઉદ્રેકથી થાય છે એટલે આ ગુણસ્થાન વખતે મોહની તીવ્ર કાષાયિક શક્તિનો આવિર્ભાવ હોય છે ખીર જેવું મીઠું ભોજન કર્યા પછી જ્યારે વમન થઈ તે બહાર નીકળી જાય છે, ત્યારે મોઢામાં એક પ્રકારનો વિલક્ષણ સ્વાદ એટલે કે ન તો અતિ મધુર અને ન તો અતિ ખાટો—હોય છે; તે પ્રમાણે જ્યારે આત્મા ન તો તત્ત્વજ્ઞાનની નિશ્ચિત ભૂમિકા ઉપર હોય અને ન તો તત્ત્વજ્ઞાનશૂન્ય ભૂમિકા ઉપર હોય, ત્યારે જે એક વિલક્ષણ અવસ્થા હોય છે, તે જ આ સાસ્વાદન ગુણસ્થાન કહેવાય છે. આવી સ્થિતિ ઓછામાઓછી એક સમયની અને વધારેમા વધારે આવલિકા (શ્વાસોચ્છ્વાસનો એક અંશ) પર્યંત સમજવી. ત્યાર પછી અવશ્ય મિથ્યાદૃષ્ટિ થઈ જાય છે.

(૩) **સમ્યગ્મિથ્યાદૃષ્ટિ :** સમ્યગ્દર્શન અને મિથ્યાદર્શનની મિશ્રિત અવસ્થામાં જ્યારે આત્મા વિદ્યમાન હોય, ત્યારે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ કહેવાય છે. આ અવસ્થામાં જીવ ન તો એકાંત સમ્યક્ત્વી અને ન તો એકાન્ત મિથ્યાત્વી હોય છે, પણ દોલાયમાન સ્થિતિમાં હોય છે. તેથી સંદેહદશા બની રહે છે. આ ત્રીજું ગુણસ્થાન ઉત્ક્રાન્તિસ્થાન પણ છે અને અપક્રાંતિનુ સ્થાન પણ છે. કોઈ આત્મા મિથ્યાદર્શન છોડી સીધો આ અવસ્થામાં

આવે, ત્યારે તેની અપેક્ષાએ ઉત્ક્રાન્તિસ્થાન કહેવાય; પણ જો કોઈ આત્મા અધઃપતનોન્મુખ હોય અને ચોથા ગુણસ્થાનથી આ અવસ્થાને પામે, તો તેની અપેક્ષાએ અપક્રાન્તિસ્થાન પણ છે. સાસ્વાદન અને આ મિશ્રનો મુખ્ય ભેદ પણ એ જ છે કે, બીજું ગુણસ્થાન અપક્રાન્તિનું જ સ્થાન છે; ત્યારે આ ત્રીજું અપક્રાન્તિ તેમજ ઉત્ક્રાન્તિ બન્નેનું સ્થાન છે. આવી અવસ્થા માત્ર અંતર્મુહૂર્ત પ્રમાણ જ આત્માને રહે છે તેથી વધારે નહિ.

**(૪) અવિરત સમ્યગ્દૃષ્ટિ:** શારીરિક અને માનસિક દુઃખો ભોગવતાં ભોગવતાં અજ્ઞાતરૂપે ગિરિ-નદી-પાષાણ-ન્યાયે જ્યારે આત્માનું આવરણ કાંઈક શિથિલ થઈ જાય છે અને તેથી જ્યારે તેના અનુભવની અને વીર્યોલ્લાસની માત્રા વધે છે, ત્યારે તેવા વિકાસગામી આત્માના પરિણામોની શુદ્ધિ કાંઈક વધતી જાય છે અને તેથી જ તે પોતાના તીવ્ર રાગ અને દ્વેષનાં બંધનોની ગાંઠને છોડવાની ઘણે અંશે યોગ્યતા પ્રાપ્ત કરે છે. આવી-અજ્ઞાનપૂર્વક માત્ર દુઃખને ભોગવતાં ભોગવતાં-જે યોગ્યતા પ્રાપ્ત થાય છે, તેને જૈનશાસ્ત્રમા 'યથાપ્રવૃત્તિકરણ' કહેવામા આવે છે. ત્યાર પછી આત્મશુદ્ધિ જ્યારે વધે છે અને વીર્યોલ્લાસની માત્રા પણ જ્યારે વધે છે, ત્યારે તે આત્મા રાગદ્વેષના તીવ્ર બંધનની ગાઠને છોડી નાખે છે. આવી ગ્રંથીભેદન યોગ્ય શુદ્ધિને 'અપૂર્વકરણ' કહેવામા આવે છે. આવી યોગ્યતા જીવોમાં અપૂર્વ-પ્રથમ જ આવતી હોવાથી અપૂર્વકરણ કહેવાય છે. આટલું થયા પછી વળી પાછી આત્મશુદ્ધિ અને વીર્યોલ્લાસની માત્રા વધે છે ત્યારે આત્મા મોહની પ્રધાનશક્તિ દર્શનમોહને અવશ્ય પરાજિત કરે છે આવી દર્શનમોહને પરાજિત કરનાર આત્મશુદ્ધિ 'અનિવૃત્તિકરણ' કહેવાય છે. તે એટલા માટે કે, આ શક્તિ જ્યારે મળે છે ત્યારે આત્મા અવશ્ય દર્શનમોહ પર વિજયલાભ કરે છે. પાછો નથી વળતો—નિવૃત્ત નથી થતો. આ ત્રણે કરણમાં અપૂર્વકરણ જ સૌથી દુર્લભ છે. કારણ, રાગદ્વેષના તીવ્રતમ વેગને રોકવાનું અત્યંત કઠણ કામ આ શક્તિથી જ થાય છે. આવી શક્તિ મળ્યા પછી વિકાસગામી આત્મા ભલે પડે-આખડે, પણ છેવટે તો તે પોતાના લક્ષ્યને પ્રાપ્ત કરવાનો જ.

દર્શનમોહને પરાજય આપનાર આત્મા પોતાના સ્વરૂપનું દર્શન કરે છે એટલે તેની ભ્રાંતિ ટળી જાય છે. અને તેથી જ તેનો પ્રત્યેક પ્રયત્ન તેને લક્ષ્ય તરફ લઈ જાય છે. અત્યાર સુધી તેની ગતિ ઊલટી હતી તે હવે સીધી થાય છે. તે વિવેકી બની કર્તવ્યાકર્તવ્યનો વિવેક કરતા શીખે છે.

આ દશાને સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન કહેવામાં આવે છે. તે એટલા માટે કે, તેની દૃષ્ટિ આ અવસ્થામા વિપર્યાસથી મુક્ત થઈને સમ્યગ્ બની ગઈ હોય છે. આ અવસ્થામાં દિશાભ્રમ જ દૂર થાય, પણ હજી સ્વરૂપ-સ્થિતિમાં બાધક ચારિત્રમોહનો પરાજય કરવો બાકી રહે છે. તે કામ જ્યારે તે કરે છે, ત્યારે આથી આગળની ભૂમિકા કહેવાય છે. અને તેથી જ આ ગુણસ્થાનને અવિરત સમ્યગ્દૃષ્ટિ એવું સાર્થક નામ આપવામાં આવ્યું છે. આ ગુણસ્થાનવર્તી જીવ કોઈ પણ પ્રકારનું ચારિત્ર ધારણ કરી શકતો નથી, કોઈ પણ પ્રકારના વ્રત-નિયમ ધારણ કરી શકતો નથી.

આવા અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવો પણ ત્રણ પ્રકારના છે–૧. ઔપશમિક સમ્યકત્વી–અર્થાત્ મિથ્યાત્વ મોહનીય કર્મના વિપાકોદય અને પ્રદેશોદયનો જ્યારે અભાવ હોય, પણ મિથ્યાત્વમોહનીય સત્તામાં તો હોય જ, તે વખતે જે આત્માનો સમ્યકત્વ ગુણ પ્રકટ થાય છે, તે ઔપશમિક સમ્યકત્વ કહેવાય છે; અને તેવી અવસ્થાવાળા ઔપશમિક સમ્યકત્વી કહેવાય છે. ૨. ક્ષાયોપશમિક સમ્યકત્વી—મિથ્યાત્વ મોહનીય કર્મના વિશુદ્ધ દલિકો જ્યારે ઉદયમા હોય ત્યારે આત્માના સમ્યકત્વ ગુણનો ઘાત નથી થતો; પણ તે વખતે જે સમ્યકત્વ હોય છે તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કહેવાય છે, અને તેવું સમ્યકત્વ ધરાવનાર આત્મા ક્ષાયોપશમિક સમ્યકત્વી કહેવાય છે. ૩. ક્ષાયિક સમ્યકત્વી — મિથ્યાત્વમોહનો સદંતર નાશ થવાથી આત્માનો જે સમ્યત્વ ગુણ પ્રકટ થાય છે, તે ક્ષાયિક સમ્યકત્વ કહેવાય છે; અને તે જેને હોય તે ક્ષાયિકસમ્યકત્વી કહેવાય છે.

**(૫) વિરતાવિરત** :— મોહની પ્રધાનશક્તિ દર્શનમોહને શિથિલ કર્યો હોય તેથી સમ્યગ્દર્શન—વિવેકપ્રાપ્તિ તો થાય છે; પણ જ્યાં સુધી મોહની ચારિત્રમોહ શક્તિને શિથિલ ન કરવામા આવે, ત્યાં સુધી સ્વરૂપમા સ્થિતિ નથી થઈ શકતી. એટલે વિકાસગામી આત્મા વિવેક-લાભ કર્યા પછી ચારિત્રમોહને શિથિલ કરવાનો પ્રયાસ કરે છે. જ્યારે આ પ્રયાસમા તે અંશતઃ સફળ થાય છે, ત્યારે તે—વિરતાવિરત શ્રાવક—દેશવિરતને નામે ઓળખાય છે. આ દશામાં તેને પ્રથમ કરતાં અધિક આત્મિક શાંતિનો અનુભવ થાય છે. આ અવસ્થામા તે સંપૂર્ણ પાપકારી ક્રિયાઓથી અલગ નથી થઈ શકતો; એટલે જ આ અવસ્થામાં આવેલ આત્માઓ તેમના ત્યાગની અપેક્ષાએ અનેક પ્રકારના હોય છે.

કોઈ એકાદ વ્રત લઈ શકે છે તો કોઈ બે કે તેથી વધારે. વળી કોઈ તો પાપકાર્યમાં માત્ર અનુમતિની જ છૂટ વાળા હોય છે; પોતે જાતે પાપકાર્યો કરતા નથી, તેમ જ બીજા પાસે કરાવતા પણ નથી. અત જેઓ આ દેશવિરત અવસ્થામા હોય, તે સૌમાં આવી અનુમતિની છૂટવાળા સૌથી અગ્રગામી ગણાય છે. સર્વ પાપકાર્યોથી આવી અનુમતિ પણ ત્યાગવામા આવે, તો તો આ અવસ્થાથી આગળની સર્વવિરતિને નામે ઓળખાતી દશાનો લાભ કરે છે; પણ આ અવસ્થામાં એ શક્ય ન હોવાથી તેઓ દેશવિરત જ કહેવાય છે.

(૬) **પ્રમત્તસંયત** :—દેશવિરત આત્માને એવી અલ્પવિરતિથી પણ જે આત્મિક શાંતિનો લાભ થાય છે, તેથી તે વિચારે છે કે આવી અલ્પ વિરતિમાં પણ જો આ પ્રકારની શાંતિ અને સ્વસ્થતા હોય, તો પછી જો સર્વપાપજનક પ્રવૃત્તિથી નિવૃત્ત થાઉ તો તો કેવી પરમ શાંતિને પામુ ? આ વિચારમાંથી ચારિત્રમોહને નિર્બળ કરવાની તેની પ્રવૃત્તિ વેગવતી બને છે અને તે ચારિત્રમોહની શક્તિને અધિકાંશમાં નિર્બળ બનાવી દે છે. પરિણામ એ આવે છે કે, તે સર્વ સાવદ્ય યોગથી નિવૃત્ત થાય છે. આ અવસ્થામાં પૌદ્ગલિક ભાવો જે સ્વથી ભિન્ન છે, તેમની આસક્તિનો અભાવ થઈ જાય છે. આ અવસ્થામા પણ તે સદૈવ પોતાના લીધેલ વ્રતમાં જાગ્રત નથી રહી શકતો અને પરિણામે થોડોવણો પ્રમાદ પણ ક્યારેક આવી જાય છે, તેથી જ આ અવસ્થાને પ્રમત્તસંયત એવું સાર્થક નામ મળ્યું છે.

(૭) **અપ્રમત્તસંયત** :—સર્વ સાવદ્ય યોગ વિરત થયા છતાં જ્યારે આત્મા પ્રમાદવશ થાય છે, ત્યારે પોતાની શાંતિમાં બાધાનો અનુભવ કરે છે તેથી નિરાકુલ શાંતિનો અનુભવ કરવાની લાલસા સેવે છે. આ લાલસામાથી જ નિદ્રા, વિષય, કષાય અને વિકથા—ઇત્યાદિ પ્રમાદોમાંથી પોતાને બચાવી લેવાનો પ્રયત્ન કરે છે. એ પ્રયત્નમાં જ્યારે તે સફળ થાય છે, ત્યારે પ્રમાદો પર વિજયલાભ કરી અપ્રમત્તસંયત અવસ્થાને પામે છે. પણ આ અવસ્થામા પણ એક તરફ અપ્રમાદજન્ય ઉત્કટ સુખનો અનુભવ થતો હોવાથી તે જ સ્થિતિમાં ટકી રહેવાનો સતત પ્રયત્ન આત્મા કરતો હોય છે, અને બીજી તરફ પ્રમાદજન્ય પૂર્વાનુભૂત વાસનાઓ તેને પોતાના તરફ ખેંચે છે. આ ખેંચાતાણમાં વિકાસોન્મુખ આત્મા પાન ક્યારેક પ્રમાદની તન્દ્રામાં અને ક્યારેક અપ્રમાદની જાગૃતિમાં ટોલા ખાય

છે. એટલે કે તે અનેક વાર પ્રમત્તસંયતાવસ્થામાં અને અનેકવાર અપ્રમત્તસંયત અવસ્થામાં આવાગમન કર્યા કરે છે. જેમ પાણીની ભમરી આ વાતભ્રમીમાં પડેલું તણખલું આમતેમ ચલાયમાન હોય છે, તે જ પ્રમાણે આ છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનના સમયમાં વિકાસગામી આત્માની સ્થિતિ ડોલાયમાન થાય છે.

(૮) **નિવૃત્તિબાદર**:—અપ્રમાદ અવસ્થાની એવી સ્થિતિ કે જે સ્થિતિ આવે એટલે પ્રમાદ અવસ્થામાં જવાનું ન બને—પણ વિકાસ તરફ આત્મા પ્રયાણ કરવા સમર્થ થાય, તે નિવૃત્તિબાદર અવસ્થા કહેવાય છે. આ અવસ્થામા આત્મા વિશેષ પ્રકારે મોહને દબાવવા અગર નિર્મૂલ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. આને અપૂર્વકરણ ગુણસ્થાન એવા બીજા નામથી પણ ઓળખવામાં આવે છે; કારણ આ ગુણસ્થાનમાં સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણી, ગુણસંક્રમણ અને અપૂર્વસ્થિતિબંધ એ પાંચ બાબતો જીવનમાં પ્રથમ જ કરે છે, એટલે પ્રથમ ન અનુભવાયલી અપૂર્વ જ આત્મશુદ્ધિનો લાભ આ ગુણસ્થાને આત્મા કરે છે.

(૯) **અનિવૃત્તિબાદર**:—આઠમી નિવૃત્તિબાદર અને આ નવમી અનિવૃત્તિબાદર અવસ્થામાં મુખ્ય ભેદ એ છે કે, આઠમી અવસ્થામાં સમસમયે વર્તમાન જીવોની શુદ્ધિની તરતમતાને આશ્રી તેમના અસંખ્યાત ભેદ થઈ શકે છે, પણ નવમી અવસ્થામાં તેમ નથી. તેમાં સમસમયમા વર્તમાન સકલ જીવોની શુદ્ધિ એકસરખી માનવામાં આવી છે. નિવૃત્તિ એટલે ભિન્નતા અને બાદર એટલે સ્થૂલ. સ્થૂલ કષાયની તરતમતાને આશ્રીને જ્યારે જીવોની ભિન્નતા સ્પષ્ટપણે કરી શકાય તે અવસ્થા નિવૃત્તિબાદર ગુણસ્થાન; અને જે અવસ્થામાં સ્થૂલ કષાયાશ્રયી જીવોની ભિન્નતા ન કરી શકાય, તે અનિવૃત્તિબાદર ગુણસ્થાન. આમ બનવાનું કારણ એ છે કે, જેમ જેમ કષાયની મંદતા થતી જાય છે, તેમ અધ્યવસાયસ્થાનો ઓછાં થતાં જાય છે, અને વિશુદ્ધિ વધતી જાય છે. આઠમા ગુણસ્થાન કરતાં નવમામાં વિશુદ્ધિ અધિક છે જ તેથી અધ્યવસાયસ્થાન ઓછાં થાય છે. અને ઓછાં થવાને લીધે સમકાલીન જીવોના અધ્યવસાયસ્થાન એક જેવાં પ્રાપ્ત થાય છે.

આ નવમા ગુણસ્થાનમા જીવો સ્પષ્ટપણે બે શ્રેણીમાં વિભક્ત થઈ જાય છે. એક શ્રેણીવાળા તો એવા હોય છે કે જે મોહને દબાવતા જાય

છે પણ સર્વથા નિર્મૂલ નથી કરી શકતા; એટલે જ જેમ કોઈ વાસણમાં ભરેલી વરાળ જ્યાં સુધી દબાઈ રહે ત્યાં સુધી તો ઠીક, પણ જ્યારે તેનો વેગ વધી જાય છે ત્યારે તે વાસણને પણ ઉડાડી મૂકે છે; અથવા જેમ રાખની નીચે ઢંકાયેલો અગ્નિ જરા હવા ચાલે કે પ્રકટ થઈ પોતાનું પોત પ્રકાશે છે; અથવા પાણીની નીચે બેઠેલો કાદવ જરાક ક્ષોભ થતાં તરત જ ઉપર આવી જાય છે, તેમ દબાયેલ મોહ પણ જ્યારે એ આધ્યાત્મિક યુદ્ધનો યોદ્ધો જરા થાક ખાવા બેસે છે, ત્યારે તેને પોતાના વેગથી હરાવી દે છે. આવી હાર એ મોહના ઉપશામકને અગિયારમા ગુણસ્થાને મળે છે.

બીજી શ્રેણીવાળા જીવો એવા હોય છે જેઓ મોહને દબાવતા નથી પણ નિર્મૂળ કરતા જાય છે; તેથી આ શ્રેણીના જીવોને પતનનો અવકાશ નથી. તેઓ મોહનો સંપૂર્ણ નાશ જ્યાં કરે છે તે બારમું ગુણસ્થાન છે. પ્રથમ શ્રેણીવાળા કરતાં આ જીવોમાં આત્મશુદ્ધિ વિશેષ છે જેને કારણે તેઓ ઉપશમ નહિ પણ ક્ષય કરે છે.

**(૧૦) સૂક્ષ્મસંપરાય ઉપશમક અથવા ક્ષપક :—** આ ગુણસ્થાનમાં ઉપર્યુક્ત બન્ને શ્રેણીવાળા, થોડી વધારે આત્મશુદ્ધિ થાય અને તેથી જ્યારે ઉપશમન અને ક્ષપણાની થોડી વધારે શક્તિ વધે છે ત્યારે આવે છે. આ અવસ્થામાં સ્થૂલ કષાયોનો તો તદ્દન ઉપશમ યા ક્ષય જ થઈ ગયો હોય છે. માત્ર સૂક્ષ્મસંપરાય–લોભકષાય ઉદયમાં હોય છે. તેથી જેઓ મોહનો ઉપશમ કરનાર હોય છે, તે આ અવસ્થામાં સૂક્ષ્મ-સંપરાય ઉપશમક અને જેઓ મોહનો ક્ષય કરનારા હોય છે તેઓ સૂક્ષ્મસંપરાય ક્ષપક કહેવાય છે.

**(૧૧) ઉપશાંતમોહ :—** દશમા ગુણસ્થાનમાં જેઓ કષાયનો ઉપશમ કરતા હતા, તેઓ ક્રમશઃ વિશુદ્ધિ વધવાથી સંપૂર્ણ મોહને અર્થાત્ શેષ રહેલ લોભના સૂક્ષ્માંશને પણ દબાવી દે છે અને તેથી આ અવસ્થા ઉપશાંતમોહ કહેવાય છે. દશમામાં જેઓ કષાયનો ક્ષય કરતા હતા, તેઓ આ ઉપશાંતમોહાવસ્થાને નહિ પણ ક્ષીણમોહાવસ્થા જે બારમી છે તેને પામે છે. આ ઉપશાંતમોહ અવસ્થામાં આવેલ જીવ અવશ્ય પતનને પામે છે. કારણ, મોહને દબાવવાની અંતિમ સીમા સુધી એ પહોંચી ગયો; એટલે પછી દબાયેલા મોહનો વારો આવે છે. અને જઘન્ય એક સમય અને

ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તપ્રમાણ કાળ સુધી તે આત્મા વીતરાગાવસ્થામાં રહે છે, પણ પછી તો અવશ્ય મોહનું સામ્રાજ્ય જામે છે. દબાયલા મોહ-દારૂના ઢગલામાં આગની કણી લાગવાથી ભડાકો થાય તેમ એકદમ ફૂટી નીકળે છે અને આત્માને વળી પાછો અધોગામી બનાવે છે. તે વખતે જો તેનું આયુ પૂરુ થયું હોય, તો તે જીવ મરીને અનુત્તરમાં દેવરૂપે ઉત્પન્ન થાય છે અને સમ્યગ્દૃષ્ટિ નામની ચોથી અવસ્થાને પામે છે. અને જો આયુ પૂરૂ ન થયુ હોય, તો જે ક્રમે તેણે આરોહણ કર્યું હોય છે તે જ ક્રમે પતન શરૂ થાય છે. અર્થાત્ આરોહણ વખતે જે જે ગુણસ્થાનને પ્રાપ્ત કરી કર્મની જે જે પ્રકૃતિઓના બંધ, ઉદય અને ઉદીરણાનો વિચ્છેદ કર્યો હતો, પતન વખતે તે તે ગુણસ્થાનને ક્રમશઃ પ્રાપ્ત કરીને ફરી તે તે કર્મની પ્રકૃતિઓનાં બંધ, ઉદય અને ઉદીરણાને શરૂ કરે છે અને તે પ્રમાણે પતનોન્મુખ આત્મામાંથી કોઈ છઠ્ઠામા, તો કોઈ પાંચમામાં તો કોઈ ચોથામાં અને કોઈ તો બીજામાં પણ આવી જાય છે.

(૧૨) **ક્ષીણમોહ:** જેમ અગિયારમું ગુણસ્થાન દશમામાંથી ઉત્તરોત્તર વિશુદ્ધ થયેલો આત્મા પામે અને મોહનો તદ્દન ઉપશમ હોવાથી ઉપશાત-મોહ કહેવાય છે, તેમ દશમામાં રહેલો સૂક્ષ્મસંપરાયક્ષપક જ્યારે એ લાભના સૂક્ષ્મ અંશનો પણ ક્ષય કરે છે, ત્યારે સીધો આ અવસ્થામાં આવે છે અને તે ક્ષીણમોહ કહેવાય છે. જેમ ઉપશાંતમોહ અવસ્થા માત્ર ઉપશમકને જ આવે છે, તેમ આ ક્ષીણમોહ અવસ્થા માત્ર ક્ષપક શ્રેણીવાળા જીવોને જ આવે છે. ઉપશાંત મોહાવસ્થામાંથી અવશ્ય પતન છે, જ્યારે આ ક્ષીણમોહાવસ્થામાં પતનને અવકાશ જ નથી. તે ક્રમશઃ સિદ્ધગતિને જ પામે છે. આ ક્ષીણમોહાવસ્થામાં અંતર્મુહૂર્ત કાળ રહીને આત્મા આગળના ગુણસ્થાનને પ્રાપ્ત કરે છે.

(૧૩) **સયોગી કેવલી:** આત્માના વિકાસને રોધક જે મોટું સૈન્ય છે તેમાં મોહ એ સેનાપતિ છે. સેનાપતિ મોહ જ્યારે નાશ પામ્યો, ત્યારે તેના નાના મોટા સૈનિકોની દુરવસ્થા થાય છે. મોહના નાશ થવાથી બીજાં જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાય એ ત્રણ ઘાતીકર્મની શક્તિ પણ ક્ષીણ થઈ જાય છે અને અંતર્મુહૂર્ત પછી એ ત્રણે ઘાતી કર્મનો નાશ થઈ જાય છે; અને આત્મા નિરતિશય જ્ઞાન આદિ ગુણોને પ્રાપ્ત કરે છે. એ સમયમાં મન, વચન અને કાય યોગની પ્રવૃત્તિ બંધ ન હોવાથી તે અવસ્થાને સયોગી કેવળી અવસ્થા કહે છે.

(૧૪) **અયોગી કેવલી :** એ અવસ્થા જ્યારે સર્વ યોગોને પણ નિરોધ થઈ જાય છે અને આત્મા અઘાતી કર્મનો પણ નાશ કરવા તત્પર થઈ જાય છે તે અયોગી કેવલી ગુણસ્થાન કહેવાય છે. સંસારી આત્માનું આ અંતિમ ગુણસ્થાન છે. આને વટાવી જીવ સિદ્ધ થાય છે.

## ૧૩

## સંવર

સંવર[૧] એક છે.

[-સ્થા૦ ૧૪, -સમ૦ ૧]

અક્રિયા એક છે, અદંડ એક છે.

[-સમ૦ ૧]

સંવરદ્વાર પાંચ છે[૨].

(૧) સમ્યક્ત્વ; (૨) વિરતિ; (૩) અપ્રમત્તતા; (૪) અકષાય; (૫) અયોગતા.

[-સમ૦ ૫]

સંવર પાંચ છે—

(૧) શ્રોત્રેન્દ્રિયસંવર, (૨) ચક્ષુરિન્દ્રિય સંવર; (૩)

---

૧. આસ્રવનો નિરોધ તે સંવર. ભગવતીમાં આત્મા જ સંવર છે એમ કહ્યું છે. -શ. ૧, ઉ ૯.

સંવરના ૫૭ ભેદ છે :- ૫ સમિતિ, ૩ ગુપ્તિ, ૨૨ પરીષહ, ૧૦ યતિધર્મ, ૧૨ ભાવના, અને ચારિત્ર. (જુઓ તત્ત્વાર્થ૦ અ૦ ૯ તથા નવતત્ત્વ ગા૦ ૨૦) છતાં સામાન્યપણે અહીં સંવરને ૧ કહ્યો છે.

પ્રશ્નવ્યાકરણ (૬-૧૦)માં પાંચ વ્રતોને સંવર તરીકે ગણાવ્યાં છે. સંવર વિષે બૌદ્ધ માન્યતા માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ન. ૧.

૨. પાંચ આસ્રવદ્વારથી વિપરીત પાંચ સંવરદ્વાર છે.

ઘ્રાણેન્દ્રિય સંવર; (૪) રસનેન્દ્રિય સંવર; (૫) સ્પર્શનેન્દ્રિય સંવર.

[–સ્થા૦ ૪૨૭]

સંવર આઠ છે—

(૧–૫) ઉપર પ્રમાણે; (૬) મનઃસંવર; (૭) વચન-સંવર; (૮) કાયસંવર.

[–સ્થા૦ ૫૯૮]

## ૧. વ્રત – વિરતિ

૧

૧. પ્રાણાતિપાતવિરમણ એક છે.[૧]

૨. મૃષાવિરમણ એક છે.

૩. અદત્તાદાનવિરમણ એક છે.

૪ અબ્રહ્મવિરમણ એક છે.

૫. પરિગ્રહવિરમણ એક છે.

૬. ક્રોધવિવેક એક છે.

૭. માનવિવેક એક છે.

૮. માયાવિવેક એક છે.

૯. લોભવિવેક એક છે.

૧૦. પ્રેમત્યાગ એક છે.

૧૧. દ્વેષવિવેક એક છે.

૧૨. કલહવિવેક એક છે.

૧૩. અભ્યાખ્યાનવિવેક એક છે.

૧૪. પૈશૂન્યવિવેક એક છે.

૧૫. પરપરિવાદવિવેક એક છે.

---

૧. અહિ અઢાર પાપસ્થાનથી વિરતિ ગણાવેલી છે.

૧૬. રત્યરતિત્યાગ એક છે.

૧૭. માયામૃષાત્યાગ એક છે.

૧૮. મિથ્યાદર્શનવિવેક એક છે.

[-સ્થા૦ ૪૮]

પાંચ મહાવ્રત[1] છે—

(૧) સર્વ પ્રાણાતિપાતથી વિરમણ; (૨) સર્વ મૃષાવાદથી વિરમણ; (૩) સર્વ અદત્તાદાનથી વિરમણ; (૪) સર્વ મૈથુનથી વિરમણ; (૫) સર્વ પરિગ્રહથી વિરમણ.

[-સ્થા૦ ૩૮૯,-સમ૦ ૫]

સામાયિક[2] બે પ્રકારનું છે—

(૧) અગાર સામાયિક; (૨) અણગાર સામાયિક.

[-સ્થા૦ ૮૪]

અણુવ્રત[3] પાંચ છે—

(૧) સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ; (૨) સ્થૂલ મૃષાવાદ-વિરમણ; (૩) સ્થૂલ અદત્તાદાનવિરમણ; (૪) સ્વદાર સંતોષ; (૫) ઇચ્છા પરિમાણ.

[-સ્થા૦ ૩૮૯]

---

૧. પાંચ મહાવ્રતના વિવરણ માટે જુઓ પ્રશ્નવ્યાકરણ ૬-૧૦; દશવૈકાલિક-અ૦ ૪, અને તત્ત્વાર્થ અ૦ ૭. ભગવતીમાં પ્રત્યાખ્યાનની સમજમાં પાંચ મહાવ્રતોનો ઉલ્લેખ છે.-શ૦ ૭, ઉ૦ ૨, પૃ. ૧૩૫.

૨. જેનાથી સમત્વની પ્રાપ્તિ થાય, તે સામાયિક. આ વ્રતમાં સાધુને સર્વ સાવદ્ય (દોષિત) વ્યાપારનો જીવનપર્યંત અને ગૃહસ્થને નક્કી કરેલ કાલ સુધી ત્યાગ કરવાનો હોય છે. વધુ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૩. બૌદ્ધમતની સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮.

## ૨

ભાષાના[1] ચાર પ્રકાર[2] છે —

૧. સત્યભાષા; ૨. મૃષાભાષા; ૩; સત્યમૃષા—અર્ધસત્ય; ૪. અસત્ય-મૃષા — ન સત્ય ન મૃષા જેમકે, 'આપો'; 'લ્યો' એવી વ્યવહારની ભાષા —

[ –સ્થા૦ ૨૩૮ ]

સત્ય ચાર છે —

(૧) ૧. કાયઋજુતા — કાયની અવિસંવાદી પ્રવૃત્તિ;
૨. ભાષા-ઋજુતા — વચનની અવિસંવાદી પ્રવૃત્તિ;
૩. ભાવ-ઋજુતા — મનની અવિસંવાદી પ્રવૃત્તિ;
૪. અવિસંવાદ — કહે તેજ કરે તે.

[ – સ્થા૦ ૨૫૪ ]

(૨) ૧. નામસત્ય — ( સત્ય એવું નામ );
૨. સ્થાપનાસત્ય — ( સત્યની સ્થાપના - પ્રતિમા );
૩. દ્રવ્યસત્ય — ( સત્યમાં અનુપયોગી જીવનું સત્ય );
૪. ભાવસત્ય — ( સત્યમાં ઉપયોગવાળા જીવનું સત્ય ).

[ – સ્થા૦ ૩૦૮ ]

---

૧. ભાષાના વિશેષ સ્વરૂપ માટે જુઓ પ્રજ્ઞાપનાપદ ૧૧. ભાષાશુદ્ધિ માટે આચારાંગ શ્રુત૦ ૨માં ૪થું ભાષાધ્યયન છે; અને દશવૈકાલિકમાં સાતમું સુવાક્યશુદ્ધિ નામનું અધ્યયન છે. સાધુએ મૃષા અને સત્યમૃષા ભાષા ત્યાગવી જોઈએ.

૨. આવશ્યક નિર્યુક્તિમાં આ ચાર ભેદ જણાવ્યા છે. ભાષ્યકારે ત્યાં તે ચારેની વ્યાખ્યા આમ કરી છે મુનિ, ગુણ કે પદાર્થ એ 'સત્' કહેવાય. તેમને હિતકારી તે સત્ય, અને અહિતકારી તે અસત્ય. તદુભયસ્વભાવી તે મિશ્ર; અને તે ત્રણેથી ભિન્ન — આજ્ઞાપની આદિ – તે અસત્યમૃષા. વિશેષાવશ્યકભાષ્ય ગા૦ ૩૭૫–૩૭૭. વિશેષ માટે જુઓ દશવૈકાલિક નિર્યુક્તિનું સાતમું અધ્યયન. સાધુયોગ્ય સત્યભાષામા પણ જે બીજાને પીડાકારી ન હોય, તે જ ઉત્તમ ભાષા છે. સૂત્રકૃતાંગ ૧.૯.૨૩

સત્ય દશ પ્રકારનું છે[૧] —

૧. જનપદસત્ય; ૨. સમ્મતસત્ય; ૩. સ્થાપનાસત્ય; ૪. નામસત્ય; ૫. રૂપસત્ય. ૬. પ્રતીત્યસત્ય; ૭. વ્યવહારસત્ય; ૮. ભાવસત્ય; ૯. યોગસત્ય; ૧૦. ઉપમાસત્ય;

[–સ્થા૦ ૭૪૧]

સત્ય વચનના અતિશય[૨] ૩૫ છે.

[–સમ ૫

૩

બ્રહ્મચર્યગુપ્તિ નવ છે —

૧ વિવિક્ત શયનાસન વાપરવાં અને સ્ત્રી, પશુ અને પંડકના સંસર્ગવાળાં શયનાસન વાપરવાં નહિ.

૨. સ્ત્રીકથા કરવી નહિ,

૩. સ્ત્રી જ્યાં રહેતી હોય ત્યાં રહેવું નહિ

૪. સ્ત્રીની મનોહર ઇન્દ્રિયોનું દર્શન તથા ધ્યાન કરવું નહિ.

૫ પ્રણીત રસવાળું ભોજન કરવું નહિ.

૬ આહારપાણી વધારે પડતાં લેવાં નહિ.

૭. પૂર્વકાળમાં સેવેલ મૈથુનનું સ્મરણ કરવું નહિ.

૮. શબ્દ, રૂપ, અને પ્રશંસાનુ અનુસરણ કરવું નહિ.

૯ શાતા અને સુખમાં આસક્તિ રાખવી નહિ

[–સ્થા૦ ૬૬૩]

બ્રહ્મચર્યની ગુપ્તિ નવ છે—

૧–૨. ઉપરપ્રમાણે

૩. સ્ત્રીગણ સાથે રહેવું નહિં

---

૧. આના વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૨. વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

૪–૭. ઉપર પ્રમાણે.

૮. શબ્દ, રૂપ, ગન્ધ, રસ, સ્પર્શ અને પ્રશંસાનું અનુસરણ કરવું નહિ.

૯. ઉપર પ્રમાણે.

[–સમ૰ ૯]

## ૨. વ્રતની ભાવના

પ્રથમ અને અંતિમ તીર્થંકરના પાંચ યામની ૨૫ ભાવનાઓ છે[1] —

(૧) ૧. ઈર્યાસમિતિ — સ્વ-પરને ક્લેશ ન થાય તે રીતે યત્નાપૂર્વક ગમનાગમન કરવું તે ઈર્યાસમિતિ.

૨. મનોગુપ્તિ — મનને અશુભધ્યાનમાંથી શુભ ધ્યાનમાં પ્રવૃત્ત કરવું તે.

૩. વચનગુપ્તિ[2] — સત્ય અને હિતકારી બોલવું તે.

૪. આલોકભાજનભોજન — પાત્રમાં[3] ભોજન જોઈને કરવું તે.

---

૧. પ્રાણાતિપાત વિરમણાદિ પાચ વ્રતો છે. તેમના સંરક્ષણ માટે જેનો અભ્યાસ આવશ્યક છે, તે ભાવનાઓ કહેવાય છે. આ ભાવનાથી વ્રતો દૃઢ બને છે. પ્રથમ અને અંતિમ સિવાયના વચલા ૨૩ તીર્થંકરોના સમયમા યામ પાંચ નહી પણ ચાર હોય છે અર્થાત્ : પ્રાણાતિપાતવિરમણ, મૃષાવાદવિરમણ, અત્તાદાનવિરમણ; અને પરિગ્રહવિરમણ; આ માટે જુઓ ઉત્તરાધ્યયન : કેશીગૌતમ સંવાદ. અ. ૨૩. ૧૨. ભાવનાઓ માટે જુઓ તત્ત્વાર્થ૰ ૭,૩, અને પ્રશ્નવ્યાકરણ § ૧૦.

૨. અહિંસાવ્રતની ભાવનામાં ઉમાસ્વાતિ ભાષ્યમાં આને નથી ગણતા પણ એષણાસમિતિને ગણે છે. સર્વાર્થસિદ્ધિનો મૂળસૂત્રપાઠ સમવાયાંગસૂત્રને અનુસરે છે, તે નોંધપાત્ર છે. પ્રશ્નવ્યાકરણમાં એષણાસમિતિને પણ અહિંસાની ભાવના તરીકે ગણાવી છે.

૩. તત્ત્વાર્થમાં ‘આલોકિત પાનભોજન’ એવો પાઠ છે, અને પ્રસિદ્ધ પણ એ જ છે.

૫. આદાન નિક્ષેપણ સમિતિ — પાત્રાદિ વસ્તુને લેવા કે મૂકવામાં અવલોકન અને પ્રમાર્જનથી યતના રાખવી તે.

(૨) ૬. અનુવીચિભાષણ — વિચારપૂર્વક બોલવું તે.

૭. ક્રોધવિવેક — ક્રોધપ્રત્યાખ્યાન.

૮. લોભવિવેક.

૯. ભયવિવેક.

૧૦. હાસ્યવિવેક.

(૩) ૧૧. અવગ્રહાનુજ્ઞાપના[1] — અવગ્રહ એટલે નિવાસ-સ્થાન તેની આજ્ઞા લેવી તે.[2]

૧૨. અવગ્રહસીમા પરિજ્ઞાન — નિવાસસ્થાનની સીમા જાણી લેવી તે.

૧૩. સ્વયં અવગ્રહનો સ્વીકાર – અર્થાત્ તેમાં રહેવું તે.[3]

૧૪. સાધર્મિક પાસેથી અવગ્રહયાચન – કોઈ ભિક્ષુએ નિવાસસ્થાન માગ્યું હોય – તો તેની અનુમતિ લઈ તે સ્થાનમાં રહેવું તે.

૧૫. સાધારણ ભોજનને આચાર્યને બતાવીને ખાવું તે[4]

(૪) ૧૬. સ્ત્રી, પશુ અથવા નપુંસક દ્વારા સેવેલ શયનાસનનું વર્જન.

૧૭. સ્ત્રીકથા વર્જન.

૧૮ સ્ત્રીઓની મનોહર ઇંદ્રિયોના અવલોકનનું વર્જન.

૧૯ પૂર્વે ભોગવેલ રતિવિલાસનું સ્મરણ ન કરવું.

---

૧. તત્ત્વાર્થભાષ્યમાં અનુવીચિ-અવગ્રહ-યાચન એમ પાઠ છે.

૨. દિગંબર મતભેદ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬-૭.

૩. તત્ત્વાર્થમાં આને બદલે અભીક્ષ્ણ-અવગ્રહ-યાચન છે અર્થાત્ સમયમર્યાદા પૂરી થયે નિવાસ-સ્થાન વારંવાર માગવું તે.

૪. તત્ત્વાર્થ૦ મા માત્ર અનુજ્ઞાપિત – પાન – ભોજન એવો પાઠ છે.

૨૦. પ્રણીત આહારનું વર્જન.
(૫) ૨૧. શ્રોત્રેન્દ્રિયરાગોપરતિ.[1]
૨૨. ચક્ષુરિન્દ્રિય રાગોપરતિ.
૨૩. ઘ્રાણેન્દ્રિય રાગોપરતિ.
૨૪. જિહ્વેન્દ્રિય રાગોપરતિ.
૨૫. સ્પર્શેન્દ્રિય રાગોપરતિ.

[–સમ૦ ૨૫]

## ૩. પ્રવચનમાતા[2]

આઠ પ્રવચનમાતા છે—

૧. ઈર્યાસમિતિ (કોઈ પણ જીવને ક્લેશ ન થાય તે રીતે સાવધાનતાથી ચાલવું તે);

૨. ભાષાસમિતિ (સત્ય, હિતકારી, અને પરિમિત તથા સંશયજનક ન બને તેવું બોલવું તે);

૩. એષણાસમિતિ (જીવનયાત્રામાં આવશ્યક સાધનો મેળવવામાં સાવધાનતાપૂર્વક પ્રવૃત્તિ);

૪. આદાન - ભાંડ - માત્ર - નિક્ષેપણા - સમિતિ (પાત્રાદિ વસ્તુમાત્રને લેતાં–મૂકતાં સાવધાની);

૫. ઉચ્ચાર - પ્રશ્રવણ - ખેલ - જલ્લ - સિઘાણ - પારિષ્ઠાપનિકા સમિતિ (મળ, મૂત્ર, શ્લેષ્મ, શરીરનો મેલ, નાકનો મેલ વગેરે પરઠવવામાં સાવધાની);

૬. મનોગુપ્તિ (દુષ્ટ સંકલ્પનો ત્યાગ અને પ્રશસ્ત સંકલ્પનો સ્વીકાર);

૭. વચનગુપ્તિ (અસત્ય, અહિતકર, અને અપરિમિત

---

૧. તત્ત્વાર્થમાં આ પાંચને બદલે આમ કહ્યું છે:–પાંચે ઇન્દ્રિયોના મનોજ્ઞ વિષયમાં રાગ ન કરવો અને અમનોજ્ઞમાં દ્વેષ ન કરવો.

૨. જૈન શાસ્ત્ર કે આચારનો આધાર–સારભૂત તત્ત્વ. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮.

વચનનો ત્યાગ; અને સત્ય, હિતકર, અને પરિમિત વચનનો સ્વીકાર અથવા પ્રસંગે મૌનાવલંબન);

૮. કાયગુપ્તિ (અકુશલ પ્રવૃત્તિનો ત્યાગ અને કુશલ પ્રવૃત્તિનો સ્વીકાર.)

[–સમ૦ ૮,]

ઈર્યાસમિતિ આદિ પાંચ સમિતિઓ છે.

[–સ્થા૦ ૪૫૭; –સમ૦ ૫]

ઈર્યાસમિતિ આદિ પાંચ સમિતિ અને મનગુપ્તિ આદિ ત્રણ ગુપ્તિ એ આઠ સમિતિ કહેવાય છે.[૧]

[–સ્થા૦ ૬૦૩]

મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ આ ત્રણ ગુપ્તિઓ છે અને તે સંયત મનુષ્યને હોય છે.

[–સ્થા૦ ૧૨૬; –સમ૦ ૩]

## ૪. ઉપસર્ગ–પરીષહ

### ૧

ઉપસર્ગ (વિઘ્ન) ચાર છે[૨]—

૧. દિવ્ય; ૨. માનુષ; ૩. તિર્યંચ સંબંધી; ૪. સ્વયંકૃત.

(૧) દિવ્ય ઉપસર્ગના ચાર પ્રકાર છે–

૧. હાસ્ય ખાતર – કોઈ માત્ર ગમ્મત ખાતર સાધુને પીડા દે તે.

૨. પ્રદ્વેષથી — જેમ સંગમે ભગવાન મહાવીરને પીડા દીધી.

---

૧. સમિતિમાં અસત્પ્રવૃત્તિનું રોકવું તો છે જ, પણ પ્રધાનપણે સત્માં પ્રવૃત્તિ છે; અને ગુપ્તિમાં પ્રધાનપણે અસત્ની નિવૃતિ છે. જુઓ તત્વાર્થ૦ ૯. ૪–૫.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૯.

૩. વિમર્ષથી–સાધુ વિષે સંશય હોય તો દેવ પરીક્ષા ખાતર જે પીડા આપે તે.

૪. પૃથગ્વિમાત્રા—જેમાં હાસ્યાદિ અનેક કારણો સાથે હોય.

(૨) માનુષ ઉપસર્ગના ચાર પ્રકાર છે–

૧–૩. દિવ્ય પ્રમાણે.

૪. કુશીલપ્રતિસેવના–કુશીલ એટલે અબ્રહ્મ–તેના સેવન માટે આમંત્રણ–આ બ્રહ્મચારીને પીડાકર થઈ પડે.

(૩) તિર્યંચ સંબંધી ઉપસર્ગો ચાર છે—

૧. ભયથી — કેટલાક કૂતરાઓ વગેરે પ્રાણીઓ ભયથી કરડે છે.

૨. દ્વેષથી—ચંડકૌશિક સાપ ભગવાન મહાવીરને કરડ્યો તે.

૩. આહારને કારણે—સિંહ, વાઘ, વગેરે આહાર માટે મારી નાખે છે તે.

૪. સંતતિરક્ષા માટે—જેમ બિલાડી કે કૂતરી પોતાનાં બચ્ચાંની રક્ષા માટે કરડે છે તે.

(૪) સ્વયંકૃત ઉપસર્ગના ચાર પ્રકાર છે—

૧. ચોળવાથી—જેમ કે-આંખમાં કણું પડ્યું હોય તો આંખને ચોળીને જે પરાણે પીડા ઊભી કરવી તે;

૨. પડવાથી;

૩. સ્તબ્ધતાથી—એક ઠેકાણે ઊભા રહેવાથી હાથ-પગમાં ખાલી ચડી જાય છે તેવું;

૪. આકુંચનથી—હાથપગ સંકોચીને બેઠા હોઈએ અને ખાલી ચડી જાય–તેવું;

[–સ્થા૦ ૩૬૧]

૨

પરીષહ[1] બાવીસ[2] છે—

| | |
|---|---|
| ૧. ક્ષુધા. | ૧૨. આક્રોશ. |
| ૨. પિપાસા. | ૧૩. વધ. |
| ૩. શીત. | ૧૪. યાચના. |
| ૪. ઉષ્ણ. | ૧૫. અલાભ. |
| ૫. દંશ-મશક | ૧૬. રોગ. |
| ૬. અચેલ. | ૧૭. તૃણસ્પર્શ. |
| ૭. અરતિ. | ૧૮. જલ્લ – શરીર અને વસ્ત્રનો મેલ. |
| ૮. સ્ત્રી. | ૧૯. સત્કારપુરસ્કાર. |
| ૯. ચર્યા. | ૨૦. પ્રજ્ઞા. |
| ૧૦. નિષદ્યા – સ્વાધ્યાયભૂમિ | ૨૧. અજ્ઞાન. |
| ૧૧. શય્યા. | ૨૨. દર્શન – સમ્યગ્દર્શન. |

[–સમ૦ ૨૨]

આવેલા પરીષહોને તથા ઉપસર્ગોને છદ્મસ્થ સમ્યક્ પ્રકારે સહન કરે તેનાં કારણો પાંચ[3] છે—

---

૧. માર્ગપર દૃઢ રહેવા અને નિર્જરા માટે જે સહન કરવુ આવશ્યક છે, તે પરીષહ કહેવાય. ઉપસર્ગ તો આવી પડે છે, પણ પરીષહ તો સ્વયં સ્વીકારેલા હોય છે.

૨. વિસ્તાર માટે ભગવતી૦ (શ૦ ૮૦. ઉ૦ ૮, પૃ૦ ૧૬૧) અને ઉત્તરાધ્યયનસૂત્ર અ૦ ૨ જુઓ. નિર્યુક્તિકાર પરીષહાધ્યયનને કર્મપ્રવાદનામના પૂર્વના ૧૭મા પ્રાભૃતમાંથી નીકળેલું જણાવે છે. અહીં ભગવતીસૂત્ર, તત્ત્વાર્થસૂત્ર (૯. ૮–૧૭) અને પ્રસ્તુત અધ્યયનની નિર્યુક્તિ વિષયવિવેચનની દૃષ્ટિએ સરખાવવાં જેવાં છે.

૩. આ સાથે ઉમાસ્વાતિએ તત્ત્વાર્થભાષ્યમાં ક્ષમાનો પ્રકાર જે વર્ણવ્યો છે, તે સરખાવવા જેવો છે તત્ત્વાર્થ૦ ૯–૬.

૧. આ પરીષહ તથા ઉપસર્ગ કરનારો જીવ પોતાના કર્મના ઉદયને વશ થઈને ઉન્મત્ત થયેલો છે અને તેથી જ મને વઢે છે, મારી મશ્કરી કરે છે, મને બાંધે છે કે મારી ચામડી ઉતારે છે અને મારાં વસ્ત્રો વગેરે લઈ જાય છે, ફાડી નાખે છે અને ટુકડા કરી નાખે છે, – એમ વિચારીને.

૨. આ તો યક્ષાવિષ્ટ છે અને તેથી જ મને વઢે છે ઇત્યાદિ વિચારે.

૩. મારા જ કોઈ પૂર્વકર્મનો ઉદય થયો હશે તેથી મને આ વઢે છે ઇત્યાદિ વિચારે.

૪. આ દુઃખને જો હું સમ્યક્ નહિ સહન કરું, ક્ષમા નહિં ધરું, તો મને જ નવાં પાપકર્મ બંધાશે એમ વિચારે.

૫. અને જો હું સમ્યક્ સહન કરીશ તો મારા જ કર્મની નિર્જરા થશે એમ વિચારે.

[–સ્થા૦ ૪૦૯]

કેવલી આવેલા ઉપસર્ગ અને પરીષહને સમ્યક્ રીતે સહે છે તેનાં પાંચ કારણો છે—

૧. આનું તો ચિત્ત જ ઠેકાણે નથી તેથી મારા પર આક્રોશ કરે છે, ઇત્યાદિ વિચારે.

૨. આનુ ચિત્ત જ ઉન્મત્ત છે તેથી આક્રોશ કરે છે ઇત્યાદિ વિચારે.

૩. આ પુરુષ યક્ષાવિષ્ટ છે તેથી આક્રોશ આદિ કરે છે એમ વિચારે.

૪. મારા પૂર્વભવના કર્મનો ઉદય છે જેથી કરીને આ માણસ મારા પર આક્રોશ કરે છે ઇત્યાદિ વિચારે.

૫. મને આવી રીતે સમ્યક્ પ્રકારે ઉપસર્ગ અને પરીષહને સહન કરતો જોઈને બીજા શ્રમણ-નિર્ગ્રન્થો પણ

મારી દેખાદેખી કરીને સમ્યક્ રીતે તેમને સહન કરશે એમ વિચારે.

[–સ્થા૦ ૪૦૯]

## ૫. પ્રત્યાખ્યાન – ત્યાગ

પ્રત્યાખ્યાન[1] બે પ્રકારનું છે—

(૧) ૧. કોઈ મનથી પ્રત્યાખ્યાન લે છે.
 ૨. કોઈ વચનથી પ્રત્યાખ્યાન લે છે.

(૨) ૧. કોઈ લાંબા કાળનુ પ્રત્યાખ્યાન કરે છે
 ૨. કોઈ ટૂંકા કાળનુ પ્રત્યાખ્યાન કરે છે.

[–સ્થા૦ ૬૨]

પ્રત્યાખ્યાન ત્રણ પ્રકારનુ છે—

(૧) ૧. કોઈ મનથી પ્રત્યાખ્યાન લે છે.
 ૨. કોઈ વચનથી પ્રત્યાખ્યાન લે છે.
 ૩. કોઈ કાયાથી પ્રત્યાખ્યાન લે છે.

(૨) ૧. કોઈ દીર્ઘકાલનું પ્રત્યાખ્યાન લે છે.
 ૨. કોઈ અલ્પકાલનુ પ્રત્યાખ્યાન લે છે.
 ૩. કોઈ કાયને રોકવાનું પ્રત્યાખ્યાન લે છે.

[–સ્થા૦ ૧૨૭]

---

૧. ઉત્તરાધ્યન અ. ૨૯. પ્ર. ૧૩ના જવાબમાં ભગવાને જણાવ્યુ છે કે, પ્રત્યાખ્યાનથી આસ્રવદ્વાર બંધ થાય છે અને ઇચ્છાનો નિરોધ થાય છે. ઇચ્છાનિરોધ થવાથી જીવ વિતૃષ્ણ થઈ શાતપણે વિચરે છે. ભગવતી૦ શ. ૨, ઉ. ૫ માં જણાવ્યુ છે કે, પ્રત્યખ્યાનનું ફળ સંયમ છે, અને સયમથી ઉત્તરોત્તર કર્મક્ષય થઈ મોક્ષ મળે છે. પ્રત્યાખ્યાન માટે વિશેષ વિસ્તાર માટે જુઓ આવશ્યકસૂત્ર અ૦ ૬ અને તેની નિર્યુક્તિ; તથા ભગવતી૦ શ. ૭, ઉ. ૨, શ. ૮, ઉ. ૫. હરિભદ્રે પ્રત્યાખ્યાનાષ્ટક લખ્યું છે.

પ્રત્યાખ્યાન પાંચ[1] પ્રકારનુ છે—

૧. શ્રદ્ધાનશુદ્ધ (સર્વજ્ઞે પ્રત્યાખ્યાન જે પ્રમાણે લેવાનું કહ્યું હોય તે પ્રમાણે શ્રદ્ધાપૂર્વક લીધેલું);

૨. વિનયશુદ્ધ (ગુરુને વિધિપૂર્વક વંદન કરી, મન-વચન-કાયથી ગુપ્ત થઈને લીધેલું);

૩. અનુભાષણા-શુદ્ધ (ગુરુ જે શબ્દોમાં લેવરાવે તે શબ્દોની આવૃત્તિપૂર્વક લેવાયેલુ);

૪. અનુપાલના-શુદ્ધ (લીધેલી પ્રતિજ્ઞાનું પૂરેપૂરું પાલન જેમાં થાય તે);

૫. ભાવશુદ્ધ (પોતાની પ્રતિજ્ઞાને આ લોક કે પરલોકાદિની અભિલાષાથી, રાગ કે દ્વેષથી દૂષિત ન કરે તે).

[—સ્થા૦ ૪૬૬]

પ્રત્યાખ્યાન દશ પ્રકારનું છે[2] —

૧. અનાગતપ્રત્યાખ્યાન (ભવિષ્યમાં તપઃકર્મ આદિમાં બાધા આવશે એમ ધારી પ્રથમથી જ કરી લેવાતું);

૨. અતિક્રાન્ત પ્રત્યાખ્યાન (વર્તમાન તપઃકર્મઆદિ ન કરી શકાયું હોય તો તેને બદલે પાછળથી કરાતું);

૩. કોટીસહિત પ્રત્યાખ્યાન (એક પ્રત્યાખ્યાન જે વખતે પૂરું થતું હોય ત્યાંથી જ બીજાની શરૂઆત કરવામાં આવે તે);

૪. નિયન્ત્રિત પ્રત્યાખ્યાન (દરેક માસના અમુક દિવસે કરવાના તપની પ્રતિજ્ઞા)[3];

૧. એક છઠ્ઠું જ્ઞાનશુદ્ધ પ્રત્યાખ્યાન પણ છે. પણ તેને શ્રદ્ધાનશુદ્ધમાં સમજી લેવું.

૨. આ દશ ભેદ ભગવતી શતક ૭, ઉદ્દે૦ ૨૭; પૃ. ૧૩૬માં ગણાવ્યા છે.

૩. આ પ્રતિજ્ઞા રોગોત્પત્તિ કે એવું બીજું કારણ આવી પડે તો પણ નભાવવી પડે છે. આ કાલમાં આવી પ્રતિજ્ઞા વિચ્છિન્ન થઈ ગઈ છે—એટલે કે કોઈ આચરી શકતું નથી.

૫. સાગાર પ્રત્યાખ્યાન (મર્યાદાઓ કે અજાણતાં ભંગ થાય, રાજાજ્ઞા થાય, રોગી થાઉં – ઇત્યાદિ આગારો – અપવાદો સાથે લેવાતું);

૬. અનાગાર પ્રત્યાખ્યાન (ઉપરથી ઊલટું અપવાદો સિવાયનું[૧]);

૭. પરિમાણકૃત પ્રત્યાખ્યાન (જે પ્રતિજ્ઞામાં દત્તિ, ભિક્ષા માગવાનાં ઘર, ભિક્ષા માગવાનું દ્રવ્ય ઇત્યાદિનું પરિમાણ નક્કી કરી લેવામાં આવે તે);

૮. નિરવશેષ પ્રત્યાખ્યાન (સર્વ પ્રકારનાં અશનાદિનો ત્યાગ);

૯. સંકેતક પ્રત્યાખ્યાન (કાંઈક નિશાન રાખી કરાયલું પ્રત્યાખ્યાન);

૧૦. અદ્ધા પ્રત્યાખ્યાન (કાળની અપેક્ષાથી કરાયેલું પ્રત્યાખ્યાન).

[–સ્થા૦ ૭૪૮]

§ વ્યાવૃત્તિ – નિવૃત્તિ ત્રણ પ્રકારે છે.—

૧. જ્ઞાનપૂર્વક; ૨. અજ્ઞાનપૂર્વક, ૩. સંશયપૂર્વક.

§ આસક્તિ અને આસેવાના પણ તે જ રીતે ત્રણ ભેદ છે.

[–સ્થા૦ ૨૧૮]

ત્યાગ ચાર પ્રકારનો છે—

૧ મનથી ત્યાગ અથવા મનનો ત્યાગ.

૨. વચનથી ત્યાગ અથવા વચનનો ત્યાગ.

૩. કાયથી ત્યાગ અથવા કાયાનો ત્યાગ.

૪. ઉપકરણનો ત્યાગ.

અકિંચનતાના પણ તે જ ચાર ભેદ છે.

[–સ્થા૦ ૩૧૦]

---

૧. આમાં અનાભોગ તથા સહસાકારની છૂટ હોય છે.

# ટિપ્પણ

**૧. સંવર :—**

ભગવાન બુદ્ધે અંગુત્તર નિકાયમાં આસ્રવનો નિરોધ માત્ર સંવરથી જ થતો નથી બતાવ્યો પણ વિભાગ કરીને નીચે પ્રમાણે બતાવ્યો છે :—

(૧) સંવરથી—ઇન્દ્રિયો મોકળી હોય તો ઇન્દ્રિયોનો સંવર કરવાથી—ગુપ્તેન્દ્રિય થવાથી તજ્જન્ય આસ્રવ નથી થતો.

(૨) પ્રતિસેવનાથી—પાન-ભોજન, વસ્ત્ર, ચિકિત્સા આદિ—આ બધું જો ન કરવામાં આવે તો ઊલટું મન પ્રસન્ન નથી રહેતું અને કર્મ-બંધ થાય છે. માટે મનને સ્વસ્થ રાખવા ખાતર આ બધી ચીજોનો ઉપયોગ કરવાથી આસ્રવનિરોધ થાય છે. પણ એ પાન-ભોજન વગેરે શોખ ખાતર ભોગવવામાં આવે, તો આસ્રવનું જ કારણ બને છે એ ધ્યાનમાં રાખવું.

(૩) અધિવાસનાથી—સહન કરવાથી—કોઈને શારીરિક કષ્ટ સહન કરવું પસંદ હોય તો પછી તેને શરીરસુખ મળે તેવી અવસ્થા પસંદ આવે જ નહિ; એટલે તેને તો કષ્ટસહનથી જ આસ્રવનિરોધ થાય.

(૪) પરિવર્જનથી—ત્યાગથી—ચંડ એવા હાથી, અશ્વ, વગેરે જાનવરો તથા સર્પ, વીંછી જેવા જંતુઓ, ખાડો, કાંટાવાળું સ્થાન, પાપમિત્ર એ બધાં દુઃખદાયક છે તેથી તેમને ત્યાગવાથી તજ્જન્ય આસ્રવનો નિરોધ થાય છે.

(૫) વિનોદનાથી—હાંકી કાઢવાથી—હિંસાવિતર્ક, પાપવિતર્ક કામવિતર્ક આદિ બાધક વિતર્કોની ભજના ન કરવાથી તજ્જન્ય આસ્રવનો નિરોધ થાય છે.

(૬) ભાવનાથી—શુભ ભાવનાથી પણ આસ્રવનિરોધ થાય છે. જો એ શુભ ભાવનાઓ ન ભાવીએ તો ઊલટો કર્મબંધ થાય છે. માટે તે રોકવા ભાવના ભાવવી જોઈએ. —અંગુત્તર૦ ૬. ૫૮.

વળી અવિદ્યાનિરોધ એ જ આસ્રવનિરોધ છે એમ પણ કહ્યું છે. —અંગુત્તર૦ ૬. ૬૩.

**૨. સામાયિક :—**

સામાયિક એ જ આત્મા છે—આવું પ્રથમ નહિ સાંભળેલું મન્તવ્ય સાંભળીને, અને તેને સમજીને પાર્શ્વના અનુયાયી કાલાસ્યવેષિપુત્રે મહાવીરનો પંચ મહાવ્રતનો ધર્મ અંગીકાર કર્યાની વાત ભગવતીમાં ( શ૦ ૧, ઉ૦ ૯, પૃ. ૫૦ ૫૯૧ ) છે. એ બતાવે છે કે ભગવાન મહાવીરે સામાયિક વિષે કેટલાંક

-નવાં મન્તવ્યો રજૂ કર્યાં હતાં. જૈન સંઘમા સામાયિકને બહુ મહત્ત્વ આપવામાં આવ્યુ છે. એકલા સામાયિક આવશ્યક ઉપર જ જિનભદ્રે 'વિશેષાવશ્યક જેવો મહાન ગ્રંથ રચ્યો છે.

**૩. અણુવ્રત :—**

બૌદ્ધ ધર્મમા ઉપાસક થવાની પ્રથમ શરત એ છે કે તેણે બુદ્ધ, ધર્મ અને સંઘના શરણને સ્વીકારવુ જોઈએ. તે જ પ્રમાણે જૈન ઉપાસક માટે 'ત્રિશરણ છે જ. વળી જેમ જૈન ઉપાસકનાં પાચ અણુવ્રત છે, તેમ બૌદ્ધ ઉપાસકનાં પણ પાંચ શીલ છે — તે આ :—

(૧) પ્રાણાતિપાત-વિરમણ (૨) અદત્તાદાન-વિરમણ; (૩) કામ-ભોગમાં મિથ્યાચારથી વિરમણ (૪) મૃષાવાદ-વિરમણ; (૫) સુરા, મેરય, મદ્ય અને પ્રમાદસ્થાનથી વિરમણ. — જુઓ અગુ૦ ૮, ૨૫.

જન અણુવ્રતના ઉલ્લેખ માટે જુઓ ભગવતી (શ૦ ૭, ઉ, ૨, પૃ૦ ૧૩૫.) વિવરણ માટે જુઓ તત્ત્વાર્થ૦ ૭, ૧૫.

**૪. સત્યના દશ પ્રકારો :—**

(૧) એક દેશમાં જે અર્થમા એક શબ્દ વપરાતો હોય તે જ અર્થમાં બીજા દેશોમાં પણ એ શબ્દ વપરાતો હોય તો તે અર્થનો બોધ કરવા માટે એ શબ્દનો પ્રયોગ તે જનપદ-સત્ય - અર્થાત્ દેશની અપેક્ષાએ સત્ય.

(૨) શબ્દનો વ્યુત્પત્તિજન્ય અર્થ ગમે તે થતો હોય પણ જે અર્થમાં સૌ સંમત હોય તે જ અર્થબોધ માટે તેનો પ્રયોગ કરવો તે સંમત-સત્ય. જેમકે પંકમાથી તો કમળ વગેરે ઘણી ચીજો ઉત્પન્ન થાય છે, પણ પંકજ શબ્દનો કમળના જ અર્થમાં પ્રયોગ કરવો તે સંમત-સત્ય.

(૩) સ્થાપના - પ્રતિમા એ કાંઈ જિન ન કહેવાય છતા પ્રતિમાને જોઈને વ્યવહાર થાય છે કે 'આ જિન છે.' આ વ્યવહાર તે સ્થાપના - સત્ય.

(૪) કોઈનુ વર્ધમાન એવુ નામ હોય પછી ભલે તે કશાનીય વૃદ્ધિ ન કરતો હોય પણ તે વર્ધમાન જ કહેવાય છે. આ 'નામ - સત્ય' કહેવાય.

(૫) રૂપની અપેક્ષાએ સત્ય તે રૂપસત્ય. જેમ કોઈએ યતિનો માત્ર કપટથી વેશ પહેર્યો હોય અને એનું એવું બાહ્યરૂપ જોઈને (આ યતિ છે) એવો વ્યવહાર થાય છે તે રૂપ - સત્ય.

(૬) પ્રતીત્ય - સત્ય એટલે આપેક્ષિક સત્ય. જેમકે આમળું મોટું પણ કહેવાય અને નાનું પણ; બોરની અપેક્ષાએ મોટું અને કોળીની અપેક્ષાએ નાનું.

(૭) વ્યવહારની અપેક્ષાએ સત્ય – જેમકે પર્વત પરનાં ઝાડ બળી રહ્યાં હોય છતાં આપણે કહીએ છીએ કે પર્વત બળે છે, ગોળામાંનું પાણી ઝમતું હોય છે પણ આપણે કહી છીએ કે ગોળો ઝમે છે. આવા ઔપચારિક પ્રયોગો તે વ્યવહાર-સત્ય છે.

(૮) ભાવ એટલે પર્યાય. કોઈ એક પર્યાયનો મુખ્યતાથી પ્રયોગ કરવો તે ભાવ-સત્ય. જેમ બગલામાં બીજા વર્ણ હોય પણ કહેવું કે બગલો ધોળો છે તે; અર્થાત્ તેમાં બીજા વર્ણ છતાં શુક્લનું બાહુલ્ય છે – તેથી તેને શુક્લ કહ્યો.

(૯) યોગ એટલે સંબંધ. સંબંધથી સત્ય તે – જેમકે માણસના હાથમાં દંડ હોય તો તે દંડી કહેવાય તે, યોગ-સત્ય.

(૧૦) કોઈનું પરાક્રમ જોઈ તેને સિંહ કહેવો તે ઉપમા-સત્ય; અર્થાત્ તેનું પરાક્રમ સિંહ જેવું છે.

**૫. સત્યવચનના અતિશય :—**

ટીકાકાર કહે છે કે આ અતિશય આગમશાસ્ત્રમાં જોવામાં નથી આવ્યા પણ બીજા ગ્રન્થોમા જે જોયા છે તે આ હશે એમ ધારી તે જ અહીં ગણાવી દઉં છું. તે આ પ્રમાણે:– ૧. સંસ્કારી; ૨. ઉદાત્ત–ઊંચો–બુલંદ અવાજ; ૩. ઉપચારોપેત – સાવ ગ્રામ્ય નહિ તેવું; ૪. ગંભીર – મેઘની જેમ; ૫. અનુનાદિતા – પડઘો પડે તેવું; ૬. દક્ષિણત્વ – સરલતા; ૭. ઉપનીત રાગત્વ – માલકોશાદિ રાગયુક્ત. આ સાત અતિશયો શબ્દાશ્રયી છે. અને બાકીના અર્થાશ્રયી છે. તે આ પ્રમાણે :– ૮. મહાર્થતા; ૯. અવ્યાહતપૌર્વાપર્ય–પૂર્વાપરનો વિરોધ નહિ; ૧૦. શિષ્ટતા – સ્વસિદ્ધાન્ત જે હોય તે કહેવો અથવા બોલનારની સભ્યતાસૂચક વાણી; ૧૧. અસંદિગ્ધત્વ – સાંભળનારને સંશય ન ઊપજે તેવું; ૧૨. અપહૃતાન્યોત્તરત્વ – બીજો જેમાં દૂષણ ન દઈ શકે તેવું; ૧૩. હૃદયગ્રાહિત્વ – શ્રોતાના મનને હરી લે તેવું; ૧૪. દેશકાલાવ્યતીતત્વ – પ્રસંગોચિત, ૧૫. તત્ત્વાનુરૂપત્વ – જે કહેવાની વસ્તુ હોય તદનકૂલ; ૧૬. અપ્રકીર્ણપ્રસૃતત્વ – વિસ્તાર થાય પણ સંબદ્ધ રીતે અર્થાત્ અસંબદ્ધ નહિ તેવું અથવા અનધિકૃત અને અતિવિસ્તૃત ન હોય તેવું; ૧૭. અન્યોન્યપ્રગૃહીતત્વ – વાક્યો અને પદોની પરસ્પર સાપેક્ષતા; ૧૮. અભિજાતત્વ – વક્તા અથવા શ્રોતાની ભૂમિકાને અનુસરનારું; ૧૯. અતિસ્નિગ્ધ અને મધુર; ૨૦. અપરમર્મવેધિત્વ – બીજાનાં મર્મસ્થાનને ઉઘાડાં ન પાડે તેવું; ૨૧. અર્થધર્માભ્યાસાનપેતત્વ — અર્થ ધર્મ અને અભ્યાસ

વાણુ; ૨૨. ઉદાર; ૨૩. બીજાની નિન્દાયુક્ત નહિ અને આત્મઉત્કર્ષ યુક્ત નહિ; ૨૪. ઉપગતશ્લાઘ્યત્વ – ઉપરના ગુણોને લઈને જેની પ્રશંસા થાય તેવુ; ૨૫. અનપનીતત્વ – કાલ, કારક, વચન, લિંગાદિનો વ્યત્યય જેમા ન હોય તેવું; ૨૬. ઉત્પાદિતાચ્છિન્નકૌતૂહલત્વ – વિષયમાં શ્રોતાને બરાબર એકધારું કુતૂહલ પેદા કરે તેવુ; ૨૭. અદ્ભુતત્વ, ૨૮. અનતિવિલંબ. ૨૯. વિભ્રમ – વિક્ષેપ – કિલિકિંચિતાદિ રહિત — વિભ્રમ એટલે વકતાના મનની ભ્રાન્તિ, વિક્ષેપ એટલે અભિધેયાર્થ વિષે મનની અનાસક્તિ, કિલિકિંચિત એટલે રોષ, ભય, અભિલાષ આદિ ભાવોને એક સાથે કે એકેકે કરવા તે, આદિશબ્દથી બીજા માનસિક દોષોનું ગ્રહણ છે – આ બધા દોષોથી રહિત એવું વચન; ૩૦. અનેકજાતિ અર્થાત્ વિષયના ભેદો, તેમનો આશ્રય લેવાથી વિચિત્ર લાગે તેવું; ૩૧. આહિતવિશેષત્વ – બીજાં વચનો કરતાં કાંઈક વિશેષતા યુક્ત; ૩૨. સાકારત્વ — વર્ણ, પદ, વાકયો બધાં અલગ અલગ હોવાથી આકારવાળું બનેલું; ૩૩. સત્ત્વપરિગૃહીતત્વ – સાહસયુક્ત; ૩૪. અપરિખેદિતત્વ – બોલતાં બોલતાં થાક ન ચડે તેવુ, ૩૫. અવ્યુચ્છેદિત્વ – કહેવા ધાર્યું હોય તે કહેવાઈ રહે ત્યા સુધી એકધારું બોલવું તે. ભગવાન મહાવીરને આ ૩૫ અતિશયોથી યુક્ત ઔપપાતિક સૂત્રમાં કહ્યા છે.

૬–૭. દિગંબર મતભેદ :–

(૬) અદત્તાદાનની પાંચ ભાવનાઓમા સર્વાર્થસિદ્ધિસમત તત્ત્વાર્થ-સૂત્રપાઠમાં મૌલિક મતભેદ છે. દિગમ્બર અને શ્વેતામ્બરના જીવનવ્યવહારમાં જે મૌલિક મતભેદ છે તે સ્થાન પરત્વેની આ પાંચ ભાવનાઓમાં વ્યક્ત થાય છે. સ૦ સિ૦ પ્રમાણે પાચ ભાવનાઓ આ પ્રમાણે છે – (૧) શૂન્યા-ગાર જેવા કે પર્વતની ગુફા, ઝાડની બખોલ આદિ જેનો કોઈ સ્વામી ન હોય તેમાં નિવાસ, (૨) વિમોચિતાવાસ – પડી ભાગેલ ગામમાં ખાલી પડેલ પરિત્યકત મકાનોમાં નિવાસ – (૩) પરોપરોધાકરણ – બીજા પર બલાત્કાર ન કરવો – તે, (૪) ભૈક્ષશુદ્ધિ, (૫) સધર્માવિસંવાદ – બીજા ભિક્ષુ સાથે તારું-મારું કરી ઝઘડો ન કરવો તે.

(૭) સર્વાર્થસિદ્ધિમાં – (૭, ૭) બ્રહ્મચર્યની ભાવના આ પ્રમાણે છે .– (૧) સ્ત્રીરાગકથાશ્રવણત્યાગ, (૨) સ્ત્રીના મનોહરાંગના નિરીક્ષણનો ત્યાગ, (૩) પૂર્વ રતિવિલાસના સ્મરણનો ત્યાગ, (૪) વૃષ્યેષ્ટરસત્યાગ – ઉન્માદક ઇષ્ટ રસોનો ત્યાગ, (૫) શરીરસંસ્કારનો ત્યાગ.

૮ પ્રવચનમાતા :–

'પ્રવચનમાતા' નો ઉલ્લેખ ભગવતી (શ૦ ૨૫, ઉ૦ ૬, પૃ૦ ૭૨) મા પણ છે. ઉત્તરાધ્યયનમાં તો 'પ્રવચનમાતા' એ નામનું ૨૪ મું અધ્યયન જ છે. 'પવયણમાય' એવા પ્રાકૃત શબ્દનાં સંસ્કૃત રૂપો બે સંભવે છે– પ્રવચનમાત અને પ્રવચનમાતૃ. તેમાં ઉત્તરાધ્યયનની નિર્યુક્તિમાં પ્રથમ રૂપ સ્વીકારીને એવો અર્થ કર્યો છે કે, જેમા સંપૂર્ણ દ્વાદશાંગ સમાઈ જાય છે તે પ્રવચનમાતા. પણ ટીકાકાર શાંત્યાચાર્યે એક બીજી ગાથા પણ ટાંકી છે જેમાં પ્રવચનમાતૃરૂપ પણ માનવામાં આવ્યું છે; અને અર્થ કર્યો છે કે, આ પ્રવચનમાતૃ એટલા માટે કહેવાય છે કે સંપૂર્ણ દ્વાદશાંગનો પ્રસવ એમાથી જ છે. પ્રથમ અર્થ કરતાં આ બીજા અર્થવાળા પ્રવચનમાતૃ શબ્દનો જ જૈન સાહિત્યમાં વધારે પ્રચાર છે. સાર એ છે કે, જૈનશાસ્ત્ર કહો કે આચાર કહો તે સૌનો આધાર – સૌનુ સારભૂત તત્ત્વ તે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ જ છે, જે પ્રવચનમાતા તરીકે પ્રસિદ્ધ છે. ઉત્ત૦ના પ્રવચનમાતૃ અધ્યયનને અતે કહ્યું છે કે, આ પ્રવચનમાતાનુ જે યથાયોગ્ય પાલન કરે, તે સર્વકર્મનો ક્ષય કરી શીઘ્ર મોક્ષે જાય છે.'

૯. ઉપસર્ગ :–

સૂત્રકૃતાંગના તૃતીય અધ્યયનનું નામ ઉપસર્ગાધ્યયન છે. તેની નિર્યુક્તિમાં કહ્યુ છે કે, દ્રવ્યઉપસર્ગ ચેતનકૃત અને અચેતનકૃત એમ બે પ્રકારના છે; અને જે આગતુક હોય તથા પીડાકારી હોય તે ઉપસર્ગ કહેવાય છે. કર્મનો ઉદય તે ભાવઉપસર્ગ કહેવાય છે. વળી સર્વ ઉપસર્ગના ઔઘિક અને ઔપક્રમિક એવા બે ભેદ છે. ઔઘિક તો તે છે જે સામાન્યપણે કર્મપ્રકૃતિના ઉદયજનિત હોય છે; પણ દંડઘાત આદિ જે વડે અસાતાવેદનીય નો ઉદય થાય છે અને જેને લઈને અલ્પવીર્ય ભિક્ષુના સંયમનો ઉપઘાત થાય છે, તે ઔપક્રમિક ઉપસર્ગ છે. અહી જે ચાર ભેદ દિવ્યાદિ ગણાવ્યા છે, તે આ ઔપક્રમિક ઉપસર્ગના સમજવાના છે. અહી ગણાવેલા ઉપભેદો પણ નિર્યુક્તિકારે ગણાવ્યા છે. એ ઉપસર્ગો કેટલીક વખત અનુકૂલ હોય છે અને કેટલીક વખત પ્રતિકૂલ હોય છે. અનુકૂલનું તથા પ્રતિકૂલનુ વર્ણન સૂત્રકૃતાગમાં તે જ અધ્યયનના ક્રમશઃ પ્રથમ – દ્વિતીય ઉદ્દેશમાં કર્યું છે.

## ૧૪

# નિર્જરા

નિર્જરા[1] એક છે.

[–સ્થા૦ ૧૯; –સમ૦ ૧]

નિર્જરાસ્થાન પાંચ છે—

૧. પ્રાણાતિપાતથી વિરમણ; ૨. મૃષાવાદથી વિરમણ; ૩. અદત્તાદાનથી વિરમણ; ૪. મૈથુનથી વિરમણ; ૫. પરિગ્રહથી વિરમણ.

[–સમ૦ ૫]

પાંચ કારણે જીવો (કર્મ) રજને વમે છે—

(૧–૫) ઉપર પ્રમાણે.

[–સ્થા૦ ૪૨૩]

પરિજ્ઞા[2] પાંચ છે—

૧. ઉપધિ (વસ્ત્રાદિ ઉપકરણ) પરિજ્ઞા; ૨. ઉપાશ્રય પરિજ્ઞા; ૩. કષાયપરિજ્ઞા; ૪. યોગપરિજ્ઞા; ૫. ભક્તપાનપરિજ્ઞા.

[–સ્થા૦ ૪૨૦]

ત્રણ કારણે શ્રમણનિર્ગ્રન્થ મહાનિર્જરા અને મહાપર્યવસાન પામે—

૧. ક્યારે હું થોડુંઘણું શ્રુત ભણીશ;

---

૧. કર્મનું ખરી જવું તે નિર્જરા. આઠ કર્મની અપેક્ષાએ નિર્જરા આઠ પ્રકારની થાય છે; તથા જે બાર તપ વડે નિર્જરા થાય છે, તેમની અપેક્ષાએ નિર્જરા બાર પ્રકારની પણ ગણાય છે.

૨. વસ્તુનું જ્ઞાન કરી, તે વિષે કરવા-નકરવાની પ્રતિજ્ઞા કરવી તે. આ પણ નિર્જરાનું કારણ છે.

૨. ક્યારે એકલવિહારી થઈ વિચરીશ;

૩. ક્યારે હું મરણ વખતે સંલેખના વ્રત સ્વીકારીશ— આમ આ ત્રણે ભાવના મનમાં કરે; વચનથી બોલે અને કાયથી આદરે તો.

૬ ત્રણ કારણે શ્રમણોપાસક મહાનિર્જરા અને મહાપર્યવસાનને પામે—

૧. ક્યારે હું થોડો કે ઝાઝો પરિગ્રહ છોડીશ;

૨. ક્યારે હું આ ઘર છોડીને દીક્ષા લઈ વિહરીશ;

૩. ક્યારે હું મરણ વખતે સંલેખના વ્રત લઈશ— આમ આ ત્રણે ભાવના મનમાં કરે, વચનમાં ઉતારે અને કાયાથી આદરે તો.

[–સ્થા૦ ૨૧૦]

શ્રમણનિર્ગ્રન્થ મહાનિર્જરા અને મહાપર્યવસાન પામે તેનાં પાંચ કારણો—

(૧) ૧. ગ્લાનિ વિના આચાર્યની સેવા કરે.
૨. તેવી જ રીતે ઉપાધ્યાયની સેવા કરે.
૩. તેવી જ રીતે સ્થવિરની સેવા કરે.
૪. તેવી જ રીતે તપસ્વીની સેવા કરે.
૫. ગ્લાનની પણ સેવા તેવી જ રીતે કરે.

(૨) ૧. ગ્લાનિ વિના નવા સાધુની સેવા કરે.
૨. ગ્લાનિ વિના કુલની સેવા કરે.
૩. ગ્લાનિ વિના ગણની સેવા કરે.
૪. ગ્લાનિ વિના સંઘની સેવા કરે.
૫. ગ્લાનિ વિના સાધર્મિકની સેવા કરે.

[–સ્થા૦ ૩૯૭]

## ૧. બાહ્યતપ[1]

આજીવિક[2]નું તપ ચાર પ્રકારનું કહ્યું છે—

(૧) ઉગ્રતપ; (૨) ઘોરતપ; (૩) રસપરિત્યાગ; (૪) જિહ્વેન્દ્રિય પ્રતિસંલીનતા.

[–સ્થા૦ ૩૦૯]

બાહ્ય તપ છ પ્રકારનું છે—

(૧) અનશન;

(૨) અવમોદર્ય–ઊણોદરિકા;

(૩) ભિક્ષાચર્યા (ગોચરી જતી વખતે અમુક અભિગ્રહ ધરીને જવું તે—તેનુ બીજું નામ વૃત્તિસંક્ષેપ પણ છે);

(૪) રસપરિત્યાગ;

(૫) કાયક્લેશ;

(૬) પ્રતિસંલીનતા (ઇંદ્રિય, કષાય, અને યોગનો જય, અથવા વિવિક્તશયનાસનનું સેવન).

[–સ્થા૦ ૫૧૧]

બાહ્યતપ છ પ્રકારનું છે—

(૧) અનશન; (૨) ઊણોદરિકા; (૩) વૃત્તિસંક્ષેપ, (૪) રસપરિત્યાગ; (૫) કાયક્લેશ; (૬) સંલીનતા –ઈન્દ્રિયજય આદિ.

[–સમ૦ ૬]

૬ અવમોદર્ય ત્રણ પ્રકારનુ છે—

(૧) ઉપકરણ વિષયક; (૨) ભક્તપાન વિષયક; (૩) ભાવવિષયક–ક્રોધાદિ કષાયો ન્યૂન કરવા તે.

---

૧. તપ વિષે જુઓ ભગવતીસૂત્ર શ૦ ૨૫, ઉદ્દે૦ ૭, પૃ૦ ૧૪૬; ઉત્તરાધ્યયન, અ૦ ૩૦; તત્ત્વાર્થ ૯, ૧૯–૪૬.

૨. ગોશાલક મતના અનુયાયીઓ.

§ ઉપકરણ અવમોદર્ય ત્રણ પ્રકારનું છે—
(૧) એક વસ્ત્ર; (૨) એક પાત્ર; (૩) સંયમીસંમત ઉપધિધારણ.

[–સ્થા૦ ૧૮૨]

કાયક્લેશ[1] સાત પ્રકારનો છે—

(૧) સ્થાનાયતિક; ૨. ઉત્કટુકાસનિક; ૩. પ્રતિમાસ્થાયી; ૪. વીરાસનિક; ૫. નૈષધિક; ૬. દંડાયતિક; ૭. લગંડશાયી.

[–સ્થા૦ ૫૫૪]

## ૨. આભ્યંતર તપ

આભ્યંતર તપ છ છે—
૧. પ્રાયશ્ચિત્ત; ૨. વિનય; (જ્ઞાન આદિ સદ્ગુણો વિષે બહુમાન); ૩. વૈયાવૃત્ય (સેવાશુશ્રૂષા); ૪. સ્વાધ્યાય (વિવિધ અભ્યાસ); ૫. ધ્યાન; ૬. વ્યુત્સર્ગ (ચિત્તના વિક્ષેપોનો ત્યાગ).

[–સ્થા૦ ૫૧૧; –સમ૦ ૬]

## ૩. પ્રાયશ્ચિત્ત

પ્રાયશ્ચિત્ત એટલે દોષશુદ્ધિ માટેનું અનુષ્ઠાન ત્રણ પ્રકારનું છે—

(૧) ૧. જ્ઞાનપ્રાયશ્ચિત્ત (જ્ઞાનના અતિચાર લાગ્યા હોય તેની શુદ્ધિ માટે આલોચનાદિ અનુષ્ઠાન કરવું તે);
૨. દર્શન પ્રાયશ્ચિત્ત;
૩. ચારિત્ર પ્રાયશ્ચિત્ત.

૧. વ્યાખ્યા માટે જુઓ પૃ૦ ૧૬.

(૨) ૧. આલોચનાર્હ[1]; ૨. પ્રતિક્રમણાર્હ; ૩. તદુભયાર્હ.
[-સ્થા૦ ૨૦૧, ૧૯૬]

પ્રાયશ્ચિત્ત ચાર પ્રકારનું છે—

૧-૩. ઉપર્યુક્ત જ્ઞાનાદિ;

૪. વ્યક્તકૃત્ય પ્રાયશ્ચિત્ત[2] (વિવેકાર્હ).

પ્રાયશ્ચિત્ત ચાર પ્રકારનું છે:-[3]

૧. પરિસેવના પ્રાયશ્ચિત્ત;

[પ્રતિસેવના એટલે અકૃત્ય-અપકૃત્ય-કરવું તે. એ પ્રતિસેવનના બે ભેદ છે. ૧. પરિણામની અપેક્ષાએ — અર્થાત્ અકૃત્યકરણ વખતે જેવા મનના ભાવો હોય તદનુસારી; અને ૨. અકૃત્યાનુસારી. પરિણામના બે ભેદ છે — કુશલ અને અકુશલ. જો કુશલ પરિણામથી અકૃત્ય કરાયું હોય તો તે કલ્પમાં ગણાય છે પણ જો અકુશલભાવથી અકૃત્ય કરાયું

---

૧. આ ભેદો પ્રાયશ્ચિત્તના અનુષ્ઠાનને લક્ષીને કરવામાં આવ્યા છે. પ્રથમના ત્રણ ભેદો જે કારણે-જે દોષે પ્રાયશ્ચિત્ત આવે તેને લક્ષીને છે. ગુરુ સમક્ષ નિખાલસ ભાવે પોતાની ભૂલ પ્રગટ કરવી તે આલોચન, અને થયેલ ભૂલનો અનુતાપ કરી તેથી નિવૃત્તિ થવું અને નવી ભૂલ ન કરવા સાવધાન થવું, તે પ્રતિક્રમણ.

૨. 'વ્યક્ત' એટલે આચાર્ય - તેનું પ્રત્યેક કૃત્ય વિવેકપૂર્વક હોવાથી પાપવિશોધક જ બને છે. અથવા વ્યક્ત એટલે સ્પષ્ટ એવાં શાસ્ત્રો-તેમાં જુદાજુદા દોષો માટે કહેલાં આલોચનાદિ કૃત્યો તે-અર્થાત્ શાસ્ત્રપઠિત પ્રાયશ્ચિત્ત. અથવા પ્રાકૃત વિયત્ત શબ્દમાંથી સંસ્કૃત વિદત્ત શબ્દ. ઉપજાવીને અર્થ કરીએ, તો શાસ્ત્રમાં વિહિત ન હોવા છતાં આચાર્યે અવસ્થા વગેરે જોઈને આપેલું કૃત્ય-અનુષ્ઠાનરૂપ પ્રાયશ્ચિત્ત. પ્રાકૃત 'ચિયત્ત' એવો પાઠાન્તર લઈએ તો તેનો અર્થ 'આચાર્યને પ્રીતિ ઉપજાવે તેવું વૈયાવૃત્ત્યાદિ કાર્ય' થાય. તે પણ પાપવિશોધક હોઈ, પ્રાયશ્ચિત્ત ગણાય.

૩. જુઓ વ્યવહારભાષ્ય ગા. ૩૬.

હોય તો તે દર્પ — અર્થાત્ અહંકારથી કરાયલું ગણાય છે, અને તેને માટે પ્રાયશ્ચિત્ત જરૂરી છે. અકૃત્યાનુસારી પ્રતિસેવનાના મૂલગુણસંબંધી અને ઉત્તરગુણસંબંધી એમ બે ભેદ છે. મૂલગુણપ્રતિસેવના પાંચ પ્રકારની, પાંચ મહાવ્રતસંબંધી; અને ઉત્તરગુણ પ્રતિસેવના પિંડવિશુદ્ધિ આદિસંબંધી અનેક ભેદે છે. — આ બન્ને પ્રકારની પ્રતિસેવનામાં ૧૦ પ્રકારનાં આલોચનાદિ પ્રાયશ્ચિત્ત છે જેની વિગત આગળ આવશે.]

૨. સંયોજના પ્રાયશ્ચિત્ત;

[સંયોજના એટલે એક જ જાતિના અતિચાર ઉપરાઉપરી કરવા તે; એવી સંયોજનામાં જે પ્રાયશ્ચિત્ત દેવાય તે. જેમકે, ભિક્ષાચર્યાના અનેક અતિચાર એક પછી એક કરવા – પ્રથમ તો શય્યાતરનો પિંડ ન લેવો જોઈએ તે લે, વળી તે પણ બીજાને ત્યાંથી સાધુ માટે લાવેલું ન હોય તો જ લેવું જોઈએ છતાં તેવું લે. — આ સંયોજનાને યોગ્ય પ્રાયશ્ચિત્ત તે સંયોજના પ્રા૦.]

૩. આરોપણા પ્રાયશ્ચિત્ત;

[આરોપણા — એટલે ઉમેરવું — એક અપરાધ માટેનું પ્રાયશ્ચિત્તાનુષ્ઠાન ચાલતું હોય તે દરમિયાન ફરી પાછો તેવો જ અપરાધ કરે, તો પ્રાયશ્ચિત્તમાં વધારો કરવો તે. જેમકે, પાંચ દિવસના ઉપવાસયોગ્ય અપરાધ માટે પાંચ ઉપવાસનું પ્રાયશ્ચિત ચાલતું હોય તે જ વખતે ફરી તે દોષ કરે તો દશ ઉપવાસનું પ્રાયશ્ચિત્ત થાય. વળી ફરી કરે તો ૧૫નું થાય; એમ ઉત્તરોત્તર વધતું જતું ઉત્કૃષ્ટ છ માસનું પ્રાયશ્ચિત્ત આરોપણા પ્રા૦ કહેવાય.]

૪. પરિકુંચના પ્રાયશ્ચિત્ત;

[અપરાધ કેવો, કયા પ્રસંગે કરેલો વગેરે અપરાધ સંબંધીહકીકતોને વિપરીત બતાવી ઠગે તે પરિકુંચના; આ દોષને માટે દેવાતું પ્રાયશ્ચિત્ત તે પરિકુંચના પ્રા૦ કહેવાય.]

પ્રતિષેવણા[1] દશ પ્રકારે છે—

૧. દર્પપ્રતિસેવના [અહંકારપૂર્વક અકૃત્યસેવન];
૨. પ્રમાદપ્રતિસેવના;
૩. અનાભોગ પ્ર૦ [વિસ્મૃતિપૂર્વક પ્ર૦];
૪. આતુર પ્ર૦ [રોગી અવસ્થામાં પ્ર૦];
૫. આપત્તિ પ્ર૦ [દુર્ભિક્ષ વગેરે કારણે પ્ર૦];
૬. શંકિત પ્ર૦;
૭. સહસાકાર પ્ર૦ [અકસ્માત પ્ર૦];
૮. ભય પ્ર૦;
૯. પ્રદ્વેષ પ્ર૦;
૧૦. વિમર્શ પ્ર૦ [શિષ્યની પરીક્ષાર્થે પ્ર૦].

[—સ્થા૦ ૭૩૩]

પ્રાયશ્ચિત્તના છ પ્રકાર છે—[2]

૧. આલોચનાર્હ;
૨. પ્રતિક્રમણાર્હ;

---

૧ પ્રતિસેવના—પાપપ્રવૃત્તિ બે પ્રકારે છે:—દર્પિકા અને કલ્પિકા. જે રાગદ્વેષવશ કરવામાં આવે છે તે દર્પિકા છે. એથી જીવ વિરાધક બને છે. પણ રાગદ્વેષ રહિત થઈ કોઈ કહેવાતી પાપપ્રવૃત્તિ કરી હોય તો તે કલ્પિકા કહેવાય છે. આ જીવ આરાધક છે. —બૃહત્કલ્પ ગા૦ ૪૯૪૩. જુઓ ભગવતી૦ શ૦ ૨૫, ઉ. ૪.

૨. પ્રાયશ્ચિત્તના ભેદ તો દશ છે. પણ અહીં અને આગળ તે તે સ્થાનને લક્ષીને તેટતેટલા ભેદ કહ્યા છે. દશ ભેદ માટે જુઓ ભગવતી૦ શ૦ ૨૫, ઉ૦ ૭.

3. તદુભયાર્હં [ઉપરનાં બંને આવશ્યક હોય તે];
૪. વિવેકાર્હં [માત્ર દોષવાળી ચીજો પરઠવી દેવાથી દોષશુદ્ધિ થાય તે];
૫. વ્યુત્સર્ગાર્હં [કાયની ચેષ્ટાનો નિરોધ કરવાથી (કાયોત્સર્ગ કરવાથી) જે દોષની શુદ્ધિ થાય તે];
૬. તપોર્હં [તપોનુષ્ઠાનથી જે દોષની શુદ્ધિ થાય તે].
[–સ્થા૦ ૪૮૯]

૩૯૫–સાધ્વાચાર–સંબંધી પ્રાયશ્ચિત્તના છ પ્રસ્તાર છે[1]–

૧. પ્રાણાતિપાતનું વચન બોલનાર વિષેનો (મોટા સાધુએ દેડકો માર્યો ન હોવા છતાં, તેમના પગ પાસે મરેલો દેડકો જોઈ નાના સાધુએ આળ દેવું કે તમે માર્યો ઇ૦);

૨. મૃષાવાદનું વચન બોલનાર વિષેનો (મોટા સાધુએ અમુક વાત ન કહી હોવા છતાં, તેમણે તેવી કહી છે એવું નાનો સાધુ કહે ઇ૦);

3. અદત્તાદાન વિષે વચન બોલનાર વિષેનો (અમુક ચીજ મોટા સાધુએ ચોરીને ન આણી હોવા છતાં, નાનો સાધુ કહે કે તેમણે ચોરી લીધી છે ઇ૦);

૪. અવિરતિનું વચન બોલનાર વિષેનો (ઉપર પ્રમાણે અબ્રહ્મચર્ય વિષે કહે);

૫. અપુરુષવાદ કરનાર વિષેનો (તે પ્રમાણે, પુરુષ હોવા છતાં અમુક નપુંસક છે, એવું તેને દીક્ષા દેનાર આચાર્ય પાસે કહેવું ઇ૦);

૬. દાસવાદ બોલનાર વિષેનો (કોઈને વિષે દાસ–હલકો હોવાનો આક્ષેપ કરવો).

---

૧. પ્રસ્તાર એટલે પ્રાયશ્ચિત્તની રચનાવિશેષ. બૃહત્કલ્પના છઠ્ઠા ઉદ્દેશાનું બીજું સૂત્ર આવું જ છે. વિસ્તાર માટે તે સ્થાને જોવું.

આ છયે પ્રસ્તારમાંથી જેને જે પ્રાપ્ત હોય અને તેની સમ્યક્ રીતે પૂર્તિ ન કરે, તો તેને તે જ પ્રસ્તારસ્થાન પ્રાપ્ત થાય છે.

[-સ્થા૦ ૫૨૮]

પ્રાયશ્ચિત્તના આઠ પ્રકાર છે—

૧. આલોચનાર્હ,
૨. પ્રતિક્રમણાર્હ,
૩. તદુભયાર્હ,
૪. વિવેકાર્હ,
૫. વ્યુત્સર્ગાર્હ,
૬. તપોર્હ,
૭. છેદાર્હ (પૂર્વ પર્યાયને છેદી મહાવ્રતના આરોપણરૂપ પ્રાયશ્ચિત્તથી જે દોષની શુદ્ધિ થાય તે),
૮. મૂલાર્હ (મૂલવ્રતનુ ફરી આરોપણ કરવારૂપ પ્રાયશ્ચિત્તથી જે દોષની શુદ્ધિ થાય તે).

[-સ્થા૦ ૬૦૫]

પ્રાયશ્ચિત્તના નવ પ્રકાર છે—

૧-૮. ઉપર પ્રમાણે,
૯. અનવસ્થાપ્યાર્હ (જે દોષની શુદ્ધ સાધુને અમુક સમય સુધી વ્રત વિનાનો રાખી ફરી પાછું વ્રતનુ આરોપણ કરવારૂપ પ્રાયશ્ચિત્તથી થાય તે.)

[-સ્થા૦ ૬૮૮]

પ્રાયશ્ચિત્ત દશ[1] પ્રકારનું છે—

૧-૯. ઉપર પ્રમાણે;
૧૦. પારાંચિકાર્હ (ગૃહસ્થનાં કપડાં પહેરાવી જે પ્રાયશ્ચિત્ત આપવામાં છે તે).

[-સ્થા૦ ૭૩૩]

---

૧. જુઓ વ્યવહારભાષ્ય—ગા૦ ૫૩, પૃ૦ ૨૦.

શ્રમણનિર્ગ્રન્થને પાંચ કારણે પારાંચિત આપે છતાં (આચાર્ય) અતિક્રમણ નથી કરતો —

૧. જો કોઈ કુલ-ગચ્છમાં રહીને પરસ્પર કલહ કરાવતો હોય,
૨. જો કોઈ ગણમાં કલહ કરાવવા ગણમાં રહેતો હોય,
૩. હિંસાપ્રેક્ષી હોય,
૪. છિદ્રપ્રેક્ષી હોય,
૫. પ્રશ્નશાસ્ત્ર[1]ના વારંવાર પ્રયોગ કરતો હોય.

[—સ્થા૦ ૩૯૮]

## ૪. આલોચના, પ્રતિક્રમણ, ગર્હા આદિ

§ ત્રણ કારણે માયાવી માયા કરીને તેની આલોચના, પ્રતિક્રમણ, નિંદા, ગર્હા, વિત્રોટન, અને વિશોધન કરતો નથી; તથા ફરી ન કરવાની પ્રતિજ્ઞા નથી કરતો; અને પ્રાયશ્ચિત્ત નથી લેતો —

(૧) ૧. મેં કર્યું છે એવું અભિમાન હોય;
૨. હજી પણ કરું છું એવું અભિમાન હોય;
૩. ફરી પણ કરીશ એવું અભિમાન હોય.

(૨) ૧. અકીર્તિ થશે એમ માને;
૨. અવર્ણવાદ થશે એમ માને;
૩. મારો અવિનય થશે એમ માને.

(૩) ૧. મારી કીર્તિ ઘટશે એમ માને;
૨. યશ ઘટશે એમ માને;
૩. પૂજા-સત્કાર ઘટી જશે એમ માને.

---

૧. મંત્રવિદ્યાવિશેષ, જેમાં દર્પણમાં દેવતું આહ્વાન કરવામાં આવે છે, અને શુભાશુભ ફળ બતાવવામાં આવે છે.

§ ત્રણ કારણે માયા કરીને તેની આલોચના કરે યાવત્ પ્રાયશ્ચિત્ત લે છે—

(૧) ૧. માયાવીનો આ લોક નિન્દનીય બને છે એમ માને;
 ૨. ઉપપાત (દેવ-નારકમાં જન્મ) નિન્દિત બને છે એમ માને;
 ૩. ભવિષ્યનો જન્મ નિન્દનીય બને છે એમ માને.

(૨) ૧. અમાયીનો આ લોક પ્રશસ્ત બને છે એમ માને;
 ૨. અમાયાવીનો ઉપપાત પ્રશસ્ત બને છે એમ માને;
 ૩. અમાયાવીનો થનારો જન્મ પ્રશસ્ત બને છે એમ માને.

(૩) ૧. જ્ઞાનપ્રાપ્તિ માટે;
 ૨. દર્શનપ્રાપ્તિ માટે;
 ૩. ચારિત્રપ્રાપ્તિ માટે.

[-સ્થા૦ ૧૯૮]

§ માયાવી માયા કરીને આલોચનાદિ ન કરે તેનાં આઠ કારણો છે—

૧. મેં કર્યું છે એવું અભિમાન હોય,
૨. હું કરું છું એવું અભિમાન હોય,
૩. હું કરીશ એવું અભિમાન હોય,
૪. મારી અકીર્તિ થશે,
૫. મારો અવર્ણવાદ થશે,
૬. મારો અવિનય થશે,
૭. મારી કીર્તિ ઓછી થશે,
૮. મારો યશ ઓછો થશે.

§ માયાવી માયા કરીને તેની આલોચનાદિ કરે તનાં આઠ કારણો—

૧. માયાવીનો આ લોક નિન્દિત બને છે,

૨. ઉપપાત નિન્દિત બને છે,

૩. આજાતિ–જન્મ નિન્દિત બને છે,

૪. એક વખત માયા કરી આલોચના ન કરે તો આરાધક નથી થઈ શકતો,

૫. એક વખત માયા કરી આલોચના કરે તો આરાધક બને છે,

૬. બહુ વખત માયા કરી આલોચના કરે તો આરાધક નથી બનતો,

૭. બહુ વખત માયા કરીને આલોચના કરે તો આરાધક બને છે,

૮. મારા આચાર્ય કે ઉપાધ્યાયને અતિશયિત જ્ઞાન દર્શન થાય તો તેમને જણાઈ આવે કે 'આ તો માયાવી છે.'

જેમ નાના પ્રકારની ભઠ્ઠીઓનો અગ્નિ અંદર ને અંદર ખૂબ બળ્યા કરે છે, તેમ માયાવી માયા કરીને પોતાના હ્રદયમાં જ અંદર ને અંદર બળ્યા કરે છે અને તેને મનમાં એમ થયા કરે છે કે આ બધા મારા પર શંકાની નજરે જુએ છે.

માયાવી માયા કરીને તેની આલોચના જો નથી કરતો તો કોઈ પણ દેવલોકમાં તો ઉત્પન્ન થઈ જાય છે પણ તે મહર્દ્ધિકદેવોમાં યાવત્ સૌધર્માદિમાં ઉત્પન્ન થતો નથી, ચિરકાલીન સ્થિતિવાળા દેવોમાં ઉત્પન્ન થતો નથી, અને તેને બાહ્ય કે આભ્યંતર પરિષદ મળી હોય છે પણ તેના દેવો પણ તેનો આદર કરતા નથી, તેનો સમાદર કરતા નથી, તેને આસન આપતા નથી. ઊલટું તે કાંઈ બોલવા જાય છે તો ચારપાંચ દેવો તેની સામે આવીને તેનું અપમાન કરે છે અને કહે છે કે બહુ બોલો માં; બહુ થયું આદિ.

ત્યાંથી આયુ પૂરું થયે ચ્યવીને આ મનુષ્યલોકમાં જે હલકાં કુલો છે તેમાં તે પુરુષ તરીકે ઉત્પન્ન થાય છે. જેમ કેઃ- અંતકુલ, પ્રાંતકુલ, તુચ્છકુલ, દરિદ્રકુલ, ભિક્ષુકુલ, કૃપણકુલ આદિ. અને તેમાં પણ તે દૂરૂપ, દુર્વર્ણ, દુર્ગન્ધવાળો દુઃરસવાળો, દુઃસ્પર્શવાળો, અનિષ્ટ, અકાંત, અપ્રિય, અમનોજ્ઞ, હીનસ્વર, દીનસ્વર, અનિષ્ટસ્વર, અકાંતસ્વર, અપ્રિયસ્વર, અમનોજ્ઞસ્વર, અમનામ-સ્વર, અનાદેયવચન, એવો તે થાય છે અને તેની આસપાસના લોકો પણ તેનો આદર કરતા નથી. તે કાંઈ બોલવા જાય છે તો બીજા ચાર પાંચ જણા તેને રોકે છે અને કહે છે કે બહુ બોલો નહિ.

પણ માયાવી માયા કરીને જો આલોચના કરે, તો મરણ પામીને તે ઋદ્ધિવાળો દેવ થાય છે, ચિરકાલીન સ્થિતિવાળો દેવ થાય છે, હારથી તેની છાતી શોભાયમાન હોય છે, તેના હાથમાં કટકાદિ આભૂષણો શોભી રહે છે, વિવિધ મુકુટ વગેરે આભૂષણથી તે શોભાયમાન બને છે, કલ્યાણકારી વસ્ત્રો વગેરેથી શોભિત બને છે, સુંદર શરીર દિવ્યવર્ણાદિવાળો બને છે, તે પાવન દિવ્ય ભોગોપભોગ ભોગવે છે, તે કાંઈ બોલવા માગે છે ત્યારે બીજા ચારપાંચ દેવો આગળ આવી તેને ખૂબ બોલો એમ કહી ઉત્સાહી બનાવે છે.

તે દેવ દેવલોકમાંથી ચ્યવી આ મનુષ્ય લોકમાં ઊંચા કુલમાં જન્મ લે છે, અને સુંદર શરીરવાળો થાય છે. તેની આસપાસના લોકો તેનો આદર કરે છે. તે બોલવા ચાહે છે તો તેની આસપાસના લોકો બહુ બોલવા માટે તેને આગ્રહ કરે છે.

[-સ્થા૦ ૫૯૭]

શલ્ય[1] ત્રણ છે—

૧. માયાશલ્ય; ૨. નિદાનશલ્ય; ૩. મિથ્યાદર્શનશલ્ય.
[–સ્થા૦ ૧૮૨; –સમ૦ ૩]

દશ સ્થાન[2] યુક્ત સાધુ પોતાના દોષની આલોચના કરે—

૧. જાતિસંપન્ન; ૨. કુલસંપન્ન; ૩. વિનયસંપન્ન; ૪. જ્ઞાનસંપન્ન; ૫. દર્શનસંપન્ન; ૬. ચારિત્રસંપન્ન; ૭. ક્ષમાશીલ; ૮. દમનશીલ; ૯. અમાયી; ૧૦. અપશ્ચાત્તાપી (આલોચના લીધા પછી પસ્તાવો ન કરે તેવો).
[–સ્થા૦ ૭૩૩]

આઠ સ્થાન સંપન્ન અણગાર (સાધુ) આલોચના લેવા યોગ્ય છે—

૧–૮. ઉપર પ્રમાણે.
[–સ્થા૦ ૬૦૪]

દશ સ્થાન[3] સંપન્ન સાધુ આલોચના સાંભળવા યોગ્ય છે–

૧. આચારવાળો; ૨. અવધારણવાળો; ૩. વ્યવહાર વાળો;[4] ૪. આલોચકની શરમ ટાળે તેવો; ૫. શુદ્ધિ કરવામાં સમર્થ; ૬. આલોચકની શક્તિ જોઈ પ્રાયશ્ચિત્ત દેનાર; ૭. આલોચકના દોષો બીજાને

---

૧. મોક્ષમાર્ગમાં કાંટારૂપ હોવાથી આ ત્રણ શલ્ય કહેવાય છે. આલોચનાનું ફલ આ શલ્યનો ઉદ્ધાર છે. જુઓ—ઉત્તરાધ્યન, અ૦ ૨૯, પ્રશ્ન ૫. આલોચના વિષે વધુ માટે જુઓ—ઓઘનિર્યુક્તિ, ગા૦ ૧૩-૨૯.

૨. જુઓ ભગવતી. શતક ૨૫, ઉ૦ ૭, પૃ૦ ૧૪૩.

૩. ભગવતીમાં દશને બદલે અંતનાં બે છોડીને આઠ ગણાવ્યાં છે.

૪. વ્યવહાર પાંચ પ્રકારનો છે: આગમ, શ્રુત, આજ્ઞા, ધારણા, અને જીત — જુઓ વ્યવહાર ભાષ્ય, ગા૦ ૨૦૦.

ન કહે તેવો; ૮. દોષસેવનથી અનિષ્ટ થાય છે એમ સમજાવી શકનાર; ૯. પ્રિયધર્મ; ૧૦. દૃઢધર્મ.

[–સ્થા૦ ૭૩૩]

આઠ સ્થાન સંપન્ન અણગાર આલોચના સાંભળવા યોગ્ય છે—

૧–૮. ઉપર પ્રમાણે.

[–સ્થા૦ ૬૦૪]

§ આલોચનાના દશ દોષો છે—

૧. અનુકંપા ઉત્પન્ન કરીને આલોચના કરે. [આલોચના લીધા પહેલાં ગુરુની સેવા કરે તે એમ માનીને કે આ સેવાથી પ્રસન્ન થઈને ગુરુ અનુકંપાથી ઓછું પ્રાયશ્ચિત્ત આપશે.]

૨. અનુમાન કરીને આલોચના કરે. [આ મૃદુ દંડ દેનાર છે કે કઠોર એમ અનુમાનથી જાણીને પછી મૃદુ દંડ મળે એવી આશાથી આલોચના કરે.]

૩. દેખી લીધું છે, એમ ધારી આલોચના કરે. [આચાર્યે મારો અપરાધ જોઈ તો લીધો જ છે, હવે છુપાવ્યે શું ફાયદો? તેમની પાસે જઈને નિવેદન કરીશ તો આચાર્ય ખુશ થશે–એમ ધારી આલોચના કરે. પણ જો એને એમ લાગે કે કોઈએ જોયું નથી, તો આમ વિચારનાર આલોચના નથી કરતો માટે આ દોષ ગણાય છે.]

૪. સ્થૂલ દોષની આલોચના કરે. ['પોતાના મોટા દોષની આલોચના કરે છે માટે આ કેવો સાચો બોલો છે', આવી પ્રતીતિ કરાવવા ખાતર મોટા દોષની આલોચના કરે.]

૫. સૂક્ષ્મદોષની આલોચના કરે. ['અહો આ તો આવા ઝીણા ઝીણા દોષની પણ આલોચના કરે છે તો સ્થૂલદોષની

તા કરે જ', એવી પ્રતીતિ કરાવવા ખાતર સૂક્ષ્મદોષની આલોચના કરે.]

૬. પ્રચ્છન્નપણે આલોચના કરે. [આલોચના કરી પણ કહેવાય અને આચાર્ય સાંભળી શકે પણ નહિ તેમ તદ્દન નીચા સ્વરે આલોચના કરવી તે.]

૭. મોટેથી બોલીને આલોચના કરે. [આલોચના માત્ર ગીતાર્થ સાધુને જ સંભળાવવી જોઈએ; પણ મોટેથી બોલીને અગીતાર્થને પણ સંભળાવે.]

૮. અનેક જણ પાસે આલોચના કરે. [દોષની આલોચના એક પાસે જ કરવી જોઈએ; પણ તે ને તે દોષની અનેક જણ પાસે આલોચના લે.]

૯. અગીતાર્થ પાસે આલોચના કરે. [આલોચના ગીતાર્થ પાસે જ લેવી જોઈએ; તેમ ન કરતાં અગીતાર્થ પાસે લે.]

૧૦. દોષસેવી પાસે આલોચના કરે. [મારો જે અપરાધ છે તે ગુરુનો પણ છે જ, એટલે મને તે હલકું પ્રાયશ્ચિત્ત આપશે એમ ધારી આલોચના કરે.]

§ પ્રતિક્રમણ[1] પાંચ પ્રકારનું છે—

૧. આસ્રવદ્વારનું પ્રતિક્રમણ (પ્રાણાતિપાતાદિ આસ્રવદ્વારથી પાછા ફરવું–ફરી હિંસાદિ ન કરવાં તે);
૨. મિથ્યાત્વનું પ્રતિક્રમણ;
૩. કષાયનું પ્રતિક્રમણ;

---

૧. પ્રતિક્રમણ એટલે પાછા ફરવું. શુભ યોગમાંથી અશુભ યોગમાં જવાયુ હોય, તો પાછા શુભયોગમાં આવવું તે; સ્વસ્થાનમાંથી પ્રમાદને કારણે પરસ્થાનમાં જવાયું હોય, તો પાછું સ્વસ્થાને જવું તે. તે 'મારું દુષ્કૃત મિથ્યા થાઓ.' એમ કહેવારૂપ પ્રાયશ્ચિત્ત છે. પણ અહીં તેનો વિષય બતાવ્યો છે.

૪. યોગનું પ્રતિક્રમણ;
૫. ભાવનું પ્રતિક્રમણ (ઉપર્યુક્ત વિશેષોની વિવક્ષા વિનાનું સામાન્ય પ્રતિક્રમણ).

[-સ્થા૦ ૪૬૭]

પ્રતિક્રમણ[1] છ પ્રકારનું છે—

૧. ઉચ્ચાર પ્રતિક્રમણ (મલ પરઠવીને પાછા ફરી રસ્તે ચાલતાં લાગેલા દોષોનું પ્રતિક્રમણ કરવું તે),

૨. પ્રશ્રવણ પ્રતિક્રમણ (ઉપર પ્રમાણે મૂત્ર સંબંધી),

૩. ઇત્વરિક પ્રતિક્રમણ (થોડા કાળ સંબંધી જેમકે રાત્રીનું, દિવસનું આદિ),

૪. જાવજીવ પ્રતિક્રમણ (મહાવ્રત કે ભક્તપરિજ્ઞાના સ્વીકારરૂપ),

૫. જે કાંઈ મિથ્યા થયું હોય તેનું પ્રતિક્રમણ,

૬. સ્વાપ્નાન્તિક પ્રતિક્રમણ (સ્વપ્નવિષયક પ્રતિક્રમણ).

[-સ્થા૦ ૫૩૮]

ગર્હા બે પ્રકારની છે—

(૧) ૧. કોઈ મનથી ગર્હા કરે છે,
૨. કોઈ વચનથી ગર્હા કરે છે.

(૨) ૧. કોઈ દીર્ઘ કાળ પર્યંત ગર્હા કરે છે,
૨. કોઈ અલ્પ કાળ પર્યંત કરે છે.

[-સ્થા૦ ૬૧]

પાપકર્મ નહિ કરવા માટે ગર્હા ત્રણ પ્રકારની છે:—

(૧) ૧. કોઈ મનથી ગર્હા કરે છે,
૨. કોઈ વચનથી ગર્હા કરે છે,
૩. કોઈ કાયાથી ગર્હા કરે છે.

---

૧. પ્રાયશ્ચિત્તનો બીજો ભેદ 'મારું દુષ્કૃત મિથ્યા થાઓ' એમ કહેવારૂપ.

(૨) ૧. કોઈ દીર્ઘકાલ પર્યંત ગર્હા કરે છે,
૨. કોઈ અલ્પકાલ પર્યંત ગર્હા કરે છે,
૩. કોઈ શરીરને રોકે છે.

[–સ્થા૦ ૧૨૭]

ગર્હા ચાર પ્રકારની છે—

૧. સ્વીકારું છું;

['હવે હું મારા દુશ્ચરિતનું નિવેદન કરવા માટે ગુરુનો આશ્રય લઉં' અથવા 'હવે હું ઉચિત પ્રાયશ્ચિત્ત લઉં' આવો આત્મપરિણામ થવો તે.[1]]

૨. નિરાકરણ કરું છું;

['સેવેલ પાપનું હું નિરાકરણ કરું':—આ આત્મપરિણામ પણ ઉક્ત પ્રકારે ગર્હા છે.]

૩. મેં જે કાંઈ કર્યું છે તે ખોટું કર્યું છે;[2]

૪. 'મેં આવું કર્યું' આમ સ્વદોષનો સ્વીકાર.

[–સ્થા૦ ૨૮૮]

## ૫. અનુદ્ઘાતિમ આદિ પ્રાયશ્ચિત્ત[3]

૬ અનુદ્ઘાતિક પ્રાયશ્ચિત્ત યોગ્ય ત્રણ છે—

---

૧. આ આત્મપરિણામ પોતે ગર્હારૂપ નથી; પણ એ પરિણામ હોય તો ગુરુ સમક્ષ જઈ અથવા પોતાની મેળે દુશ્ચરિતની નિંદા કરે માટે આ આત્મપરિણામને પણ ઉપચારથી ગર્હા કહી છે. અહીં કાર્યનો કારણમાં ઉપચાર છે. ભગવતીસૂત્રમાં એક પ્રસંગે આવી આત્મપરિણામરૂપ ગર્હા કરનારને આરાધક કહ્યો છે.

૨. આ ગર્હાનું સ્વરૂપ છે.

૩. અનુદ્ઘાતિક એટલે જેમાંથી ઓછું ન થઈ શકે તેવું ગુરુ પ્રાયશ્ચિત્ત. પ્રસ્તુત સૂત્રની નિર્યુક્તિના ભાષ્યમાં હસ્તકર્માદિ દોષો સેવનાર અને તેને તે અંગે વિવિધ પ્રકારે સલાહ આપનારને કેવાં કેવાં ગુરુ માસતપ વગેરે પ્રાયશ્ચિત્તો આવે તેનું વિસ્તારથી વર્ણન છે. આ સૂત્ર બૃહત્કલ્પમાં પણ છે, ઉ. ૪, સૂ. ૧.

1. હસ્તકર્મ કરનાર,
2. મૈથુન સેવનાર[1],
3. રાત્રિભોજન સેવનાર.

§ પારાંચિક પ્રાયશ્ચિત્ત (એટલે ઉપાશ્રય, ગ્રામ, દેશ આદિમાંથી બહિષ્કાર[2]) યોગ્ય ત્રણ છે—

1. દુષ્ટપારાંચિક,
2. પ્રમત્તપારાંચિક,
3. અન્યોન્ય મૈથુનસેવી પારાંચિક.

§ ત્રણ અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્તયોગ્ય છે[3]—

1. સાધર્મિકની ચોરી કરનાર,
2. અન્યધર્મીની ચોરી કરનાર,
3. હાથથી કોઈને મારનાર.[4]

## ૬. વિનય[5]

§ વિનય સાત પ્રકારનો છે—

1. જ્ઞાનવિનય (જ્ઞાન પ્રત્યે ભક્તિ, બહુમાન; અર્થાત્ વિધિપૂર્વક જ્ઞાનનું ગ્રહણ અને અભ્યાસ; જ્ઞાનીનો પણ વિનય),
2. દર્શનવિનય (સમ્યગ્દર્શની પુરુષની સેવા),

---

૧. બધી બાબતોમાં અપવાદ હોય છે, પણ મૈથુન વિષે નથી. કારણ, મૈથુન રાગદ્વેષને અભાવે થતું જ નથી. જુઓ બૃહત્કલ્પ ભાષ્ય ગા. ૪૯૪૪થી.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૪. બૃહત્કલ્પના ટીકાકાર અહીં "હત્થાલંબ" એવો પાઠ નોંધે છે—અને અર્થ કરે છે કે અશિવાદિના શમન માટે અભિચારકમંત્રનો પ્રયોગ કરનાર. વળી "અત્થાદાણ" એવો પાઠ પણ નોંધે છે અને અષ્ટાંગ નિમિત્તનો પ્રયોગ કરનાર એવો અર્થ કરે છે.

૫. જુઓ ભગવતી૦ શ૦ ૨૫, ઉ ૭; દશવૈકાલિક નવમું અ૦; ઉત્તરાધ્ય૦ ૧.

૩. ચારિત્રવિનય (ચારિત્રની શ્રદ્ધા, અંગીકાર અને બીજાને ઉપદેશ),

૪. મનોવિનય (આદરયોગ્ય આચાર્યાદિ વિષે અકુશલ માનસિક-વ્યાપારોનો નિરોધ અને કુશલ વ્યાપારોની પ્રવૃત્તિ),

૫. વચનવિનય,

૬. કાયવિનય,

૭. લોકોપચારવિનય (લોકવ્યવહારાનુકૂલ વર્તન).

§ પ્રશસ્ત મનોવિનયના સાત પ્રકાર છે—

૧. અપાપક–શુભ ચિંતા રૂપ,

૨. અસાવદ્ય–ચૌર્યાદિ નિન્દિત કર્મવિષયક મનની અપ્રવૃત્તિ,

૩. અક્રિય–કાયિકીઆદિ ક્રિયાથી રહિત,

૪. નિરુપક્લેશ–શોકાદિ બાધાવર્જિત,

૫. અનાસ્રવકર–કર્મનો આસ્રવ ન થાય તેવું,

૬. અક્ષયિકર–પ્રાણીને વ્યથા ન કરે તેવું,

૭. અભયંકર.

§ અપ્રશસ્ત મનોવિનયના સાત પ્રકાર છે—

૧. પાપક; ૨. સાવદ્ય; ૩. સક્રિય; ૪. ઉપક્લેશકર; ૫. આસ્રવકર; ૬; ક્ષયિકર; ૭. ભયંકર.

§ પ્રશસ્તવચનવિનય અને અપ્રશસ્તવચનવિનયના ઉપર પ્રમાણે સાત સાત ભેદ છે.

§ પ્રશસ્ત કાયવિનય સાત પ્રકારનો છે—

૧. આયુક્ત ગમન–ઉપયોગપૂર્વક ગમન;

૨. આયુક્ત સ્થિતિ;

૩. આયુક્ત નિષદન–બેસવું;

૪. આયુક્ત શયન;

૫. આયુક્ત ઉલ્લંઘન–કૂદીને ઓળંગવું;

૬. આયુક્ત પ્રલંઘન–ઓળંગવું;

૭. આયુક્ત સર્વેન્દ્રિયયોગયુક્તતા.

§ અપ્રશસ્ત કાયવિનય સાત પ્રકારનો છે—

૧–૭. અનાયુક્ત ગમન યાવત્ અનાયુક્ત સર્વેન્દ્રિય-યોગ યુક્તતા.

§ લોકોપચાર વિનય સાત પ્રકારનો છે—

૧. નજીક રહેવું–જેથી બોલનારને તકલીફ ન પડે;

૨. પરાભિપ્રાયનું અનુસરણ;

૩. કાર્યહેતુ–જેમકે આમણે મને શ્રુત આપ્યું તો તે કહે તે મારે કરવું જોઈએ એમ સમજી;

૪. કૃતપ્રતિકૃતિતા–આમનું કાંઈક કામ કરું તો મારા પર ઉપકાર કરશે એમ સમજી;

૫. આર્તગવેષણ–રોગીને શોધીને તેની દવા કરવી તે;

૬. દેશકાલજ્ઞતા;

૭. સેવાર્થમાં અનુકૂલતા.

[–સ્થા૦ ૫૮૫]

## ૯. વૈયાવૃત્ત્ય–સેવા

§ વૈયાવૃત્ત્ય[1] ત્રણ પ્રકારનું છે—

૧. ધાર્મિક વૈ૦;

૨. અધાર્મિક વૈ૦;

અને

૩. ઉભય વૈ૦.

---

કરનાર પ્રયોગ [1] ભોજનાદિ વડે સેવા–ઉપકાર કરવો તે. ભગવતી સૂત્રમાં વૈયાવૃત્ત્યના ૫. અધિકારી ભેદે દશ ભેદ ગણાવ્યા છે પૃ૦ ૧૫૦.

ઉત્તરાધ્ય૦ ૧

(૨) ૧. આત્મ વૈયાવૃત્ય[1];

૨. પર વૈયાવૃત્ય[2];

૩. ઉભય વૈયાવૃત્ય.

૬ તેવી જ રીતે અનુગ્રહ, અનુશાસન, ઉપાલંભના પણ આલાપકો સમજી લેવા.

[–સ્થા૦ ૧૮૮]

## ૮. સ્વાધ્યાય[3]

સ્વાધ્યાય પાંચ પ્રકારનો છે—

૧. વાચન:–(જેમાં શિષ્ય ભણે છે અને ગુરુ ભણાવે છે);

૨. પ્રચ્છના:–(ભણવામાં આવ્યુ તેમાં જે વિષયમાં શંકા રહી ગઈ હોય તે વિષે પૂછવું તે);

૩. પરિવર્તના:–(નિ:શંક થયા પછી ભણેલ મૂળપાઠની વારંવાર આવૃત્તિ કરવી તે);

૪. અનુપ્રેક્ષા:–(સૂત્રની જેમ અર્થ વિષે પણ વારંવાર ચિંતન-મનન કરવું તે);

૫. ધર્મકથા:–(સૂત્રાર્થનો અભ્યાસ થયા પછી ધર્મ વિષે કથા – વ્યાખ્યાન – કરવું તે).

[–સ્થા૦ ૪૬૫]

---

૧. માત્ર પોતા જ માટે ભોજન લાવવું તે – આમ જે સાધુ ગચ્છમાંથી નીકળી ગયો હોય તે કરે.

૨. ગચ્છમાં રહેલા રોગી વગેરેની સેવા.

૩. ભગવતી પૃ૦ ૧૫૦. સ્વાધ્યાયનું ફલ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય છે.—ઉત્તરાધ્યાયન અ૦ ૨૯, પ્રશ્ન ૧૮.

પ્રશ્ન[1] છ પ્રકારે થાય છે—

૧. સંશય પ્રશ્ન (કોઈ વિષયમાં સંશય થવાથી);

૨. મિથ્યાભિનિવેશ પ્રશ્ન (પર પક્ષમાં દૂષણ દેવા માટે);

૩. અનુયોગી પ્રશ્ન (જે વસ્તુનું વ્યાખ્યાન કરવું હોય તે જ વિષયમાં ગુરુ પોતે પ્રશ્ન ઉપાડી વ્યાખ્યા કરે તે);

૪. અનુલોમ પ્રશ્ન (સાંભળનારને અનુકૂલ બનાવવા માટે કુશળપ્રશ્ન વગેરે પૂછવા તે);

૫. જાણીને કરાયેલા પ્રશ્ન (જેમ શાસ્ત્રમાં ગૌતમ પૂછે છે);

૬. ન જાણતા હોવાથી કરાયલો પ્રશ્ન.

[–સ્થા૦ ૫૩૪]

§ આ ચાર મોટી એકમોએ નિર્ગ્રન્થ કે નિર્ગ્રન્થીને સ્વાધ્યાય[2] કરવો કલ્પે નહિ—

૧. આષાઢી એકમ (વદની),

૨. આસોની એકમ (વદની),

---

૧. પ્રશ્નોનું વિવેચન કરતાં ભગવાન બુદ્ધે કહ્યું છે કે, કોઈ પ્રશ્ન એવો હોય છે જેના એક અંશનો ઉત્તર આપવો જોઈએ; કોઈ પ્રશ્ન એવો હોય છે જેનો સામો પ્રશ્ન કરીને ઉત્તર આપવો જોઈએ; કોઈ પ્રશ્ન એવો હોય છે જેનો ઉત્તર આપવો જ નહિ; કોઈ એવો હોય છે જેનો વિભાગ કરીને ઉત્તર આપવો જોઈએ. –અંગુત્તર૦ ૪–૪૨.

પ્રશ્નનાં અહીં જણાવેલ કારણો જેવા જ અંગુત્તર૦માં પણ બતાવ્યાં છે. ૫–૧૬૫.

૨. અહી સ્વાધ્યાય શબ્દથી નંદી આદિ સૂત્રની વાચનાદિનો નિષેધ સમજવો. અનુપ્રેક્ષા કરવાની છૂટ છે. આ દિવસો મહોત્સવના હોવાથી તે દિવસે સ્વાધ્યાય કરવાથી લોકવિરુદ્ધ આચરણ કર્યું કહેવાય, માટે નિષેધ કર્યો છે.

૩. કાર્તિકી એકમ (વદની),
૪. ચૈત્રી એકમ (વદની).

§ આ ચાર સંધ્યાએ નિર્ગ્રન્થ કે નિર્ગ્રન્થીને સ્વાધ્યાય કરવો ન કલ્પે —

૧. પ્રથમ (સૂર્યોદય પૂર્વે),
૨. પશ્ચિમ (સૂર્યાસ્ત સમયે),
૩. મધ્યાહ્ન,
૪. અર્ધરાત્રિ.

§ આ ચાર કાળમાં નિર્ગ્રન્થ કે નિર્ગ્રન્થીને સ્વાધ્યાય કરવો કલ્પે —

૧. પૂર્વાહ્ન – દિવસનો પહેલો પહોર,
૨. અપરાહ્ન – દિવસનો અંતિમ પહોર,
૩. પ્રદોષ – રાત્રિનો પહેલો પહોર,
૪. પ્રત્યુષ – રાત્રિનો અંતિમ પહોર.

[–સ્થા૦ ૨૮૫]

§ આંતરિક્ષ – આકાશસંબંધી અસ્વાધ્યાય દશ કારણે છે —

૧. ઉલ્કાપાત – તારાનું પડવું વગેરે,
૨. દિગ્દાહ – દિશાઓ બળતી દેખાય તે,
૩. ગર્જિત – મેઘગર્જના,
૪. વિદ્યુત્,
૫. નિર્ઘાત્ – વ્યંતરકૃત ગર્જના,
૬. યુગપદ્ – સંધ્યાની અને ચંદ્રની પ્રભાનુ મિલન,
૭. યક્ષાદીપ્ત – ભૂતપિશાચકૃત પ્રકાશ,
૮. ધૂમિકા – ધૂમસ,
૯. મહિકા – ઝાકળ,

૧૦. રજઉદ્દઘાત – ધૂળ ઊડતી હોય તે.

§ ઔદારિક અસ્વાધ્યાય દશ કારણે છે —

૧. અસ્થિ,

૨. માંસ,

૩. શોણિત,

૪. નજીકમાં અશુચિ હોય,

૫. સ્મશાન નજીક,

૬. ચંદ્રોપરાગ – ચંદ્રગ્રહણ,

૭. સૂર્યોપરાગ – સૂર્યગ્રહણ,

૮. પતન – મોટા પુરુષનુ મરણ,

૯. રાજસંગ્રામ,

૧૦. ઉપાશ્રયમાં મૃત ઔદારિક શરીર પડ્યું હોય.

[–સ્થા૦ ૭૧૪]

## ૯. ધ્યાન[૧]

ધ્યાન ચાર છે —

૧. આર્તધ્યાન; ૨. રૌદ્રધ્યાન; ૩. ધર્મધ્યાન. ૪. શુક્લધ્યાન.

[–સમ૦ ૪, –સ્થા૦ ૨૪૭]

(૧) આર્તધ્યાન ચાર પ્રકારનુ છે —

૧. અણગમતી વસ્તુના વિયોગનો વિચાર,

૨. મનગમતી વસ્તુનો વિયોગ ન થાય તેવો વિચાર,

૩. આવી પડેલ રોગથી મુક્ત થવાનો વિચાર,

૪. ક્ષીણ થઈ ગયો હોય છતાં કામભોગ ન ત્યાગવાનો વિચાર.

---

૧. ભગવતી પૃ૦ ૧૫૦, શતક ૨૫, ઉ૦ ૭; અને તત્ત્વાર્થ અ૦૯, ૨૭થી; લોક-પ્રકાશ સર્ગ ૩૦, શ્લો૦ ૧૧થી.

આર્તધ્યાનનાં ચાર લક્ષણો છે—

૧. ક્રન્દન, ૨. શોક, ૩. તેપનતા – અશ્રુવિમોચન, ૪. પરિદેવના – વારે વારે ક્લેશ ઉપજાવે તેવી ભાષાનો પ્રયોગ.

(૨) રૌદ્રધ્યાન ચાર પ્રકારનું છે—

૧. હિંસાનુબંધી,
૨. મૃષાનુબંધી,
૩. સ્તેયાનુબંધી,
૪. સંરક્ષણાનુબન્ધી – વિષયસંરક્ષણના ઉપાયનું ચિંતન.

રૌદ્રધ્યાનનાં ચાર લક્ષણો—

૧. ઓસન્નદોષ – પ્રવૃત્તિની બહુલતારૂપ દોષ,
૨. બહુદોષ – હિંસાદિ અનેક દોષ,
૩. અજ્ઞાનદોષ – અજ્ઞાનથી હિંસાદિમાં પ્રવૃત્તિ તે,
૪. આમરણાંત દોષ – મરણપર્યંતનો હિંસાદિ દોષ.

(૩) ધર્મધ્યાન ચાર પ્રકારનું છે—

૧. આજ્ઞાવિચય – પ્રવચનની પર્યાલોચના,
૨. અપાયવિચય – રાગાદિજન્ય દોષોની પર્યાલોચના,
૩. વિપાકવિચય – કર્મફલનું ચિંતન,
૪. સંસ્થાનવિચય – જીવ લોક આદિના સંસ્થાનનો વિચાર.

ધર્મધ્યાનનાં ચાર લક્ષણ છે—

૧. આજ્ઞારુચિ, – પ્રવચન વ્યાખ્યાનમાં શ્રદ્ધા,
૨. નિસર્ગરુચિ – ઉપદેશ વિના શ્રદ્ધા થવી તે,
૩. સૂત્રરુચિ – આગમમાં શ્રદ્ધા,
૪. અવગાઢરુચિ – આગમના વિસ્તૃત અધ્યયનથી શ્રદ્ધા.

ધર્મધ્યાનનાં ચાર આલંબન છે—

૧. વાચના (શાસ્ત્રનો પાઠ લેવો),
૨. પ્રતિપૃચ્છા (શંકા દૂર કરવા પડપૂછ),
૩. પરિવર્તના (શીખેલાનું પુનરાવર્તન),
૪. અનુપ્રેક્ષા (શીખેલાનુ ઊંડું ચિંતન).

ધર્મધ્યાનની ચાર અનુપ્રેક્ષા છે—

૧. એકાનુપ્રેક્ષા (હું એકલો છું, એવી વિચારણા),
૨. અનિત્યાનુપ્રેક્ષા,
૩. અશરણાનુપ્રેક્ષા,
૪. સંસારાનુપ્રેક્ષા.

(૪) શુક્લધ્યાન ચાર પ્રકારનું છે—

૧. પૃથક્ત્વવિતર્ક સવિચારી [એક દ્રવ્યના નાના પ્રકારના પર્યાયોને પૂર્વગત શ્રુત(શાસ્ત્ર)ને અનુસરીને અનેક નયો વડે ભિન્નભિન્ન રીતે વિચારવા તે];

૨. એકત્વ વિતર્કઅવિચારી [એક દ્રવ્યના અનેક પર્યાયોના અભેદનુ શ્રુતાનુસારી ચિંતન—જેમાં અર્થનુ ચિંતન ચાલતું હોય તો વ્યંજનમાં વિચરણ નથી થતું અને મન, વચન કે કાયના કોઈ પણ એક યોગમાંથી બીજા યોગમાં વિચરણ નથી થતું];

૩. સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ [નિર્વાણગમન પૂર્વે કેવળીએ મન અને વચનની પ્રવૃત્તિ તો રોકી હોય છે પણ કાયની સૂક્ષ્મ ઉચ્છ્વાસાદિ અમુક પ્રવૃત્તિ નથી રોકી હોતી—એ વખતનું ધ્યાન];

૪. સમુચ્છિન્નક્રિયા અપ્રતિપાતી. [શૈલેશીકરણમાં યોગનો નિરોધ થવાથી બધી ક્રિયા ક્ષીણ થઈ ગઈ હોય છે તે વખતનું અનુપરતિ સ્વભાવવાળું ધ્યાન].

શુક્લ ધ્યાનનાં ચાર લક્ષણ છે—

૧. અવ્યથા—ભયનો અભાવ,

૨. અસંમોહ,

૩. વિવેક—શરીરાત્મનો વિવેક,

૪. વ્યુત્સર્ગ—અસંગતા.

શુક્લ ધ્યાનનાં ચાર આલંબન—

૧. ક્ષમા,

૨. મુક્તિ,

૩. મૃદુતા,

૪. ઋજુતા.

શુક્લ ધ્યાનની ચાર અનુપ્રેક્ષા—

૧. અનન્તવૃત્તિતાનુપ્રેક્ષા (સંસાર અનંત છે એવી ભાવના);

૨. વિપરિણામાનુપ્રેક્ષા (સંસારની પ્રત્યેક વસ્તુ પરિણમનશીલ છે એવી ભાવના);

૩. અશુભાનુપ્રેક્ષા (સંસારની અશુભતાની ભાવના);

૪. અપાયાનુપ્રેક્ષા (રાગ દ્વેષાદિ દોષોનો વિચાર);

[—સ્થા૦ ૨૪૭]

## ટિપ્પણ

૧. પારાંચિક:

પ્રસ્તુત સૂત્ર માટે જુઓ બૃહત્કલ્પ ઉ. ૪, સૂ૦ ૨. એના ભાષ્યમાં બહુ વિસ્તારથી કેવા કેવા અપરાધમાં કયું કયું પારાચિક પ્રાયશ્ચિત્ત લાગે તે વિસ્તારથી વર્ણવ્યું છે—બૃહત્કલ્પ ભાષ્ય ગા૦ ૪૯૭૧ થી. પારાચિકનો સામાન્ય અર્થ બહિષ્કાર એવો છે. તેના ઉપાશ્રય, ગ્રામ, દેશ આદિ ભેદે અનેક ભેદ છે. જેમકે કોઈનો ઉપાશ્રયમાંથી બહિષ્કાર કરે, કોઈનો ગ્રામમાંથી બહિષ્કાર કરે—આદિ. વળી કુલ, ગણ, સંઘ એ સમૂહની અપેક્ષાએ પણ

બહિષ્કારના પ્રકારો છે. વળી કોઈને લિંગ બહિષ્કૃત કરે એટલે કે તેનો વેશ લઈ લેવામાં આવે. વળી છ માસથી માંડીને બાર વર્ષ પર્યન્તનો બહિષ્કાર હોય છે તેથી કાલભેદે પણ તેના અનેક ભેદો થાય છે. વળી કોઈ તપ પારાંચિક પણ હોય છે. આમ વિવિધ અપરાધો માટેના વિવિધ પારાચિક છે. વિસ્તરાર્થીએ બૃ૦ ભાષ્ય જોવું જોઈએ. તેના મુખ્ય બે ભેદ છે – ૧. આશાતના પારાચિક – તીર્થંકર અને સંઘની એકસાથે આશાતના કરે કે ગણધરની એકલાની આશાતના કરે તો પારાચિક પ્રાયશ્ચિત્ત લાગે છે; અને ૨. પ્રતિસેવના પારાચિક – એના ત્રણ ભેદ છે જે અહી પ્રસ્તુત સૂત્રમાં બતાવ્યા છે. દુષ્ટ, પ્રમત્ત અને અન્યોન્યકારી.

(૧) દુષ્ટના બે ભેદ છે કષાયદુષ્ટ અને વિષયદુષ્ટ. અત્યંત લોભાદિ કષાય યુક્ત જે હોય તે કષાયદુષ્ટ પારાચિક કહેવાય – આવા જીવો પોતાનો વિપક્ષી મરી ગયો હોય તો તેના મડદા પર પણ પોતાનો રોષ ઠાલવે છે – આને માટે ભાષ્યમાં એવા સાધુનાં દ્રષ્ટાન્તો આપ્યા છે જેમણે પોતાના ગુરુના મડદા પર પણ રોષ દાખવ્યો છે. આવા કષાયદુષ્ટોને લિંગપારાચિકની સજા છે. –ભાષ્ય ગા૦ ૪૯૮૬ થી. આ ગુરુ શિષ્ય બન્ને સાધુ હોવાથી સ્વપક્ષકષાયદુષ્ટ કહેવાય છે. જેઓ પરપક્ષ અર્થાત્ સાધુ સિવાયના બીજા રાજા, અમાત્ય વગેરેનો વધ કરવાનું વિચારતા હોય કે જેણે કર્યો હોય તેવા પરપક્ષકષાયદુષ્ટને પણ લિંગપારાચિક છે: –ગા૦ ૪૯૯૪ થી.

જે સાધુ સાધ્વીના વિષે કે ગૃહસ્થની પુત્રી કે પત્ની વિષે કે અન્યતીર્થિકની સાધ્વી વિષે આસક્ત હોય તે વિષયદુષ્ટ કહેવાય. આવા દુષ્ટને ક્ષેત્રપારાચિક આદિ પારાચિકો દેવાં. આવો સાધુ સકલ આર્યાસંઘનું અપમાન કરનાર ગણાય છે અને તે સૌથી પાપી લેખાય છે. તેવાને ફરી તેવું ન કરે માટે દૂર કરવો જોઈએ –ગા૦ ૫૦૦૬ થી.

(૨) કષાય, વિકથા આદિ પાંચ પ્રમાદોમાંથી નિદ્રા પ્રમાદ અહી પ્રસ્તુત છે. તેમાં પણ સ્ત્યાનર્દ્ધિ નિદ્રા પ્રસ્તુત છે. આ નિદ્રા હોય તેને લિંગપારાચિક છે. –ગા૦ ૫૦૧૬ થી

(૩) સાધુ જો પરસ્પર ગુદાથી કે મુખથી કુચેષ્ટા કરે તો તેમને લિંગ પારાચિક છે. –ગા૦ ૫૦૨૬ થી.

**૨. અનવસ્થાપ્ય :**

આ સૂત્ર બૃહત્કલ્પમાં ( ૪. ૩. ) છે. પૃ૦ ૧૩૪૯. અહીં બતાવેલા અપરાધો માટે જેટજેટલા સમય માટેનું અનવસ્થાપ્ય હોય તે પૂરું ન

થાય ત્યાં સુધી ભલે તે દોષમુક્ત થઈ ગયો હોય છતાં તેને વ્રત આરોપવામાં નથી આવતાં. તેણે જિનકલ્પીની જેમ ઉગ્ર તપસ્યાપૂર્વક રહેવાનું હોય છે અને તેને સૌ નાના-મોટાને વંદન કરવું પડે છે તથા કોઈની સાથે વાર્તાલાપ વગેરેનો સંબંધ રાખવાની મનાઈ છે. આનો અધિકારી વજ્રર્ષભ-નારાચસંઘયણી હોય છે અને તે ઉપાધ્યાય હોય છે. જુઓ ગા૦ ૫૦૫૮ થી.

# ૧૫

# મોક્ષમાર્ગ

વિદ્યા અને ચારિત્ર[1] આ બે હોય તો સાધુ અનાદિ એવા દીર્ઘકાલીન ચાર ગતિવાળા સંસારને તરી જાય છે.

[-સ્થા૦ ૬૩]

એક[2] જ્ઞાન, એક દર્શન, એક ચારિત્ર (આ મોક્ષ-માર્ગ છે).

[-સ્થા૦ ૪૩]

જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ સમ્યક્ છે અને એ ત્રણની શાસ્ત્રમાં પ્રજ્ઞાપના – ભેદનિરૂપણ છે.

[-સ્થા૦ ૧૯૪]

## મુક્ત અને મુક્તિ

### ૧

મોક્ષ એક છે.

[-સ્થા૦ ૧૦; -સમ૦ ૧]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૨. આ ત્રણ સમ્યક્ હોય તો જ મોક્ષમાર્ગ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ પ્રત્યેકના ભેદો તો ઘણા છે, પણ તેમને સામાન્યદૃષ્ટિએ અહીં એક એમ કહ્યાં છે.

સિદ્ધિ એક છે, સિદ્ધ એક છે, પરિનિર્વાણ એક છે, પરિનિર્વૃત્ત એક છે.

[-સ્થા૦ ૪૬]

સંશુદ્ધ યથાભૂત પાત્ર એક છે.

[-સ્થા૦ ૩૭]

૨

સિદ્ધોને પ્રથમ સમયમાં[1] એકત્રીસ ગુણ હોય છે—

૧. આભિનિબોધિકજ્ઞાનાવરણનો ક્ષય,
૨. શ્રુતજ્ઞાનાવરણનો ક્ષય,
૩. અવધિજ્ઞાનાવરણનો ક્ષય,
૪. મનઃપર્યાયજ્ઞાનાવરણનો ક્ષય,
૫. કેવલજ્ઞાનાવરણનો ક્ષય,
૬. ચક્ષુર્દર્શનાવરણનો ક્ષય,
૭. અચક્ષુર્દર્શનાવરણનો ક્ષય,
૮. અવધિદર્શનાવરણનો ક્ષય,
૯. કેવલદર્શનાવરણનો ક્ષય,
૧૦. નિદ્રાનો ક્ષય,
૧૧. નિદ્રાનિદ્રાનો ક્ષય,
૧૨. પ્રચલાનો ક્ષય,
૧૩. પ્રચલાપ્રચલાનો ક્ષય,
૧૪. સ્ત્યાનર્દ્ધિનો ક્ષય,
૧૫. સાતાવેદનીયનો ક્ષય,
૧૬. અસાતાવેદનીયનો ક્ષય,
૧૭. દર્શનમોહનીયનો ક્ષય,

---

૧. ટીકાકારના કથન પ્રમાણે 'પ્રથમ સમયમાં' એવો અર્થ કર્યો છે. ખરી રીતે એમ કહેવું જોઈએ કે, સિદ્ધોને આ બધા ગુણો છે.

૧૮. ચારિત્રમોહનીયનો ક્ષય,
૧૯. નરકાયુનો ક્ષય,
૨૦. તિર્યંગાયુનો ક્ષય,
૨૧. મનુષ્યાયુનો ક્ષય,
૨૨. દેવાયુનો ક્ષય,
૨૩. ઉચ્ચગોત્રનો ક્ષય,
૨૪. નીચગોત્રનો ક્ષય,
૨૫. શુભનામનો ક્ષય,
૨૬. અશુભનામનો ક્ષય,
૨૭. દાનાંતરાયનો ક્ષય,
૨૮. લાભાંતરાયનો ક્ષય,
૨૯. ભોગાન્તરાયનો ક્ષય,
૩૦. ઉપભોગાન્તરાયનો ક્ષય,
૩૧. વીર્યાન્તરાયનો ક્ષય.

[–સમ૦ ૩૧]

જીવોની સાથે એકત્વ સાધનારને એક ભવનું દુઃખ હોય છે.

[–સ્થા૦ ૩૮]

કોઈ એવા ભવ્ય જીવો હોય છે જેઓ એક ભવ ગ્રહણ કરીને સિદ્ધ થશે, બુદ્ધ થશે, મુક્ત થશે, પરિનિર્વાણ પામશે અને સર્વ દુઃખોનો અંત કરશે.

[–સમ૦ ૧]

ભવ્ય જીવોમાંના કોઈ બે ભવ ગ્રહણ કરી, કોઈ ત્રણ ભવ ગ્રહણ કરી, કોઈ ચાર ભવ ગ્રહણ કરી, કોઈ પાંચ ભવ ગ્રહણ કરી, કોઈ છ ભવ ગ્રહણ કરી, કોઈ સાત ભવ, કોઈ આઠ ભવ, કોઈ નવ ભવ, કોઈ દશ, કોઈ અગિયાર, કોઈ બાર, કોઈ તેર, કોઈ ચૌદ, કોઈ પંદર, કોઈ સોળ, કોઈ

સત્તર, કોઈ અઢાર, કોઈ ઓગણીસ, કોઈ વીસ, કોઈ એકવીસ, કોઈ બાવીસ, કોઈ તેવીસ, કોઈ ચોવીસ, કોઈ પચીસ, કોઈ છવ્વીસ, કોઈ સત્તાવીસ, કોઈ અઠ્ઠાવીસ, કોઈ ઓગણત્રીસ, કોઈ ત્રીસ, કોઈ એકત્રીસ, કોઈ બત્રીસ, કોઈ તેત્રીશ ભવ ગ્રહણ કરી મુક્ત થશે.

[-સમ૦ ૨-૩૩]

ઈષિત્પ્રાગ્ભારા પૃથ્વીનાં બાર નામો છે—

૧. ઈષિત્; ૨. ઈષિત્પ્રાગ્ભારા; ૩ તનુ; ૪. તનુકતર; ૫. સિદ્ધિ; ૬. સિદ્ધાલય; ૭ મુક્તિ; ૮. મુકતાલય; ૯ બ્રહ્મ; ૧૦. બ્રહ્માવતંસક; ૧૧ લોકપ્રતિપૂરણ; ૧૨. લોકાગ્રચૂલિકા.

[-સમ૦ ૧૨]

ઈષિત્પ્રાગભારા પૃથ્વીનો આયામ-વિષ્કંભ ૪૫ લાખ યોજન છે

[-સમ૦ ૪૫]

સિદ્ધગતિમાં ઉપપાત વિરહકાળ[1] ઉત્કૃષ્ટ છ માસ છે.

[-સ્થા૦ ૫૩૫]

જે જીવનુ ચરમશરીર ૫૦૦ ધનુષ્ય પ્રમાણ હોય છે, તે જીવ જ્યારે સિદ્ધગતિમાં જાય ત્યારે ત્યાં તેના જીવપ્રદેશની અવગાહના ૩૦૦ ધનુષથી કાંઈક વધારે હોય છે.

[-સમ૦ ૧૦૪]

---

૧ એક જીવ સિદ્ધ થયા પછી વધારેમા વધારે છ મહિના સુધી કોઈ પણ જીવ સિદ્ધ ન થાય એવું બને.

## ટિપ્પણ

૧. જે કાંઈ જ્ઞાન છે તેનો સાર તો ચારિત્ર છે. અને ચારિત્રનો સાર નિર્વાણ છે. આવશ્યક નિર્યુક્તિ (ગા૦ ૯૧) માં ભદ્રબાહુએ જ્યારે આ સિદ્ધાન્ત મૂકયો ત્યારે તેમના મનમા મોક્ષમાર્ગ તરીકે ગમે તે ગણાવીએ પણ તે સોમાં ચારિત્ર જ સાક્ષાત્ કારણ – મુખ્ય છે, એમ હતું. જ્ઞાન ગમે તેટલું હોય પણ જો સમુદ્રમા હાથપગ ન હલાવીએ તો અંતે તો ડૂબવાનું જ છે (ગા૦૯૫). નિપુણ જ્ઞાનરૂપ નાવિક મળ્યો હોય પણ વાયુરૂપ ચારિત્ર ન હોય તો આપણુ જીવરૂપી વહાણ કાંઈ સિદ્ધગતિએ પહોંચે નહિ (ગા૦ ૯૪). જીવને કેવળજ્ઞાન થાય છતાં તરત જ મોક્ષ નથી થતો, જ્યારે સંપૂર્ણ યોગનિરોધરૂપ ચારિત્ર આવે છે ત્યારે જ મોક્ષ મળે છે એટલે મોક્ષનુ એક કારણ કહેવુ હોય તો ચારિત્રને ગણાવી શકાય. પણ આગળ ચાલીને એ જ આચાર્ય સાક્ષાત્ અને પરંપરાથી મોક્ષના કારણનો વિચાર કરતા અંધ-પંગુ ન્યાયે જ્ઞાન અને ચારિત્રક્રિયા એ બન્નેને મોક્ષમાર્ગના ઉપાય તરીકે સ્થાપે છે (ગા૦૯૯ થી); અને છેવટે વળી પાછા મોક્ષના કારણરૂપ ચારિત્રના પણ બે ભેદ કરી ત્રણ કારણ ગણાવે છે, અને કહે છે કે જ્ઞાન એ પ્રકાશક છે, તપ એ શોધક છે અર્થાત્ કર્મની નિર્જરા કરી આત્માની શુદ્ધિ કરે છે, અને સંયમથી ગુપ્તિ થાય છે – અર્થાત્ નવા કર્મનો બંધ થતો નથી. – આ ત્રણનો યોગ એ મોક્ષ છે (ગા૦ ૧૦૧). આ જ વસ્તુને જિનભદ્રે વિસ્તારથી દાખલા-દલીલથી સમજાવી છે.

ઉત્તરાધ્યયનના ૨૮મા અધ્યયનમાં વળી તેથી પણ આગળ જઈને જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને મોક્ષમાર્ગ તરીકે વર્ણવ્યાં છે. આમાં વિશેષતા એ છે કે જીવ જે કારણે દિશાભૂલને છાડી ઠીક માર્ગે આવ્યો અને જે વિના તેની દિશાભૂલ ભાગે નહિ તે સમ્યગ્દર્શન – શ્રદ્ધાનને પણ ગણાવ્યુ છે.

ઉમાસ્વાતિએ તપનો સમાવેશ ચારિત્રમાં જ કરી દઈને કહ્યુ કે—

'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः'

જેઓ દર્શનને પૃથક્ નથી ગણાવતા તેમને મતે પણ તેનો સમાવેશ જ્ઞાનમાં સમજી લેવો જોઈએ; કારણ અવાયરૂપ મતિજ્ઞાનનો રુચિ અંશ જ સમ્યગ્દર્શન છે, તેથી તેનો સમાવેશ જ્ઞાનમા થઈ જાય છે.

જૈનેતર દર્શનોમાં તો જ્ઞાનને મુખ્ય માનવું કે ક્રિયાને એ વિષે વિવાદો ચાલ્યા આવે છે. ન્યાય-વૈશેષિક, સાંખ્ય, શાંકર વેદાન્ત, મીમાંસા અને મહાયાન બૌદ્ધ એ બધાં જ્ઞાનને પ્રધાન માને છે અને બીજાં કેટલાક કર્મને. સ્થવિરવાદી બૌદ્ધો શીલ, સમાધિ અને પ્રજ્ઞા એ ત્રણને મોક્ષના ઉપાય રૂપ માને છે. પણ ભગવાન બુદ્ધે તપસ્યાને મોક્ષમાર્ગના ઉપાય ગણનારાઓને અભવ્ય ગણાવ્યા છે, અને માત્ર શીલવિશુદ્ધિને જ શ્રામણ્યાગ ગણાવ્યું છે. પણ અહીં એ ધ્યાનમાં રાખવુ જોઈએ કે તેમણે જે તપ અંતઃશુદ્ધિ વિના કરાયલું હોય છે તેને જ નિષેધ્યુ છે; અંતકરણની શુદ્ધિ, કાયશુદ્ધિ અને વચનશુદ્ધિ પૂર્વક-અથવા તો તે તે શુદ્ધિની વૃદ્ધિ કરનાર-તપસ્યાને તેમણે નિષિદ્ધ નથી ગણી, એ ન ભૂલવુ જોઈએ. જુઓ અંગુત્તર૦ ૪, ૧૯૬. વળી અકુશલ ધર્મોની વૃદ્ધિ કરનાર તપસ્યાને નિષિદ્ધ ગણી છે-કુશલ ધર્મની વૃદ્ધિ કરનારને નહિ. — અંગુ૦ ૧૦, ૯૪.

અહિં મોક્ષમાર્ગ વિશેના ભગવતીગત (શ૦ ૧, ઉ૦ ૧, પૃ૦ ૪૪૨) અને અંગુત્તરગત (૪, ૧૭૫) પ્રશ્નોત્તરો વિલક્ષણ રીતે સમાનતા ધરાવે છે.

આ સૂત્ર સાથે અંગુત્તરનુ એક સૂત્ર સરખાવવા જેવું છે જ્યાં સ્પષ્ટ કહ્યું છે કે વિદ્યા અને ચરણ એ બે હોય તો ભિક્ષુ અત્યન્ત નિષ્ઠ, અત્યન્ત ક્ષેમી, અત્યંત બ્રહ્મચારી, અત્યન્ત પર્યવસાનવાળો અને સર્વ દેવમનુષ્યોમાં શ્રેષ્ઠ થાય છે. -અંગુત્તર૦ ૧૧, ૧૧.

# ૧

# દ્રવ્યાનુયોગ

## ૧. દ્રવ્યોનું વર્ગીકરણ

દ્રવ્યો[૧] બે પ્રકારનાં છે —

(૧) ૧. પરિણત (પરિણામી – જીવ અને પુદ્ગલ);
   ૨. અપરિણત (અપરિણામી – આકાશ, ધર્મ અને અધર્મ)[૨].

(૨) ૧. ગતિસમાપન્ન (ગમનશીલ; જીવ અને પુદ્ગલ);
   ૨. અગતિસમાપન્ન (જીવ અને પુદ્ગલ સિવાયનાં).

(૩) ૧. અનન્તરાવગાઢ (વર્તમાનકાળે જ જે કોઈ પણ આકાશપ્રદેશમાં, અથવા ક્ષેત્રની અપેક્ષા લઈએ તો કોઈ પણ એક આકાશપ્રદેશથી અવ્યવહિત પ્રદેશમાં આશ્રિત હોય તે);
   ૨. પરંપરાવગાઢ (ઉપરથી ઊલટા તે).

[–સ્થા૦ ૭૩]

---

૧. સત્ કહો, વસ્તુ કહો, પદાર્થ કહો કે દ્રવ્ય કહો; એ બધા શબ્દો સમાનાર્થક છે. જીવ, અજીવ-પુદ્ગલ, આકાશ, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ પાંચ દ્રવ્યો છે. કાલને પણ જુદું દ્રવ્ય ગણીએ તો કુલ છ દ્રવ્ય થાય. (વિગત માટે જુઓ આ માળાનું તત્ત્વાર્થસૂત્ર, અ. ૫, સૂ. ૨ ઇ૦.

૨. જૈન મતે પરિણામી નહીં એવું કોઈ દ્રવ્ય નથી. છતાં અહીં જે ભેદ પાડયા છે તેના ખુલાસા માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૧.

'રાશિ[1] બે છે —

૧. જીવરાશિ,

૨. અજીવરાશિ

[–સ્થા૦ ૯૫; –સમ૦ ૨, ૧૪૯.]

સમય[2], આવલિકા (=અસંખ્યાત સમય; અથવા એક શ્વાસોચ્છ્વાસનો સંખ્યાતમો ભાગ), આનપ્રાણ (=સંખ્યાત આવલિકા; હૃષ્ટ અને નીરોગી પુરુષના ઉચ્છ્વાસ અને નિઃશ્વાસમાં જેટલો વખત લાગે તે), સ્તોક (=૭ શ્વાસોચ્છ્વાસ), ક્ષણ (=સંખ્યાતા શ્વાસોચ્છ્વાસ), લવ (=૭ સ્તોક), મુહૂર્ત (=૭૭ લવ અથવા બે ઘડી, અથવા ૩૭૭૩ શ્વાસોચ્છ્વાસ જેટલો કાળ), અહોરાત્ર (=૩૦ મુહૂર્ત), પક્ષ (=૧૫ અહોરાત્ર), માસ (=બે પક્ષ), ઋતુ (=બે માસ), અયન (=૩ ઋતુ), સંવત્સર (=૨ અયન); યુગ (=૫ વર્ષ), ૧૦૦ વર્ષ, ૧૦૦૦ વર્ષ, લાખ વર્ષ, કરોડ વર્ષ, પૂર્વાંગ (=૮૪ લાખ વર્ષ), પૂર્વ (=૮૪ લાખ પૂર્વાંગ=૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦ વર્ષ), ત્રુટિતાંગ (=૮૪ લાખ પૂર્વ), ત્રુટિત (=૮૪ લાખ ત્રુટિતાંગ), અટટાંગ;–

---

૧. સમવાયાંગના – ૧૪૯મા સૂત્રમાં જીવ અને અજીવ રાશિની તેના ભેદો-પ્રભેદો સાથે પૂરી પ્રરૂપણા સમજી લેવાની સૂચના છે. ટીકાકાર કહે છે કે, આ પ્રરૂપણા શબ્દશઃ પ્રજ્ઞાપના સૂત્ર પ્રમાણે સમજી લેવી. પ્રજ્ઞાપનાનો અનુવાદ આ માળામાં થવાનો જ છે એટલે અહીં તે ઉતારી નથી.

૨. કાળનો સૌથી સૂક્ષ્મ ભેદ. તેનો આગળ ભેદ થઈ શકે નહીં. તેનું ઉદાહરણ આ પ્રમાણે આપવામાં આવે છે: સો કમલપત્ર ઉપરાઉપર રાખ્યાં હોય, તેમને કોઈ બળશાળી યુવક ભાલાની અણીથી વીંધે, ત્યારે એક પત્રમાંથી બીજા પત્રમા જતાં ભાલાને જેટલો વખત લાગે, તે કાળનું માપ પણ સમય ન કહેવાય. તેટલામાં તો અસંખ્યાત સમય લાગે. આને મળતુ વસ્ત્રછેદનનું પણ દૃષ્ટાંત છે. જુઓ અનુયોગદ્વાર, પૃ. ૧૭૫.

(અહીંથી શીર્ષપ્રહેલિકા સુધીના બધા વિભાગો પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર ૮૪ લાખ ગણા વધારે સમજવા) અટટ, અવવાંગ, અવવ, હૂહૂકાંગ, હૂહૂક, ઉત્પલાંગ, ઉત્પલ, પદ્માંગ, પદ્મ, નલિનાંગ, નલિન, અક્ષનિકુરાંગ, અક્ષનિકુર, અયુતાંગ, અયુત, નયુતાંગ, નયુત, પ્રયુતાંગ, પ્રયુત, ચૂલિકાંગ, ચૂલિકા, શીર્ષપ્રહેલિકાંગ, શીર્ષપ્રહેલિકા;–

(અહીં સુધી વ્યાવહારિક કાલ છે. અને તેને સંખ્યાત કાળ કહેવાય છે. કારણ કે તે આપણાથી બરાબર ગણી શકાય છે. આ પછીનું જે કાલમાન છે, તે પણ સંખ્યાત તો છે જ, પણ તે અતિશયવાળા જ્ઞાનીની અપેક્ષાએ. સામાન્ય માણસ તે કાળને ઉપમાથી જ સમજી શકે.) પલ્યોપમ, સાગરોપમ, ઉત્સર્પિણી, અવસર્પિણી.— આ બધા કાલવિશેષો જીવ પણ છે અને અજીવ પણ છે.[1]

[–સ્થા૦ ૯૫]

ગ્રામ (જેમાં કર લેવાતો હોય તેવી વસતિ), નગર (જેમાં કર ન લેવાય તે=નકર), નિગમ (વાણિયાનું રહેઠાણ), રાજધાની (જેમાં રાજાનો અભિષેક થતો હોય), ખેટ (જેના ફરતી ધૂળની દીવાલ હોય તે), કબ્બડ (હલકું નગર–જેમાં હલકા લોકો રહેતા હોય), મડમ્બ (જેની ચારે બાજુએ અડધા યોજનમાં કોઈ ગામ ન હોય તે), દ્રોણમુખ (જેમાં જવાનો જલમાર્ગ અને સ્થલમાર્ગ–બન્ને હોય), પત્તન (મોટું શહેર), આકર (લોહ વગેરે ધાતુની ખાણ), આશ્રમ (તીર્થસ્થાન), સંબાધ (પર્વત આદિ વિષમ ભૂમિમાં ધાન્ય સંઘરવાનું સ્થાન), સંનિવેશ

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૨.

(સાર્થવાહના મોટા સાથને ઊતરવાનું સ્થાન), ઘોષ (ગોકુલ; ગાયોને રહેવાનું સ્થાન), આરામ (ઉપવન, સ્ત્રીપુરુષોને આરામ લેવાનો મંડપ), ઉદ્યાન (ઊજાણી કરવા જેવો બગીચો), વન (જેમાં એક જ જાતનાં ઝાડો મોટા પ્રમાણમાં હોય), વનખંડ (જેમાં અનેક જાતનાં વૃક્ષો હોય તેવું જંગલ), વાપી (વાવ — તે ચોખંડી હોય છે), પુષ્કરિણી (ગોળાકાર જળાશય જેમાં પુષ્કર – કમળ થતાં હોય), સરોવર, સરોવરની હાર, કૂવા, તળાવ, કૂંડ, નદી, પૃથ્વી, ઉદધિ–ઘનોદધિ, વાતસ્કંધ (ઘનવાત, તનુવાત), આકાશાન્તર (વાતસ્કંધની નીચેનું), વલય (પૃથ્વીને વીંટાઈને રહેલા ઘનોદધિ આદિ), વિગ્રહ (લોકનાડીના વાંક), દ્વીપ, સમુદ્ર, વેલા (સમુદ્રની ભરતી), વેદિકા (ઓટલો), દ્વાર (વિજયાદિ), તોરણ (એ વિજયાદિ દ્વારનાં), નૈરયિક, નૈરયિકાવાસ, યાવત્[1] વૈમાનિક અને વૈમાનિકાવાસ, કલ્પ અને કલ્પવિમાનાવાસ, વર્ષ (ભરતાદિ), વર્ષધર પર્વત, કૂટ (હિમવત કૂટાદિ), કૂટાગાર (કૂટમાંનાં ભવનો), વિજય (ચક્રવર્તી જેને જીતે છે તે), રાજધાની,— આ બધું જીવ પણ છે અને અજીવ પણ છે.[2]

છાયા, આતપ, જ્યોત્સ્ના, અંધકાર, ઉન્માન, અવમાન, અતિયાનગૃહ (નગરમાં પ્રવેશતાં જે ઘર દેખાઈ આવે),

---

૧. અહીં ૨૪ પ્રકારના જીવોના ૨૪ દંડક સમજી લેવાના છે.

૨. આમાં ગ્રામ વગેરે અચેતન જણાય છે; પણ ત્યા ગ્રામ આદિનો અર્થ તે તે પ્રદેશ અને તેમા વસનારા જીવો એવો કરવાથી તેઓ જીવ પણ કહેવાય અને અજીવ પણ કહેવાય.

ઉદ્યાનગૃહ, અવલિંબ[1], સણિપ્પવાય[1] આ બધું પણ જીવ અને અજીવ છે.[2]

[–સ્થા૦ ૯૫]

## ૨. અસ્તિકાય

અસ્તિકાય[3] પાંચ છે —

૧. ધર્માસ્તિકાય; ૨. અધર્માસ્તિકાય; ૩. આકાશાસ્તિકાય; ૪. જીવાસ્તિકાય; ૫. પુદ્ગલાસ્તિકાય.

[–સ્થા૦ ૪૪૧; –સમ૦ ૫]

§ ચાર અસ્તિકાય અજીવકાય છે —

૧. ધર્માસ્તિકાય; ૨. અધર્માસ્તિકાય; ૩. આકાશાસ્તિકાય; ૪. પુદ્ગલાસ્તિકાય.

§ ચાર અસ્તિકાય અરૂપીકાય છે —

૧. ધર્માસ્તિકાય; ૨. અધર્માસ્તિકાય; ૩. આકાશાસ્તિકાય; ૪. જીવાસ્તિકાય.

[–સ્થા૦ ૨૫૨]

---

૧. ટીકાકાર આનો અર્થ જણાવતા નથી. રૂઢિથી જાણી લેવાની ભલામણ કરે છે.

૨. આ બધું અજીવ હોવા છતાં જીવથી વ્યાપ્ત હોવાથી જીવ પણ કહેવાય.

૩. અસંખ્ય કે અનન્તપ્રદેશનો સમૂહ જેને હોય તે અસ્તિકાય કહેવાય. કાલને તેવો સમૂહ નથી તેથી તેને અહીં નથી ગણ્યો. આ અસ્તિકાયો વિષે મદ્દુક શ્રાવકનો અન્યતીર્થિક સાથે વાદ થયો હતો. તેણે પ્રતિપાદન કર્યું કે, તેમાંના બધા ભલે આપણે ચર્મચક્ષુએ ન જોઈ શકીએ છતાં તે માનવા તો જોઈએ; કારણ, જે આપણે ન જોઈએ શકીએ તે ન હોય, તો તો આપણે ઘણું નથી જોઈ શકતા પણ તે બધું હોય તો છે જ ઇત્યાદિ. –ભગવતી શ૦ ૧૮, ઉ. ૭, પૃ૦ ૨૩૭. અહીં જે વર્ણન છે, તેવું વર્ણન પણ ભગવતીમાં મળે છે. — ભગવતી ૨. ૧૦, પૃ૦ ૫૨૩. અસ્તિકાયોના પર્યાયો માટે જુઓ ભગવતી ૨૦. ૨. પૃ૦ ૫૩૩.

આ ચારના પ્રદેશો સરખા છે એટલે કે અસંખ્યાત પ્રદેશો છે—

૧. ધર્માસ્તિકાય; ૨. અધર્માસ્તિકાય; ૩. લોકાકાશ; ૪. એક જીવ.

[–સ્થા૦ ૩૩૪]

આ ચારને આઠ મધ્યપ્રદેશ[1] છે—

૧. ધર્માસ્તિકાય; ૨. અધર્માસ્તિકાય; ૩. આકાશાસ્તિકાય; ૪. જીવ.

[–સ્થા૦ ૬૨૪]

## ૩. નવતત્ત્વ

સદ્ભાવપદાર્થ નવ[2] છે—

૧. જીવ; ૨. અજીવ; ૩. પુણ્ય; ૪. પાપ; ૫. આસ્રવ; ૬ સંવર; ૭. નિર્જરા; ૮. બન્ધ; ૯ મોક્ષ.

[–સ્થા૦ ૬૬૫]

---

૧. ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણે દ્રવ્યના મેરુની મધ્યમાં રહેલા આઠ પ્રદેશોને રુચકપ્રદેશો કહે છે. આ રુચકપ્રદેશથી દિશાની શરૂઆત થાય છે. જીવ જ્યારે કેવલિસમુદ્ઘાતની અવસ્થામાં હોય છે ત્યારે તેના જે આઠ પ્રદેશો રુચકસ્થ હોય તે રુચક કહેવાય છે; અને કેવલિસમુદ્ઘાતાવસ્થામા ન હોય, ત્યારે આઠ અવિચલ એવા મધ્યમાં રહેલા પ્રદેશો અહીં સમજવાના છે.

૨. મુખ્યપણે તો જીવ અને અજીવ એવા પરમાર્થરૂપ બે જ પદાર્થ છે, છતાં આ એ બે દ્રવ્યનો જ વિસ્તાર કરીને નવ એટલા માટે કહ્યા છે કે તેમનો મોક્ષશાસ્ત્રમાં ઉપયોગ છે. આ નવ તત્ત્વની યથાર્થ શ્રદ્ધા એ જ સમ્યગ્દર્શન છે. અને તે જ મોક્ષમાર્ગોપયોગી છે. ઉમાસ્વાતિ પુણ્યપાપને જુદાં નથી ગણતા. ઉત્તરાધ્યયનમાં આ નવની ગણતરી છે. ૨૮ ૧૪.

## ૪. દ્રવ્યાનુયોગ

દ્રવ્યાનુયોગ[1] દશ પ્રકારનો છે —

૧. દ્રવ્યાનુયોગ (જીવાદિ દ્રવ્યો દ્રવ્ય કેવી રીતે છે તેની સમજ);

૨. માતૃકાનુયોગ (પ્રવચનના ઉદ્ભવસ્થાન જેવી ત્રિપદી — ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય વિષે સમજ);

૩. એકાર્થિકાનુયોગ (એક અર્થ માટે અનેક વાચક શબ્દોની સમજ);

૪. કરણાનુયોગ (કોઈ પણ દ્રવ્યની ક્રિયામાં કરણ - સાધકતમ શું છે તેની સમજ);

૫. અર્પિતાનર્પિતાનુયોગ (દ્રવ્યોનો ગૌણ મુખ્યપણે વિચાર);

૬. ભાવિતાભાવિતાનુ૰ (દ્રવ્યાન્તરના સંસર્ગથી ભાવિત - વાસિત, કે તેમ ન થાય ત્યારે અવાસિત દ્રવ્ય કેવી રીતે થાય છે તેની સમજ);

૭. બાહ્યાબાહ્યાનુ૰ (દ્રવ્યોના બાહ્યાબાહ્યનો વિચાર);

૮. શાશ્વતાશાશ્વતાનુ૰ (દ્રવ્યોની નિત્યતા અનિત્યતા વિષે સમજ);

૯, તથ્યજ્ઞાનાનુ૰ (પદાર્થ જેવો હોય તેવું જ જ્ઞાન કરવું તે);

૧૦. અતથ્યજ્ઞાનાનુ૰ મિથ્યાજ્ઞાન શું કહેવાય તેની સમજ).

[—સ્થા૦ ૭૨૭]

---

૧. અનુયોગ એટલે વ્યાખ્યાન, સ્પષ્ટીકરણ. વિષયભેદથી તેના ચાર ભેદ છેઃ— (૧) ચરણકરણાનુયોગ (મૂલ અને ઉત્તર ગુણોનું વ્યાખ્યાન), (૨) ધર્મકથાનુયોગ (ચરિત્રોનું વર્ણન), (૩) ગણિતાનુયોગ (લોકને વિષે આવેલા પદાર્થોના પરિમાણની સમજ), (૪) દ્રવ્યાનુયોગ (જીવાદિ દ્રવ્યની સમજ).

સર્વ ચાર છે—

૧. નામસર્વ (સર્વ એવું જેનું નામ હોય),

૨. સ્થાપનાસર્વ (કોઈ વસ્તુ વિષે એમ સમજવું કે તેમાં બધું આવી ગયું તે),

૩. આદેશસર્વ (કંઈક ન્યૂન હોય તો પણ વ્યવહારથી કે ઉપયોગથી તેને સંપૂર્ણ કહેવું તે[1]),

૪. નિરવશેષ સર્વ (સંપૂર્ણને લક્ષીને જે વ્યવહાર થાય તે).

[—સ્થા૦ ૨૯૯]

## ટિપ્પણ

૧. બધા દ્રવ્યો પરિણમનશીલ છે. અર્થાત્ તે કૂટસ્થ નિત્ય પણ નથી અને નિરન્વયવિનાશી પણ નથી. પણ પરિણામી નિત્ય — નિત્યાનિત્ય છે. પ્રત્યેક દ્રવ્યના બે અંશ છે — ધ્રુવાંશ અને અધ્રુવાંશ. ધ્રુવાંશ ત્રણે કાળમાં અનુવૃત્ત હોવાથી શાશ્વત છે અને તેને લઈને વસ્તુની નિત્યતાનો વ્યવહાર થાય છે. આ ધ્રુવાંશ તે દ્રવ્યાંશ. અધ્રુવાંશ એ પર્યાયાંશ છે અને તેને લઈને વસ્તુમાં ઉત્પત્તિ અને વ્યયનું ભાન થાય છે. તે અશાશ્વત હોવાથી તેને લઈને વસ્તુમાં અનિત્યતાનો વ્યવહાર થાય છે.

જૈન મતે કોઈ પણ એવું દ્રવ્ય નથી જે પરિણામી ન હોય; પરંતુ આ સૂત્રમાં દ્રવ્યોને પરિણત અને અપરિણત એવા બે ભાગમાં વહેંચ્યાં છે. એટલે પ્રશ્ન એ થાય છે કે શુ કોઈ એવું દ્રવ્ય છે જે પરિણામી ન પણ હોય? અહીં ટીકાકારે પરિણત દ્રવ્યોમાં જીવ અને પુદ્ગલનો સમાવેશ કર્યો છે અને બાકીનાં અપરિણતમાં સમજી લેવાં જોઈએ એમ ફલિત થાય છે. આ ખુલાસાનું સમાધાન એમ જણાય છે કે, આકાશ, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયમા વિસદૃશ પરિણમન નહિ થતુ હોવાથી તેમને ટીકાકારે અપરિણતમાં ગણાવ્યાં હશે. ત્યારે જીવ અને પુદ્ગલમાં સદૃશ અને વિસદૃશ બન્ને જાતનાં પરિણામો સ્પષ્ટપણે જણાય છે તેથી તેમને પરિણતમાં ગણાવ્યાં છે.

[1] જેમકે પાટ્ડીમાં થોડુ ઘી હોય છતાં કોઈ કહે કે બધું ઘી ખલાસ થઈ ગયું.

ઉક્ત પ્રશ્નનો ખુલાસો આ પ્રમાણે પણ થઈ શકે કે, પ્રત્યેક વસ્તુ દ્રવ્યની અપેક્ષાએ તો અપરિણત છે અને પર્યાયની અપેક્ષાએ પરિણત છે તેથી તેમના પરિણત અને અપરિણત એવા બે ભેદ થઈ શકે છે.

૨. કાલને જો ભિન્ન દ્રવ્ય ન માનવામાં આવે તો તે જીવ અને અજીવના પર્યાયરૂપ ગણાય. પર્યાય અને પર્યાયવાનનો ભેદ પણ છે અને અભેદ પણ છે. અહી પર્યાય અને પર્યાયીના અભેદની અપેક્ષાએ જીવના તથા અજીવના કાલરૂપ પર્યાયોને જીવ અને અજીવ કહ્યા છે. જૈનાચાર્યોમા કાલ વિષે બે પરંપરા છે. એકને મતે કાલ એ સ્વતંત્ર દ્રવ્યરૂપ છે. ત્યારે બીજાને મતે કાલ એ સ્વતંત્ર દ્રવ્ય નહિ, પણ જીવ અને અજીવ દ્રવ્યના પર્યાયરૂપ છે. આ સૂત્ર બીજા મતની અપેક્ષાએ છે એમ સમજવું. વિશેષ માટે જુઓ ચતુર્થ હિન્દી કર્મ ગ્રન્થ પૃ. ૧૫૭.

## ૨

# જીવવિચાર

## ૧. જીવલક્ષણ

જીવાસ્તિકાય અવર્ણ, અગંધ, અરસ, અસ્પર્શ, અરૂપી, શાશ્વત, અવસ્થિત લોક દ્રવ્ય છે.

૧. દ્રવ્યની અપેક્ષાએ જીવાસ્તિકાય અનંત, અરૂપી શાશ્વત જીવદ્રવ્યો રૂપ છે.

૨. ક્ષેત્રની અપેક્ષાએ આખા લોકમાં જીવદ્રવ્યો છે.

૩. કાલની અપેક્ષાએ જીવદ્રવ્ય ત્રિકાળમાં સ્થિતિવાળું, ધ્રુવ, નિત્ય, શાશ્વત, અક્ષત, અવ્યય અને અવસ્થિત છે.

૪. ભાવથી જીવદ્રવ્ય, અગંધ, અવર્ણ, અરસ, અસ્પર્શ અને અરૂપી છે.

૫. ગુણથી જીવદ્રવ્ય ઉપયોગગુણવાળું દ્રવ્ય છે.

આ પાંચ પ્રકારે તે સમજવું જોઈએ.

[-સ્થા૦ ૪૪૧]

## ૨. જીવભેદો

આત્મા એક[1] છે.

[-સમ૦ ૧, -સ્થા૦ ૧]

વિદ્વાન એક છે.

[-સ્થા૦ ૩૨]

સર્વ જીવના બે પ્રકારો[2] —

(૧) ૧. સિદ્ધ; ૨. અસિદ્ધ-સંસારી.

(૨) ૧. સેન્દ્રિય; ૨. અનિન્દ્રિય (અપર્યાપ્ત જીવો, ઇંદ્રિયોપયોગશૂન્ય કેવલી, અને સિદ્ધ).

(૩) ૧. સકાયિક; ૨. અકાયિક – સિદ્ધ.

(૪) ૧. સયોગી; ૨. અયોગી (ચૌદમા ગુણસ્થાનવર્તી અયોગી કેવલી અને સિદ્ધ).

(૫) ૧. સવેદ; ૨. અવેદ (અનિવૃત્તિબાદરાદિ છ ગુણસ્થાનવર્તી જીવો અને સિદ્ધ).

---

૧. દ્રવ્યની અપેક્ષાએ એક છે અને પ્રદેશોની અપેક્ષાએ અનેક છે. કારણ આત્માના પ્રદેશો અસંખ્ય છે. અથવા ભિન્ન ભિન્ન પર્યાયોની અપેક્ષાએ આત્મા અનેક હોવા છતા ધ્રુવ ચેતનદ્રવ્યની અપેક્ષાએ એક છે; કારણ તે ચેતના સ્થિર છે — નિત્ય છે. નિત્ય હોવાથી એક છે. અને મનુષ્યાદિ આત્માના પર્યાયો અસ્થિર-અનિત્ય હોવાથી અનેક છે — એટલે તે પર્યાયોની અપેક્ષાએ આત્મા અનેક છે. અથવા સામાન્યની અપેક્ષાએ એટલે કે બધા આત્મામાં ચૈતન્યરૂપ ધર્મ સમાન છે તેની અપેક્ષાએ અનન્ત આત્માને એક કહી શકાય, અને છતા બધી આત્મવ્યક્તિઓ જુદી જુદી છે એટલે — એ વિશેષોની અપેક્ષાએ — આત્મા અનેક પણ કહી શકાય.

૨. અહીં ગણાવેલા જીવના ભેદોનો પ્રકાર ભગવતીમા પણ છે. પૃ. ૩૩૯. આ જ ભેદોને લઈને ત્યાં જ્ઞાનનો વિચાર કરવામાં આવ્યો છે.

(૬) ૧. સકષાય; ૨. અકષાય (ઉપશાંતમોહાદિ ચાર ગુણસ્થાનવર્તી જીવો અને સિદ્ધ).

(૭) ૧. સલેશ્ય; ૨. અલેશ્ય (ચૌદમા ગુણસ્થાનવર્તી અયોગી કેવલી અને સિદ્ધ).

(૮) ૧ જ્ઞાની (સમ્યગ્દૃષ્ટિ, કારણ તેનું જ્ઞાન જ જ્ઞાન કહેવાય છે); ૨. અજ્ઞાની.

(૯) ૧. સાકારોપયુક્ત (જ્ઞાનોપયોગવાળા); ૨. અનાકારોપયુક્ત (દર્શનોપયોગવાળા).

(૧૦) ૧. આહારક; ૨. અનાહારક (વિગ્રહગતિસમાપન્ન જીવ, સમુદ્ઘાત દશામાં રહેલ કેવળી, અયોગી, અને સિદ્ધ).

(૧૧) ૧. ભાષક; ૨. અભાષક (અયોગી અને સિદ્ધ).

(૧૨) ૧. ચરમ ૨. અચરમ.[૧]

(૧૩) સશરીરી; ૨. અશરીરી – સિદ્ધ.

[–સ્થા૦ ૧૦૧]

સર્વ જીવના ત્રણ પ્રકારો—

(૧) ૧. સમ્યગ્દૃષ્ટિ, ૨. મિથ્યાદૃષ્ટિ, ૩. સમ્યગ્મિથ્યાદૃષ્ટિ (ત્રીજે ગુણસ્થાને રહેલો જીવ).

(૨) ૧. પર્યાપ્તક[૨] ૨. અપર્યાપ્તક, ૩. નોપર્યાપ્તક–નોઅપર્યાપ્તક — સિદ્ધ

(૩) ૧. પરિત્ત (પ્રત્યેકશરીરી), ૨. અપરિત્ત (સાધારણ શરીરી), ૩ નોઅપરિત્ત (સિદ્ધ).

---

૧. ટીકાકારને મતે ચરમ એટલે જેનો અંતિમ ભવ થવાનો હોય તેવા; અને અચરમ એટલે ભવ્ય (મોક્ષના અધિકારી) હોવા છતાં જેમનો અંતિમ ભવ થવાનો ન હોય તેવા. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૧.

૨. જેણે આહારાદિ પર્યાપ્તિ બાંધી પૂરી કરી છે તેવો જીવ તે પર્યાપ્ત.

(૪) ૧. સૂક્ષ્મ, ૨. બાદર, ૩. નોસૂક્ષ્મ-નોબાદર (સિદ્ધ).

(૫) ૧. સંજ્ઞી, ૨. અસંજ્ઞી, ૩. નોસંજ્ઞી-નોઅસંજ્ઞી (સિદ્ધ).

(૬) ૧. ભવ્ય, ૨. અભવ્ય, ૩. નોભવ્ય-નોઅભવ્ય (સિદ્ધ).

[-સ્થા૦ ૧૬૨]

સર્વ જીવના ચાર પ્રકારો—

(૧) ૧. મનોયોગી,[1] ૨. વચનયોગી[2], ૩. કાયયોગી,[3] ૪. અયોગી (નિરુદ્ધ યોગવાળા કેવળી અને સિદ્ધ).

(૨) ૧. સ્ત્રીવેદક, ૨. પુરુષવેદક, ૩. નપુંસકવેદક, ૪. અવેદક (અનિવૃત્તિબાદરાદિ છ ગુણસ્થાનવર્તી જીવો અને સિદ્ધ).

(૩) ૧. ચક્ષુદર્શની—ચતુરિન્દ્રિયાદિ, ૨. અચક્ષુદર્શની—એકેન્દ્રિયાદિ, ૩. અવધિદર્શની, ૪. કેવલદર્શની.

(૪) ૧. સંયત—સર્વવિરતિવાળો સાધુ, ૨. અસંયત—અવિરત, ૩. સંયતાસંયત—દેશવિરત ઉપાસક, ૪. નોસંયત-નોઅસંયત—સિદ્ધ.

[-સ્થા૦ ૩૬૫]

સર્વ જીવના પાંચ પ્રકારો—

(૧) ૧. ક્રોધકષાયી, ૨. માનકષાયી, ૩ માયાકષાયી, ૪. લોભકષાયી, ૫. અકષાયી (ઉપશાંતમોહાદિ ચાર ગુણસ્થાનવર્તી જીવો અને સિદ્ધ).

---

૧. જેને મનોયોગ હોય તેને બીજા બે વચન- અને કાયયોગ હોય છે પણ અહીં મનની પ્રધાનતા ગણી તેવા જીવોને મનોયોગી કહ્યા છે—સંજ્ઞી પંચેન્દ્રિય.

૨. વચનયોગવાળાને પણ કાયયોગ હોય છે પણ એ બે યોગમાં વચનની મુખ્યતા છે, માટે તેવા જીવો કાયયોગી ગણાય છે—દ્વીન્દ્રિયાદિ

૩. કાયયોગી જેને માત્ર કાયયોગ હોય તેવા-એકેન્દ્રિય જીવો.

(૨) ૧. નૈરયિક, ૨. તિર્યંચ, ૩. મનુષ્ય, ૪. દેવ, ૫. સિદ્ધ.
[–સ્થા૦ ૪૫૮]

સર્વ જીવના છ પ્રકારો—

(૧) ૧. આભિનિબોધિકજ્ઞાની, ૨. શ્રુતજ્ઞાની, ૩. અવધિજ્ઞાની ૪. મનઃપર્યયજ્ઞાની, ૫. કેવલજ્ઞાની, ૬. અજ્ઞાની (મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની અને વિભંગજ્ઞાની).

(૨) ૧. એકેન્દ્રિય; ૨. દ્વીન્દ્રિય, ૩. ત્રીન્દ્રિય, ૪. ચતુરિન્દ્રિય, ૫. પંચેન્દ્રિય, ૬. અનિન્દ્રિય (અપર્યાપ્ત જીવો, ઇંદ્રિયોગશૂન્ય કેવલી અને સિદ્ધ)

(૩) ૧. ઔદારિક શરીરી – તિર્યંચ અને મનુષ્ય, ૨. વૈક્રિયશરીરી – નારક અને દેવ, ૩. આહારક શરીરી – વિશિષ્ટ સંયત, ૪ તૈજસ શરીરી,[1] ૫. કાર્મણ શરીરી, ૬. અશરીરી – સિદ્ધ.
[–સ્થા૦ ૪૮૩]

સર્વ જીવના સાત પ્રકાર—

(૧) ૧. પૃથ્વીકાયિક, ૨. અપ્કાયિક, ૩. તેજસ્કાયિક, ૪. વાયુકાયિક, ૫. વનસ્પતિકાયિક, ૬. ત્રસકાયિક, ૭. અકાયિક — સિદ્ધ.

(૨) ૧. કૃષ્ણલેશ્યી,[2] ૨. નીલલેશ્યી, ૩. કાપોતલેશ્યી, ૪. તેજોલેશ્યી, ૫. પદ્મલેશ્યી, ૬. શુકલલેશ્યી, ૭. અલેશ્યી-અયોગી કેવળી અને સિદ્ધ.
[–સ્થા૦ ૫૬૨]

---

૧. એકલું તૈજસશરીર કોઈ જીવને હોતું નથી. તેમ એકલું કાર્મણ શરીર પણ કોઈ જીવને હોતુ નથી. પણ જીવ જ્યારે એક શરીર છોડી મરણ વખતે બીજુ શરીર ગ્રહણ કરવા જાય છે, તે દરમિયાનમાં અંતરગતિમાં તૈજસ અને કાર્મણ એ બન્ને શરીરો હોય છે. એ બેમાંથી કોઈ એકને પ્રધાન ગણી તૈજસશરીર કાર્મણશરીર જીવને કહેવાય.

૨. લેશ્યાની સમજૂત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

સર્વ જીવના આઠ પ્રકારો —

(૧) ૧. નૈરયિક, ૨. તિર્યંચ, ૩. તિર્યંચી, ૪. મનુષ્ય, ૫. મનુષ્યી, ૬. દેવ, ૭. દેવી, ૮. સિદ્ધ.

(૨) ૧. આભિનિબોધિકજ્ઞાની, ૨. આભિનિબોધિક-અજ્ઞાની,[1] ૩. શ્રુત જ્ઞાની, ૪. શ્રુત અજ્ઞાની, ૫. અવધિજ્ઞાની, ૬. વિભંગજ્ઞાની, ૭. મનઃપર્યયજ્ઞાની, ૮. કેવલજ્ઞાની.

[-સ્થા૦ ૬૪૬]

સર્વ જીવના દશ પ્રકારો —

(૧) ૧-૫. પૃથ્વીકાયિક યાવત્ વનસ્પતિકાયિક, ૬. દ્વિ-ઇન્દ્રિય, ૭. ત્રીન્દ્રિય, ૮. ચતુરિન્દ્રિય, ૯. પંચેન્દ્રિય, ૧૦. અનિન્દ્રિય (અપર્યાપ્ત, ઇંદ્રિયોપયોગશૂન્ય કેવળી, અને સિદ્ધ).

(૨) ૧. પ્રથમસમય નૈરયિક (નારકરૂપે જેને એક જ સમય થયો હોય તેવા નારક), ૨. અપ્રથમસમય નૈરયિક, ૩. પ્રથમસમય તિર્યંચ, ૪. અપ્રથમસમય તિર્યંચ, ૫. પ્રથમસમય મનુષ્ય, ૬. અપ્રથમસમય મનુષ્ય, ૭. પ્રથમ-સમય દેવ, ૮. અપ્રથમસમય દેવ, ૯. પ્રથમસમય સિદ્ધ, ૧૦. અપ્રથમસમય સિદ્ધ.

[-સ્થા૦ ૭૭૧]

### ૩. જીવવર્ગણા

§ સંસારી જીવવર્ગણા–

[દંડક ૧] નરકના જીવોની એક વર્ગણા.

---

૧. સમ્યગ્દૃષ્ટિ પુરુષનાં મતિ શ્રુત, અવધિ એ જ્ઞાનો જ્ઞાન કહેવાય છે, પણ મિથ્યાદૃષ્ટિપુરુષનાં એ ત્રણે જ્ઞાનો અજ્ઞાન કહેવાય છે. અવધિઅજ્ઞાન એટલે જ વિભંગજ્ઞાન.

(દશ ભવનપતિ)

[દં૦ ૨] અસુરકુમારની એક વર્ગણા,
[દં૦ ૩] નાગકુમારની ,, ,,
[દં૦ ૪] સુવર્ણકુમારની ,, ,,
[દં૦ ૫] વિદ્યુત્કુમારની ,, ,,
[દં૦ ૬] અગ્નિકુમારની ,, ,,
[દં૦ ૭] દ્વીપકુમારની ,, ,,
[દં૦ ૮] ઉદધિકુમારની ,, ,,
[દં૦ ૯] દિક્કુમારની ,, ,,
[દં૦ ૧૦] પવનકુમારની ,, ,,
[દં૦ ૧૧] સ્તનિતકુમારની ,, ,,

(પાંચ સ્થાવર કાય)

[દં૦ ૧૨] પૃથ્વીકાયની એક વર્ગણા,
[દં૦ ૧૩] અપ્કાયની ,, ,,
[દં૦ ૧૪] તેજસ્કાયની ,, ,,
[દં૦ ૧૫] વાયુકાયની ,, ,,
[દં૦ ૧૬] વનસ્પતિકાયની ,, ,,

(ત્રસકાય)

[દં૦ ૧૭] દ્વીન્દ્રિયની એક વર્ગણા,
[દં૦ ૧૮] ત્રીન્દ્રિયની ,, ,,
[દં૦ ૧૯] ચતુરિન્દ્રિયની ,, ,,
[દં૦ ૨૦] પંચેન્દ્રિયની ,, ,,
[દં૦ ૨૧] મનુષ્યની ,, ,,

(દેવ)

[દં૦ ૨૨] વ્યન્તરની એક વર્ગણા,
[દં૦ ૨૩] જ્યોતિષીની એક વર્ગણા,

[દં૦ ૨૪] વૈમાનિકની એક વર્ગણા.
આ ૨૪ જીવદંડકની ૨૪ વર્ગણા છે.

§ ભવ્ય-અભવ્ય વર્ગણા[1] —

૧. એક ભવ્ય જીવોની વર્ગણા,
૨. એક અભવ્યજીવોની વર્ગણા.

[દં. ૧] ૧. એક ભવ્ય નારકની વર્ગણા,
૨. એક અભવ્ય નારકની વર્ગણા.

[દં. ૨-૨૪] ૧-૨ અસુરકુમારાદિ બાકીના જીવના ૨૩ દંડકમાં ભવ્ય વર્ગણા અને અભવ્ય વર્ગણા સમજી લેવી.

§ દૃષ્ટિવર્ગણા —

૧. એક સમ્યગ્દૃષ્ટિ જીવોની વર્ગણા[2],
૨. એક મિથ્યાદૃષ્ટિ (મિથ્યાત્વ મોહનીયના ઉદયથી જેમની દૃષ્ટિ વિપરીત થઈ ગઈ હોય તેવા બધા) જીવોની વર્ગણા,
૩. એક સમ્યગ્મિથ્યાદૃષ્ટિ જીવોની વર્ગણા[3].

[દં૦ ૧] ૧. સમ્યગ્દૃષ્ટિ નારકની વર્ગણા,

---

૧. જેમની મુક્તિ થવાની છે તેવા જીવો તે ભવ્ય. જેમની મુક્તિ નથી થવાની તેવા જીવો તે અભવ્ય. ભવ્ય અને અભવ્ય જીવરૂપે તો સમાન છે પણ બન્નેનો ભેદ સ્વભાવકૃત છે. જેમ જીવ અને આકાશ બન્ને દ્રવ્યરૂપે સમાન હોવા છતાં તેમનો ભેદ સ્વભાવથી છે.

૨. આમા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવો, ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ જીવો અને ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ જીવોનો યથાયોગ્ય સમાવેશ છે.

૩. મિશ્રદૃષ્ટિવાળા જીવો જિનોપદેશ પ્રત્યે ઉદાસીન હોય છે. મિથ્યાત્વમોહનીયકર્મદલિકોના ત્રણ ભાગ હોય છે :– અશુદ્ધ, અર્ધવિશુદ્ધ, અને વિશુદ્ધ. તેમાં જ્યારે અર્ધવિશુદ્ધ દલિકોનો ઉદય હોય છે, ત્યારે જીવ મિશ્રદૃષ્ટિવાળો થાય છે. આવી સ્થિતિ માત્ર અંતર્મુહૂર્ત સુધી ટકે છે. ત્યાર પછી કાં તો મિથ્યાદૃષ્ટિ થઈ જાય છે અથવા સમ્યગ્દૃષ્ટિ.

૨. મિથ્યાદૃષ્ટિનારકની વર્ગણા,

૩. સમ્યગ્મિથ્યાદૃષ્ટિ નારકની વર્ગણા.

[દં૦ ૨-૧૧] ૧-૩. દશ ભવનપતિની પણ નારક જેમ ત્રણ ત્રણ વર્ગણા.

[દં૦ ૧૨] ૧. મિથ્યાદૃષ્ટિ પૃથ્વીકાયની[1] એક વર્ગણા.

[દં૦ ૧૩-૧૬] ૧. અપ્કાયાદિ ચાર સ્થાવરની પણ એક એક વર્ગણા પૃથ્વીકાયની જેમ.

[દં૦ ૧૭] ૧. સમ્યગ્દૃષ્ટિ દ્વીન્દ્રિયની એક વર્ગણા,

૨. મિથ્યાદૃષ્ટિ દ્વીન્દ્રિયની એક વર્ગણા.

[દં૦ ૧૮-૧૯] ૧-૨. ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયની પણ બબ્બે વર્ગણા દ્વીન્દ્રિય જેમ.

[દં૦ ૨૦-૨૪] ૧-૩. પંચેન્દ્રિય તિર્યંચથી વૈમાનિક સુધીના જીવોની ત્રણ ત્રણ વર્ગણાઓ નારક જીવો જેવી જ છે.

૬ કૃષ્ણ અને શુક્લપાક્ષિક જીવોની વર્ગણા[2] —

૧. કૃષ્ણપાક્ષિક જીવોની એક વર્ગણા,

૨. શુક્લપાક્ષિક જીવોની એક વર્ગણા.

[દં૦ ૧] ૧. કૃષ્ણપાક્ષિક નારકની એક વર્ગણા,

૨. શુક્લપાક્ષિક નારકની એક વર્ગણા.

[દં૦ ૨-૨૪] ૧-૨. અસુરકુમારાદિ બાકીના ૨૩ જીવદંડકમાં પણ નારક જેમ બબ્બે વર્ગણા છે.

---

૧. પૃથ્વીકાયિક સર્વ જીવો મિથ્યાદૃષ્ટિ જ હોય છે. તેથી તેમની અહીં એક જ વર્ગણા ગણી છે: આ જ પ્રમાણે જે દંડકમાં ત્રણમાંથી જેટલી દૃષ્ટિ સંભવે છે, તે દંડકમાં તેટલી જ વર્ગણા બતાવી છે.

૨. જેમનો અર્ધપુદ્ગલ પરાવર્તથી ઓછો સંસાર બાકી હોય તે શુક્લપક્ષિક, અને જેમનો તેથી વધારે બાકી હોય તે કૃષ્ણપાક્ષિક.

૬ લેશ્યા વર્ગણા[1] —

૧. કૃષ્ણ લેશ્યાવાળા જીવોની એક વર્ગણા,
૨. નીલ લેશ્યાવાળા જીવોની એક વર્ગણા,
૩. કાપોત લેશ્યાવાળા જીવોની એક વર્ગણા,
૪. તેજોલેશ્યાવાળા જીવોની એક વર્ગણા,
૫. પદ્મ લેશ્યાવાળા જીવોની એક વર્ગણા,
૬. શુક્લ લેશ્યાવાળા જીવોની એક વર્ગણા.

[દં૦ ૧] ૧. કૃષ્ણ લેશ્યાવાળા નારકની એક વર્ગણા,
૨. નીલ લેશ્યાવાળા નારકની એક વર્ગણા,
૩. કાપોત લેશ્યાવાળા નારકની એક વર્ગણા.

[દં. ૨-૧૧] ૧. કૃષ્ણલેશ્યાવાળા ભવનપતિની દશ વર્ગણા,
૨. નીલ લેશ્યાવાળા ભવનપતિની દશ વર્ગણા,
૩. કાપોત લેશ્યાવાળા ભવનપતિની દશ વર્ગણા,
૪. તેજોલેશ્યાવાળા ભવનપતિની દશ વર્ગણા.

[દં. ૧૨-૧૩] ૧-૪. પૃથ્વી અને અપ્કાયની ચાર ચાર વર્ગણા ભવનપતિની જેમ જ છે.

[દં૦ ૧૪-૧૫] ૧-૩. તેજસ્ અને વાયુ કાયની ત્રણ ત્રણ વર્ગણા નારકની જેમ છે.

[દં૦ ૧૬] ૧-૪. વનસ્પતિકાયની ચાર વર્ગણા ભવનપતિની જેમ છે.

[દં૦ ૧૭-૧૯] ૧-૩. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયની ત્રણ ત્રણ વર્ગણા નારકની જેમ છે.

[દં૦ ૨૦, ૨૧] ૧-૬. પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યની છ લેશ્યાની છ છ વર્ગણા છે.

[દં૦ ૨૨] ૧-૪. વ્યન્તરની ભવનપતિ જેમ ચાર વર્ગણા.

---

[1] ૧. લેશ્યાની માહિતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૨.

[દં૦ ૨૩] ૪. તેજોલેશ્યાવાળા જ્યોતિષીની એક વર્ગણા.
[દં૦ ૨૪] ૪. તેજોલેશ્યાવાળા વૈમાનિકોની એક વર્ગણા.
૫. પદ્મલેશ્યાવાળા વૈમાનિકોની એક વર્ગણા.
૬. શુક્લ લેશ્યાવાળા વૈમાનિકોની એક વર્ગણા.

§ ભવ્યાભવ્ય અને લેશ્યા સંયોગી વર્ગણા[1]—

(અ) ૧. કૃષ્ણ લેશ્યાવાળા ભવ્ય જીવોની એક વર્ગણા,
૨. નીલ લેશ્યાવાળા ભવ્ય જીવોની એક વર્ગણા,
૩. કાપોતલેશ્યાવાળા ભવ્ય જીવોની વર્ગણા,
૪. તેજોલેશ્યાવાળા ભવ્ય જીવોની વર્ગણા,
૫. પદ્મલેશ્યાવાળા ભવ્ય જીવોની વર્ગણા,
૬. શુક્લલેશ્યાવાળા ભવ્ય જીવોની વર્ગણા.

(આ) ૧. કૃષ્ણલેશ્યાવાળા અભવ્ય જીવોની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા ,, ,,
૩. કાપોતલેશ્યાવાળા ,, ,,
૪. તેજોલેશ્યાવાળા ,, ,,
૫. પદ્મલેશ્યાવાળા ,, ,,
૬. શુક્લલેશ્યાવાળા ,, ,,

[દં૦૧] અ. ૧. કૃષ્ણલેશ્યાવાળા ભવ્ય નારકની એક વર્ગણા,
૨. નીલલેશ્યાવાળા ભવ્ય નારકની એક વર્ગણા,
૩. કાપોતલેશ્યાવાળા ભવ્ય નારકની એક વર્ગણા.
આ. ૧. કૃષ્ણલેશ્યાવાળા અભવ્ય નારકની એક વર્ગણા,
૨. નીલલેશ્યાવાળા અભવ્ય નારકની વર્ગણા,
૩. કાપોતલેશ્યાવાળા અભવ્યનારકની એક વર્ગણા.

---

૧. આની સાથે અંગુત્તર નિકાયમાં (૬.૫૭) વર્ણવેલી પૂરણ કશ્યપની છ અભિજાતિઓ સરખાવવા જેવી છે. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૩.

[દં૦ ૨–૧૧] अ. ૧–૩. દશ ભવનપતિની નારક પ્રમાણે.
૪. તેજોલેશ્યાવાળા ભવ્ય ભવનપતિની દશ વર્ગણા.
आ. ૧.–૩. દશ ભવનપતિની નારક પ્રમાણે.
૪. તેજોલેશ્યાવાળા અભવ્યભવનપતિની દશ વર્ગણા.

[દં૦ ૧૨-૧૩] अ., आ. ૧-૪. પૃથ્વી અને અપ્કાયની ભવનપતિ જેમ.

[દં૦ ૧૪-૧૫] अ., आ. ૧-૩. તેજસ અને વાયુકાયની નારકની જેમ.

[દં૦ ૧૬] अ., आ. ૧-૪. વનસ્પતિકાયની ભવનપતિ જેમ.

[દં૦ ૧૭-૧૯] अ., आ. ૧-૩. દ્વિન્ઇન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયની નારક જેમ.

[દં૦ ૨૦-૨૧] પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યમાં—

अ. ૧-૪. ભવનપતિ જેમ.
૫. પદ્મલેશ્યાવાળા ભવ્યની વર્ગણા.
૬. શુક્લ લેશ્યાવાળા ભવ્યની વર્ગણા.

आ. ૧-૪. ભવનપતિ જેમ.
૫. પદ્મલેશ્યાવાળા અભવ્યની વર્ગણા.
૬. શુક્લલેશ્યાવાળા અભવ્યની વર્ગણા.

[દં૦ ૨૨] अ., आ. ૧-૪. વ્યન્તરની ભવનપતિ જેમ.

[દં૦ ૨૩] अ. ૪. તેજોલેશ્યાવાળા ભવ્ય જ્યોતિષીની એક વર્ગણા.
आ. ૪. તેજોલેશ્યાવાળા અભવ્ય જ્યોતિષીની એક વર્ગણા.

[દં૦ ૨૪] अ. ૪. તેજોલેશ્યાવાળા ભવ્ય વૈમાનિકોની એક વર્ગણા.
૫. પદ્મલેશ્યાવાળા ભવ્ય વૈમાનિકોની એક વર્ગણા.
૬. શુક્લલેશ્યાવાળા „ „

આ. ૪. તેજોલેશ્યાવાળા અભવ્ય વૈમાનિકોની એક વર્ગણા.
૫. પદ્મલેશ્યાવાળા " "
૬. શુક્લલેશ્યાવાળા " "

૬ લેશ્યા અને દૃષ્ટિસંયોગી વર્ગણા—

અ. ૧. કૃષ્ણલેશ્યાવાળા સમ્યગ્દૃષ્ટિની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા " "
૩. કાપોતલેશ્યાવાળા " "
૪. તેજોલેશ્યાવાળા " "
૫. પદ્મલેશ્યાવાળા " "
૬. શુક્લલેશ્યાવાળા " "

આ. ૧. કૃષ્ણલેશ્યાવાળા મિથ્યાદૃષ્ટિની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા " "
૩. કાપોતલેશ્યાવાળા " "
૪. તેજોલેશ્યાવાળા " "
૫. પદ્મલેશ્યાવાળા " "
૬. શુક્લલેશ્યાવાળા " "

ઇ. ૧. કૃષ્ણલેશ્યાવાળા સમ્યગ્મિથ્યાદૃષ્ટિ-જીવોની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા સમ્યગ્ મિથ્યાદૃષ્ટિની એક વર્ગણા.
૩. કાપોતલેશ્યાવાળા " "
૪. તેજોલેશ્યાવાળા " "
૫. પદ્મલેશ્યાવાળા " "
૬. શુક્લલેશ્યાવાળા " "

[દં૦ ૧] અ. ૧. કૃષ્ણલેશ્યાવાળા સમ્યગ્દૃષ્ટિ નારકની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા સમ્યગ્દૃષ્ટિ નારકની એક વર્ગણા.
૩. કાપોતલેશ્યાવાળા " "

આ. ૧. કૃષ્ણલેશ્યાવાળા મિથ્યાદૃષ્ટિ નારકની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા " "
૩. કાપોતલેશ્યાવાળા " "

ઇ. ૧. કૃષ્ણલેશ્યાવાળા સમ્યગ્મિથ્યાદૃષ્ટિ નારકની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા સમ્યગ્મિથ્યાદૃષ્ટિ નારકની એક વર્ગણા.
૩. કાપોતલેશ્યાવાળા સમ્યગ્મિથ્યાદૃષ્ટિ નારકની એક વર્ગણા.

[દં૦ ૨-૧૧] અ. ૧-૩. નારક જેમ.
૪. તેજોલેશ્યાવાળા સમ્યગ્દૃષ્ટિ ભવનપતિની વર્ગણા.

આ. ૧-૩. નારક જેમ.
૪. તેજોલેશ્યાવાળા મિથ્યાદૃષ્ટિ ભવનપતિની વર્ગણા.

ઇ. ૧-૩. નારક જેમ.
૪. તેજોલેશ્યાવાળા સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ભવનપતિની વર્ગણા.

[દં૦ ૧૨] આ. ૧-૪. પૃથ્વીકાયની ભવનપતિ જેમ વર્ગણા.
[દં૦ ૧૩] આ. ૧-૪. અપ્કાયની ભવનપતિ જેમ વર્ગણા.
[દં૦ ૧૪] આ. ૧-૩ તેજસ્કાયની નારક જેમ વર્ગણા.
[દં૦ ૧૫] આ. ૧-૩. વાયુકાયની નારક જેમ વર્ગણા.
[દં૦ ૧૬] આ. ૧-૪. વનસ્પતિકાયની ભવનપતિ જેમ વર્ગણા.
[દં૦ ૧૭] અ. ૧-૩. દ્વિ-ઇન્દ્રિયની નારક જેમ વર્ગણા.
આ. ૧-૩. દ્વિ-ઇન્દ્રિયની નારક જેમ વર્ગણા.

[દં૦ ૧૮] અ. આ. ૧-૩. ત્રીન્દ્રિયની નારક જેમ.
[દં૦ ૧૯] અ. આ. ૧-૩. ચતુરિન્દ્રિયની નારક જેમ.

[દં૦ ૨૦] અ. ૧-૪. પંચેન્દ્રિયતિર્યંચની ભવનપતિ જેમ.
૫. પદ્મલેશ્યાવાળા સમ્યગ્દષ્ટિ પંચેન્દ્રિય તિર્યંચની એક વર્ગણા.
૬. શુક્લલેશ્યાવાળા સમ્યગદષ્ટિ પંચેન્દ્રિય તિર્યંચની એક વર્ગણા.

આ. ૧-૪. ભવનપતિ જેમ.
૫. પદ્મલેશ્યાવાળા મિથ્યાદષ્ટિ તિર્યંચ પંચેન્દ્રિયની એક વર્ગણા.
૬. શુક્લલેશ્યાવાળા મિથ્યાદષ્ટિ તિર્યંચ પંચેન્દ્રિયની એક વર્ગણા.

ઇ. ૧-૪. ભવનપતિ જેમ.
૫. પદ્મલેશ્યાવાળા સમ્યગ્મિથ્યાદષ્ટિ તિર્યંચ પંચેન્દ્રિયની એક વર્ગણા.
૬. શુક્લલેશ્યાવાળા સમ્યગ્મિથ્યાદષ્ટિ તિર્યંચ પંચેન્દ્રિયની એક વર્ગણા.

[દં૦ ૨૧] અ. આ. ઇ. ૧-૬. મનુષ્યની પંચેન્દ્રિય તિર્યંચ જેમ.

[દં૦ ૨૨] અ. આ. ઇ. ૧-૪. વ્યન્તરની ભવનપતિ જેમ.

[દં૦ ૨૩] અ. ૪. તેજોલેશ્યાવાળા સમ્યગ્દષ્ટિ જ્યોતિષ્કની એક વર્ગણા.
આ. ૪. તેજોલેશ્યાવાળા મિથ્યાદષ્ટિ જ્યોતિષ્કની એક વર્ગણા.
ઇ. ૪. તેજોલેશ્યાવાળા સમ્યગ્મિથ્યાદષ્ટિ જ્યોતિષ્કની એક વર્ગણા.

[દં૦ ૨૪] અ. આ. ઇ. ૪-૬. વૈમાનિકની તિર્યંચ પંચેન્દ્રિયની જેમ.

§ લેશ્યા અને પાક્ષિકસંયોગી વર્ગણા—

અ. ૧. કૃષ્ણલેશ્યાવાળા કૃષ્ણ પાક્ષિક જીવોની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા. ” ”

૩. કાપોતલેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક જીવોની એક વર્ગણા.
૪. તેજોલેશ્યાવાળા ,, ,,
૫. પદ્મલેશ્યાવાળા ,, ,,
૬. શુક્લલેશ્યાવાળા ,, ,,

આ. ૧. કૃષ્ણ લેશ્યાવાળા શુક્લ પાક્ષિક જીવોની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા. ,, ,,
૩. કાપોતલેશ્યાવાળા ,, ,,
૪. તેજોલેશ્યાવાળા ,, ,,
૫. પદ્મલેશ્યાવાળા ,, ,,
૬. શુક્લલેશ્યાવાળા ,, ,,

[દં૦ ૧] અ. ૧. કૃષ્ણલેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક નારકની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા ,, ,,
૩. કાપોતલેશ્યાવાળા ,, ,,

આ. ૧ કૃષ્ણલેશ્યાવાળા શુક્લપાક્ષિક નારકની એક વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા ,, ,,
૩. કાપોતલેશ્યાવાળા ,, ,,

[દં૦ ૨-૧૧] અ. ૧. કૃષ્ણલેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક ભવનપતિની વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક ,,
૩. કાપોતલેશ્યાવાળા ,, ,,
૪. તેજોલેશ્યાવાળા ,, ,,

આ. ૧. કૃષ્ણલેશ્યાવાળા શુક્લપાક્ષિક ભવનપતિની વર્ગણા.
૨. નીલલેશ્યાવાળા ,, ,,
૩. કાપોતલેશ્યાવાળા ,, ,,
૪. તેજોલેશ્યાવાળા ,, ,,

[દં૦ ૧૨-૧૩] અ. આ. ૧-૪. પૃથ્વીકાય અને અપ્કાયની ભવનપતિ જેમ વર્ગણા.

[દં૦ ૧૪-૧૫] અ. આ. ૧-૩. તેજસ્ અને વાયુકાયની વર્ગણા નારક જેમ.

[દં૦ ૧૬] અ. આ. ૧-૪. વનસ્પતિકાયની વર્ગણા ભવન-પતિની જેમ.

[દં૦ ૧૭-૧૯] અ. આ. ૧-૩. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયની વર્ગણા નારક જેમ.

[દં૦ ૨૦] અ. ૧-૪. પંચેન્દ્રિય તર્યંચની વર્ગણા ભવનપતિ જેમ.

૫. પદ્મલેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક પંચેન્દ્રિય તિર્યંચની એક વર્ગણા.

૬. શુક્લલેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક પંચેન્દ્રિય તિર્યંચની એક વર્ગણા.

આ. ૧-૪. પંચેન્દ્રિય તિર્યંચની ભવનપતિ જેમ.

૫. પદ્મલેશ્યાવાળા શુક્લપાક્ષિક પંચેન્દ્રિય તિર્યંચની એક વર્ગણા.

૬. શુક્લલેશ્યાવાળા શુક્લપાક્ષિક પંચેન્દ્રિય તિર્યંચની એક વર્ગણા.

[દં૦ ૨૧] અ. આ. ૧-૬. મનુષ્યની વર્ગણા તિર્યંચ જેમ.

[દં૦ ૨૨] ૧-૪. વ્યન્તરની વર્ગણા ભવનપતિ જેમ.

[દં૦ ૨૩] અ. ૪. તેજસ્લેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક જ્યોતિષ્કની એક વર્ગણા.

આ. ૪. તેજસ્લેશ્યાવાળા શુક્લપાક્ષિક જ્યોતિષ્કની એક વર્ગણા.

[દં૦ ૨૪] અ ૪. તેજોલેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક વૈમાનિકની એક વર્ગણા.

૫. પદ્મલેશ્યાવાળા કૃષ્ણપાક્ષિક વૈમાનિકની એક વર્ગણા.
૬. શુક્લલેશ્યાવાળા " "

આ. ૪. તેજોલેશ્યાવાળા શુક્લપાક્ષિકની વૈમાનિકની એક વર્ગણા.
૫. પદ્મલેશ્યાવાળા શુક્લપાક્ષિક વૈમાનિકોની એક વર્ગણા.
૬. શુક્લલેશ્યાવાળા શુક્લપાક્ષિક વૈમાનિકોની એક વર્ગણા.

આ આઠ ૨૪ દંડક છે.

[–સ્થા૦ ૫૧]

## ૪. સિદ્ધવર્ગણા

§ અનન્તરસિદ્ધ વર્ગણા[1]—

૧. તીર્થસિદ્ધોની એક વર્ગણા. (તીર્થ, એટલે કે સંઘના અસ્તિત્વમાં સિદ્ધ થયેલા. ઉદા૦ ઋષભદેવના ગણધર ઋષભસેનાદિ).

૨. અતીર્થસિદ્ધોની એક વર્ગણા (તીર્થનો વ્યવચ્છેદ હોય તે વખતે સિદ્ધ થયેલા. ઉદા૦ મરુદેવી.).

૩. તીર્થંકર સિદ્ધોની એક વર્ગણા (તીર્થંકર થઈને જે સિદ્ધ થયા હોય તેવા – ઋષભાદિ).

૪. અતીર્થંકર સિદ્ધોની એક વર્ગણા (તીર્થંકર સિવાયના જે સિદ્ધ થયા છે તેવા ગૌતમાદિ).

૫. સ્વયંસંબુદ્ધ સિદ્ધોની એક વર્ગણા (કોઈના ઉપદેશ વિના તથા બાહ્ય કોઈ નિમિત્ત વિના પોતાની મેળે જ જેમને બોધિલાભ થાય છે).

---

૧. જે હમણાં જ સિદ્ધ થયા હોય તેવા પ્રથમસમય સિદ્ધ, એટલે કે જેમને સિદ્ધ થયાને હજી પ્રથમ સમય છે, તે અનન્તરસિદ્ધ છે. આ ૫ંદર ભેદ પરસ્પર વ્યવચ્છેદક ન સમજવા.

૬. પ્રત્યેકબુદ્ધ સિદ્ધોની એક વર્ગણા (ગુરુના ઉપદેશ વિના પણ કોઈ બાહ્ય નિમિત્ત મળતાં જેને બોધિલાભ થાય છે).

૭. બુદ્ધબોધિત સિદ્ધોની એક વર્ગણા (આચાર્યના ઉપદેશથી બોધ પામેલા જે સિદ્ધ થયા હોય તે).

૮. સ્ત્રીલિંગ સિદ્ધોની એક વર્ગણા.

૯. પુલ્લિંગ સિદ્ધોની એક વર્ગણા.

૧૦. નપુંસકલિંગ સિદ્ધોની એક વર્ગણા.

૧૧. સ્વલિંગસિદ્ધોની એક વર્ગણા (જૈનના લિંગે સિદ્ધ થયેલા).

૧૨. અન્યલિંગસિદ્ધોની એક વર્ગણા (અજૈન પરિવ્રાજકાદિના લિંગે સિદ્ધ થયેલા).

૧૩. ગૃહિલિંગસિદ્ધોની એક વર્ગણા (ગૃહસ્થનાં કપડાં પહેર્યાં હોય અને સિદ્ધ થયેલા – મરુદેવી જેવાઓ).

૧૪. એકસિદ્ધ સિદ્ધોની એક વર્ગણા (એક સમયમાં એક જ સિદ્ધ થયેલા હોય તેવાઓની).

૧૫. અનેકસિદ્ધ સિદ્ધોની એક વર્ગણા (એક જ સમયમાં બેથી માંડીને ૧૦૮ સુધી સિદ્ધ થયેલાઓની).

§ પરંપરાસિદ્ધની વર્ગણા[૧]—

૧. અપ્રથમસમયસિદ્ધોની એક વર્ગણા.[૨]

૨. દ્વિસમયસિદ્ધોની એક વર્ગણા.[૩]

૩. ત્રિસમયસિદ્ધોની એક વર્ગણા.

૪. ચતુઃસમયસિદ્ધોની એક વર્ગણા.

---

૧. સિદ્ધ થયાને જેમને એકથી વધારે સમય થયો હોય તેવા.

૨. સિદ્ધ દશાનો બીજો સમય ચાલતો હોય તેવા.

૩. સિદ્ધ દશાનો ત્રીજો સમય ચાલતો હોય તેવા, આમ આગળના વિષે પણ એક એક સમય વધારીને સમજવું.

૫. પંચસમયસિદ્ધોની એક વર્ગણા.
૬. ષટ્સમયસિદ્ધોની એક વર્ગણા.
૭. સપ્તસમયસિદ્ધોની એક વર્ગણા.
૮. અષ્ટસમયસિદ્ધોની એક વર્ગણા.
૯. નવસમયસિદ્ધોની એક વર્ગણા.
૧૦. દશસમયસિદ્ધોની એક વર્ગણા.
૧૧. સંખ્યાતસમયસિદ્ધોની એક વર્ગણા.
૧૨. અસંખ્યાતસમયસિદ્ધોની એક વર્ગણા.
૧૩. અનન્તસમયસિદ્ધોની એક વર્ગણા.

[–સ્થા૦ ૫૧]

## ૫. સંસાર[1]

§ સંસાર ચાર પ્રકારનો છે —

(૧) ૧. દ્રવ્ય સંસાર (સંસારના અર્થને જાણતો, પણ તેમાં ઉપયોગશૂન્ય રહેતો જીવ; અથવા જીવ અને પુદ્ગલ દ્રવ્યનું યથાયોગ્ય પરિભ્રમણ);

૨. ક્ષેત્રસંસાર (જીવ અને પુદ્ગલનું ચૌદ રાજલોકમાં પરિભ્રમણ; અથવા જે ક્ષેત્રમાં સંસારની વ્યાખ્યા કરવામાં આવે તે ક્ષેત્ર પણ ઉપચારથી);

૩. કાલસંસાર (દિવસ, માસ, વર્ષ આદિ કાલાપેક્ષાએ જીવનું ચારે ગતિમાં પરિભ્રમણ; અથવા જે કાલમાં સંસારની વ્યાખ્યા કરવામાં આવે તે કાલ પણ ઉપચારથી.)

૪. ભાવસંસાર (સંસારના અર્થને જાણનાર અને તેમાં ઉપયોગવાળો જીવ; અથવા જીવ અને પુદ્ગલદ્રવ્યનું સંસરણમાત્ર; અથવા ઔદયિક આદિભાવોનું કે વર્ણાદિભાવોનું સંસરણ).

[–સ્થા૦ ૨૬૧]

---

૧. સંસાર એટલે પરિભ્રમણ.

(૨) ૧. નૈરયિકસંસાર[1];
૨. તિર્યંગ્‌સંસાર;
૩. મનુષ્યસંસાર;
૪. દેવસંસાર.

ૃ ભવ[2] તથાં આયુના[3] પણ ઉપર પ્રમાણે ચાર ભેદ છે.
[-સ્થા૦ ૨૯૪]

## ૬. સંસારી જીવના ભેદો

સંસારી જીવના બે ભેદ છે—
૧. ત્રસ; ૨. સ્થાવર.
[-સ્થા૦ ૧૦૧]

સંસારી જીવો ત્રણ પ્રકારના છે—
૧. સ્ત્રી; ૨. પુરુષ; ૩. નપુંસક.
[-સ્થા૦ ૧૬૨]

સંસારી જીવો ચાર પ્રકારના છે—
૧. નૈરયિક; ૨. તિર્યંચ; ૩. મનુષ્ય; ૪. દેવ.
[-સ્થા૦ ૩૬૫]

સંસારી જીવો પાંચ પ્રકારના છે—
૧. એકેન્દ્રિય; ૨. દ્વીન્દ્રિય; ૩. ત્રીન્દ્રિય; ૪. ચતુરિન્દ્રિય; ૫. પચેન્દ્રિય.
[-સ્થા૦ ૪૫૮]

---

૧. નારકયોગ્ય-આયુ, નામ અને ગોત્રાદિ કર્મના ઉદયથી નારકપર્યાય ધારણ કરવો તે નૈરયિકસંસાર.

૨. ભવ એટલે ઉત્પત્તિ. નરકમાં ઉત્પત્તિ તે નરકભવ ઇ.

૩. આયુ એટલે આયુષ્કર્મ. એ કર્મના પ્રભાવથી નરકાદિ ભવમાં જીવ સ્થિર રહે છે.

સંસારી જીવોના છ ભેદ —

૧. પૃથ્વીકાય; ૨. અપ્કાય; ૩. વાયુકાય; ૪. તેજસ્કાય; ૫. વનસ્પતિકાય; ૬. ત્રસકાય.

[-સ્થા૦ ૪૯૨]

સંસારી જીવના સાત ભેદ —

૧. નૈરયિક; ૨. તિર્યંચ; ૩. તિર્યંચી; ૪. મનુષ્ય; ૫. મનુષ્યી; ૬. દેવ; ૭. દેવી.

[-સ્થા૦ ૫૬૦]

સંસારી જીવના આઠ ભેદ —

૧. પ્રથમ સમય નૈરયિક; ૨. અપ્રથમ સમય નૈરયિક; ૩. પ્રથમ સમય તિર્યંચ; ૪. અપ્રથમ સમય તિર્યંચ; ૫. પ્રથમ સમય મનુષ્ય; ૬. અપ્રથમ સમય મનુષ્ય; ૭. પ્રથમ સમય દેવ; ૮. અપ્રથમ સમય દેવ.

[-સ્થા૦ ૬૪૬]

સંસારી જીવના દશ ભેદ —

૧. પ્રથમ સમય એકેન્દ્રિય; ૨. અપ્રથમ સમય એકેન્દ્રિય; ૩. પ્રથમ સમય દ્વીન્દ્રિય; ૪. અપ્રથમ સમય દ્વીન્દ્રિય; ૫. પ્રથમ સમય ત્રીન્દ્રિય; ૬. અપ્રથમ સમય ત્રીન્દ્રિય; ૭. પ્રથમ સમય ચતુરિન્દ્રિય; ૮. અપ્રથમ સમય ચતુરિન્દ્રિય ૯. પ્રથમ સમય પંચેન્દ્રિય; ૧૦. અપ્રથમ સમય પંચેન્દ્રિય.

[-સ્થા૦ ૭૭૧]

## ૭. ભૂતગ્રામ

ભૂતગ્રામ[1] ૧૪ છે —

૧. સૂક્ષ્મઅપર્યાપ્ત,[2]

---

૧. ભૂત એટલે જીવ અને ગ્રામ એટલે સમૂહ, અર્થાત્ જીવોના સમૂહ.

૨. પ્રથમના ચાર એકેન્દ્રિય જીવોના અવાન્તર ભેદો છે.

૨. સૂક્ષ્મ પર્યાપ્ત,
૩. બાદર અપર્યાપ્ત,
૪. બાદર પર્યાપ્ત,
૫. દ્વીન્દ્રિય અપર્યાપ્ત,
૬. દ્વીન્દ્રિય પર્યાપ્ત,
૭. ત્રીન્દ્રિય અપર્યાપ્ત,
૮ ત્રીન્દ્રિય પર્યાપ્ત,
૯ ચતુરિન્દ્રિય અપર્યાપ્ત,
૧૦ ચતુરિન્દ્રિય પર્યાપ્ત,
૧૧ પંચેન્દ્રિય અસંજ્ઞી અપર્યાપ્ત,
૧૨ પંચેન્દ્રિય અસંજ્ઞી પર્યાપ્ત,
૧૩ પંચેન્દ્રિય સંજ્ઞી અપર્યાપ્ત,
૧૪ પંચેન્દ્રિય સંજ્ઞી પર્યાપ્ત[૧].

[-સમ૦ ૧૪]

## ૮. જીવનિકાય

§ કાયના બે પ્રકાર છે—

૧. ત્રસકાય; ૨. સ્થાવરકાય.

§ ત્રસકાયના બે પ્રકાર છે.

૧. ભવસિદ્ધિક - ભવ્ય; ૨. અભવસિદ્ધિક.

§ સ્થાવરકાયના પણ તે જ બે ભેદ છે.

[-સ્થા૦ ૭૫]

---

૧. આ ભેદો ભગવતીમાં પણ છે. -શ૦ ૨૫, ઉ૦ ૧, પૃ૦ ૩૫૦.

ત્રસ ત્રણ છે—

૧. તેજસ્કાય;[1] ૨. વાયુકાય; ૩. સ્થૂલ ત્રસ પ્રાણી.

[-સ્થા૦ ૧૬૪]

સ્થાવર ત્રણ[2] છે—

૧ પૃથ્વીકાય; ૨. અપ્કાય; ૩. વનસ્પતિ કાય.

[-સ્થા૦ ૧૬૪]

§ સ્થાવરકાય[3] પાંચ છે—

૧. ઇન્દ્ર સ્થાવરકાય[4]; ૨. બ્રહ્મ સ્થાવરકાય; ૩. શિલ્પ સ્થાવરકાય; ૪. સમ્મતિ સ્થાવરકાય; ૫. પ્રાજાપત્ય સ્થાવરકાય.

§ સ્થાવરકાયના પાંચ અધિપતિ છે—

૧. ઇન્દ્ર; ૨. બ્રહ્મ; ૩. શિલ્પ; ૪. સમ્મતિ; ૫. પ્રજાપતિ.

[-સ્થા૦ ૩૯૩]

---

૧. તેજસ્કાય અને વાયુકાયની કર્માનુસારી કાય સ્થાવર કાય છે કારણ, તેમને સ્થાવર નામકર્મનો ઉદય હોય છે. પણ અહીં તેમને ત્રસ ગણવાનું કારણ તેમાં ગતિ દેખાય છે તે છે. ભગવતીમાં બધા એકેન્દ્રિય સ્થાવર ગણ્યા છે. ૭, ૪, પૃ૦ ૩૩૮. તત્ત્વાર્થમાં પણ તેજ, વાયુને ત્રસ કહ્યા છે ૨-૧૪.

૨. કર્માનુસારી કાયની અપેક્ષાએ સ્થાવર પાંચ છે. ઉપરના ત્રણ અને વાયુ તથા અગ્નિ. પણ વાયુ તથા અગ્નિમાં બાહ્ય ગતિ દેખાય છે એટલે તેમને ત્રસમાં ગણતાં સ્થાવર ત્રણ અહીં ગણ્યા છે.

૩. સ્થાવર જીવોનો કાય સમૂહ તે. અથવા સ્થાવર-સ્થિતિશીલ છે કાય-શરીર જેનું તે. આ બધા જીવોને સ્થાવર નામકર્મનો ઉદય હોય છે.

૪. ઇંદ્ર સંબંધી સ્થાવરકાય તે-પૃથ્વીકાય. તે જ રીતે ક્રમશઃ અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, અને વનસ્પતિકાય સમજી લેવા.

જીવનિકાય છ છે[૧]—

૧. પૃથ્વીકાય; ૨. અપ્કાય; ૩. તેજસ્કાય; ૪. વાયુકાય; ૫. વનસ્પતિકાય. ૬. ત્રસકાય.

[–સ્થા૦ ૪૮૦; –સમ૦ ૬]

પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, અને વનસ્પતિકાય એ પ્રત્યેકના બે ભેદો છે[૨]—

(૧) સૂક્ષ્મ અને બાદર[૩];
(૨) પર્યાપ્ત અને અપર્યાપ્ત[૪];
(૩) પરિણત અને અપરિણત;
(૪) ગતિ સમાપન્ન અને અગતિસમાપન્ન;
(૫) અનન્તરાવગાઢ અને પરંપરાવગાઢ.

[–સ્થા૦ ૭૩]

(૧) સ્થાવરકાયના ઉપભેદો—

ચાર મેઘ છે—

૧. પુષ્કલસંવર્ત,
૨. પ્રદ્યુમ્ન,
૩. જીમૂત,
૪. જિહ્મ.

---

૧. આ વિભાગ ભગવતીમાં છે.–૭, ૪, પૃ૦ ૩૩૮.

૨. આ પ્રકારના ભેદો ભગવતીમાં પણ છે. પૃ. ૩૩૮.

૩. સૂક્ષ્મ નામકર્મનો જેને ઉદય છે તથા જે સર્વ લોકમાં વ્યાપ્ત છે, તે સૂક્ષ્મ; અને બાદર નામકર્મના ઉદયવાળા તથા જે અમુક નિયત સ્થળે છે તે બાદર.

૪. આ ૨–૩–૪–૫ વર્ગોની સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૪.

(૧) પુષ્કલ સંવર્ત મહામેઘ એક વખત વરસે તો દશ હજાર વર્ષ સુધી જમીન પાક આપ્યા કરે.

(૨) પ્રદ્યુમ્ન મહામેઘ એક વખત વરસે તો ૧૦૦૦ વર્ષ સુધી જમીન પાક આપ્યા કરે.

(૩) જીમૂત મહામેઘ એક વખત વરસે તો દશ વર્ષ સુધી જમીન પાક આપ્યા કરે.

(૪) અને જિહ્મ મહામેઘ અનેક વાર વરસે તો પણ એક જ વર્ષ જમીન પાક આપે અને કદાચ ન પણ આપે.

[-સ્થા૦ ૩૪૭]

- તમસ્કાયનાં[1] ચાર નામ છે.

(૧) ૧. તમ; ૨. તમસ્કાય; ૩. અંધકાર; ૪. મહાંધકાર.

(૨) ૧. લોકાંધકાર; ૨. લોકતમ; ૩. દેવાંધકાર; ૪. દેવતમ.

(૩) ૧. વાતપરિઘ – વાયુને માટે પરિઘ–આગળિયા જેવું;
૨. વાતપરિઘક્ષોભ (પાઠાંતર 'વાત પરિક્ષોભ' દેવપરિક્ષોભ);
૩. દેવારણ્ય;
૪. દેવવ્યૂહ.

§ એ તમસ્કાય ચાર કલ્પને આવરીને રહે છે—

૧. સૌધર્મ, ૨. ઈશાન, ૩. સનત્કુમાર, ૪. માહેન્દ્ર.

[-સ્થા૦ ૨૯૧]

૧. ભગવતીમાં ભગવાન મહાવીરે આ તમસ્કાયને અપ્કાય ગણાવ્યો છે. તમસ્કાય એટલે અંધારાનો રાશિ. તેના વિશેષ વર્ણન માટે જિજ્ઞાસુએ ભગવતી જોવું જોઈએ. શ૦ ૬, ઉ૦ ૫, પૃ૦ ૬૧૧.

બાદર તેજસ્કાયના પાંચ પ્રકાર છે —

૧. અંગાર – અંગારો,
૨. જ્વાલા – અગ્નિશિખા,
૩. મુર્મુર – ભારેલો અગ્નિ,
૪. અર્ચિ – કિરણ,
૫. અલાત – ઊંબાડિયું.

[–સ્થા૦ ૪૪૪]

બાદર વાયુકાયના સાત ભેદ છે —

૧–૪. પૂર્વાદિચાર દિશાના,
૫. ઊર્ધ્વવાયુ,
૬. અધોવાયુ,
૭. વિદિગ્વાયુ – ચાર ખૂણાના વાયુ.

[–સ્થા૦ ૫૪૭]

§ બાદર વાયુકાયના પાંચ પ્રકાર છે —

૧. પૂર્વવાયુ; ૨. પશ્ચિમવાયુ; ૩. દક્ષિણવાયુ; ૪. ઉત્તરવાયુ; ૫. વિદિગ્વાયુ.

§ પાંચ પ્રકારના અચિત્ત[1]વાયુ છે —

૧. આક્રાન્ત વાયુ – દબાયેલો વાયુ,
૨. ધ્માત વાયુ – ધમણનો વાયુ,
૩. પીડિત વાયુ – ભીનુ વસ્ત્ર નીચોવતાં જે વાયુ નીકળે તે,
૪. શરીરાનુગત વાયુ – શ્વાસોચ્છ્વાસ.
૫. સંમૂચ્છિંમ વાયુ – પંખો વીંઝવાથી થતો વાયુ.

[–સ્થા૦ ૪૪૪]

---

૧. આ બધા પ્રથમ અચિત્ત હોય પણ પછી સચિત્ત પણ થઈ શકે છે.

તૃણુ વનસ્પતિ[1]ના ત્રણુ પ્રકાર છે —

૧. સંખ્યાત જીવવાળી (નાલિકાબદ્ધ કુસુમાદિ),

૨. અસંખ્યાત જીવવાળી (લીંબડો વગેરે વૃક્ષ),

૩. અનન્તજીવવાળી (લીલ, ફૂગ વગેરે).

[-સ્થા૦ ૧૪૧]

તૃણુવનસ્પતિના[2] ચાર પ્રકાર છે —

૧. અગ્રબીજ (જેનો અગ્રભાગ બીજરૂપ હોય, તે ડાંગર આદિ; અથવા જેના અગ્રભાગમાં બીજ હોય તે કોરંટકાદિ);

૨. મૂલબીજ (જેનું મૂળિયું જ બીજ રૂપ હોય, તે જાઈ વગેરે);

૩. પર્વબીજ (પિશાઈમાં જે ગાંઠ હોય તે જ બીજરૂપ જેને હોય તે શેરડી વગેરે);

૪. સ્કંધબીજ (થડ એ જ બીજરૂપ જેને હોય તે મોગરો આદિ).

[-સ્થા૦ ૨૪૪]

તૃણુવનસ્પતિના પાંચ પ્રકાર છે —

૧. અગ્રબીજ,

૨. મૂલબીજ,

૩. પર્વબીજ,

૪. સ્કંધબીજ,

૫. બીજરુહ (બીજ વાવવાથી ઊગે તેવી વનસ્પતિ વડ આદિ).

[-સ્થા૦ ૪૩૧]

---

૧ આ બાદર વનસ્પતિ સમજવી.

૨. આ બાદર વનસ્પતિ સમજવી. વળી આ સૂત્રને અન્યવ્યવચ્છેદપરક ન સમજવું. કારણ, અહીં ગણાવેલ સિવાયની પણ તૃણવનસ્પતિ છે.

તૃણવનસ્પતિના[1] છ પ્રકાર છે—

૧–૫. અગ્રબીજાદિ;

૬. સંમૂચ્છિંમ (દગ્ધભૂમિમાં વિના બીજ વાવ્યે જે તૃણ વગેરે ઊગી જાય તે).

[–સ્થા૦ ૪૮૪]

તૃણવનસ્પતિના[1] આઠ પ્રકાર છે—

૧. મૂલ; ૨. કંદ–થડની નીચેનો ભાગ; ૩. સ્કંધ–થડ; ૪. ત્વચા–છાલ; ૫. શાખા; ૬. પ્રવાલ–અંકુર; ૭. પત્ર; ૮. પુષ્પ.

[–સ્થા૦ ૬૧૩]

તૃણવનસ્પતિના[1] દશ પ્રકાર—

૧–૮. મૂલાદિ; ૯. ફૂલ; ૧૦. બીજ.

[–સ્થા૦ ૭૭૩]

(૨) સૂક્ષ્મ જીવો—

સૂક્ષ્મ[2] આઠ છે.

૧. પ્રાણસૂક્ષ્મ – કંથવા વગેરે,

૨. પનકસૂક્ષ્મ – લીલ ફૂગ,

૩. બીજસૂક્ષ્મ – બીજમાંની ઝીણી કણી,

૪. હરિતસૂક્ષ્મ – લીલી વનસ્પતિ,

૫. પુષ્પસૂક્ષ્મ,

૬. અંડસૂક્ષ્મ – ઝીણું ઈંડું,

૭. લયનસૂક્ષ્મ – કીડીયારું આદિ,

૮. સ્નેહસૂક્ષ્મ – હિમ, ઝાકળ વગેરે.

[–સ્થા૦ ૬૧૫]

---

૧ આ બાદર વનસ્પતિના ભેદ સમજવા.

૨. આ બધા અત્યંત સૂક્ષ્મ હોય છે. ધ્યાનપૂર્વક જોવાથી જ જણાય છે.

સૂક્ષ્મ દશ છે —

૧. પ્રાણસૂક્ષ્મ; ૨. પનકસૂક્ષ્મ; ૩. બીજસૂક્ષ્મ; ૪. હરિતસૂક્ષ્મ; ૫. પુષ્પસૂક્ષ્મ; ૬. અંડસૂક્ષ્મ. ૭. લયનસૂક્ષ્મ; ૮. સ્નેહસૂક્ષ્મ; ૯. ગણિતસૂક્ષ્મ[1] ૧૦. ભંગસૂક્ષ્મ.[2]

[–સ્થા૦ ૭૧૬]

### (૩) ક્ષુદ્રપ્રાણી—

ચાર ક્ષુદ્રપ્રાણી[3] છે —

૧. દ્વીન્દ્રિય; ૨. ત્રીન્દ્રિય; ૩. ચતુરિન્દ્રિય; ૪. સંમૂચ્છિંમ પંચેન્દ્રિયતિર્યંચ.

[–સ્થા૦ ૩૫૦]

ક્ષુદ્રપ્રાણીના છ પ્રકાર —

૧. દ્વીન્દ્રિય; ૨. ત્રીન્દ્રિય; ૩. ચતુરિન્દ્રિય; ૪. સંમૂચ્છિંમ પંચેન્દ્રિયતિર્યંચ; ૫. તેજસ્કાય; ૬. વાયુકાય.

[–સ્થા૦ ૫૧૩]

### (૪) તિર્યંચના ઉપભેદો—

ચતુષ્પદના ચાર ભેદ —

૧. એક ખરી વાળા – ઘોડા વગેરે,
૨. બે ખરી વાળા – ગાય વગેરે,
૩. ગંડીપદ – હાથી વગેરે,
૪. સનખપદ – સિંહ વગેરે.

[–સ્થા૦ ૩૫૦]

---

૧. આ જીવનો ભેદ નથી. પણ સૂક્ષ્મના પ્રસંગથી ગણાવેલ છે. ગણિત એ સૂક્ષ્મ વિષય છે જ.

૨. ભંગ એટલે વિકલ્પો. અનેક વસ્તુ વિષયક ભંગો કાઢવા હોય છે ત્યારે તે પણ ગણિત જેમ સૂક્ષ્મ બની જાય છે – અર્થાત્ કઠણ બની જાય છે. આ પણ જીવ – નથી – સૂક્ષ્મ પ્રસંગે ગણાવ્યું છે.

૩. હલકા જીવો – એટલા માટે કે તેઓ તે જ ભવમાં કે ત્યારપછીના જ ભવમાં મોક્ષે નથી જતા.

જંબૂદ્વીપના ભારત વર્ષમાં નવયોજન લાંબા મત્સ્યો પ્રવેશ્યા હતા, પ્રવેશે છે અને પ્રવેશ કરશે.

[–સ્થા૦ ૬૭૧; –સમ૦ ૯]

પક્ષીના ચાર પ્રકાર છે—

૧. (જેમની પાંખ ચામડાની હોય તેવા વાગોળ વગેરે) ચર્મપક્ષી;

૨. (જેમની પાંખ રૂંવાડાની હોય છે તેવાં ચકલાં પારેવાં વગેરે) લોમપક્ષી;

૩. સમુદ્ગકપક્ષી (સમુદ્ગક એટલે દાબડો – દાબડા જેવી બિડાયલી પાંખવાળાં પક્ષીઓ – આવાં પક્ષી અઢીદ્વીપની બહાર છે);

૪. (પહોળી પાંખવાળાં) વિતતપક્ષી.

[–સ્થા૦ ૩૫૦]

(૫) આશીવિષ—

ચાર જાતિ આશીવિષ છે—

૧. [1]વીંછી; ૨. મંડુક; ૩. સર્પ; ૪. મનુષ્ય.

પ્ર૦ હે ભગવાન્ વીંછીનું ઝેર કેવડા મોટા શરીરને વ્યાપી શકે?

ઉ૦ અર્ધભારત જેવડા શરીરને વીંછીનું ઝેર વ્યાપી શકે છે. આ તો તેની શક્તિ સમજવી. ત્રણે કાળમાં આમ કદી બનવું અસંભવ છે.

---

૧. આ જ પ્રશ્નોત્તર ભગવતીમાં છે– શ૦ ૮, ઉ૦ ૨, પૃ૦ ૬૪૧.

અહીં ૧. આગતવિષ પણ ઘોરવિષ નહિ, ૨. ઘોરવિષ પણ આગતવિષ નહિ, ૩. આગતવિષ અને ઘોરવિષ, ૪. આગતવિષ પણ નહિ અને ઘોરવિષ પણ નહિ – આ આશીવિષની ચતુર્ભંગી જે અંગુત્તરમા છે, તે સરખાવવા જેવી છે. (૪, ૧૧૦)

તેવી જ રીતે બાકીના વિષે પ્રશ્નોત્તરો સમજી લેવા. ક્રમશઃ તેમની શક્તિ આ પ્રમાણે છે—

મંડુક–આખા ભારતવર્ષ જેવડા શરીરને;
ઉરગ–આખા જંબૂદ્વીપ જેવડા શરીરને;
મનુષ્ય–આખા સમયક્ષેત્ર જેવડા શરીરને.

[–સ્થા૦ ૩૪૧]

(૬) મનુષ્યના ભેદો—

મનુષ્યના છ પ્રકારો છે—

(૧) ૧. જંબૂદ્વીપના,
૨. ધાતકી ખંડ દ્વીપના પૂર્વાર્ધના,
૩. ધાતકી ખંડ દ્વીપના પશ્ચિમાર્ધના,
૪. પુષ્કરવરદ્વીપના પૂર્વાર્ધના,
૫. પુષ્કરવરદ્વીપના પશ્ચિમાર્ધના,
૬. અન્તર્દ્વીપના.

(૨) ૧. સમ્મૂર્છિમ મનુષ્યના ત્રણ ભેદ[૧]—
(૧) કર્મભૂમિના,
(૨) અકર્મભૂમિના,
(૩) અન્તર્દ્વીપના.

૨. ગર્ભજ મનુષ્યના ત્રણ ભેદ—
(૧) કર્મભૂમિના,
(૨) અકર્મભૂમિના,
(૩) અન્તર્દ્વીપના.

[–સ્થા૦ ૪૯૦]

---

૧. આ ભેદો ભગવતીમાં છે. પૃ૦ ૩૪૧.

ઋદ્ધિવાળા મનુષ્યના છ ભેદ[1]—

૧. અરિહંત; ૨. ચક્રવર્તી; ૩. બલદેવ; ૪. વાસુદેવ; ૫. ચારણ–જંઘાચારણ અને વિદ્યાચારણ–સાધુ; ૬. વિદ્યાધર.

ઋદ્ધિ વિનાના મનુષ્યના છ ભેદ[2]—

૧. હિમવન્તના; ૨. હિરણ્યવંતના; ૩. હરિવંશના; ૪. રમ્યકવંશના; ૫. કુરુના; ૬. અન્તર્દ્વીપના.

[–સ્થા૦ ૪૯૧]

## ટિપ્પણ

૧. ટીકાકાર ચરમ-અચરમનો જે અર્થ કરે છે, તેથી સ્પષ્ટ નથી થતુ કે સિદ્ધનો સમાવેશ શામાં થાય. અચરમમાં થઈ ન શકે; કારણ ટીકાકાર કહે છે તેમ અચરમ એટલે તો ભવ્ય છતાં જેને ચરમ ભવ નથી થવાનો તેવા.— પરંતુ સિદ્ધને તો ભવ્ય તો ન કહી શકાય. હવે જો ચરમનો અર્થ એવો કરીએ કે જેનો ચરમ ભવ થવાનો છે તે અથવા તો જેણે ચરમ ભવ કરી નાખ્યો છે તેવા જીવો — તો આમાં ભવ્ય અને સિદ્ધ બંને આવી જાય. અને જો અચરમનો અર્થ એવો કરીએ કે જેને ચરમ ભવ થવાનો નથી તેવા અર્થાત્ ભવ્ય કે અભવ્ય ગમે તે જીવો — તો આ વર્ગીકરણ સર્વ જીવોનું થયું કહેવાય.

૨. લેશ્યા એ યોગનો એક પરિણામવિશેષ છે કારણ કેવળી જ્યાં સુધી સયોગી હોય છે ત્યાં સુધી શુક્લ લેશ્યાવાળા પણ હોય છે અને જ્યારે અંતર્મુહૂર્ત શેષ રહે છે ત્યારે તેઓ યોગનો નિરોધ કરે છે એટલે તે અયોગી અને અલેશ્ય બની જાય છે. એ યોગ તે બીજો કોઈ નહિ પણ શરીર નામકર્મની પરિણતિવિશેષ સમજવો. એટલે કે ઔદારિકાદિ શરીર વડે આત્મા પોતાના વીર્યને પરિણમાવે છે તે કાયયોગ કહેવાય છે — અને કાયયોગનો પરિણામવિશેષ તે લેશ્યા. — લેશ્યા સંબંધી બીજા

---

૧. આ ભેદો ભગવતીમાં છે. પૃ૦ ૩૪૨.

૨. ઋદ્ધિવિનાના ૯ ભેદો આથી જુદા ભગવતીમાં છે – ક્ષેત્રાર્ય વગેરે. પૃ૦ ૩૪૨.

આચાર્યોનું કહેવું છે. કે કર્મનું ચોટવું તે લેશ્યા છે. અને તેના દ્રવ્યલેશ્યા અને ભાવલેશ્યા એમ બે ભેદ છે. દ્રવ્યલેશ્યા તે કૃષ્ણાદિ દ્રવ્યનો સંબંધ સમજવો. પણ ભાવલેશ્યા એટલે તે તે દ્રવ્યોને લઈને જીવનો પરિણામ-વિશેષ થાય તે. આ વિશેષ પરિણામો સમજવા માટે જાંબુફળ ખાનારા છ પુરુષોનું દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છે. વિશેષ માટે જુઓ હિન્દી ચોથો કર્મગ્રન્થ પૃ૦ ૩૩.

૩. અંગુત્તર નિકાયમાં (૬. ૫૭) પૂરણ કશ્યપ છ અભિજાતિ માને છે તેનો ઉલ્લેખ છે—તે આ પ્રમાણે છે:—

૧. કૃષ્ણાભિજાતિ. ઘેટા સૂકર, પક્ષી આદિ પશુપક્ષી પર પોતાની આજીવિકા ચલાવનારા ક્રૂર મનુષ્યો કૃષ્ણાભિજાતિક કહેવાય છે.

૨. નીલાભિજાતિ – કંટકવૃત્તિ ભિક્ષુઓ નીલાભિજાતિક છે. (જે ભિક્ષુઓ ચાર પ્રત્યયોમાં કાંટા નાખીને વાપરે તે કંટકવૃત્તિ ભિક્ષુ છે. ૧. ચીવર-વસ્ત્ર, ૨. પિંડપાત-ભોજન, ૩. શયનાસન, ૪. ગ્લાન પ્રત્યય ભેષજ્ય-ઘી, માખણ, તેલ, મધુ આદિ—એ ચાર પ્રત્યય કહેવાય છે.)

૩. લોહિતાભિજાતિ—એક વસ્ત્રધારી નિર્ગ્રન્થો આ જાતિના છે.

૪. હરિદ્રાભિજાતિ—સ્વચ્છ વસ્ત્રધારી અચેલકના શ્રાવકો.

૫. શુક્લાભિજાતિ — આજીવકો અને આજીવિકિણીઓ.

૬. પરમશુક્લાભિજાતિ — નન્દ વત્સ, કૃશ સાંકૃત્ય, અને મંખલી ગોશાલક આ જાતિના છે.

મંખલી ગોશાલક પણ આ જ જાતની છ અભિજાતિઓ માને છે — જુઓ દીઘનિકાય – સુત્ત ૨.

પણ ભગવાન બુદ્ધને આ વર્ગીકરણ પસંદ નથી. તેમનું વર્ગીકરણ આ પ્રમાણે છે —

૧. કોઈ કૃષ્ણાભિજાતિક હોય — નીચ કુલમા જનમ્યો હોય અને કૃષ્ણધર્મિક બને – પાપકાર્યો કરે.

૨. કોઈ કૃષ્ણાભિજાતિક હોય પણ શુક્લધર્મિક બને — મન વચન કાયાથી સુચરિત હોય.

૩. કોઈ કૃષ્ણાભિજાતિક હોય પણ અકૃષ્ણ – અશુક્લ એવા નિર્વાણને પામે.

૪. કોઈ શુક્લાભિજાતિક હોય – ઊંચાકુલમા જનમ્યો હોય પણ કૃષ્ણધર્મિક હોય.

૫. કોઈ શુક્લાભિજાતિક હોય અને શુક્લધર્મિક હોય.

૬. કોઈ શુક્લાભિજાતિક હોય અને અને અશુક્લ-અકૃષ્ણ એવા નિર્વાણને પામે.— અંગુત્તર, ૬ ૫૭. અને દીઘનિકાય-સુત્ત ૩૩.

૪. જે પોતાની ચાર પર્યાપ્તિઓને પૂર્ણ કરે છે તેવા પર્યાપ્ત નામ-કર્મના ઉદયવાળા જીવો તે પર્યાપ્ત પૃથ્વીકાયિકાદિ પાંચ – અને જેઓ એ ચાર પર્યાપ્તિઓને પણ નથી પૂરી કરતા તેવા અપર્યાપ્ત નામ-કર્મોદયવાળા પૃથ્વીકાયિકાદિ પાંચ તે અપર્યાપ્ત.— આહાર, શરીર, ઇન્દ્રિય અને શ્વાસોચ્છ્વાસ આ ચાર પર્યાપ્તિ એકેન્દ્રિયને હોય છે.

સ્થાવરકાયના જીવોનું મૃત્યુ સ્વકાયિક જીવોથી થાય છે કે અન્યકાયિક જીવોથી — એટલે પૃથ્વીકાયાદિનું ઘાતકશસ્ત્ર પૃથ્વીકાય પણ હોય અને અન્ય અપ્કાયાદિ. આમ પૃથ્વીકાયાદિ સ્વકાયિક શસ્ત્ર વડે કે અન્યકાયિક શસ્ત્ર વડે પરિણામાન્તરને — એટલે સચિત્ત હોય તે અચિત્ત થઈ જાય તે — પામે તે પરિણત કહેવાય. અને આવી રીતે અચિત્ત થયું ન હોય તે અપરિણત કહેવાય. આમ ચેતન ન હોય છતાં તે અચેતન પૃથ્વીને પણ પૃથ્વીકાય કહી શકાય.

પૃથ્વીકાયાદિ આયુકર્મના ઉદય થવાથી જીવ પૃથ્વીકાયિકાદિ કહેવાય. તેવો જીવ જ્યારે વિગ્રહગતિથી ઉત્પત્તિસ્થાનમાં જતો હોય ત્યારે ગતિસમાપન્ન કહેવાય. ઉત્પન્ન થયા પછી સ્થિર થાય તે અગતિસમાપન્ન.

જે પૃથ્વીકાયિકાદિ હમણાં જ કોઈ એક આકાશદેશમાં આવીને રહ્યા હોય તે અનન્તરાવગાઢ; અને આવીને રહ્યા પછી એકથી વધારે સમય થઈ ગયો હોય તેવા પરંપરાવગાઢ.

# ૩

## જીવપરિણામો

જીવના પરિણામના[1] દશ પ્રકાર છે—

૧. ગતિ પરિણામ (–નારક, મનુષ્ય ઇ૦);
૨. ઇન્દ્રિય પરિણામ (–એકેંદ્રિય, દ્વીન્દ્રિય ઇ૦);
૩. કષાય પરિણામ (રાગદ્વેષ રૂપ);
૪. લેશ્યા પરિણામ[2] (કષાયોદય રંજિત પરિણામ);
૫. યોગ પરિણામ (માનસિક – વાચિક – કાયિક ક્રિયા);
૬. ઉપયોગ પરિણામ (બોધરૂપ વ્યાપાર);
૭. જ્ઞાન પરિણામ;
૮. દર્શન પરિણામ (શ્રદ્ધાન);
૯. ચારિત્ર પરિણામ;
૧૦. વેદ પરિણામ.[3]

[–સ્થા૦ ૭૧૩]

---

૧. દ્રવ્યનયની અપેક્ષાએ વસ્તુ અર્થાન્તરને પામે એ પરિણામ કહેવાય. તે વખતે તેનો અત્યંત નાશ નથી થઈ જતો; તેમ જ તે સર્વથા અવિકાર્ય પણ નથી. પર્યાયનયની અપેક્ષાએ પરિણામ એટલે વસ્તુના વિદ્યમાન પર્યાયનો નાશ, અને નવીન પર્યાયની ઉત્પત્તિ. અહીં બતાવેલા જીવના પરિણામો સંસારાવસ્થાના છે એટલે કે કર્મસંયુક્ત જીવદ્રવ્યના છે. આ દસ પરિણામ ભગવતી૦ શ૦ ૧૪, ઉ૦ ૪, પૃ૦ ૩૧૨માં આવે છે.

૨. કષાય હોય તો લેશ્યા હોય જ; પણ લેશ્યા હોય તો કષાય હોય જ એવો નિયમ નથી. કારણ કે ક્ષીણ કષાયને પણ શુક્લલેશ્યા હોય છે.

૩. વેદ હોય તો ચારિત્ર હોય; પણ ચારિત્રપરિણતિ પછી વેદ હોવાનો નિયમ નથી. કારણ, યથાખ્યાતચારિત્રીને વેદ નથી હોતા.

## ૧. ગતિપરિણામ

ગતિ[1] પાંચ પ્રકારની છે—

૧. નરકગતિ,

૨. તિર્યંચગતિ,

૩. મનુષ્યગતિ,

૪. દેવગતિ,

૫. સિદ્ધગતિ.[2]

[–સ્થા૦ ૪૪૨]

ગતિ[3] આઠ પ્રકારની છે—

૧–૫. નરકગતિ આદિ ઉપર પ્રમાણે;

૬. ગુરુગતિ (ઊંચું, નીચું અને તીરછું ગમન કરવારૂપ સ્વભાવ–ગુરુ–તે વડે ગમન જેમકે, પરમાણુ આદિનું);

૭. પ્રણોદનગતિ (પ્રેરણાથી બાણ આદિની);

૮. પ્રાગ્ભારાગતિ (ભારથી દબાયેલી વસ્તુની જેમકે નાવની ડૂબવારૂપી ગતિ).

[–સ્થા૦ ૬૨૮]

---

૧. નરકાદિમાં જવું–ગમન તે ગતિ; અથવા જ્યાં જવામાં આવે તે નરકાદિ ક્ષેત્ર તે ગતિ; અથવા ગતિનામ એ નામકર્મની ઉત્તર પ્રકૃતિ કે જેને કારણે ગમન થાય તે પણ ગતિ; અથવા ગતિનામ કર્મકૃત જીવની નારકાદિ અવસ્થા એ પણ ગતિ કહેવાય.

૨. ઉપરની નોંધમાં જણાવેલા ચાર અર્થ નરકાદિ ચાર ગતિને લાગુ પડે છે. પણ સિદ્ધગતિમાં વિશેષ એટલો છે કે, તેમાં નામકર્મની પ્રકૃતિ કારણ હોતી નથી; કારણ તેવી કોઈ પ્રકૃતિ છે જ નહિ.

૩. અહીં ગતિનો સામાન્ય અર્થ–ગમન–સમજવો.

ગતિ દશ પ્રકારની છે—

૧. નરકગતિ; ૨. નારક વિગ્રહગતિ[૧]; ૩. તિર્યંચગતિ; ૪. તિર્યંચ વિગ્રહગતિ; ૫. મનુષ્યગતિ; ૬. મનુષ્ય વિગ્રહગતિ; ૭. દેવગતિ; ૮. દેવ વિગ્રહગતિ; ૯. સિદ્ધિગતિ; ૧૦. સિદ્ધિ વિગ્રહગતિ.[૨]

[–સ્થા૦ ૭૪૫]

§ દુર્ગતિ ત્રણ છે —

૧. નરકદુર્ગતિ; ૨. તિર્યંચદુર્ગતિ; ૩. મનુષ્યદુર્ગતિ.[૩]

§ દુર્ગત ત્રણ છે — ઉપર પ્રમાણે.

§ સુગતિ ત્રણ છે —

૧. સિદ્ધિસુગતિ; ૨. દેવસુગતિ; ૩. મનુષ્યસુગતિ.

§ સુગત[૪] ત્રણ છે — ઉપર પ્રમાણે.

[–સ્થા૦ ૧૮૧]

§ ચાર દુર્ગતિ અને દુર્ગત છે —

૧. નરક; ૨. તિર્યંચ; ૩. મનુષ્ય[૫]; ૪. દેવ[૬].

---

૧ નારક જીવ જ્યારે નરકમા જતો હોય ત્યારે વાંક ખાઈને જાય તે. તિર્યંચ, મનુષ્ય અને દેવની વિગ્રહગતિ પણ તે પ્રમાણે સમજવી. વિગ્રહગતિની સમજ માટે જુઓ તત્ત્વાર્થ૦ ૨, ૨૬–૩૧.

૨. સિદ્ધોને તો વિગ્રહગતિ હોતી નથી. એટલે અહીં વિગ્રહગતિનો અર્થ આકાશવિભાગનું અતિક્રમણ કરીને ગતિ એવો લેવો જોઈએ.

૩. મનુષ્યગતિ એ સુગતિ પણ છે અને દુર્ગતિ પણ છે. સુગતિ એટલા માટે કે, ત્યાંથી જીવ સીધો મુક્તિમાં પણ જઈ શકે છે; અને દુર્ગતિ એટલા માટે કે, ત્યાં રહ્યો જીવ સાતમી નરકમાં પણ જઈ શકે છે. અથવા મનુષ્યભવમાં આવી તેની ખરાબ હાલત થાય તે પણ મનુષ્યદુર્ગતિ કહેવાય.

૪. જેણે રાગ, દ્વેષ અને મોહનો નાશ કર્યો છે તે સુગત છે — અંગુત્તર૦ ૩, ૭૨.

૫. નિન્દિત મનુષ્યની અપેક્ષાથી.

૬. કિલ્વિષિકાદિ નિન્દિત દેવની અપેક્ષાથી.

§ ચાર સુગતિ અને સુગત છે—

૧. સિદ્ધ; ૨. દેવ; ૩. મનુષ્ય; ૪. સુકુલજન્મ.

[–સ્થા૦ ૨૯૭]

§ પાંચ કારણે જીવો[1] દુર્ગતિમાં જાય છે—

૧. હિંસા[2]; ૨. અસત્ય; ૩. ચોરી; ૪. મૈથુન; ૫. પરિગ્રહ.

§ પાંચ કારણે જીવ સદ્દગતિમાં જાય છે—

૧. અહિંસા; ૨. સત્ય; ૩. અચૌર્ય; ૪. બ્રહ્મચર્ય; ૫. અપરિગ્રહ.

[–સ્થા૦ ૩૯૧]

## ૨. ઇન્દ્રિયપરિણામ

ચક્ષુ[3]ના ત્રણ પ્રકાર છે—

૧. એકચક્ષુ (જેમકે, છદ્મસ્થ મનુષ્યને[4]);

૨. દ્વિચક્ષુ (જેમકે, દેવને[5]);

---

૧ અકુશલ કાયકર્મ, અકુશલ વાક્કર્મ, અકુશલ મનઃકર્મ – આ ત્રણ અકુશલથી નરકમાં જાય છે. તે જ પ્રમાણે સાવદ્યઆદિ કર્મથી પણ. –અગુત્તર૦ ૩, ૩૪૧ થી. તે જ પ્રમાણે સ્વર્ગમાં તેથી વિપરીત કર્મ કરે તો જાય છે એ પણ ત્યાં જણાવ્યું છે.

૨. હિંસા કરવી, કરાવવી અને અનુમોદવી એ ત્રણ કારણે નરકમાં જાય છે. –અંગુ૦ ૩, ૧૫૩. તે જ પ્રમાણે મૃષાવાદ, અબ્રહ્મ – કામાસક્તિ, મિથ્યાદૃષ્ટિ ઇ૦ દોષોને પણ નરકના કારણરૂપે બતાવ્યા છે; અને તેથી વિપરીત અહિંસા વગેરેને સ્વર્ગનાં કારણો બતાવ્યાં છે. –અંગુ૦ ૩, ૧૫૩–૧૬૨.

૩. ચક્ષુ શબ્દના બે અર્થ થાય છે:– દ્રવ્યચક્ષુ એટલે આંખ અને ભાવચક્ષુ એટલે જ્ઞાન. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૪. કેવળજ્ઞાન ન હોય ત્યાં સુધીના બધા છદ્મસ્થ કહેવાય; પણ અહીં અતિશયવાળા જ્ઞાનથી રહિત છદ્મસ્થ સમજવા.

૫. આંખ અને અવધિજ્ઞાન.

૩. ત્રિચક્ષુ (જેમકે, જ્ઞાન-દર્શનવાળા[1] શ્રમણ વા બ્રાહ્મણને).

[–સ્થા૦ ૨૧૨]

ઇન્દ્રિયના વિષય પાંચ છે[2] —

૧. શ્રોત્રેન્દ્રિયનો વિષય – શબ્દ;
૨. ચક્ષુરિન્દ્રિયનો વિષય – રૂપ;
૩. ઘ્રાણેન્દ્રિયનો વિષય – ગંધ;
૪. જિહ્વેન્દ્રિયનો વિષય – રસ;
૫. સ્પર્શનેન્દ્રિયનો વિષય – સ્પર્શ.

[–સ્થા૦ ૪૪૩]

ઇન્દ્રિયના વિષય છ છે —

૧–૫. ઉપર પ્રમાણે;
૬. નોઇન્દ્રિયનો વિષય – જીવ.

[–સ્થા૦ ૪૮૬]

ઇન્દ્રિયના અતીત વિષય દશ છે, વર્તમાન વિષય દશ છે અને અનાગત વિષય દશ છે.

પ્રત્યેક ઇન્દ્રિય ૧. દેશથી અને ૨. સર્વથી – એમ બે પ્રકારે વિષય ગ્રહણ કરે છે. એટલે દશ ભેદ અતીતના, દશ ભેદ વર્તમાનના અને દશ ભેદ અનાગતના થાય.

[–સ્થા૦ ૭૦૬]

---

૧. આંખ, કેવળજ્ઞાન અને દર્શન એ ત્રણની અપેક્ષાએ અહીં કેવળી પણ ત્રિચક્ષુ કહી શકાય. પણ તેઓ ચાક્ષુષોપયોગશૂન્ય હોવાથી તેમની આંખ નહિવત્ ગણવી જોઈએ. એટલે ત્રિચક્ષુ શબ્દથી કેવળી નહીં સમજવા. પણ આંખ, પરમશ્રુતજ્ઞાન અને દર્શન – અવધિદર્શનવાળા કોઈ પણ છદ્મસ્થ સમજવા જોઈએ.

૨. ઇન્દ્રિયો અને તેમના વિષય વિષે જુઓ ભગવતી૦ પૃ૦ ૩૫૯.

§ પ્રતિસંલીન[1] પાંચ છે—

૧–૫. શ્રોત્રેન્દ્રિય પ્રતિસંલીન યાવત્ સ્પર્શેન્દ્રિય પ્રતિસંલીન.

§ અપ્રતિસંલીન પણ તે જ છે.

§ સંવર પણ તે જ છે.

§ અસંવર પણ તે જ છે.

[–સ્થા૦ ૪૨૭]

## ૩. કષાયપરિણામ

§ કષાય[2]ના ચાર ભેદ છે—

૧. ક્રોધ કષાય (ક્રોધમોહનીય કર્મના ઉદયથી થતો જીવનો પરિણામવિશેષ);

૨. માનકષાય;

૩. માયાકષાય;

૪. લોભકષાય.

[દં૦ ૧–૨૪] નારકથી વૈમાનિક સુધીના ૨૪ દંડકમાં આ ચારેય કષાય હોય છે.

§ ક્રોધકષાય આદિ ચારે કષાયના ચાર ચાર ભેદ છે—

૧–૪. અનન્તાનુબંધી ક્રોધાદિ (અનંત ભવને વધારનાર તે[3]);

૫–૮. અપ્રત્યાખ્યાન ક્રોધાદિ (જેના હોવાથી કોઈ પણ જાતનું પ્રત્યાખ્યાન ન ઘટી શકે તે. તેથી દેશવિરતિ ન થાય);

---

૧. સંયત – વિજયી.

૨. જીવને જે કલુષિત બનાવી દે તે કષાય. કર્મરૂપી ક્ષેત્રને સુખ દુઃખરૂપ ફળ આપે એવું ખેડીને તૈયાર કરે તે કષાય.

૩. આની વિશેષ સમજૂત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૯-૧૨. પ્રત્યાખ્યાનાવરણ ક્રોધાદિ (જેના હોવાથી સર્વવિરતિ રૂપ પ્રત્યાખ્યાન જીવ ન ધારી શકે તે);

૧૩-૧૬. સંજ્વલન ક્રોધાદિ (સર્વવિરતિ હોવા છતાં ઇંદ્રિય-વિષય યોગ થતાં સહજ ચંચલ થઈ જવામાં કારણભૂત થાય તે. યથાખ્યાત ચારિત્ર ન થવા દે.).

[દં૦ ૧-૨૪] આ ૧૬ કષાય નરકથી વૈમાનિક સુધીના ૨૪ દંડકમાં હોય છે.

§ ક્રોધ કષાય આદિ ચારે કષાયના ચાર ચાર ભેદ છે—

૧-૪. જાણીને કરાયલાં ક્રોધાદિ (ક્રોધાદિનુ ફળ જાણતો હોવા છતાં કરેલા);

૫-૮. અજાણતાં કરાયલા ક્રોધાદિ;

૯-૧૨. ઉપશાંત ક્રોધાદિ (ઉદયમાં ન હોય તેવા);

૧૩-૧૬. અનુપશાન્ત ક્રોધાદિ (ઉદયમાં હોય તેવા).

[દં૦ ૧-૨૪] આ સોળેય કષાય નારકથી વૈમાનિક સુધીના ૨૪ દંડકમાં હોય છે.[1]

§ ક્રોધાદિ ચારેય કષાયના ચાર વિષય છે—

૧. પોતે; ૨. અન્ય; ૩. પોતે અને અન્ય બન્ને; ૪. કોઈ નહિ-અપ્રતિષ્ઠિત (કાંઈ કારણ ન મળ્યું હોય છતાં ક્રોધ આદિ વેદનીય કર્મના ઉદયથી થાય તે).

[દં૦ ૧-૨૪] નારકાદિ ૨૪ દંડકમાં બધા જીવોના કષાય પણ એ ચાર વિષયમાં હોય છે.

§ ચાર કારણે ક્રોધાદિની ઉત્પત્તિ થાય—

૧. ક્ષેત્રને કારણે-એટલે ઉત્પત્તિસ્થાન નરકાદિને કારણે;

---

૧. એકેન્દ્રિયાદિ અસંજ્ઞી જીવોમાં પ્રથમ ચાર ભેદ પૂર્વ સંજ્ઞી ભવની અપેક્ષાએ સમજવા.

૨ વસ્તુને કારણે અથવા વાસ્તુને કારણે અર્થાત્ ગૃહને કારણે;

૩. શરીરને કારણે;

૪. ઉપધિને કારણે – ઉપકરણને કારણે.

[દં૦ ૧–૨૪] નારકાદિ બધા જીવોમાં આ ચાર કારણે કષાય ઉત્પન્ન થાય છે.[1]

[–સ્થા૦ ૨૪૯]

પ્રતિસંલીન (નિરોધવાળા) પુરુષો ચાર છે—

(૧) ૧. ક્રોધપ્રતિસંલીન; ૨. માનપ્રતિસંલીન; ૩. માયાપ્રતિસંલીન; ૪. લોભપ્રતિસંલીન.

(૨) ૧. મનઃપ્રતિસંલીન; ૨. વચનપ્રતિસંલીન; ૩. કાયપ્રતિસંલીન; ૪. ઇન્દ્રિયપ્રતિસંલીન.

અપ્રતિસંલીન (નિરોધ વિનાના) પુરુષો ચાર છે—

(૧) ૧. ક્રોધ-અપ્રતિસંલીન; ૨. માન-અપ્રતિસંલીન; ૩. માયા–અપ્રતિસંલીન; ૪. લોભ–અપ્રતિસંલીન.

(૨) ૧. મન-અપ્રતિસંલીન; ૨. વચન-અપ્રતિસંલીન; ૩. કાય–અપ્રતિસંલીન; ૪. ઇન્દ્રિય-અપ્રતિસંલીન;

[–સ્થા૦ ૨૭૮]

## ૪. લેશ્યાપરિણામ

લેશ્યા[2] છ છે—

૧. કૃષ્ણલેશ્યા; ૨. નીલલેશ્યા; ૩. કાપોતલેશ્યા; ૪. તેજોલેશ્યા; ૫. પદ્મલેશ્યા; ૬. શુક્લલેશ્યા.

[–સમ૦ ૬; –સ્થા૦ ૫૦૪]

---

૧. એકેન્દ્રિયાદિને પૂર્વ સંજ્ઞી ભવની અપેક્ષાએ સમજવા.

૨. લેશ્યા એટલે કર્મોના સાન્નિધ્યથી આત્મામાં થતો વૃત્તિઓનો ફેરફાર અથવા વિશિષ્ટ વૃત્તિ; અને બીજું, તે ફેરફાર કે વૃત્તિ ઉત્પન્ન કરનાર

ગૌ૦ — હે! ભગવન્! લેશ્યા કેટલી છે?

ભ૦ — હે! ગૌતમ! લેશ્યા છ છે — કૃષ્ણ યાવત્ શુક્લ.

અહિં 'પ્રજ્ઞાપના'નું[1] લેશ્યાપદ (૧૭) ઉતારવું.

[—સમ૦ ૧૫૩]

(૧) ત્રણ લેશ્યા દુર્ગન્ધવાળી છે —

૧. કૃષ્ણ લેશ્યા; ૨. નીલ લેશ્યા; ૩. કાપોત લેશ્યા.

આ ત્રણે દુર્ગતિમાં લઈ જનારી, સંક્લિષ્ટ, અમનોજ્ઞ, અવિશુદ્ધ, અપ્રશસ્ત અને શીતરૂક્ષ પણ કહેવાય છે.

(૨) ત્રણ લેશ્યા સુગન્ધવાળી છે —.

૧. તેજોલેશ્યા, ૨. પદ્મલેશ્યા; ૩. શુક્લ લેશ્યા.

આ ત્રણે લેશ્યા સુગતિમાં લઈ જનારી, અસંક્લિષ્ટ, મનોજ્ઞ, વિશુદ્ધ, પ્રશસ્ત અને સ્નિગ્ધઉષ્ણ પણ કહેવાય છે.

[—સ્થા૦ ૨૨૧]

[દં૦ ૧] નારકને ત્રણ લેશ્યા છે: ૧. કૃષ્ણ, ૨. નીલ, ૩. કાપોત.

---

દ્રવ્ય—પદાર્થ. પહેલી ભાવલેશ્યા છે, અને બીજી દ્રવ્યલેશ્યા. દ્રવ્યલેશ્યાની બાબતમાં ભિન્ન ભિન્ન મત છે. કેટલાકને મતે લેશ્યાદ્રવ્ય કર્મપરમાણુનું બનેલું હોય છે, જો કે આઠ કર્મઅણુઓથી તે ભિન્ન હોય છે. બીજાને મતે લેશ્યાદ્રવ્ય બધ્યમાન કર્મપ્રવાહરૂપ જ છે. ત્રીજા તેને સ્વતંત્ર દ્રવ્ય માને છે.

વિશેષ માટે જુઓ ઉતરાધ્યયન૦ લેશ્યાધ્યયન ૩૪મું; તથા હિંદી કર્મગ્રંથ ૪થો પૃ૦ ૩૩; તથા ભગવતી૦ પૃ૦ ૩૯૩.

૧. પ્રજ્ઞાપનાનો અનુવાદ આ માળામાં થવાનો હોઈ, તે પદ અહીં ઉતાર્યું નથી.

[દં૦ ૨-૧૧] ભવનપતિને પણ ત્રણ લેશ્યા છે; પણ તે સંક્લિષ્ટ[1] સમજવી.

[દં૦ ૧૨, ૧૩] પૃથ્વી અને અપ્કાયની ઉપર પ્રમાણે.

[દં૦ ૧૪, ૧૫] તેજ અને વાયુકાયની નારક જેમ.

[દં૦ ૧૬] વનસ્પતિકાયની ભવનપતિ જેમ.

[દં૦ ૧૭-૧૯] દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયને નારકની જેમ.

[દં૦ ૨૦, ૨૧] પંચેન્દ્રિયતિર્યંચ અને મનુષ્યને— ત્રણ સંક્લિષ્ટ-કૃષ્ણ, નીલ અને કાપોત; અને ત્રણ અસંક્લિષ્ટ-તેજ, પદ્મ અને શુક્લ.

[દં૦ ૨૨] વ્યંન્તરને ભવનપતિની જેમ.

[દં૦ ૨૪] વૈમાનિકને ત્રણ લેશ્યા: તેજો, પદ્મ, શુક્લ.

[-સ્થા૦ ૧૩૨]

સૌધર્મ અને ઈશાન વિમાનમાં તેજોલેશ્યા છે.

[-સ્થા૦ ૧૧૫]

પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યદેવને છ લેશ્યા છે: કૃષ્ણ યાવત્ શુક્લ.

[-સ્થા૦ ૫૦૪]

§ અસુરકુમારને ચાર લેશ્યા છે.

૧. કૃષ્ણ૦, ૨. નીલ૦, ૩. કાપોત૦, ૪. તેજો૦.

§ બાકીના ભવનપતિને પણ તે જ છે.

§ પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય અને વાણવ્યંતરને પણ તે જ ચાર લેશ્યા છે.

[-સ્થા૦ ૩૧૯]

---

૧. સંક્લિષ્ટ વિશેષણ એટલા માટે કે ચોથી તેજોલેશ્યા-અસંક્લિષ્ટ પણ અસુરકુમાર આદિને હોય છે.

## ૫. યોગપરિણામ[1]

§ યોગ ત્રણ છે—

૧. મનોયોગ, ૨. વચનયોગ, ૩. કાયયોગ.

[દં૦ ૧–૧૧] નારક તથા ભવનપતિને આ ત્રણે યોગ છે.
[દં૦ ૨૦–૨૪] તિર્યંચ પંચેન્દ્રિયથી વૈમાનિક સુધીના જીવોમાં પણ એ ત્રણે યોગ હોય છે.

§ પ્રયોગ અને કરણ વિષે પણ ઉપર પ્રમાણે જ વ્યવસ્થા છે.

[–સ્થા૦ ૧૨૪]

## ૬. ઉપયોગ-જ્ઞાન-પરિણામ[2]

દેશથી અને સર્વથી આત્મા જાણે છે, પ્રભાસે છે, વિક્રિયા કરે છે, મૈથુન કરે છે, બોલે છે, આહાર કરે છે, પરિણમાવે છે, વેદે છે અને નિર્જરા કરે છે.

[–સ્થા૦ ૮૦]

શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શનું જ્ઞાન આત્મા સર્વથી કે દેશથી કરે છે.

[–સ્થા૦ ૮૦]

અધોલોક, તિર્યગ્લોક, ઊર્ધ્વલોક અને સંપૂર્ણ લોકને આત્મા સમુદ્ઘાત કરીને અને કર્યા વિના એમ બે પ્રકારે અવધિથી જાણે દેખે છે.

અધોલોકાદિ ચારેયને વૈક્રિયશરીર કરીને અને કર્યા વગર આત્મા જાણે દેખે છે.

[–સ્થા૦ ૮૦]

---

૧. પ્રકરણને અંતે જુઓ ટિપ્પણ નં. ૩.

૨. જ્ઞાન વિષે વ્યવસ્થિત વિચાર નન્દીસૂત્રમાં છે; અને તેનો જ વિસ્તાર કરીને વિશેષાવશ્યક ભાષ્યમાં જિનભદ્રે જ્ઞાનપંચકાધિકાર લખ્યો છે. તત્ત્વાર્થના પ્રથમ અધ્યાયમાં ઉમાસ્વાતિએ સંક્ષેપમાં આ અંગે નિરૂપણ કર્યું છે.

જ્ઞાન -પાંચ[1] છે—

આભિનિબોધિક, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન અને કેવળજ્ઞાન.

[-સ્થા૦ ૪૬૩]

## (૧) પ્રત્યક્ષ અને પરોક્ષ

જ્ઞાન બે પ્રકારનું છે—

૧. પ્રત્યક્ષ અને ૨. પરોક્ષ.[2]

(૧) પ્રત્યક્ષજ્ઞાન બે પ્રકારનું છે—

૧. કેવલજ્ઞાન અને ૨. નોકેવલજ્ઞાન.

૧. કેવલજ્ઞાન બે પ્રકારનું છે—

ભવસ્થ કેવલજ્ઞાન અને સિદ્ધ કેવલજ્ઞાન.

ઙ ભવસ્થકેવલજ્ઞાન બે પ્રકારનું છે—

સયોગિભવસ્થ કેવલજ્ઞાન, અને અયોગિભવસ્થ કેવલજ્ઞાન.

સયોગિભવસ્થ કેવલજ્ઞાન બે પ્રકારનું છે—

પ્રથમ સમય-સયોગિભવસ્થ કેવલજ્ઞાન, અને અપ્રથમ સમય-સયોગિભવસ્થ કેવલજ્ઞાન.

અથવા

સયોગિભવસ્થ કેવલજ્ઞાન બે પ્રકારનું છે:—ચરમ-સમય-સયોગિભવસ્થ કેવલજ્ઞાન, અને અચરમસમય-સયોગિ-ભવસ્થ કેવલજ્ઞાન.

---

૧. વસ્તુના વિશેષ બોધને જ્ઞાન કહે છે, અને સામાન્ય બોધને દર્શન કહે છે. ઇન્દ્રિયો અને મનથી થતું જ્ઞાન તે આભિનિબોધિક; શાસ્ત્રજ્ઞાન તે શ્રુતજ્ઞાન; ઇન્દ્રિય અને મનની મદદ વિના જે રૂપી પદાર્થનું જ્ઞાન તે અવધિજ્ઞાન; મનોદ્રવ્યનું તથા તે દ્વારા ચિંતિત પદાર્થનું ઇન્દ્રિય-મનની સહાય વિના થતું જ્ઞાન તે મનઃપર્યાય; અને સકલવસ્તુનો આત્મજન્ય સાક્ષાત્કાર તે કેવલજ્ઞાન. આ પાંચ જ્ઞાનની સામાન્ય વ્યાખ્યા છે. આ પાંચજ્ઞાનનો · ૨ ભગવતી (૮. ૨. પૃ૦ ૩૨૦)માં છે.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

અયોગિભવસ્થ કેવલજ્ઞાનના પણ પ્રકારો સયોગિભવસ્થ કેવલજ્ઞાનના જેવા જ છે.

§ સિદ્ધકેવલજ્ઞાન બે પ્રકારનું છે—

અનન્તરસિદ્ધ કેવલજ્ઞાન, અને પરંપરસિદ્ધ કેવલજ્ઞાન.

અનન્તરસિદ્ધ કેવલજ્ઞાન બે પ્રકારનું છે—

એકાનન્તરસિદ્ધ કેવલજ્ઞાન, અને અનેકાનન્તરસિદ્ધ કેવલજ્ઞાન.

પરંપરસિદ્ધ કેવલજ્ઞાન બે પ્રકારનું છે—

એકપરંપરસિદ્ધ કેવલજ્ઞાન અને અનેકપરંપરસિદ્ધ કેવલજ્ઞાન.

૨. નોકેવલજ્ઞાન બે પ્રકારનું છે—

અવધિ, અને મનઃપર્યય.

§ અવધિજ્ઞાન બે પ્રકારનું છે—

ભવપ્રત્યય, અને ક્ષાયોપશમિક.[1]

ભવપ્રત્યયઅવધિ બેને હોય છે—

દેવ અને નારકને.

ક્ષાયોપશમિક અવધિજ્ઞાન બેને હોય છે—

મનુષ્ય અને પંચેન્દ્રિયતિર્યંચને.

§ મનઃપર્યયજ્ઞાન બે પ્રકારનું છે—

ઋજુમતિ અને વિપુલમતિ.[2]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

૨. ઋજુમતિ મનઃપર્યય સામાન્યવિષયક છે, ત્યારે વિપુલમતિ મનઃપર્યય વિશેષ વિષયક છે. પણ એટલું ધ્યાનમાં રાખવાનું કે મન દ્વારા ચિંતિત વસ્તુમાંના જ સામાન્ય અને વિશેષ વિષય બને છે.

(૨) પરોક્ષજ્ઞાન બે પ્રકારનું છે—

૧. આભિનિબોધિક, અને ૨. શ્રુતજ્ઞાન.

૧. આભિનિબોધિક બે પ્રકારનું છે—

શ્રુતનિશ્રિત, અને અશ્રુતનિશ્રિત.[1]

ક્ર શ્રુતનિશ્રિત બે પ્રકારનુ છે—

અર્થાવગ્રહ, અને વ્યંજનાવગ્રહ.[2]

ક્ર અશ્રુતનિશ્રિતના પણ તે જ બે ભેદ છે.

૨. શ્રુતજ્ઞાન[3] બે પ્રકારનું છે—

અંગપ્રવિષ્ટ, અને અંગબાહ્ય.

અંગબાહ્ય બે પ્રકારનું છે—

આવશ્યક, અને આવશ્યક વ્યતિરિકત.

આવશ્યક વ્યતિરિક્ત બે પ્રકારનું છે—

કાલિક, અને ઉત્કાલિક.

[—સ્થા૦ ૭૧]

---

૧. પૂર્વમાં અભ્યસ્ત શ્રુતના સંસ્કારના આધારે જે અવગ્રહાદિ મતિ૦ થાય તે શ્રુતનિશ્રિત આભિનિબોધિક કહેવાય, અને પૂર્વના શ્રુતસંસ્કાર વિના જ જે મતિ૦ થાય તે અશ્રુતનિશ્રિત-ઔત્પત્તિકી આદિ બુદ્ધિરૂપ.

૨. અર્થ અને ઇન્દ્રિયોનો સંબંધ થવાથી જે અવ્યક્ત જ્ઞાન થાય છે, તે વ્યંજનાવગ્રહ. એની પછી સામાન્ય જ્ઞાન થાય છે તે અર્થાવગ્રહ. મન અને ચક્ષુ અર્થની સાથે સંયુક્ત થતાં નથી, તેથી તેમને વ્યંજનાવગ્રહ થતો નથી. તે સિવાયની સ્પર્શનાદિ ઇન્દ્રિયોથી પ્રથમ વ્યંજનાવગ્રહ અને પછી અર્થાવગ્રહ થાય છે; કારણ કે એમાં ઇન્દ્રિય અને અર્થના સંયોગને અવકાશ છે.

૩. શ્રુતજ્ઞાનના આ બધા ભેદો માટે જુઓ ટિપ્પણ ન. ૬.

## (૨) મતિજ્ઞાન

(૧)

મતિજ્ઞાન એક છે.

[–સ્થા૦ ૩૧]

§ મતિના ચાર[1] ભેદ છે.

અવગ્રહ, ઈહા, અવાય અને ધારણા.

અથવા

૧. કુંભોદક સમાન (હોય પણ અલ્પ અને ટકે પણ અલ્પકાલ);

૨. વીરડાના પાણી સમાન (અલ્પ હોવા છતાં થોડું નવું નવું વધતું હોવાથી વધુ ટકે છે);

૩. તળાવના પાણી સમાન (વિપુલ હોય છે અને ઘણાને ઉપકારી થાય છે તથા ટકી પણ વધુ રહે છે.);

૪. સાગરના પાણી સમાન (સામાન્ય રીતે સકલ પદાર્થને વિષય કરે છે તેથી વિપુલ તથા અક્ષય હોય છે).

§ બુદ્ધિ (અશ્રુતનિશ્રિતમતિ)ના ચાર ભેદ છે—

૧. ઔત્પત્તિકી (પહેલાં જેના વિષે સાંભળ્યું કે વિચાર્યું ન હોય તે વિષયની તત્કાળે સૂઝ જે પડે તે);

૨. વૈનયિકી (ગુરુશુશ્રૂષા કરવાથી કાળક્રમે ધર્મ, અર્થ અને કામ વિષયક જ્ઞાન થાય તે);

૩. કાર્મિકી (કોઈ પણ કર્મનો અભ્યાસ તથા તદ્વિષયક વિચારથી તે કર્મની બાબતમાં આવતી નિપુણતા);

---

૧. સામાન્યાલોચન તે અવગ્રહ; સામાન્યાવબોધ થયા પછી તેના વિશેષોની પરીક્ષા કરવી તે ઈહા; વિશેષનો નિશ્ચય તે અવાય; અને તે નિશ્ચયને દૃઢ કરી ટકાવી રાખવો તે ધારણા.

૪. પારિણામિકી (દીર્ઘકાલીન નિરીક્ષણ તથા પરીક્ષણજન્ય બુદ્ધિ).

[–સ્થા૦ ૩૬૪]

આભિનિબોધિકજ્ઞાન અઠાવીશ પ્રકારનું છે —

૧–૬. શ્રોત્રેન્દ્રિયઅર્થાવગ્રહ, ચક્ષુરિન્દ્રિયઅર્થાવગ્રહ, ઘ્રાણેન્દ્રિયઅર્થાવગ્રહ, જિહ્વેન્દ્રિયઅર્થાવગ્રહ, સ્પર્શનેન્દ્રિય-અર્થાવગ્રહ, નોઇન્દ્રિયઅર્થાવગ્રહ;

૭–૧૦. શ્રોત્રેન્દ્રિયવ્યંજનાવગ્રહ, ઘ્રાણેન્દ્રિયવ્યંજના-વગ્રહ, જિહ્વેન્દ્રિયવ્યંજનાવગ્રહ, સ્પર્શનેન્દ્રિયવ્યંજનાવગ્રહ;

૧૧–૧૬. શ્રોત્રેન્દ્રિયઈહા, ચક્ષુરિન્દ્રિયઈહા, ઘ્રાણેન્દ્રિય-ઈહા, જિહ્વેન્દ્રિયઈહા, સ્પર્શનેન્દ્રિયઈહા, નોઇન્દ્રિયઈહા;

૧૭–૨૨. શ્રોત્રેંદ્રિયઅવાય, ચક્ષુરિન્દ્રિયઅવાય, ઘ્રાણે-ન્દ્રિયઅવાય, જિહ્વેન્દ્રિયઅવાય, સ્પર્શનેન્દ્રિયઅવાય, નોઇન્દ્રિયઅવાય;

૨૩–૨૮. શ્રોત્રેન્દ્રિયધારણા, ચક્ષુરિન્દ્રિયધારણા, ઘ્રાણે-ન્દ્રિયધારણા, જિહ્વેન્દ્રિયધારણા, સ્પર્શનેન્દ્રિયધારણા, નોઇન્દ્રિયધારણા.

[–સમ૦ ૬, ૨૮; –સ્થા૦ ૫૨૫]

ચાર ઇન્દ્રિય–વિષયનું જ્ઞાન ઇન્દ્રિય સાથેના તેના સંસર્ગ[1] પછી જ થાય છે. તે આ પ્રમાણે —

શ્રોત્રેન્દ્રિયનો વિષય, ઘ્રાણેન્દ્રિયનો વિષય, જિહ્વેન્દ્રિયનો વિષય, અને સ્પર્શનેન્દ્રિયનો વિષય.

[–સ્થા૦ ૩૩૬]

---

૧. અને તેથી જ પ્રથમ વ્યંજનાવગ્રહ ચાર જ ગણાવ્યા છે. મન અને ચક્ષુનો વ્યંજનાવગ્રહ નથી; કારણ તેમાં વિષયના સંસર્ગ વિના આત્મા ઇન્દ્રિય વડે વિષયને જાણે છે.

(૨)

અવગ્રહમતિના છ પ્રકાર છે—

શીઘ્ર અવગ્રહ થાય તે, બહુનો અવગ્રહ થાય તે, બહુવિધનો અવગ્રહ થાય તે, ધ્રુવનો અવગ્રહ થાય તે, અનિશ્રિતનો અવગ્રહ થાય તે, અસંદિગ્ધનો અવગ્રહ થાય તે.

ઈહામતિ છ પ્રકારની છે—

શીઘ્ર ઈહા થાય તે યાવત્ અસંદિગ્ધની ઈહા થાય તે.

અવાયમતિ છ પ્રકારની છે—

શીઘ્ર અવાય થાય તે યાવત્ અસંદિગ્ધનો અવાય થાય તે.

ધારણામતિના છ ભેદ છે—

બહુને ધારણ કરી રાખે તે, બહુવિધને ધારણ કરી રાખે તે, જૂનાને ધારણ કરી રાખે તે, ગહનને ધારણ કરી રાખે તે, અનિશ્રિતને ધારણ કરી રાખે તે, અસંદિગ્ધને ધારણ કરી રાખે તે.

[–સ્થા૦ ૫૧૦]

(૩)

સંજ્ઞા[1] એક છે.

[–સ્થા૦ ૩૦]

તર્ક[2] એક છે.

[–સ્થા૦ ૨૯]

---

૧. વ્યંજનાવગ્રહ પછી થનાર મતિવિશેષ તે સંજ્ઞા. તત્ત્વાર્થમાં મતિનું જ બીજુ નામ સંજ્ઞા આપ્યું છે.

૨. ઈહા અને અવાયની વચ્ચે થનાર જ્ઞાન તે તર્ક અર્થાત્ વિમર્શ. અવાય કોઈ પણ વસ્તુ વિષયક નિશ્ચય છે. જેમકે 'આ માણસ જ છે'–

(૪)

જ્ઞાત[1] (દૃષ્ટાન્ત) ચાર પ્રકારનાં છે—

૧. આહરણ (અપ્રતીત અર્થ જે વડે પ્રતીત કરવામાં આવે તે. આમાં દાર્ષ્ટાન્તિક-અર્થ સાથે સંપૂર્ણ સાધર્મ્ય હોય છે);

૨. આહરણતદ્દેશ (એકદેશી આહરણ; દાર્ષ્ટાન્તિકના અમુક ધર્મોનું જ સાધર્મ્ય સમજવાનું હોય છે);

૩. આહરણતદ્દોષ (સાધ્ય, સાધન કે ઉભય જે દૃષ્ટાંતમાં ન હોય એવા સાધ્યવિકલાદિ દોષોથી[2] યુક્ત દૃષ્ટાંત);

૪. ઉપન્યાસોપનય (વાદીએ પોતાના ઇચ્છિત અર્થને સિદ્ધ કરવા જે અનુમાન મૂક્યું હોય તેનું ખંડન કરવા તેથી વિપરીત પ્રતિપાદન કરવું તે).[3]

(૧) આહરણના ચાર પ્રકાર છે—

૧. અપાય (કોઈ વસ્તુની અનર્થતા અથવા હેયતા જે દૃષ્ટાન્તથી દેખાડવામાં આવે તે);

---

એ નિશ્ચયે પહોંચવા માટે 'આ માણસ હોવો જોઈએ' એવું ઈહારૂપ જ્ઞાન પ્રથમ થાય છે. અને પછી 'આ વસ્તુમાં તો માણસમાં જ મળી શકે તેવી ક્રિયા (હાથ-પગ હલાવવાં, માથું ખંજવાળવું આદિ) દેખાય છે' આવો વિમર્શ થાય છે, તે તર્ક છે. અને આ તર્ક પછી જ 'આ માણસ જ છે' એવો નિશ્ચય થાય છે, તે અવાય.

૧. જુઓ ટિપ્પણ નં. ૭.

૨. જુઓ ન્યાયાવતાર, કા૦ ૨૪, ૨૫.

૩. આને સાક્ષાત્ દૃષ્ટાન્ત તો ન કહી શકાય; પણ દૃષ્ટાન્તનો અર્થ ઉપપત્તિ છે, તેને આધારે આ ભેદ ગણાય. જેમકે, કોઈ કહે કે, આત્મા અકર્તા છે, અમૂર્ત હોવાથી આકાશની જેમ. ત્યારે તેનો જવાબ આપે કે, તો તો આકાશની જેમ આત્મા અભોક્તા પણ થઈ જશે ઇ૦.

૨. ઉપાય (વસ્તુની પ્રાપ્તિ માટેના ઉપાયનું અસ્તિત્વ કે ઉપાદેયતા ના વડે સિદ્ધ કરવામાં આવે તે);

૩. સ્થાપનાકર્મ (જે દૃષ્ટાન્ત વડે પરમતને દૂષિત કરીને, કે સ્વમતમાં આપેલું દૂષણ દૂર કરીને સ્વમતને સ્થિર કરવામાં આવે તે);

૪. પ્રત્યુત્પન્નવિનાશી (તત્કાલ આવી પડેલા દોષના વિનાશ માટે જે આપવામાં આવે તે).

(૨) આહરણતદ્દેશના ચાર પ્રકાર છે—

૧. અનુશાસ્તિ (બીજાના સદ્ગુણની પ્રશંસા કરવી જોઈએ એવો ઉપદેશ-બોધ, શિખામણ જેથી મળે તે);

૨. ઉપાલમ્ભ (દુર્ગુણ માટે ઠપકો મળવો જોઈએ એવો બોધ જેથી મળે તે);

૩. પૃચ્છા (નિર્ણય માટે સદૈવ જ્ઞાનીનું શરણ લઈ તેમને પૂછવું જોઈએ એવો બોધ જેથી મળે તે);

૪. નિશ્રાવચન (બોધ બીજાને આપવો હોય છતાં કોઈ શ્રદ્ધાળુ ને સરળને સામે રાખી તેને ઉદ્દેશી કહેવું, જેથી તે સાંભળી બીજા પણ પોતાને માર્ગે ચડાવે — આ વસ્તુ જે ઉદાહરણથી સમજાય તે).

(૩) આહરણતદ્દોષ[1]ના ચાર પ્રકાર છે —

૧. અધર્મયુક્ત (જેથી સાંભળનારની અધર્મબુદ્ધિ વધે);

૨. પ્રતિલોમ (જેથી પ્રતિકૂલ આચરણની શિક્ષા મળે);

૩. આત્મોપનીત (જેથી સ્વમતનો જ ઘાત થાય);

૪. દુરુપનીત (એવું અપ્રસ્તુત ઉદાહરણ જેથી સ્વપક્ષની સિદ્ધિ થવાને બદલે તેમાં દૂષણ જ આવે).

---

૧. આ ઉદાહરણોનો પ્રયોગ ન કરવો જોઈએ.

(૪) ઉપન્યાસોપનયના[1] ચાર ભેદ છે —

૧. તદ્વસ્તુક (બીજાએ રજૂ કરેલ સાધનને પોતાનો હેતુ બનાવી ઉત્તર આપવો તે[2]);

૨. તદન્યવસ્તુક (બીજાએ રજૂ કરેલ સાધનથી જે સિદ્ધ થતું હોય, તેથી વિપરીત સિદ્ધ કરવું તે);[3]

૩. પ્રતિનિભ (જેવાને તેવો જવાબ આપવો તે[4]);

૪. હેતુ (કોઈ પૂછે તેનો જવાબ હેતુ દર્શાવીને આપવો તે)[5].

[—સ્થા. ૩૩૮]

---

૧. આ બધા કંઈ માત્ર ઉદાહરણના ભેદો નથી, પણ બીજાની વાતને કેવી રીતે તોડી નાખવી — એની રીત શીખવે છે.

૨. "અમૂર્ત હોવાથી જીવ નિત્ય છે, આકાશની જેમ." એના ઉત્તરમાં કહેવું કે, "અમૂર્ત હોવાથી જીવ અનિત્ય છે, કર્મની જેમ."

૩. કોઈ કહે કે સમુદ્રના કિનારાનાં વૃક્ષનાં જે પાન સ્થળમાં પડે છે તેનાં સ્થલચર પ્રાણી થાય છે, અને જળમા પડે તેમાંથી જળચર પ્રાણી થાય છે; તેના જવાબમાં કહેવું કે, તો પછી જે પાદડાં માણસ કે જાનવર ખાઈ જાય છે તેમનું શું થાય છે? કશું નહી, માટે પેલી વાત પણ ખોટી છે.

૪. કોઈ કહે કે મને નવી વાત સંભળાવનારને લાખ રૂપિયા ઈનામ આપું. પછી દરેક વાતને તે સાંભળેલી કહેતો હોય, તો તેને કહેવું કે, તારા બાપ પાસે મારા બાપ લાખ રૂપિયા માગે છે. જો આ વાત પણ પોતે સાંભળેલી છે એમ પેલો કહે, તો તેણે બાપનું દેવુ ભરપાઈ કરવું જોઈએ; અને નથી સાંભળી એમ કહે, તો તેણે ઈનામ આપી દેવું જોઈએ.

૫. કોઈ પૂછે, 'બ્રહ્મચર્ય કેમ પાળો છો?' તો જવાબમા જણાવે કે, ન પાળીએ તો નરકમાં વધુ મોટી વેદના ભોગવવી પડે.

(૫)

હેતુ[૧] ચાર છે —

(૧) ૧. યાપક (અનેક વિશેષણો ઇ૦ વાળો એવો હેતુ કે જેને સમજતાં તથા જવાબ આપતાં વાર લાગે);

૨. સ્થાપક (પ્રસિદ્ધ વ્યાપ્તિવાળો, જેથી તરત સાધ્ય-સિદ્ધિ થાય);

૩. વ્યંસક (બીજાને ભ્રાંતિમાં નાખી દે તેવો[૨]);

૪. લૂષક (વ્યંસક હેતુનો જવાબ[૩]).

(૨) ૧. પ્રત્યક્ષ[૪],

૨. અનુમાન,

૩. ઉપમાન,

૪. આગમ.

(૩) ૧. અસ્તિ અને અસ્તિસાધક (ધૂમાડાનું અસ્તિત્વ જેમ અગ્નિના અસ્તિત્વને સિદ્ધ કરે છે);

૨. અસ્તિ અને નિષેધસાધક (અગ્નિનું અસ્તિત્વ શીતળતાનો નિષેધ દર્શાવે છે);

---

૧. સાધ્ય વિના જે કદી ન હોય તે હેતુ. આહરણ ભેદોમા જે હેતુ શબ્દ છે, તે તો પ્રત્યુત્તર કે ઉપપત્તિરૂપ સમજવો; પણ આને સાધ્યસાધક સમજવો. વિસ્તૃત વિવેચન માટે જુઓ દશવૈકાલિક૦ ચૂર્ણિ પૃ. ૫૫ થી.

૨. જેમકે, 'ઘટ પણ અસ્તિ છે, અને જીવ પણ અસ્તિ છે, માટે ઘટ અને જીવ બને એક છે.'

૩. જેમકે વ્યસકના જવાબમા કહે કે, "તો પછી ઘોડો પણ અસ્તિ છે, ગાય પણ અસ્તિ છે, બધા પદાર્થો પણ અસ્તિ છે, માટે ઘોડો, ગાય તથા બધા પદાર્થો અને આત્મા એક જ છે।"

૪. આ વિભાગમા હેતુનો અર્થ પ્રમેયજ્ઞપ્તિમાં હેતુ–કારણ અર્થાત્ પ્રમાણ એવો લેવો.

૩. નાસ્તિ અને અસ્તિસાધક (અગ્નિનું નાસ્તિત્વ શીતળતાનું અસ્તિત્વ દર્શાવે છે);

૪. નાસ્તિ અને નિષેધસાધક (આ પીપળો નથી, કારણ કે આ ઝાડ નથી).

[–સ્થા૦ ૩૩૮]

(૧) હેતુ પાંચ છે[૧] —

હેતુને જાણે નહિ;[૨] દેખે નહિ; શ્રદ્ધે નહિ; પ્રાપ્ત કરે નહિ; અને અજ્ઞાનમરણે મરે છે.

(૨) હેતુ પાંચ છે[૧] —

હેતુથી જાણતો નથી યાવત્ હેતુથી અજ્ઞાનમરણે મરે છે.

(૩) હેતુ પાંચ છે[૩] —

હેતુને જાણે છે યાવત્ છદ્મસ્થ મરણે મરે છે.

(૪) હેતુ પાંચ છે —

હેતુથી જાણે છે યાવત્ હેતુથી છદ્મસ્થ મરણે મરે છે.

(૫) અહેતુ[૪] પાંચ છે —

અહેતુને નથી જાણતો યાવત્ અહેતુરૂપ છદ્મસ્થમરણે મરે છે.

---

૧. આ સૂત્રની ટીકા ભગવતી સૂત્રની ચૂર્ણિને આધારે કરી છે, એમ ટીકાકાર જણાવે છે. હેતુનો અર્થ તેમણે લિંગ કર્યો છે, અને પછી હેતુને જાણે–દેખે તે પણ હેતુ કહેવાય એમ અર્થ કર્યો છે. આ અર્થ, હેતુના આગમ ભાવ નિક્ષેપને આધારે પણ થઈ શકે છે.

૨. અર્થાત્ અસમ્યગ્ રીતે જાણે; છેક ન જાણે એમ નહીં.

૩. આ સમ્યગ્દૃષ્ટિ વિષે છે. તે અનુમાતા હોવાથી કેવળી તો કહેવાય નહી; માટે તે છદ્મસ્થ મરણે મરે છે એમ કહ્યું છે.

૪. સર્વજ્ઞને અનુમાન-પ્રમાણથી જાણવું પડતું ન હોવાથી તેને બધા હેતુઓ અહેતુ છે. તેમને તો બધું પ્રત્યક્ષ છે. આ અહેતુને સમ્યગ્દૃષ્ટિ છદ્મસ્થ સર્વથા અહેતુરૂપે નથી જાણતા, પણ કથંચિત્ અહેતુરૂપે જાણે છે, ઇ૦ અર્થ કરવો.

(૬) અહેતુ[1] પાંચ છે —

અહેતુથી જાણતો નથી યાવત્ અહેતુથી છદ્મસ્થ મરણે મરે છે.

(૭) અહેતુ[2] પાંચ છે —

અહેતુને જાણે છે યાવત્ અહેતુરૂપ કેવલીમરણે મરે છે.

(૮) અહેતુ[3] પાંચ છે —

અહેતુથી જાણે છે યાવત્ અહેતુથી કેવલીમરણે મરે છે.[4]

[-સ્થા૦ ૪૧૦]

(૬)

વિવાદ છ પ્રકારનો છે —

૧. પાછો પડીને (જરા ઢીલું મૂકીને કાલહરણ કરે પછી ઠીક મોકો જોઈને પ્રતિવાદી પર આક્ષેપો કરવા માંડે);

૨. પાછો પાડીને (ગમે તે બહાનુ કાઢીને પ્રતિવાદી પાસે વિવાદ બંધ કરાવે અને પછી અવસર મેળવી ફરી શરૂ કરે);

૩. અનુકૂલ કરીને (સભ્ય અને સભાપતિને પોતાના પક્ષમાં લઈ વિવાદ કરે તે);

૪. પ્રતિકૂલ કરીને (સભ્ય, સભાપતિને વિરોધી કરી વિવાદ કરે તે. આમ ત્યારે જ કરે જ્યારે પોતે સમર્થ હોય);

---

૧. અહેતુનો અર્થ ઉપર પ્રમાણે કરવો, પણ અહેતુથી કથંચિત્ જાણે છે, સર્વથા નથી જાણતો ઇ૦ અર્થ કરવો.

૨-૩. આ પાંચ કેવલીને આશ્રયીને સમજવા.

૪. 'આ હેતુસૂત્રની ટીકા મે કરી છે પણ તેનું રહસ્ય તો સર્વજ્ઞ જાણે.' — ટીકાકાર

૫. ભાગલા પડાવીને (સભ્યોમાં જ પરસ્પર વિવાદ થાય તેવી સ્થિતિ ઊભી કરે);

૬. મેળવી લઈને (અમુક સભ્યોને પોતાના પક્ષકારો સાથે મેળવી દઈને).

[–સ્થા૦ ૫૧૨]

(વાદના[1]) દોષ દશ છે.

૧. તજ્જાતદોષ (પ્રતિવાદીના જાતિ-કુલને દોષ દેવો તે);

૨. મતિભંગદોષ (વિસ્મરણ);

૩. પ્રશાસ્તૃદોષ (સભાપતિ કે સભ્ય નિષ્પક્ષ ન રહે તે);

૪. પરિહરણદોષ (સામાએ આપેલો દોષ બરાબર દૂર ન કરવો તે);

૫. સ્વલક્ષણદોષ (પોતે કરેલું લક્ષણ દોષિત હોય);

૬. કારણદોષ (સાધ્ય સાથે સાધનનો વ્યભિચાર);

૭ હેતુ[2]દોષ (હેતુમાં દોષ હોય);

૮ સંક્રામણદોષ (પ્રસ્તુતમાં અપ્રસ્તુત ઘુસાડી દેવું, અથવા પ્રતિવાદીના મતનો સ્વીકાર);

૯ નિગ્રહદોષ (પ્રતિજ્ઞાહાનિ આદિ નિગ્રહસ્થાન મળવું તે);

૧૦ વસ્તુદોષ (પક્ષમાં દોષ).

---

૧. અહીં વાદ એટલે વાદી–પ્રતિવાદી વચ્ચે જયલાભ માટે થતો વિવાદ; અથવા ગુરુશિષ્ય વચ્ચે થતી વાતચીત.–ટીકાકાર.

૨. હેતુ અને કારણમાં તફાવત આ પ્રમાણે સમજવો: જે સાધનમાં દૃષ્ટાંત મળી શકતું ન હોય તે કારણ; અને જે સાધનમાં દૃષ્ટાન્ત મળી શકતું હોય તે હેતુ.

વિશેષો[1] પણ દશ છે—

૧. વસ્તુદોષ[2];

૨. તજ્જાતદોષ[2];

૩. દોષ (ઉપરના બે સિવાયના મતિભંગાદિ આઠ જે ઉપર છે તેના વિશેષ ભેદ);

૪. એકાર્થિક (એક જ અર્થવાળો શબ્દ અથવા એક જ અર્થવાળા અનેક શબ્દો);

૫. કારણદોષ (કારણના ભેદો-વિશેષો, પરિણામ, નિમિત્ત ઇ૦);

૬. પ્રત્યુત્પન્નદોષ (વસ્તુના સ્વરૂપને સર્વથા નિત્ય કે એક વગેરે માનવાથી જે દોષ પ્રત્યક્ષ સામે જ નજરે આવે તે);

૭. નિત્યદોષ (અભવ્યને મિથ્યાત્વાદિ જે દોષ હોય છે તે, અથવા વસ્તુને નિત્ય માનવાથી જે આવે તે);

૮. અધિકદોષ (જેટલાથી પ્રતીતિ થઈ શકે તેથી અધિકનું વચન);

૯. સ્વકૃતદોષ;

૧૦. ઉપનીત (પરકૃત) દોષ.

[–સ્થા૦ ૭૪૩]

---

૧. ઉપર જે દોષો ગણાવ્યા છે તેમાંના કેટલાકને સામાન્યરૂપે એ સૂત્રમા સમજવા અને એ જ વિશેષ રૂપે આ સૂત્રમાં; ઉપરાંત બીજા પણ કેટલાક વિશેષો-ભેદો આ સૂત્રમાં કહ્યા છે.

૨. આ બન્ને ઉપરના સૂત્રમાં સામાન્ય સમજવા અને અહીં તેમના વિશેષ ભેદ સમજવા.

વસ્તુ—પક્ષદોષના ભેદો—૧. પ્રત્યક્ષનિરાકૃત (જેમકે, અગ્નિ ઠંડો છે); ૨. અનુમાનનિરાકૃત (જેમકે શબ્દ નિત્ય છે); ૩. સ્વવચનનિરાકૃત (જેમકે મારી માતા વંધ્યા છે).

તે જ પ્રમાણે તજ્જાત દોષના વિશેષ ભેદો–જાતિ, મર્મ અને કર્માદિ આગળ કરી દોષ દેવો તે ઇ૦.

## (૩) શ્રુતજ્ઞાન

આ લોકને વિષે શ્રમણ ભગવાન મહાવીરે બાર અંગવાળું ગણિપિટક[1] કહ્યું છે. તે આ પ્રમાણે—

આચાર, સૂત્રકૃત્, સ્થાન, સમવાય, વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિ, જ્ઞાતૃધર્મકથા, ઉપાસકદશા અંતકૃતદશા, અનુત્તરોપપાતિકદશા, પ્રશ્નવ્યાકરણ, વિપાકશ્રુત, દૃષ્ટિવાદ.

[–સમ૦ ૧]

### અ. બાર અંગો

ગણિપિટકનાં બાર અંગો છે—

આચાર યાવત્ દૃષ્ટિવાદ.

૧

§ આચારાંગમાં[2] શું છે?

શ્રમણનિર્ગ્રંથોના આચાર (જ્ઞાનાચાર, દર્શનાચાર — જ્ઞાનાદિ કેમ ગ્રહણ કરવાં એના વિધિનિયમો);
ગોચરી (ભિક્ષાચર્યા વિષેના નિયમો);
વિનય (જ્ઞાનવિનય આદિ);
વૈનયિક (વિનયનું ફળ કર્મક્ષય વગેરે);
સ્થાન (કાયોત્સર્ગ, ઉપવેશન–બેસવું, શયન એ ત્રણ ભેદો છે તેમના નિયમો);
ગમન (વિહાર કરવા સંબંધી નિયમો);
ચંક્રમણ (ઉપાશ્રયમાં આમતેમ ફરવાના નિયમો);
પ્રમાણ (ભોજન, પાત્ર, વસ્ત્ર વગેરેનું માપ);

---

૧. જુઓ ભગવતી૦ શ૦ ૨૫, ઉ૦ ૪, પૃ. ૧૬૪.

૨. આ માળામાં 'મહાવીરસ્વામીનો આચારધર્મ' એ નામે તેનો છાયાનુવાદ પ્રસિદ્ધ થયેલો છે.

યોગયોજન (સ્વાધ્યાય, પડિલેહણ આદિ કાર્યોમાં બીજાને જોડવા સંબંધી નિયમો);
ભાષા;
સમિતિ;
ગુપ્તિ;
શય્યા (રહેવાનું સ્થાન – વસતિ);
ઉપધિ (વસ્ત્રપાત્રાદિ);
ભક્તપાન;
ઉદ્ગમ (સાધુ માટે આહાર તૈયાર કરતાં જે દોષો ગૃહસ્થને લાગે છે તે);
ઉત્પાદન (ભિક્ષા લેનાર સાધુને અસાવધાનતાથી લાગતા દોષો);
એષણા (ભિક્ષા લેનાર અને દેનાર બંનેને લાગતા દોષો);
દોષોની વિશુદ્ધિ;
શુદ્ધાશુદ્ધ ગ્રહણ;
સુપ્રશસ્તવ્રત, (પાંચ મહાવ્રતરૂપ મૂલ ગુણો);
નિયમ;
તપોપધાન.

§ જે આચારનું આ શાસ્ત્રમાં વર્ણન છે, તે આચાર પાંચ પ્રકારનો છે—
જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપ-આચાર, વીર્યાચાર.

§ આચારશાસ્ત્રની — વાચના[1] સંખ્યેય છે, અનુયોગદ્વાર[2]

---
૧. ગુરુ શિષ્યને મૂળ સૂત્ર તથા તેના અર્થ શીખવે તે – પાઠ.
૨. ઉપક્રમાદિ વ્યાખ્યાનપ્રકારો.

સંખ્યેય છે, પ્રતિપત્તિ[1] સંખ્યેય છે, વેઢા–વેષ્ટકો[2] સંખ્યેય છે, શ્લોકો સંખ્યેય છે, નિર્યુક્તિઓ[3] સંખ્યેય છે.

૬ આચારશાસ્ત્ર બધાં અંગોમાં પ્રથમ[4] છે; તેના બે શ્રુતસ્કંધ[5] છે; ૨૫ અધ્યયન છે; ૮૫ ઉદ્દેશનકાલ[6] છે; સમુદ્દેશનકાલ[7] પણ ૮૫ છે; ૧૮૦૦૦ પદો[8] છે; સંખ્યાત અક્ષરો છે; અનન્ત ગમો[9] છે; અનન્ત પર્યાયો છે; તેમાં સંખ્યેય ત્રસ વિષે અને અનન્ત સ્થાવર વિષે, જે શાશ્વત છે, કૃત છે, નિબદ્ધ છે, નિકાચિત છે – ઇત્યાદિ જિનપ્રજ્ઞપ્ત ભાવોને વિષે કહેવામાં આવ્યું છે.

[–સમ૦ ૧૩૬]

---

૧. વસ્તુવિષયક સિદ્ધાંતો – મતો.

૨. છંદવિશેષ. કોઈને મતે એક વસ્તુની પ્રતિપાદક સંકલના.

૩. મૂળ સૂત્રને સ્પષ્ટ કરનાર યુક્તિઓ. — ટીકા૦

૪. રચનાના ક્રમની દૃષ્ટિએ નહીં, પણ રચના પછી ગોઠવણી વખતના સ્થાનની દૃષ્ટિએ. સૌથી પ્રથમ રચના તો 'પૂર્વ' નામના દૃષ્ટિવાદના એક અંશરૂપ શાસ્ત્રની થઈ છે.

૫. અમુક અધ્યયનો મળીને એક શ્રુતસ્કંધ – ખંડ થાય છે. પ્રથમ ખંડમાં ૯ અને બીજામાં ૧૬ અધ્યયન છે. આમ, નિશીથ સિવાયનાં કુલ ૨૫ અધ્યયનો છે.

૬. ઉદ્દેશન એટલે ભણાવવું તે; તેનો સમય એટલે કેટલા પાઠમાં આખું શાસ્ત્ર પૂરું કરવું તે. અધ્યયનના આંકડા સાથે તેના પાઠની સંખ્યા બતાવીને કહીએ તો — અ૦ ૧–૭, ૨–૬, ૩–૪, ૪–૪, ૫–૬, ૬–૫, ૭–૮, ૮–૭, ૯–૪, ૧૦–૧૧, ૧૧–૩, ૧૨–૩, ૧૩–૨, ૧૪–૨, ૧૫–૨, ૧૬–૨; અને બાકીનાં ૯ અધ્યયનોના નવ ઉદ્દેશનકાલ ઉમેરતાં કુલ ૮૫ થાય.

૭. વિશેષ વ્યાખ્યા કરી સમજાવવું તે – વાચના આપવી તે.

૮. આ અને આગળ બીજાં શાસ્ત્રોનાં પદોની જે ગણતરી આપી છે, તે અત્યારે મળતાં તે તે શાસ્ત્રો સાથે સંગત નથી, તે ધ્યાનમાં રાખવું.

૯. અર્થપરિચ્છેદ.

૨

[1]સૂત્રકૃતશાસ્ત્રમાં શું છે?

સૂત્રકૃતશાસ્ત્રમાં સ્વસમય, પરસમય, અને સ્વપરસમયની સૂચના છે; તથા જીવ, અજીવ, જીવાજીવ, લોક, અલોકની સૂચના છે; જીવાદિ નવ પદાર્થ – તત્ત્વની સૂચના છે; નવા શ્રમણોની, કુસિદ્ધાન્તથી જેમની મતિમાં વ્યામોહ થયો છે તેવા શ્રમણોની, અને જેઓ સંશયશીલ છે તેમની,—પાપકારી મલિન બુદ્ધિને વિશુદ્ધ કરવા માટે ૧૮૦ ક્રિયાવાદીનો, ૮૪ અક્રિયાવાદીનો, ૬૭ અજ્ઞાનવાદીનો અને ૩૨ વિનયવાદીનો એમ કુલ ૩૬૩ અન્યદૃષ્ટિનો નિરાસ કરવામાં આવ્યો છે, જેથી શ્રમણો સ્વસમયમાં સ્થિર થાય.

સૂત્રકૃતનાં સૂત્રો અને તેનો અર્થ એવો છે કે જે અનેક પ્રકારનાં દૃષ્ટાન્તો વડે પરમતની નિસ્સારતા બતાવે છે, વિવિધ પ્રકારે વિસ્તાર કરીને શાસ્ત્રના સદ્ભૂત પદાર્થોનું વ્યાખ્યાન કરે છે, મોક્ષમાર્ગ તરફ લઈ જાય છે, ઉદાર છે, અજ્ઞાનાંધકારથી ઘેરાયલા જીવો માટે દીપકનું કામ આપે છે, સિદ્ધિમાં લઈ જનાર નિસરણી જેવાં છે, અને ક્ષોભ અને કંપ વિનાનાં છે.

સૂત્રકૃત શાસ્ત્રની વાચના સંખ્યાત છે. યાવત્ સંખ્યાત નિર્યુક્તિ છે.

બાર અંગમાં સૂત્રકૃત બીજું અંગ છે. તેના બે શ્રુતસ્કંધ છે અને ૨૩ અધ્યયન છે[2]; તેના ૩૩ ઉદ્દેશનકાલ[3]

---

૧. આ માળામા 'ભગવાન મહાવીરનો સંયમધર્મ' એ નામે તેનો છાયાનુવાદ પ્રસિદ્ધ થયો છે.

૨. પ્રથમ શ્રુતસ્કંધનાં ૧૬, અને બીજાનાં ૭.

૩. અ૦ ૧–૪, ૨–૩, ૩–૪, ૪–૨, ૫–૨, અને બાકીનાનો એક એક.

છે, ૩૩ સમુદ્દેશનકાલ છે; ૩૬૦૦૦ પદો છે; યાવત્ જિન-પ્રજ્ઞપ્તભાવોને તેમાં કહેવામાં આવ્યા છે.

[–સમ૦ ૧૩૭]

૩

સ્થાનાંગશાસ્ત્ર[1]માં શું છે?

સ્થાનાંગમાં સ્વસમય, પરસમય યાવત્ લોકાલોકની સ્થાપના છે. તેમાં પદાર્થોની વ્યાખ્યા — દ્રવ્ય, ગુણ, ક્ષેત્ર કાલ અને પર્યાય દૃષ્ટિએ કરવામાં આવી છે. તેમાં પર્વત, પાણી, સમુદ્ર, સુરભવન, સુરવિમાન, આકર–ખાણ, નિધિ-ભંડાર, ઉત્તમપુરુષો, સ્વર, ગોત્ર, જ્યોતિષનું ચલન એ બધાનું વર્ણન છે. તેમાં એકવિધ દ્વિવિધ યાવત્ દશવિધ જીવ અને પુદ્ગલોનું વર્ણન છે. લોકસ્થિતિનું પણ વર્ણન છે.

તેની વાચના સંખ્યેય છે યાવત્ સંખ્યાત શ્લોકો છે, સંખ્યાત સંગ્રહણીઓ છે. બાર અંગમાં સ્થાનાંગ એ ત્રીજું અંગ છે. તેનો એક શ્રુતસ્કંધ અને દશ અધ્યયનો છે. ૨૧ ઉદ્દેશન[2]કાલ છે. ૭૨૦૦૦ પદ છે. સંખ્યાત અક્ષર છે યાવત્ જિનપ્રજ્ઞપ્ત પદાર્થોનું તેમાં વર્ણન છે.

[–સમ૦ ૧૩૮]

૪

સમવાયાંગ[3]માં શું છે?

સમવાયાંગમાં સ્વસિદ્ધાન્તનું વર્ણન છે યાવત્ લોકાલોકનું સમ્યક્ રીતે જ્ઞાન કરાવવામાં આવ્યું છે. તેમાં એકથી માંડી

---

૧. આ ગ્રંથમા તેનો પણ અનુવાદ છે.

૨. ૧–૧, ૨–૪, ૩–૪, ૪–૪, ૫–૩. બાકીનાના એક એક.

૩. આ ગ્રંથમાં તેનો પણ અનુવાદ છે.

ઉત્તરોત્તર બે ત્રણ એમ સંખ્યાક્રમે પદાર્થોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ત્યાર પછી બાર અંગરૂપ શ્રુતજ્ઞાનનું વર્ણન કરવામાં આવ્યું છે.

તે શાસ્ત્રમાં નાના પ્રકારના અજીવનું વિસ્તારથી વર્ણન છે. અને બીજા પણ ઘણા વિશેષો તેમાં વર્ણિત છે. જેમકે નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવસમૂહના આહાર, ઉચ્છ્વાસ, લેશ્યા, આવાસની સંખ્યા અને આવાસનું પ્રમાણ; ઉપપાત, ચ્યવન, અવગાહના, અવધિ, વેદના, ભેદો, ઉપયોગ, યોગ, ઇન્દ્રિય અને કષાયનું વર્ણન છે. જીવોની વિવિધ યોનિ; મંદરાદિપર્વતોનો વિસ્તાર, ઊંચાઈ, પરિધિનું પ્રમાણ, તથા તેના ભેદો; તથા કુલકર, તીર્થંકર, ગણધર, સમસ્ત ભરતના અધિપતિ ચક્રવર્તી, ચક્રધર અને હલધરના ભેદો પણ વર્ણવવામાં આવ્યા છે; તથા વર્ષ – ભરતાદિક્ષેત્રોના નિર્ગમનું, આ અને આના જેવા બીજા પદાર્થોનું પણ આ સમવાયાંગમાં વર્ણન છે.

સમવાયાંગની સંખ્યેય વાચના છે યાવત્ તે બાર અંગમાં ચોથું અંગ છે. તેનું એક અધ્યયન છે, એક શ્રુતસ્કંધ છે, એક ઉદ્દેશનકાલ છે. ૧૪૦૦૦૦ પદો છે. સંખ્યાત અક્ષરો છે યાવત્ જિનપ્રજ્ઞપ્ત ભાવોને તેમાં ગોઠવવામાં આવ્યા છે.

[–સમ૦ ૧૩૯]

૫

[1]વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં શું છે?

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં સ્વસમયની પ્રરૂપણા છે યાવત્ લોકાલોકનું વ્યાખ્યાન છે.

---

૧. આ માળામાં 'ભગવતીસાર' નામે તેનો છાયાનુવાદ પ્રસિદ્ધ થયેલો છે.

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં નાના પ્રકારના દેવ, નરેન્દ્ર અને રાજર્ષિઓએ સંશયાળુ થઈને પૂછેલા ૩૬૦૦૦ પ્રશ્નના ભગવાન મહાવીરે વિસ્તારથી ઉત્તરો આપ્યા છે. તે ઉત્તરોમાં દ્રવ્ય, ગુણ, ક્ષેત્ર, કાલ, પર્યાય, પ્રદેશ, પરિણામ યથાવસ્થિતભાવ, અનુગમ, નિક્ષેપ, નય, પ્રમાણ, સુનિપુણ ઉપક્રમ ઇત્યાદિનું વિવિધ પ્રકારે પ્રકાશન છે. તેમાં લોક અને અલોક સંબંધી માહિતી છે. એ ઉત્તરો સંસારસમુદ્રને તરવા માટે સાધન અને તેવા તે છે. એમની ઇન્દ્રોએ પણ પ્રશંસા કરી છે; ભવ્યજનોએ તેમનું અભિનંદન કર્યું છે. અંધકારની રજને નાશ કરનારા તે જ્ઞાનરૂપ દીવા જેવા છે અને ઈહા, બુદ્ધિ અને મતિની વૃદ્ધિ કરનારા છે; વળી તે સૂત્રાર્થને વિવિધ રીતે સમજાવનારા છે તથા મહામૂલ્યવાન અને શિષ્યને હિતકર છે.

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં સંખ્યાત વાચના છે—યાવત્ સંખ્યાત નિર્યુક્તિઓ છે. તે બાર અંગમાં પાંચમું છે. શ્રુતસ્કંધ એક છે. સો અધ્યયન[1] છે; તેના દશ હજાર ઉદ્દેશો[2] છે, દશ હજાર સમુદ્દેશો છે. ૩૬૦૦૦ પ્રશ્નોના ઉત્તરો છે. ૮૪૦૦૦ પદો છે. સંખ્યાત અક્ષરો છે યાવત્ જિનપ્રજ્ઞપ્ત ભાવોનું પ્રરૂપણ છે.

[–સમ૰ ૧૪૦]

૬

જ્ઞાતૃધર્મકથામાં[3] શું છે?

જ્ઞાતૃધર્મકથામાં દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે. દૃષ્ટાંતમાં

---

૧. ભગવતીનાં શતક એ જ અધ્યયન કહેવાય છે.

૨. ટીકાકારે ઉદ્દેશોને કેવી રીતે દશ હજાર જાણવા તે જણાવ્યું નથી.

૩. 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' નામે તેનો છાયાનુવાદ આ માળામાં પ્રસિદ્ધ થયેલો છે.

આવતા-નગર, ઉદ્યાન, ચૈત્ય, બગીચા, રાજા, માતા-પિતા, સમવસરણ, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક તેમ જ પરલોકની ઋદ્ધિ, ભોગનો પરિત્યાગ, પ્રવ્રજ્યા, શ્રુતાભ્યાસ, તપોપધાન, દીક્ષાપર્યાય, સંલેખના, ભોજનનો ત્યાગ, પાદપોપગમન, દેવલોકગમન, સુકુલમાં જન્મ, ફરી ધર્મપ્રાપ્તિ, અને મોક્ષ વિષે કહેવામાં આવ્યું છે.

યાવત્ આ કથાઓમાં સાધુઓના વિનય વિષે, તીર્થંકરના શાસનમાં દીક્ષા લઈને તેના પાલનમાં મંદ બુદ્ધિવાળા વિષે, કઠણ તપસ્યાથી હારી ગયેલા વિષે, ભયંકર પરીષહોથી હારેલાઓ વિષે, મોક્ષમાર્ગમાં આગળ વધતાં અટકી જનારા વિષે, વિષયસુખની આશામાં મૂઢ બનેલાઓ વિષે; જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને દૂષિત કરીને નકામા થયેલાઓ વિષે, તથા તેથી કરીને તેમની સંસારમાં થયેલી દુર્ગતિ અને દુઃખપરંપરા વિષે—વિસ્તારથી કહેવામાં આવ્યું છે.

વળી, જેમણે પરીષહ અને કષાયના સૈન્યને જીતી લીધું છે, ધૈર્ય જ જેમનુ ધન છે અને સંયમમાં જેઓ ઉત્સાહપૂર્વક નિશ્ચયવાળા છે તેવા ધીરપુરુષો વિષે; જેઓ નિઃશલ્ય થઈ જ્ઞાન, દર્શન, ચારિત્ર, યોગના આરાધક હોવાથી સિદ્ધિમાર્ગમાં પ્રયાણ કરી રહ્યા છે તેમના વિષે; જેઓ દેવના અનુપમ કામભોગ ભોગવી ત્યાંથી યથાકાળે ચ્યુત થઈ મનુષ્ય-લોકમાં ઉત્પન્ન થઈ ફરી પાછા પ્રવ્રજ્યા લઈ મુક્તિપથના પ્રવાસી થઈ મોક્ષે ગયા છે તેમના વિષે—વિસ્તૃત વર્ણન છે.

વળી, જેઓ માર્ગમાં ચલાયમાન થયા હોય તેમને મનુષ્ય અને દેવો ઉપદેશ આપી, સારાસારના ગુણદોષ બતાવી કેવી રીતે સન્માર્ગમાં લાવે છે તેના વિષે આમાં કહેવામાં આવ્યું છે. અને દૃષ્ટાન્તો અને પ્રતીતિકર વચનો

સાંભળીને ભ્રષ્ટ મનુષ્યો કેવી રીતે સન્માર્ગમાં આવી જન્મ-મરણનો નાશક સંયમ પાળી, દેવલોકમાં જઈ, પાછા ચ્યવી, સર્વ દુઃખરહિત શાશ્વત કલ્યાણકારી મોક્ષમાં જાય છે તે પણ કહેવામાં આવ્યું છે.

આ અને આના જેવું બીજું પણ ઘણું વિસ્તારથી જ્ઞાતૃધર્મકથાઓમાં કહેવામાં આવ્યું છે.

જ્ઞાતૃધર્મકથાની સંખ્યાત વાચના છે, સંખ્યાત અનુયોગ-દ્વાર છે, સંખ્યાત સંગ્રહણીઓ છે; તે છઠ્ઠું અંગ છે. તેના બે સ્રુતસ્કંધ છે. અને [પ્રથમ શ્રુતનાં] ઓગણીસ અધ્યયન છે.

તેમાંની કથાઓ બે પ્રકારની છે — એક બનેલી અને બીજી કલ્પિત. [બીજા શ્રુતની] બધી ધર્મકથાઓને દશ વર્ગમાં[1] વહેંચી નાખવામાં આવી છે. એકએક ધર્મકથામાં પાંચસો પાંચસો અખ્યાયિકાઓ છે. એકએક આખ્યાયિકામાં પાચસો-પાંચસો ઉપાખ્યાયિકાઓ છે. અને પ્રત્યેક ઉપાખ્યાયિકામાં ૫૦૦ અખ્યાયિકા-ઉપાખ્યાયિકાઓ છે. એમ બધી મળી સાડાત્રણ કરોડ કથાઓ થાય છે. તેના ૨૯ ઉદ્દેશન[2]કાલ છે. સમુદ્દેશનકાલ પણ તેટલા જ છે. સંખ્યાત હજાર પદો છે. યાવત્ જિનપ્રજ્ઞપ્તભાવોનું વર્ણન છે.

[-સમ૦ ૧૪૧]

૭

ઉપાસકદશા[3]માં શું છે?

ઉપાસકદશામાં ઉપાસક-શ્રાવકોનાં નગર, ઉદ્યાન, ચૈત્ય, વનખંડ, રાજા અને માતા-પિતાનુ વર્ણન છે; તથા

---

૧. વર્ગનો અર્થ અધ્યયન સમજવો.

૨. કારણ કે, બને શ્રુતસ્કંધનાં મળી ૨૯ અધ્યયનો છે.

૩. 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો' એ નામે તેનો છાયાનુવાદ આ માળામા પ્રસિદ્ધ થયેલો છે.

સમવસરણ, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક અને પરલોકની ઋદ્ધિનું વર્ણન છે. ઉપાસકનાં શીલવ્રત, ગુણવ્રત, પૌષધ, ઉપવાસનું વર્ણન છે. તેમનો શ્રુતાભ્યાસ, તપોપધાન, પ્રતિમા, ઉપસર્ગ, સંલેખના, ભક્તપ્રત્યાખ્યાન, તથા પાદપોપગમનનું વર્ણન છે મૃત્યુ પછી તેમની દેવલોકમાં ઉત્પત્તિ, ત્યાંથી ચ્યવન કરી સુકુલમાં જન્મ અને ફરી ધર્મપ્રાપ્તિ કરી મોક્ષગમન એ બધું તેમાં કહેવામાં આવ્યું છે.

વળી ઉપાસકદશામાં શ્રાવકોની ઋદ્ધિ, તેમનો પરિવાર, તેમનું ધર્મશ્રવણ, તેમની ધર્મપ્રાપ્તિ અને તેમના સમ્યક્ત્વની સ્થિરતા અને વિશુદ્ધિ, તેમના મૂલગુણ અને ઉત્તરગુણ તથા તેમના અતિચાર, તેમની ઉપાસકપણાની કાલમર્યાદા, અને અનેક પ્રકારે તેમણે જે અભિગ્રહો ધારણ કર્યા, પ્રતિમાઓ સ્વીકારી, ઉપસર્ગો–સંકટો સહન કર્યાં તેનું; તથા જેમને ઉપસર્ગ નથી આવ્યા તેમનું; તેમણે જે અનેક પ્રકારનું તપ આચર્યું અને શીલવ્રત તથા ગુણવ્રત અને પૌષધોપવાસ સ્વીકાર્યાં તેનું અને છેવટે સંલેખનાવ્રત લઈ અનેક દિવસ સુધી અન્નપાન વગર રહી આત્માને શુદ્ધ કરી તેઓ કલ્પોપપન્ન દેવપણે ઉત્પન્ન થયા તેનું; અને તે દેવલોકની સંપત્તિનું જે અનુપમ સુખ તેમણે ભોગવ્યું તેનું, અને ત્યાંથી યથાકાળે ચ્યુત થઈ મનુષ્ય રૂપે જન્મી ફરી પાછી જિનધર્મની પ્રાપ્તિ કરી, ઉત્તમ સંયમ પાળી, કર્મરજને છાંડી કેવી રીતે તેઓ મુક્ત થશે તેનું; આ બધાનું અને આના જેવું બીજું ઘણું વર્ણન તેમાં કરવામાં આવ્યું છે.

ઉપાસકદશાની સંખ્યાત વાચના છે, સંખ્યાત અનુયોગદ્વાર છે, યાવત્ સંખ્યાત સંગ્રહણીઓ[1] છે. તે સાતમું અંગ

---

૧. અર્થસંગ્રાહક ગાથાઓ.

છે. તેનો એક શ્રુતસ્કંધ છે અને દશ અધ્યયન છે. દશ ઉદ્દેશન- અને સમુદ્દેશન- કાલ છે. સંખ્યાત હજાર પદ છે. યાવત્ તેમાં જિનપ્રજ્ઞપ્ત ભાવોનું નિરૂપણ છે.

[-સમ૦૧૪૨]

૮

અન્તકૃદ્દશા[1]માં શું છે?

અન્તકૃદ્દશામાં જેઓ મોક્ષે ગયા છે તેમના સંબંધી -નગર, ઉદ્યાન, ચૈત્ય, વન, રાજા અને માતા-પિતાનુ વર્ણન છે. તથા સમવસરણ, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક અને પરલોકની ઋદ્ધિનુ વર્ણન છે. તથા મોક્ષે જનાર જીવોએ કેવી રીતે ભોગોનો ત્યાગ કર્યો અને દીક્ષા લીધી, તેમનો શ્રુતાભ્યાસ, તેમની તપસ્યા, તેમની પ્રતિમા; તેમની વિવિધ પ્રકારની ક્ષમા, આર્જવતા, મૃદુતા, શૌચ અને સત્ય; તેમનો સત્તર પ્રકારનો સંયમ, તેમનું ઉત્તમ બ્રહ્મચર્ય, તેમની નિષ્પરિગ્રહતા, તેમનું તપ અને ત્યાગ, તેમની સમિતિ અને ગુપ્તિ, તેમનો અપ્રમત્તભાવ, તેમના સ્વાધ્યાય અને ધ્યાનનું સ્વરૂપ, તેઓ કેવા ઉત્તમ સંયમને પામ્યા છે તે, તેમણે કેવા પરીષહો જીત્યા છે તે, અને ચાર કર્મના ક્ષયથી તેમણે કેવી રીતે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે, તેમનો દીક્ષાપર્યાય, અને તેમના પાદપોપગમનનો કાલ અને છેવટે સર્વકર્મથી મુક્ત થઈ તેઓ કેવી રીતે મોક્ષે ગયા તે — આ અને આના જેવાં બીજા ઘણા ભાવોનું વર્ણન અન્તકૃદ્દશામાં કરવામાં આવ્યું છે.

અંતકૃદ્દશાની સંખ્યાત વાચના છે. સંખ્યાત અનુયોગદ્વાર છે. યાવત્ તેની સંખ્યાત સંગ્રહણીઓ છે. યાવત્ તે આઠમું

૧. આ માળામાં 'પાપ, પુણ્ય અને સંયમ' નામના મણકામાં તેનો છાયાનુવાદ આવે છે.

અંગ છે. તેનો શ્રુતસ્કંધ એક છે, અધ્યયન દશ છે વર્ગ સાત છે.[1] દશ ઉદ્દેશન- અને સમુદ્દેશન- કાલ છે. સંખ્યાત હજાર પદ છે યાવત્ તેમાં જિનપ્રજ્ઞપ્ત ભાવોને કહેવામાં આવ્યા છે.

[-સમ૦ ૧૪૩]

૯

અનુત્તરોપપાતિકદશામાં[2] શું છે?

અનુત્તરોપપાતિકદશામાં અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થનાર સાધુઓના નગર, ઉદ્યાન, ચૈત્ય યાવત્ માતા-પિતાનું વર્ણન છે. તેવા સાધુ સંબંધી સમવસરણ, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક અને પરલોકની ઋદ્ધિનું વર્ણન છે. તેમણે કરેલ ભોગોનો ત્યાગ, લીધેલ દીક્ષા, કરેલ શ્રુતાભ્યાસ, આચરેલ તપોપધાન, તેમનો દીક્ષાપર્યાય, તેમની પ્રતિમા, સંલેખના, ભક્તપ્રત્યાખ્યાન, પાદપોપગમન અને છેવટે અનુત્તરમાં ઉપપાત એ વર્ણવવામાં આવ્યું છે.

વળી દેવલોકમાંથી ચ્યવી તેઓ સત્કુલમાં ઉત્પન્ન થયા, ફરી ધર્મપ્રાપ્ત કર્યો, અને છેવટે મોક્ષને પામ્યા તે પણ વર્ણવવામાં આવ્યું છે.

અનુત્તરોપપાતિકદશામાં — તીર્થંકરના સમવસરણનું, તીર્થંકરના અતિશયનું, અને પરીષહને જીતી યશસ્વી બનેલા, તપોબળ વડે દેદીપ્યમાન, જ્ઞાન, દર્શન અને ચારિત્રવાળા

---

૧. વર્ગ આઠ છે, પણ સાત કહ્યા છે તેનું કારણ એ છે કે, પ્રથમ દશ અધ્યયન રૂપ વર્ગને નથી ગણ્યો. — ટીકાકાર.

૨. આ માળાના 'પાપ, પુણ્ય અને સંયમ' પુસ્તકમાં એનો છાયાનુવાદ આવે છે.

અને વિવિધ ગુણના ભંડાર એવા તીર્થંકરના શિષ્યોનું, અણગારમહર્ષિઓનું, વિશિષ્ટ જ્ઞાનીઓનું, તથા તેમના ગુણનું વિસ્તૃત વર્ણન છે.

વળી ભગવાનનું શાસન કેવી રીતે જીવને હિતકારી છે, દેવાસુરમનુષ્યોની ઋદ્ધિ કેટલી છે, તીર્થંકરની પાસે લોકો કેવી રીતે આવે છે, તેમની સેવા કેવી રીતે કરે છે, તીર્થંકર કેવી રીતે દેવ અને મનુષ્યને ધર્મોપદેશ કરે છે, તેમનો ઉપદેશ સાંભળી બધા કામભોગોને છોડીને લોકો કેવી રીતે સંયમ, તપ અને બીજો આચાર સ્વીકારે છે; અને ઘણા વર્ષની પ્રવ્રજ્યા પાળીને, જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરીને, જિનવચનમાં દૃઢ શ્રદ્ધાવાળા થઈને, હૃદયથી જિનવચનની અનુમોદના કરીને, જેને જેટલા ઉપવાસ પ્રાપ્ત થાય તે કરીને, લોકો કેવી રીતે ધ્યાનવાળાં થઈ સમાધિમરણે મરી અનુત્તરમાં ઉત્પન્ન થાય છે, અને અનુત્તરમાં અનુપમ દેવસુખ ભોગવી યથાકાલે ત્યાંથી ચ્યવી યાવત્ સંયમ પાળી કેવી રીતે મોક્ષે જાય છે તે બધું-અને તે સિવાય બીજું ઘણું અનુત્તરોપપાતિકમાં કહેવામાં આવ્યું છે.

અનુતરોપપાતિકની સંખ્યાત વાચના છે, સંખ્યાત અનુયોગદ્વાર છે, સંખ્યાત સંગ્રહણીઓ છે, તે નવમું અંગ છે, તેનો શ્રુતસ્કંધ એક છે, દશ અધ્યયન છે, ત્રણ વર્ગ છે, ઉદ્દેશન અને સમુદ્દેશનના કાલ દશ છે. સંખ્યાત હજાર પદો છે, યાવત્ જિનપ્રજ્ઞપ્ત ભાવોને તેમાં પ્રરૂપવામાં આવ્યા છે.

[-સમ૦ ૧૪૪].

૧૦

પ્રશ્નવ્યાકરણમાં શું છે?

પ્રશ્નવ્યાકરણમાં એકસો આઠ[1] પ્રશ્નો છે, ૧૦૮ અપ્રશ્નો છે, અને ૧૦૮ પ્રશ્નાપ્રશ્નો છે. વિદ્યાતિશયોનું વર્ણન છે. સાધકોના નાગ અને સુપર્ણ સાથે દિવ્ય સંવાદોનું વર્ણન છે.

પ્રશ્નવ્યાકરણમાં—આદર્શ, અંગુષ્ઠ, બાહુ, અસિ, મણિ વસ્ત્ર અને આદિત્ય વિષયક પ્રશ્નોના; વિવિધમહાપ્રશ્નવિદ્યા, મનઃપ્રશ્નવિદ્યા, અને દેવતા જેમાં કામ કરી આપે છે તેવી વિવિધ વિદ્યાઓના પ્રશ્નોના; લોકોને વિસ્મય પમાડે તેવા મહાપ્રભાવિક પ્રશ્નોના, જે પ્રશ્નો સાંભળી લોકોને બહુ પૂર્વ કાળે કોઈ ઉત્તમ દમી તીર્થંકર થયા હશે તેવી પાકી શ્રદ્ધા થાય તેવા પ્રશ્નોના, સમજવા કઠણ પડે તેવા પ્રશ્નોના, જે સર્વસર્વજ્ઞસમ્મત હોય તેવા પ્રશ્નોના, અબુધજન પણ જેમાં વિશ્વાસ કરવા લાગી જાય તેવા પ્રત્યક્ષમાં વિશ્વાસ ઉપજાવે તેવા પ્રશ્નોના;—સ્વસમય અને પરસમયનુ નિરૂપણ કરવામાં કુશલ પ્રત્યેકબુદ્ધોએ વિવિધ અર્થવાળી ભાષામાં આપેલા અને મહાવીર ભગવાને વિવિધ રીતે વિસ્તારથી જગતનું હિત સધાય તે રીતે આપેલા—જવાબોની પ્રરૂપણા કરવામાં આવી છે.

પ્રશ્નવ્યાકરણમાં સંખ્યાત વાચના છે, સંખ્યાત અનુયોગ-દ્વાર છે; યાવત્ સંખ્યાત સંગ્રહણીઓ છે. બાર અંગોમાં પ્રશ્ન-વ્યાકરણ એ દશમું અંગ છે. તેનો એક શ્રુતસ્કંધ છે. ૪૫

---

૧. અંગુષ્ઠ, બાહુપ્રશ્નાદિ મંત્રવિદ્યાઓના બળે પૂછેલા પ્રશ્નોના જવાબ દઈ દેવા તે પ્રશ્ન; પૂછવામાં ન આવે છતા જે વિદ્યાથી માત્ર મંત્રના જાપથી શુભાશુભ ફળ બતાવી આપે, તે અપ્રશ્ન, અને જેમાં બને હોય તે પ્રશ્નાપ્રશ્ન

ઉદ્દેશન-[1] અને સમુદ્દેશન- કાલ છે. સંખ્યાત હજાર પદો છે. યાવત્ જિનપ્રજ્ઞપ્ત ભાવોનું વર્ણન છે.

[-સમ૦ ૧૪૫]

૧૧

વિપાકશ્રુતમાં[2] શું છે?

સારાં અને માઠાં કર્મના વિપાક તેમાં કહેવામાં આવ્યા છે. આ શ્રુતને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. એક સુખવિપાક અને બીજું દુઃખવિપાક. દશ દુઃખવિપાક અને દશ સુખવિપાક છે.

દુઃખવિપાકમાં જેમને દુઃખ ભોગવવું પડે છે, તેમના નગર યાવત્ માતાપિતાનું વર્ણન છે. તથા સમવસરણ, ધર્માચાર્ય, ધર્મકથા, ગૌતમનું નગરમાં જવું, અને સંસારની દુખપરંપરા—આ વિષે કહેવામાં આવ્યું છે.

સુખવિપાકમાં જેને સુખ ભોગવવું પડે છે તેમના નગરાદિનું વર્ણન છે. તથા સમવસરણ, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક અને પરલોકની ઋદ્ધિઓ, ભોગનો પરિત્યાગ, દીક્ષા, શ્રુતાભ્યાસ, તપોપધાન, દીક્ષાપર્યાય, પ્રતિમા,

---

૧. "આ અંગનાં દશ જ અધ્યયનો છે. તેથી ઉદ્દેશનકાલ દશ જ સંભવે; પણ સંભવ છે કે બીજી કોઈ વાચના પ્રમાણે ૪૫ અધ્યયનો હોય"— એમ ટીકાકાર જણાવે છે. વળી અત્યારે મળી આવતા પ્રશ્નવ્યાકરણમા અહીં ગણાવેલ વિષયનું નામનિશાન પણ નથી, એ વિષે ટીકાકાર અહીં મૌન સેવે છે. પણ જ્યારે પોતે પ્રશ્નવ્યાકરણની ટીકા લખે છે ત્યારે જણાવે છે કે પૂર્વ કાળમાં આ બધી વિદ્યાઓ આ શાસ્ત્રમાં હતી, પણ અત્યારે તો આમાં માત્ર પાંચ આસ્રવ અને પાંચ સંવરનું જ વર્ણન છે.

૨. આ માળાના 'પાપ, પુણ્ય અને સંયમ' ગ્રંથમાં એનો છાયાનુવાદ આવે છે.

સંલેખના, ભક્તપ્રત્યાખ્યાન, પાદપોપગમન, દેવલોકમાં ગમન, સુકુલોત્પત્તિ, ફરી ધર્મપ્રાપ્તિ, અને મોક્ષ—આ વિષે કહેવામાં આવ્યું છે.

દુઃખવિપાકમાં—હિંસા, જૂઠ, ચોરી, પરસ્ત્રી સાથે મૈથુન અને પરિગ્રહથી સંચિત પાપકર્મનો, તથા તીવ્રકષાય, ઈન્દ્રિય, પ્રમાદ, પાપપ્રવૃત્તિ, અને અશુભાધ્યવસાયથી સંચિત પાપકર્મનો વિપાક (ફલ) વર્ણવવામાં આવ્યો છે. જેમકે, કોઈ નરક અથવા તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થઈ અનેક પ્રકારનાં દુઃખોથી ઘેરાય છે; મનુષ્યમાં ઉત્પન્ન થવા છતાં પણ પાપકર્મનાં ફળ ભોગવે છે: જેમકે, કોઈનો વધ કરવામાં આવે છે, કોઈનું વૃષણ કાપી નાખવામાં આવે છે, વળી કોઈનાં નાક, કાન આદિ કાપી નાખવામાં આવે છે, કોઈના હાથ, પગ કે જીભ કાપી નાખવામાં આવે છે, કોઈને આંખમાં ગરમ સળી નાખવામાં આવે છે, કોઈને બાળી નાખવામાં આવે છે, કોઈને ચીરી નાખવામાં આવે છે, કોઈને બાંધવામાં આવે છે, કોઈને સૂળ ભોંકીને તો કોઈને લાકડી મારીને બેહાલ કરી નાખવામાં આવે છે, ગરમ સીસું કોઈના પર રેડવામાં આવે છે, ગરમ તેલ કોઈના પર રેડવામાં આવે છે, કોઈને કુમ્ભીમાં પકાવવામાં આવે છે, કોઈને શીતલતાથી કંપાવવામાં આવે છે, કોઈને કાયમ બાંધી રાખવામાં આવે છે, કોઈને ભાલાથી વીંધવામાં આવે છે, કોઈની ચામડી ઉતારી લેવામાં આવે છે, કોઈને હાથમાં તેલવાળાં કપડાં વીંટી ભયંકર રીતે બાળવામાં આવે છે—આવાં આવાં ભયંકર દુઃખો ભોગવવાં પડે છે. કારણ, પૂર્વ સમયમાં કરેલાં કર્મોની પરંપરા તેને આવાં ભયંકર ફળ આપ્યા વિના મૂકતી નથી. પણ તેનો છૂટકારો તપમાં જો

ધૈર્યપૂર્વક લાગી જાય તો થવા સંભવ ખરો—આ બધું દુ:ખવિપાકમાં વર્ણવવામાં આવ્યું છે.

ત્યાર પછી સુખવિપાકમાં, શીલવંત, સંયમી, ગુણવાન, તપસ્વી સાધુને અનુકંપાભાવથી તથા હમેશાં મનની પ્રસન્નતાથી શુભ ભાવનાવાળા થઈને જેઓ શુદ્ધ નિર્દોષ આહાર આપે છે, તેઓ ભાવશુદ્ધિ કરી કેવી રીતે ધર્મપ્રાપ્તિ કરે છે અને કેવી રીતે—જેમાં અનેક નરકાદિભવ અને દુઃખ, ભય, વિષાદ, શોક અને મિથ્યાત્વના ડુંગરો છે, જેમાં અધૈય અજ્ઞાનાંધકારરૂપ કીચડ હોવાથી પાર થવાનો રસ્તો મળવો મુશ્કેલ છે, જેમાં જરા, મરણ અને જન્મની ક્ષુબ્ધ ભમરીઓ છે, સોળ કષાયરૂપી હિંસક પ્રાણીઓ હોવાથી જે ભયંકર છે એવા—અનાદિ-અનંત સંસારને ટૂંકો કરે છે, અને કેવી રીતે તેઓ દેવાયુ બાંધે છે અને દેવના કામભોગો ભોગવી યથાકાલે ચ્યુત થઈ કેવી રીતે આ નરલોકમાં આવી સુકુલમાં ઉત્પન્ન થાય છે, અને આયુષ્યમાન્, દીર્ઘશરીરવાળા, રૂપવાન્, યાવત્ આરોગ્ય અને બુદ્ધિવાળા થાય છે અને તેમને મિત્રો મળે છે, સ્વજન મળે છે, યાવત્ બધી પ્રકારની સમૃદ્ધિ મળે છે, અને તેમને વિવિધ પ્રકારના કામભોગથી કેવું સુખ મળે છે તેનું વર્ણન છે.

આવી રીતે અનાદિકાળથી ચાલી આવતી પરંપરાથી બાંધેલાં શુભ અને અશુભ બન્ને કર્મોના વિપાકો કેવી રીતે સુખ અને દુ:ખ આપે છે, તે વિપાકશ્રુતમાં બતાવવામાં આવ્યું છે. આ બધું એટલા માટે બતાવવામાં આવ્યું છે કે, જીવો તે વિચારી સંવેગવાળા થાય. આ સિવાય પણ બીજું ઘણું તેમાં કહેવામાં આવ્યું છે.

વિપાકશ્રુતની સંખ્યાત વાચના છે, સંખ્યાત અનુયોગદ્વાર છે, યાવત્ સંખ્યાત સંગ્રહણીઓ છે. આ સૂત્ર અંગોમાં

અગિયારમું અંગ છે. તેનાં વીશ અધ્યયનો છે અને ઉદ્દેશન- અને સમુદ્દેશન- કાલ પણ વીશ છે. તેનાં સંખ્યાત હજાર પદો છે, સંખ્યાત અક્ષરો છે, યાવત્ જિનપ્રજ્ઞપ્ત ભાવોનું તેમાં વર્ણન છે.

[-સમ० ૧૪૬]

૧૨

દૃષ્ટિવાદમાં[1] શું છે?

દૃષ્ટિવાદમાં બધા ભાવની પ્રરૂપણા કરવામાં આવી છે. તેના મુખ્ય પાંચ વિભાગ છે—

૧. પરિકર્મ, ૨. સૂત્રો, ૩. પૂર્વગત, ૪. અનુયોગ અને ૫. ચૂલિકા.

(૧) પરિકર્મના પાછા સાત વિભાગ છે—સિદ્ધશ્રેણિકા, મનુષ્યશ્રેણિકા, સ્પૃષ્ટશ્રેણિકા અવગાહનાશ્રેણિકા, ઉપસંપદા-શ્રેણિકા, વિપ્રજહત્શ્રેણિકા, ચ્યુતાચ્યુતશ્રેણિકા.

સિદ્ધશ્રેણિકા પરિકર્મના પાછા ચૌદ વિભાગ છે—

માતૃકાપદ, એકાર્થિકપદ, પાદોષ્ઠપદ, આકાશપદ, કેતુભૂત, રાશિબદ્ધ, એકગુણ, દ્વિગુણ, ત્રિગુણ, કેતુભૂત, પ્રતિગ્રહ, સંસાર- પ્રતિગ્રહ, નન્દાવર્ત, સિદ્ધબદ્ધ.

મનુષ્યશ્રેણિકા પરિકર્મના પણ ઉપર પ્રમાણે ચૌદ ભેદો છે. અને બાકીના સ્પૃષ્ટશ્રેણિકાદિ પાંચ પરિકર્મના અગિયાર ભેદો છે.

સ્વસમયની અપેક્ષાએ પરિકર્મ છ જ છે. પણ સાતમો પરિકર્મ આજીવિક મતાનુસારી છે. એમ સાતપરિકર્મ થાય.

---

૧. દૃષ્ટિવાદના દિગમ્બર સંમત વર્ણન માટે તથા બન્ને પરંપરાની તે વિષે તુલના માટે જુઓ ષટ્ખંડાગમ બીજા ભાગની પ્રસ્તાવના.

પ્રથમના છ પરિકર્મો સ્વસામયિક હોવાથી તેમાં ચાર નય વડે વિચાર કરવામાં આવે છે. પણ ત્રૈરાશિકની દૃષ્ટિએ તો સાતે પરિકર્મમાં ત્રણ નયથી વિચાર કરવામાં આવે છે.

(૨) સૂત્ર અઠયાસી છે—

ઋજુગ, પરિણતાપરિણત, બહુભાઙ્ગિક, વિપ્રત્યયિક, અનન્તર, પરંપરા, સમાન, સંયૂથ, સંભિન્ન, યથાત્યાગ, સૌવસ્તિક, નંદ્યાવર્ત, બહુલ, સ્પૃષ્ટાસ્પૃષ્ટ, વ્યાવર્ત, એવંભૂત, દ્વિકાવર્ત, વર્તમાનોત્પાદ, સમભિરૂઢ, સર્વતોભદ્ર, પ્રણામ અને દ્વિપ્રતિગ્રહ; આ બાવીશે સૂત્રનો સ્વસિદ્ધાન્ત અનુસારે સ્વતંત્રભાવે વિચાર થાય છે. એ બાવીશે સૂત્રનો પરતન્ત્રપણે ગોશાલક મતાનુસારે વિચાર થાય છે; એ બાવીશે સૂત્રનો ત્રણનયથી વિચાર કરનારા ત્રૈરાશિકની દૃષ્ટિએ વિચાર થાય છે; એ બાવીશે સૂત્રનો સ્વસમયપ્રમાણે ચારે નયોની દૃષ્ટિએ વિચાર થાય છે. એમ એ બાવીશમાંના પ્રત્યેકનો ચાર પ્રકારે વિચાર થાય છે. એટલે કુલ અઠયાસી સૂત્ર ગણવામાં આવે છે.

(૩) પૂર્વગતમાં ૧૪ પૂર્વ છે. તે આ પ્રમાણે—

ઉત્પાદપૂર્વ, આગ્રાયણી, વીર્ય, અસ્તિનાસ્તિપ્રવાદ, જ્ઞાનપ્રવાદ, સત્યપ્રવાદ, આત્મપ્રવાદ, કર્મપ્રવાદ, પ્રત્યાખ્યાનપ્રવાદ, વિદ્યાનુપ્રવાદ, અવન્ધ્યપ્રવાદ, પ્રાણાયુપ્રવાદ, ક્રિયાવિશાલપ્રવાદ અને લોકબિન્દુસાર. પ્રત્યેક પ્રવાદની વસ્તુ તથા ચૂલિકાવસ્તુ નીચે પ્રમાણે છે—

| પ્રવાદ | વસ્તુ | ચૂલિકાવસ્તુ |
|---|---|---|
| ૧ | ૧૦ | ૪ |
| ૨ | ૧૪ | ૧૨ |
| ૩ | ૮ | ૮ |

| | | |
|---|---|---|
| ૪ | ૧૮ | ૧૦ |
| ૫ | ૧૨ | × |
| ૬ | ૨ | × |
| ૭ | ૧૬ | × |
| ૮ | ૩૦ | × |
| ૯ | ૨૦ | × |
| ૧૦ | ૧૫ | × |
| ૧૧ | ૧૨ | × |
| ૧૨ | ૧૩ | × |
| ૧૩ | ૩૦ | × |
| ૧૪ | ૨૫ | × |

(૪) અનુયોગના બે ભાગ છે—

મૂલ પ્રથમાનુયોગ અને ગંડિકાનુયોગ.

મૂલપ્રથમાનુયોગમાં ભગવાન અરિહન્તોના પૂર્વભવ, દેવલોકગમન, આયુ, ચ્યવન, જન્મ, અભિષેક, રાજ્યલક્ષ્મી, પાલખી, પ્રવ્રજ્યા, તપસ્યા, આહાર, કેવલજ્ઞાન, તીર્થપ્રવર્તન, સંઘયણ, સંસ્થાન, ઊંચાઈ, આયુ, શિષ્ય, ગણ, ગણધર, આર્યા, પ્રવર્તિની, ચતુર્વિધ સંઘનું પરિમાણ, કેવળી, મનઃપર્યાયજ્ઞાની, અવધિજ્ઞાની, સમ્યકત્વી, શ્રુતજ્ઞાની, જેઓ અનુત્તરમાં ઉત્પન્ન થાય છે, જેઓ સિદ્ધ થાય છે, જેઓ પાદપોપગમન કરે છે, જે ઉત્તમ મુનિવરો કર્મરજ છાંડી જેટલા ઉપવાસ કરી મોક્ષે જાય છે,—આ અને આવી બીજી બાબતો તીર્થંકર સંબંધી કહેવામાં આવે છે.

ગંડિકાનુયોગ અનેક પ્રકારનો છેઃ—જેમકે, કુલકરગંડિકા, તીર્થંકરગં૦ ગણધરગં૦ ચક્રધરગં૦, દશારગં૦, બલદેવગં૦, વાસુદેવગં૦, હરિવંશગં૦, ભદ્રબાહુગં૦,

તપકર્મગં૦, ચિત્રાંતરગં૦, ઉત્સર્પિણીગં૦, અવસર્પિણીગં૦, અને દેવ, નરક, તિર્યંચગતિમાં જે વિવિધ જન્મો થાય છે તેનું વ્યાખ્યાન, આદિઆદિ ગંડિકાઓ છે.

(૫) ચૂલિકા એ આદિના ચાર પૂર્વની સમજવાની છે. બાકીનાં પૂર્વને ચૂલિકા નથી. વિગત માટે ઉપર પૂર્વનું વર્ણન જુઓ.

દૃષ્ટિવાદની વાચના સંખ્યાત છે, સંખ્યાત અનુયોગદ્વાર છે, યાવત્ સંખ્યાત સંગ્રહણીઓ છે, તે બારમું અંગ છે, તેનો શ્રુતસ્કંધ એક છે, ૧૪ પૂર્વ છે, સંખ્યાત વસ્તુ છે, સંખ્યાત ચૂલવત્થુ છે, સંખ્યાત પ્રાભૃત છે, સંખ્યાત પ્રાભૃત-પ્રભૃત છે, સંખ્યાત પ્રાભૃતિકાઓ છે, સંખ્યાત પ્રાભૃતપ્રાભૃતિકા છે, સંખ્યાત હજાર પદો છે, યાવત્ તેમાં જિનપ્રજ્ઞપ્ત ભાવોને કહેવામાં આવ્યા છે.

[–સમ૦ ૧૪૭]

આ બાર અંગ રૂપ ગણિપિટકની વિરાધના કરીને અતીત કાલમાં અનંત, વર્તમાનકાળમાં અસંખ્યાત અને ભવિષ્યકાળમાં અનંત જીવો સંસારમાં ભમ્યા, ભમે છે, અને ભમશે.

તેથી ઊલટું, તેની આરાધના કરીને અતીત કાળમાં, વર્તમાન કાળમાં અને ભવિષ્યમાં અનન્ત જીવો સંસારને તરી મોક્ષે ગયા છે, જાય છે અને જશે.

એ દ્વાદશાંગ ભૂતકાળમાં હતું, વર્તમાનમાં છે અને ભવિષ્યમાં હશે. તે ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે, અક્ષય છે, અવ્યય છે, નિત્ય છે.

જેમ પૃથ્વીકાયાદિ પાંચ અસ્તિકાય શાશ્વત છે, તેમ આ ગણિપિટકમાં અનન્ત ભાવ, અનન્ત અભાવ, અનન્ત હેતુ, અનન્ત અહેતુ, અનન્ત કારણ, અનન્ત અકારણ, અનન્ત

જીવ, અનન્ત અજીવ, અનન્ત ભવ્ય, અનન્ત અભવ્ય, અનન્ત સિદ્ધ, અનન્ત અસિદ્ધ, વિષે કહેવામાં આવ્યું છે.

[-સમ૦ ૧૪૮]

## આ. અંગાદિ વિષે પરચૂરણ

બ્રહ્મચર્ય (અધ્યયનો) નવ[1] છે—

૧. શસ્ત્રપરિજ્ઞા,
૨. લોકવિજય,
૩. શીતોષ્ણીય,
૪. સમ્યક્ત્વ,
૫. આવન્તિ,
૬. ધૂત,
૭. વિમોહ,
૮. ઉપધાનશ્રુત,
૯. મહાપરિજ્ઞા.

[-સમ૦ ૯, -સ્થા૦ ૬૬૨]

આચારપ્રકલ્પ[2] પાચ પ્રકારનો છે—

---

૧. બ્રહ્મચર્યનું પ્રતિપાદન કરતાં હોવાથી આ બ્રહ્મચર્યાધ્યયનો કહેવાય છે. તે આચારાંગસૂત્રના પ્રથમ શ્રુતસ્કધાંતર્ગત છે.

૨. આચારાંગ સૂત્રની પાંચમી ચૂલિકા જે નિશીથ અધ્યયન કહેવાય છે, તેનું બીજુ નામ આચારપ્રકલ્પ પણ છે. સાધુઓના આચાર સંબધી વિશેષ કલ્પ, એટલે કે પ્રાયશ્ચિત્તોનું તેમાં વર્ણન હોવાથી—અને તે પ્રાયશ્ચિત્તો મુખ્યપણે પાંચ હોવાથી અહીં તે આચારપ્રકલ્પના પાચ ભેદ વર્ણવ્યા છે. અત્યારે ઉપલબ્ધ આચારાગમાથી આ નિશીથ અધ્યયનને બાદ કરવામાં આવ્યુ છે, અને તે એક સ્વતત્ર પુસ્તકરૂપે ઉપલબ્ધ થાય છે. તેના પર જિનદાસ મહત્તરે ચૂર્ણી લખી છે જે હજી છપાઈ નથી. આ આચારકલ્પ નામના નિશીથ અધ્યયનનું મૂળ પ્રત્યાખ્યાનપૂર્વ નામના નવમા પૂર્વની તૃતીય વસ્તુના આચાર નામના વીશમા પ્રાભૃતમા છે—એટલે તેને આધારે આ નિશીથાધ્યયનની રચના કરવામાં આવી છે.

૧. માસિક ઉદ્દ્ઘાતિક;

[લઘુમાસની તપસ્યા તે માસિકઉદ્દ્ઘાતિક કહેવાય છે. ઉદ્દ્ઘાત એટલે ભાગપાત—અર્થાત્ ઓછું કરવું. જે માસિક તપસ્યારૂપ પ્રાયશ્ચિત્તમાંથી અમુક અંશ ઓછો કરવામાં આવે તે માસિક ઉદ્દ્ઘાતિક કહેવાય છે. પ્રાયશ્ચિત્ત તો એક માસનું કહેવાય, પણ તપસ્યા ત્રીસ દિવસની નહિં પણ ૨૭ા દિવસની કરવાથી એક માસનું પ્રાયશ્ચિત્ત માની લેવામાં આવે છે; તેથી તે લઘુમાસ કહેવાય છે.]

૨. માસિક અનુદ્દ્ઘાતિક;

[જે માસિક તપસ્યામાંથી ભાગપાત કરવામાં ન આવે તે માસિક અનુદ્દ્ઘાતિક અથવા ગુરુમાસ કહેવાય છે.]

૩. ચાતુર્માસિક ઉદ્દ્ઘાતિક;

૪. ચાતુર્માસિક અનુદ્દ્ઘાતિક;

૫. આરોપણા.

[કોઈપણ દોષ થયો હોય અને તેની આલોચના ગુરુ પાસે કરે, ત્યારે ગુરુ તે દોષને અનુકૂલ પ્રાયશ્ચિત્ત આપે છે. પણ જો દોષ થાય છતાં આલોચના ન કરે, તો દોષને અનુકૂલ પ્રાયશ્ચિત્ત તો મળે જ તદુપરાંત તેણે તે છૂપાવ્યું તે માટે બીજા માયારૂપ દોષનું પણ મળે. આ આરોપણા કહેવાય છે.]

આરોપણાના પાંચ પ્રકાર છે—

૧. પ્રસ્થાપિતા—

[ઉપર જણાવેલ આરોપણા થયા પછી ગુરુમાસાદિ પ્રાયશ્ચિત્તરૂપ જે તપસ્યા શરૂ કરાય તે;]

૨. સ્થાપિતા–

[ગુરુ વૈયાવૃત્ય કે એવા કોઈ બીજા કારણે આરોપિત પ્રાયશ્ચિત્ત કરવાનુ આગળના સમય ઉપર મુલતવી રાખે છે તે;]

૩ કૃત્સ્ના–

[આ પ્રવર્તમાન શાસનમાં તપસ્યાની હદ છ માસ પર્યંત છે. એથી વધુ પ્રાયશ્ચિત્ત જો કોઈને પ્રાપ્ત ન થયુ હોય તો તે કૃત્સ્ના;]

૪. અકૃત્સ્ના–

[છ માસની મર્યાદાને ઓળંગીને પણ કોઈને પ્રાયશ્ચિત્ત પ્રાપ્ત થયું હોય તો તે કરવાનુ નથી, પણ કરવાનું તો છ માસ જ છે, તેથી તેવાનું પ્રાયાશ્ચિત્ત અકૃત્સ્ના;]

૫. હાડહાડા–

[લઘુમાસાદિ પ્રાયશ્ચિત્ત પ્રાપ્ત થયું હોય તેને ઝટપટ દઈ દેવામાં આવે, તે].

[–સ્થા૦ ૪૩૩]

આચારપ્રકલ્પ[1] ૨૮ પ્રકારે છે—

૧–૨. માસિકી આરોપણા,

૩–૪. સપંચરાત્ર માસિકી આરોપણા,

૫–૬. સદશરાત્ર માસિકી આરોપણા,

૭–૧૨. તેવી જ રીતે છ ભેદ-
દ્વિમાસિકી આરોપણાના,

૧૩–૧૮. ત્રૈમાસિકી આરોપણાના,

૧૯–૨૪. ચાતુર્માસિકી આરોપણાના,

---

૧. આચારાંગના નિશીથાધ્યયનમાં પ્રાયશ્ચિત્ત બતાવેલાં છે તેના આધારે આ ભેદ છે. આના વિવેચન માટે નિશીથાધ્યયનનો ૨૦મો ઉદ્દેશક જોવાની ભલામણ ટીકાકાર કરે છે. નિશીથ હજુ છપાયું નથી. માત્ર લીથોમાં ઉપલબ્ધ છે. અને તે પણ અમુક સાધુઓને જ.

૨૫. ઉપઘાતિકા આરોપણા
૨૬. અનુપઘાતિકા આરોપણા,
૨૭. કૃત્સ્ના આરોપણા,
૨૮. અકૃત્સ્ના આરોપણા.

[-સમ૦ ૨૮]

આચારાંગ,સૂત્રકૃતાંગ અને સ્થાનાંગ એ ત્રણ ગણિપિટકનાં— આચારાંગની ચૂલિકાને ન ગણીએ તો — કુલ ૫૭ અધ્યયનો[1] થાય છે.

[-સમ૦ ૫૭]

§ દશ અધ્યયનવાળાં શાસ્ત્રો દશ છે—

૧. કર્મવિપાકદશા (વિપાક નામનું ૧૧મું અંગ);
૨. ઉપાસકદશા (સાતમું અંગ);

---

૧. આચારાંગનાં ૨૪ (૯+૧૫ કારણ સોળમું વિમુક્તિ૦ બાદ દેવાનું કહ્યું છે)+૨૩ (સૂત્રકૃતાંગનાં ૧૬+૭)+૧૦ (સ્થાનાંગના)=૫૭. પણ એક પ્રશ્ન રહે જ છે કે, મૂળમાં ચૂલિકા શબ્દથી વિમુક્તિ નામનું જ અધ્યયન લેવાનું ટીકાકાર જણાવે છે, તેનો આધાર શું? આચારાંગની બધી મળી પાચ ચૂલિકા છે. નિર્યુક્તિ (આચારાંગ નિર્યુક્તિ-ગા૦૧૧)ની ટીકા કરતાં આચાર્ય શીલાંક જણાવે છે કે, દ્વિતીયશ્રુતસ્કંધનાં પ્રથમ ૭ અધ્યયન એ પ્રથમ ચૂલા, બીજા (૮-૧૪) સાત એ બીજી ચૂલા, ભાવના નામનું ૧૫મું અધ્યયન ત્રીજી ચૂલા, વિમુક્તિ નામનું ૧૬મું અધ્યયન એ ચોથી ચૂલા અને નિશીથાધ્યયન ૧૭મું એ પાંચમી ચૂલા. ટીકાકાર અભયદેવ કહે છે કે, નિશીથાધ્યયન એ તો પ્રસ્થાનાંતર હોવાથી ન ગણવું; અર્થાત્ ચોથી ચૂલા જ અંતમાં રહે છે તે બાદ કરવી જોઈએ.

પણ આ પ્રસ્તુત સમવાયાંગ સૂત્રનો આધાર કોઈ બીજી જ વાચના હોય જેમાં અત્યારે તે તે સૂત્રોમાં મળતાં અધ્યયનોથી વિપરીત સંખ્યાક્રમ હોય. કારણ, મૂળમાં એક જ ચૂલિકાનું વર્ણન નથી કર્યું, પણ ચૂલિકા-માત્રનું કર્યું છે.

૩. અંતકૃદ્દશા (આઠમું અંગ)[૧];
૪. અનુત્તરૌપપાતિક દશા (નવમું અંગ)[૨];
૫. આચારદશા (દશાશ્રુતસ્કંધ);
૬. પ્રશ્નવ્યાકરણદશા[૩];
૭. બન્ધદશા[૪];
૮. દ્વિગૃદ્ધિદશા;
૯. દીર્ઘદશા;
૧૦. સંક્ષેપિત દશા.

(૧) કર્મવિપાકદશાનાં દશ અધ્યયનો છે, તે આ પ્રમાણે—

૧. મૃગાપુત્ર ૨. ગોત્રાસ[૫], ૩. અંડ[૬], ૪. શકટ, ૫. બ્રાહ્મણ, ૬. નન્દીષેણ[૭], ૭. શૌર્ય[૮], ૮. ઉદુમ્બર, ૯. સહસોદ્દાહ આમરક,[૯] ૧૦. કુમારલિચ્છ[૧૦].

---

૧. વર્તમાનમાં આ અંગમા દશ અધ્યયનો નથી; પણ પ્રથમ વર્ગના દશ અધ્યયનો છે, તેને આશ્રીને આ કથન છે, એમ ટીકાકાર ખુલાસો કરે છે. પણ ખરી રીતે અત્યારના ઉપલબ્ધ અંગનો પાઠ જુદો જ છે એમ ગણવું જોઈએ.

૨. આ અંગમા પણ હાલ દશ અધ્યયન નથી, પણ ત્રણ વર્ગ છે, જેમાં પ્રથમ અને તૃતીય વર્ગમાં દશ, દશ, અને દ્વિતીયમાં ૧૩ અધ્યયન છે.

૩. આના પાઠફેર વિષે પાછળ નોધ જુઓ. પૃ. ૨૪૫.

૪. બન્ધદશાદિ ૪ કયા શાસ્ત્રો છે, તે અમે જાણતા નથી—એમ ટીકાકાર જણાવે છે.

૫. વર્તમાન વિપાકશ્રુતમાં તેનું નામ ઉજ્ઝિતક છે.

૬. વર્તમાનમા અભગ્નસેન.

૭. વર્તમાનમાં નન્દિવર્ધન.

૮. વર્તમાનમાં તેનો ક્રમ આઠમો છે, અહી તેને ૭મું ગણ્યું છે.

૯. વર્તમાનમા દેવદત્તા.

૧૦. વર્તમાનમાં અન્જૂ.

(૨) ઉપાસકદશાનાં દશ અધ્યયનો છે—આનંદ, કામદેવ, ચૂલણિપિતા, સુરાદેવ, ચુલ્લશતક, કુણ્ડકૌલિક, શકડાલપુત્ર, મહાશતક, નંદિનીપિતા, સાલેપિકાપિતા.

(૩) અન્તકૃદ્દશાનાં દશ અધ્યયનો છે[1]—નમી, માતંગ, સોમિલ, રામગુપ્ત, સુદર્શન, જમાલી, ભગાલી, કિંકમ, પલ્લતેતિય, ફાલ અંબડપુત્ત.

(૪) અનુત્તરોપપાતિકદશાનાં[1] દશ અધ્યયનો આ છે—ઋષિદાસ, ધન્ય, સુનક્ષત્ર, કાર્ત્તિક,[2] સસ્થાન, શાલિભદ્ર,[3] આનંદ, તેતલી,[4] દશાર્ણભદ્ર,[5] અતિમુક્ત.[6]

(૫) આચારદશાનાં દશ અધ્યયનો આ છે—

૧. વીસ અસમાધિસ્થાન, ૨. એકવીશ શબલ, ૩ તેત્રીસ આશાતના, ૪. અષ્ટવિધ ગણિસંપત, ૫. દશ ચિત્ત સમાધિસ્થાન, ૬. અગિયાર ઉપાસકપ્રતિમા, ૭. બાર ભિક્ષુ-પ્રતિમા, ૮. પર્યુષણા કલ્પ, ૯. ત્રીસ મોહનીયનાં સ્થાન, ૧૦. આજાતિ-સ્થાન.'

---

૧. વર્તમાન અંતકૃદ્દશા અને અનુત્તરો૦માં અહીં કહેલ કરતાં જે ફેરફાર છે તે માટે જુઓ ટિપ્પણ નં. ૮.

૨. ભગવતી૦માં જણાવેલા કાર્ત્તિકથી આને જુદો ગણાવો; કારણ તે તો શક્ર થયેલો છે.

૩. પ્રસિદ્ધ શાલિભદ્ર પણ આ હોય; પણ વર્તમાન અનુત્તરો૦માં શાલિભદ્રનું અધ્યયન નથી.

૪. જ્ઞાતાસૂત્રમાં આવતા તેતલીથી આ જુદો ગણવો; કારણ તે તો મોક્ષે ગયો છે એમ જ્ઞાતા૦માં કહ્યું છે.

૫. જેનું ઇંદ્રે પોતાની સમૃદ્ધિ દાખવીને માન ગાળી નાખ્યું તે દર્શાણભદ્ર જ આ હોય; પણ ઉપલબ્ધ અનુત્તરો૦માં તેને વિષે અધ્યયન નથી. વળી એ દશાર્ણભદ્ર મોક્ષે ગયો એમ પણ કોઈકોઈ ઠેકાણે મળે છે.

૬. એક અતિમુક્તકનું અધ્યયન અંતકૃદ્દશામાં આવે છે તેનાથી આ જુદો હોવો જોઈએ, કારણ તે તો મોક્ષે ગયો છે.

(૬) પ્રશ્નવ્યાકરણ[1]દશાનાં દશ અધ્યયનો આ છે—
ઉપમા, સંખ્યા, ઋષિભાષિત, આચાર્યભાષિત, મહાવીર-ભાષિત, ક્ષોમંકપ્રશ્ન, કોમલપ્રશ્ન, અદ્દાગપ્રશ્ન, અંગુષ્ઠપ્રશ્ન, બાહુપ્રશ્ન.

(૭) બંધદશાનાં[2] દશ અધ્યનો—

બંધ, મોક્ષ, દેવર્ધિ, દશારમંડલ, આચાર્ય વિપ્રતિવર્તી, ઉપાધ્યાય વિપ્રતિવર્તી, ભાવના, વિમુક્તિ, શાતા, કર્મ.

(૮) દ્વિગૃદ્ધિદશાનાં[3] દશ અધ્યયનો—

વાદ, વિવાદ, ઉપપાત, સુક્ષેત્રકૃત્સ્ન, ૪૨ સ્વપ્ન, ત્રીસ મહાસ્વપ્ન, ૭૨ સર્વ સ્વપ્ન, હાર, રામ, ગુપ્ત.

(૯) દીર્ઘદશાના[4] દશ અધ્યયન—

ચંદ્ર, સૂર્ય, શુક્ર, શ્રીદેવી, પ્રભાવતી, દ્વીપસમુદ્રોપપત્તિ, બહુપુત્રિકા, મંદર, સ્થવિર સંભૂતિવિજય, સ્થવિર પદ્મ, ઉચ્છ્વાસ-નિશ્વાસ.

(૧૦) સંક્ષેપિતદશાનાં[5] દશ અધ્યયન—

ક્ષુદ્રિકા વિમાનવિભક્તિ, મહતી વિમાનવિભક્તિ, અંગચૂલિકા, વર્ગચૂલિકા, વ્યાખ્યાચૂલિકા, અરુણોપપાત, વરુણોપપાત, ગરુડોપપાત, વેલંધરોપપાત, વૈશ્રમણોપપાત.

[—સ્થા૦ ૭૫૫]

---

૧. ઉપલબ્ધ પ્રશ્ન૦માં તો પાંચ આસ્રવ અને પાંચ સંવરનાં દશ અધ્યયનો જ છે.

૨. આ હાલ મળતું નથી, પણ અધ્યનોના નામ ઉપરથી વિષય કળી શકાય છે.

૩. ટીકાકાર કહે છે કે આનું તો સ્વરૂપ પણ નથી સમજાતું.

૪. ટીકાકાર કહે છે કે, આનુ સ્વરૂપ પણ અજ્ઞાત છે. પણ તેનાં અધ્યયનોમાંના કેટલાંક નિરયાવલિમાં મળે છે. અહી મૂળ પાઠમાં પણ ભ્રાન્તિ છે. દશને બદલે અગિયાર ગણાવ્યાં છે.

૫. આનું સ્વરૂપ અજ્ઞાત છે એમ ટીકાકાર જણાવે છે.

આચારાંગનાં ચૂલિકાસહિત બધાં મળી ૧૮૦૦૦ પદો છે.

[–સમ૦ ૧૮]

આચારાંગનાં ચૂલિકા સહિત ૨૫ અધ્યયન છે—

શસ્ત્રપરિજ્ઞા, લોકવિજય, શીતોષ્ણિક, સમ્યક્ત્વ, આવન્તી, ધૂત, વિમોહ, ઉપધાનશ્રુત, મહાપરિજ્ઞા, પિણ્ડૈષણા, શય્યા, ઈર્યા, ભાષાધ્યયન, વસ્ત્ર, પાત્ર, ઉપગ્રહપ્રતિમા, સાત સપ્તૈકક,[1] ભાવના, વિમુક્તિ.

[–સમ૦ ૨૫]

ચૂલિકા સહિત આચારાંગના ૮૫ ઉદ્દેશન કાલ છે.

[–સમ૦ ૮૫]

નવ બ્રહ્મચર્યના ૫૧ ઉદ્દેશન કાલ છે.

[–સમ૦ ૫૧]

સાત સપ્તૈકક[1] છે.

[–સ્થા૦ ૫૪૫]

સૂત્રકૃતાંગના અધ્યયનો ૨૩ છે—

સમય, વૈતાલિક, ઉપસર્ગપરિજ્ઞા, સ્ત્રીપરિજ્ઞા, નરકવિભક્તિ, મહાવીરસ્તુતિ, કુશીલ પરિભાષા, વીર્ય, 'ધર્મ', સમાધિ, માર્ગ, સમવસરણ, યાથાતથ્ય, ગ્રન્થ; જમઈએ, (આયાણિય), ગાથા, પુંડરિક, ક્રિયાસ્થાન, આહાર-પરિજ્ઞા, અપ્રત્યાખ્યાનક્રિયા, અણગારશ્રુત (આચારશ્રુત), આર્દ્રકીય, નાલંદીય.

[–સમ૦ ૨૩]

---

૧. ઉદ્દેશક વિનાનાં આ સાત અધ્યયનો ગણવાં. તેમાંનું પ્રત્યેક પણ સપ્તૈકક કહેવાય છે: તે આ પ્રમાણે: સ્થાન, નૈષેધિકી, ઉચ્ચાર–પ્રસ્રવણવિધિ, શબ્દ, રૂપ, પરક્રિયા અને અન્યોન્યક્રિયા. વળી અહીં ચૂલિકામાં નિશીથને ન ગણ્યું.

ગાથા[1] જેમાં સોળમું છે તેવાં ૧૬ અધ્યયનો છે—સમય યાવત્ ગાથા.

[-સમ૦ ૧૬]

સાત મહાઅધ્યયનો[2] કહ્યાં છે.

[-સ્થા૦ ૫૪૫]

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં ૮૧ મહાયુગ્મ[3] શત[4] છે.

[-સમ૦ ૮૧]

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ – ભગવતીનાં બધાં મળી ૮૪૦૦૦ પદો છે.

[-સમ૦ ૮૪]

૧૯ અધ્યયનો (જ્ઞાતાનાં) છે—

ઉત્ક્ષિપ્તજ્ઞાત, સંઘાટક, અંડ, કુમ્ભ, શૈલક, તુમ્બ, રોહિણી, મલ્લી, માગંદી, ચંદ્રમા, દાવદ્દવ, ઉદકજ્ઞાત, માંડુક્ય, તેત્તલી, નન્દીફળ, અપરકંકા, આકીર્ણ, સુંસમા, પુણ્ડરિકજ્ઞાત.

[-સમ૦ ૧૯]

કર્મવિપાકનાં[5] ૪૩ અધ્યયનો છે.

[-સમ૦ ૪૩]

દૃષ્ટિવાદનાં દશ નામ છે.

દૃષ્ટિવાદ, હેતુવાદ, ભૂતવાદ, તથ્યવાદ, સમ્યગ્વાદ, ધર્મવાદ, ભાષાવિચય, પૂર્વગત, અનુયોગગત, સર્વજીવોને સુખાવહ.

[-સ્થા૦ ૭૪૨]

---

૧. પ્રથમ શ્રુતસ્કંધમાં.

૨. દ્વિતીય શ્રુતસ્કંધમાં.

૩. મહાયુગ્મ એટલે રાશિવિશેષ. એ એક પ્રકારની સંખ્યા છે. તેનો જેમાં વિચાર કરવામાં આવે તે પણ મહાયુગ્મ કહેવાય.

૪. અધ્યયન.

૫. સૂત્રકૃતાગનાં ૨૩ અને વિપાકનાં ૨૦ મળી ૪૩ થાય એવી સંભાવના છે, એમ ટીકાકાર જણાવે છે. પણ એને વાચનાભેદ જ ગણી કાઢવો જોઈએ.

દૃષ્ટિવાદના ચાર વિભાગ છે—

પરિકર્મ, સૂત્ર, પૂર્વગત, અનુયોગ.

[—સ્થા૦ ૨૬૨]

દૃષ્ટિવાદનાં ૪૬ માતૃકાપદો[૧] છે.

[—સમ૦ ૪૬]

દૃષ્ટિવાદનાં બાવીશે સૂત્રનો સ્વસિદ્ધાન્ત પ્રમાણે સ્વતન્ત્રભાવે વિચાર થાય છે. એ બાવીશે સૂત્રનો ત્રણ નયથી વિચાર કરનારા ત્રૈરાશિકની દૃષ્ટિએ વિચાર થાય છે. એ બાવીસે સૂત્રનો સ્વસમય પ્રમાણે ચાર નયોની દૃષ્ટિએ વિચાર થાય છે.

[—સમ૦ ૨૨]

દૃષ્ટિવાદનાં ૮૮ સૂત્રો છે—

ઋજુશ્રુત, પરિણતાપરિણત યાવત્ અઠ્ઠાસી સૂત્રો નન્દીસૂત્ર પ્રમાણે કહેવાં. (જુઓ આગળ પાન ૨૪૯.)

[—સમ૦ ૮૮]

પૂર્વ ૧૪ છે—ઉત્પાદ યાવત્ બિન્દુસાર.

[—સમ૦ ૧૪]

૬ પૂર્વોની વસ્તુ નીચે પ્રમાણે છે—

| પૂર્વ | વસ્તુ | સ્થળ |
|---|---|---|
| ઉત્પાદ | ચાર ચૂલ વસ્તુ[૨] | સ્થા૦ ૩૭૮ |
| ,, | ૧૦ | ,, ૭૩૨ |
| આગ્રાયણી | ૧૪ | સમ૦ ૧૪ |
| વીર્યપ્રવાદ | ૮ | સ્થા૦ ૬૨૭ |

૧ સકળ વાઙ્મયના જેમ અ, આ ઇત્યાદિ અક્ષરો માતૃકાપદ કહેવાય છે, તેમ દૃષ્ટિવાદના ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય એ માતૃકાપદો છે. તેમના જ કાંઈ વશેષોની અપેક્ષાએ ૪૬ ભેદ હશે એવી સંભાવના ટીકાકાર કરે છે.

૨. આ અને આગળ આવતી ચૂલ કે ચૂલિકા વસ્તુનો નિર્દેશ દિગંબર-પરંપરામાં નથી.

| | | |
|---|---|---|
| વીર્યપ્રવાદ | ૮ ચૂલિકા વસ્તુ | સ્થા૦ ૬૨૭ |
| ,, | ૭૧ પાહુડ | સમ૦ ૭૧ |
| અસ્તિનાસ્તિપ્રવાદ | ૧૮ | સમ૦ ૧૮ |
| ,, | ચૂલ ૧૦ | સ્થા૦ ૭૩૨ |
| સત્યપ્રવાદ | ૨ | સ્થા૦ ૧૦૯ |
| આત્મપ્રવાદ | ૧૬ | સમ૦ ૧૬ |
| પ્રત્યાખ્યાન | ૨૦ | સમ૦ ૨૦ |
| વિદ્યાનુપ્રવાદ | ૧૫ | સમ૦ ૧૫ |
| પાણાઉ | ૧૩ | સમ૦ ૧૩ |
| લોકબિન્દુસાર | ૨૫ | સમ૦ ૨૫ |

ક્ષુદ્રિકા વિમાનવિભક્તિના પ્રથમ વર્ગના ૩૭ ઉદ્દેશનકાલ છે. બીજા વર્ગના ૩૮ ઉદ્દેશનકાલ છે. ત્રીજા વર્ગના ૪૦ ઉદ્દેશનકાલ છે.

[-સમ૦ ૩૭, ૩૮, ૪૦]

મહાવિમાન વિભક્તિના પ્રથમવર્ગના ૪૧ ઉદ્દેશનકાલ છે, બીજા વર્ગના ૪૨ ઉદ્દેશનકાલ છે, ત્રીજાવર્ગના ૪૩ ઉદ્દેશનકાલ છે, ચોથાવર્ગના ૪૪ ઉદ્દેશનકાલ છે, પાંચમા વર્ગના ૪૫ ઉદ્દેશન કાલ છે.

[-સમ૦ ૪૧-૪૫]

દેવલોકથી ચ્યુત થયેલ જીવોએ કહેલાં ઋષિભાષિત ૪૪ અધ્યયન છે.

[-સમ૦ ૪૪]

ઉત્તરાધ્યયન ૩૬ છે—

વિનયશ્રુત, પરીષહ, ચતુરંગ, અસંસ્કૃત, અકામમરણ, પુરુષવિદ્યા, ઉરભ્રીય, કાપિલીય, નમિપ્રવ્રજ્યા, દ્રુમપત્ર, બહુશ્રુતપૂજા, હરિકેશી, ચિત્ર-સંભૂત, ઈષૂકારીય, સભિક્ષુ,

સમાધિસ્થાન, પાપશ્રમણક, સંજય, મૃગચારિકા, અનાથ-પ્રવ્રજ્યા, સમુદ્રપાલિત, રથનેમી, ગૌતમ-કેશી, સમિતિ, યજ્ઞીય, સામાચારી, ખલુંકીય, મોક્ષમાર્ગગતિ, અપ્રમાદ, તપોમાર્ગ, ચરણવિધિ, પ્રમાદસ્થાન, કર્મપ્રકૃતિ, લેશ્યાધ્યયન, અણગારમાર્ગ, જીવાજીવવિભક્તિ.

[–સમ૦ ૩૬]

દશા-કલ્પ-વ્યવહારના ૨૬ ઉદ્દેશનકાલ છે—

દશાના દશ, કલ્પના છ અને વ્યવહારના ૧૦ ઉદ્દેશનકાળ છે.

[–સમ૦ ૨૬]

ચાર પ્રજ્ઞપ્તિઓ અંગબાહ્ય છે—

ચંદ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, દ્વીપસાગર-પ્રજ્ઞપ્તિ.

[–સ્થા૦ ૨૭૭]

ત્રણ પ્રજ્ઞપ્તિઓ કાલમાં ભણાય છે—

ચંદ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ.

[–સ્થા૦ ૧૫૨]

## ૬. લૌકિક શ્રુત

કાવ્યના ચાર પ્રકાર છે—

૧. ગદ્ય,

૨. પદ્ય,

૩. કથ્ય[1],

૪. ગેય[2].

[–સ્થા૦ ૩૭૯]

---

૧. કથાત્મક.

૨. કથા ગદ્યમાં અને ગેય પદ્યમાં સમાવી શકાય; પણ અહીં કથા અને ગાનને જુદાં ગણ્યાં છે.

આયુર્વેદ આઠ પ્રકારનો છે—

૧. કુમારભૃત્ય—બાળચિકિત્સાશાસ્ત્ર;
૨. કાયચિકિત્સા—શરીરચિકિત્સાશાસ્ત્ર;
૩. શાલાક્ય[1]:- ગળાથી ઉપરના ભાગની ચિકિત્સાનુ શાસ્ત્ર;
૪. શલ્યહત્યા—શરીરમાં કાંટો વગેરે પેસી ગયાં હોય તેની ચિકિત્સા;
૫. જંગોલી—વિષવિઘાત તન્ત્ર—અગતન્ત્ર;
૬. ભૂતવિદ્યા—ભૂત-પિશાચાદિના શમનનું શાસ્ત્ર;
૭. ક્ષારતન્ત્ર[2]- વીર્યપાત થતો હોય તેની ચિકિત્સા;
૮. રસાયન.

[-સ્થા૦ ૬૧૧]

નવ પ્રકારે પાપશ્રુત પ્રસંગ[3]—

૧. ઉત્પાત (લોહીનો વરસાદ આદિ કુદરતી ઉત્પાતો શાથી થાય છે, અને તેમનું શું ફળ તે બતાવનાર);

૨. નિમિત્ત (અતીત વર્તમાન, અને ભવિષ્યકાળની વાત જાણવાનો ઉપાય દર્શાવનાર);

૩. મન્ત્ર (મંત્રવિદ્યાનું પ્રતિપાદન કરનાર);

૪. આખ્યાયક (માતંગવિદ્યાનુ શાસ્ત્ર, જેથી શુભાશુભ કહી શકાય);

૫. ચિકિત્સા (આયુર્વેદ);

---

૧. સળીથી જે ચિકિત્સા કરવાની હોય.

૨. સુશ્રુતમાં આને વાજીકરણ કહે છે. દુર્બલ મનુષ્યને ઘોડા જેવો કરનાર ચિકિત્સા.

૩. જે શ્રુતશાસ્ત્રની આરાધના-આસેવા પાપનું નિમિત્ત બને તેવાં શાસ્ત્રો. પણ જો સંયમી અસાધારણ સંજોગોમાં એમનો અભ્યાસ કરે તો તે પાપશ્રુત નથી.

૬. કલા (લેખ વગેરે-૭૨ કળા સંબંધી);

૭. આવરણ (જેનાથી આકાશ ઢંકાય તે મહેલ, મકાન વગેરે સંબંધી શાસ્ત્ર-વાસ્તુવિદ્યા);

૮. અજ્ઞાન (લૌકિક શ્રુત-મહાભારત, કાવ્ય નાટક ઇ૦);

૯. મિથ્યાપ્રવચન (બૌદ્ધ શાસ્ત્ર ઇ૦).

[-સ્થા૦ ૬૭૮]

૨૯ પ્રકારે પાપશ્રુત પ્રસંગ—

૧. ભૌમ (ભૂમિસંબંધી થતા વિકારોનું ફળ બતાવનાર);

૨. ઉત્પાત;

૩. સ્વપ્ન (સ્વપ્નનું ફળ બતાવનાર);

૪. અંતરિક્ષ (આકાશમાં ગ્રહોની ગતિ વગેરેનું રૂપ બતાવનાર);

૫. અંગ (શરીરનાં અંગ ફરકવાં આદિનું ફળ બતાવનાર);

૬. સ્વર (અવાજો ઉપરથી શુભાશુભ ફળ બતાવનાર);

૭. વ્યંજન (શરીરનાં મષા, તલ વગેરે ચિહ્નો ઉપરથી શુભાશુભ ફળ બતાવનાર);

૮. લક્ષણ (સ્વસ્તિક વગેરે શરીરગત શુભાશુભ લક્ષણોનું ફળ બતાવનાર);

—આ આઠ શાસ્ત્રના સૂત્ર[1], વૃત્તિ, અને વાર્તિક એમ ત્રણ ત્રણ ભેદ છે, તેથી કુલ ૨૪; અને વિકથાનુયોગ[2],

---

૧. અંગશાસ્ત્ર સિવાય બાકીનાં શાસ્ત્રોની સંખ્યા હજાર હજાર છે; અને તેમની વૃત્તિ લાખ શ્લોક પ્રમાણ છે, અને વાર્તિક (વૃત્તિનું વ્યાખ્યાન) કરોડ શ્લોક પ્રમાણ છે. અને અંગશાસ્ત્રનાં સૂત્રોનું પ્રમાણ લાખ, વૃત્તિનું કરોડ, અને વાર્તિકનું અપરિમિત છે, એમ ટીકાકાર જણાવે છે.

૨ અર્થ અને કામનું નિરૂપણ કરનાર શાસ્ત્ર-કામસૂત્ર ઇ૦.

વિદ્યાનુયોગ[1], મંત્રાનુયોગ, યોગાનુયોગ[2], તથા અન્યતીર્થિક પ્રવૃત્તાનુયોગ આ પાંચ મળી ૨૯ થાય છે.

[-સમ૦ ૨૯]

મહાનિમિત્તના[3] આઠ ભેદ—

૧-૮.-ભૌમ યાવત્ વ્યંજન.

[-સ્થા૦ ૬૦૮]

## ૬. નિહ્નવો

ભગવાન મહાવીરના તીર્થમાં સાત પ્રવચનનિહ્નવ[4] થયા—

| નામ | ધર્માચાર્ય | નગર |
|---|---|---|
| ૧ બહુરત[5] | જમાલી | શ્રાવસ્તી |
| ૨ જીવપ્રાદેશિક[6] | તિષ્યગુપ્ત | ઋષભપુર |
| ૩ અવ્યક્તિક[7] | આષાઢ | શ્વેતવિકા |
| ૪ સામુચ્છેદિક[8] | અશ્વમિત્ર | મિથિલા |
| ૫ દ્વૈક્રિય[9] | ગંગ | ઉલ્લુકાતીર |

૧. રોહિણી વિગેરે વિદ્યાઓની સાધના કેમ કરવી તે બતાવનાર શાસ્ત્ર.

૨. વશીકરણાદિ યોગને વર્ણવનાર શાસ્ત્ર.

૩. અતીત અનાગત, અને વર્તમાનના અતીન્દ્રિય પદાર્થોના જ્ઞાનમાં હેતુભુત મોટાં શાસ્ત્ર.

૪. નિહ્નવ એટલે આગમપ્રતિપ્રાદિત તત્ત્વનો અભિનિવેશને કારણે અપલાપ કરવો, પોતાને અનુકૂળ એવો પરંપરાવિરુદ્ધ અર્થ કરવો, અને બીજા પક્ષને યેન કેન પ્રકારેણ ખોટો સિદ્ધ કરવો તે. જુઓ ટિપ્પણ નં. ૯.

૫. વિશેષ માહિતી માટે જુઓ ટિપ્પણ નં. ૧૦.

૬. વિશેષ માટે જુઓ ટિપ્પણ નં. ૧૧.

૭. વિશેષ માટે જુઓ ટિપ્પણ નં. ૧૨.

૮. જુઓ ટિપ્પણ નં. ૧૩.

૯. જુઓ ટિપ્પણ નં. ૧૪.

| | | |
|---|---|---|
| ૬ ત્રૈરાશિક[1] | ષડુલૂક | અન્તરંજીકા |
| ૭ અબદ્ધિક[2] | ગોષ્ઠામાહિલ | દશપુર |

[–સ્થા૦ ૫૮૭]

અક્રિયાવાદી[3] આઠ છે—

૧. એકવાદી,
૨. અનેકવાદી,
૩. મિતવાદી,
૪. નિર્મિતવાદી,
૫. સાતવાદી,
૬. સમુચ્છેદવાદી,
૭. નિયતવાદી,
૮. પરલોક નથી એમ કહેનારા.

[–સ્થા૦ ૬૦૭]

## (૪) અવધિજ્ઞાન

પ્ર૦ અવધિ કેટલા પ્રકારનું છે?

ઉ૦ અવધિ બે પ્રકારનું છે:— (૧) ભવપ્રત્યય, અને (૨) ક્ષાયોપશમિક.

એમ અહીંયાં આખું અવધિપદ[4] કહેવું.

[–સમ૦ ૧૫૩]

અવધિજ્ઞાન છ પ્રકારનું[5] છે:—

---

૧. જુઓ ટિપ્પણ ન. ૧૫.

૨. જુઓ ટિપ્પણ ન. ૧૬.

૩. અક્રિયાવાદી અને તેમના ભેદની વિશેષ માહિતી માટે જુઓ ટિપ્પણ ન. ૧૭.

૪. પ્રજ્ઞાપનાસૂત્ર પદ ૩૩.

૫. આ ભેદો ક્ષાયોપશમિક અવધિજ્ઞાનના અથવા ગુણપ્રત્યય અવધિના સમજવા જોઈએ.

(૧) આનુગમિક [અવધિજ્ઞાનીનું અનુગમન કરે તેવું જ્ઞાન. એટલે કે, અવધિજ્ઞાની એક સ્થાન છોડી બીજે સ્થાને જાય છતાં તેનુ જ્ઞાન તેની સાથે જ રહે];

(૨) અનાનુગમિક [આ અવધિ એવું હોય છે કે જે પુરુષનું અનુગમન નથી કરતું. કારણ, તેની ઉત્પત્તિમાં તે જે દેશમાં ઉત્પન્ન થયું હોય છે તે દેશ પણ નિમિત્ત હોય છે. એટલે દેશાન્તરમાં પુરુષ હોય ત્યારે તે જ્ઞાન ઉપયોગી નથી — જેમ સુધરાઈનુ ફાનસ જ્યાં હોય ત્યાં ઊભા રહેનારને જ ઉપયોગી બને છે બીજાને નહિ તેમ];

(૩) વર્ધમાન [જે અવધિજ્ઞાન ઉત્પન્ન થયા પછી ઉત્તરોત્તર વૃદ્ધિને પામે];

(૪) હીયમાન [જે અવધિજ્ઞાન ઉત્પન્ન થયા પછી ક્રમશઃ હાનિને પામે અને છેવટે અંગુલના અસંખ્યેય ભાગની મર્યાદાવાળું થઈ રહે];

(૫) પ્રતિપાતી [ઉત્પન્ન થયા પછી તદ્દન ચાલ્યું જાય તેવું];[1]

(૬) અપ્રતિપાતી [ઉત્પન્ન થયા પછી ચાલ્યું ન જાય તેવું].

[–સ્થા૦ ૫૨૬]

વિભંગજ્ઞાન[2] સાત પ્રકારનું છે —

૧. એક દિશામાં લોકાભિગમ;

---

૧. ઉત્કૃષ્ટ લોકમાત્ર મર્યાદાવાળું જ્ઞાન પ્રતિપાતી હોય છે. પણ જે જ્ઞાન અલોકમાં એક પ્રદેશને પણ જોવાની શક્તિ ધરાવે છે, તે કદી પ્રતિપાતી હોતુ નથી.

૨. સમ્યક્‌ત્વયુક્ત અવધિ હોય તે અવધિ કહેવાય; અને મિથ્યાત્વી જીવને થયેલું અવધિ વિભંગજ્ઞાન કહેવાય. (વિ = વિપરીત; ભંગ = વસ્તુ-વિકલ્પ.) ભગવતીમા વિભંગજ્ઞાન વિષયમર્યાદાને લઈને અનેક પ્રકારનું કહ્યુ છે. જુઓ પૃ. ૩૨૬, શ૦ ૮, ઉ૦ ૨.

૨. પાંચ દિશામાં લોકાભિગમ;
૩. ક્રિયાવરણ જીવ;
૪. મુદગ્ર જીવ;
૫. અમુદગ્ર જીવ;
૬. રૂપી જીવ;
૭. સર્વકાંઈ જીવ.

(૧) કોઈ શ્રમણ-બ્રાહ્મણને એક દિશામાં લોકાભિગમ વિભંગજ્ઞાન ઉત્પન્ન થાય છે. એટલે તેને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણમાં અથવા ઊંચે યાવત્ સૌધર્મ સુધી લોકનું જ્ઞાન થાય છે; ત્યારે તેણે જે દિશામાં લોક જોયો હોય તે જ દિશામાં લોક છે અને બીજે નથી એવી પ્રતીતિ તેને થાય છે અને તે માનવા લાગે છે કે મને જ અતિશયવાળું જ્ઞાન ઉત્પન્ન થયું છે. તથા તે બીજાને એમ કહેવા લાગે છે કે જે લોકો પાંચે દિશામાં લોક છે એમ કહે છે, તે તો મિથ્યા બોલે છે.

(૨) કોઈ શ્રમણ-બ્રાહ્મણને પાંચે દિશામાં લોકાભિગમ વિભંગ ઉત્પન્ન થાય છે એટલે તેને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ તથા ઊંચે યાવત્ સૌધર્મવિમાન સુધી લોક દેખાય છે; તેથી તે એમ સમજે છે કે લોક તો પાંચ જ દિશામાં છે; તથા મને જ અતિશયવાળું જ્ઞાન ઉત્પન્ન થયું છે. અને તે એમ કહેવા લાગે છે કે જે લોકો એક જ દિશામાં લોક છે એમ બોલે છે, તેઓ મિથ્યા બોલે છે.

(૩) કોઈ શ્રમણ-બ્રાહ્મણને ક્રિયાવરણ-જીવ નામનું વિભંગજ્ઞાન ઉત્પન્ન થાય છે. એટલે તે જીવોને હિંસા કરતા જુએ છે, જૂઠું બોલતા જુએ છે, ચોરી કરતાં જુએ છે, મૈથુન કરતાં જુએ છે, પરિગ્રહમાં રચ્યાપચ્યા જુએ છે, અને રાત્રિભોજન કરતા જુએ છે; પણ આ બધાં કૃત્યોથી જીવોને પાપકર્મ બંધાય છે તે એ નથી જોઈ શકતો.

તે એમ સમજે છે કે મને જ અતિશયવાળું જ્ઞાન ઉત્પન્ન થયું છે; અને તે માનવા લાગે છે કે જીવને આવરણ તો ક્રિયા-રૂપ જ છે; ક્રિયાથી ભિન્ન એવું કર્મરૂપ આવરણ તો છે જ નહિં. અને તે કહેવા લાગે છે કે જે શ્રમણબ્રાહ્મણ 'જીવને ક્રિયાનું આવરણ નથી' એમ બોલે છે, તે તો મિથ્યા બોલે છે.

(૪) કોઈ શ્રમણ-બ્રાહ્મણને મુદગ્ર વિભંગજ્ઞાન ઉત્પન્ન થાય છે. એટલે તે બાહ્ય અને આભ્યંતર પુદ્ગલોને ગ્રહણ કરીને તેનો નાના પ્રકારે સ્પર્શ કરીને વૈક્રિયશરીરની વિકુર્વણા કરતા દેવોને જુએ છે. તેને લાગે છે કે મને જ અતિશયવાળું જ્ઞાન ઉત્પન્ન થયું છે, તેથી હું જોઈ શકું છું કે જીવ મુદગ્ર – અર્થાત્ બાહ્ય અને અભ્યંતર પુદ્ગલોને ગ્રહણ કરી શરીરરચના કરનાર છે. જે લોકો જીવને અમુદગ્ર કહે છે, તે તો મિથ્યા કહે છે, એમ તે બોલવા લાગે છે.

(૫) કોઈ શ્રમણ-બ્રાહ્મણને અમુદગ્ર વિભંગજ્ઞાન થાય છે. એટલે તે દેવોને જ આભ્યંતર અને બાહ્ય પુદ્ગલોના ગ્રહણ વિના વિકુર્વણા કરતા જુએ છે. ત્યારે તેને લાગે છે કે, 'મને અતિશયવાળું જ્ઞાન ઉત્પન્ન થયું છે જેથી હું જોઈ શકું છું કે જીવો અમુદગ્ર છે. અને તે એમ કહેવા લાગે છે કે જે લોકો જીવને મુદગ્ર સમજે છે તેઓ મિથ્યાવાદી છે.

(૬) રૂપીજીવ નામનું વિભંગ જ્ઞાન જ્યારે કોઈ શ્રમણ-બ્રાહ્મણને ઉત્પન્ન થાય છે, ત્યારે તે વડે તે દેવોને જ બાહ્ય-આભ્યંતર પુદ્ગલોનું ગ્રહણ કરીને અને ગ્રહણ કર્યા વગર વિકુર્વણા કરતા જુએ છે. તેને એમ થાય છે કે, મને અતિશયવાળું જ્ઞાન ઉત્પન્ન થયું છે; અને તે માનવા લાગે

છે કે, જીવ તો રૂપી છે. પછી તે, જે લોકો જીવને અરૂપી કહેતા હોય છે, તેમને મિથ્યાવાદી કહેવા મંડી જાય છે.

(૭) 'સર્વકાંઈજીવ' વિભંગ જ્ઞાન જ્યારે કોઈ શ્રમણ-બ્રાહ્મણને થાય છે, ત્યારે તે વાયુ વડે આમથી તેમ હાલતાં-ચાલતાં, કંપતાં, બીજાં પુદ્ગલ સાથે અથડાતાં પુદ્ગલોને જુએ છે અને તેને એમ થાય છે કે મને અતિશયવાળું જ્ઞાન ઉત્પન્ન થયું છે. તે એમ માનવા લાગે છે કે લોકમાં જે કાંઈ છે, તે બધું જીવ જ છે. પછી તે, જે લોકો લોકમાં જીવ અને અજીવ બન્ને માને છે, તેમને મિથ્યાવાદી કહેવા લાગી જાય છે.

આ વિભંગજ્ઞાનીને — પૃથ્વી વાયુ અને તેજસ્કાયનું ખરું જ્ઞાન હોતું જ નથી. તેથી તે વિષયમાં તે મિથ્યાભ્રમમાં પડ્યો હોય છે.

[– સ્થા૦ ૫૪૨].

અભિસમાગમ[૧] ત્રણ પ્રકારે છે :—

(૧) ઊર્ધ્વ, (૨) અધઃ, (૩) અને તિર્યક્.

જ્યારે કોઈ શ્રમણ-બ્રાહ્મણને અતિશયવાળું જ્ઞાન-દર્શન ઉત્પન્ન થાય છે, ત્યારે તે સાથી પહેલાં ઊંચે જોઈ-જાણી શકે છે. ત્યાર પછી તેનો ઉપયોગ તિર્યગ્દિશામાં પ્રવર્તે છે અને ત્યાર પછી જ અધોલોકમાં તેનો ઉપયોગ પ્રવૃત્ત થાય છે. કારણ, અધોલોક સૌથી દુરભિગમ મનાય છે.

[– સ્થા૦ ૨૧૩]

૧. મર્યાદાપૂર્વક સમ્યગ્જ્ઞાન — આ પરમાવધિ વિષે કહેવામાં આવ્યું, હોય એમ લાગે છે; કારણ, તેને અતિશયવાળું કહેવામાં આવ્યું છે. અને તે કેવલજ્ઞાન તો હોઈ શકે નહિ; કારણ તેને દેશથી ક્રમિક ઉપયોગવાળું કહ્યું છે.

## (૫) કેવળજ્ઞાન — છદ્મસ્થ અને કેવળી

નિગ્રન્થ અને નિગ્રન્થીઓ ઇચ્છે તો પણ આ સમયમાં ચાર કારણે અતિશેષ (કેવલ) જ્ઞાનદર્શન ઉત્પન્ન થાય નહિ —

(૧) વારંવાર તેઓ સ્ત્રીકથા, ભક્ત(ભોજન)કથા, દેશકથા અને રાજકથા આ ચાર વિકથા કરતાં હોય છે;

(૨) વિવેક અને વ્યુત્સર્ગ[1] વડે આત્માને તેઓ સમ્યક્ પ્રકારે પવિત્ર કરતાં નથી;

(૩) રાત્રિના પૂર્વ અને ઉત્તર ભાગમાં ધર્મધ્યાન કરતાં નથી;

(૪) નિર્દોષ અન્નની ગવેષણા કરતાં નથી.

આથી ઊલટું વર્તન હોય તો નિગ્રન્થ અને નિગ્રન્થીઓને કેવળજ્ઞાન તેઓ ઇચ્છે તો ઉત્પન્ન થાય.

[ – સ્થા૦ ૨૮૪ ]

કેવલીને પાંચ અનુત્તર (શ્રેષ્ઠ) છે —

૧. અનુત્તર જ્ઞાન;
૨. અનુત્તર દર્શન;
૩. અનુત્તર ચારિત્ર;
૪. અનુત્તર તપ;
૫. અનુત્તર વીર્ય.

[ – સ્થા૦ ૪૧૦ ]

કેવલીને દશ અનુત્તર છે :— અનુત્તર- જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, ક્ષમા, મુક્તિ (નિર્લોભતા,) ઋજુતા, મૃદુતા, લઘુતા (નમ્રતા).

[ – સ્થા૦ ૭૬૩ ]

---

૧. અશુદ્ધાદિનો ત્યાગ તે વિવેક; અને એકાગ્રતાપૂર્વક શરીર અને વચનના વ્યાપારનો ત્યાગ તે વ્યુત્સર્ગ.

§ છદ્મસ્થને ઓળખવાનાં સાત સ્થાન :—

૧. જીવની હિંસા કરનાર હોય;

૨. જૂઠું બોલનાર હોય;

૩. ચોરી કરનાર હોય;

૪. વિષયમાં આસક્ત હોય;

૫. પૂજાસત્કારમાં રાચતો હોય;

૬. આ પાપકાર્ય છે એમ બીજાને કહે છતાં પોતે તે જ કરતો હોય;

૭ બોલ્યા પ્રમાણે વર્તનાર ન હોય.

§ આથી ઊલટું કેવળીને ઓળખવાનાં સાત સ્થાન નીચે પ્રમાણે છે :—

૧. અહિંસક હોય.

૨–૭. યાવત્ જેવું બોલે તેવું વર્તન પણ રાખે.

[–સ્થા૦ ૫૫૦]

§ અવધિજ્ઞાની પ્રથમ અવધિઉપયોગની પ્રવૃત્તિ વખતે પાંચ કારણે ચલિત–ક્ષુબ્ધ થાય :—

૧. પૃથ્વીને અલ્પ જોઈને;

૨. સૂક્ષ્મજંતુના ઢગલારૂપ પૃથ્વીને જોઈને;

૩. મહાન અજગરનું શરીર જોઈને;

૪. અત્યન્ત સુખી અને મહતી ઋદ્ધિવાળા દેવને જોઈને;

૫. અને ગ્રામનગરાદિમાં જેની કોઈને જાણ નથી તેવા દટાયેલા ખજાના જોઈને.

§ પણ કેવળજ્ઞાની આ બધું જોઈને જરાય ચલિત–ક્ષુબ્ધ થતા નથી.

[–સ્થા૦ ૩૬૪]

§ છદ્મસ્થ સર્વ પ્રકારે આ પાંચને જાણે દેખે નહિ —

૧. ધર્માસ્તિકાયને,

૨. અધર્માસ્તિકાયને,

૩. આકાશાસ્તિકાયને,

૪. શરીરરહિત જીવને,

૫. પુદ્ગલ પરમાણુને.

§ જેને જ્ઞાનદર્શન ઉત્પન્ન થયું છે તેવા જિન, અરિહંત, કેવળી એ પાંચેને સર્વ પ્રકારે જાણે છે.

[–સ્થા૦ ૪૫૦]

§ છને છદ્મસ્થ સર્વ પ્રકારે જાણે દેખે નહિ :—

૧–૫. ધર્માસ્તિકાય યાવત્ પુદ્ગલ પરમાણુને,

૬. શબ્દને.

§ જેને જ્ઞાનદર્શન ઉત્પન્ન થયું છે તે જિન, અરિહંત, કેવળી એ છયેને સર્વ પ્રકારે જાણે દેખે છે.

[–સ્થા૦ ૪૭૮]

§ સાતને છદ્મસ્થ સર્વ પ્રકારે જાણે દેખે નહિ :—

૧–૬. ધર્માસ્તિકાયાદિ યાવત્ શબ્દને,

૭. ગન્ધને.

§ એ સાતેયને કેવળી સંપૂર્ણપણે જાણે.

[–સ્થા૦ ૫૬૭]

તેવી જ રીતે ઉપરના સાતમાં વાયુ ઉમેરીને આઠને અને તે આઠમાં ૧. આ જિન થશે કે નહિ અને ૨. આ સર્વદુ:ખનો અંત કરશે કે નહિ —આ બે બાબતો ઉમેરીને દશને છદ્મસ્થ સર્વ પ્રકારે નથી જાણતા અને કેવળી જાણે છે તેમ સમજવું.

[–સ્થા૦ ૬૧૦, ૭૫૪]

## ૬. પ્રમાણ-નય

પ્રમાણ[1] ચાર છે:—

(૧) દ્રવ્યપ્રમાણ; [દ્રવ્ય અર્થાત્ વસ્તુરૂપ પ્રમાણ; જેમકે ગજ જેવા દ્રવ્ય-વસ્તુ વડે શરીર વગેરેનું માપ કાઢવું, અથવા દ્રવ્યમાં કેટલા પર્યાયો છે તે જાણવા. દ્રવ્યપ્રમાણના બે ભેદ છે:— (૧) પ્રદેશનિષ્પન્ન, (૨) વિભાગનિષ્પન્ન. પ્રદેશનિષ્પન્નના એક પ્રદેશથી માંડી અનંત પ્રદેશ સુધીના અનંત ભેદ છે. ત્યારે વિભાગનિષ્પન્નના પાંચ ભેદ છે:— ૧. માન— ધાન્ય વગેરે માપવાનું સાધન; ૨. ઉન્માન— તોળવાનાં સાધનો; ૩. અવમાન— કાપડ વગેરેને ભરવાનુ સાધન ૪. ગણિત— એક, બે, ત્રણ વગેરે; ૫. પ્રતિમાન— જેનાથી સોના ચાંદીનો તોલ થાય છે તે; અથવા પૈસા વગેરે બીજી વસ્તુમાં એક વસ્તુની કિંમત આંકવી તે];

(૨) ક્ષેત્રપ્રમાણ:— [ક્ષેત્ર એટલે આકાશનું પ્રમાણ તે. તેના પણ બે ભેદ છે:— ૧. પ્રદેશનિષ્પન્ન અને ૨. વિભાગનિષ્પન્ન. પ્રદેશનિષ્પન્નના એક પ્રદેશથી માંડી અસંખ્યાત પ્રદેશ સુધીના ભેદો છે. અને વિભાગનિષ્પન્નના ભેદો આંગળ, હાથ, વગેરે];

(૩) કાલપ્રમાણ:— [કાલપ્રમાણના પણ બે ભેદ છે:— પ્રદેશનિષ્પન્ન અને વિભાગનિષ્પન્ન. પ્રદેશનિષ્પન્નના એક સમયની સ્થિતિથી માંડી અસંખ્યાત સમયની સ્થિતિ સુધીના ભેદો છે; અને વિભાગનિષ્પન્નના સમય, આવલિકા ક્ષણ, લવ, મહૂર્તાદિ];

---

૧. જેનાથી કોઈપણ વસ્તુનું વિશેષ જ્ઞાન થાય તે પ્રમાણ; અને પ્રમિતિ— વસ્તુજ્ઞાન, માપ તે પણ પ્રમાણ. ઉપર જણાવેલ ચાર ભેદ અનુયોગમાં છે, સૂ૦ ૧૩૨. તેનો વિસ્તાર આગળનાં સૂત્રોમાં છે.,

[ક્ષેત્ર અને કાલનો પણ દ્રવ્યપ્રમાણમાં સમાવેશ થાય છે પણ તે દ્રવ્યના પર્યાયરૂપ પણ છે તેથી દ્રવ્યથી જુદાં ગણાય છે.]

૪. ભાવપ્રમાણ :—[ભાવરૂપ પ્રમાણ કે ભાવોનું પ્રમાણ. તેના ત્રણ ભેદ છે :—ગુણ, નય, અને સંખ્યા. જીવના ગુણ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે; તેમાં જ્ઞાનના ચાર ભેદ-પ્રત્યક્ષ, અનુમાન ઉપમાન, આગમ એ જ્ઞાનરૂપ પ્રમાણ છે. નયો નૈગમાદિ પ્રસિદ્ધ છે. અને સંખ્યા એક બે વગેરે].

[-સ્થા૦ ૨૫૮]

સાત મૂલનયો છે :[૧]—

૧. નૈગમ :—[લૌકિક રૂઢિ અનુસાર શબ્દ અને અર્થનો વિચાર તે નૈગમ નય. જેમકે, કોઈ રોટલી માટે લોટ બાંધતું હોય અને આપણે પૂછીએ કે શું કરો છો? તો જવાબ આપશે કે ‘રોટલી કરું છું’—આ જવાબને શ્રોતા અને વક્તા બન્ને સાચો માને છે. તેમાં લોકરૂઢિ જ મુખ્ય કારણ છે];

૨. સંગ્રહ :—[અનેક વસ્તુ કે વ્યક્તિઓમાં કોઈ એક સામાન્ય તત્ત્વ જોઈને તે સૌની એકતા—અભિન્નતા સ્થાપવી તે સંગ્રહનય. જેમકે મનુષ્ય, પશુ, પક્ષી ઇત્યાદિ સકલ વ્યક્તિરૂપે જુદા છતાં જીવરૂપે એ બધાને એક કહી દેવા; તે જ પ્રમાણે ચેતન અને અચેતન એ સકલ વસ્તુને સત્ રૂપે એક કહી દેવી];

૩. વ્યવહાર :—[સામાન્ય તત્ત્વથી સંકલિત થયેલી વસ્તુમાં પ્રયોજનાનુસાર વિભાગ પાડવા — તેના ભેદોપભેદોનો

૧. એક જ વસ્તુને જોવાની વિચારવાની જે વિવિધ દૃષ્ટિઓ તે નય છે. વિશેષ સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૮.

વિચાર કરવો તે વ્યવહારનય. જેમકે, સત્‌ના બે ભેદ છે— જીવ અને અજીવ; અજીવના બે ભેદ છે — સિદ્ધ અને સંસારી; સંસારીના બે ભેદ છે — ત્રસ અને સ્થાવર ];

૪. ઋજુસૂત્ર: — [ વસ્તુ ત્રૈકાલિક છતાં તેની વર્તમાન-સ્થિતિનો જ પ્રધાનતયા વિચાર કરવો તે ઋજુસૂત્ર નય. જેમકે, સુવર્ણ ત્રૈકાલિક છે છતાં ઋજુસૂત્રનયવાદી તેના કોઈ પણ એક મોજૂદ વીંટી જેવા ઘાટનો જ વિચાર કરીને કહે કે આ વીંટી છે ];

૫. શબ્દ: — [શબ્દોના અર્થનો વિચાર કરતી વખતે જે તેના કાલ, વચન, લિંગ ઇત્યાદિ ભેદોને ધ્યાનમાં રાખીને અર્થભેદ કરે તે — શબ્દનય. જેમકે, આ નયને મતે આજનો ઘટ એ ગઈ કાલના ઘટ કરતાં જુદો છે];

૬. સમભિરૂઢ: — [ પર્યાયભેદે અર્થનો ભેદ કરે તે સમભિરૂઢનય. આ નયને મતે રાજા, નૃપતિ ઇત્યાદિ પર્યાય-વાચી શબ્દોનો અર્થ જુદો છે. જેમકે, જે શોભે તે રાજા; જે મનુષ્યોને રક્ષે તે નૃપ, ઇત્યાદિ];

૭. એવંભૂત:— [ શબ્દનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ જ્યારે વિદ્યમાન હોય ત્યારે જ તે શબ્દથી તે અર્થને વાચ્ય માને, અન્યથા નહિ, તે એવંભૂત નય. સમભિરૂઢને મતે રાજા શબ્દનો વાચ્ય એટલે કે રાજા તરીકે ઓળખાતો માનવી શોભતો ન હોય અર્થાત્ સામાન્ય વસ્ત્ર પહેરીને બેઠો હોય ત્યારે પણ રાજા કહેવાય; પણ એવંભૂતનયને મતે તો જ્યારે તે રાજચિહ્નને ધારણ કરીને સિંહાસન પર બેઠો હોય અને શોભતો હોય, ત્યારે જ રાજા કહેવાય, અન્યથા નહિ].

[–સ્થા૦ ૫૫૨]

## ૭. દર્શનપરિણામ

દર્શન બે પ્રકારનું છે:—

૧. સમ્યગ્દર્શન અને ૨. મિથ્યાદર્શન.

(૧) સમ્યગ્દર્શન બે પ્રકારનું છે:—

નિસર્ગસમ્યગ્દર્શન (ઉપદેશ વિના પ્રાપ્ત થતું); અને અભિગમસમ્યગ્દર્શન (બીજાના ઉપદેશથી થતું).

§ નિસર્ગસમ્યગ્દર્શન બે પ્રકારનું છે:—

પ્રતિપાતી (ચાલ્યું જનારું)[1]; અને અપ્રતિપાતી (ન ચાલ્યું જનારું.)

§ અભિગમસમ્યગ્દર્શનના પણ તે જ બે પ્રકારો છે.

(૨) મિથ્યાદર્શન બે પ્રકારનુ છે:—

આભિગ્રહિક (જૈન તત્ત્વ સિવાયનાં બીજાં મિથ્યા તત્ત્વોમાં શ્રદ્ધારૂપ); અને અનાભિગ્રહિક (તેથી ઊલટું)

§ આભિગ્રહિકમિથ્યાદર્શન બે પ્રકારનુ છે—

સપર્યવસિત (સમ્યગ્દર્શન થતાં ચાલ્યું જનારું) અને અપર્યવસિત (અભવ્યને હોતું, જેનો કદી અંત નથી).

§ અનાભિગ્રહિકના પણ તે જ બે ભેદો છે.

[–સ્થા૦ ૭૦]

દર્શન[2] સાત છે—

૧. સમ્યગ્દર્શન; ૨. મિથ્યાદર્શન; ૩. સમ્યગ્મિથ્યાદર્શન;

---

૧. દર્શનમોહનીયના ક્ષયોપશમ અથવા ઉપશમથી થયુ હોય તે દર્શનમોહનીયના ઉદયથી પાછું પણ ચાલ્યું જાય; અને દર્શનમોહના ક્ષયથી થયેલું તે કદી ચાલ્યું ન જાય.

૨. અહીંયાં દર્શન શબ્દનો પ્રયોગ શ્રદ્ધાનરૂપ દર્શન અને સામાન્યાવબોધરૂપ દર્શન એ બન્ને અર્થમાં છે.

૪. ચક્ષુદર્શન; ૫. અચક્ષુદર્શન; ૬. અવધિદર્શન; ૭. કેવલદર્શન.

[–સ્થા૦ ૫૬૫]

દર્શન આઠ છે—

૧–૭. ઉપર પ્રમાણે;

૮. સ્વપ્નદર્શન[1].

[–સ્થા૦ ૬૧૮]

સરાગ સમ્યગ્દર્શન[2] દશ પ્રકારનું છે:—

૧. નિસર્ગરુચિ:—[જિનોપદિષ્ટ ભાવોને બીજાના ઉપદેશ વિના જ પોતાની મતિથી શ્રદ્ધે];

૨. ઉપદેશરુચિ:—[બીજાના ઉપદેશથી શ્રદ્ધાળુ થાય];

૩. આજ્ઞારુચિ:—[માત્ર આચાર્ય કે કોઈ ગુરુના શબ્દને યથાવત્ પ્રમાણ માની શ્રદ્ધાળુ થાય];

૪. સૂત્રરુચિ:—[જે સૂત્ર–શાસ્ત્ર વાંચીને શ્રદ્ધાળુ થાય];

૫. બીજરુચિ:—[જે એકાદ જીવાદિ વિષે સાંભળી બીજા તત્ત્વને પણ સમજીને શ્રદ્ધી લે];

૬. અભિગમરુચિ:—[જે શાસ્ત્રને અર્થપૂર્વક ભણે];

૭. વિસ્તારરુચિ:—[દ્રવ્યોને તથા તેમના પર્યાયોને પ્રમાણ અને નય વડે વિસ્તારથી જે જાણે];

૮. ક્રિયારુચિ:—[જેને આચરણમાં રુચિ હોય];

૯. સંક્ષેપરુચિ:—[જેને બીજા દર્શનનું જ્ઞાન ન હોય અને જૈન દર્શનનું પણ બહુ જ થોડું જ્ઞાન હોય];

---

૧. આ દર્શન એ અચક્ષુદર્શનના વિશેષ ભેદરૂપ જ સમજવું; કારણ, તેમા મનોવ્યાપાર મુખ્ય છે.

૨. આ દર્શન રુચિરૂપ છે. જેનું મોહનીય કર્મ ઉપશાંત નથી થયું અથવા ક્ષય પણ નથી પામ્યું, તેને તે હોય છે. અર્થાત્ તે દર્શનમોહના ક્ષયોપશમજન્ય છે. જુઓ ઉત્તરા૦ અ૦ ૮, ગા. ૧૬.

૧૦. ધર્મરુચિ :—[જેને શ્રુતધર્મ, ચારિત્રધર્મ અને અસ્તિકાય ધર્મમાં શ્રદ્ધા હોય].

[—સ્થા૦ ૭૫૧]

દં૦ ૧. નારક ત્રણ છે :—

સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્મિથ્યાદૃષ્ટિ.

દં૦ ૨–૧૧. ભવનપતિ ત્રણ છે નારક જેમ.

દં૦ ૨૦–૨૪. [1]પંચેન્દ્રિયતિર્યંચથી વૈમાનિક સુધીના જીવો પણ ત્રણ પ્રકારે છે નારક જેમ.

[—સ્થા૦ ૧૮૧]

## ૮. ચારિત્રપરિણામ

ચારિત્રધર્મ બે પ્રકારનો છે :—

૧. અગાર[2] ચારિત્રધર્મ;

૨. અણગાર[3] ચારિત્રધર્મ.

[—સ્થા૦ ૭૨]

§ કુંભના ચાર પ્રકાર છે :—

૧. ભિન્ન — ફૂટેલો;

૨. જર્જરિત — તિરાડ પડી હોય તેવો;

---

૧. અહી એકેન્દ્રિયના પાંચ દંડક તથા દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયના દંડકો વર્જિત કર્યા છે; કારણ, એકેન્દ્રિયોમા માત્ર મિથ્યાદૃષ્ટિ જ હોય છે, અને દ્વીન્દ્રિયાદિ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ હોતા નથી.

૨. અગાર એટલે ઘર. ઘરબારવાળાનો ચારિત્રધર્મ સમ્યક્ત્વ અને પાંચ અણુવ્રત આદિ રૂપ છે.

૩. ઘર વિનાના તે અણગાર—તેમનો ચારિત્રધર્મ મૂલગુણરૂપ અને ઉત્તરગુણરૂપ છે. મૂલગુણમાં પાચ મહાવ્રતનું પાલન અને ઉત્તરગુણમાં પિંડવિશુદ્ધિ આદિ સમાવિષ્ટ છે.

૩. પરિસ્રાવી — બરાબર પકવ્યો ન હોય તેથી પાણી ઝરી જાય તેવો;

૪. અપરિસ્રાવી — પાણી ન ઝરે તેવો.

૬ ચારિત્ર[1] પણ તે જ રીતે ચાર પ્રકારનું છે

[–સ્થા૦ ૩૬૦]

## (૧) અંગારધર્મ[2]

ચાર શ્રમણોપાસક કહ્યા છે—

(૧) ૧. માતાપિતા સમાન:—[ઉપચાર ખાતર નહીં પણ ખરા દિલથી સાધુ પ્રત્યે સ્નેહ રાખનાર, અને તેમને કદી માઠું ન લગાડનાર];

૨. ભ્રાતૃ સમાન:—[પ્રસંગ ઉપસ્થિત થાય તો બે કડવાં વચન પણ કહે તેવા];

૩. મિત્ર સમાન:—[કુદરતી સ્નેહવાળા નહીં, પણ ઔપચારિક સ્નેહવાળા];

૪. સપત્ની સમાન:—[શોકની જેમ હંમેશા સાધુનાં દૂષણ જ ઇર્ષ્યાથી જોનારા];

(૨) ૧. આદર્શ જેવા:—[અરીસાની પેઠે સાધુના ઉપદેશને યથાવત્ ગ્રહણ કરી ચલિત ન થનારા];

૨. પતાકા જેવા:—[પતાકાની પેઠે ચલિત ચિત્તવાળા];

---

૧. જો મૂલગુણ સંબંધી પ્રાયશ્ચિત્ત લાગ્યું હોય તો ચારિત્ર ભિન્ન કહેવાય; પર્યાયછેદરૂપ પ્રાયશ્ચિત્ત આવ્યું હોય તો ચારિત્ર જર્જરિત કહેવાય; સૂક્ષ્મ અતિચાર થયો હોય તો પરિસ્રાવી અને નિરતિચાર હોય તો અપરિસ્રાવી ચારિત્ર કહેવાય.

૨. તેમના અણુવ્રત વિષે સંવરમાં કહેવામાં આવ્યું છે. બૌદ્ધ શાસ્ત્રમાં પણ સાવદ્ય વ્યાપાર કરવાનો નિષેધ કરવામાં આવ્યો છે:—(૧) શસ્ત્રવાણિજ્ય, (૨) જીવનો વ્યાપાર, (૩) માંસવ્યાપાર, (૪) મદ્યવ્યાપાર, (૫) વિષવ્યાપાર — આ નિષિદ્ધ ગણાય છે. — અંગુત્તર૦ – ૫. ૧૭૮.

૩. સ્થાણુ સમાન :—[ ઠૂંઠું જેમ કદી ચલિત થાય નહીં તેમ સાધુ સમજાવે તોપણ સમજે નહીં તેવા ];

૪. ખર કંટક સમાન :—[ પોતાના હઠાગ્રહમાંથી ચલિત પણ ન થાય અને સામેથી કઠોર કાંટાની જેમ સાધુને વચનથી વીંધે તેવા ].

[—સ્થા૦ ૩૨૧ ]

શ્રમણ ભગવાન મહાવીરના શ્રમણોપાસકની સૌધર્મ-કલ્પના અરુણાભ વિમાનમાં ચાર પલ્યોપમ સ્થિતિ કહી છે.[૧]

[—સ્થા૦ ૩૨૨ ]

§ ભારવાહકના ચાર વિસામા છે —

૧. એક ખંભાથી બીજા ખંભા પર ભાર બદલે ત્યારે;

૨. જ્યારે શારીરિક હાજતે જાય ત્યારે;

૩. ક્યાંક નાગકુમાર કે સુવર્ણકુમારના મંદિરમાં વિશ્રામ કરે ત્યારે;

૪. જ્યાં જીવનભર વસે છે તે પણ એક વિસામો છે.

§ તેવી જ રીતે શ્રમણોપાસકના પણ ચાર વિસામા[૨] છે :—

૧. જ્યારે શીલવ્રત અને ગુણવ્રત અંગીકાર કરે છે અને પૌષધોપચાર આદરે છે ત્યારે;

૨. જ્યારે સામાયિક કે દેશાવકાશિક વ્રતનું ભલી રીતે પાલન કરે છે ત્યારે;

---

૧. આ વાત ઉપાસકદશાસૂત્રમાં વર્ણિત આનંદાદિ દશ શ્રાવકો વિષે સમજવી.

૨. સરખાવો બુદ્ધશ્રાવકની પ્રસન્નતા.—અંગુત્તર૦ ૩. ૪૨.

૩. જ્યારે આઠમ, ચૌદશ કે એકમે પૌષધોપવાસ[1] આદરે ત્યારે;

૪. જ્યારે અંતિમ મારણાન્તિક સંલેખના લઈ ભાત-પાણી છોડી દઈ પાદપોપગમન સ્વીકારે અને મૃત્યુની આકાંક્ષા વિના દિવસો વિતાવે ત્યારે.

[–સ્થા૦ ૩૧૪]

ઉપાસકની પ્રતિમા[2] અગિયાર છે:—

૧. દર્શનશ્રાવક [શંકાદિથી રહિત સમ્યગ્દર્શનનો સ્વીકાર કરનાર];

૨. કૃતવ્રતકર્મ [સમ્યગ્દર્શન પછી અણુવ્રતો અને ગુણવ્રતો પણ ધારણ કરે તે];

૩. કૃતસામાયિક [સાવદ્યયોગથી વિરતિ અને નિરવદ્ય યોગની ભજના તે સામાયિક;[3] આવું પૌષધોપવાસ વિનાનું સામાયિક હંમેશાં સવાર અને સાંજે ત્રણ મહિના સુધી કરે તે];

૪. પૌષધોપવાસનિરત [જેથી કુશલધર્મની પુષ્ટિ થાય તેવું આહારત્યાગાદિરૂપ અનુષ્ઠાન — તે પૌષધ; તેવા અનુષ્ઠાન સહિત દિવસ અને રાત સુધી રહેવું તે પૌષધોપવાસ. અથવા પૌષધ એટલે આઠમ વગેરે પર્વના દિવસો; તેમાં ઉપવાસ કરવો તે પૌષધોપવાસ. વ્યવહારમાં તો આહાર, શરીરસત્કાર, અબ્રહ્મચર્ય અને સાવદ્યવ્યાપારનો પરિત્યાગ તે

---

૧. જૈનમતના પૌષધની મશ્કરી ભગવાન બુદ્ધે કરી છે અને પ્રસંગે આર્યોપોસથ વર્ણવ્યો છે. — અંગુત્તર૦ ૩. ૭૦.

૨. પ્રતિમા એટલે પ્રતિજ્ઞા — અભિગ્રહ. આ સૂત્રમાં પ્રતિમા અને પ્રતિમાવાનનો અભેદ કરી, પ્રતિમાને બદલે પ્રતિમાવાનનો નિર્દેશ છે, એમ સમજવું.

૩. સાધુને સર્વતઃ અને શ્રાવકને આંશિક ગણવું.

પૌષધોપવાસ ગણાય છે; એવા પૌષધોપવાસમાં નિરત—આસક્ત હોય તે ][1];

૫. દિવસમાં બ્રહ્મચારી અને રાત્રીમાં પરિમાણવાળો [પૂર્વોક્ત ચાર પ્રતિમાયુક્ત હોય અને ઉપરાંત દિવસના ભાગમાં બ્રહ્મચર્ય પાળે અને રાત્રિના ભાગમાં સ્રીનું અથવા સ્રી સંબંધી ભોગનુ પરિમાણ બાંધે, સ્નાન કરે નહીં, કછોટી મારે નહિં; આવું અનુષ્ઠાન પાંચ માસ સુધી કરનારો ][2];

૬. દિવસ અને રાત્રીમાં બ્રહ્મચારી, સ્નાન ન કરનાર, દિવસે જમી લેનાર અને કચ્છ ન બાંધનાર [પૂર્વોક્ત પાંચ પ્રતિમાધારી હોય અને ઉપરાંત બ્રહ્મચર્ય પાળે-આમ છ માસ સુધી અનુષ્ઠાન કરનારો ];

૭. સચિત્તાહારનો ત્યાગી [પૂર્વોક્ત છ પ્રતિમાધારી હોય અને સચિત્તાહારનો ત્યાગ કરે-આવું અનુષ્ઠાન ૭ માસ સુધી કરનારો ];

૮. આરંભનો ત્યાગી [પૂર્વોક્ત સાત પ્રતિમાયુક્ત હોય અને પૃથ્વીઆદિના જીવનો આરંભ—હિંસા ત્યાગે, આવું અનુષ્ઠાન ૮ માસ સુધી કરનાર ];

૯. પ્રેષ્યપરિત્યાગી [પૂર્વોક્ત આઠ પ્રતિમાધારી હોય ઉપરાંત પોતાના નોકર-ચાકર કે બીજા કોઈ પાસે પણ આરંભ ન કરાવે, આવું અનુષ્ઠાન ૯ માસ પર્યન્ત કરનાર ];

---

૧. આ ચોથી પ્રતિમા જ્યારે ધારવી હોય ત્યારે પૂર્વની ત્રણ પ્રતિમા તો હોવી જ જોઈએ અને ૪ મહિના સુધી બે આઠમ, બે ચૌદશ, અમાસ અને પૂનમના રોજ એમ પ્રત્યેક માસમાં છ વાર પૌષધોપવાસ કરે ત્યારે આ ચોથી પૌષધોપવાસ પ્રતિમા થઈ ગણાય છે.

૨. આ ઉપરાંત દશાશ્રુતમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે પાંચમી પ્રતિમાધારી શ્રાવક પર્વને દિવસે એકરાત્રિકપ્રતિમા પણ ધારણ કરે. એકરાત્રિક પ્રતિમામાં આખી રાત સુધી નિર્દોષ ધ્યાનનું વિધાન છે.

૧૦. ઉદ્દિષ્ટભક્તત્યાગી [ પૂર્વોક્ત નવ પ્રતિમાયુક્ત હોય અને પોતાના માટે રાંધેલા ભોજનનો પણ ત્યાગ કરે અને માથે મુંડન કરાવે અથવા ચોટલી માત્ર રાખે, ઘરની બાબતમાં કાંઈ કોઈ પૂછે તો માત્ર હા–ના નો ઉત્તર આપે — આવું અનુષ્ઠાન દશ માસ સુધી કરનારો ];

૧૧. શ્રમણભૂત — સાધુ જેવો [ પૂર્વોક્ત દશ પ્રતિમાધારી હોય અને મુંડન કરાવે કે લોચ કરે, સાધુવેશ સ્વીકારે, ઈર્યાસમિતિ આદિ સાધુનો આચાર પાળે, ભિક્ષા માટે ગૃહસ્થના ઘેર જાય અને કહે કે, 'પ્રતિમાધારી શ્રાવકને ભિક્ષા આપો'; કોઈ પૂછે કે તમે કોણ છો ? તો ' પ્રતિમાધારી શ્રાવક છું ' તેવો જવાબ આપે — આવું અનુષ્ઠાન અગિયાર માસ પર્યન્ત કરનારો ][1].

[–સમ૦ ૧૧]

## (૨) નિર્ગ્રન્થ

§ નિર્ગ્રન્થ ચાર પ્રકારના છે: —

૧. રાત્નિક[2] હોય પણ ભારેકર્મી હોઈ ધર્મનો અનારાધક હોય;

---

1. ટીકાકાર જણાવે છે કે આ પ્રતિમા વિષે પાઠાન્તર પણ છે અને તેના ક્રમમા પણ સહેજ ફરક છે.

દિગંબર પરંપરામા — ૧. દર્શનપ્રતિમા, ૨. વ્રત, ૩. સામાયિક, ૪. પૌષધોપવાસ, ૫. સચિત્તત્યાગ, ૬. રાત્રિભુક્તિ અથવા દિવામૈથુનત્યાગ, ૭. બ્રહ્મચર્ય, ૮. આરંભત્યાગ, ૯. પરિગ્રહત્યાગ, ૧૦. અનુમતિત્યાગ, ૧૧. ઉદ્દિષ્ટત્યાગ — આ નામો પ્રચલિત છે. જૈનસિદ્ધાન્ત સંગ્રહ પૃ૦ ૨૨.

2. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્ન છે — તેનાથી જ જેનો વ્યવહાર ચાલતો હોય તે રાત્નિક કહેવાય. અહિં રાત્નિકનો અર્થ પર્યાયજ્યેષ્ઠ સાધુ લેવો — એટલે કે જેને બીજાં કરતા સાધુપણું લીધે વધારે વર્ષ થયા હોય તેવો.

૨. રાત્નિક હોય અને હળુકર્મી હોઈ ધર્મનો આરાધક હોય;

૩. અવમરાત્નિક[1] હોય અને ભારેકર્મી હોઈ ધર્મનો અનારાધક હોય;

૪. અવમરાત્નિક હોય પણ હળુકર્મી હોઈ ધર્મનો આરાધક હોય.

૬ નિર્ગ્રન્થી, શ્રમણોપાસક અને શ્રમણોપાસિકા એ પણ નિર્ગ્રન્થ જેમ ચાર પ્રકારનાં છે.

[–સ્થા૦ ૩૨૦]

નિર્ગ્રન્થ[2] પાંચ છે :—

૧ પુલાક, [ચોખા કાઢી લેતાં પાછળ રહેતાં ડાંગરનાં નિઃસાર ફોતરાં જેવા સંયમના સારથી શૂન્ય નિર્ગ્રન્થો. આવો નિર્ગ્રન્થ જિનોક્ત પદાર્થોમાં તો પાકો શ્રદ્ધાળુ હોય, પોતાની સમજ પ્રમાણે ક્રિયાનુષ્ઠાન પણ કરતો હોય, પણ તપ અને શ્રુતના પ્રભાવથી જે કાંઈ લબ્ધિ પ્રાપ્ત થઈ હોય તેનો ઉપયોગ કરતો હોય છે, અને જ્ઞાનમાં અતિચાર લાગે તેવું વર્તન રાખતો હોય છે ];

૨. બકુશ [પોતાના શરીર અને ઉપકરણના ઠાઠમાં જ રાચીને પોતાના ચારિત્રને મલીન બનાવી મૂકનાર, ઋદ્ધિ અને યશની કામના રાખનાર, સુખશીલ, માથાના વાળ કાતરથી કાપી પટિયાં પાડનાર, અને દીક્ષાપર્યાય ટુંકાવવો પડે એવા અતિચાર કરનાર. એમના ભેદ બે છે:—શરીરબકુશ અને ઉપકરણબકુશ ];

૧. પર્યાયલઘુ — સાધુ અવસ્થા ટૂંકી હોય તે અવમરાત્નિક.

૨. જેને ધનાદિ બાહ્ય અને મિથ્યાત્વ, હિંસા આદિ આંતરિક ગાંઠ—બંધન ન હોય તે. વિશેષ માટે જુઓ તત્ત્વાર્થ૦ ૯ ૪૮થી. નિર્ગ્રન્થોનું સ્વરૂપવર્ણન ભગવતી (શ૦ ૨૫, ઉ૦ ૫, પૃ૦ ૫૫)માં છે.

૩. કુશીલ [ જેનું શીલ ઉત્તરગુણમાં ખામી આવવાથી અથવા સંજ્વલનકષાયથી કુત્સિત થયું હોય તે. કુશીલ બે પ્રકારના છે:— પ્રતિસેવનાકુશીલ અને કષાયકુશીલ. જેઓ, નિર્ગ્રન્થ થવાની અભિલાષા તો રાખે છે, પણ ઇન્દ્રિયના સંયમ વિનાના હોવાથી કોઈ કોઈ વખત પિંડવિશુદ્ધિ, સમિતિ, ભાવના, તપ, આદિ ઉત્તરગુણ વિષેની સર્વજ્ઞની આજ્ઞાનું ઉલ્લંઘન કરી બેસે છે, તેઓ પ્રતિસેવનાકુશીલ; અને જેઓ સંયત છતાં કોઈ કોઈ વખત સંજ્વલનકષાયી બની જાય છે તેઓ કષાયકુશીલ ];

૪. નિર્ગ્રંથ [ જેના કષાય ક્ષય પામી ગયા છે તેવો ક્ષીણકષાય અથવા જેનો મોહ ઉપશાંત થઈ ગયો છે તેવો ઉપશાંતમોહ નિર્ગ્રન્થ ];

૫. સ્નાતક [ જેણે પોતાનાં બધાં ઘાતીકર્મને ધોઈને સાફ કરી નાખ્યાં છે તે. તે સયોગી અથવા અયોગી કેવળી હોય ].

(૧) પુલાકનિર્ગ્રન્થના પાંચ પ્રકાર છે—

૧. જ્ઞાનપુલાક :—[ જ્ઞાન સંબંધી અતિચાર લાગવાથી જ્ઞાનની અપેક્ષાએ આત્માને નિઃસાર કરનાર ];

૨. દર્શનપુલાક :—[ કુદૃષ્ટિની પ્રશંસા ઇ૦થી સમ્યગ્-દર્શનને મલિન કરનાર ];

૩. ચારિત્રપુલાક :—[ મૂલગુણ અને ઉત્તરગુણ સંબંધી અતિચારવાળા ];

૪. લિંગપુલાક :—[ વસ્ત્ર-પાત્રની મર્યાદા ઓળંગનાર ];

૫. યથાસૂક્ષ્મપુલાક :—[ પ્રમાદથી અકલ્પ્ય વસ્તુ સ્વીકારનાર ].

(૨) બકુશનિર્ગ્રન્થ[1] પાંચ પ્રકારના છે:—

૧. આભોગ બકુશ — જાણી જોઈને કરનાર;

૨. અનાભોગ બકુશ — સહસાકારી;

૩. સંવૃત બકુશ — પ્રચ્છન્નકારી;

૪. અસંવૃત બકુશ — પ્રકટપણે કરનાર;

૫. યથાસૂક્ષ્મ બકુશ — પ્રમાદવશ કરનાર.

(૩) કુશીલ નિર્ગ્રન્થના પાંચ પ્રકાર છે.

૧–૫. પુલાકની જેમ[2].

(૪) નિર્ગ્રન્થના પાંચ પ્રકાર છે:—

૧. પ્રથમસમય નિર્ગ્રન્થ:— [નિર્ગ્રન્થ થયાનો — ઉપશાંતમોહ કે ક્ષીણમોહ થયાનો પ્રથમ સમય જેમને હોય તેવા];

૨. અપ્રથમસમય નિર્ગ્રન્થ;

૩. ચરમસમય નિર્ગ્રન્થ: — [ઉપશાંતમોહ કે ક્ષીણ-મોહના અંતિમ સમયમાં વર્તમાન];

૪. અચરમસમય નિર્ગ્રન્થ;

---

૧. શરીરબકુશ અને ઉપકરણબકુશ એ પ્રત્યેકના આ પાંચ ભેદ સમજવા.

૨. પ્રતિસેવનાકુશીલ અને કષાયકુશીલ એ પ્રત્યેકના આ પાચ ભેદ સમજવા. જ્ઞાન-દર્શન-ચારિત્ર-લિંગની અપેક્ષાએ અકૃત્યકરણ કરે તે જ્ઞાન-કુશીલાદિ; અને કોઈ પ્રશંસા કરે ત્યારે ફુલાઈ જાય તે યથાસૂક્ષ્મકુશીલ.

ક્રોધાદિ કષાયવાળો થઈ જ્ઞાન, દર્શનનો પ્રયોગ કરે, ચારિત્રબળ વડે શાપ આપે, લિંગાતર કરે, અને મનથી કષાય કરે — તે જ્ઞાનકુશીલાદિ કષાયકુશીલ સમજવા.

ચૂર્ણિકારને મતે જ્ઞાનાદિની સમ્યગારાધના નહીં પણ વિરાધના કરનાર તે પ્રતિસેવનાકુશીલ; અને જ્ઞાનાદિ પાચની કષાય વડે વિરાધના કરનાર તે કષાયકુશીલ.

૫. યથાસૂક્ષ્મ નિર્ગ્રન્થ : — [ બધા નિર્ગ્રન્થ યથાસૂક્ષ્મ-નિર્ગ્રન્થ કહેવાય ].

(૫) સ્નાતક નિર્ગ્રન્થના પાંચ પ્રકાર છે : —

૧. અશરીરી ( અચ્છવી );
૨. અશબલ — અતિચારરહિત હોવાથી;
૩. અકર્માંશ;
૪. સંશુદ્ધ જ્ઞાન-દર્શનધર અર્હંત જિન કેવલી;
૫. અપરિસ્રાવી – અયોગી.

[ – સ્થા૦ ૪૪૫ ]

ત્રણ નિર્ગ્રન્થને સંજ્ઞા[૧]માં ઉપયોગ નથી : —

૧. પુલાક; ૨. નિર્ગ્રન્થ; ૩. સ્નાતક.

ત્રણ નિર્ગ્રન્થ સંજ્ઞોપયોગ સહિત અને રહિત છે : —

૧. બકુશ; ૨. પ્રતિસેવનાકુશીલ; ૩. કષાયકુશીલ.

[ – સ્થા૦ ૧૫૮ ]

## (૩) મુંડ

મુંડ[૨] પાંચ છે : —

(૧) ૧. શ્રોત્રેન્દ્રિય મુંડ, ૨. ચક્ષુરિન્દ્રિય મુંડ, ૩. ઘ્રાણેન્દ્રિય મુંડ, ૪. જિહ્‌વેન્દ્રિય મુંડ, ૫. સ્પર્શેન્દ્રિય મુંડ.

(૨) ૧. ક્રોધમુંડ, ૨. માનમુંડ, ૩. માયામુંડ, ૪. લોભ મુંડ, ૫. શિરોમુંડ.

[ – સ્થા૦ ૪૪૩ ]

---

૧. સંજ્ઞા — આહારાદિ સંજ્ઞા.

૧. મુંડન — અપનયન. તેના બે ભેદ છે — દ્રવ્યથી અને ભાવથી. દ્રવ્યથી મુંડન તે માથાના વાળ કાઢી નાખવા તે; અને ભાવથી મુંડન તે રાગ અને દ્વેષનું અપનયન. શ્રોત્રેન્દ્રિયાદિના વિષયમાં આસક્તિ કે દ્વેષ ન કરવો તે શ્રોત્રેન્દ્રિયદિ મુંડ. તેવી જ રીતે ક્રોધાદિ મુંડ સમજવા.

મુંડ દશ છે : —

ઉપરના બંને વર્ગોના પાંચ પાંચ મળીને.

[-સ્થા૦ ૭૪૬]

## (૪) આચાર

આચાર બે પ્રકારનો છે:—

૧. જ્ઞાનાચાર,

૨. નોજ્ઞાનાચાર.

નોજ્ઞાનાચાર બે પ્રકારનો છે :—

૧. દર્શનાચાર,

૨. નોદર્શનાચાર.

નોદર્શનાચાર બે પ્રકારનો છે :—

૧. ચારિત્રાચાર,

૨. નોચારિત્રાચાર.

નોચારિત્રાચાર બે પ્રકારનો છે :—

૧. તપઆચાર,

૨. વીર્યાચાર.

[-સ્થા૦ ૮૪]

આચાર પાંચ પ્રકારનો છે —

૧. જ્ઞાનાચાર [યોગ્યકાળમાં સ્વાધ્યાયાદિ કરવાં તે];

૨. દર્શનાચાર [શાસ્ત્રમાં શંકાકાંક્ષાદિ ન કરવાં તે];

૩. ચારિત્રાચાર [સમિતિ-ગુપ્તિરૂપ];

૪. તપઆચાર [બાહ્ય અનશનાદિ અને આભ્યંતર વિનયાદિ તપનું અનુષ્ઠાન;]

૫. વીર્યાચાર [પોતાની શક્તિ છુપાવ્યા વિના જ્ઞાનાદિ આચારનું પાલન].

[-સ્થા૦ ૪૩૨

## (૫) સંયમ-અસંયમ

§ સૂતેલા સંયતના પાંચ જાગ્રત છે — અર્થાત્ સંયમી જો પ્રમાદી હોય તો આ પાંચ કર્મબંધના નિમિત્ત બને છે: —

૧. શબ્દ, ૨. રૂપ, ૩. રસ, ૪. ગંધ, ૫. સ્પર્શ.

§ પણ જાગતા સંયતના એ જ પાંચ સૂતેલા છે — અર્થાત્ અપ્રમાદી સંયતને એ પાંચ કર્મબન્ધનું નિમિત્ત થતા નથી.

§ અસંયત સૂતો હોય કે જાગતો હોય પણ તેના એ પાંચે જાગતા જ હોય છે; અર્થાત્ અસંયત પુરુષને કર્મબંધ સદા એ પાંચના નિમિત્તે થતો જ રહે છે.

[ – સ્થા૦ ૪૨૨ ]

એકેન્દ્રિયજીવનો વધ ન કરે તો પાંચ પ્રકારનો સંયમ થાય: —

૧. પૃથ્વીકાયિક સંયમ,
૨. અપ્કાયિક સંયમ,
૩. તેજસ્કાયિક સંયમ,
૪. વાયુકાયિક સંયમ,
૫. વનસ્પતિકાયિક સંયમ.

[ – સ્થા૦ ૪૨૯ ]

દ્વિ-ઇંદ્રિયજીવોનો વધ ન કરે તો ચાર પ્રકારનો સંયમ થાય: —

૧. જીભનું સુખ જાય નહિ,
૨. જીભનું દુઃખ આવે નહિ,
૩. સ્પર્શનું સુખ જાય નહિ,
૪. સ્પર્શનુ દુઃખ આવે નહિ.

[ – સ્થા૦ ૩૬૮ ]

ત્રીન્દ્રિય જીવોનો વધ ન કરે તો છ સંયમ થાય :—

૧–૪. ઉપર પ્રમાણે,

૫. ગંધનું સુખ જાય નહિ,

૬. ગંધનું દુઃખ આવે નહિ.

[–સ્થા૦ ૫૨૧]

ચતુરિન્દ્રિયનો વધ ન કરે તો આઠ સંયમ થાય :—

૧–૬. ઉપર પ્રમાણે,

૭. નેત્રસુખ જાય નહિ,

૮. નેત્રદુઃખ આવે નહિ.

[–સ્થા૦ ૬૧૪]

પંચેન્દ્રિય જીવનો વધ ન કરે તે દશ સંયમ થાય :—

૧–૮. ઉપર પ્રમાણે,

૯. કર્ણસુખ જાય નહિ,

૧૦. કર્ણદુઃખ આવે નહિ.

[–સ્થા૦ ૭૧૫]

§ પંચેન્દ્રિય જીવનો વધ ન કરે તો પાંચ સંયમ થાય :—

૧. કર્ણસંયમ, ૨. નેત્રસંયમ, ૩. ઘ્રાણસંયમ, ૪. જિહ્વાસંયમ, ૫. સ્પર્શસંયમ.

§ સર્વ જીવોનો વધ ન કરે તો પાંચ સંયમ થાય :—

૧–૫. એકેન્દ્રિયસંયમ યાવત્ પંચેન્દ્રિયસંયમ.

[–સ્થા૦ ૪૩૦]

સંયમ બે પ્રકારનો છે—

૧. સરાગસંયમ (રાગયુક્ત સંયમ અથવા રાગી પુરુષનો સંયમ) અને ૨. વીતરાગસંયમ.

(૧) સરાગસંયમ બે પ્રકારનો છે—

સૂક્ષ્મસંપરાય-[1]સરાગસંયમ (મોહનીયનુ ઉપશમન કે ક્ષય કરનારને, દશમા ગુણસ્થાન વખતે હોતો;) અને બાદર-

---

૧. સૂક્ષ્મસંપરાય એટલે સૂક્ષ્મ લોભ; અને બાદર એટલે સ્થૂલ.

સંપરાય-સરાગસંયમ (દશમા ગુણસ્થાન પહેલાંનાં ગુણ-સ્થાનોમાં હોતો.)

§ સૂક્ષ્મસંપરાય-સરાગસંયમ બે પ્રકારનો છે—

પ્રથમસમયસૂક્ષ્મ સં૦ અને અપ્રથમસમયસૂક્ષ્મ સં૦, અથવા–ચરમસમયસૂક્ષ્મ સં૦ અને અચરમસમયસૂક્ષ્મ સં૦, અથવા–સંકિલશ્યમાનસૂક્ષ્મ સં૦ અને વિશુદ્ધયમાનસૂક્ષ્મ સં૦[1].

§ બાદરસંપરાયસરાગ સંયમ બે પ્રકારનો છે—

પ્રથમસમયબાદર સં૦ અને અપ્રથમસમયબાદર સં૦, અથવા–ચરમસમયબાદર સં૦ અને અચરમસમયબાદર૦, અથવા–પ્રતિપાતીબાદર સં૦ અને અપ્રતિપાતીબાદર સં૦[2].

(૨) વીતરાગસંયમ બે પ્રકારનો છે—

ઉપશાંતકષાયવીતરાગસં૦ અને ક્ષીણકષાય વીત[3]૦.

§ ઉપશાંતકષાયવીતરાગસંયમ બે પ્રકારનો છે—

પ્રથમસમયઉપશાંત૦ અને અપ્રથમસમય ઉપશાંત૦, અથવા ચરમસમયઉપશાંત૦ અને અચરમસસયઉપશાંત૦.

§ ક્ષીણકષાયવીતરાગસંયમ બે પ્રકારનો છે—

अ. છદ્મસ્થક્ષીણકષાય૦ અને आ. કેવળીક્ષીણકષાય૦.

---

૧. દશમા સૂક્ષ્મસં૫૦ ગુણસ્થાનમાં આવ્યાના પ્રથમ સમયે અને પછીના સમયે હોતા તે પ્રથમ૦ અને અપ્રથમ૦; સૂક્ષ્મસંપ૦ના અંતિમ સમયે અને શેષ સમયે હોતા તે ચરમ૦ અને અચરમ૦; તથા ઉપશમશ્રેણીથી પડનારને હોય તે સંકિલશ્ય૦ અને શ્રેણીએ ચડનારને હોય તે વિશુદ્ધયમાન સંયમ સમજવો.

૨. પ્રથમ૦ અને અપ્રથમ૦ આ બને સંયમ સ્વીકારે તે સમયે અને ત્યાર પછીના શેષ સમયના ક્રમશઃ સમજવા; અંતિમ બે ભેદો ભાવી અસંયમાવસ્થા અને ક્ષપકની અપેક્ષાએ સમજવા.

૩. આ બે ભેદો ક્રમશઃ અગિયારમા અને બારમા ગુણસ્થાનના સમજવા.

(અ) છદ્મસ્થક્ષીણકષાયવીતરાગસંયમ બે પ્રકારનો છે—

સ્વયંબુદ્ધછદ્મસ્થક્ષીણ૦ અને બુદ્ધબોધિતછદ્મસ્થ૦.

સ્વયંબુદ્ધછદ્મસ્થક્ષીણકષાયવીતરાગસંયમ બે પ્રકારનો છે —

પ્રથમ સમયસ્વયં૦ અને અપ્રથમસમયસ્વયં૦; અથવા ચરમસમયસ્વયં૦ અને અચરમસમયસ્વયં૦

બુદ્ધબોધિતછદ્મસ્થક્ષીણકષાયવીતરાગસંયમ બે પ્રકારનો છે —

પ્રથમસમયબુદ્ધબોધિત૦ અને અપ્રથમસમય૦, અથવા ચરમસમયબુદ્ધ૦ અને અચરમસમય૦.

(આ) કેવળીક્ષીણકષાયવીરતરાગસંયમ બે પ્રકારનો છે—

સજોગીકેવળી૦ અને અજોગીકેવળી૦

સજોગીકેવળીક્ષીણકષાયવીતરાગસંયમ બે પ્રકારનો છે-

પ્રથમસમયસજોગી૦ અને અપ્રથમસમયસજોગી૦; અથવા ચરમસમયસજોગી૦ અને અચરમસમયસજોગી૦.

અજોગીકેવળીક્ષીણકષાયવીતરાગસંયમ બે પ્રકારનો છે—

પ્રથમસમયઅજોગી૦ અને અપ્રથમસમયઅજોગી૦, અથવા ચરમસમયઅજોગી અને અચરમસમયઅજોગી૦.

[-સ્થા૦ ૭૨]

§ સંયમ ચાર પ્રકારનો છે —

૧. મનઃસંયમ;
૨. વચનસંયમ;
૩. કાયસંયમ;
૪. ઉપકરણસંયમ.

§ આ જ ચાર પ્રકારે ત્યાગ અને અકિંચનતા પણ છે.

[-સ્થા૦ ૩૧૦]

સંયમ પાંચ પ્રકારનો છે[1] —

૧. સામાયિક સંયમ:—[સમભાવમાં રહેવા બધી અશુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો તે.[2] તેના બે ભેદ છે: ૧. ઇત્વરકાલિક અર્થાત્ જ્યાં સુધી પાંચ મહાવ્રતોનું આરોપણ ન કર્યું હોય ત્યાં સુધીનો, અને ૨. યાવજ્જીવિક અર્થાત્ જીવન ટકે ત્યાં સુધીનો.[3]]

૨ છેદોપસ્થાપ્ય સંયમ:—[પૂર્વ દીક્ષાપર્યાયનો છેદ કરીને ફરી મહાવ્રતનું આરોપણ — ઉપસ્થાપન જે ચારિત્રમાં કરાય તે. તેના બે ભેદ છે: ૧. ઇત્વરસામાયિકવાળા શૈક્ષને અને ચતુર્યામ તજી પંચયામમાં આવતા પાર્શ્વનાથના સાધુને જે પાંચ મહાવ્રતનું આરોપણ થાય તે નિરતિચાર૦; અને ૨. મૂલવ્રત અંગીકાર કર્યા બાદ પ્રાયશ્ચિત્ત આવવાથી પૂર્વ પર્યાય છેદી, મહાવ્રતનું નવેસર આરોપણ કરાય તે સાતિચાર૦]

૩. પરિહારવિશુદ્ધિ સંયમ:—[વિશેષ પ્રકારનું તપ તે પરિહાર; તેનાથી શુદ્ધ થયેલ ચારિત્ર];

૪. સૂક્ષ્મસંપરાય સંયમ:—[સૂક્ષ્મ લોભરૂપ કષાય જ જેમાં શેષ હોય તેવાનું ચારિત્ર. તેના બે ભેદ છે: ૧. શ્રેણી પર ચઢતાને હોતું તે વિશુદ્ધયમાન; અને ૨. ઉપશમ-શ્રેણીથી પડતાને હોતું તે સંક્લિશ્યમાન.];

---

૧. આનું વર્ણન ભગવતી૦ શ૦ ૨૫, ઉ૦ ૭, પૃ૦ ૫૮માં છે.

૨. સામાયિકના ઘણા અર્થ કરાય છે: જેમકે, 'સમ'—રાગાદિથી રહિત થવાની પ્રવૃત્તિ; અથવા 'સમ' એવાં જ્ઞાન-દર્શન-ચારિત્રનો લાભ જેથી થાય તે; અથવા રાગાદિ રહિત પુરુષ — 'સમ'ને જેથી ગુણનો લાભ થાય તે; અથવા 'સમ' એટલે મૈત્રી, તેનો લાભ જેથી થાય તે.

૩. ઇત્વરકાલિક૦ પ્રથમ અને અંતિમ તીર્થંકરના સમયમાં હોય છે, અમે યાવજ્જીવિક૦ વચલા બાવીસ અને વિદેહવાસના તીર્થંકરના તીર્થમાં હોય છે.

૫. યથાખ્યાતચારિત્ર સંયમ :—[ઉપશાંતમોહ અને ક્ષીણમોહ છદ્મસ્થને તથા સયોગી અને અયોગી કેવળીને હોતો — કષાય વિનાનો યથાશુદ્ધ સંયમ].

[—સ્થા૦ ૪૨૮]

§ સંયમ સાત પ્રકારનો છે —

૧. પૃથ્વીકાયિકસંયમ;
૨. અપ્કાયિકસંયમ;
૩. તેજસ્કાયિકસંયમ;
૪. વાયુકાયિકસંયમ;
૫. વનસ્પતિકાયિકસંયમ;
૬. ત્રસકાયિકસંયમ;
૭. અજીવકાયિકસંયમ.

§ તેવી જ રીતે એ સાતેનો અસંયમ, આરંભ[1], અનારંભ, સંરંભ, અસંરંભ, સમારંભ અને અસમારંભ પણ છે.

[—સ્થા૦ ૫૭૧]

સંયમ આઠ પ્રકારનો છે —

૧. પ્રથમસમય-સૂક્ષ્મસંપરાય-સરાગસંયમ;
૨. અપ્રથમસમય-સૂક્ષ્મસંપરાય-સરાગસંયમ;
૩. પ્રથમસમય-બાદરસંપરાય-સરાગસંયમ;
૪. અપ્રથમસમય-બાદરસંપરાય-સરાગસંયમ;
૫. પ્રથમસમય-ઉપશાંતકષાય-વીતરાગસંયમ;

---

૧. આરંભ એટલે પ્રાણને પીડા આપવી તે. અજીવને તો પ્રાણ હોય નહીં, પણ અજીવાશ્રિત જે પ્રાણ હોય તેમને પીડા આપવી તે અજીવ-કાયિક આરંભનો અર્થ થાય. આરંભ એટલે ઉપદ્રવ કરવો; સંરંભ એટલે હિંસાનો સંકલ્પ; સમારંભ એટલે પરિતાપ પહોંચાડવો તે. તેથી ઊલટા તે અનારંભ આદિ સમજવા.

૬. અપ્રથમસમય-ઉપશાંતકષાય-વીતરાગસંયમ;

૭. પ્રથમસમય-ક્ષીણકષાય-વીતરાગસંયમ;

૮. અપ્રથમસમય-ક્ષીણકષાય-વીતરાગસંયમ.

[–સ્થા૦ ૬૪૭]

§ સંયમ દશ પ્રકારનો છે —

૧. પૃથ્વીકાયિકસંયમ, ૨. અપ્કાયિકસંયમ, ૩. તેજસ્કાયિકસંયમ, ૪. વાયુકાયિકસંયમ, ૫. વનસ્પતિકાયિકસંયમ, ૬. દ્વીન્દ્રિયસંયમ, ૭. ત્રીન્દ્રિયસંયમ, ૮. ચતુરિન્દ્રિયસંયમ, ૯. પંચેન્દ્રિયસંયમ, ૧૦. અજીવકાયિકસંયમ.

§ અસંયમ પણ ઉપર પ્રમાણે દશ પ્રકારનો છે.

[–સ્થા૦ ૭૦૯]

સંયમ ૧૭ પ્રકારનો છે —

૧–૧૦. પૃથ્વીકાયિકસંયમ યાવત્ અજીવકાયિક સંયમ;

૧૧. પ્રેક્ષાસંયમ — વિધિપૂર્વક નિરીક્ષણ;

૧૨. ઉપેક્ષાસંયમ — શુભયોગમાં પ્રવૃત્તિ અને અશુભયોગમાં નિવૃત્તિ;

૧૩. અપાહૃત્યસંયમ — વિધિપૂર્વક મલત્યાગ;

૧૪. પ્રમાર્જનાસંયમ;

૧૫. મનઃસંયમ;

૧૬. વચનસંયમ;

૧૭. કાયસંયમ.

[–સમ૦ ૧૭]

અસંયમ સાત પ્રકારનો છે —

૧–૬. પૃથ્વીકાયિક યાવત્ ત્રસકાયિક;

૭. અજીવકાયિક અસંયમ.

[–સ્થા૦ ૫૭૧]

અસંયમ સત્તર પ્રકારનો છે.—

૧–૫. પૃથ્વીકાય આદિ પાંચ સ્થાવરકાય સંબંધી;

૬–૯. દ્વિ-ઇન્દ્રિયઅસંયમ યાવત્ પંચેદ્રિય અસંયમ;

૧૦. અજીવકાયિક અસંયમ;

૧૧. પ્રેક્ષા અસંયમ — ઉપકરણાદિને બરાબર ધ્યાન-પૂર્વક ન નિહાળવાથી થતો અસંયમ;

૧૨. ઉપેક્ષા — સંયમ રાખવો જોઈએ ત્યાં ન રાખે અને અસંયમમાં પ્રવૃત્તિ;

૧૩. અપાહૃત્ય — મલ-મૂત્ર અવિધિએ નાખવાથી થતો અસંયમ;

૧૪. અપ્રમાર્જન-અસંયમ;

૧૫. મન અસંયમ;

૧૬. વચન અસંયમ;

૧૭. કાય અસંયમ.

[–સમ૦ ૧૭]

એકેન્દ્રિયજીવની હિંસા કરનારને પાંચ અસંયમ લાગે છે–

૧. પૃથ્વીકાયિક અસંયમ,

૨. અપ્કાયિક અસંયમ,

૩. તેજસ્કાયિક અસંયમ,

૪. વાયુકાયિક અસંયમ,

૫. વનસ્પતિકાયિક અસંયમ.

[–સ્થા૦ ૪૨૯]

દ્વિ-ઇન્દ્રિયજીવનો વધ કરે તો ચાર અસંયમ થાય છે —

૧. જીભનું સુખ ચાલ્યું જાય,

૨. જીભનું દુઃખ આવે,

૩. સ્પર્શનું સુખ ચાલ્યુ જાય,

૪. સ્પર્શનુ દુઃખ આવે.

[–સ્થા૦ ૩૬૮]

ત્રિ-ઇન્દ્રિયજીવનો વધ કરે તો ૭ અસંયમ થાય —

૧-૪. ઉપર્યુક્ત,

૫. ગંધનું સુખ ચાલ્યું જાય,

૬. ગંધનું દુઃખ આવે.

[-સ્થા૦ ૫૨૧]

ચતુરિન્દ્રિય જીવનો વધ કરે તો ૮ અસંયમ થાય છે—

૧-૬. ઉપર્યુક્ત,

૭. નેત્રસુખ જાય,

૮. નેત્રદુઃખ આવે.

[-સ્થા૦ ૬૧૪]

પંચેન્દ્રિય જીવનો વધ કરે તો ૧૦ પ્રકારનો અસંયમ થાય છે —

૧-૮. ઉપર પ્રમાણે,

૯. કાનનું સુખ ચાલ્યું જાય,

૧૦. કાનનું દુઃખ આવે.

[-સ્થા૦ ૭૧૫]

પંચેન્દ્રિયજીવનો વધ કરનાર પાંચ પ્રકારનો અસંયમ કરે છે —

૧. શ્રોત્રેન્દ્રિય અસંયમ, ૨. ઘ્રાણેન્દ્રિય અસંયમ, ૩. રસનેન્દ્રિય અસંયમ, ૪. ચક્ષુરિન્દ્રિય અસંયમ, ૫. સ્પર્શનેન્દ્રિય અસંયમ.

[-સ્થા૦ ૪૩૦]

સર્વ પ્રાણભૂતોનો વધ કરનાર પાંચ પ્રકારનો અસંયમ કરે છે —

૧. એકેન્દ્રિય અસંયમ, ૨. દ્વીન્દ્રિય અસંયમ, ૩. ત્રીન્દ્રિય અસંયમ, ૪. ચતુરિન્દ્રિય અસંયમ, ૫. પંચેન્દ્રિય અસંયમ.

[-સ્થા૦ ૪૩૦]

## (૬) અણગારના ગુણદોષ

અણગારના ૨૭ ગુણ છે[1] —

૧. પ્રાણાતિપાતથી વિરમણ; ૨. મૃષાવાદથી વિરમણ; ૩. અદત્તાદાનથી વિરમણ; ૪. મૈથુનથી વિરમણ; ૫. પરિગ્રહથી વિરમણ; ૬. શ્રોત્રેન્દ્રિયનિગ્રહ; ૭. ચક્ષુરિન્દ્રિયનિગ્રહ; ૮. ઘ્રાણેન્દ્રિયનિગ્રહ; ૯. જિહ્વેન્દ્રિયનિગ્રહ; ૧૦. સ્પર્શેન્દ્રિયનિગ્રહ; ૧૧. ક્રોધવિવેક; ૧૨. માનવિવેક; ૧૩. માયાવિવેક; ૧૪. લોભવિવેક; ૧૫. ભાવસત્ય; ૧૬. કરણસત્ય; ૧૭ યોગસત્ય; ૧૮. ક્ષમા; ૧૯. વીતરાગતા; ૨૦. મનઃસમન્વાહાર – મનની એકાગ્રતા; ૨૧. વચનસમન્વાહાર – વચનની એકાગ્રતા; ૨૨. કાય સમન્વાહાર – કાયની – એકાગ્રતા; ૨૩. જ્ઞાનસંપન્નતા; ૨૪ દર્શનસંપન્નતા; ૨૫. ચારિત્રસંપન્નતા; ૨૬. વેદનાની સહનશીલતા; ૨૭. મારણાંતિક સહનશીલતા.

[ – સમ૦ ૨૭ ]

શબલ[2] એકવીશ છે —

૧. હસ્તકર્મ કરનાર [ અને કરાવનાર ];

૨. મૈથુનસેવનાર;

૩. રાત્રિભોજન કરનાર;

૪. આધાકર્મી ભોજન કરનાર ( સાધુને માટે બનાવેલ ભોજન કરનાર );

૫. સાગારિક ભોજન કરનાર ( સ્થાન – આશ્રય આપનારના ઘરનુ ભોજન કરનાર );

૬. ખરીદીને દીધેલું ખાય તે;

---

૧. જુઓ આવશ્યક૦ અધ્યયન ૪થું.

૨. શબલ એટલે કાબરચીતરું. અર્થાત્ જેનું ચારિત્ર શબલ – મેલું થઈ ગયું હોય તે. આનું વર્ણન દશાશ્રુતસ્કંધમાં છે.

૭. જેની બાધા લીધી હોય તે ખાનાર;

૮. છ માસમાં એક ગણમાંથી બીજા ગણમાં ચાલી જનાર;

૯. એક માસની અંદર પાણીમાં ત્રણ વખત અવગાહન કરે તે;

૧૦. એક માસમાં ત્રણ માયાસ્થાન સેવનાર;

૧૧. રાજપિંડ ખાનાર;

૧૨. જાણી જોઈને હિંસા કરનાર;

૧૩. જાણી જોઈને જૂઠું બોલનાર;

૧૪. જાણી જોઈને ચોરી કરનાર;

૧૫. જાણી જોઈને સચિત્ત પૃથ્વી ઉપર બેસે, સૂએ કે સ્વાધ્યાય કરે;

૧૬. જાણી જોઈને સજલ પૃથ્વી કે સચિત્તશિલા વા જીવજંતુવાળી જગ્યામાં બેસે, સૂએ કે સ્વાધ્યાય કરે;

૧૭. સચિત્ત જલમાં સ્થાન, શય્યા કે સ્વાધ્યાય કરનાર;

૧૮. જાણી જોઈને મૂળ, કંદ, ત્વચા, પ્રવાલ, પુષ્પ, ફલ, હરિત એ બધાનુ ભોજન કરનાર;

૧૯. વર્ષમાં દશ વખત જલાવગાહન કરનાર;

૨૦. વર્ષમાં દશ માયાસ્થાન સેવનાર;

૨૧. વારંવાર ભીના હાથવાળા પાસેથી અશનાદિ લઈ ખાનાર.

[–સમ૦ ૨૧]

નિર્ગ્રન્થ કે નિર્ગ્રન્થીને આ છ કુવચનનો વ્યવહાર કલ્પે નહીં[૧] —

૧. અલીકવચન: —[જેમકે, દિવસે કોઈ સાધુ ઝોકાં

૧. અંગુત્તરમાં સુભાષિત ભાષાનાં પાંચ લક્ષણ બતાવ્યાં છે: ૧. કાળ જોઈને બોલાય, ૨. સત્ય હોય, ૩. સ્નેહ યુકત હોય, ૪. અર્થ સહિત હોય, ૫. મૈત્રી ચિત્તથી બોલાય. અંગુ૦ ૫,૧૯૮.

ખાતો હોય પણ તેને કોઈ પૂછે ત્યારે 'હું નથી ઝોકાં ખાતો' એમ કહે];

૨. હીલિતવચન :—[ગણુ કે આચાર્યની ઈર્ષ્યા થતી હોય એટલે-તેમને જોઈ મોટેથી બોલે કે 'પધારો, પધારો ગણિવર'—આ સાચું તો છે પણ ગણીને આથી પોતાનુ અપમાન જણાય છે];

૩. ખિંસિતવચન – મર્મભેદીવચન : — [જેમકે— 'ઠીક, છે તો આખરે નીચ જાતનાને'];

૪. પરુષવચન — કઠોરવચન;

૫. ગૃહસ્થવચન :—[ગૃહસ્થો જેમ સગાઈસૂચક શબ્દો વાપરે છે તેવા શબ્દો—'આવો ભાઈ,' 'કેમ છે મામા,' ઇત્યાદિ. સાધુ તો સર્વસંગત્યાગી એટલે ભાઈ, મામા, ભાણેજ જેવું તેને કોઈ હોય જ નહિ];

૬. ઉપશમિતની ઉદીરણા કરી બોલવું તે:—[એક-બીજાએ પરસ્પર ખમાવી લીધું હોય અને વાતને ખતમ કરી હોય છતાં ફરી પ્રસંગ આવ્યે એ ને એ વાત કરવી—કે, 'તેં તો આમ કર્યું હતું' ઇત્યાદિ].

[—સ્થા૦ ૫૨૭]

§ સંક્લેશ[1] દશ પ્રકારનો છે—

૧. ઉપધિ[2] સંક્લેશ; ૨. ઉપાશ્રય સંક્લેશ; ૩. કષાય-સંક્લેશ; ૪. ભક્તપાનસંક્લેશ; ૫. મનઃસંક્લેશ; ૬. વચનસંક્લેશ; ૭. કાયસંક્લેશ; ૮. જ્ઞાનસંક્લેશ; ૯. દર્શન-સંક્લેશ; ૧૦. ચારિત્રસંક્લેશ.

§ અસંક્લેશ પણ દશ છે—તે જ પ્રમાણે

[—સ્થા૦ ૭૩૯]

---

૧. સંક્લેશ એટલે અસમાધિ.

૨. સંયમમાં ઉપકારી હોય તે ઉપધિ, વસ્ત્ર વગેરે.

## (૭) અણગારના આહાર-ઉપાશ્રય

§ ૭ કારણે શ્રમણનિર્ગ્રંન્થ આહાર લે તો અતિક્રમણ નથી કરતો[1] —

૧. ભૂખના ઉપશમન માટે;
૨. વૈયાવૃત્ય માટે—સેવા માટે;
૩. ઈર્યાવિશુદ્ધિ માટે;
૪. સંયમાર્થે;
૫. પ્રાણધારણ માટે;
૬. ધર્મચિંતાર્થે.

§ ૭ કારણે આહાર છોડે તો શ્રમણનિર્ગ્રંન્થ અતિક્રમણ નથી કરતો —

૧. આતંક; ૨. ઉપસર્ગ; ૩. બ્રહ્મચર્યના રક્ષણ માટે; ૪. પ્રાણીદયાર્થે; ૫. તપ માટે; ૬. શરીરત્યાગાર્થે.

[–સ્થા૦ ૫૦૦]

ગોચરચર્યા[2] ૭ પ્રકારની છે:—

૧. પેટા [ચોખંડી લાકડાની પેટીની જેમ ચારે દિશામાં ગોચરી કરવાનો નિયમ];

૨. અર્ધપેટા [ચાર દિશાનું અડધું—અર્થાત્ બે દિશા નક્કી કરી તેમાં ગોચરી કરવાનો નિયમ];

૩. ગોમૂત્રિકા [ચાલતી ગાય ઊંધાછતા ત્રિકોણોની પરંપરા થાય તેમ મૂત્રોત્સર્ગ કરે છે; તેમ સામસામી આવેલાં ઘરોની બે હારોમાં એક ઘર આ હારમાંથી અને

---

૧. અંગુત્તર (૪. ૧૫૯)માં આનંદે એક ભિક્ષુણીને આવા જ પ્રકારનો ઉપદેશ આપ્યો છે.

૨. ગાય કે બળદ જેમ ઊંચા કે હલકા ઘાસનો ભેદ કર્યા વિના ચરે છે, તેમ સાધુએ અનાસક્તભાવે ઊંચ-નીચ કુલમા ભિક્ષા માટે ફરવું તે.

બીજું ઘર સામેની હારમાંથી — એમ ગોચરી માટે ફરવાનો નિયમ];

૪. પતંગવીથિકા [પતંગિયાની પેઠે કંઈ નિયમ વિના ફાવે તેમ ગોચરી માટે ફરવાનો નિયમ];

૫. સંબુક્કવૃત્તા [શંખનાં કુંડાળાં એકની અંદર બીજું એમ આવેલાં હોય છે; તેમ ગામનાં ઘરોનાં કુંડાળાં કલ્પી ગોચરી કરવાનો નિયમ. તેના બે પ્રકાર છે: કુંડાળાના મધ્ય ભાગમાંથી બહાર આવવું તે બહિઃ સંબુ૦; અને બહારથી મધ્યભાગમાં જવું તે આભ્યંતર સંબુ૦];

૬. ગત્વાપ્રત્યાગતા [એક હારમાં છેડા સુધી જઈ, પાછા ફરતાં બીજી હારમાં ગોચરી કરવાનો નિયમ].

[–સ્થા૦ ૫૧૪]

પિંડૈષણા [ભોજનગ્રહણ કરવાના પ્રકાર] સાત છે—

૧. અસંસૃષ્ટ — જેમાં હાથ કે પાત્ર ન ખરડાય તેવી ભિક્ષા લેવી તે; ૨. સંસૃષ્ટ — જેમાં હાથ અને પાત્ર બન્ને ખરડાય તેવી ભિક્ષા લેવી તે; ૩. ઉદ્ધૃતા — ગૃહસ્થે પોતાના માટે રાંધવાના વાસણમાંથી બીજા વાસણમાં કાઢ્યું હોય તેવું લેવું તે; આમાં હાથ કે પાત્ર ખરડાય તો પણ ચાલે; ૪. અલ્પલેપા — નિર્લેપા — જેનાથી પાત્ર ન ખરડાય તેવા ચણા-વટાણા વગેરે લેવાં તે; ૫. અવગૃહીતા — પીરસેલું ભોજન યત્નાપૂર્વક લેવું તે; ૬. પ્રગૃહીતા — પીરસવા માટે હાથમાં લેવાયું હોય તેવું અથવા ખાવા માટે હાથમાં લેવાયું હોય તેવું જો ગૃહસ્થ આપે તો લેવું તે; ૭. ઉજ્ઝિતધર્મા — ફેંકવા યોગ્ય - જેને ગૃહસ્થ ફેંકી દેવાનો હોય અને બીજું કોઈ લેનાર ન હોય તેવી ભિક્ષા લેવી તે.

૬ પાનૈષણા સાત છે. [તેના સાત ભેદ ઉપર પ્રમાણે સમજવા.]

૬ અવગ્રહ પ્રતિમા [અર્થાત્ આવાસ, નિવાસસ્થાન; તત્સંબંધી પ્રતિજ્ઞા] સાત છે —

૧. "મારે અમુક જ ઉપાશ્રય જોઈએ" એમ નક્કી કરીને આજ્ઞા માગે તે; ૨. એમ નક્કી કરે કે હું આ મારા સાથી સાધુઓના માટે ઉપાશ્રય યાચીશ અને તેમને જો મળશે તો તેમાં રહીશ; ૩. એમ નક્કી કરે કે બીજા સાધુ માટે સ્થાન માગીશ પણ તેમાં હું રહીશ નહિ; ૪. એમ નક્કી કરે કે હું બીજા માટે ઉપાશ્રય યાચીશ નહિ પણ બીજાએ લીધેલમાં રહીશ; ૫. એમ નક્કી કરે કે, હું મારા એકલાને માટે જ ઉપાશ્રયની યાચના કરીશ પણ બીજા કોઈ માટે ઉપાશ્રયની યાચના કરીશ નહિ; ૬. એમ નક્કી કરે કે, જેના ઘરમાં હું રહીશ એની જ પથારી પણ જો મળે તો જ લઈશ અન્યથા પથારી વિના જ રાત વિતાવીશ; ૭. એવો નિયમ કરે કે, જેના ઘરમાં રહીશ ત્યાં જો પથારી પહેલેથી પાથરેલી હશે તો જ ઉપયોગ કરીશ.

[—સ્થા૦ ૫૪૫]

શ્રમણ ભગવાન મહાવીરે શ્રમણનિર્ગ્રન્થો માટે નવ કોટિથી પરિશુદ્ધ ભિક્ષા લેવાનું કહ્યું છે —

૧. હણે નહિ; ૨. હણાવે નહિ; ૩. હણતાને અનુમતિ ન આપે; ૪. રાંધે નહિ; ૫. રંધાવે નહિ; ૬, રાંધતાને અનુમતિ આપે નહિ; ૭. ખરીદે નહીં; ૮. ખરીદાવે નહીં; ૯. ખરીદતાને અનુમતિ ન આપે.

[—સ્થા૦ ૬૮૧]

ગ્લાન નિર્ગ્રન્થને અચિત્ત જલની ત્રણ દત્તિ — ધાર કલ્પે —

૧. ઉત્કૃષ્ટ [આખો દિવસ ચાલી શકે તેટલું; અથવા કમોદની કાંજી, દ્રાક્ષનું પીણું, શરબત વગેરે];

૨. મધ્યમ [આખો દિવસ ચાલે તેથી થોડું પાણી અથવા હલકી જાતના ચોખાની કાંજી];

૩. જઘન્ય [તત્કાલ પૂરતી તરસ છીપે તેટલું પાણી, અથવા તૃણની કાંજી જેવું હલકું પીણું].

[—સ્થા૦ ૧૭૨]

§ એક ઉપવાસવાળા ભિક્ષુને ત્રણ પાનક લેવાં કલ્પે —

૧. ઉત્સ્વેદિમ — જ્યાં ડાંગર આદિને પીસી હોય તેનું ધોવણ;

૨. સંસેકિમ — ભાજીને ઉકાળી જે પાણીથી સીંચવામાં આવે છે તે;

૩. ચાવલનું ધોવણ.

§ બે ઉપવાસવાળા ભિક્ષુને ત્રણ પાનક લેવાં કલ્પે —

૧. તિલોદક — તલનું ધોવણ;

૨. તુષોદક — ડાંગરનું ધોવણ;

૩. યવોદક — જવનું ધોવણ.

§ ત્રણ ઉપવાસવાળા ભિક્ષુને ત્રણ પાનક કલ્પે —

૧. આયામક — ઓસામણ (અવશ્રાવણ);

૨. સોવીરક — કાંજી;

૩. ગરમ પાણી.

[—સ્થા૦ ૧૮૧]

§ ઉપઘાત [જેથી પિંડ—ભોજન અકલ્પ્ય—અસ્વીકાર્ય બની જાય છે તેવા દોષ] ત્રણ પ્રકારના છે —

૧. ઉદ્‌ગમોપઘાત[1] [પિંડ – ભોજનની ઉત્પત્તિ સંબંધી – દાતાને કારણે થતા દોષ];

૨. ઉત્પાદનોપઘાત [શ્રાવક – દાતા પાસેથી પિંડ મેળવવામાં સાધુને લાગતા દોષ];[2]

૩. એષણોપઘાત [ગવેષણા – અન્વેષણ-ગ્રહણ – તેને લગતા દોષો – દાતા અને સાધુ બંનેને લાગતા].[3]

§ વિશુદ્ધિ પણ ત્રણ પ્રકારની છે—

૧. ઉદ્‌ગમવિશુદ્ધિ;

૨. ઉત્પાદવિશુદ્ધિ;

૩. એષણાવિશુદ્ધિ.

[–સ્થા૦ ૧૯૪]

§ ઉપઘાત પાંચ છે—

૧–૩ ઉપર કહેલા;

૪. પરિકર્મોપઘાત [પરિકર્મ એટલે સંસ્કાર — વસ્ત્રપાત્રના સંસ્કાર સંબંધી લાગતા દોષો; જેમકે વસ્ત્રને ત્રણ થીગડાં જ ઉપરાઉપરી દેવાય, વધારે નહિ; વસ્ત્રને અમુક રીતે જ ફડાય, પાત્રને બંધાય નહિ એવા એવા નિયમોનો ભંગ કરવાથી લાગતા દોષો];

૫. પરિહરણોપઘાત [પરિહરણ – પહેરવું – વાપરવું તે. નિયમ એવો છે કે, એકલા વિચરનાર – ગચ્છભ્રષ્ટ સાધુએ જે ઉપકરણવસ્ત્રપાત્રાદિનો ઉપયોગ કર્યો હોય તેમનો ઉપયોગ બીજાથી ન કરી શકાય. આ નિયમનો ભંગ કરવાથી પરિહરણોપઘાત થાય. પણ એ ગચ્છભ્રષ્ટ સાધુ જો ગચ્છ

---

૧. વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૯.

૨. વિગત માટે જુઓ ટિપ્પણ ન. ૨૦.

૩. વિગત માટે જુઓ ટિપ્પણ નં. ૨૧.

બહાર જઈને પણ દૂધ દહીં વગેરે પદાર્થોમાં આસક્તિવાળો ન થઈ ગયો હોય, તો તેના ઉપકરણનો ઉપયોગ કરવાથી દોષ લાગતો નથી. વસતિ સંબંધી નિયમ એવો છે કે શેષ-કાળમાં જ્યાં રહ્યા ત્યાં પાછા બે માસ પહેલાં ન અવાય; અને જ્યાં ચતુર્માસ રહ્યા હોય ત્યાં બે ચતુર્માસ સુધી ન અવાય. આ નિયમનો ભંગ કરે તો પણ વસતિપરિહરણોપઘાત દોષ લાગે].

§ વિશુદ્ધિ પણ પાંચ છે—

૧–૫. ઉપર પ્રમાણે.

[–સ્થા૦ ૪૨૫]

§ ઉપઘાતના દશ ભેદ છે—

૧–૫. પંચમ સ્થાન પ્રમાણે (ઉપર પ્રમાણે)

૬. જ્ઞાનોપઘાત (પ્રમાદ આદિથી);

૭. દર્શનોપઘાત (શંકાદિથી);

૮. ચારિત્રોપઘાત (સમિતિભંગ આદિથી);

૯. અપ્રીતિકોપઘાત (ગુરુ પર સ્નેહ ન રાખવાથી વિનયભંગ થાય તે);

૧૦. સંરક્ષણોપઘાત (શરીર પર મૂર્છા થવાથી).

§ વિશુદ્ધિના પણ તે જ દશ ભેદ છે.

[–સ્થા૦ ૭૩૮]

§ ઉપહૃત (એટલે કે ભોજનસ્થાનમાં લવાયેલ ભોજન) ત્રણ પ્રકારનું છે—

૧. ફલિકોપહૃત [લહાણાની વસ્તુ ભોજન માટે લવાય તે;][1]

---

૧. સાધુને તે સ્વીકાર્ય છે. આ અવગૃહીતા નામની પાંચમી પિંડૈષણા સબંધી છે.

૨. શુદ્ધોપહૃત [અલિપ્ત અથવા શુદ્ધ ભોજન લાવવામાં આવે તે][1];

૩. સંસૃષ્ટોપહૃત [ખાવાની ઇચ્છાથી ગૃહસ્થે જેમાં હાથ નાખ્યો હોય તેવું લિપ્ત કે અલિપ્ત][2].

§ અવગૃહીત (એટલે કોઈ પણ પ્રકારે કરી હાથકે લીધેલું એવું ભોજન) ત્રણ પ્રકારનું છે—

૧. અવગૃહીત — હાથથી પીરસાતું [પીરસનાર વાસણમાંથી લઈને પીરસવા જાય, પણ જમનાર લેવાની ના કહે, અને તે જ વખતે કોઈ સાધુ આવી ચડે. એટલે જમનારો સાધુને કહે કે પાત્ર ખુલ્લાં કરો, અને સાધુ જ્યારે ખુલ્લાં કરે ત્યારે પીરસનાર તે વહોરાવી દે. આમાં પીરસનારને બીજી કોઈ ક્રિયા કરવી નથી પડી, માત્ર હાથ[3] ગૃહસ્થની થાળીને બદલે પાત્ર તરફ વાળવો પડ્યો છે];

૨. ભાણામાં પીરસાયેલું [જો પીરસનાર અવિચલ રહીને જમનારના ભાણામાંથી જે પહેલાં પીરસાયું હોય તે આપે, તો આ બીજા પ્રકારનું અવગૃહીત ગણાય];

૩. મોઢામાંથી આપે [ખાતાં વધેલુ પાછું પાટિયાના મોઢામાં નાખતાં નાખતાં જે દેવામા આવે તે].[4]

[—સ્થા૦ ૧૮૨]

---

૧. આ અલ્પલેપા નામની ચોથી પિંડૈષણા સંબંધી સમજવું.

૨. જો અલિપ્ત હોય તો ચોથી પિંડૈષણા સબધી સમજવું.

૩. આ છઠ્ઠી પ્રગૃહીતા પિંડૈષણા સબધી છે. પણ એ જઘન્ય પ્રકારની કહેવાય; કારણ, હજી પીરસાયુ ન હતુ, પીરસવા માટે પ્રસ્તુત હતું.

૪. આ ત્રીજા પ્રકારનું અવગૃહીત. અહી મોઢામાં એવા સામાન્ય શબ્દનો પાટિયાના મોઢામાં એવો અર્થ જુગુપ્સા ન થાય માટે કર્યો છે—એમ વૃદ્ધવ્યાખ્યા છે.

## (૮) અણગારનાં વસ્ત્ર-પાત્ર-રજોહરણ

અચેલક પાંચ કારણે પ્રશસ્ત કહેવાય—

૧. તેને પ્રત્યુપેક્ષા (પડિલેહણ) અલ્પ કરવી પડે છે;[1]

૨. લઘુતા પ્રશસ્ત છે માટે;[2]

૩. રૂપ વૈશ્વાસિક હોય છે;[3]

૪. અનુજ્ઞાત[4] તપનું અનુષ્ઠાન સહેજે થાય માટે;

૫. વિપુલ ઇન્દ્રિયનિગ્રહ થાય માટે.

[–સ્થા૦ ૪૫૫]

ત્રણ કારણે વસ્ત્ર ધારણ કરે—

૧. લજ્જા;

૨. જુગુપ્સા—(વિકૃતાંગ જોઈને રખે કોઈ પ્રવચનની ઘૃણા કરે);

૩. પરીષહ (શીતોષ્ણ, દંશમશકાદિ).

[–સ્થા૦ ૧૭૧]

નિર્ગ્રન્થ અને નિર્ગ્રન્થિનીએ ત્રણ પ્રકારનાં વસ્ત્રો રાખવાં અને વાપરવાં કલ્પે—

૧. જાંગમિક—ત્રસજીવના અવયવથી ઉત્પન્ન થયેલ—ઊનનાં;

૨. ભાંગિક—અતસી નામની વનસ્પતિનાં;

૩. સુતરાઉ.

[–સ્થા૦ ૧૭૦]

---

૧. પડિલેહણમાં ઓછો સમય જવાથી એટલો સમય સ્વાધ્યાયમાં વધારે આપી શકે, તે ફાયદો છે.

૨. લઘુતા એટલે હલકાપણું. કપડાં ન હોય તો દ્રવ્યથી ભાર ઓછો. વળી કપડા પરનો રાગદ્વેષ પણ ન હોય તે ભાવથી ભાર હલકો.

૩. કપડાં ન પહેર્યાં હોય એટલે અલિપ્સુ સમજાય અને તેના પર બધા વિશ્વાસ મૂકે.

૪. ઉપકરણસંલીનતા નામનું તપ જે ભગવાને કહ્યું છે તે.

નિગ્રન્થિનીઓએ ચાર સંઘાટિકા – પછેડી – સાડી રાખવી અને વાપરવી કલ્પે —

૧. એક બે હાથની[૧];

૨–૩. બે ત્રણ હાથની[૨];

૪. એક ચાર હાથની[૩].

[–સ્થા૦ ૨૪૬]

નિગ્રન્થ કે નિગ્રન્થિનીએ પાંચ પ્રકારનાં વસ્ત્ર રાખવાં અને વાપરવાં કલ્પે[૪] —

૧. જાંગમિક — ઊનનું; ૨. ભાંગિક — અતસી નામની વનસ્પતિનું; ૩. શણનું; ૪. સુતરાઉ; ૫. ઝાડની છાલનું.

[–સ્થા૦ ૪૪૬]

નિગ્રન્થ કે નિગ્રન્થિનીને પાંચ પ્રકારનાં રજોહરણ રાખવાં અને વાપરવાં કલ્પે[૫] —

૧. ઊનનું; ૨. ઊંટના વાળનું; ૩. શણનું; ૪. બલ્વજ (તૃણવિશેષ)નું; ૫. મુંજનુ.

[–સ્થા૦ ૪૪૬]

નિગ્રન્થ કે નિગ્રન્થિનીને ત્રણ પ્રકારનાં પાત્ર રાખવાં અને વાપરવાં કલ્પે —

૧. તુંબડાનું; ૨. લાકડાનું; ૩. માટીનું.

[–સ્થા૦ ૧૭૦]

---

૧. આ ઉપાશ્રયમાં ઓઢવી.

૨. આમાંથી એક ભિક્ષાટન વખતે અને બીજી જંગલ જતી વખતે ઓઢવી.

૩. સમવસરણ વખતે ઓઢવાની.

૪. આ સૂત્ર બૃહત્કલ્પમાં છે; ઉદ્દે૦ ૩, સૂ. ૨૪.

૫. આ સૂત્ર બૃહત્કલ્પમાં છે; ઉદ્દે૦ ૩, સૂ. ૨૫.

## (૯) ભિક્ષુપ્રતિમા

પ્રતિમા બે છે —

(૧) ૧. સમાધિપ્રતિમા — [તેના બે ભેદ છે: ૧. શ્રુત-સમાધિ પ્ર૦; ૨. ચારિત્રસમાધિ પ્ર૦];

૨. ઉપધાનપ્રતિમા — [ઉપધાન એટલે તપ. આમાં ભિક્ષુની પ્રસિદ્ધ બાર પ્રતિમા અને શ્રાવકની અગિયાર પ્રતિમાનો સમાવેશ થાય છે].

(૨) ૧. વિવેકપ્રતિમા — [આંતરિક કષાયો અને બાહ્ય ગણ, શરીર, ભોજનાદિના ત્યાગની પ્રતિમા];

૨. વ્યુત્સર્ગપ્રતિમા — [વ્યુત્સર્ગ એટલે કાયોત્સર્ગ].

(૩) ૧. ભદ્રા — [પૂર્વાદિ ચારે દિશામાં વારાફરતી ચાર પહોર સુધી કાયોત્સર્ગ કરવાની પ્રતિજ્ઞા — આમ બે દિવસરાત સુધી કરવાનું હોય];

૨. સુભદ્રા — [ટીકાકાર આના ઠીક અર્થ વિષેની જાણ નથી એમ જણાવી કહે છે કે, ભદ્રા જેવી જ આ પણ હશે].

(૪) ૧. મહાભદ્રા — [આમાં પણ ભદ્રા જેમ કાયોત્સર્ગ કરવાનો હોય છે પણ તેની અવધિ આખા દિવસ-રાતની અને તેવી રીતે ચાર અહોરાત્ર પર્યન્ત કરવાનું];

૨. સર્વતોભદ્રા — [દશે દિશામાં આખા દિવસ-રાતનો કાયોત્સર્ગ દશ અહોરાત્ર સુધી કરવાની પ્રતિજ્ઞા].

(૫) ૧. ક્ષુદ્રિકા મોકપ્રતિમા — [મોકપ્રતિમા એટલે પેશાબ વિષયક પ્રતિમા; તેના કાલાપેક્ષાએ બે ભેદ છે: ક્ષુદ્રિકા-નાની, મહતી-મોટી. મોકપ્રતિમા ક્ષેત્રની અપેક્ષાએ ગામની બહાર, દ્રવ્યની અપેક્ષાએ પેશાબવિષયક, અને કાલની અપેક્ષાએ શિયાળામાં

કે ઉનાળામાં સ્વીકારવામાં આવે છે. તેમાંથી ક્ષુદ્રિકા મોકપ્રતિમા જો ખાઈને સ્વીકારી હોય તો છ ઉપવાસ પછી પૂરી થાય છે અને ખાધા વિના સ્વીકારી હોય તો સાત ઉપવાસ પછી પૂરી થાય છે ];

૨. મહતી મોકપ્રતિમા [આ પ્રતિમા જો ખાઈને સ્વીકારી હોય તો સાત ઉપવાસે અને ખાધા વિના સ્વીકારી હોય તો ૮ ઉપવાસે પૂરી થાય છે];

— બન્નેમાં ભાવથી દિવ્ય વગેરે ઉપસર્ગો સહન કરવાના હોય છે.

(૬) ૧. યવમધ્યચંદ્રપ્રતિમા — [યવની પેઠે મધ્યભાગમાં પુષ્ટ અને ચંદ્રની જેમ હાનિ-વૃદ્ધિવાળી તે યવમધ્યચંદ્રપ્રતિમા. જેમકે કોઈ સાધુ સુદિ એકમે એક કોળિયો અનાજ ખાય અને પ્રતિદિન એક એક કોળિયો વધારી પૂનમે ૧૫ કોળિયા લે અને પછી વદિ એકમે પણ પંદર લે અને ત્યાર પછી બીજથી ક્રમશઃ એકેક ઘટાડી અમાસે એક કોળિયો લે. આમ એક મહિનામાં આ પ્રતિમા પૂરી થાય];

૨. વજ્રમધ્યચંદ્રપ્રતિમા — [વજ્રની જેમ મધ્યમાં પાતળી અને ચંદ્રની જેમ હાનિ-વૃદ્ધિ યુક્ત — તે વજ્રમધ્યચંદ્રપ્રતિમા. આ પ્રતિમા વદિ એકમથી પંદર કોળિયા ખાઈ શરૂ કરવામાં આવે છે. પછી એક એક ઘટાડી અમાસે અને સુદિ એકમે એકેક કોળિયો ખાઈ વળી પાછું બીજથી એક એક વધારી પૂનમે પંદર કોળિયા લઈ પૂરી કરવામાં આવે છે].

[—સ્થા૦ ૮૪]

પ્રતિમા ચાર છે—

(૧) ૧-૪ ઉપરમાંથી પ્રથમની ચાર.
(૨) ૧-૪ ,, બીજી ચાર.
(૩) ૧-૪ ,, ત્રીજી ચાર.

[-સ્થા૦ ૨૫૧]

પ્રતિમા પાંચ છે—

૧. ભદ્રા; ૨. સુભદ્રા; ૩. મહાભદ્રા; સર્વતોભદ્રા;[1] ૫. ભદ્રોત્તરપ્રતિમા.[2]

[-સ્થા૦ ૩૯૨]

ભિક્ષુપ્રતિમા[3] બાર છે—

૧. એક માસની; ૨. બે માસની; ૩. ત્રણ માસની; ૪. ચાર માસની; ૫. પાંચ માસની; ૬. છ માસની; ૭. સાત માસની; ૮. પ્રથમ સાત રાત્રિદિવસની; ૯. દ્વિતીય સાત રાત્રિદિવસની; ૧૦. તૃતીય સાત રાત્રિદિવસની; ૧૧. અહોરાત્રિની; ૧૨. એક રાત્રિની.

[-સમ૦ ૧૨]

પરવૈયાવૃત્યકર્મપ્રતિમા [એટલે કે બીજાની સેવા કરવાનો અભિગ્રહ કે પ્રતિજ્ઞા] ૯૧ કહી[4] છે.

[-સમ૦ ૯૧]

પ્રતિમા ૯૨ છે.[5]

[-સમ૦ ૯૨]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૨.
૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૩.
૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૪.
૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૫.
૫. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૬.

§ પ્રતિમાધારી સાધુએ ત્રણ ઉપાશ્રયનું પ્રતિલેખન (નિરીક્ષણ) કરવું જોઈએ —

૧. આગમનગૃહ — મુસાફરખાનું-ધર્મશાળા;

૨. વિવૃતગૃહ [ચારે દિશાએ કે એક, બે કે ત્રણ દિશાએ ખુલ્લું હોય અને છાપરા વિનાનું હોય તેવું ઘર];

૩. વૃક્ષમૂળ.

§ એ ત્રણનું અનુજ્ઞાપન (અર્થાત્ રજા માગવી તે) તથા ઉપાદાન પણ કલ્પે.

§ તેવી જ રીતે પ્રતિલેખન, અનુજ્ઞાપન અને ઉપાદાન આ ત્રણ સંથારાનું પણ સમજવું —

૧. પૃથ્વીશિલા,

૨. કાષ્ઠશિલા,

૩. યથાસંસ્તૃત — જેવું પાથરેલું મળે તેવું.

[-સ્થા૦ ૧૯૧]

પ્રતિમાધારી સાધુને ચાર પ્રકારની ભાષા કલ્પે —

૧. યાચની [શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કોઈ ચીજ માગવી તે];

૨. પૃચ્છની [કોઈ બાબત પૂછવા માટે વાપરવી પડે તે];

૩. અનુજ્ઞાપની [પારકી ચીજ વાપરવાની રજા માગવા માટે];

૪. પૂછે તેના ઉત્તરવાળી.

[-સ્થા૦ ૨૩૭]

ત્રણ માસની ભિક્ષુપ્રતિમા જેણે સ્વીકારી હોય તેવા શ્રમણનિર્ગ્રન્થને ત્રણ દત્તિ ભોજનની અને ત્રણ દત્તિ પાનની કલ્પે.

[-સ્થા૦ ૧૮૨]

તેવી જ રીતે પાંચ માસની ભિક્ષુપ્રતિમાવાળાને પાંચ દત્તિ ભોજનની અને પાંચ દત્તિ પાનની સ્વીકારવી કલ્પે.

[–સ્થા૦ ૪૨૪]

§ એક રાત્રિની ભિક્ષુપ્રતિમાનુ સમ્યક્ પ્રકારે પાલન ન કરનાર પ્રતિમાધારી નિર્ગ્રન્થને અહિતકર્તા યાવત્ અશુભબંધી ત્રણ બાબતો છે —

૧. ઉન્માદી થઈ જાય, કે
૨. દીર્ઘકાલિક રોગાતંકને પામે, કે
૩. કેવલીપ્રજ્ઞપ્ત ધર્મથી ભ્રષ્ટ થાય.

§ પણ જો સમ્યક્ પાલન કરે તો આ ત્રણ બાબતો હિતકારી યાવત્ શુભ નીવડે છે —

૧. અવધિજ્ઞાન પામે, કે
૨. મનઃપર્યયજ્ઞાન પામે, કે
૩. કેવલજ્ઞાન ઉત્પન્ન થાય.

[–સ્થા૦ ૧૮૨]

સપ્તસપ્તમિકા[૧] ભિક્ષુપ્રતિમાની યથાસૂત્રાર્થ આરાધના ૪૯ રાત્રિદિવસ અને તેમાં ૧૯૬ ભિક્ષાથી થાય છે.

[–સ્થા૦ ૫૪૫, –સમ૦ ૪૯]

અષ્ટઅષ્ટમિકા[૨] ભિક્ષુપ્રતિમાની યથાસૂત્રાર્થ આરાધના ૬૪ રાત્રિદિવસ અને તેમાં ૨૮૮ ભિક્ષાથી થાય છે.

[–સ્થા૦ ૬૪૫, –સમ૦ ૬૪]

---

૧. સાત સપ્તકો એટલે કે ૪૯ દિવસ. દરેક સપ્તકમાં દત્તિઓ વધતી જાય. જેમકે પ્રથમ સપ્તકમાં દરેક દિવસે એક જ દત્તિ, એમ સાતમામાં દરેક દિવસે સાત દત્તિ. બધી મળી (૭+૧૪+૨૧+૨૮+૩૫+૪૨+૪૯) ૧૯૬ દત્તિ.

૨. આઠ દિવસનું એક એવાં આઠ જૂથ. દત્તિનો નિયમ ઉપર પ્રમાણે. કુલ ૨૮૮ દત્તિ થાય.

નવનવમિકા[1] ભિક્ષુપ્રતિમાની યથાસૂત્રાર્થ સમ્યક્ આરાધના ૮૧ દિવસ અને તેમાં ૪૦૫ ભિક્ષાથી થાય છે.
[-સમ૦ ૮૧, -સ્થા૦ ૬૮૭]

દશદશમિકા[2] ભિક્ષુપ્રતિમાની યથાસૂત્રાર્થ સમ્યક આરાધના ૧૦૦ દિવસ અને ૫૫૦ ભિક્ષાથી થાય છે.
[-સમ૦ ૧૦૦, -સ્થા૦ ૭૭૦]

એકલવિહારપ્રતિમા સ્વીકારનાર અણગારમાં આઠ ગુણ હોવા આવશ્યક છે—

૧. શ્રદ્ધા; ૨. સત્ય; ૩. મેધા; ૪. બહુશ્રુતતા; ૫. શક્તિ; ૬. અલ્પાધિકરણતા — કલહરહિતતા; ૭. ધૃતિ; ૮. વીર્ય.
[-સ્થા૦ ૫૯૪]

§ શય્યાપ્રતિમા (શય્યા વિષેના નિયમ) ચાર છે—

૧. પાટ વગેરે જે ઉદ્દિષ્ટ છે તેમાંનું કોઈ પણ એક લેવું;
૨. પ્રથમથી નક્કી કરી રાખવું કે અમુક લઈશ અને પછી જો તે જોવામાં આવે તો જ લેવું, બીજું ન લેવું;
૩. તે પણ જો આશ્રય દેનારનું હોય તો જ લેવું, બીજાનું લાવીને આપે તો ન લેવું;
૪. તે પણ જો પાથરેલ હોય તો જ લેવું.

§ વસ્ત્રપ્રતિમા ચાર છે—

૧. સુતરાઉ વગેરે જે ઉદ્દિષ્ટ છે તે યાચીશ;
૨. નજરે ચડેલું યાચીશ;
૩. આશ્રય આપનાર ગૃહસ્થનું વાપરેલ વસ્ત્ર યાચીશ;
૪. તેનુ જ તેણે તજી દીધેલું યાચીશ.

---

1. એમ નવ દિવસનું એક એવાં ૯ જૂથનું. કુલ દત્તિ ૪૦૫.
2. દશ દિવસનું એક એવાં દશ જૂથ. કુલ ૫૫૦ દત્તિ.

§ પાત્રપ્રતિમા ચાર છે —

૧. દારુપાત્રાદિ જે ઉદ્દિષ્ટ છે તે માગીશ;

૨. નજરે ચડેલ પાત્ર યાચીશ.

૩. દાતાએ ઘણીવાર વાપર્યું હોય તેવું અથવા તેની પાસે બે ત્રણ પાત્રો હોય અને તેમાંથી વાર ફરતી તે વાપરતો હોય,— તેમાંથી એક માગીશ;

૪. તેણે તજી દીધેલું પાત્ર યાચીશ.

§ સ્થાન (એટલે કે કાયોત્સર્ગ કરવા માટેનું સ્થાન — આશ્રય — માગવા સંબંધી) પ્રતિમા ચાર છે —

૧. અચિત્ત સ્થાનમાં રહીને આકુંચન પ્રસારણા વગેરે ક્રિયા કરીશ, અને અચિત્ત ભીંત વગેરેનો આશ્રય લઈશ અને તેટલામાં જ હરીશ – ફરીશ;

૨. હરવા-ફરવા સિવાયની ઉપરની બંને ક્રિયાની છૂટ વાળી;

૩. માત્ર આકુંચન – પ્રસારણની છૂટવાળી;

૪. ત્રણે ક્રિયાની છૂટ નહીં તેવી.

[–સ્થા૦ ૩૩૧]

## (૧૦) પ્રતિલેખના

§ પ્રમાદ-પ્રતિલેખના[1] છ પ્રકારની છે —

૧. આરભટા — ઉતાવળી — પૂરું જોવું ન જોવું તે;

---

૧. પ્રતિલેખના એટલે નિરીક્ષણ, તપાસ. એના ચાર ભેદ છે :— દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ. (૧) વસ્ત્ર, પાત્ર, આદિ ધાર્મિક ઉપકરણોનું તથા આહારાદિનું નિરીક્ષણ કરવું તે દ્રવ્ય-પ્રતિલેખના, (૨) કાયોત્સર્ગની, બેસવાની, સૂવાની, જગ્યાનું તથા સ્થંડિલભૂમિ, માર્ગ અને વિહારક્ષેત્રનું નિરીક્ષણ કરવું તે ક્ષેત્ર-પ્રતિલેખના (૩) યોગ્ય કાલે યોગ્ય કાર્ય કરવાનો વિચાર કરવો તે કાલ-પ્રતિલેખન અને (૪) 'અહો મે શુ કર્યુ'? મારે શું કરવું જોઈએ ? તપસ્યા જે કરવી જોઈએ તે હુ કરતો નથી' — એવું ધર્મ જાગરણ — તે ભાવ-પ્રતિલેખનાં.

પ્રતિલેખનામાં પ્રમાદ કરવો – શૈથિલ્ય કરવું તે પ્રમાદ-પ્રતિલેખના.

૨. સંમર્દા — મસળીને પ્રતિલેખન કરવું તે — ઘડ કાયમ રાખી પ્રતિલેખન કરવું તે;

૩. મોસલી — સાંબેલા જેમ વસ્ત્રના છેડાને જલદી ઊંચાનીચા કરવા તે;

૪. પ્રસ્ફોટના — વસ્ત્રને ઝાટકવું તે;

૫. વિક્ષિપ્તા — જોયેલા વસ્ત્રને વગર જોયેલામાં ફેંકવું તે;

૬. વેદિકા — પ્રતિલેખના વખતે યથાયોગ્ય ન બેસવું તે.

§ અપ્રમાદ-પ્રતિલેખના છ પ્રકારની છે :—

૧. અનર્તિત [પ્રતિલેખન વખતે વસ્ત્રને, કે પોતાને, કે બંનેને ન નચાવવાં તે];

૨. અવલિત [ઉપર મુજબ વસ્ત્રને કે પોતાને ન વાળવું તે];

૩. અનાનુબંધી — ઉતાવળ કે ઝાટક વિનાની;

૪. અમોસલી — વસ્ત્રના છેડાને સાંબેલાની જેમ ઊંચા-નીચા ન કરવા તે;

૫. છ પુરિમાવાળી[1] અને નવ ખોટકવાળી;[2]

---

૧. પુરિમા એટલે પ્રસ્ફોટન — જરીક ઝાટકવું તે. તેનો નિયમ એવો છે કે વસ્ત્રને પહોળું કરી સામેનો ભાગ બરાબર જોઈને તેને ત્રણ વખત સહજ ઝાટકવું — આ ત્રણ પુરિમા. પછી તેને ફેરવી બરાબર જોઈને વળી પાછું ત્રણ વખત સહજ ઝાટકવું — આમ બધા મળી છ પુરિમા થાય.

૨. ખોટક એટલે પણ પ્રસ્ફોટન — સહજ ઝાટકવું તે. તેનો પણ એવો નિયમ છે કે વસ્ત્રપર કોઈ જીવજંતુ દેખાય એટલે પહેલા ત્રણ વખત ખોટક કરવા પછી ત્રણ વખત પ્રમાર્જન, વળી ત્રણ વખત ખોટક અને ત્રણ વખત પ્રમાર્જન, વળી ત્રણ વખત ખોટક અને ત્રણ વખત પ્રમાર્જન — આમ નવ ખોટક થાય. ખોટકમાં પ્રમાર્જનાનું અંતર રહે છે અને પુરિમામાં નિરીક્ષણનું – એવો આ બન્નેમાં ફરક સમજવો જોઈએ.

૬. હાથમાં પ્રાણુવિશોધના [અર્થાત્ હાથ ઉપરના જીવોનું પ્રતિલેખન કરવું જોઈએ તેના માટે ઉપર જણાવેલ નવ ખોટક કરવા તે].

[-સ્થા૦ ૫૦૩]

## (૧૧) વિહાર

§ નિગ્રન્થ કે નિગ્રન્થિનોને એક માસમાં બે વાર કે ત્રણ વાર આ પાંચ નદીઓ ઊતરવી કે તરવી કલ્પે નહિ[1] —

૧. ગંગા; ૨. જમુના; ૩. સરયૂ; ૪. ઈરાવતી; ૫. મહી.

§ પણ નીચેના પાંચ કારણે ઊતરવી કે તરવી કલ્પે —

૧. ભય — રાજાનો કે શત્રુનો;

૨. દુષ્કાળ;

૩. કોઈ શત્રુ નદીમાં વહાવી દે;

૪. સામુ પૂર આવી પડે;

૫. અનાર્યો આવી ચડે.

[-સ્થા૦ ૪૧૨]

§ પ્રથમ[2] પ્રાવૃડ્ (ચોમાસું) થયા પછી નિગ્રન્થ-નિગ્રન્થિનીને

---

૧. બૃહત્કલ્પમાં ઉ૦ ૪ સૂ. ૩૨માં પણ આ જ નિયમ ભયાદિના અપવાદ વિના બતાવ્યો છે, પણ ત્યાં ઈરાવતીને બદલે કોશિકાનો ઉલ્લેખ છે. વળી અપવાદમાં એમ કહ્યું છે કે, ઈરાવતી નદી જેવું કુણાલ નગરી પાસે અડધી જાંઘ સુધી પાણી રહે છે તેને પાર કરવાની છૂટ છે.

અહીં મહી નદીના નામનો નિર્દેશ માત્ર ઉપલક્ષણ છે. તેવી બધી મોટી નદીઓ જેમને પાર ઊતરવી કઠણ છે, તે સૌ સમજી લેવી.

૨. અષાઢ અને શ્રાવણ એ બે માસ પ્રાવૃડ્ઋતુ ગણાય છે. તેમાંનો પ્રથમમાસ તે પ્રથમપ્રાવૃડ. અથવા પ્રાવૃડ ચોમાસું ચાર માસનું ગણાય છે તેમાંના છેલ્લા ૭૦ દિવસ એ બીજું પ્રાવૃડ ગણાય છે. તે દિવસોમાં તો વિહાર કરાય જ નહિ. અને ત્યાર પહેલાના દિવસોમાં — પ્રથમ પ્રાવૃડમાં પણ ૫૦ દિવસ કે ૨૦ દિવસ પણ વિહાર કલ્પે નહીં.

એક ગામથી બીજે ગામ વિહાર કલ્પે નહિ; પણ આ પાંચ કારણે કલ્પે —

૧–૫. ઉપર પ્રમાણે.

૬ વર્ષાવાસનો પર્યુષણાકલ્પ સ્વીકાર્યા પછી નિર્ગ્રંથ કે નિર્ગ્રન્થિનીને ગ્રામાનુગ્રામ વિહાર કલ્પે નહિ; પણ જો આ પાંચ કારણ હોય તો વિહાર કરે —

૧. જ્ઞાન; ૨. દર્શન; ૩. ચારિત્ર; ૪. આચાર્ય કે ઉપાધ્યાય મૃત્યુ પામે; ૫. આચાર્ય કે ઉપાધ્યાયની સેવા.

[–સ્થા૦ ૪૧૩]

આ પાંચ કારણે શ્રમણ-નિર્ગ્રન્થ રાજ-અંતઃપુરમાં પ્રવેશે તો અતિક્રમણ નથી —

૧. નગરના દરવાજા ચારે તરફથી બંધ કરવામાં આવ્યા હોય અને તેથી શ્રમણ-બ્રાહ્મણો ભિક્ષા અર્થે બહાર ન જઈ શકતા હોય અને બહારના અંદર ન આવી શકતા હોય, તો તેમને રસ્તો કરી અપાવવા જો રાજ-અંતઃપુરમાં પ્રવેશ કરે;

૨. પીઠફલકાદિ પાછાં આપવા માટે રાજ-અંતઃપુરમાં પ્રવેશે;

૩. દુષ્ટ અશ્વ કે ગજથી ડરીને જો રાજ-અંતઃપુરમાં પ્રવેશે;

૪. બીજો કોઈ બળપૂર્વક સાહસ કરી રાજ-અંતઃપુરમાં હાથ પકડી લઈ જાય;

૫. બહારના આરામ કે ઉદ્યાનમાં ગયેલા રાજ-અંતઃપુરના લોકો તેને ઘેરીને અંતઃપુરમાં લઈ જાય.

[–સ્થા૦ ૪૧૫]

## ૯. વેદપરિણામ

ગૌતમ — હે ભગવાન! વેદ કેટલા પ્રકારનો છે?

ભગવાન — હે ગૌતમ! વેદના ત્રણ પ્રકાર છે — સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ.

૧. ગૌતમ — હે ભગવાન! નારકને કયો વેદ હોય?
ભગવાન — હે ગૌતમ! નારકને સ્ત્રીવેદ અને પુરુષવેદ નથી. નારકો નપુંસક હોય છે.

૨–૧૧. ભવનપતિને સ્ત્રીવેદ અને પુરુષવેદ હોય છે. નપુંસકવેદ નથી.

૧૨–૧૯. પાંચ સ્થાવર અને દ્વીન્દ્રિયથી ચતુરિન્દ્રિય પર્યન્ત નપુંસક જ હોય છે.

૨૦ અ. સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિય પણ નપુંસક જ હોય છે;
આ. ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિયને ત્રણે વેદ હોય છે.

૨૧ અ. સંમૂર્ચ્છિમ મનુષ્ય નપુંસક જ હોય.
આ. ગર્ભજ મનુષ્યને ત્રણ વેદ હોય.

૨૨–૨૪. વ્યન્તર, જ્યોતિષી અને વૈમાનિકને સ્ત્રી અને પુરુષવેદ જ હોય છે.

[–સમ૦ ૧૫૬]

મત્સ્ય ત્રણ પ્રકારના છે —

૧. અંડજ — ઈંડામાંથી થયેલા;

૨. પોતજ — ઝીણી ચામડીથી વીંટળાયેલ હોય અને પછી તે ભેદીને નીકળનારા;

૩. સંમૂર્ચ્છિમ — માતાપિતાના સંસર્ગ વિના ઉત્પન્ન થનારા.

(૧) અંડજ મત્સ્યના ત્રણ ભેદ —
૧. સ્ત્રી; ૨. પુરુષ; ૩. નપુંસક.

(૨) પોતજના મત્સ્યના તે જ ત્રણ ભેદ છે.

[–સ્થા૦ ૧૨૯]

§ પક્ષી ત્રણ પ્રકારનાં છે —

૧. અંડજ; ૨. પોતજ; ૩. સંમૂચ્છિમ.

(૧) અંડજ પક્ષીના ત્રણ ભેદ છે —

૧. સ્ત્રી; ૨. પુરુષ; ૩. નપુંસક.

(૨) પોતના પણ ઉપર પ્રમાણે ત્રણ ત્રણ ભેદ છે.

§ તે જ પ્રમાણે ઉરપરિસર્પ[1] અને ભુજપરિસર્પના[2] ભેદો સમજી લેવા.

[—સ્થા૦ ૧૨૯]

§ સ્ત્રી ત્રણ પ્રકારની છે —

૧. તિર્યંચ સ્ત્રી; ૨. મનુષ્ય સ્ત્રી; ૩. દેવ સ્ત્રી.

(૧) તિર્યંચ સ્ત્રીના ત્રણ ભેદ છે —

૧. જલચરી; ૨. સ્થલચરી; ૩. ખેચરી.

(૨) મનુષ્ય સ્ત્રીના ત્રણ પ્રકાર છે —

૧. કર્મભૂમિજ; ૨. અકર્મભૂમિક; ૩. અન્તર્દ્વીપક.

§ પુરુષના ભેદોપભેદો પણ ઉપર પ્રમાણે.

§ નપુંસકના ત્રણ ભેદ છે —

૧. નારક નપુંસક; ૨. તિર્યંચ નપુંસક; ૩. મનુષ્ય નપુંસક.

(૨) તિર્યંચ નપુંસક ત્રણ પ્રકારનો છે —

૧. જલચર; ૨. સ્થલચર; ૩. ખેચર.

(૩) મનુષ્ય નપુંસકના ત્રણ પ્રકાર છે —

૧. કર્મભૂમિજ; ૨. અકર્મભૂમિજ; ૩. અન્તર્દ્વીપક.

[—સ્થા૦ ૧૩૦]

તિર્યંચયોનિ જીવના ત્રણ ભેદ છે —

૧. સ્ત્રી, ૨. પુરુષ, ૩. નપુંસક.

[—સ્થા૦ ૧૩૧]

---

૧. જેઓ પેટે ચાલે છે તેવા — સર્પ વગેરે.

૨. જેઓ હાથથી ચાલે છે તેવા નોળિયા વગેરે.

# ટિપ્પણ

**૧. ચક્ષુ :-**

અંધ, એકચક્ષુ વગેરે અહીં જણાવેલા ભેદોની સાથે બૌદ્ધ અંગુત્તર નિકાયમાં જણાવેલા અંધ, એકચક્ષુ અને દ્વિચક્ષુ—એવા પુરુષના ત્રણ ભેદો સરખાવવા જેવા છે. અંધ તો એ છે કે જે આ સંસારના ભોગોને ઇચ્છવા છતાં મેળવવા અને ભોગવવા સમર્થ નથી થતો, અને જે પુણ્ય-પાપના વિવેકને પણ નથી જાણતો. એકચક્ષુ તે છે જે સાંસારિક ભોગો ને હિંસાઆદિ પાપ કાર્યો કરીને પણ મેળવે છે, પણ કુશલાકુશલનો વિવેક નથી કરી શકતો. દ્વિચક્ષુ તે છે જે માત્ર ધર્મમાર્ગે મળેલા જ ભોગોને ભોગવે છે, અને કુશલાકુશલનો વિવેક પણ કરી શકે છે. એ પુરુષ શ્રેષ્ઠ કહેવાય છે. —અંગુત્તર૦ ૩. ૨૯.

**૨. અનન્તાનુબંધી :-**

અનન્તભવને વધારનાર તે અનંતાનુબંધી કહેવાય. આ કષાય હોય ત્યાં સુધી સમ્યગ્દર્શનના સહભાવી ક્ષમાદિ ધર્મો થતા નથી. સમ્યગ્દર્શન નથી થતું તેનું કારણ આ કષાયોદય નહિ, પણ દર્શનમોહનીય છે. પણ જે એમ કહેવાય છે કે અનન્તાનુબંધીના ક્ષયોપશમથી સમ્યકત્વલાભ થાય છે, એનો અર્થ એવો છે કે જ્યારે આનો ક્ષયોપશમ થાય છે ત્યારે જ મિથ્યાત્વનો ક્ષયોપશમ થઈ તેનાથી સમ્યકત્વલાભ થાય છે. એટલે કે જ્યાં સુધી અનન્તાનુબંધીનો ઉદય હોય, ત્યા સુધી મિથ્યાત્વનો ક્ષયોપશમ થતો જ નથી. એટલે સમ્યકત્વલાભનું ખરું કારણ અનન્તાનુબંધીનો ક્ષયોપશમ નહિ પણ મિથ્યાત્વનો ક્ષયોપશમ અને પરંપરાએ અનન્તાનુબંધીનો ક્ષયોપશમ.

**૩. યોગ :-**

વીર્યાન્તરાયકર્મના ક્ષયોપશમવિશેષ-જન્ય આત્માની શક્તિ જે કર્મબંધમાં કારણ છે, તે યોગ. એ શક્તિના વ્યાપારનાં આલંબન ત્રણ હોવાથી તેના ત્રણ ભેદ છે – મનોયોગ, વચનયોગ અને કાયયોગ. યોગ, વીર્ય, બલ, ઉત્સાહ, પરાક્રમ, ચેષ્ટા, શક્તિ, સામર્થ્ય એ બધાં એકાર્થક છે. વસ્તુતઃ કાયયોગ જ મુખ્ય છે; મન અને વચનયોગ તો કાયયોગના વિશેષો છે. કારણ, કાયયોગ સર્વત્ર અનુગત જ છે. જીવ જે કાયયોગ વડે મનોદ્રવ્ય અને ભાષા-દ્રવ્યનું ઉપાદાન કરતો હોય તે અગર બીજી ચેષ્ટા કરતો હોય તે કાયયોગ કહેવાય છે. અને જે કાયયોગથી એ ભાષાદ્રવ્યના પુદ્ગલોને છોડે છે તે

વચનયોગ કહેવાય છે, અને જે કાયયોગ વડે મનોદ્રવ્યને ચિંતનમાં જોડે છે તે મનોયોગ કહેવાય છે. આમ એક કાયનો વ્યાપાર વિષયભેદે ત્રણ નામ પામે છે જીવનની કોઈ પણ પ્રવૃત્તિ, પછી તે વાચિક હોય કે માનસિક, એવી નથી જેમા કાયયોગ ન હોય. જ્યાં સુધી યોગ છે ત્યાં સુધી અવશ્ય કાયયોગ તો રહેવાનો જ. છેવટે સિદ્ધઅવસ્થામાં જ્યારે જીવ અયોગી હોય છે, ત્યારે જ કાયયોગ શૂન્ય થાય છે. એટલે જ્યારે બોલતો હોય કે ચિંતન કરતો હોય ત્યારે પણ કાયયોગ તો હોય જ છે. આ પ્રમાણે ત્રણે યોગમાં મુખ્ય તો કાયયોગ જ છે અને બાકીના બે તો તેના જ વિશેષો છે.— વિશેષાવશ્યક ગા૦ ૩૫૮ થી.

અને જો એ ત્રણે યોગને સ્વતંત્ર માનવા હોય તો તેમની વ્યાખ્યા આમ કરવી જોઈએ:–જીવનો કાયિક વ્યાપાર તે કાયયોગ. કાયિક વ્યાપારથી ગ્રહણ કરેલા ભાષાદ્રવ્યનો સહકાર મેળવીને જીવ તેને છોડવાનો જે વ્યાપાર કરે છે તે વચનયોગ. અને કાયિકવ્યાપારથી ગ્રહણ કરેલા મનોદ્રવ્યનો સહકાર મેળવી જીવ જે ચિંતનરૂપ વ્યાપાર કરે છે તે મનોયોગ. આમ બાકીના બેમાં કાયયોગ ગૌણ બની જાય છે.— વિશેષાવશ્યક ગા૦ ૩૬૩–૩૬૪.

**૪. પ્રત્યક્ષ અને પરોક્ષ જ્ઞાન :–**

પાંચ જ્ઞાનને અહીં પ્રત્યક્ષ અને પરોક્ષમાં વહેંચી નાખ્યાં છે. પ્રત્યક્ષ તે કહેવાય જે માત્ર આત્મસાપેક્ષ હોય; એટલે કે જેમા ઇન્દ્રિય અને મનની જરૂર ન પડે. પરોક્ષ તે છે જે ઇંદ્રિય અને મનની મદદ વડે પેદા થાય છે. કેવળજ્ઞાનના જે ભેદો છે તે સ્વામીકૃત છે. અન્યત્ર નંદીમાં જે ઇન્દ્રિયપ્રત્યક્ષ કહ્યું છે તે સાંવ્યવહારિક પ્રત્યક્ષ સમજવું જોઈએ; પારમાર્થિક નહિ.— વિશેષા૦ ગા૦ ૯૫.

**૫. અવધિજ્ઞાન :–**

અવધિના બે પ્રકારોમાં જે ભવપ્રત્યય છે તેમાં દેવ અને નારકરૂપ ભવ જ કારણ છે. જોકે ત્યાં પણ ક્ષયોપશમ તો છે જ; પણ તે ક્ષયોપશમનું પણ નિમિત્ત ભવ જ છે. તેથી તે અપેક્ષાએ તે ભવપ્રત્યય કહેવાય છે. અને બીજું અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી થાય છે. તેમાં ક્ષયોપશમનું કારણ તપસ્યાદિ છે, તેથી તેને ગુણપ્રત્યય પણ કહેવામાં આવે છે.

**૬. શ્રુતજ્ઞાન :–**

ગણધર કૃત શ્રુત–શાસ્ત્ર તે અંગપ્રવિષ્ટ શ્રુત. તે આચારાંગઆદિ બાર છે. અને ગણધર સિવાયના બીજા સ્થવિરોએ રચેલ શાસ્ત્ર તે અંગબાહ્ય. તે

સામાયિકાદિ ષડ્વિધ આવશ્યક છે. જેનો દિવસ અને રાત્રીની પ્રથમ અને અંતિમ પોરસીમાં જ સ્વાધ્યાય થાય તે કાલિક; અને જેને કાલનો કાંઈ નિયમ નથી તે ઉત્કાલિક કહેવાય. ઉત્તરાધ્યયન એ કાલિક છે અને દશ-વૈકાલિક એ ઉત્કાલિક છે.

**૭. જ્ઞાત – દૃષ્ટાન્ત :–**

જેના હોવાથી દાર્ષ્ટાન્તિક અર્થ સમજાય તે જ્ઞાત એટલે કે દૃષ્ટાન્ત. હેતુનો સાધ્યસહચાર અને સાધ્યના અભાવમાં હેતુનો પણ અભાવ જ્યાં નિશ્ચિત હોય તે દૃષ્ટાન્ત. તેના બળથી સાધન વડે સાધ્યની સિદ્ધિ થાય છે. આ દૃષ્ટાન્તના બે ભેદ છે : સાધર્મ્ય અને વૈધર્મ્ય. રસોઈઘરમાં અગ્નિ સાથે ધૂમનો સહચાર નિશ્ચિત છે; તેથી જે અનુમાનમા ધૂમથી અગ્નિ પર્વતાદિમા સિદ્ધ કરવાનો હોય, ત્યાં રસોડું એ સાધર્મ્ય દૃષ્ટાન્ત છે. અને જલાશયમાં અગ્નિ નથી તેથી ધૂમ પણ નથી માટે તે જ અનુમાનમાં જલાશય એ વૈધર્મ્ય દૃષ્ટાન્ત કહેવાય. જ્ઞાત શબ્દના બીજા પણ અર્થો છે અને તેમાં બધામાં સામાન્ય અર્થ એટલો રહેલો છે જ કે જે સાધ્ય-પ્રત્યાયક હોય. જેમકે, આખ્યાન – કથા એ પણ જ્ઞાત કહેવાય. તેના બે ભેદ છે : સત્ય અને કલ્પિત. ઉપમાન પણ જ્ઞાત કહેવાય છે. ઉપપત્તિ પણ જ્ઞાત કહેવાય. જ્ઞાતના ઉપાધિભેદથી આ સૂત્રમા ચાર ભેદ બતાવ્યા છે. અહીં બતાવેલ જ્ઞાતનું વિવેચન દશવૈકાલિક નિર્યુક્તિમાં છે; ગા૦ ૫૨થી જુઓ.

**૮. અંતકૃદ્દશા અને અનુત્તરૌપપાતિક૦ :–**

અંતકૃદ્દશાના આઠ વર્ગ છે, તેમાંના પ્રથમ વર્ગનાં આ દશ અધ્યયનોના નામ છે, એમ ટીકાકાર જણાવે છે; અને ઉમેરે છે કે, 'અહીં જણાવેલ અંતકૃત્સાધુનાં નામો વર્તમાન અંતકૃદ્દશામાં મળતા નથી; પણ આ દશ મળે છે — ગૌતમ, સમુદ્ર, સાગર, ગંભીર, સ્તિમિત, અચલ, કાંપિલ્ય, અક્ષોભ્ય, પ્રસેનજિત, વિષ્ણુ. એટલે અમને જણાય છે કે આ કોઈ અન્ય વાચનાનુસારી વચન છે. વળી તે નામો જન્માન્તરના કેમ ન ન હોય એવી શંકા પણ ન કરવી; કારણ આ સૂત્રમા જન્માન્તર કહેવાનો પ્રસંગ જ નથી.'

વર્તમાન અનુત્તરૌપપાતિકમાં ત્રણ વર્ગો છે, તેમાં ત્રીજા વર્ગમા જે અધ્યયનો છે તેમાના કેટલાક નામો અહી જણાવેલ નામો સાથે મળે છે. એ ત્રીજા વર્ગના નામ નીચે પ્રમાણે છે — ધન્ય, સુનક્ષત્ર, ઋષિદાસ, પેલ્લક, રામપુત્ર, ચંદ્રમા, પ્રોષ્ઠક, પેઢાલપુત્ર, પોટ્ટિલ, વિહલ્લ. એટલે

અહીં પણ બીજી વાચના પ્રમાણે અધ્યયનવિભાગ છે એમ સમજવું; ઉપલબ્ધ વાચનાનુસારી નથી.

૯. નિહ્નવ:–

સૂત્રોક્ત અર્થાત્ આગમપ્રતિપાદિત તત્ત્વનો અભિનિવેશને કારણે અપલાપ કરવો, પરંપરાવિરુદ્ધ પોતાને અનુકૂલ અર્થ કરવો અને બીજા પક્ષને યેનકેન પ્રકારેણ ખોટો સિદ્ધ કરવો–એ નિહ્નવ છે. નિહ્નવ એ મિથ્યાદૃષ્ટિનો જ એક પ્રકાર છે. અભિનિવેશ વિના જો કોઈ પણ સૂત્રના અર્થમાં વિવાદ થાય, તો તે નિહ્નવ નથી ગણાતો. એટલે જ જિનભદ્ર અને સિદ્ધસેન જેવા આચાર્યોને કેવલજ્ઞાન અને દર્શન ભિન્નકાળે છે કે નહિ અને જુદાં છે કે એક જ છે એ વિષે મતભેદ હોવા છતાં તેમને નિહ્નવ ગણવામાં નથી આવ્યા. કારણ, તેમના એ મતભેદોના મૂળમાં સત્યગવેષણા માનવામાં આવી છે. ત્યારે જમાલિ આદિ જે નિહ્નવો પ્રસિદ્ધ છે, તેમને વિષે જૈન આચાર્યો એવું નથી માનતા; પણ એવો અભિપ્રાય આપે છે કે તેમણે ભગવાન મહાવીરનાં વચનોના અભિપ્રાયને જાણીજોઈને ઉથાપવાનો પ્રયત્ન કર્યો છે. અને એ જ તેમની નિહ્નવતાનું કારણ છે. બીજા મિથ્યાત્વીઓ અને નિહ્નવમાં તફાવત એ જ છે કે બીજા મિથ્યાત્વીઓ સમગ્ર જિનપ્રવચનને જ નથી માનતા અગર મિથ્યા માને છે; પણ નિહ્નવની બાબતમાં તેમ નથી; તેઓ તો તેની કોઈ એક બાબતમાં મિથ્યાભિનિવેશી હોય છે.

જૈન પરંપરા પ્રમાણે આવા નિહ્નવો ભગવાનમહાવીરના શાસનમાં જ ઉત્પન્ન થયા છે; બીજા કોઈ તીર્થંકરના શાસનમાં આવું નથી બન્યું.

આ નિહ્નવકારીઓ પણ જૈનલિંગ જ ધારણ કરી રાખતા હતા, એવો ઉલ્લેખ છે. આથી માનવાને કારણ મળે છે કે, વસ્તુતઃ જૈનપરંપરામાં તે તે વખતના નાના મોટા મતભેદોને કારણે જે કોઈ પ્રભાવશાળી વ્યક્તિ પોતાના અનુયાયીઓને સાથે મેળવીને મોટા સમૂહથી અલગ થઈ જતો, તેને નિહ્નવ કહેવાનો રિવાજ થઈ ગયો હતો. એટલે કે આ નિહ્નવોને જૈનપરંપરાના તે તે વખતના નાના મોટા સંપ્રદાયો જ ગણવા જોઈએ. આના પુરાવા તરીકે, જિનભદ્ર અગર બીજા કોઈ તેવા સમર્થ આચાર્યે દિગંબરને પણ પ્રાચીન નિહ્નવો સાથે ગણાવી દીધા અને નિહ્નવની સંખ્યા સાતમાંથી આઠની કરી–તે વસ્તુ મૂકી શકાય એમ છે.

નિહ્નવોનું વર્ણન આવશ્યક નિર્યુક્તિ(ગા૦૭૭૮થી)મા તથા ઉત્તરાધ્યયન નિર્યુક્તિ(ગા૦ ૧૬૪થી)માં તેના મૂળ રૂપમાં મળી આવે છે. એ વર્ણનનો

થોડો વિસ્તાર આવશ્યક સૂત્રના અગર તેની નિર્યુક્તિના મૂલભાષ્યમાં થયેલો જણાય છે. મૂળ નિર્યુક્તિમાં તો એ નિહ્નવોની સંખ્યા સાત જ વર્ણવેલી છે, એમાં તો સંદેહને સ્થાન જ નથી. ઉપર્યુક્ત સ્થળો વાંચવાથી કોઈ પણ એ નિર્ણય પર આવી શકે તેમ છે. પણ મૂલભાષ્યકારે એ નિહ્નવોની સંખ્યામાં બોટિક – દિગંબરનો ઉમેરો કરી સાતમાંથી આઠ કરી છે; અને નિર્યુક્તિની ગાથાઓનો થોડો ખુલાસો પણ કર્યો છે. જિનભદ્રે તો નિર્યુક્તિ અને એ મૂલભાષ્ય ઉપર પોતાનું ભાષ્ય કર્યું છે, અને પ્રત્યેક નિહ્નવનો શાસ્ત્રાર્થ પણ રચી કાઢ્યો છે, અને તેમની કથાને પણ સંગ્રહી લીધી છે. આવશ્યક-ચૂર્ણીકારે એ બધી વસ્તુ પર પોતાની ચૂર્ણીનું મંડાણ કર્યું હોવાથી તેમા વળી તેથી પણ વિસ્તૃત ચર્ચા હોય તે સ્વાભાવિક છે.

સ્થાનાંગ સૂત્રમાં એ આઠમાંથી સાત જ નોંધાયલા છે. અત્યારે એ કહેવું કઠણ છે કે સ્થાનાંગની સંકલના પર નિર્યુક્તિની અસર છે કે નહિ. પણ એટલું તો ચોક્કસ છે જ કે સ્થાનાંગમાં તેમના વિષે જે માહિતી છે તેથી નિર્યુક્તિમાં વધારે જ માહિતી છે. છતાં સ્થાનાગનું આ સૂત્ર એટલું પુરવાર કરી શકે જ છે કે અંગસૂત્રોમાં પણ કાળે કાળે સુધારા-વધારા થતા રહ્યા છે. અને એનું પરિણામ એ આવ્યું કે, તેમા ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૫૪૪ વર્ષે થયેલ સાતમા નિહ્નવની પણ હકીકતનો સમાવેશ થઈ ગયો છે.

વીરનિર્વાણ પછી ૬૦૯ વર્ષે થનાર અંતિમ આઠમા નિહ્નવનો આમાં સમાવેશ નથી કરવામાં આવ્યો એ ઉપરથી જણાય છે કે, મૂલભાષ્યકારના સમયમાં શ્વેતાબર દિગંબરના વિરોધે જે રૂપ લીધુ હતું તે વાલભીવાચના જે વીરનિર્વાણ સંવત ૯૮૦ અથવા ૯૯૩માં થઈ છે, તે વખતે ન હતું.

૧૦. બહુરત :–

બહુરત મતનો પ્રરૂપક ક્ષત્રિયકુમાર જમાલિ હતો. સંસારથી વૈરાગ્ય ઉપજ્યો એટલે તેણે ભગવાન મહાવીર પાસે ૫૦૦ પુરુષો સાથે દીક્ષા લીધી અને તે ૫૦૦ જણાનો આચાર્ય થયો. શ્રાવસ્તીના તેન્દુક ચૈત્યમાં રહેતો હતો તે વખતે તેને કોઈ કારણે રોગ થઈ આવ્યો. એટલે તેણે એક શિષ્યને પથારી પાથરવા કહ્યુ. થોડી વારે તેણે તે શિષ્યને પૂછ્યું 'પથારી થઈ ગઈ ?' પેલાએ પાથરતા પાથરતા જ જવાબ આપ્યો

—'થઈ ગઈ છે.' એટલે તે સૂઈ જવા માટે ઊભો થયો. પણ જઈ જુએ છે તો પથારી હજી પથરાતી જ હતી. એ જ વખતે તેને વિચાર આવ્યો કે, ભગવાન જે એમ કહે છે કે, 'કરાતું તે કરાયેલું સમજો' (क्रियमाणं कृतम्) એ તો ખોટું છે. જો ખરેખર એમ હોય તો આ પથરાતી પથારીમાં હું સૂઈ શકત; પણ સૂઈ તો શકતો નથી. મારે હજી પાથરવાની ક્રિયા પૂરી થઈ રહે ત્યાં સુધી રાહ જોવી પડશે અને ત્યાર પછી જ 'પથરાઈ' એમ માની હું સૂઈ શકીશ. માટે ભગવાને 'કરાતું, તે કરાયેલું સમજો' એવો જે સિદ્ધાન્ત પ્રતિપાદિત કર્યો છે. તે ખોટો છે. બીજા શિષ્યોએ તેને ભગવાનના સિદ્ધાન્તનું રહસ્ય સમજાવવા પ્રયત્ન કર્યો, પણ તે સમજ્યો નહિ, અને તેણે પોતાની વાત પકડી રાખી. પછી તે પોતાના વિરોધી સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવા લાગ્યો. આ મત બહુરત એટલા માટે કહેવાય છે કે, કોઈ પણ ક્રિયા એક સમયમાં નહિ પણ બહુ સમયથી સાધ્ય છે. એમ તે માને છે; એટલે બહુમાં રત – આસક્તિ ધરાવનાર હોવાથી તે બહુરત કહેવાય છે. આ ઘટના ભગવાન મહાવીરને કેવળજ્ઞાન થયા પછી ૧૪ વર્ષે શ્રાવસ્તીમાં બની.

ભગવતી સૂત્રમાં જમાલિની કથા અત્યંત વિસ્તારથી આપવામાં આવી છે. તેમાં તેની ભગવાન મહાવીર સાથેની સગાઈનો કાંઈ પણ ઉલ્લેખ નથી. તેને આઠ રાણીઓ હતી એમ જણાવ્યું છે, પણ તેમાની એક ભગવાન મહાવીરની પુત્રી પ્રિયદર્શના હતી કે નહિ, તે વિષે સૂત્રમાં કાંઈ કહ્યું નથી. તે માત્ર ક્ષત્રિયકુમાર હતો એ જણાવ્યું છે; પણ તે ભગવાન મહાવીરની બેન સુદર્શનાનો પુત્ર હતો તે વિષે સૂત્રમાં કશું કહેવામાં આવ્યું નથી: તેણે ૫૦૦ પુરુષો સાથે દીક્ષા લીધી એમ તો સ્પષ્ટ ઉલ્લેખ છે; પણ તેની પત્ની પ્રિયદર્શનાએ પણ દીક્ષા લીધી હતી એમ ત્યા જણાવ્યુ નથી.—આથી ઊલટું, નિર્યુક્તિના મૂલભાષ્યમાં એક ગાથા (નં૦ ૧૨૫) છે, જેમાં સુદર્શનાનું નામ આવે છે પણ ત્યાં પણ તે કોણ હતી એ જણાવ્યું નથી. એટલું જ નહિ પણ તે સુદર્શના—એ તે ભગવાન મહાવીરની બહેન કે તેમની પુત્રી – એ વિષે પણ એ ગાથાના ટીકાકારે મતભેદ ટાંકયો છે.

પણ પછીની ચૂર્ણીગત કથાઓમાં તો સ્પષ્ટપણે કહી દીધુ છે કે, જમાલિ એ ભગવાન મહાવીરની મોટી બહેન સુદર્શનાનો પુત્ર અને તેમની અનવદ્યાગી પુત્રી પ્રિયદર્શનાનો પતિ હતો. એટલે કે ભાણેજ પણ હતો અને જમાઈ પણ હતો. અચાનક આ બેવડો સંબંધ કેવી રીતે ગોઠવાઈ ગયો તે શોધનો વિષય છે.

સ્થાનાંગસૂત્ર — (સૂત્ર ૪૭૧) માં પાંચ તીર્થંકરોને કુમારપ્રવ્રજિત કહ્યા છે, જેમા એક ભગવાન મહાવીર પણ છે. અને સમવાયાંગમાં ૧૯ તીર્થંકરે ગૃહસ્થવાસ ભોગવી દીક્ષા લીધી તેમ સ્પષ્ટ કહ્યું છે (સૂત્ર ૧૯), પણ નામ જણાવ્યાં નથી. આ બન્ને સૂત્રને સાથે રાખીને અર્થ કરીએ તો કહેવું પડે કે, ભગવાન મહાવીરે વિવાહ કર્યો ન હતો, એમ આ સૂત્રોમા સ્પષ્ટપણે પરંપરા સચવાઈ રહી છે, ભગવાન મહાવીરના વિવાહની વાત સર્વ પ્રથમ કલ્પસૂત્રમાં જ જોવા મળે છે; અને એથી એ તેમની વિવાહવિષયક બીજી પરંપરાની સૂચના આપે છે, એમ માનવું જોઈએ. એટલે ભગવતીનું જમાલિ અધ્યયન, સ્થાનાંગ, સમવાયાંગ એ બધુ તેમના વિવાહના નિષેધની પરંપરામાં મૂકવું જોઈએ. અને કલ્પસૂત્ર, આવશ્યક નિર્યુક્તિ તથા મૂલ-ભાષ્યથી માંડીને ચૂર્ણી સુધીના તેમના વિવાહના ઉલ્લેખો સ્પષ્ટપણે બીજી પરંપરામાં મૂકવા જોઈએ. ભગવાન મહાવીરનો વિવાહ થયો હતો તેમ અત્યારે શ્વેતાંબર પરંપરામાં માન્યતા રૂઢ થઈ છે; ત્યારે દિગંબરોને ત્યાં તો તે અવિવાહિત હોવાની વાત રૂઢ છે.

આ જમાલિની કથા સાથે ભગવાન બુદ્ધના જ કુટુંબી દેવદત્તની કથા, જેણે બુદ્ધસંઘમાં ભાગલા પાડ્યા — તે સરખાવવા જેવી છે.–વિનય૦ પૃ૦ ૪૭૭.

**૧૧. જીવપ્રાદેશિક નિહ્નવ :–**

જીવપ્રાદેશિક મતનો પ્રરૂપક વસુ નામના ચૌદપૂર્વી આચાર્યનો શિષ્ય તિષ્યગુપ્ત હતો. તે જ્યારે રાજગૃહમા[1] હતો ત્યારે આત્મપ્રવાદ નામના પૂર્વના "'હે ભગવાન જીવનો એક પ્રદેશ જીવ કહેવાય?' 'ના, એમ નથી; તેવી જ રીતે બે, ત્રણ, સંખ્યાત કે અસંખ્યાત તો શું પણ જીવના જે અસંખ્યાત પ્રદેશો છે તેમાંથી એક પ્રદેશ પણ ઓછો હોય ત્યા સુધી તેને જીવ ન કહેવાય; કારણ લોકાકાશના પ્રદેશ જેટલા જ પ્રદેશયુક્ત સંપૂર્ણ પ્રતિપૂર્ણ પ્રદેશો હોય ત્યારે જ જીવ કહેવાય છે.'" આ ગૌતમ અને ભગવાન મહાવીરના સંવાદ ઉપરથી તેને એક નવો જ તર્ક ઊપજ્યો. તેણે પોતાના ગુરુને કહ્યું, 'જો એમ જ છે તો/પછી જે એક પ્રદેશ વિના તે જીવ નથી કહેવાતો અને જે એક પ્રદેશથી તે જીવ કહેવાય છે, તે ચરમ પ્રદેશને જ જીવ કાં ન માનવો? બીજા તે સિવાયના પ્રદેશો તો તેના વિના અજીવ જ

૧. મૂળમાં ઋષભપુરં છે; પણ ટીકાકારે રાજગૃહ લખ્યુ છે, તે મૂલભાષ્ય ગા૦ ૧૬૮ને અનુસરીને સમજવું.

છે — તેનાથી જ તે બધા જીવત્વને પામે છે.' ગુરુએ તેને ઘણું સમજાવવા પ્રયત્ન કર્યો પણ તેણે તો પોતાનો મત જ પકડી રાખ્યો. અને એ જ પ્રમાણે તે બીજાને સમજાવવા લાગ્યો. એટલે ગુરુએ તેને સંઘથી બહિષ્કૃત કર્યો. જીવના પ્રદેશને જીવરૂપ માનતો હોવાથી તે જીવપ્રાદેશિક કહેવાય છે.

એક વખત અમલકલ્પા નામની નગરીમાં મિત્રશ્રી નામના શ્રમણોપાસકે અનેકવિધ દ્રવ્યોના થોડા થોડા અંશને તિષ્યગુપ્તના પાત્રમાં આપ્યા અને પછી તેમના પગમાં પડી કહેવા લાગ્યો, 'હું આજે ધન્ય થયો છું કે મેં આપ જેવા સાધુને આટલા બધાં દ્રવ્યો આપ્યાં'. આ સાંભળી તે બોલ્યો, 'તમે તો આમ કરી મારુ અપમાન કર્યું છે!' — એટલે મિત્રશ્રીએ તુરત જવાબ આપ્યો — 'માફ કરો, મેં આપને આપના સિદ્ધાન્ત પ્રમાણે દાન દીધુ છે. ભગવાન મહાવીરના સિદ્ધાન્ત પ્રમાણે નહિં.' — આ સાંભળી તિષ્યગુપ્તને પોતાના ખોટા સિદ્ધાન્તનું ભાન થયુ અને તેણે પોતાના મિથ્યાભિનિવેશની આલોચના કરી દોષશુદ્ધિ કરી.

ભગવાન મહાવીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી ૧૬મે વર્ષે આ નિહ્નવની ઘટના બની હતી.

**૧૨. અવ્યક્તિક નિહ્નવ :–**

અવ્યક્ત એટલે અસ્પષ્ટ — કોઈ પણ વસ્તુ વિષે ખાસ કરી સાધુના વિષે નિશ્ચયાત્મક જ્ઞાન થઈ શકતું નથી — એમ માનનાર તે અવ્યક્તિક. આ મતની ઉત્પત્તિ આવી રીતે બતાવવામા આવે છે:– આચાર્ય આષાઢ અચાનક રાતમાં મરીને દેવ થયા. તેમને પોતાના યોગવહન કરતા શિષ્યોની દયા આવી, એટલે તે પાછા પોતાના ખોળિયામાં આવીને રહ્યા અને પૂર્વવત્ શિષ્યોને તેમના આચારમાં પ્રવર્તાવ્યા. જ્યારે યોગસમાપ્તિ થઈ ત્યારે શિષ્યોને વંદીને તેમણે કહ્યું — 'હે ભદન્તો! મને ક્ષમા કરજો કે મેં તમારી પાસે અત્યાર સુધી વંદન કરાવ્યુ.'[1] પછી પોતાનું શરીર છોડી તે દેવલોકમા ચાલ્યા ગયા આ બનાવ પરથી તેમના શિષ્યોને ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો કે, 'અહો આટલી બધી વાર આપણે અસંયતને વંદન કર્યું.' છેવટે તેમને લાગ્યું કે ખરી વાત તો એમ છે કે, આપણે કોઈને વિષે નિશ્ચયપૂર્વક કહી જ ન શકીએ કે આ સાધુ છે કે દેવ — એટલે કોઈને નમન કરવું જ નહીં, કારણ જો નમન કરીએ અને તે વ્યક્તિ સાધુને બદલે દેવ હોય, તો અસંયત-નમનનું પાપ લાગે; અને વળી જો એમ કહીએ કે આ

---

૧. સાધુ અસંયતને વંદન ન કરી શકે. દેવ તો અસંયત જ હોય.

સાધુ નથી, તો પણ કદાચ સાધુ જ હોય તો મૃષાવાદ કહેવાય; માટે સાધુતાનો નિશ્ચય થઈ શકે જ નહિ. બીજા સ્થવિરોએ તેમને સમજાવ્યું કે જેમ દેવના વચન પર વિશ્વાસ મૂકી તમે તેને દેવ માન્યો અને સાધુ ન માન્યો, તેમ બીજે ઠેકાણે પણ કોઈના વચન પર વિશ્વાસ મૂકી પછી સાધુતા-અસાધુતાનો નિશ્ચય થઈ શકે છે. પણ તેઓ તો માન્યા જ નહિ, અને સંઘબહિષ્કૃત થઈ અવ્યક્તમતનો પ્રચાર કરવા લાગ્યા. એક વખત રાજગૃહમાં બલંભદ્ર રાજાએ 'તેમને મારી નાખો' એવો આદેશ કર્યો; એટલે તેમણે રાજાને કહ્યું કે અમે તો યતિઓ છીએ; તું શ્રાવક થઈને અમને કેમ મરાવી શકે? એટલે રાજાએ કહ્યું—'વાત તો બરાબર છે; પણ હું જાણું કેવી રીતે કે તમે ચોર છો કે યતિ?' આ સાંભળી તેમનો પોતાના સિદ્ધાન્ત વિષેનો ભ્રમ દૂર થયો. આ મતનો ધર્માચાર્ય આષાઢને બતાવ્યો છે, તે તેના પ્રરૂપક તરીકે નહીં, પણ તેમાં તે નિમિત્ત બન્યો માટે.

આ ઘટના ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૨૧૪ વર્ષે બની છે.

### ૧૩. સામુચ્છેદિક નિહ્નવ :–

જન્મ પછી તરત અત્યંત નાશ તે સમુચ્છેદ; આવા સમુચ્છેદને માને તે સામુચ્છેદિક કહેવાય. અર્થાત્ વસ્તુને ક્ષણક્ષયી માનનાર. આ મતની ઉત્પત્તિ આવી રીતે બતાવવામાં આવી છે:– મહાગિરિનો પ્રશિષ્ય અને કોણ્ડિન્યનો શિષ્ય અશ્વમિત્ર અનુપ્રવાદ પૂર્વનો અભ્યાસ કરતો હતો. તેમાં "વર્તમાન સમયના નારકો વિચ્છિન્ન થઈ જશે યાવત્ વર્તમાન સમયના વૈમાનિકો વિચ્છિન્ન થઈ જશે, એવી જ રીતે દ્વિતીયાદિ સમયના નારકો યાવત્ વૈમાનિકો વિચ્છિન્ન થઈ જશે" એવો આલાપક આવ્યો. તે સાંભળતાં જ તેને થયું કે જો આમ ઉત્પન્ન થતાં વેંત જ જીવ નષ્ટ થઈ જતો હોય, તો પછી, તે કર્મનું વેદન ક્યારે કરે? જીવને કર્મફળ વેદવાનો અવસર જ નથી આવતો. જ્યારે ગુરુએ તેનો આ વિચાર જાણ્યો ત્યારે તેને કહ્યું કે, અહીં જે વિચ્છેદની વાત કહેવામાં આવી છે તે નયાશ્રિત છે. પર્યાયરૂપે નારકાદિ નષ્ટ થવા છતાં દ્રવ્યરૂપે તો વિદ્યમાન રહેવાના જ; અને તેથી પોતાના કર્મનું સુખદુઃખરૂપ કષ્ટ અવશ્ય ભોગવવાના જ. એટલે આત્યંતિક નાશમાં આ સૂત્રનું તાત્પર્ય નથી.—આમ સમજાવવા છતાં તેણે એકાંત સમુચ્છેદનું જ સમર્થન કરવા માંડ્યું. એટલે ગુરુએ તેને સંઘબહિષ્કૃત કર્યો.

એક વખત તે વિહાર કરતા કરતા કાંપિલ્યમાં આવી પહોંચ્યો. ત્યાં શ્રાવકોએ તેને મારવા માંડ્યો. એટલે તેણે કહ્યું—'મેં તો જાણ્યું છે

કે તમે તો શ્રાવકો છો; તો પછી સાધુને કેમ મારો છો?' એટલે શ્રાવકોએ કહ્યું કે, તમારા જ મત પ્રમાણે જેણે દીક્ષા લીધી હતી તે અશ્વમિત્ર અને જેઓ શ્રાવક બનેલા તે—એ સૌ તો ક્યારના નષ્ટ થઈ ચૂક્યા; તમે અને અમે અત્યારે અન્ય જ છીએ. આ સાંભળી તેને પોતાના સિદ્ધાંતમાં રહેલી ભ્રાંતિ સમજાઈ અને તે ફરી સમ્યક્ત્વી થયો.

આ ઘટના ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૨૨૦ વર્ષે બની છે.

### ૧૪. દ્વૈક્રિય નિહ્નવ :—

એક જ સમયમાં બે ક્રિયાનો અનુભવ થઈ શકે છે એવું માનનારા દ્વૈક્રિય કહેવાય છે. આ મતની ઉત્પત્તિ આમ બતાવવામાં આવે છે —

આર્ય મહાગિરિનો પ્રશિષ્ય અને ધનગુપ્તનો શિષ્ય ગંગ એક વખત ઉલ્લુકાતીર નામના નગરથી પોતાના આચાર્યને વંદન કરવા માટે શરદ ઋતુમાં નીકળ્યો. વચ્ચે ઉલ્લુકા નદીમાં ચાલતાં માથાની તાલ પર સૂર્યના કિરણથી થતી ગરમી અને નીચે પગમાં પાણીથી થતી શીતળતાનો અનુભવ કરતાં કરતાં તેને, વિચાર થયો—'સૂત્રમાં તો કહ્યુ છે કે એક જ જાતની વેદના એક સમયમાં થાય છે—પછી તે શીત હો કે ઉષ્ણ. પણ એ તો પ્રત્યક્ષવિરુદ્ધ છે; કારણ હું શીત અને ઉષ્ણ બન્ને પ્રકારની વેદના એક જ સમયમાં વેદું છું.' આ વિચાર તેણે પોતાના ગુરુને જણાવ્યો. ગુરુએ કહ્યુ—'વાત એમ છે કે સમય અને મન એટલાં સૂક્ષ્મ છે કે તમે ભેદ નથી કરી શકતા. ખરી રીતે વેદનાનો અનુભવ ક્રમશઃ જ થતો હોય છે.' પણ ગંગને ગુરુની આ વાત રુચી નહિ, તેથી અંતે ગુરુએ તેને બહિષ્કૃત કર્યો.

એક વખત રાજગૃહમાં મણિનાગ નામના નાગના ચૈત્યમાં એ પોતાનો સિદ્ધાંત સમજાવતો હતો; તેવામાં એ નાગે આવીને કહ્યુ—"હે દુષ્ટ, તું શું સમજે છે? ભગવાન મહાવીરે અહીં જ 'એક સમયમાં બે ક્રિયાનું વેદન નથી થતું' એ સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું હતું; અને તુ અહી જ એનું ઉત્થાપન કરવા બેઠો છું? શું તું ભગવાનથી પણ હોશિયાર છે? છોડી દે તારા આ વાદને નહિતર હમણાં મારી નાખુ છુ." આ સાંભળી ગંગ ભયભીત થઈ ગયો અને પોતાની વાતને જતી કરી પ્રાયશ્ચિત્ત કર્યું.

આ ઘટના ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૨૨૮ વર્ષે બની છે.

૧૫. ત્રૈરાશિક નિહ્નવ :–

જીવ, અજીવ અને નોજીવ એવી ત્રણ રાશિને માનનારા તે ત્રૈરાશિક. આ મતની ઉત્પત્તિ આમ બતાવવામાં આવી છે :– દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય આ છ પદાર્થોની પ્રરૂપણા કરનારો, અને ગોત્રથી કૌશિક–ઉલૂક હોવાથી ષડુલૂક કહેવાતો પણ જેનું ખરુ નામ રોહગુપ્ત હતું એ આ મતનો પ્રરૂપક મનાય છે. એક વખત એ અંતરંજીકા નામની નગરીમાં ભૂતગુહા નામના વ્યંતરાયતનમા રહેતા પોતાના ગુરુ શ્રીગુપ્તને વંદવા બીજા ગામથી આવતો હતો. રસ્તામાં તેણે પ્રવાદીઓને જીતી લીધા અને આ બધી વાત પોતાના ગુરુને કરી. વળી પાછો માયૂરી આદિ વિદ્યાઓને લઈ તે ગામના રાજા બલશ્રીની સામે પોટ્ટશાલ નામના પરિવ્રાજકની સાથે વાદમાં ઊતર્યો. પોટ્ટશાલે જીવ અને અજીવ એવી બે રાશિની સ્થાપના કરી, ત્યારે તેની પ્રતિભાને ગોથું ખવરાવવા પોતે એક ત્રીજા નોજીવ રાશિની પણ સ્થાપના કરી અને તે પરિવ્રાજકની બીજી વિદ્યાઓને પોતાની માયૂરી આદિ વિદ્યાથી પરાજય આપ્યો. આમ કરી તે પોટ્ટશાલને જીતી પોતાના ગુરુની પાસે આવ્યો અને વાદની બધી હકીકત તેમને કરી. એટલે ગુરુએ આદેશ દીધો કે પાછો જા અને રાજસભામા જઈ એટલું કહે — "રાશિત્રયનો સિદ્ધાંત એ સિદ્ધાત નહિ પણ અપસિદ્ધાંત છે; પણ માત્ર વાદીના પરાભવ માટે જ મે એ રાશિત્રયના સિદ્ધાંતની મારા બુદ્ધિબળે સ્થાપના કરી છે." પણ એ તો અભિમાનમાં આવી ગયો, અને તેણે ગુરુને કહ્યું, કે એ અપસિદ્ધાત નહિ પણ સાચો સિદ્ધાંત છે; જીવો તો પ્રસિદ્ધ છે સંસારી આદિ, અજીવ પણ ઘટાદિ પ્રસિદ્ધ છે, અને નોજીવની સિદ્ધિ હું દૃષ્ટાન્તથી કરું છે. જેમ દંડના આદિ, મધ્ય અને અંત એમ ત્રણ ભાગ છે, તેમ સર્વ ભાવોના પણ જીવ, અજીવ અને નોજીવ એવા ત્રણ રાશિ છે. ગુરુએ ઘણું સમજાવ્યો પણ એ માન્યો જ નહિ. એટલે ગુરુ રાજસભામાં તેને લઈને ગયા અને રાજાની સમક્ષ કુત્રિકાપણમાથી[1] તેમણે જીવની યાચના કરી એટલે જીવ મળ્યો; અજીવની યાચના કરી એટલે અજીવ મળ્યો; પણ નોજીવની યાચના કર્યાં છતાં કશું મળ્યુ નહિ. એટલે સભા સમક્ષ રોહગુપ્તનો પરાજય જાહેર થયો. એણે જ વૈશેષિક સૂત્રો રચ્યા છે. આ ઘટના વીરનિર્વાણ ૫૪૪ની છે.

---

૧ જ્યા બધું મળે તેવી દુકાન.

**૧૬. અબદ્ધિક નિહ્નવ :—**

જીવ અને કર્મનો બંધ નહિ, પણ સ્પર્શ માત્ર થાય છે એવું માનનારા આ મતની ઉત્પત્તિ આમ બતાવી છે:—દશપુર નગરમાં જ્યારે આર્યરક્ષિતનું મૃત્યુ થયું અને આચાર્ય શ્રી દુર્બલિકા પુષ્પમિત્ર ગણનું પરિપાલન કરતા હતા, તે વખતે તે ગણમાં ગોષ્ઠામાહિલ નામનો એક સાધુ પણ હતો. એક વખત આચાર્ય વિન્ધ્ય નામના સાધુને કર્મપ્રવાદ નામના પૂર્વનો કર્મબન્ધાધિકાર ભણાવતા હતા. તેમાં એવી વાત આવી કે કોઈ કર્મ માત્ર જીવને સ્પર્શ જ કરી ખરી પડે છે; તેની સ્થિતિ વધારે કાળની નથી હોતી; જેમ કોઈ સૂકી ભીંત પર કોરી ભૂકી ભભરાવીએ ને તુરત ખરી જાય તેમ; કોઈ કર્મ બંધાય છે અને સ્પર્શ પણ પામે છે ને તત્કાલ નહિ પણ કાલાન્તરે ખરી જાય છે—ભીની ગારવાળી ભીતમાં જેમ ચૂનાનું પાણી; કોઈ કર્મ બદ્ધ હોય છે, સ્પૃષ્ટ હોય છે અને નિકાચિત હોય છે તે જીવની સાથે એકત્વને પામી જઈ કાલાન્તરમાં વેદાય છે; જેમ લોઢાના સળિયા ગરમ કરી ટીપવામાં આવે તો એકરૂપ થાય તેમ. આ સાંભળીને તુરત ગોષ્ઠામાહિલ બોલ્યો—"જો એમ જ હોય તો પછી જીવ અને કર્મ કદી જુદાં ન પડવાં જોઈએ, કારણ તેઓ એકરૂપ થઈ ગયેલાં હોય છે. અને જો આમ થાય તો કર્મબંધવાળાનો કદી મોક્ષ થવો ન જોઈએ. એટલે ખરી રીતે જીવ અને કર્મનો બંધ જ ન માનવો જોઈએ; પણ જીવ અને કર્મનો માત્ર સ્પર્શ જ માનવો જોઈએ." આચાર્યે તેને સમજાવ્યો પણ તે સમજે જ નહિ, એટલે તેને સંઘબહાર કર્યો.

આ ઘટના ૫૮૪ વીરનિર્વાણમાં બની છે.

**૧૭. અક્રિયાવાદી :—**

પ્રસ્તુતમાં જૈનદૃષ્ટિને ન માનનારા તે અક્રિયાવાદી કહેવાય છે. પણ તેનો સામાન્ય અર્થ જે બૌદ્ધશાસ્ત્રમાં પણ પ્રસિદ્ધ છે તે એ છે કે જેને મતે પુણ્ય-પાપની તથા બંધ-મોક્ષની વ્યવસ્થા ન હોય તે અક્રિયાવાદી કહેવાય છે. નાસ્તિક એ શબ્દ પણ અક્રિયાવાદીને સૂચવે છે. ભગવાન બુદ્ધે અપેક્ષા-વિશેષથી પોતાને ક્રિયાવાદી તેમ જ અક્રિયાવાદી કહ્યા છે.—અંગુત્તર૦ ૨.૪.૩. વિશેષ વિવરણ માટે જુઓ સૂત્રકૃતાંગ ૧. ૧૨; ભગવતી શ૦ ૩૦, ઉ. ૧, પૃ૦ ૫૭૦.

(૧) **એકવાદી :** જેઓ અદ્વૈતને માને છે પછી તે બ્રહ્માદ્વૈત હોય કે આત્માદ્વૈત—તે એકવાદી કહેવાય છે. આગળ ઉપર તો આવા અદ્વૈતો

ઘણા થયા છે. જેમકે, શબ્દાદ્વૈત એ વૈયાકરણનો મત છે; વિજ્ઞાનાદ્વૈત તથા ચિત્તાદ્વૈત એ બૌદ્ધમત છે. આ અક્રિયાવાદ એટલા માટે છે કે આત્માદિ સિવાય પણ જડ વગેરે બીજી વસ્તુઓ જે પ્રત્યક્ષસિદ્ધ છે તેમનો તે નિષેધ કરે છે. જૈન મતે સકલ વસ્તુ સામાન્ય દૃષ્ટિએ એક છે અને વિશેષદૃષ્ટિએ અનેક છે.

(૨) **અનેકવાદી :** વસ્તુમાત્ર સામાન્યની અપેક્ષાએ એક છતાં માત્ર વિશેષની અપેક્ષાએ જેઓ તેને અનેક જ કહે છે, તે અનેકવાદી. આ મત બૌદ્ધોનો કહી શકાય, જે સકલ વસ્તુને પરસ્પર વિલક્ષણ જ માને છે અને એકતા માનતા જ નથી. દાર્શનિક સૂત્રકાળમાં વૈશેષિક નૈયાયિકાદિ પણ અનેકવાદી છે. છતાં તેમને અક્રિયાવાદી ન કહી શકાય.

(૩) **મિતવાદી :** જેઓ એમ માને છે કે જીવ અનન્ત નથી પણ પરિમિત છે; એટલે કોઈ સમય એવો આવશે જ્યારે સકલ જીવો મોક્ષે ગયા હશે અને આ સંસાર જીવશૂન્ય હશે. આ મિતવાદી કહેવાય. આ મત કોનો છે તે જાણમાં નથી. અથવા જેઓ જીવને અણુરૂપ માને છે તેઓ પણ મિતવાદી કહેવાય. આ મત વલ્લભાચાર્યસંમત વેદાન્તમાં પ્રસિદ્ધ છે. પણ તેનું મૂળ તો ઉપનિષદ જેટલું જ જૂનું છે.

(૪) **નિર્મિતવાદી :** જે લોકો આ જગતને ઈશ્વર, બ્રહ્મ કે અંડ ઇત્યાદિથી નિર્મિત થયેલું માને છે તે બધા નિર્મિતવાદી કહેવાય. આ મતો બહુ જૂના છે અને તેમનો ઉલ્લેખ સૂત્રકૃતાંગમાં આવે છે.

(૫) **સાતવાદી :** જેઓ એમ કહે છે કે જીવનમાં સુખ જ ભોગવીને આનંદ કરવો; આધ્યાત્મિક વસ્તુની પાછળ પડીને આ ભૌતિક જીવનને ફના ન કરવું, તે સાતવાદી કહેવાય. આ મત ચાર્વાકનો છે. પણ ટીકાકાર આ મતને બૌદ્ધ જણાવે છે અને કહે છે કે, જે લોકો એમ કહે છે કે તપસ્યા કરી શા માટે શરીરને કલેશ આપવો, મધ્યમ માર્ગે ચાલીને જ સાધના કરવી જોઈએ, એઓ સાતવાદી છે. પણ સ્વયં બુદ્ધની મધ્યમ-પ્રતિપદાને ધ્યાનમાં રાખીએ તો આ સાતવાદી તરીકે બૌદ્ધોને ન ગણાવી શકાય. કારણ તેમણે તો સ્પષ્ટ કહ્યું છે કે, એક તરફ આ ચાર્વાકો છે, જેમને ઇન્દ્રિયની લાલસા પૂરી કરવામાં અને ભૌતિક આનંદ પ્રાપ્ત કરવામાં જ મજા આવે છે; જેઓ આધ્યાત્મિક સાધના માટે પોતાના ઇન્દ્રિયોના કામભોગોને અંશરૂપે પણ જતા કરવા તૈયાર નથી. અને બીજી તરફ આ લોકો છે જેઓ શરીરની જરા પણ કિંમત ન સમજતાં માત્ર તેને ગળાવી નાખવા માટે વિવિધ તપસ્યાઓમાં જ રત છે. (જૈનોની કઠોર દિનચર્યાનું

વર્ણન ભગવાન બુદ્ધે કર્યું છે — જુઓ અંગુત્તર ૩. ૧૫૧.) પણ માર્ગ આ બન્નેની મધ્યમા છે. શરીરને એટલું બધું ન તપવવું જેથી ધ્યાનમાં બાધા આવે; તેમ શરીરના ભોગો પાછળ એટલા બધો ઘેલા ન થવું કે બીજું સૂઝે જ નહી. જુઓ વિનય૦ પૃ૦ ૮૦; અંગુત્તર૦ ૩. ૧૫૧. આ માર્ગને સાતવાદી તો ન જ કહી શકાય. પણ પાછળની બૌદ્ધસંઘની શિથિલતા જોઈને જ ટીકાકારે તેમને સાતવાદી કહ્યા હોય તો યોગ્ય જ છે.

(૬) **સમુચ્છેદવાદી :** જેઓ પ્રતિક્ષણ વસ્તુને નિરન્વય વિનાશવાળી માને છે તે બૌદ્ધો સમુચ્છેદવાદી કહેવાય છે.

(૭) **નિયતવાદી :** નિયતવાદી તરીકે ટીકાકાર નિત્યવાદીને ગણાવે છે અને સાખ્યનો એ મત છે એમ જણાવતા હોય તેવું લાગે છે. પણ આ મત આજીવકનો પ્રસિદ્ધ જ છે; એટલે નિયતનો અર્થ નિત્ય કરીને, જેઓ લોકને શાશ્વત માનતા હોય તેવા નિત્યવાદીનો આ મત છે તેમ કહેવું બરાબર લાગતું નથી.

(૮) **પરલોક નથી એમ કહેનારા :** આ મત ચાર્વાકનો છે તે પ્રસિદ્ધ જ છે.

**૧૮. નય :—**

જૈનશાસ્ત્રોમાંની પ્રત્યેક વસ્તુનો વિચાર નયથી કરવામાં આવે છે. એવો કોઈ શબ્દ કે અર્થ નથી જેનો વિચાર કરતી વખતે નયનો ઉપયોગ ન હોય. ખાસ કરી દૃષ્ટિવાદ નામના બારમા અંગમાં તો આ પદ્ધતિ રહી. પણ પછી શિષ્યોની મંદબુદ્ધિ ઇત્યાદિ કારણે સર્વ માટે નયવિચાર બંધ કરવામાં આવ્યો છે. પણ જો કોઈ યોગ્ય હોય તો નયવિચારણા કરવાની છૂટ પણ છે. ખાસ કરીને કાલિકશ્રુત અને દૃષ્ટિવાદના પ્રત્યેક પદના નયવિચારની પદ્ધતિ જૂના કાળમાં પ્રચલિત હતી; અને જ્યાં સુધી સમગ્ર શ્રુતને નવેસર દ્રવ્યાનુયોગ આદિ ચાર અનુયોગમાં વહેંચવામાં આવ્યું ન હતું ત્યાં સુધી તેમાં નયવિચારણા અવશ્ય કરવી જોઈએ એવી પદ્ધતિ રહી. પણ શિષ્યોની મંદબુદ્ધિ વગેરે કારણોને લઈને આર્યવજ્ર પછી આર્ય આર્યરક્ષિતે સમગ્ર શ્રુતને જુદા જુદા ચાર વિભાગ — દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ, ધર્મકથાનુયોગ — માં વહેંચી નાખ્યું. અને ત્યાર પછી પ્રત્યેક શબ્દ અને અર્થમાં નયવિચારણા કરવી જ જોઈએ એવો નિયમ નથી રહ્યો. પણ જ્યાં શ્રોતા અને વકતા યોગ્ય હોય ત્યાં પોતાની યોગ્યતા પ્રમાણે નયની વિચારણા કરે. અને જો બન્ને અયોગ્ય હોય તો માત્ર સૂત્ર અને

તેના અર્થથી કામ ચલાવે, નયવિચારણા ન કરે.—જુઓ—આવશ્યક નિર્યુક્તિ મ૦ ગા૦ ૭૬૦ થી. વિશેષાવશ્યક ગા૦ ૨૨૭૫થી.

પ્રસ્તુત સૂત્રમાં સાત મૂલનયો ગણાવ્યા છે. આવી રીતે સાત મૂલનયો ગણાવવાની પરંપરા અનુયોગદ્વારમાં (પૃ૦ ૨૬૪) અને તદનુસારી આવશ્યક નિર્યુક્તિ (ગા૦ ૭૫૪) વગેરે ગ્રન્થોમા પણ છે. પણ આચાર્ય ઉમાસ્વાતિ પાંચ મૂલનયો ગણાવે છે. તેમને મને અંતિમ ત્રણ નય શબ્દનયમાં સામાવિષ્ટ છે. તત્ત્વાર્થના દિગમ્બર સૂત્રપાઠ પ્રમાણે મૂલ સાત નયો જ મનાયા છે એ ધ્યાનમા રાખવું જોઈએ. અને તદનુસારી સકલ દિગંબર પરંપરામાં સાતને જ મૂલનયો માનવાની પરંપરા ચાલુ છે. આચાર્ય સિદ્ધસેન વળી એક ત્રીજી પરંપરા પાડે છે—તેમના મતે નૈગમ એ જુદો નથી પણ સંગ્રહ અને વ્યવહારમા સમાવિષ્ટ છે.

જૈન આગમોમાં જૂના કાળથી દ્રવ્યાર્થિક-પર્યાયાર્થિક, વ્યવહાર-નિશ્ચય, જ્ઞાન-ક્રિયા ઇત્યાદિ રૂપે નયવિભાગ કરવાની પરંપરા પણ રહી છે. અને તે તે નયોમા આ સાતેનો સમાવેશ કરવાની પરંપરા પણ પ્રાચીન જ છે.

સાપેક્ષ નયવિચાર તે સતનય છે. પણ બીજી દૃષ્ટિથી નિરપેક્ષ થઈને એકાંતથી વિચાર કરવો તે નયાભાસ છે. સકલ નયોનાં સમૂહરૂપ અનેકાંતવાદ છે. એ જ સ્યાદ્વાદ પણ કહેવાય છે. અહીં ગણાવેલા સાતે નયોના સ્વરૂપ વિષે જુઓ—તત્ત્વાર્થનું વિવેચન. ૧, ૩૪, ૩૫.

**૧૯. ઉદ્ગમ દોષો :—**

ઉદ્ગમ એટલે પિંડ-ભોજનની ઉત્પત્તિ. તત્સંબંધી આધાકર્મ વગેરે ૧૬ દોષો. આ દોષો શ્રાવકથી થાય છે, જેથી સાધુને આહાર અકલ્પ્ય બની જાય છે:—

૧. આધાકર્મ—સાધુ માટે રાંધવું—અગર કાંઈ સચિત્ત હોય તેને અચિત્ત કરવું તે.

૨. ઔદ્દેશિક—મુનિને આપવું છે એવા અભિપ્રાયથી તૈયાર ભોજનને સંસ્કાર આપે તે.

૩. પૂતિકર્મ—શુદ્ધ આહારમાં આધાકર્મ દોષયુક્ત આહાર ભેળવીને સાધુને આપવો-તેથી લાગનો દોષ. અથવા આધાકર્મી આહારથી ખરડાયેલી કડછીથી શુદ્ધ આહાર વહોરાવે તો પણ આ દોષ લાગે.

૩. નિમિત્ત—નિમિત્ત જોઈને-ભૂત, વર્તમાન અને ભવિષ્યનું ફળ કહીને ભિક્ષા લેવાથી લાગતો દોષ.

૪. આજીવ—પોતાની જાતિ, કુલ, ગચ્છ વગેરેની, તારીફ કરી ભિક્ષા લેવાથી લાગતો દોષ.

૫. વનીપક—ભિખારીની જેમ દીનપણું દાખવી ભિક્ષા લેવાથી લાગતો દોષ.

૬. ચિકિત્સા—ચિકિત્સા કરી ભિક્ષા લેવાથી લાગતો દોષ.

૭. ક્રોધ, ૮. માન, ૯. માયા, ૧૦. લોભ-આ ચારપૂર્વક ભિક્ષા લેવાથી લાગતા દોષો.

૧૧. પૂર્વપશ્ચાત્સંસ્તવ—પહેલાં અને પછી દાતાનાં વખાણ કરવાથી લાગતો દોષ.

૧૨. વિદ્યા—ભિક્ષા માટે વિદ્યાનો ઉપયોગ કરવાથી લાગતો દોષ.

૧૩. મન્ત્ર—મન્ત્રનો પ્રયોગ કરવાથી લાગતો દોષ.

૧૪. ચૂર્ણ—નેત્રાંજન આદિ લગાવી ભિક્ષા લેવાથી લાગતો દોષ.

૧૫. યોગ—પાદલેપ આદિ યોગનો ઉપયોગ કરી લેવાથી લાગતો દોષ.

૧૬. મૂલકર્મ—ભિક્ષા માટે ગર્ભનું સ્તંભન, રક્ષણ, પતન વગેરે કરવાથી-તથા રક્ષાબંધન કરવાથી લાગતો દોષ.

**૨૧. એષણાના દોષો:—**

એષણા-ગવેષણા-અન્વેષણા-ગ્રહણ-તત્સંબંધી દોષ. આ દોષો દાતા અને સાધુ બન્નેથી થાય છે. તે દશ છે:—

૧. શંકિત—આધાકર્માદિ દોષની ઉભય પક્ષે કે બેમાંથી કોઈને શંકા હોય છતાં લેવો-દેવો.

૨. મ્રક્ષિત—સચિત્ત પૃથ્વી આદિથી ખરડાયેલ આહાર અથવા જેની બાધા હોય એવા અચિત્ત આહારથી ખરડાયેલ આહાર લેતાં-દેતાં લાગતો દોષ.

૩. નિક્ષિપ્ત—સચિત્ત પર રાખેલ વસ્તુ દેતાં-લેતાં લાગતો દોષ.

૪. પિહિત—સચિત્તથી ઢાકેલ વસ્તુ દેતાં-લેતાં લાગતો દોષ.

૫. સંહૃત—આપવાના પાત્રમાં અકલ્પ્ય વસ્તુ હોય તેને બાજુએ સચિત્ત કે મિશ્ર પર મૂકી દેતાં-લેતાં લાગતો દોષ.

૬. દાયક—દાતા જો છ કાયનો વિરાધક હોય—અર્થાત્ દેતી વખતે ઉપયોગવાળો ન થઈ શકે તેવો હોય, ગર્ભિણી સ્ત્રી હોય, છોકરું તેડેલું હોય,

છોકરું ધાવતું હોય — આવા દાતા પાસેથી લેવાથી લાગતો દોષ. આવા દાતાએ દેવું પણ ન જોઈએ; તેથી દેનારને પણ આ દાયક દોષ લાગે.

૭. ઉન્મિશ્ર — સચિત્તથી મિશ્રિત અચિત્ત દેતાં-લેતાં લાગતો દોષ.

૮. અપરિણત — અપક્વ વસ્તુ દેતાં-લેતાં લાગતો દોષ.

૯. લિપ્ત — ન ખપે તેવી વસ્તુથી લેપાયલાં પાત્ર કે હાથથી લેતાં-દેતાં લાગતો દોષ.

૧૦. છર્દિત — ઊલટી કરેલા પુરુષથી લેતાં-દેતાં લાગતો દોષ.

### ૨૨. સર્વતોભદ્રા પ્રતિમા :—

સર્વતોભદ્રા પ્રતિમા એક બીજી રીતે પણ સ્વીકારવામાં આવે છે. તે બે પ્રકારની છે — ૧. ક્ષુદ્રિકા સર્વતોભદ્રા, ૨. મહતી સર્વતોભદ્રા.

(૧) ક્ષુદ્રિકામાં નીચે પ્રમાણે એક ઉપવાસથી માંડી પાંચ સુધીના કરવાના હોય છે. પારણાના દિવસો ૨૫ અને તપસ્યાના — ઉપવાસના ૭૫ એમ કુલ ૧૦૦ દિવસમાં એ પૂરી થાય છે:

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |

આ કોષ્ઠકનો નિયમ એવો છે કે પહેલી હારમાં ૧ થી પાંચ ક્રમશઃ માંડવા અને પછીની હારમાં તેનો વચલો અંક પ્રથમ માંડી યથાયોગ્ય માંડતા જવું. તે જ પ્રમાણે ત્રીજીમાં બીજીના વચલા અંકથી, ચોથીમાં ત્રીજીના વચલા અંકથી અને પાંચમીમાં ચોથીના વચલા અંકથી શરૂઆત કરવી.

કોષ્ઠકમાં અંક ઉપવાસના દિવસો સૂચવે છે. એ ઉપવાસ પૂરા થાય એટલે એક પારણાનો દિવસ અને ફરી તેના પછીનો અંક હોય તેટલા ઉપવાસ. જેમકે શરૂમાં એક ઉપવાસ — બીજે દિવસે પારણું અને પછી બે ઉપવાસ; પછી એક દિવસ પારણું અને પછી ત્રણ ઉપવાસ — એમ આગળ વધતાં જવું.

(૨) મહતી સર્વતોભદ્રા—ના ઉપવાસનો કોઠો નીચે પ્રમાણે છે. તેમાં એકથી માંડી સાત સુધી ઉપવાસ હોય છે. તેમાં ઉપવાસના દિવસો ૧૯૬ અને પારણાના દિવસો ૪૯ મળી—કુલ ૨૪૫ દિવસમા તે પૂરી થાય છે. કોઠાની રચનાની સમજ ક્ષુદ્રિકા પ્રમાણે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ |
| ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ |
| ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ |
| ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ |

## ૨૩. ભદ્રોત્તર પ્રતિમા:—

ભદ્રોત્તર પ્રતિમાના પણ બે ભેદ છે:—૧. ક્ષુલ્લિકા અને ૨. મહતી.

(૧) ક્ષુલ્લિકામાં પાંચથી માંડી નવ સુધીના ઉપવાસ હોય છે. ૧૭૫ દિવસના ઉપવાસ અને ૨૫ પારણાના દિવસો એમ સર્વ મળી ૨૦૦ દિવસમાં એ પૂરી થાય છે. તેનો કોઠો નીચે પ્રમાણે—

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૭ | ૮ | ૯ | ૫ | ૬ |
| ૯ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૫ |
| ૮ | ૯ | ૫ | ૬ | ૭ |

(૨) મહતી ભદ્રોત્તરમાં પાંચથી માંડી ૧૧ સુધી ઉપવાસ કરવાના હોય છે. ૩૯૨ દિવસના ઉપવાસ અને ૪૯ પારણાના દિવસો—સર્વ મળી ૪૪૧ દિવસમાં તે પૂરી થાય છે. તેનો કોઠો નીચે પ્રમાણે—

| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
|---|---|---|---|---|---|---|
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૫ | ૬ | ૭ |
| ૧૧ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૫ | ૬ |
| ૧૦ | ૧૧ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૫ |
| ૯ | ૧૦ | ૧૧ | ૫ | ૬ | ૭ | ૮ |

**૨૪. ભિક્ષુપ્રતિમા:—**

આ પ્રતિમા વિશિષ્ટ સંહનન અને શ્રુતધારી ભિક્ષુઓએ ધારણ કરવાની છે. પહેલી એક માસની, તેમાં આહાર અને પાણીની એકેક દત્તિ સ્વીકારે; બીજી બે માસની, તેમાં બબ્બે દત્તિ લે; એમ વધારતાં સાતમી પ્રતિમા સાત માસની, તેમા સાત દત્તિ લે. આઠમી પ્રતિમા સાત અહોરાત્ર સુધીની છે; તેમા એક ઉપવાસ કરવાનો, ગામની બહાર રહેવાનું, ઉત્તાનાદિ ગમે તે આસને રહી ઉપસર્ગ સહન કરવાના. નવમી પ્રતિમા આઠમી પ્રમાણે, પણ આસન ઊકડુ વગેરે જ હોય. દશમી પણ આઠમી પ્રમાણે પણ આસન વીરાસન અથવા અર્ધપર્યંકાસન હોય. અગીયારમી પ્રતિમામાં બે ઉપવાસ હોય છે એટલી જ વિશેષતા સમજવી. બારમી પ્રતિમામાં ત્રણ ઉપવાસ હોય છે અને ત્રીજા ઉપવાસની રાત્રે લાંબા હાથ, મળેલા પગ, સહેજ નમેલું શરીર અનિમેષ નયન—યુક્ત થઈ કાયોત્સર્ગ કરે.

**૨૫. પરવૈયાવૃત્યકર્મ પ્રતિમા :—**

બીજાની સેવા કરવાની પ્રતિજ્ઞારૂપ—આ ૯૧નો પ્રતિમારૂપે ઉલ્લેખ કયાંય જોવામાં નથી આવ્યો એમ ટીકાકાર જણાવે છે. અને કહે છે કે,

આ વિનય-વૈયાવૃત્યના ભેદો હોવાનો સંભવ ખરો. તે આ પ્રમાણે :—

દર્શનગુણાધિકને વિષે દશ પ્રકારનો વિનય : — ૧. સત્કાર, ૨. અભ્યુત્થાન ૩. સન્માન, ૪. આસનાભિગ્રહ, ૫. આસનાનુપ્રદાન, ૬. વંદન, ૭. અંજલિગ્રહ, ૮. આવતા હોય તો અનુગમન, ૯. ઊભા હોય તો પર્યુપાસના, ૧૦. જતા હોય તો અનુવ્રજન. —આ દશ શુશ્રૂષાવિનય કહેવાય છે.

સાઠ પ્રકારનો અનાશાતના વિનય છે. તે આ પ્રમાણે :— ૧. તીર્થંકર, ૨. ધર્મ, ૩. આચાર્ય, ૪. વાચક, ૫. સ્થવિર, ૬. કુલ, ૭. ગણ, ૮. સંઘ, ૯. સાંભોગિક, ૧૦. ક્રિયા, ૧૧. મતિજ્ઞાન, ૧૨, શ્રુતજ્ઞાન, ૧૩. અવધિજ્ઞાન, ૧૪. મનઃપર્યય, ૧૫. કેવળજ્ઞાન – આ પંદરમાંના પ્રત્યેકના – ૧. અનાશાતના, ૨. ભક્તિ, ૩. બહુમાન, ૪. વર્ણવાદ – આ ચાર કરવાથી [૧૫×૪] ૬૦ પ્રકારનો અનાશાતના વિનય કહેવાય છે.

ઔપચારિકવિનય સાત પ્રકારનો છે :– ૧. અભ્યાસાસન – નજીક બેસવું, ૨. છંદોનુવર્તન – ઇચ્છાનું અનુસરણ, ૩. કૃતપ્રતિકૃતિ – આચાર્યનું ભોજન વગેરે લાવીશ તો પ્રસન્ન થઈ મને ભણાવશે એવી બુદ્ધિથી આહારાદિ દાન કરવું તે, ૪. કારિત નિમિત્તકરણ – પોતાને એક જ પદ સમ્યક રીતે ભણાવ્યું હોય તો તેના તરફ વિનય રાખવો અને એમનું કામ કરી આપવું તે, ૫. દુઃખાર્તની ગવેષણા, ૬. દેશકાલજ્ઞતા, ૭. બધી બાબતમાં અનુમતિ.

વૈયાવૃત્યના અધિકારીભેદે દશ ભેદ છે, તે આ પ્રમાણે – ૧. આચાર્ય, ૨. ઉપાધ્યાય, ૩. સ્થવિર, ૪. તપસ્વી, ૫. ગ્લાન, ૬. શૈક્ષ, ૭. સાધર્મિક, ૮. કુલ, ૯. ગણ, ૧૦. સંઘ.

ઉપરના બધા મળી ૮૭ ભેદ થાય છે; પણ આચાર્યના પાંચ ભેદ છે — ૧. પ્રવ્રાજના, ૨. દિગ્, ૩. ઉદ્દેશ, ૪. સમુદ્દેશ, ૫. વાચના — થી. એટલે દશને બદલે વૈયાવૃત્યના ૧૪ ભેદ ગણીએ તો ૯૧ પ્રકારના વિનય – વૈયાવૃત્યની પ્રતિમા — થઈ જાય.

### ૨૬. પ્રતિમા ૯૨:—

આ ૯૨ની ગણતરી ટીકાકાર દશાશ્રુતસ્કંધની નિર્યુક્તિના આધારે આપે છે, તે આ પ્રમાણે:—

૬૭ પ્રકારની સમાધિપ્રતિમા તે આ પ્રમાણે:—સમાધિપ્રતિમાના મૂળભેદ બે — શ્રુતસમાધિ અને ચારિત્રસમાધિ. તેમાં શ્રુતસમાધિના ૬૨ ભેદ — તે આ પ્રમાણે:—આચારાંગ સૂત્રના પ્રથમ સ્કંધની પાંચ અને

બીજાની ૩૭, સ્થાનાંગની ૧૬, અને વ્યવહારસૂત્રની ૪—બધી મળી ૬૨ થઈ; અને સામાયિકાદિ પાંચ ચારિત્રની પાંચ સમાધિ—એમ ૬૭ સમાધિપ્રતિમા.

૨૩ પ્રકારની ઉપધાન પ્રતિમા—તે ૧૨ ભિક્ષુ અને ૧૧ શ્રાવકની મળી ૨૩ થઈ.

એક વિવેકપ્રતિમા. વિવેકપ્રતિમા ક્રોધાદિ ભેદે અનેક છતાં સામાન્ય દૃષ્ટિએ એક જ ગણી છે.

એક પ્રતિસંલીનતા. તે પણ ઇન્દ્રિયાદિના ભેદે અનેક છતાં સામાન્ય રીતે એક કહેવાય.

આમ કુલ ૯૨.

મૂળ પ્રતિમાના પાંચ ભેદોમાં પાંચમી એકલી વિહારપ્રતિમા પણ ગણાય છે; પણ તેનો અહીં ભિક્ષુપ્રતિમા—જે ઉપધાનાંતર્ગત છે—તેમાં સમાવેશ સમજવો.

## ૪
## જીવની સ્થિતિ
### ૧. સ્થિતિના ભેદો

§ સ્થિતિ બે પ્રકારની છે—

૧. કાયસ્થિતિ; [મરી-મરીને ફરી-ફરી તે જ કાય-નિકાયમાં જન્મ થાય તે પ્રકારની[1];]

૨. ભવસ્થિતિ [જન્મથી મરણપર્યંતની સ્થિતિ].

(૧) કાયસ્થિતિ[2] બેને છે—

---

૧. આ સ્થિતિ દેવ અને નારકને ન હોય; કારણ કે, દેવ મરીને ફરી દેવ થતો નથી, અને નારક મરીને ફરી નારક થતો નથી. એકની એક કાયસ્થિતિમાં સાત-આઠ ભવ થઈ શકે.

૨. આ સૂત્ર અયોગવ્યવચ્છેદપરક સમજવું. અર્થાત્ અહીં બતાવેલ બેમાં કાયસ્થિતિ પ્રાપ્ત થાય છે, પણ બીજા પૃથ્વીકાય આદિ વિકલેંદ્રિયમાં તેનો નિષેધ કરવાનું સૂત્રનું તાત્પર્ય નથી.

૧. મનુષ્ય; ૨. તિર્યંચ પંચેન્દ્રિય.

(૨) ભવસ્થિતિ[1] બેને છે—

૧. દેવ; ૨. નારક.

§ આયુ બે પ્રકારનું છે—

૧. અદ્ધાયુ [અર્થાત્ ભવ ચાલ્યો જાય છતાં જે ટકી રહે તેવું આયુ;[2]]

૨. ભવાયુ[3] [અર્થાત્ ભવ પૂરો થતાં પૂરું થઈ જતું]

(૧) અદ્ધાયુ બેને છે—

૧. મનુષ્ય; ૨. પંચેન્દ્રિય તિર્યંચ.

(૨) ભવાયુ બેને છે—

૧. દેવ; ૨. નારક.

§ બે[4] યથાયુનું પાલન કરે છે—

૧. દેવ; ૨. નારક.

---

૧. આ સૂત્ર પણ ઉપર જેવું જ સમજવું. બીજા મનુષ્ય વગેરેની ભવસ્થિતિનો નિષેધ કરવાનું અહીં તાત્પર્ય નથી. પછીના અદ્ધાયુ અને ભવાયુની બાબતમાં પણ તેમ જ સમજવું.

૨. જેમકે, એક મનુષ્યભવ પૂરો થાય ત્યાર પછી ફરી મનુષ્ય થવાનો હોય તો તેનું મનુષ્યાયુ પૂરું નથી થતું. આની સરખામણી કાયસ્થિતિ સાથે કરી શકાય.

૩. જેમકે, દેવભવમાં દેવાયુ ભોગવવાનું હોય, તે દેવભવ પૂરો થતાં પૂરું થઈ જાય. તે જીવ તરત ફરી દેવ થતો ન હોવાથી દેવાયુ ભવાન્તરમાં ચાલુ રહેતું નથી.

૪. અહીં માત્ર દેવનારકને જ ગણાવ્યા છે; કારણ કે આ બીજા સ્થાનનું સૂત્ર છે, એમ ટીકાકાર ખુલાસો કરે છે. બાકી તો એ બે સિવાયનાને પણ આવું આયુ-પાલન હોય છે. જેમકે, અસંખ્ય વર્ષાયુવાળા તિર્યંચ અને મનુષ્ય, ઉત્તમ પુરુષો અને ચરમશરીરી.

ક બેનું આયુ સોપક્રમ[1] છે—
૧. મનુષ્ય; ૨. તિર્યંચપંચેન્દ્રિય. [–સ્થા૦ ૮૫]

ક ત્રણ[2] યથાયુ ભોગવે—
અરિહન્ત, ચક્રવર્તી અને બળદેવ-વાસુદેવ.

ક ત્રણ મધ્યમ[3] આયુ ભોગવે છે—
અરિહંત, ચક્રવર્તી, અને બળદેવ-વાસુદેવ. [–સ્થા૦ ૧૪૩]

આયુ સાત કારણે તૂટે—
૧. અધ્યવસાય — રાગદ્વેષ અને ભયરૂપ – તેનાથી;
૨. નિમિત્ત — દંડ, શસ્ત્ર વગેરેથી;
૩. આહારથી;
૪. વેદના — આંખ વગેરેની પીડા – થી;
૫. પરાઘાત — કૂવામાં પડવાથી કે એવા કારણે થતા આઘાતથી;
૬. સ્પર્શ — સાપ, વીંછી વગેરેના ડંખથી;
૭. શ્વાસોચ્છ્વાસ — નો નિરોધ કરવામાં આવે તેથી. [–સ્થા૦ ૫૬૧]

---

૧. આયુષનો કાળ પૂરો થયા પહેલાં કોઈ ઉપક્રમ–અકસ્માત વગેરેથી થોડા સમયમાં ભોગવાઈ જાય તેવું અર્થાત્ નિયત અવધિ પહેલાં મૃત્યુ થઈ જાય તેવુ આયુષ્ય.

૨. અહીં બતાવેલા ત્રણ સિવાયના નારક અને દેવનો વ્યવચ્છેદ ન સમજવો.

૩. મધ્યમ આયુ એટલા માટે કે તેમને ઘડપણ નથી.

સો વર્ષના[1] આયુવાળા પુરુષની દશ દશા[2] છે —

૧. બાલ — [ આ અવસ્થામાં સુખદુ:ખનું જીવને બહુ ભાન હોતું નથી ];

૨. ક્રીડા — [ આમાં માત્ર ક્રીડાપ્રધાન જીવન હોય છે — કામભોગમાં તીવ્રાભિલાષ હોતો નથી ];

૩. મન્દા — [ આમાં ભોગોપાર્જનમાં અસમર્થ પણ ભોગ ભોગવવામાં સમર્થ હોય છે ];

૪. બલા — [ આમાં ઉપદ્રવ ન હોય તો પોતાનું સામર્થ્ય બતાવે છે ];

૫. પ્રજ્ઞા — [ આમાં ઇપ્સિતાર્થની પ્રાપ્તિના ઉપાયનું ચિંતન અને કુટુંબની અભિવૃદ્ધિનુ ચિંતન હોય છે ];

૬. હાયની — [ આમાં કામભોગથી વિરક્ત થાય છે અને ઇન્દ્રિયો ક્ષીણ થાય છે ];

૭. પ્રપંચા — [ આ દશામાં ખાંસી અને શ્લેષ્મનો પ્રપંચ વધે છે ];

૮. પ્રાગ્ભારા — [ અમાં વાંકો વળી જાય છે ];

૯. મુહ્મુખી — [ આમાં જીવન પણ અકારું થઈ જાય છે — મરણને ઇચ્છે છે ];

૧૦. શાયની — [ આમાં છેક પથારીવશ થઈ જાય છે ].

[ – સ્થા૦ ૭૭૨ ]

૧. સો વર્ષ ઉપચારથી સમજવાં જોઈએ. કારણ, પૂર્વકોટિવર્ષાયુ પુરુષને પણ આ બધી દશાઓ તો હોય જ છે; તે તેને તેના આયુના પ્રમાણમાં હોય.

૨. દશ વર્ષનો કાલ તે દશા.

## ૨. સર્વ જીવોની સ્થિતિ

દં૦ ૧  ગૌ૦ — નારકોની સ્થિતિ કેટલી ?

ભ૦ — જઘન્ય દશ હજાર વર્ષ અને ઉત્કૃષ્ટ ૩૩ સાગર.

ગૌ૦ — અપર્યાપ્ત નારકની સ્થિતિ કેટલી ?

ભ૦ — જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ પણ અંતર્મુહૂર્ત.

ગૌ૦ — પર્યાપ્ત નારકની સ્થિતિ કેટલી ?

ભ૦ — જઘન્યથી અંતર્મુહૂર્તન્યૂન દશહજાર વર્ષ અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્તન્યૂન ૩૩ સાગર.

દં૦ ૨–૨૪. આમ ગૌતમે રત્નપ્રભાથી માંડી સાતે નારક વિષે પૂછ્યું અને તેનો ભગવાને જવાબ આપ્યો. ત્યાર પછી ક્રમશઃ ભવનપતિ વગેરે દંડક વિષે પૂછ્યું અને ભગવાને જવાબ આપ્યો.[1] યાવત્ —

ગૌ૦ — હે ભગવાન ! વિજય, વૈજયંત, જયંત, અપરાજિતની કેટલી સ્થિતિ ?

ભ૦ — હે ગૌતમ ! જન્ઘયથી ૩૨ સાગર[2] અને ઉત્કૃષ્ટ ૩૩ સાગર.

ગૌ૦ — સર્વાર્થસિદ્ધિની સ્થિતિ કેટલી ?

ભ૦ — અજઘન્યોત્કૃષ્ટ ૩૩ સાગર સ્થિતિ છે.

---

૧. આ આખુ પ્રકરણ પ્રજ્ઞાપનાસૂત્ર અનુસાર સમજી લેવાનું છે.

૨. ગંધહસ્તિભાષ્ય પણ તેમજ જણાવે છે, પરંતુ પ્રજ્ઞાપનામાં જઘન્યથી ૩૧ સાગર કહ્યા છે.

## ૩. નારકોની સ્થિતિ (દં૦ ૧)

| | | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|---|
| ૧. | રત્નપ્રભાના કેટલાક નારકોની | ૧ પલ્યં | .... | .... | સમ૦ ૧ |
| ૨. | ,, ના નારકની | .... | .... | ૧ સાગર | સમ૦ ૧ |
| ૩. | ,, કેટલાક નારકની | ૨ પલ્ય | ... | .... | સમ૦ ૨ |
| ૪. | ,, ,, | ૩ પલ્ય | .... | .... | સમ૦ ૩ |
| ૫. | ,, ,, | ૪ પલ્ય | .... | .... | સમ૦ ૪ |
| ૬. | ,, ,, | ૫ પલ્ય | .... | .... | સમ૦ ૫ |
| ૭. | ,, ,, | ૬ પલ્ય | .... | .... | સમ૦ ૬ |
| ૮. | ,, ,, | ૭ પલ્ય | .... | .... | સમ૦ ૭ |
| ૯. | ,, ,, | ૮ પલ્ય | .... | .... | સમ૦ ૮ |
| ૧૦. | ,, ,, | ૯ પલ્ય | .... | ... | સમ૦ ૯ |
| ૧૧. | ,, ,, | ૧૦ પલ્ય | .... | .... | સમ૦ ૧૦ |
| ૧૨. | ,, ,, | ૧૧ પલ્ય | .... | .... | સમ૦ ૧૧ |
| ૧૩. | ,, ,, | ૧૨ પલ્ય | ... | .... | સમ૦ ૧૨ |
| ૧૪. | ,, ,, | ૧૩ પલ્ય | .... | .... | સમ૦ ૧૩ |
| ૧૫. | ,, ,, | ૧૪ પલ્ય | .... | .... | સમ૦ ૧૪ |
| ૧૬. | ,, ,, | ૧૫ પલ્ય | ... | .... | સમ૦ ૧૫ |
| ૧૭. | ,, ,, | ૧૬ પલ્ય | .... | .... | સમ૦ ૧૬ |
| ૧૮. | ,, ,, | ૧૭ પલ્ય | .... | .... | સમ૦ ૧૭ |
| ૧૯. | ,, ,, | ૧૮ પલ્ય[1] | .... | .... | સમ૦ ૧૮ |
| ૨૦. | ,, ,, | ૧૯ ,, | .... | .... | સમ૦ ૧૯ |
| ૨૧. | ,, ,, | ૨૦ ,, | ... | ... | સમ૦ ૨૦ |
| ૨૨. | ,, ,, | ૨૧ ,, | ... | ... | સમ૦ ૨૧ |

---

૧. મૂળમા અહી પાઠ પડી ગયો છે તેની જૈન ધ. પ્ર. સભાની આવૃત્તિમાં પૂર્તિ કરવામાં આવી છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩. રત્નપ્રભાના કેટલાક નારકની | | ૨૨ પલ્ય | ... | .... | સમ૦ ૨૨ |
| ૨૪. ,, | ,, | ૨૩ ,, | .... | .... | સમ૦ ૨૩ |
| ૨૫. ,, | ,, | ૨૪ ,, | ... | .... | સમ૦ ૨૪ |
| ૨૬. ,, | ,, | ૨૫ ,, | .... | .... | સમ૦ ૨૫ |
| ૨૭. ,, | ,, | ૨૬ ,, | .... | .... | સમ૦ ૨૬ |
| ૨૮. ,, | ,, | ૨૭ ,, | .... | .... | સમ૦ ૨૭ |
| ૨૯. ,, | ,, | ૨૮ ,, | .... | .... | સમ૦ ૨૮ |
| ૩૦. ,, | ,, | ૨૯ ,, | .... | .... | સમ૦ ૨૯ |
| ૩૧. ,, | ,, | ૩૦ ,, | .... | ... | સમ૦ ૩૦ |
| ૩૨. ,, | ,, | ૩૧ ,, | ... | ... | સમ૦ ૩૧ |
| ૩૩. ,, | ,, | ૩૨ ,, | ... | ... | સમ૦ ૩૨ |
| ૩૪. ,, | ,, | ૩૩ ,, | ... | ... | સમ૦ ૩૩ |
| ૩૫. ,, | ,, | .... | ૧૦,૦૦૦ વર્ષ | ... | સ્થા૦ ૭૫૭. |
| ૧. બીજી શર્કરાપ્રભાના નારકની | | .... | ૧ સાગર | .... | સમ૦ ૧ |
| ૨. બીજી શર્કરા૦માં કેટલાકની | | ૨ પલ્ય | .... | .... | સમ૦ ૨ |
| ૩. ,, | | ૨ સાગર | ... | .... | સમ૦ ૨ |
| ૪. બીજી શર્કરા૦માં | | .... | .... | ૩ સાગર | સમ૦ ૩ સ્થા૦ ૧૪૬ |
| ૧. ત્રીજી વાલુકાપ્રભા નરકમાં | | ... | ૩ સાગર | ... | સમ૦ ૩ સ્થા૦ ૧૪૬ |
| ૨. ,, | કેટલાકની | ચારસાગર | ... | ... | સમ૦ ૪ |
| ૩. ,, | ,, | પાંચ સાગર | .... | ... | સમ૦ ૫ |
| ૪. ,, | ,, | ૬ સાગર | .... | .... | સમ૦ ૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫. ત્રીજી વાલુકા૦માં | .... | .... | ૭ સાગર | સમ૦ ૭<br>સ્થા૦ ૫૭૩ |
| ૧. ચોથી પંકપ્રભા નરકમાં | ... | ૭ સાગર | ... | સમ૦ ૭<br>સ્થા૦ ૫૭૩ |
| ૨. ,, કેટલાકની | | ૮ સાગર | ... ... | સમ૦ ૮ |
| ૩. ,, ,, | | ૯ સાગર | ... ... | સમ૦ ૯ |
| ૪. ,, ,, | ... | ... | ૧૦ સાગર | સમ૦ ૧૦ |
| ૫. ચોથી પંકપ્રભામાં | ... | ... | ૧૦સાગર | સ્થા૦૭૫૭ |
| ૧. પાંચમી ધૂમપ્રભા નરકમાં કેટલાકની | .... | ૧૦ સાગર | ... | સમ૦ ૧૦<br>સ્થા૦ ૭૫૭ |
| ૨. ,, ,, | | ૧૧ સાગર | .... .... | સમ૦ ૧૧ |
| ૩. ,, ,, | | ૧૨ સાગર | .... ... | સમ૦ ૧૨ |
| ૪. ,, ,, | | ૧૩ સાગર | .... .... | સમ૦ ૧૩ |
| ૫. ,, ,, | | ૧૪ સાગર | .... .... | સમ૦ ૧૪ |
| ૬. ,, ,, | | ૧૫ સાગર | ... .... | સમ૦ ૧૫ |
| ૭. ,, ,, | | ૧૬ સાગર | .... .... | સમ૦ ૧૬ |
| ૮. ,, ,, | ... | ... | ૧૭સાગર | સમ૦ ૧૭ |
| ૧. છઠ્ઠી નરકમાં કેટલાકની | ... | ૧૭ સાગર | ... | સમ૦ ૧૭ |
| ૨. ,, ,,[1] | | ૧૮ સાગર | ... ... | સમ૦ ૧૮ |
| ૩. ,, ,, | | ૧૯ સાગર | ... ... | સમ૦ ૧૯ |
| ૪. ,, ,, | | ૨૦ સાગર | ... ... | સમ૦ ૨૦ |
| ૫. ,, ,, | | ૨૧ સાગર | ... ... | સમ૦ ૨૧ |

૧. જુઓ પૃ૦ ૩૫૦ની નીચે નોંધ.

| | | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|---|
| ૬. છઠ્ઠી | નરકમાં | | | | |
| | કેટલાકની | ... | ... | ૨૨ સાગર | સમ૦ ૨૨ |
| ૧. સાતમી | નરકમાં | | | | |
| | કેટલાકની | ... | ૨૨ સાગર | ... | સમ૦ ૨૨ |
| ૨. ,, | ,, | | ૨૩ સાગર ... | ... | સમ૦ ૨૩ |
| ૩. ,, | ,, | | ૨૪ સાગર ... | ... | સમ૦ ૨૪ |
| ૪. ,, | ,, | | ૨૫ સાગર ... | ... | સમ૦ ૨૫ |
| ૫. ,, | ,, | | ૨૬ સાગર ... | ... | સમ૦ ૨૬ |
| ૬. ,, | ,, | | ૨૭ સાગર ... | ... | સમ૦ ૨૭ |
| ૭. ,, | ,, | | ૨૮ સાગર ... | ... | સમ૦ ૨૮ |
| ૮. ,, | ,, | | ૨૯ સાગર ... | ... | સમ૦ ૨૯ |
| ૯. ,, | ,, | | ૩૦ સાગર ... | ... | સમ૦ ૩૦ |
| ૧૦. ,, | ,, | | ૩૧ સાગર ... | ... | સમ૦ ૩૧ |
| ૧૧. ,, | ,, | | ૩૨ સાગર ... | ... | સમ૦ ૩૨ |
| ૧૨. સાતમી નરકમાં કાલ, મહાકાલ, રૌરવ મહા-રૌરવમાં | | ... | ... | ૩૩ સાગર | સમ૦ ૩૩ |
| ૧૩. અપ્રતિષ્ઠાનમાં | | | અજઘન્ય-અનુત્કૃષ્ટ | ૩૩ સાગર | સમ૦ ૩૩ |

## ૪. ભવનપતિની સ્થિતિ (દં૦ ૨-૧૧)

### (૧) અસુરકુમારની

| | | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|---|
| ૧. અસુરકુમારની | | .... | ૧૦ હજારવર્ષ | ... | સ્થા૦ ૭૫૭ |
| ૨. અસુરકુમારમાં | | | | | |
| | કેટલાક દેવોની | | ૧ પલ્ય | ... | સમ૦ ૧ |
| ૩. ,, | દેવોની | ... | ... | ૧ સાગરથી કાંઈક વધારે | સમ૦ ૧ |

| | | | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|---|---|
| ૪. | ,, | કેટલાક દેવોની | ૨ પલ્ય | ... | ... | સમ૦ ૨ |
| ૫. | ,, | ,, | ૩ પલ્ય | .... | .... | સમ૦ ૩ |
| ૬. | ,, | ,, | ૪ પલ્ય | .... | ... | સમ૦ ૪ |
| ૭. | ,, | ,, | ૫ પલ્ય | .... | .... | સમ૦ ૫ |
| ૮. | ,, | ,, | ૬ પલ્ય | .... | .... | સમ૦ ૬ |
| ૯. | ,, | ,, | ૭ પલ્ય | ... | .... | સમ૦ ૭ |
| ૧૦. | ,, | ,, | ૮ પલ્ય | .... | .... | સમ૦ ૮ |
| ૧૧. | ,, | ,, | ૯ પલ્ય | ... | ... | સમ૦ ૯ |
| ૧૨. | ,, | ,, | ... | ૧૦ હજારવર્ષ | ... | સમ૦ ૧૦ |
| ૧૩. | ,, | ,, | ૧૦ પલ્ય | ... | ... | સમ૦ ૧૦ |
| ૧૪. | ,, | ,, | ૧૧ પલ્ય | ... | ... | સમ૦ ૧૧ |
| ૧૫. | ,, | ,, | ૧૨ પલ્ય | ... | ... | સમ૦ ૧૨ |
| ૧૬. | ,, | ,, | ૧૩ પલ્ય | ... | ... | સમ૦ ૧૩ |
| ૧૭. | ,, | ,, | ૧૪ પલ્ય | .... | .... | સમ૦ ૧૪ |
| ૧૮. | ,, | ,, | ૧૫ પલ્ય | .... | .... | સમ૦ ૧૫ |
| ૧૯. | ,, | ,, | ૧૬ પલ્ય | .... | .... | સમ૦ ૧૬ |
| ૨૦. | ,, | ,, | ૧૭ પલ્ય | .... | .... | સમ૦ ૧૭ |
| ૨૧. | ,, | ,, | ૧૮ પલ્ય | ... | ... | સમ૦ ૧૮ |
| ૨૨. | ,, | ,, | ૧૯ પલ્ય | ... | ... | સમ૦ ૧૯ |
| ૨૩. | ,, | ,, | ૨૦ પલ્ય | ... | .... | સમ૦ ૨૦ |
| ૨૪. | ,, | ,, | ૨૧ પલ્ય | .... | .... | સમ૦ ૨૧ |
| ૨૫. | ,, | ,, | ૨૨ પલ્ય | .... | .... | સમ૦ ૨૨ |
| ૨૬. | ,, | ,, | ૨૩ પલ્ય | .... | .... | સમ૦ ૨૩ |
| ૨૭. | ,, | ,, | ૨૪ પલ્ય | .... | .... | સમ૦ ૨૪ |
| ૨૮. | ,, | ,, | ૨૫ પલ્ય | .... | .... | સમ૦ ૨૫ |
| ૨૯. | ,, | ,, | ૨૬ પલ્ય | .... | .... | સમ૦ ૨૬ |
| ૩૦. | ,, | ,, | ૨૭ પલ્ય | .... | .... | સમ૦ ૨૭ |

૪. જીવની સ્થિતિ

સ્થિતિ જઘન્ય ઉત્કૃષ્ટ પ્રમાણ

.... સમ૦ ૨૮

૨૮ પલ્ય .... .... સમ૦ ૨૯

૩૧. ,, ,, ૨૯ પલ્ય .... .... સમ૦ ૩૦

૩૨. ,, ,, ૩૦ પલ્ય .... .... સમ૦ ૩૧

૩૩. ,, ,, ૩૧ પલ્ય .... .... સમ૦ ૩૨

૩૪. ,, ,, ૩૨ પલ્ય ... ... સમ૦ ૩૩

૩૫. ,, ,, ૩૩ પલ્ય ... ...

૩૬. ,, ,,

૩૭. અસુરકુમારના દેવોની દેશઊન બે પલ્ય ... ... સ્થા૦ ૧૧૩.

## (૨) નાગકુમારની

૧. નાગકુમારમાં ... ... સમ૦ ૧

કેટલાક દેવોની ૧ પલ્ય ... ... દેશઊન સમ૦ ૨

૨. ,, દેવોની ... ૨ પલ્ય

... ૧૦ હજારવર્ષ ... સમ૦ ૧૦

૩. ,, કેટલાક દેવોની ... ... સ્થા૦ ૧૧૩

૪. નાગકુમાર દેવની દેશઊન બે પલ્ય ...

... ૧૦,૦૦૦ વર્ષ ... સ્થા૦ ૭૫૭

૫. નાગકુમારની

## (૩) વિદ્યુત્કુમારની

૧. વિદ્યુતકુમારમાં ... ... સમ૦ ૧

કેટલાક દેવોની ૧ પલ્ય ... ... દેશઊન સમ૦ ૨

૨. ,, દેવોની ... બે પલ્ય

... ૧૦,૦૦૦ વર્ષ ... સમ૦ ૧૦

૩. ,, કેટલાંકની ... ... સ્થા૦ ૧૧૩

૪. ,, દેવોની દેશઊન બે પલ્ય ...

| | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|
| ૫. વિદ્યુતકુમારની | | ... | ૧૦,૦૦૦ વર્ષ | ... સ્થા૦૭૫૭ |

## (૪) સુપર્ણકુમારની

| | | | |
|---|---|---|---|
| ૧. સુપર્ણકુમારમાં કેટલાક દેવોની | ૧ પલ્ય | ... | ... સમ૦ ૧ |
| ૨. સુપર્ણકુમાર દેવોની | ... | ... દેશઊન બે પલ્ય | સમ૦ ૨ |
| ૩. સુપર્ણ૦માં કેટલાક દેવોની | ... | ૧૦,૦૦૦ | ... સમ૦ ૧૦ |
| ૪. ,, દેવોની | દેશઊન બે પલ્ય | ... | ... સ્થા૦૧૧૩ |
| ૫. સુપર્ણકુમારની | ... | ૧૦,૦૦૦ | ... સ્થા૦૭૫૭ |

## (૫) અગ્નિકુમારની

| | | | |
|---|---|---|---|
| ૧. અગ્નિ૦માં કેટલાક દેવોની | ૧ પલ્ય | ... | ... સમ૦ ૧ |
| ૨. ,, દેવોની | ... | ... દેશઊન બે પલ્ય | સમ૦ ૨ |
| ૩. ,, કેટલાક દેવોની | ... | ૧૦,૦૦૦ વર્ષ | ... સમ૦ ૧૦ |
| ૪. ,, દેવોની | દેશઊન બે પલ્ય | ... | ... સ્થા૦૧૧૩ |
| ૫. અગ્નિકુમારની | ... | ૧૦,૦૦૦ | ... સ્થા૦૭૫૭ |

## (૬) વાયુકુમારની

| | | | |
|---|---|---|---|
| ૧. વાયુ૦માં કેટલાક દેવોની | ૧ પલ્ય | ... | ... સમ૦ ૧ |
| ૨. ,, દેવોની | ... | ... દેશઊન બે પલ્ય | સમ૦ ૨ |
| ૩. ,, કેટલાક દેવોની | ... | ૧૦,૦૦૦ | ... સમ૦ ૧૦ |

| | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|
| ૪. ,, દેવોની | દેશઊન બે પલ્ય | ... | ... | સ્થા૦૧૧૩ |
| ૫. વાયુકુમારની | | ... | ૧૦,૦૦૦ ... | સ્થા૦૭૫૭ |

(૭) સ્તનિતકુમારની

| | | | | |
|---|---|---|---|---|
| ૧. સ્તનિતકુમારમાં કેટલાક દેવોની | ૧ પલ્ય | ... | ... | સમ૦ ૧ |
| ૨. ,, દેવોની | ... | ... | દેશઊન બે પલ્ય | સમ૦ ૨ |
| ૩. ,, કેટલાક દેવોની | ... | ૧૦,૦૦૦ | ... | સમ૦ ૧૦ |
| ૪. ,, દેવોની | દેશઊન બે પલ્ય | ... | ... | સ્થા૦ ૧૧૩ |
| ૫. સ્તનિતકુમારની | ... | ૧૦,૦૦૦ | ... | સ્થા૦ ૭૫૭ |

(૮) ઉદધિકુમારની

| | | | | |
|---|---|---|---|---|
| ૧. ઉદધિકુમારમાં કેટલાક દેવોની | ૧ પલ્ય | ... | ... | સમ૦ ૧ |
| ૨. ,, દેવોની | ... | ... | દેશઊન બે પલ્ય | સમ૦ ૨ |
| ૩. ,, કેટલાક દેવોની | ... | ૧૦,૦૦૦ | ... | સમ૦ ૧૦ |
| ૪. ,, દેવોની | દેશઊન બે પલ્ય | ... | ... | સ્થા૦ ૧૧૩ |
| ૫. ઉદધિકુમારની | ... | ૧૦,૦૦૦ | ... | સ્થા૦ ૭૫૭ |

(૯) દ્વીપકુમારની

| | | | | |
|---|---|---|---|---|
| ૧. દ્વીપકુમારમાં કેટલાક દેવોની | ૧ પલ્ય | ... | ... | સમ૦ ૧ |
| ૨. ,, દેવોની | ... | ... | દેશઊન બે પલ્ય | સમ૦ ૨ |

| | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|
| ૩. ,, કેટલાક દેવોની | ... | ૧૦,૦૦૦ | ... | સમ૦ ૧૦ |
| ૪. ,, દેવોની | દેશઊન બે પલ્ય | ... | ... | સ્થા૦ ૧૧૩ |
| ૫. દ્વીપકુમારની | ... | ૧૦,૦૦૦ | ... | સ્થા૦ ૭૫૭ |

(૧૦) દિકકુમારની

| | | | | |
|---|---|---|---|---|
| ૧. દિક૦માં કેટલાક દેવોની ૧ પલ્ય | ... | ... | સમ૦ | ૧ |
| ૨. ,, દેવોની | ... | ... દેશઊન બે પલ્ય | સમ૦ | ૨ |
| ૩. ,, કેટલાક દેવોની | ... | ૧૦,૦૦૦ | ... | સમ૦ ૧૦ |
| ૪. ,, દેવોની | દેશઊન બે પલ્ય | ... | ... | સ્થા૦ ૧૧૩ |
| ૫. દિકકુમારની | ... | ૧૦,૦૦૦ | ... | સ્થા૦ ૭૫૭ |

## ૫. સ્થાવરકાયાદિની સ્થિતિ (દં૦ ૧૨-૨૩)

બાદર અપ્કાયની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦૦૦ વર્ષ છે.

[-સ્થા૦ ૫૭૩]

§ બાદર તેજસ્કાયની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ રાત્રિ દિવસ છે.
§ બાદર વાયુકાયની ,, ,, ત્રણ હજાર વર્ષ છે.

[-સ્થા૦ ૧૪૪]

બાદર વનસ્પતિકાયની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૦,૦૦૦ વર્ષ છે.

[-સમ૦ ૧૦; -સ્થા૦ ૭૫૭]

ત્રીન્દ્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિ ૪૯ રાત્રિ-દિવસ છે.

[-સ્થા૦ ૪૯]

સંમૂચ્છિમ ભુજપરિસર્પની ઉત્કૃષ્ટ સ્થિતિ ૪૨ હજાર વર્ષ છે.

[-સમ૦ ૪૨]

સંમૂચ્છિંમ ઉરપરિસર્પની ઉત્કૃષ્ટ સ્થિતિ ૫૩,૦૦૦ વર્ષ છે.

[-સમ૦ ૪૯]

સંમૂછિંમ ખેચર પંચેન્દ્રિય તિર્યંચની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૨,૦૦૦ વર્ષ છે.

[-સમ૦ ૭૨]

અસંખ્યાત વર્ષાયુષી સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચમાં કેટલાકની એક પલ્ય અને કેટલાંકની બે પલ્ય સ્થિતિ છે.

[-સમ૦ ૧,૨]

અસંખ્યાત વર્ષાયુષી સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩ પલ્ય છે.

[-સમ૦ ૩

અસંખ્યવર્ષાયુ ગર્ભજ-મનુષ્યમાં કેટલાંકની ૧ પલ્ય અને કેટલાંકની બે પલ્ય સ્થિતિ છે, તથા તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ પલ્ય છે.

[-સમ૦ ૧, ૨, ૩]

જંબૂદ્વીપના ભરતૈરવતવર્ષની અતીત ઉત્સર્પિણીના સુષમ સુષમા આરામાં મનુષ્યોનું પરમાયુ ત્રણ પલ્ય હતું. આ અવસર્પિણીમાં તથા આગામી અવસર્પિણીમાં પણ તે જ પ્રમાણે છે.

[-સ્થા૦ ૧૪૩]

§ જંબૂદ્વીપના દેવકુરુ અને ઉત્તરકુરુના મનુષ્યો ત્રણ પલ્ય પરમાયુ ભોગવે છે.

§ પુષ્કરવર દ્વીપના પશ્ચિમાર્ધના મનુષ્યો પણ તેટલું જ ત્રણ પલ્ય પરમાયુ ભોગવે છે.

[-સ્થા૦ ૧૪૩]

| | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|
| ૧. વાણુવ્યંતરની સ્થિતિ | ... | ૧ પલ્ય | સમ૦ ૧ |
| ૨. ,, માં કેટલાક દેવોની ,, | ૧૦,૦૦૦ | ... | સમ૦ ૧૦ |
| ૩. વાણુવ્યંતરની ,, | ૧૦,૦૦૦ | ... | સ્થા૦૭૫૭ |
| ૪. જ્યોતિષ્કની ,, | ... | ૧ પલ્ય અને ૧ લાખ વર્ષ | સમ૦ ૧ |

# ૬. વૈમાનિકોની સ્થિતિ (દં૦ ૨૪)

## (૧) સૌધર્મકલ્પની

| | સ્થિતિ જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|
| ૧. સૌધર્મકલ્પના દેવો[1]ની | ... | ૧ પલ્ય | ... સમ૦ ૧ |
| ૨. ,, કેટલાક દેવોની | ૧ સાગર | ... | ... સમ૦ ૧ |
| ૩. ,, ,, | ૨ પલ્ય | ... | ... સમ૦ ૨ |
| ૪. ,, ,, | ... | ... બે સાગરથી કંઈક વધારે | સમ૦ ૨ |
| ૫. ,, ,, | ૩ પલ્ય | ... | ... સમ૦ ૩ |
| ૬. ,, ,, | ૪ ,, | ... | ... સમ૦ ૪ |
| ૭. ,, ,, | ૫ ,, | ... | ... સમ૦ ૫ |
| ૮. ,, ,, | ૬ ,, | ... | ... સમ૦ ૬ |
| ૯. ,, ,, | ૭ ,, | ... | ... સમ૦ ૭ |
| ૧૦. ,, ,, | ૮ ,, | ... | ... સમ૦ ૮ |
| ૧૧. ,, ,, | ૯ ,, | ... | ... સમ૦ ૯ |

૧. આ દેવશબ્દથી દેવીનું પણ ગ્રહણ સમજવું; કારણ સૌધર્મમાં પલ્યથી ઓછી સ્થિતિ કોઈની છે નહિ.

## ૪. જીવની સ્થિતિ

| | | | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|---|---|
| ૧૨. | " | " | ૧૦ પલ્ય | ... | ... | સમ૦ ૧૦ |
| ૧૩. | " | " | ૧૧ " | ... | ... | સમ૦ ૧૧ |
| ૧૪. | " | " | ૧૨ " | ... | ... | સમ૦ ૧૨ |
| ૧૫. | " | " | ૧૩ " | ... | ... | સમ૦ ૧૩ |
| ૧૬. | " | " | ૧૪ " | ... | ... | સમ૦ ૧૪ |
| ૧૭. | " | " | ૧૫ " | ... | ... | સમ૦ ૧૫ |
| ૧૮. | " | " | ૧૬ " | ... | ... | સમ૦ ૧૬ |
| ૧૯. | " | " | ૧૭ " | ... | ... | સમ૦ ૧૭ |
| ૨૦. | " | " | ૧૮ " | ... | ... | સમ૦ ૧૮ |
| ૨૧. | " | " | ૧૯ " | ... | ... | સમ૦ ૧૯ |
| ૨૨. | " | " | ૨૦ " | ... | ... | સમ૦ ૨૦ |
| ૨૩. | " | " | ૨૧ " | ... | ... | સમ૦ ૨૧ |
| ૨૪. | " | " | ૨૨ " | ... | ... | સમ૦ ૨૨ |
| ૨૫. | " | " | ૨૩ " | ... | ... | સમ૦ ૨૩ |
| ૨૬. | " | " | ૨૪ " | ... | ... | સમ૦ ૨૪ |
| ૨૭. | " | " | ૨૫ " | ... | ... | સમ૦ ૨૫ |
| ૨૮. | " | " | ૨૬ " | ... | ... | સમ૦ ૨૬ |
| ૨૯. | " | " | ૨૭ " | ... | ... | સમ૦ ૨૭ |
| ૩૦. | " | " | ૨૮ " | ... | ... | સમ૦ ૨૮ |
| ૩૧. | " | " | ૨૯ " | ... | ... | સમ૦ ૨૯ |
| ૩૨. | " | " | ૩૦ " | ... | ... | સમ૦ ૩૦ |
| ૩૩. | " | " | ૩૧ " | ... | ... | સમ૦ ૩૧ |
| [૩૨. | " | " | ૩૨ " | ... | ... | સમ૦ ૩૨ |
| ૩૩. | " | " | ૩૩ " | ... | ... | સમ૦ ૩૩ |
| ૩૪. | " | દેવોની | | ... | ... | ૨ સાગર સ્થા૦ ૧૧૩ |

૧. મૂળ સૂત્રમાં આ હકીકત નથી; પણ ક્રમ પ્રમાણે આવવી જોઈએ, તેથી કૌંસમાં મૂકી છે.

દેવરાજ દેવેન્દ્ર શક્રની બાહ્ય પરિષદના દેવોની સ્થિતિ ત્રણ પલ્ય છે. અને અંદરની પરિષદ્‌ની દેવીઓની સ્થિતિ ત્રણ પલ્ય છે.

[-સ્થા૦ ૨૦૦]

શક્રેન્દ્રની મધ્યમ પરિષદના દેવોની સ્થિતિ ચાર પલ્ય છે.

[-સ્થા૦ ૨૬૦]

શક્રેન્દ્રની આભ્યંતર પરિષદના દેવોની સ્થિતિ પાંચ પલ્ય છે.

[-સ્થા૦ ૪૦૫]

શક્રેન્દ્રની અગ્રમાહિષી દેવીઓની સ્થિતિ સાત પલ્ય છે.

[-સ્થા૦ ૫૭૫]

સૌધર્મ કલ્પની પરિગૃહીત દેવીઓની ઉત્કૃષ્ટ સ્થિતિ સાત પલ્ય છે.

[-સ્થા૦ ૫૭૫]

## (૨) ઈશાનકલ્પની

| | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|
| ૧. ઈશાનકલ્પના દેવોની¹ | ... | ૧ પલ્યથી વધારે | ... | સમ૦ ૧ |
| ૨. ,, કેટલાક દેવોની | ૧ સાગર | ... | ... | સમ૦ ૧ |
| ૩. ,, ,, | ૨ પલ્ય | ... | ... | સમ૦ ૨; |
| ૪. ,, ,, | ... | ... | બે સાગરથી કાંઈક વધારે | સમ૦ ૨ સ્થા૦ ૧૧૩ |
| ૫. ,, ,, | ૩ પલ્ય | ... | ... | સમ૦ ૩ |
| ૬. ,, ,, | ૪ ,, | ... | ... | સમ૦ ૪ |
| ૭. ,, ,, | ૫ ,, | ... | ... | સમ૦ ૫ |

૧. આ વચનથી દેવ દેવી બંને સમજવાં.

| | | | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ પ્રમાણ |
|---|---|---|---|---|---|
| ૮. | ,, | ,, | ૬ પલ્ય | ... | ... સમ૦ ૬ |
| ૯. | ,, | ,, | ૭ ,, | ... | ... સમ૦ ૭ |
| ૧૦. | ,, | ,, | ૮ ,, | ... | ... સમ૦ ૮ |
| ૧૧. | ,, | ,, | ૯ ,, | ... | ... સમ૦ ૯ |
| ૧૨. | ,, | ,, | ૧૦ ,, | ... | ... સમ૦ ૧૦ |
| ૧૩. | ,, | ,, | ૧૧ ,, | ... | ... સમ૦ ૧૧ |
| ૧૪. | ,, | ,, | ૧૨ ,, | ... | ... સમ૦ ૧૨ |
| ૧૫. | ,, | ,, | ૧૩ ,, | ... | ... સમ૦ ૧૩ |
| ૧૬. | ,, | ,, | ૧૪ ,, | ... | ... સમ૦ ૧૪ |
| ૧૭. | ,, | ,, | ૧૫ ,, | ... | ... સમ૦ ૧૫ |
| ૧૮. | ,, | ,, | ૧૬ ,, | ... | ... સમ૦ ૧૬ |
| ૧૯. | ,, | ,, | ૧૭ ,, | ... | ... સમ૦ ૧૭ |
| ૨૦. | ,, | ,, | ૧૮ ,, | ... | ... સમ૦ ૧૮ |
| ૨૧. | ,, | ,, | ૧૯ ,, | ... | ... સમ૦ ૧૯ |
| ૨૨. | ,, | ,, | ૨૦ ,, | ... | ... સમ૦ ૨૦ |
| ૨૩. | ,, | ,, | ૨૧ ,, | ... | ... સમ૦ ૨૧ |
| ૨૪. | ,, | ,, | ૨૨ ,, | ... | ... સમ૦ ૨૨ |
| ૨૫. | ,, | ,, | ૨૩ ,, | ... | ... સમ૦ ૨૩ |
| ૨૬. | ,, | ,, | ૨૪ ,, | ... | ... સમ૦ ૨૪ |
| ૨૭. | ,, | ,, | ૨૫ ,, | ... | ... સમ૦ ૨૫ |
| ૨૮. | ,, | ,, | ૨૬ ,, | ... | ... સમ૦ ૨૬ |
| ૨૯. | ,, | ,, | ૨૭ ,, | ... | ... સમ૦ ૨૭ |
| ૩૦. | ,, | ,, | ૨૮ ,, | ... | ... સમ૦ ૨૮ |
| ૩૧. | ,, | ,, | ૨૯ ,, | ... | ... સમ૦ ૨૯ |
| [૩૨. | ,, | ,, | ૩૦ ,, | ... | ... સમ૦ ૩૦][1] |

૧. મૂળમાં આ હકીકત નથી પણ ક્રમાનુસાર આવવી જોઈએ; તેથી કૌંસમાં મૂકી છે

| | | | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|---|---|
| ૩૩. | ,, | ,, | ૩૧ પલ્ય | ... | ... | સમ૦ ૩૧ |
| ૩૪. | ,, | ,, | ૩૨ ,, | ... | ... | સમ૦ ૩૨ |
| ૩૫. | ,, | ,, | ૩૩ ,, | ... | ... | સમ૦ ૩૩ |
| ૩૬. | ઈશાનકલ્પની દેવીઓની | | | ... | ... | ૯ પલ્ય સ્થા૦૬૮૩ |

ઈશાનના દેવેન્દ્રની બાહ્ય પરિષદની દેવીઓની સ્થિતિ ત્રણ પલ્ય છે.

[-સ્થા૦ ૨૦૦]

ઈશાન દેવેન્દ્રની મધ્યમ પરિષદની દેવીઓની સ્થિતિ ચાર પલ્ય છે.

[-સ્થા૦ ૨૬૦]

ઈશાન દેવેન્દ્રની આભ્યંતરપરિષદની દેવીઓની સ્થિતિ પાંચ પલ્યોપમ છે.

[-સ્થા૦ ૪૦૫]

ઈશાન દેવેન્દ્રની મધ્યમ પરિષદના દેવોની સ્થિતિ છ પલ્ય છે.

[-સ્થા૦ ૫૦૬]

ઈશાન દેવેન્દ્રની આભ્યંતર પરિષદના દેવોની સ્થિતિ સાત પલ્ય છે.

[-સ્થા૦ ૫૭૫]

ઈશાન દેવેન્દ્રની અગ્રમહિષીઓની સ્થિતિ ૯ પલ્ય છે.

[-સ્થા૦ ૬૮૩]

## (૩) સનત્કુમારની

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. | સનત્કુમારમાં | ... | ૨ સાગર | ... | સમ૦ ૨; સ્થા૦ ૧૧૩ |
| ૨. | ,, કેટલાક દેવોની | ૩ સાગર | ... | ... | સમ૦ ૩ |

| | | | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|---|---|
| ૩. | ,, | ,, | ૪ સાગર | ... | ... | સમ૦ ૪ |
| ૪. | ,, | ,, | ૫ સાગર | ... | ... | સમ૦ ૫ |
| ૫. | ,, | ,, | ૬ સાગર | ... | ... | સમ૦ ૬ |
| ૬. | ,, | ,, | ... | ... | ૭ સાગર | સમ૦ ૭ |
| ૭. સનત્કુમારમાં | | | ... | ... | ૭ સાગર | સ્થા૦ ૫૭૭ |

## (૪) માહેન્દ્રની

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧. માહેન્દ્રમાં | | | ... | બે સાગરથી વધારે | ... | સમ૦ ૨; સ્થા૦ ૧૧૩ |
| ૨. | ,, કેટલાક દેવોની | | ૩ સાગર | ... | ... | સમ૦ ૩ |
| ૩. | ,, | ,, | ૪ સાગર | ... | ... | સમ૦ ૪ |
| ૪. | ,, | ,, | ૫ સાગર | ... | ... | સમ૦ ૫ |
| ૫. | ,, | ,, | ૬ સાગર | ... | ... | સમ૦ ૬ |
| ૬. | ,, | દેવોની | ... | ... | ૭ સાગર | સમ૦ ૭; થી વધારે સ્થા૦ ૫૭૭ |

## (૫) બ્રહ્મલોકની

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧. બ્રહ્મલોકમાં | કેટલાક દેવોની | | ૭ થી વધારે સાગર | ... | ... | સમ૦ ૭ |
| ૨. | ,, | ,, | ૮ સાગર | ... | ... | સમ૦ ૮ |
| ૩. | ,, | ,, | ૯ સાગર | ... | ... | સમ૦ ૯ |
| ૪. | ,, | દેવોની | ... | ... | ૧૦ સાગર | સમ૦ ૧૦ સ્થા૦ ૭૫૭ |
| ૫. | ,, | ,, | ... | ૭ સાગર | ... | સ્થા૦ ૫૭૭ |

## (૬) લાંતકની

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧. લાંતકમાં | કેટલાક દેવોની | | ... | ૧૦ સાગર | ... | સમ૦ ૧૦ |

| | સ્થિતિ | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|---|
| ૨. ,, ,, | ૧૧ સાગર | ... | ... | સમ૦ ૧૧ |
| ૩. ,, ,, | ૧૨ સાગર | ... | ... | સમ૦ ૧૨ |
| ૪. ,, ,, | ૧૩ સાગર | ... | ... | સમ૦ ૧૩ |
| ૫. ,, ,, | ૧૪ સાગર | ... | ... | સમ૦ ૧૪ |
| ૬. લાંતકમાં દેવોની | ... | ૧૦ સાગર | ... | સ્થા૦ ૭૫૭ |

## (૭) મહાશુક્ર – સહસ્રારની

| | | | | |
|---|---|---|---|---|
| ૧. મહાશુક્રમાં કેટલાક દેવોની | ... | ૧૪ સાગર | ... | સમ૦ ૧૪ |
| ૨. ,, ,, | ૧૫ સાગર | ... | ... | સમ૦ ૧૫ |
| ૪. ,, ,, | ૧૬ સાગર | ... | ... | સમ૦ ૧૬ |
| ૫. સહસ્રાર કલ્પના દેવોની | ... | ... | ૧૭ સાગર | સમ૦ ૧૭ |
| ૬. ,, ,, | ... | ... | ૧૮સાગર | સમ૦ ૧૮ |

## (૮) આણત – પ્રાણતની

| | | | | |
|---|---|---|---|---|
| ૧. આણત કલ્પના કેટલાક દેવાની | ... | ૧૮ સાગર | ... | સમ૦ ૧૮ |
| ૨. ,, ,, | ... | ... | ૧૯સાગર | સમ૦ ૧૯ |
| ૩. પ્રાણત ,, | ... | ૧૯ સાગર | ... | સમ૦ ૧૯ |
| ૪. ,, દેવોની | ... | ... | ૨૦ સાગર | સમ૦ ૨૦ |

## (૯) આરણ-અચ્યુતની

| | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|
| ૧. આરણકલ્પમાં દેવોની | ૨૦ સાગર | ... | સમ૦ ૨૦ |
| ૨. ,, ,, | ... | ૨૧ સાગર | સમ૦ ૨૧ |
| ૩. અચ્યુત ,, | ૨૧ સાગર | ... | સમ૦ ૨૧ |
| ૪. ,, ,, | ... | ૨૨ સાગર | સમ૦ ૨૨ |

## (૧૦) ગ્રૈવેયકની[૧]

| | જઘન્ય | ઉત્કૃષ્ટ | પ્રમાણ |
|---|---|---|---|
| ૧. નીચલાના નીચેના ગ્રૈવેયકની | ૨૨ સાગર | ૨૩ સાગર | સમ૦ ૨૨, ૨૩ |
| ૨. નીચલા મધ્ય ,, | ૨૩ સાગર | ૨૪ સાગર | સમ૦ ૨૩, ૨૪ |
| ૩. નીચલાના ઉપરના ,, | ૨૪ સાગર | ૨૫ સાગર | સમ૦ ૨૪, ૨૫ |
| ૪. મધ્યમના નીચેના ,, | ૨૫ ,, | ૨૬ ,, | સમ૦ ૨૫, ૨૬ |
| ૫. મધ્યમના મધ્ય ,, | ૨૬ ,, | ૨૭ ,, | સમ૦ ૨૬, ૨૭ |
| ૬. મધ્યમના ઉપરના ,, | ૨૭ ,, | ૨૮ ,, | સમ૦ ૨૭, ૨૮ |
| ૭. ઉપલાના નીચેના ,, | ૨૮ ,, | ૨૯ ,, | સમ૦ ૨૮, ૨૯ |
| ૮. ઉપલાના મધ્યના ,, | ૨૯ ,, | ૩૦ ,, | સમ૦ ૨૯, ૩૦ |
| ૯. ઉપલાના ઉપરના ,, | ૩૦ ,, | ૩૧ ,, | સમ૦ ૩૦, ૩૧ |

## (૧૧) અનુત્તરવિમાનની

વિજય, વૈજયંત, જયન્ત, અપરાજિત આ અનુત્તર-વાસી દેવોની જઘન્યથી ૩૧ સાગરોપમ સ્થિતિ છે. અને ઉત્કૃષ્ટ ૩૩ સાગર છે અને તેમાં કેટલાકની ૩૨ સાગર સ્થિતિ છે.

[–સમ૦ ૩૧, ૩૨, ૩૩]

સર્વાર્થસિદ્ધિવિમાનના દેવોની અજઘન્ય-અનુત્કૃષ્ટ ૩૩ સાગર સ્થિતિ છે.

[–સમ૦ ૩૩]

## (૧૨) કિલ્બિષિકની

કિલ્બિષિક દેવ ત્રણ પ્રકારના છે —

---

૧. કુલ ગ્રૈવેયક નવ છે. તેમનું ત્રણ ત્રણનું ઝૂમખું છે. અને તે નીચલા, મધ્યમ અને ઉપલા કહેવાય છે કારણ કે તે ઉપર નીચે આવેલા છે. સૌથી નીચેના ત્રણ તે નીચલા, મધ્યના ત્રણ મધ્યમાં અને ઉપરના ત્રણ તે ઉપલા

૧. ત્રણ પલ્યોપમ સ્થિતિવાળા, જેઓ જ્યોતિષ્ક અને સૌધર્મવિમાનની વચ્ચે રહે છે.

૨. ત્રણ સાગરોપમ સ્થિતિવાળા, જેઓ સૌધર્મ-ઈશાન અને સનત્કુમાર-માહેન્દ્ર વિમાનોની વચ્ચે રહે છે.

૩. તેર સાગરોપમ સ્થિતિવાળા, જેઓ બ્રહ્મલોક અને લાંતકવિમાનની વચ્ચે રહે છે.

[-સ્થા૦ ૧૯૯]

## (૧૩) કેટલાંક વૈમાનિકોની

દેવોમાં કેટલાંકની સ્થિતિ બે પલ્ય છે.

[-સમ૦ ૨]

જે દેવો સાગર[૧], સુસાગર, સાગરકાંત, ભવ, મનુ, માનુષોત્તર, અને લોકહિત વિમાનમાં ઉત્પન્ન થાય છે, તે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ એક સાગરોપમ છે.

[-સમ૦ ૧]

જે દેવો શુભ, શુભકાંત, શુભવર્ણ, શુભગન્ધ, શુભલેશ્ય, શુભસ્પર્શ અને સુધર્માવતંસક વિમાનમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ બે સાગર સ્થિતિ છે.

[-સમ૦ ૨]

જે દેવો આભંકર, પ્રભંકર, આભંકર-પ્રભંકર, ચન્દ્ર, ચંદ્રાવર્ત, ચંદ્રપ્રભ, ચંદ્રકાન્ત, ચંદ્રવર્ણ, ચંદ્રલેશ્ય, ચંદ્રધ્વજ, ચંદ્રશૃંગ, ચંદ્રસૃષ્ટ, ચંદ્રકૂટ, ચંદ્રોત્તરાવતંસક—આ વિમાનમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩ સાગરોપમ છે.

[-સમ૦ ૩]

---

૧. આ સાગરાદિ વિમાનો સાતમા પાથડામાં–પડમાં–છે.

જે દેવો કૃષ્ટિ, સુકૃષ્ટિ, કૃષ્ટિ-આવર્ત કૃષ્ટિપ્રભ, કૃષ્ટિયુક્ત, કૃષ્ટિવર્ણ, કૃષ્ટિલેશ્ય, કૃષ્ટિધ્વજ, કૃષ્ટિશૃંગ, કૃષ્ટિસૃષ્ટ, કૃષ્ટિકૂટ, કૃષ્ટ્યોત્તરાવતંસક—આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ચાર સાગર છે.

[—સમ૦ ૪]

જે દેવો વાત, સુવાત, વાતાવર્ત, વાતપ્રભ, વાતકાંત, વાતવર્ણ, વાતલેશ્ય, વાતધ્વજ, વાતશૃંગ, વાતસૃષ્ટ, વાતકૂટ, વાતોત્તરાવતંસક; સૂર, સુસૂર, સૂરાવર્ત, સૂરપ્રભ, સૂરકાંત સૂરવર્ણ, સૂરલેશ્ય, સૂરધ્વજ, સૂરશૃંગ, સૂરસૃષ્ટ, સૂરકૂટ, સૂરોત્તરાવતંસક—આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ પાંચ સાગર છે.

[—સમ૦ ૫]

જે દેવો સ્વયંભૂ, સ્વયંભૂરમણ, ઘોષ, સુઘોષ, મહાઘોષ, કૃષ્ટિઘોષ, વીર, સુવીર, વીરગત, વીરશ્રેણિક, વીરાવર્ત, વીરપ્રભ, વીરકાંત, વીરવર્ણ, વીરલેશ્ય, વીરધ્વજ, વીરશૃંગ, વીરસૃષ્ટ, વીરકૂટ, વીરોત્તરાવતંસક—આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ છ સાગર છે.

[—સમ૦ ૬]

જે દેવો સમ, સમપ્રભ, મહાપ્રભ, પ્રભાસ, ભાસુર, વિમલ, કાંચનકૂટ, સનત્કુમારાવતંસક—આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ સાત સાગર છે.

[—સમ૦ ૭]

જે દેવો અર્ચિ, અર્ચિમાલિ, વૈરોચન, પભંકર, ચંદ્રાભ, સૂરાભ, સુપ્રતિષ્ઠાભ, અગ્ન્યર્ચાભ, રિષ્ટાભ, અરુણાભ, અરુણોત્તરાવતંસક—આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિ આઠ સાગર છે.

[—સમ૦ ૮]

જે દેવો પદ્મ, સુપદ્મ, પદ્માવર્ત, પદ્મપ્રભ, પદ્મકાંત, પદ્મવર્ણ, પદ્મલેશ્ય, પદ્મધ્વજ, પદ્મશૃંગ, પદ્મસૃષ્ટ, પદ્મકૂટ, પદ્મોત્તરાવતંસક; સૂર્ય, સુસૂર્ય, સૂર્યાવર્ત, સૂર્યપ્રભ, સૂર્યકાંત, સૂર્યવર્ણ, સૂર્યલેશ્ય, સૂર્યધ્વજ, સૂર્યશૃંગ, સૂર્યસૃષ્ટ, સૂર્યકૂટ, સૂર્યોત્તરાવતંસક; રુચિર, રુચિરાવર્ત, રુચિરપ્રભ, રુચિરકાંત, રુચિરવર્ણ, રુચિરલેશ્ય, રુચિરધ્વજ, રુચિરશૃંગ, રુચિરસૃષ્ટ, રુચિરકૂટ, રુચિરોત્તરાવતંસક – આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તે દેવોની સ્થિતિ નવ સાગર છે.

[–સમ૦ ૯]

જે દેવો ઘોષ, સુઘોષ, મહાઘોષ, નન્દિઘોષ, સુસ્વર, મનોરમ, રમ્ય, રમ્યક, રમણીય, મંગલાવર્ત, બ્રહ્મલોકાવતંસક – આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તે દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ સાગરોપમ છે.

[–સમ૦ ૧૦]

જે દેવો બ્રહ્મ, સુબ્રહ્મ, બ્રહ્માવર્ત, બ્રહ્મપ્રભ, બ્રહ્મકાન્ત, બ્રહ્મવર્ણ, બ્રહ્મલેશ્ય, બ્રહ્મધ્વજ, બ્રહ્મશૃંગ, બ્રહ્મસૃષ્ટ, બ્રહ્મકૂટ, બ્રહ્મોત્તરાવતંસક – આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની અગિયાર સાગરોપમ સ્થિતિ છે.

[–સમ૦ ૧૧]

જે દેવો માહેન્દ્ર, માહેન્દ્રધ્વજ, કંબુ, કંબુગ્રીવ, પુંખ, સુપુંખ, પુંડ, સુપુંડ, મહાપુંઠ, નરેન્દ્ર, નરેન્દ્રકાંત, નરેન્દ્રોત્તરાવતંસક – આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ બાર સાગરોપમ છે.

[–સમ૦ ૧૨]

જે દેવો વજ્ર, સુવજ્ર, વજ્રાવર્ત, વજ્રકાંત, વજ્રવર્ણ, વજ્રલેશ્ય, વજ્રરૂપ, વજ્રશૃંગ, વજ્રસૃષ્ટ, વજ્રકૂટ, વજ્રોત્તરા–

વતંસક; વઈર, વઈરાવર્ત, વઈરપ્રભ, વઈરકાંત, વઈરવર્ણ, વઈરલેશ્ય, વઈરરૂપ, વઈરશૃંગ, વઈરસૃષ્ટ, વઈરકૂટ, વઈરોત્તરાવતંસક; લોક, લોકાવર્ત, લોકપ્રભ, લોકકાંત, લોકવર્ણ, લોકલેશ્ય, લોકરૂપ, લોકશૃંગ, લોકસૃષ્ટ, લોકકૂટ, લોકોત્તરાવતંસક – આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ તેર સાગરોપમ છે.

[–સમ૦ ૧૩]

જે દેવો શ્રીકાંત, શ્રીમહિત, શ્રીસૌમનસ, લાંતક, કાપિષ્ઠ, માહેન્દ્રકાંત, માહેન્દ્રોત્તરાવતંસક – આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ચૌદ સાગરોપમ છે.

[–સમ૦ ૧૪]

જે દેવો નંદ, સુનંદ, નંદાવર્ત, નંદપ્રભ, નંદકાંત, નંદવર્ણ, નન્દલેશ્ય, નન્દધ્વજ, નન્દશૃંગ, નંદસૃષ્ટ, નન્દકૂટ, નન્દોત્તરાવતંસક,—આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૫ સાગરોપમ છે.

[–સમ૦ ૧૫]

જે દેવો આવર્ત, વ્યાવર્ત, નંદિ-આવર્ત, મહાનંદિ-આવર્ત, અંકુશ, અંકુશપ્રલંબ, ભદ્ર, સુભદ્ર, મહાભદ્ર, સર્વતોભદ્ર, ભદ્રોત્તરાવતંસક—આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૬ સાગરોપમ છે.

[–સમ૦ ૧૬]

જે દેવો સામાન, સુસામાન, મહાસામાન, પદ્મ, મહાપદ્મ, કુમુદ, મહાકુમુદ, નલિન, મહાનલિન, પુણ્ડરીક, મહાપુંડરિક, શુક્ર, મહાશુક્ર, સિંહ, સિંહકાંત, સિંહવીત, ભાવિત —આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૭ સાગરોપમ છે.

[–સમ૦ ૧૭]

જે દેવો કાલ, સુકાલ, મહાકાલ, અંજન, રિષ્ટ, શાલ, સમાન, દ્રુમ, મહાદ્રુમ, વિશાલ,સુશાલ પદ્મ, પદ્મગુલ્મ, કુમુદ, કુમુદગુલ્મ, નલિન, નલિનગુલ્મ, પુંડરિક, પુંડરિકગુલ્મ, સહસ્રારાવતંસક — આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તે દેવોની ૧૮ સાગરોપમ સ્થિતિ છે.

[–સમ૦ ૧૮]

જે દેવો-આણુત, પ્રાણુત, નત, વિનત, ઘન, સુષિર, ઇન્દ્ર, ઇન્દ્રકાંત, ઇંદ્રોત્તરાવતંસક, — આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૯ સાગરોપમ છે.

[–સમ૦ ૧૯]

જે દેવો સાત, વિસાત, સુવિસાતં, સિદ્ધાર્થ, ઉત્પલ, ભિત્તિલ, તિગિચ્છ,દિશાસૌવસ્તિક,પ્રલંબ, રુચિર,પુષ્પ,સુપુષ્પ, પુષ્પાવર્ત, પુષ્પપ્રભ, પુષ્પકાંત, પુષ્પવર્ણ, પુષ્પલેશ્ય, પુષ્પ-ધ્વજ, પુષ્પશૃંગ, પુષ્પસિદ્ધ, પુષ્પોત્તરાવતંસક — આ વિમા-નોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થતિ ૨૦ સાગરોપમ છે.

[–સમ૦ ૨૦]

જે દેવો શ્રીવત્સ, શ્રીદામગંડ, માલ્ય, કૃષ્ટિ, ચાપોન્નત, આરણાવતંસક — આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની સ્થિતિ ૨૧ સાગરોપમ છે.

[–સમ૦ ૨૧]

જે દેવો મહિત, વિશ્રુત, વિમલ, પ્રભાસ, વનમાલ, અચ્યુતાવતંસક — આ વિમાનોમાં ઉત્પન્ન થાય છે, તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ૨૨ સાગર છે.

[–સમ૦ ૨૨]

## ૫

# જીવ વિષે વિવિધ

## [દંડક વિચાર]

### ૧. શ્વાસોચ્છ્‌વાસ-આહાર

જે દેવો સાગરાદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે તે દેવો, તેમની સ્થિતિ ઉત્કૃષ્ટ એક સાગર હોવાથી, અર્ધમાસને અંતે શ્વાસોચ્છ્‌વાસ લે છે. અને તેમને એક હજાર વર્ષને અંતે આહારની ઇચ્છા ઉત્પન્ન થાય છે.

[-સમ૦ ૧]

જે દેવો શુભાદિ વિમાનોમાં ઉત્પન્ન થનારા છે અને જેઓ બે સાગરોપમ આયુવાળા છે, તેઓ ૧ મહિના પછી ઉચ્છ્‌વાસ-નિશ્વાસ લે છે અને તેમને બે હજાર વર્ષ પછી આહાર લેવાની ઇચ્છા થાય છે.

[-સમ૦ ૨]

જે આભંકર આદિ વિમાનમાં ઉત્પન્ન થનારા ત્રણ સાગર આયુવાળા દેવો દોઢ માસમાં એક વખત શ્વાસોચ્છ્‌વાસ લે છે. તે દેવોને ૩ હજાર વર્ષે આહારની ઇચ્છા ઉત્પન્ન થાય છે.

[-સમ૦ ૩]

જે દેવો કૃષ્ટિ આદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમનું આયુ ઉત્કૃષ્ટ ચાર સાગર છે, તેઓ બે મહિને શ્વાસોચ્છ્‌વાસ લે છે, અને ૪ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૪]

જે દેવો વાત આદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમની ઉત્કૃષ્ટ પાંચ સાગર સ્થિતિ છે, તેઓ ૨ાા મહિને

શ્વાસોચ્છ્વાસ લે છે અને ૫ હજાર વર્ષે આહારની ઈચ્છા કરે છે.

[-સમ૦ ૫]

જે દેવો સ્વયંભૂ આદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમની ઉત્કૃષ્ટ સ્થિતિ છ સાગર છે, તેઓ ૩ માસ પછી શ્વાસોચ્છ્વાસ લે છે અને ૬ હજાર વર્ષ પછી આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૬]

જે દેવો સમ આદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમની સ્થિતિ ૭ સાગર છે, તેઓ ૩॥ માસને અંતે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૭ હજાર વર્ષ પછી આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૭]

જે દેવો અર્ચિ આદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમની આયુસ્થિતિ આઠ સાગર છે, તેઓ ૪ માસને અંતે શ્વાસોચ્છ્વાસ લે છે અને આઠ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૮]

જે દેવો પદ્મ આદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમની ૯ સાગર સ્થિતિ છે, તેઓ ૪॥ મહિને શ્વાસોચ્છ્વાસ લે છે અને ૯ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૯]

જે દેવો ઘોષાદિ વિમાનમાં ઉત્પન્ન થાય છે અને જેમની સ્થિતિ ઉત્કૃષ્ટ દશ સાગર છે, તેઓ દશ માસ પછી શ્વાસોચ્છ્વાસ લે છે અને દશ હજાર વર્ષ પછી આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૧૦]

જે દેવો બ્રહ્મોત્તરાદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમની સ્થિતિ ૧૧ સાગર છે તે દેવો ૫ાા મહિને શ્વાસોચ્છ્વાસ લે છે અને અગિયાર હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૧૧]

જે દેવો માહેન્દ્રાદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમની ઉત્કૃષ્ટ સ્થિતિ ૧૨ સાગર છે, તેઓ ૭ માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૧૨ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૧૨]

જે દેવો વજ્રાદિ વિમાનોમાં ઉત્પન્ન થાય છે અને જેમની સ્થિતિ ઉત્કૃષ્ટ ૧૩ સાગર છે, તેઓ ૬ાા માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને તેર હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૧૩]

શ્રીકાંતાદિ વિમાનોમાં ઉત્પન્ન થનારા ૧૪ સાગર ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૭ માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૧૪ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૧૪]

નન્દાદિ વિમાનોમાં ઉત્પન્ન થનારા ૧૫ સાગરની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો સાડાસાત માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૧૫ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૧૫]

આવર્ત આદિ વિમાનોમાં ઉત્પન્ન થનાર ૧૬ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૮ મહિને શ્વાસોચ્છ્વાસ લે છે અને ૧૬ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૧૬]

સામાનાદિ વિમાનોમાં ઉત્પન્ન થનાર ૧૭ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૮ાા માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૧૭ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૧૭]

કાલાદિ વિમાનોમાં ઉત્પન્ન થનાર ૧૮ સાગરોપમ આયુવાળા દેવો ૯ માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૧૮ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૧૮]

આણુતાદિ વિમાનોમાં ઉત્પન્ન થનાર ૧૯ સાગરોપમ સ્થિતિવાળા દેવો ૯ાા માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૧૯ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૧૯]

સાતાદિ વિમાનમાં ઉત્પન્ન થનાર ૨૦ સાગરોપમ સ્થિતિવાળા દેવો ૧૦ મહિને શ્વાસોચ્છ્વાસ લે છે અને ૨૦ હજાર વર્ષે આહાર ઇચ્છે છે.

[-સમ૦ ૨૦]

શ્રીવત્સાદિ વિમાનોમાં ઉત્પન્ન થનાર ૨૧ સાગર સ્થિતિવાળા દેવો ૧૦ાા મહિને શ્વાસોચ્છ્વાસ લે છે અને ૨૧ હજાર વર્ષે આહારને ઇચ્છે છે.

[-સમ૦ ૨૧]

મહિતાદિ વિમાનોમાં ઉત્પન્ન થનાર ૨૨ સાગર સ્થિતિવાળા દેવો ૧૧ માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૨૨ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૨૨]

નીચલા ગ્રૈવેયકમાં ઉત્પન્ન થનાર ૨૩ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૧૧ાા માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૨૩ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[-સમ૦ ૨૩]

નીચલા ગ્રૈવેયકમાંના મધ્ય ગ્રૈવેયકમાં ઉત્પન્ન થનાર ૨૪ સાગર સ્થિતિવાળા દેવો ૧૨ માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૨૪ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૨૪]

નીચલા ગ્રૈવેયકમાંના ઉપરના ગ્રૈવેયકમાં ઉત્પન્ન થનાર ૨૫ સાગર ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૧૨ાા મહિને શ્વાસોચ્છ્વાસ ચ્છ્વાસ લે છે અને ૨૫ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૨૫]

મધ્યમ ગ્રૈવેયકમાંના સૌથી નીચેના ગ્રૈવેયકમાં ઉત્પન્ન થનાર ૨૬ સાગરની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૧૩ માસે શ્વાસો- લે છે અને ૨૬ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૨૬]

મધ્યમ ગ્રૈવેયકમાંના વચલા ગ્રૈવેયકમાં ઉત્પન્ન થનારા ૨૭ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૧૩ાા માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૨૭ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૨૭]

મધ્યમાંના ઉપરના ગ્રૈવેયકમાં ઉત્પન્ન થનારા ૨૮ સાગર ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૧૪ મહિને શ્વાસોચ્છ્વાસ લે છે અને ૨૮ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૨૮]

ઉપલામાંના નીચેના ગ્રૈવેયકમાં ઉત્પન્ન થનાર ૨૯ સાગર ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૧૪ાા માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૨૯ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૨૯]

ઉપલામાંના મધ્યના ગ્રૈવેયકના ૩૦ સાગર ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૧૫ માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૩૦ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૩૦

ઉપલામાંના ઉપરના ગ્રૈવેયકના ૩૧ સાગરની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવો ૧૫ાા માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૩૧ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૩૧]

જયંતાદિ અનુત્તરવાસી ૩૨ સાગર સ્થિતિવાળા ૧૬ માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૩૨ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૩૨]

સર્વાર્થસિદ્ધિના દેવો ૧૬ાા માસે શ્વાસોચ્છ્વાસ લે છે અને ૩૩ હજાર વર્ષે આહારની ઇચ્છા કરે છે.

[–સમ૦ ૩૩]

આહાર ચાર પ્રકારનો છે :

(૧) ૧. અશન (ખાવાની વસ્તુ);
૨. પાન (પીવાની વસ્તુ);
૩. ખાદિમ (ભૂખના ઉપશમન માટે નહિ પણ માત્ર ખાવા માટે ખાવાની વસ્તુ ફળફળાદિ);
૪. સ્વાદિમ (સ્વાદાર્થે જ જે ખવાય–પાનપટ્ટી સોપારી વગેરે).

(૨) ૧. વઘારેલું;
૨. વિના વઘારેલું;
૩. રાંધ્યા વિના સ્વભાવથી પક્વ–દ્રાક્ષ વગેરે;
૪. રાતવાસી રાખવાથી નીપજેલ–દહીં વગેરે.

[–સ્થા૦ ૨૯૫]

આહાર આઠ પ્રકારનો છે—

૧. મનોજ્ઞ અશન; ૨. મનોજ્ઞ પાન; ૩. મનોજ્ઞ ખાદિમ; ૪. મનોજ્ઞ સ્વાદિમ; ૫. અમનોજ્ઞ અશન; ૬. અમનોજ્ઞ પાન; ૭. અમનોજ્ઞ ખાદિમ; ૮. અમનોજ્ઞ સ્વાદિમ.

[–સ્થા૦ ૬૨૨]

§ વિકૃતિ નવ છે —

૧. દૂધ; ૨. દધિ; ૩. નવનીત – માખણ; ૪. ઘી; ૫. તેલ; ૬. ગોળ; ૭. મધ; ૮. મદ્ય; ૯. માંસ.

[–સ્થા૦ ૬૭૮]

§ ગોરસ વિકૃતિ ચાર છે —

૧. દૂધ; ૨. દહીં; ૩. ઘી; ૪. માખણ.

§ સ્નેહવિકૃતિ ચાર છે —

૧. તેલ; ૨. ઘૃત; ૩. વસા–ચરબી; ૪. માખણ.

§ મહાવિકૃતિ ચાર છે —

૧. મધુ; ૨. માંસ; ૩. મદ્ય; ૪. નવનીત–માખણ.

[–સ્થા૦ ૨૭૪]

§ ભોજનનો પરિણામ (સ્વભાવ) છ પ્રકારનો છે —

૧. મનોજ્ઞ — મનને ગમે તેવું — અભિલષણીય;
૨. રસિક — માધુર્યાદિથી યુક્ત;
૩. પ્રીણનીય — તૃપ્ત કરે તેવું, શરીરના રસોમાં સમતા લાવે તેવું;
૪. બૃંહણીય — શરીરને વધારે તેવું;
૫. દીપનીય — જઠરાગ્નિ તેજ કરે તેવું;
૬. મદનીય — માદક.

§ વિષપરિણામ છ[1] પ્રકારનો છે —

૧. દષ્ટ — સાપ વગેરેના ડંખનું;
૨. ભુક્ત — ખાધેલું;
૩. નિપતિત — શરીર પર પડેલું, અથવા દૃષ્ટિવિષ;
૪. માંસાનુસારી;

---

૧. પ્રથમના ત્રણ ભેદો સ્વરૂપકૃત છે. અને અંતિમ ત્રણ કાર્યકૃત છે.

૫. શોણિતાનુસારી;

૬. અસ્થિમજ્જાનુસારી.

[-સ્થા૦ ૫૩૩]

§ નારકનો આહાર ચાર પ્રકારનો છે—

૧. અંગારોપમ[1]—ખાધા પછી થોડો વખત દાહ કરે તેવો;

૨. મુર્મુરોપમ—તણખા જેવો—લાંબા કાળ સુધી દાહ કરે તેવો;

૩. શીતલ;

૪. હિમશીતલ.

§ તિર્યંચનો આહાર ચાર પ્રકારનો છે—

૧. કંકોપમ—કંકનામના પક્ષીને જેમ બધું સુખભક્ષ્ય અને સુપચ, તેમ;

૨. બિલોપમ—રસાસ્વાદ વિનાનું જલદી ગળે ઉતારવું પડે તેવો;

૩. પાણમાંસોપમ—ચંડાળના માંસ જેમ ઘૃણિત;

૪. પુત્રમાંસોપમ—જેમ પુત્ર પર સ્નેહ હોવાથી તેનું માંસ દુઃખાદ્ય બને છે તેમ.

§ મનુષ્યના આહારના ચાર પ્રકાર છે—

૧. અશન; ૨. પાન; ૩. ખાદિમ; ૪. સ્વાદિમ.

§ દેવના આહારના ચાર ભેદ છે—

૧. વર્ણવાન; ૨. ગંધવાન; ૩. રસવાન; ૪. સ્પર્શવાન.

[-સ્થા૦ ૩૪૦]

---

૧. આ જ ક્રમે નીચે નીચે હોય છે.

દં૦ ૧. ગૌ૦—હે ભગવન્, નારકો શું ઉત્પત્તિના ક્ષેત્રમાં આવતાંવેંત જ આહાર લે છે, લઈને શરીરરૂપે પરિણમાવે છે, પછી ચારે તરફથી લે છે, પછી વિષયરૂપે પરિણમાવે છે અને પછી વિકુર્વણા કરે છે?

ભ૦—હા ગૌતમ એમ જ છે.

દં૦ ૨–૨૪. અહીં બાકીનું આહારપદ[1] પ્રમાણે સમજી લેવું જોઈએ.

[–સમ૦ ૧૫૩]

## ૨. મરણ

જીવને નીકળવાના પાંચ રસ્તા છે—

૧. પગમાંથી; ૨. સાથળમાંથી; ૩. છાતીમાંથી; ૪. માથામાંથી; ૫. સર્વાંગમાંથી.

પગમાંથી નીકળે તો નરકમાં જાય, સાથળમાંથી નીકળે તો તિર્યંચગતિમાં જાય, છાતીમાંથી નીકળે તો દેવગતિમાં જાય અને સર્વાંગમાંથી નીકળે તો સિદ્ધગતિમાં જાય.

[–સ્થા૦ ૪૬૧]

મરણ વખતે આત્મા શરીરને અલ્પાંશે કે સર્વાંશે—સ્પર્શ કરીને, સ્ફુર્તિ આપીને, સ્ફુટ-કરીને, સંકોચ કરીને, પૃથક્ કરીને—નીકળી જાય.

[–સ્થા૦ ૯૭]

ચરમશરીરી જીવોને મરણ એક છે.

[–સ્થા૦ ૩૬]

---

૧. પ્રજ્ઞાપનાનું આ આહારપદ અહીં જાણી જોઈને નથી ઉતાર્યું; કારણ, આ માળામાં તેનો અનુવાદ થવાનો છે.

ચ્યવન[1] એક છે —

[–સ્થા૦ ૨૭]

§ ચ્યવન બેને છે —

૧. જ્યોતિષ્કને; ૨. વૈમાનિકને.

§ ઉદ્વર્તના[2] બેને છે —

૧. નારકને; ૨. ભવનવાસીને.

§ મરણ બેને છે —

૧. મનુષ્યને; ૨. તિર્યંચપંચેન્દ્રિયને.

[–સ્થા૦ ૮૫]

§ બે મરણ એવાં છે જેમની શ્રમણ ભગવાન મહાવીરે કદી પ્રશંસા નથી કરી, કીર્તિ નથી કરી અને અનુમતિ નથી દીધી —

(૧) ૧. પરિષહથી પરાજિત થઈને વ્રતભંગ થઈ જે મરણ થાય (વલન્મરણ);
 ૨. ઇંદ્રિયને વશ થઈને જે મરણ થાય (વશાર્તમરણ).

(૨) ૧. નિદાનમરણ (ઋદ્ધિ આદિની ઇચ્છા કરી મરવું તે);
 ૨. તદ્ભવ મરણ (ફરી તે જ ભવમાં આવવું પડે તેવું મરણ).

(૩) ૧. ગિરિપતન; ૨. તરુપતન.

(૪) ૧. જલપ્રવેશ; ૨. અગ્નિપ્રવેશ.

(૫) ૧. વિષભક્ષણ; ૨. પોતાની મેળે શસ્ત્રનો ઘા ખાઇ મરવું તે.

§ બે મરણ એવાં છે જેમની પ્રશંસા યાવત્ અનુમતિ ભગવાને નથી દીધી પણ કારણ હોય તો રજા આપી છે —

---

૧. દેવમરણ ચ્યવન કહેવાય છે.

૨. નારક અને ભવનવાસીના મરણને ઉદ્વર્તના કહે છે.

૧. ઝાડ પર લટકીને મરી જવું (વૈહાયસ);

૨. ગીધ જેવા જીવોને પોતાનુ શરીર અર્પણુ કરવુ (ગૃધ્રપૃષ્ઠ[1]).

૬ પણુ બે મરણુ એવાં છે જેમની શ્રમણુ ભગવાન મહાવીરે હમેશાં પ્રશંસા કરી છે અને સાધુઓને અનુમતિ પણુ દીધી છે—

૧. પાદપોપગમન (છિન્ન વૃક્ષ જેમ અત્યંત નિશ્ચેષ્ટ હોય છે, તેમ નિશ્ચેષ્ટ રહીને તે જ અવસ્થામાં સમાધિપૂર્વક મરવું તે);

૨. ભક્તપ્રત્યાખ્યાન (ભોજનનો ત્યાગ પણુ શારિરીક ચેષ્ટાનો ત્યાગ નહીં — એવા પ્રકારે સમાધિપૂર્વક મરવું તે).

(૧) પાદપોપગમન બે પ્રકારનું છે—

૧. નિર્હારિમ[2]; ૨. અનિર્હારિમ[3].

આ બંને પાદપોપગમનમાં શરીરસેવા કરવાની જ નથી.

(૨) ભક્તપ્રત્યાખ્યાનના બે ભેદ છે—

૧. નિર્હારિમ અને ૨. અનિર્હારિમ.

આ બંનેમાં શરીરસેવાની છૂટ છે

[—સ્થા૦ ૧૦૨]

---

૧. હાથી, કે હાથીનું બચ્ચું વગેરે મોટા પ્રાણીઓના મૃત શરીરને ગીધ ખાય છે તેવાંઓના શરીરમાં પ્રવેશ કરવો, જેથી ગીધ તે પશુશરીર સાથે તેના શરીરને પણુ ખાઈ જાય.

૨. આ વિધિ વસતિના એવા દેશમાં થાય છે, જ્યાંથી મૃત શરીરને બહાર લઈ જવું પડે.

૩. ગિરિકંદરા વગેરેમાં થતો વિધિ, જેથી ત્યાંથી પછી મૃત શરીરને બહાર કાઢવાનું રહે નહીં.

મરણ ત્રણ પ્રકારનું છે —

૧. બાલ મરણ — અસંયત - અજ્ઞનું મરણ;
૨. પંડિત મરણ — સંયત - સુજ્ઞનું મરણ;
૩. બાલપંડિત મરણ - સંયતાસંયતનું મરણ.

(૧) બાલ મરણના ત્રણ પ્રકાર છે -

૧. સ્થિતલેશ્ય (મરતી વખતે જે લેશ્યા હોય - જેમકે કૃષ્ણ, તે જ લેશ્યા મરીને પણ - જેમકે નરકમાં ઉત્પન્ન થાય ત્યારે રહે, તેવું);
૨. સંક્લિષ્ટલેશ્ય (મરતી વખતે જે લેશ્યા હોય - જેમકે નીલ, તેનાથી વધુ સંક્લિષ્ટ - જેમકે કૃષ્ણ લેશ્યા મરીને પ્રાપ્ત થાય તેવું);
૩. પર્યવજાતલેશ્ય (મરતી વખત કરતાં મર્યા પછી વિશુદ્ધ લેશ્યા પ્રાપ્ત થાય તેવું).

(૨) પંડિત મરણના ત્રણ[૧] પ્રકાર છે —

૧. સ્થિતલેશ્ય;
૨. અસંક્લિષ્ટ લેશ્ય;
૩. પર્યવજાત લેશ્ય.

(૩) બાલપંડિત મરણના[૨] ત્રણ ભેદ છે —

૧. સ્થિતલેશ્ય;
૨. અસંક્લિષ્ટ લેશ્ય;
૩. અપર્યવજાત લેશ્ય.

[-સ્થા૦ ૨૨૨]

---

૧. અહીં ત્રણ ભેદ બતાવ્યા છે; પણ વસ્તુતઃ બે જ કહેવા જોઈએ. કારણ સંક્લેશનો નિષેધ કરવાથી કાં તો સ્થિતલેશ્ય હોય અથવા પર્યવજાત-લેશ્ય હોય.

૨. અહીં ત્રણ બતાવ્યા છે પણ એક જ ભેદ જોઈએ. કારણ સંક્લેશ અને વિશુદ્ધિનો નિષેધ થતાં સ્થિતલેશ્ય બાકી રહે.

ચાર અન્તક્રિયા[1] છે —

૧. કોઈ જીવ અલ્પકર્મવાળો હોય છે તે ઘર છોડીને, સંયમ સ્વીકારે છે અને પછી સંયમ, સંવર અને સમાધિની વૃદ્ધિ કરે છે; તે રુક્ષ હોય છે, સંસારને પાર કરવાની તેનામાં ઇચ્છા હોય છે, તે ઉપધાન કરે છે, દુઃખનો ક્ષય કરે છે, તપસ્વી હોય છે; પણ કઠણ તપસ્યા કે કઠણ વેદનામાં તે નથી પડતો; એટલે તે દીર્ઘકાળના દીક્ષાપર્યાય પછી જ સર્વદુઃખનો અંત કરી મોક્ષે જાય છે. આ અન્તક્રિયાના ઉદાહરણરૂપ [2]ભરતચક્રવર્તી છે.

૨. કોઈ જીવ ઘણાં કર્મો લઈને આ મનુષ્યભવમાં આવ્યો હોય અને પછી ઘર છોડી દીક્ષા લે છે યાવત્ તે તપસ્વી હોય છે, પણ તે એવી આકરી તપસ્યા અને વેદના સ્વીકારે છે કે જેથી થોડા સમયમાં જ તે સર્વદુઃખનો અંત કરી મોક્ષ પામે છે. આ બીજા પ્રકારની અન્તક્રિયા કરનાર ગજસુકુમાર[3] અણગાર થઈ ગયા છે.

---

૧. એવું મરણ જેથી ફરી જન્મ-મરણ રહે નહિ.

૨. પ્રથમ તીર્થંકર ઋષભદેવનો સૌથી મોટો પુત્ર. એ પૂર્વભવમાં જ હળુકર્મી થઈ સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયો હતો અને ત્યાંથી મનુષ્યલોકમાં ઋષભપુત્ર થઈ ચક્રવર્તી થયો. એક વખત અરીસામાં પોતાને માથે ધોળો વાળ જોઈ, તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને ગૃહસ્થાવસ્થામાં જ કેવળજ્ઞાન પામ્યો. પછી દીક્ષા લઈ પૂર્વ લાખ વર્ષ સુધી પ્રવ્રજ્યા પાળી મોક્ષે ગયો.

૩. કૃષ્ણના નાનાભાઈ. તેમણે અરિષ્ટનેમિ પાસે દીક્ષા લીધી હતી, અને મસાણમાં કાયોત્સર્ગ કરી ઊભા હતા; તેવામાં તેમના પૂર્વના વૈરીએ તેમના માથામાં અંગારા ભર્યા. તેનુ દુઃખ સમ્યક્ સહન કરી, તે મોક્ષે ગયા.

૩. ઉપર પ્રમાણે જ બધી સામગ્રી હોય તો પણ કેટલાક બહુ લાંબા કાળે સર્વ દુઃખનો નાશ કરી મોક્ષ પામે છે. આ પ્રકારની અંતક્રિયા કરનાર સનત્કુમાર[1] ચક્રવર્તી થઈ ગયા છે.

૪. પ્રથમ અંતક્રિયા કરનારની જેમ અલ્પકર્મવાળો જીવ હોય; તે દીક્ષા લઈ બહુ તપસ્યામાં પડે નહિ અને વેદના સહન કરે નહિ. છતાં અલ્પકાળમાં સર્વદુઃખનો નાશ કરી મોક્ષે જાય છે, જેમ ભગવતી મરુદેવીએ[2] કર્યું.

[ –સ્થા૦ ૨૩૫ ].

મરણના ૧૭ પ્રકાર છે —

૧. આવીચિમરણ (જ્યારથી નવો ભવ શરૂ થાય ત્યારથી તે ભવના આયુકર્મનો પ્રત્યેક ક્ષણે અપચય થતો હોય છે, એ અપચય );

૨. અવધિમરણ (એકવાર એક ભવના આયુષ્યના કર્મદલિકોને ભોગવી મરી જાય; અને ફરી પાછો તે જ ભવના આયુષ્યકર્મના દલિકને ભોગવી મરવાનો હોય, તો પ્રથમનું મરણ તે અવધિમરણ );

---

૧. ચોથા ચક્રવર્તી. એમણે દીક્ષા લીધી હતી; અને તે મહા તપસ્વી હતા. પણ તેમને ભવાન્તરમાં સિદ્ધિ પ્રાપ્ત થવાની હોવાથી બહુ લાંબા કાળે સિદ્ધિયોગ્ય કહેવાય.

૨. ઋષભદેવનાં માતા. તેમનાં કર્મ ક્ષીણપ્રાય હતાં એટલે તપસ્યા પણ કરી ન હોવા છતાં હાથીના હોદ્દા ઉપર બેઠા બેઠાં આયુષ્ય પૂરું થતાં સિદ્ધ થઈ ગયાં.

૩. આત્યન્તિક મરણ (જે ભવના આયુષ્યકર્મને ભોગવ્યું હોય અને મર્યા હોય; ત્યાર પછી એ ભવના આયુષ્યકર્મને ભોગવવાનો ન જ હોય તેવું);

૪. વલન્મરણ (જુઓ પૃ૦ ૩૮૨);

૫. વશાર્તમરણ ( ,, );

૬. અન્તઃશલ્યમરણ (અપરાધો શલ્યની જેમ ખૂંચતા હોય, પણ લજ્જા કે અભિમાનથી આલોચના વગેરે ન થઈ હોય અને મરણ થાય તે);

૭. તદ્ભવમરણ (જુઓ પૃ૦ ૩૮૨);

૮. બાલમરણ (પૃ૦ ૩૮૪);

૯. પંડિતમરણ ( ,, );

૧૦. બાલપંડિત મરણ (,,);

૧૧. છદ્મસ્થ મરણ – કેવલી થયા વિના મરે તે;

૧૨. કેવલીમરણ;

૧૩. વૈહાયસ મરણ (જુઓ પૃ૦ ૩૮૩);

૧૪. ગૃધ્રસ્પૃષ્ટ મરણ ( ,, );

૧૫. ભક્તપ્રત્યાખ્યાન મરણ (,,);

૧૬. ઇંગિનીમરણ (અમુક નિયત પ્રદેશમાં શરીર-ચેષ્ટાની છૂટ રાખી, શરીરસેવાનો ત્યાગ કરી, મરતા સુધી ચારે પ્રકારના આહારનો ત્યાગ કરી મરણ સ્વીકારે તે);

૧૭. પાદપોપગમન મરણ (પૃ૦ ૩૮૩).

[–સમ૦ ૧૭]

## ૩. સમુદ્ઘાત અને વિકુર્વણા

સમુદ્ઘાત[1] સાત છે—

વેદનાસમુ૦,[2] કષાયસમુ૦,[3] મારણાંતિક૦[4], વૈક્રિય૦,[5] તૈજસ૦, આહારક૦, અને કેવલી[6] સમુદ્ઘાત.

દં૦ ૨૧. મનુષ્યોને આ સાતે સમુદ્ઘાત હોય છે.

[-સ્થા૦ ૫૮૬, -સમ૦ ૭]

વેદના, કષાય, મારણાંતિક, વૈક્રિય, તૈજસ, અને આહારક, આ છ છાદ્મસ્થિક સમુદ્ઘાત છે.

[-સમ૦ ૬]

કેવલીસમુદ્ઘાતને આઠ સમય લાગે છે—

પ્રથમ સમયમાં દંડ[7] કરે છે. બીજા સમયમાં કપાટ

---

૧. તે તે વેદનીયાદિના અનુભવ પરિણામો સાથે આત્માનો એકીભાવ – અર્થાત્ તદિતર પરિણામોમાં આત્મા ઉપયોગશૂન્ય થઈ, તે તે વેદનીયાદિ કર્મના ઘણા પ્રદેશોને ઉદીરણા વડે ઉદયમાં લાવી, ભોગવી, આત્માથી ખંખેરી નાખે તે.

૨. વેદનીય કર્મના અશાતાવેદનીયનો. ૩. મોહનીય કર્મના ચારિત્રકર્માંશનો. ૪. અંતર્મુહૂર્ત શેષ રહેલા આયુષ્યકર્મનો.

૫. વૈક્રિય, તૈજસ અને આહારક એ શરીરનામકર્માશ્રયી સમજવા.

જ્યારે આત્માને વૈક્રિય સમુદ્ઘાત કરવાનો હોય છે ત્યારે તે શરીર-પ્રમાણ સંખ્યાત યોજન લાંબા દંડાકારે આત્મપ્રદેશોને બહાર કાઢે છે અને પછી પૂર્વબદ્ધ વૈક્રિય નામકર્મના પુદ્ગલોનું વિસર્જન કરે છે. આ જ પ્રમાણે તૈજસ અને આહારકનું પણ સમજવું.

૬. સાતા–અસાતા વેદનીય, શુભાશુભ નામ અને ગોત્રકર્માશ્રયી આ કેવલીસમુદ્ઘાત સમજવો. તેમાં આઠ સમય લાગે; બાકીનાને અસંખ્યાત સમય લાગે છે.

૭. પોતાના દેહ જેટલા વિસ્તારવાળો અને ઊંચે તથા નીચે લોકાન્ત-ને સ્પર્શે તેવો જીવપ્રદેશોનો દંડ. એ દંડને બીજા સમયમાં પૂર્વ અને પશ્ચિમ દિશામાં લોકાન્ત સુધી વિસ્તારે તે કપાટ. ત્રીજા સમયમાં તે

કરે છે. ત્રીજા સમયમાં મન્થાન કરે છે. ચોથા સમયમાં મન્થાન કર્યા પછી ખાલી લોકને ભરી દે છે. પાંચમા સમયમાં છેવટે જે બાકીના લોકને ભર્યો હતો તે પાછો ખાલી કરે છે. છઠ્ઠામાં મન્થાનને સંકોચે છે. સાતમામાં કપાટને સંકોચે છે અને આઠમા સમયમાં દંડને સંકોચે છે.

[-સ્થા૦ ૬૫૨,-સમ૦ ૮]

૬૦ ૧. નારકને ચાર સમુદ્ઘાત કહ્યા છે—

૧. વેદનાસમુદ્ઘાત; ૨. કષાયસમુદ્ઘાત; ૩. મારણાન્તિકસમુદ્ઘાત; ૪. વૈક્રિયસમુદ્ઘાત.

૬૦ ૧૫. વાયુકાયને પણ તે જ ચાર સમુદ્ઘાત કહ્યા છે.

[-સ્થા૦ ૩૮૦]

બાહ્ય[1] પુદ્ગલોના ગ્રહણ વિના થતી જીવોની વિકુર્વણા[2] એક છે.

[-સ્થા૦ ૧૮]

વિકુર્વણા ત્રણ કહી છે—

(૧) ૧. બાહ્ય પુદ્ગલના ગ્રહણ સહિત;
૨. બાહ્ય પુદ્ગલના ગ્રહણ રહિત;
૩. બાહ્ય પુદ્ગલના ગ્રહણ સહિત અને રહિત.[3]

---

કપાટને ઉત્તર તથા દક્ષિણ તરફ લોકાન્ત સુધી વિસ્તારે એટલે મન્થાન -રવૈયાનો આકાર થાય.

પ્રથમ અને અષ્ટમ સમયે આત્મા ઔદારિક યોગ યુક્ત હોય. ૨-૬-૭ એ ત્રણમાં ઔદારિક મિશ્ર યોગ હોય; ૩-૪-૫માં કાર્મણનો યોગ હોય અને આહારક હોય. આઠેમાં મન અને વચન યોગનો પ્રયોગ ન હોય.

૧. ભવધારણીય શરીરથી અવગાહિત પ્રદેશ ન હોય, તે બાહ્ય કહેવાય. તે બાહ્ય પ્રદેશવર્તી પુદ્ગલો પણ બાહ્ય કહેવાય.

૨. આ ભવધારણીય વૈક્રિય શરીરની રચના વિષે સમજવું. કારણ, ઉત્તર વૈક્રિય શરીરની બાહ્ય પુદ્ગલોના ગ્રહણ પૂર્વક હોય.

૩. ભવધારણીય શરીરમાં જ્યારે વિશેષતા લાવવી હોય, ત્યારે.

(૨) ૧. આભ્યન્તર[1] પુદ્ગલના ગ્રહણ સહિત;
૨. આભ્યન્તર પુદ્ગલના ગ્રહણ રહિત;
૩. આભ્યન્તર પુદ્ગલના ગ્રહણ સહિત અને રહિત.

(૩) ૧. બાહ્યાભ્યન્તર પુદ્ગલના ગ્રહણ સહિત;
૨. બાહ્યાભ્યન્તર પુદ્ગલના ગ્રહણ રહિત;
૩. બાહ્યાભ્યન્તર પુદ્ગલના ગ્રહણ સહિત અને રહિત.

[–સ્થા૦ ૧૨૦]

વૃક્ષવિકુર્વણા[2] ચાર છે—

૧. પ્રવાલ; ૨. પત્ર; ૩. પુષ્પ; ૪. ફળ.

[–સ્થા૦ ૩૪૪]

## ૪. યોનિ અને કુલ

(૧) યોનિ (જીવોનું ઉત્પત્તિસ્થાન)ના ત્રણ પ્રકાર છે—
૧. શીતા, ૨. ઉષ્ણા; ૩. શીતોષ્ણા.

આ ત્રણ પ્રકારની યોનિ તેજસ્કાયને છોડીને બાકીના સ્થાવરજીવોને, દ્વીન્દ્રિયજીવોને, ત્રીન્દ્રિયજીવોને, ચતુરિન્દ્રિયજીવોને, સંમૂર્છિમપંચેન્દ્રિયતિર્યંચ તથા સંમૂચ્છિંમ મનુષ્યને હોય છે.[3]

(૨) યોનિ ત્રણ પ્રકારની છે—

---

૧. ભવધારણીય કે ઔદારિક શરીરથી જેટલા ક્ષેત્રનું અવગાહન કર્યું હોય, તેમાં રહેલા પ્રદેશો આભ્યંતર કહેવાય છે.

૨. ટીકાકાર કહે છે કે તથાવિધ લબ્ધિમાન પુરુષ લબ્ધિના બળે વૃક્ષ.જો પેદા કરે તો જે રીતે કરે તે આમાં બતાવ્યું છે. પણ વિક્રિયાનો પારિભાષિક અર્થ ન લેતાં વિકાર એવો અર્થ લઈએ, તો ટીકાકારે જે પ્રકારે આ સૂત્રનો અર્થ કર્યો છે તેમ કરવાની આવશ્યકતા નથી રહેતી.

૩. નારકને શીતા અને ઉષ્ણા બે છે; બધા દેવો, ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજતિર્યંચ પંચેન્દ્રિયને શીતોષ્ણા એક જ છે. તેજસ્કાયની યોનિ ઉષ્ણા છે.

૧. સચિત્તા, ૨. અચિત્તા, ૩. મિશ્રા.

આ ત્રણ પ્રકારની યોનિ એકેન્દ્રિયજીવોને, વિકલેન્દ્રિયજીવોને, સંમૂચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિય તથા સંમૂચ્છિમ મનુષ્યને હોય છે.[1]

(૩) યોનિ ત્રણ પ્રકારની છે—

૧. સંવૃતા–ઢંકાયેલ, ૨. વિવૃતા–ઉઘાડી, ૩. સંવૃત–વિવૃતા.[2]

(૪) યોનિ ત્રણ પ્રકારની છે—

૧. કૂર્મોન્નતા–કાચબાના જેવી ઉન્નત; ૨. શંખાવર્તા–શંખ જેમ ભ્રમી વાળી; ૩. વંશીપત્રિકા – વાંસની પાતરી જેવી.

કૂર્મોન્નતા યોનિ ઉત્તમ પુરુષોની માતાઓને હોય છે. કૂર્મોન્નતા યોનિમાં ત્રણ પ્રકારના ઉત્તમ પુરુષો ગર્ભમાં આવે છે–

૧. અરિહંત; ૨. ચક્રવર્તી; ૩. બલદેવ વાસુદેવ.

સ્ત્રીરત્નને શંખાવર્તા યોનિ હોય છે. તે યોનિમાં અનેક જીવો અને પુદ્ગલો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; પણ કોઈ એ યોનિમાંથી નિષ્પન્ન થતાં નથી.

વંશીપત્રિકા સામાન્ય જીવોને હોય છે. તેમાં સામાન્ય જીવો ગર્ભધારણ કરે છે.

[–સ્થા૦ ૧૪૮]

યોનિસંગ્રહ[3] સાત છે—

---

૧. નારકને તથા દેવને અચિત્ત, ગર્ભજમનુષ્ય તથા તિર્યંચને મિશ્રા.

૨. એકેન્દ્રિય નારક અને દેવને સંવૃતા; વિકલેન્દ્રિયને વિવૃતા, અને સંવૃત–વિવૃતા ગર્ભજને.

૩. યોનિભેદથી જીવોના ભેદ.

૧. અંડજ — પક્ષી, માછલાં, સાપ વગેરે – ઈંડામાંથી થનારા;

૨. પોતજ — હાથી, વાગોળ વગેરે ચામડાથી વીંટાઈને ઉત્પન્ન થનારા;

૩. જરાયુજ — મનુષ્ય, ગાય વગેરે પશુ આદિ ઓરં સાથે જન્મ પામનાર;

૪. રસજ — રસમાં થનારા જંતુ;

૫. સંસ્વેદજ — પરસેવામાં થનારા જંતુ જૂ વગેરે;

૬. સંમૂર્છિમ — માતા-પિતાના સંયોગ વિના ઉત્પન્ન થનારા જીવો – કૃમિ વગેરે;

૭. ઉદ્ભિજ્જ — જમીન ભેદીને ઉત્પન્ન થનારા ખંજનક આદિ.

[–સ્થા૦ ૫૪૩]

યોનિસંગ્રહ આઠ છે —

૧–૭. ઉપર પ્રમાણે;

૮. ઔપપાતિક — દેવ અને નારક ઔપપાતિક કહેવાય છે.

[–સ્થા૦ ૫૯૫]

જીવનાં યોનિરૂપ દ્વારો ૮૪ લાખ[1] છે.

[–સમ૦ ૮૪]

દ્વીન્દ્રિય જાતિની યોનિમાં થનાર કુલકોટિ[2] સાત લાખ કહી છે.

[–સ્થા૦ ૫૯૧]

---

૧. વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૨. યોનિ એટલે ઉત્પત્તિસ્થાન, પણ કુલ તો યોનિમાં થનાર જીવની વિચિત્રતાને લીધે કહેવાય છે. છાણ એ જેમ વીંછીની યોનિ છે; પણ છાણમા વીછી, કૃમિ બીજા જીવજંતુ એમ અનેક પ્રકારનાં જીવકુલો ઉત્પન્ન થાય છે. વીંછીઓમાં પણ જુદા જુદા રંગ આદિને લઈને અનેક કુલ હોઈ શકે. દ્વિ-ઇન્દ્રિયની યોનિ બે લાખ અને કુલકોટિ સાત લાખ સમજવી. આ જ પ્રમાણે આગળ બીજા જીવોની યોનિ અને કુલ વિષે સમજવું.

ત્રીન્દ્રિય જાતિની યોનિમાં થનારી કુલકોટિ આઠ લાખ કહી છે.

[-સ્થા૦ ૬૫૯]

ચતુરિન્દ્રિય જાતિની યોનિમાં થનારી ૯ લાખ કુલકોટિ છે.

ભુજપરિસર્પ અને સ્થલચર તિર્યંચપંચેન્દ્રિયની પણ ૯ લાખ કુલકોટિ છે.

[-સ્થા૦ ૭૦૧].

જલચર પંચેન્દ્રિયતિર્યંચની યોનિમાં થનાર કુલકોટિ સાડાબાર લાખ છે.

[-સમ૦ ૧૩].

ચારપગાં સ્થળચર તિર્યંચપંચેન્દ્રિયની યોનિમાં થનારી કુલકોટિ દશ લાખ છે. તે જ પ્રમાણે ઉરથી ચાલનાર સ્થલચરની પણ સમજવી.

[-સ્થા૦ ૭૮૨].

પન્નગ ૮૪ હજાર છે.

[-સમ૦ ૮૪]

ગૌ૦—હે ભગવન્! શાલી, વ્રીહી, ઘઉં, જવ અને જવજવ એ બધાં ધાન્યો કોઠામાં હોય, વાંસના પાલામાં હોય, માંચામાં હોય, માળમાં હોય, છાંદીને રાખ્યાં હોય, લીંપીને રાખ્યાં હોય, માટી વગેરેથી મુદ્રિત કર્યાં હોય, બંધ કર્યાં હોય; તો તેમની યોનિ – અંકુરોત્પાદક શક્તિ – કેટલો કાળ કાયમ રહે?

ભ૦ — હે ગૌતમ! જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ત્રણ વર્ષ યોનિ કાયમ રહે છે. ત્યાર પછી તેમની યોનિ મ્લાન થાય છે, પ્રતિધ્વંસ પામે છે અને પછી તે બીજ અ-બીજ થઈ જાય છે અને યોનિવિચ્છેદ થાય છે.

[-સ્થા૦ ૧૪૫].

તે પ્રમાણે કલાય, મસૂર, તલ, મગ, અડદ, વાલ, કળથી, ચોળા, તુવેર, અને ગોળચણાને રાખવામાં આવે, તો તેમની યોનિ જઘન્ય અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ પાંચ વર્ષ કાયમ રહે છે; અને તે પ્રમાણે અળસી, કુસુંભ, કોદરા, કાંગ, બંટી, શણ, સરસવ, અને મૂલકબીજને રાખવામાં આવે, તો તેમની યોનિ જઘન્ય અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ સાત વર્ષ કાયમ રહે છે.

[-સ્થા૦ ૪૫૯, ૫૭૫]

## ૫. જન્મ[1]

ઉપપાત એક છે.

[-સ્થા૦ ૨૮]

ઉપપાતજન્મ બેને છે —

૧. દેવ, અને ૨. નારકને.

ગર્ભજન્મ બેને છે —

૧. મનુષ્ય, અને ૨. પંચેન્દ્રિયતિર્યંચને.

એ બંને ગર્ભમાં જ આહાર લે છે, વૃદ્ધિ પામે છે, હાનિ પામે છે, વિકુર્વણા કરે છે, ગતિપર્યાય પામે છે, સમુદ્ઘાત કરે છે, કાલસંયોગ પામે છે, ગર્ભ બહાર નીકળે છે, મરણ પામે છે, ચામડીવાળા થાય છે. એ બંનેની ઉત્પત્તિ શુક્ર અને શોણિતમાંથી છે.

[-સ્થા૦ ૮૫]

ત્રણ પિતૃ-અંગ છે —

૧. અસ્થિ, ૨. અસ્થિમિંજા, ૩. કેશ, મૂછ, રોમ અને નખ.

---

૧. જન્મના પ્રકાર ત્રણ છે — તેમાંના ઉપપાત અને ગર્ભ વિષે અહીં કહ્યું છે અને ત્રીજો પ્રકાર તે સંમૂર્ચ્છિમ સમજવો.

પુરુષના સંસર્ગ વિના પણ સ્ત્રીને પાંચ કારણે ગર્ભ રહે છે—

૧. યોનિપ્રદેશને બરાબર ઢાંક્યો ન હોય અને શુક્રવાળી જગાએ એવી રીતે બેઠી હોય કે જેથી શુક્રના અણુઓ યોનિમાં પ્રવેશી જાય તો;

૨. યોનિમાં શુક્રથી ખરડાયેલ વસ્ત્ર નાંખે તો;

૩. જાણી જોઈને શુક્રના અણુઓને યોનિમાં દાખલ કરે તો;

૪. બીજાના કહેવાથી શુક્રના અણુઓ દાખલ કરે તો;

૫. નદી નાળાના શીતલ જલનું આચમન કરવા જાય ત્યારે કોઈના 'શુક્રવાળું' તે જળ યોનિમાં પ્રવેશી જાય તો.

પુરુષની સાથે સંસર્ગમાં આવે છતાં સ્ત્રીને ગર્ભ ન રહે તેનાં પાંચ કારણો છે—

(૧) ૧. યૌવન ન ખીલ્યું હોય;
 ૨. યૌવન ચાલ્યું ગયુ હોય;
 ૩. જન્મથી જ વંધ્ય હોય;
 ૪. રોગી હોય;
 ૫. દૌર્મનસ્યવાળી હોય.

(૨) ૧. નિત્ય ઋતુસ્રાવ થતો હોય;
 ૨. જેને કદી ઋતુસ્રાવ થતો ન હોય;
 ૩. જેના ગર્ભાશયનુ શ્રોત-છિદ્ર રોગથી નષ્ટ થઈ ગયું હોય;
 ૪. જેના ગર્ભાશયનું શ્રોત રોગવાળું હોય;
 ૫. જે હદથી વધારે મૈથુનમાં રક્ત હોય.

(૩) ૧. ઋતુકાલમાં જો યોગ્ય રીતે મૈથુનસેવી ન બને;
 ૨. શુક્રના અણુઓ નષ્ટ થઈ જાય તો;

૩. જો લોહી ઉત્કટ અને પિત્તપ્રધાન હોય;

૪. ગર્ભધારણ થાય ત્યાર પહેલા કોઈ દેવ શક્તિનો નાશ કરી નાખે તો;

૫. ભાગ્યમાં જ સંતાન ન હોય તો.

[–સ્થા૦ ૪૧૬]

## ૬. ઉપપાત[1] અને ઉદ્વર્તના[2]

ગૌ૦–હે ભગવન્! નરકગતિમાં ઉપપાતનો વિરહકાલ કેટલો?

ભ૦–હે ગૌતમ! જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટ બાર[3] મુહૂર્ત. મનુષ્યગતિ, તિર્યંચગતિ અને દેવગતિનું પણ એમ જ સમજવું.

ગૌ૦–સિદ્ધગતિનો વિરહકાલ કેટલો?

ભ૦–જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ છ માસ.

§ ઉદ્વર્તના પણ સિદ્ધિગતિને[4] છોડીને તેવી જ રીતે કહેવી.

§ અહીં ઉપપાત દંડક[5] અને ઉદ્વર્તના દંડક[6] પૂરો કહેવો.

[–સમ૦ ૧૫૪]

સાતમી નરકમાં ઉપપાતવિરહકાળ ઉત્કૃષ્ટ છ માસ છે.

[–સ્થા૦ ૫૩૫]

---

૧. આવવું–ઉત્પન્ન થવું તે.

૨. મરણ.

૩. રત્નપ્રભા વગેરેમાં ઉત્કૃષ્ટ ૨૪ મુહૂર્તાદિ વિરહકાલ છે તથાપિ સામાન્યરૂપે અહી બાર કહ્યા છે એમ સમજવું. દેવગતિ વિષે પણ તેમ જ સમજવું. પણ મનુષ્ય અને તિર્યંચગતિમાં બાર કહ્યા તે ગર્ભજ વિષે સમજવું.

૪. સિદ્ધિગતિમાં ઉદ્વર્તના જ નથી; કારણ ત્યાંથી મરીને કોઈ બહાર જવું જ નથી.

૫. ૬. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

## ૭. ઉપાધે, કર્મ અને પરિગ્રહ

(૧) ઉપધિ (જીવનુ જેથી પોષણ થાય તે)ના ત્રણ પ્રકાર છે—
 ૧. કર્મોપધિ; ૨. શરીરોપધિ; ૩. બાહ્ય ભાંડમાત્રોપધિ.

દં૦ ૨–૧૧. ભવનપતિને[૧] આ ત્રણે ઉપધિ હોય છે.

દં૦ ૧૭–૨૪. દ્વીન્દ્રિયથી વૈમાનિક સુધીના બધા જીવોમાં આ ત્રણે ઉપધિ હોય છે.

(૨) ઉપધિના ત્રણ પ્રકાર—
 ૧. સચિત્ત. ૨. અચિત્ત. ૩. મિશ્ર.

દં૦ ૧–૨૪. બધા જીવોમાં આ ત્રણેય ઉપધિ હોય છે.

ક્રુ પરિગ્રહના પણ ઉપર પ્રમાણે બે રીતે ત્રણ ભેદો તથા સ્વામીઓ સમજવાના છે.

[–સ્થા૦ ૧૩૮]

જીવો આઠ કર્મપ્રકૃતિનું ચયન કરે છે, તેમણે કર્યું છે અને કરશે—

૧. જ્ઞાનાવરણીય; ૨. દર્શનાવરણીય; ૩. વેદનીય; ૪. મોહનીય; ૫. આયુ; ૬. નામ; ૭. ગોત્ર; ૮. અન્તરાય.

(૧) દં૦ ૧–૨૪. નારકથી વૈમાનિક સુધીના બધા જીવો એ જ આઠ કર્મનું ચયન કરે છે, તેમણે કર્યું છે અને કરશે.

(૨–૬) દં૦ ૧–૨૪. તેવી જ રીતે ઉપચયન, બંધ, ઉદીરણા, વેદના, નિર્જરા આ પાંચ વિષે પણ ત્રણે કાળમાં સમજવું.

[–સ્થા૦ ૫૯૬]

---

૧. નારક અને એકેન્દ્રિયને બાહ્ય ભાંડ વગેરે ઉપકરણ હોતાં નથી તેથી અહીં નથી ગણ્યાં.

## ૮. શરીર

### (૧) શરીરોત્પત્તિ અને નિર્વર્તન[1]

દં० ૧-૨૪. નારક વગેરે ૨૪ દંડકમાં બધા જીવોના શરીરની ઉત્પત્તિ બે કારણે છે —

૧. રાગ; ૨. દ્વેષ.

§ તે જ બે કારણે ૨૪ દંડકમાં નિર્વર્તન પણ સમજવું.

[-સ્થા० ૭૫]

દં० ૧. નારકોની ચાર કારણે શરીરોત્પત્તિ છે —

૧. ક્રોધ; ૨. માન; ૩. માયા; ૪. લોભ.

દં० ૨-૨૪. બાકીના દંડકોમાં પણ તે જ ચાર કારણે શરીરોત્પત્તિ છે.

§ શરીરનું નિર્વર્તન પણ ૨૪ દંડકમાં એ જ ચાર કારણે છે.

[-સ્થા० ૩૭૧]

### (૨) ભેદો, સ્વામી, અને અવગાહના

દં० ૧. નારકને બે શરીર છે —

૧. આભ્યન્તર એટલે કે કાર્મણ;[2]

૨. બાહ્ય એટલે કે વૈક્રિય.

દં० ૨-૧૧. ભવનપતિને પણ તે જ પ્રમાણે.

દં० ૧૨-૧૬. સ્થાવરકાયને બે શરીર છે —

૧. આભ્યન્તર એટલે કે કાર્મણ;[2]

૨. બાહ્ય એટલે કે ઔદારિક.

---

૧. શરીરનો આરંભ તે ઉત્પત્તિ અને પૂરું થઈ રહે તે નિર્વર્તન.

૨. કાર્મણસહચારી તૈજસ પણ અહીં સમજવું.

દં૦ ૧૭–૧૯. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયને બે શરીર છે—

૧. આભ્યન્તર એટલે કે કાર્મણ;

૨. બાહ્ય એટલે કે અસ્થિ, માંસ અને શોણિતથી બદ્ધ ઔદારિક.

દં૦ ૨૦, ૨૧. પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યને બે શરીર છે—

૧. આભ્યન્તર એટલે કે કાર્મણ;

૨. બાહ્ય એટલે કે અસ્થિ, માંસ, શોણિત, સ્નાયુ અને શિરાથી બદ્ધ ઔદારિક.

દં૦ ૨૨–૨૪. વ્યન્તર, જ્યોતિષ્ક, વૈમાનિકને નારક જેમ.

[–સ્થા૦ ૭૫]

દં૦ ૧. વિગ્રહગતિસમાપન્ન[1] નારકને બે શરીર હોય છે—

૧. તૈજસ; ૨. કાર્મણ.

દં૦ ૨–૨૪. બાકીના દંડકોમાં પણ તે જ પ્રમાણે.

[–સ્થા૦ ૭૫]

બધા દેવો બે પ્રકારના છે—

૧. એક શરીરી અને ૨. બે શરીરી.

મરુત, કિન્નર, કિંપુરુષ, ગંધર્વ, નાગકુમાર, સુપર્ણકુમાર, અગ્નિકુમાર અને વાયુકુમાર આ બધા દેવોના બે ભેદ છે.

૧. એકશરીરી[2]; ૨. બેશરીરી.[3]

[–સ્થા૦ ૮૦]

---

૧. જીવનું ઉત્પત્તિસ્થાન વિશ્રેણિમાં હોય ત્યારે જીવની ગતિ સીધી —અવિગ્રહા નથી હોતી, પણ સવિગ્રહા—વાંકી હોય છે. તે વખતે આ બે શરીર હોય છે.

૨. ભવધારણીયની અપેક્ષાએ.

૩. ઉત્તર વૈક્રિય કરે છે તેની અપેક્ષાએ.

દં૦ ૧. નારકને ત્રણ શરીર છે—
૧. વૈક્રિય; ૨. તૈજસ; ૩. કાર્મણ.

દં૦ ૨-૧૧. ભવનપતિને પણ તે જ ત્રણ શરીર છે.

દં૦ ૧૨. પૃથ્વીકાયને ત્રણ શરીર છે—
૧. ઔદારિક; ૨. તૈજસ; ૩. કાર્મણ.

દં૦ ૧૩. જલકાયિક જીવને ઉપર પ્રમાણે.

દં૦ ૧૪. તેજસ્કાયને પણ ઉપર પ્રમાણે.[1]

દં૦ ૧૬. વનસ્પતિને પણ તે જ.

દં૦ ૧૭, ૧૮, ૧૯. દ્વિન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયને પણ તે જ ત્રણ શરીર.[2]

દં૦ ૨૨-૨૪. વ્યન્તર, જ્યોતિષ્ક, વૈમાનિકને પણ તે જ ત્રણ.
[-સ્થા૦ ૨૦૭]

ગૌ૦—હે ભગવન્, શરીર કેટલા પ્રકારનાં છે?

ભ૦—હે ગૌતમ, શરીરના પાંચ પ્રકાર છે—
૧. ઔદારિક, ૨. વૈક્રિય, ૩. આહારક, ૪. તૈજસ, ૫. કાર્મણ.

ગૌ૦—ઔદારિક શરીરના કેટલા ભેદ છે?

ભ૦—ઔદારિક શરીરના ભેદ પાંચ છે—
એકેન્દ્રિય જીવોનું ઔદારિક શરીર યાવત્ ગર્ભજ મનુષ્ય પંચેન્દ્રિયનું ઔદારિક શરીર.

ગૌ૦—ઔદારિક શરીરની અવગાહના કેટલી છે?

ભ૦—જઘન્યથી અંગુલનો અસંખ્યાત ભાગ અને ઉત્કૃષ્ટ એક હજાર યોજનથી કાંઈક વધારે. (અહીં સર્વ

---

૧. વાયુકાયને આહારક સિવાયનાં ચારે હોય છે માટે અહીં નથી ગણ્યું.

૨. તિર્યંચપંચેન્દ્રિયને પણ આહારક સિવાયનાં ચાર હોય છે એટલે અહીં નથી ગણ્યા. મનુષ્યને પાંચે હોય છે એટલે અહીં નથી ગણ્યા.

જીવોની અવગાહના અવગાહના-સંસ્થાન[1] પ્રમાણે સમજી લેવી યાવત્ મનુષ્યના ઔદારિક શરીરની અવગાહના ઉત્કૃષ્ટ ત્રણ ગાઉ છે.)

ગૌ૦ — વૈક્રિય શરીરના કેટલા ભેદ છે?

ભ૦ — બે. એક એકેન્દ્રિયનું વૈક્રિય શરીર અને એક પંચેન્દ્રિયનું વૈક્રિય શરીર. (અહીં બાકીના પ્રશ્નોત્તરો સમજી લેવાના છે.[2] અને અવગાહનાનું પણ યાવત્ સનત્કુમારથી માંડીને અનુત્તર સુધીના ભવધારણીયની એક એક હાથ ઓછી અવગાહના થાય છે એ બધું પણ અહીં સમજી લેવું.[3])

ગૌ૦ — આહારક શરીરના કેટલા ભેદ છે?

ભ૦ — અહારક શરીર એક જ છે.

ગૌ૦ — તો શું તે મનુષ્યને હોય છે કે અમનુષ્યને?

ભ૦ — મનુષ્યને હોય છે; બીજાને નથી હોતું.

ગૌ૦ — મનુષ્યમાં પણ ગર્ભજને હોય છે કે સંમૂચ્છિમને?

ભ૦ — ગર્ભજ મનુષ્યને હોય છે; બીજાને નહિ.

ગૌ૦ — તો શું તે કર્મભૂમિના ગર્ભજ મનુષ્યને હોય છે કે અકર્મભૂમિનાને પણ?

ભ૦ — કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યને હોય છે; બીજાને નહિ.

ગૌ૦ — શું સંખ્યાતવર્ષાયુષી કર્મભૂમિના ગર્ભજ મનુષ્યને હોય છે કે અસંખ્યાતવર્ષીને પણ?

ભ૦ — સંખ્યાતવર્ષાયુષી કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યને હોય છે; બીજાને નહિ.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

ગૌ૦ — તેમાં પણ પર્યાપ્તને હોય છે કે અપર્યાપ્તને પણ?

ભ૦ — માત્ર પર્યાપ્તને જ હોય છે.

ગૌ૦ — પર્યાપ્તમાં પણ શું સમ્યગ્દૃષ્ટિ, સમ્યગ્મિથ્યાદૃષ્ટિ કે મિથ્યાદૃષ્ટિને તે હોય છે?

ભ૦ — સમ્યગ્દૃષ્ટિ સંખ્યાતવર્ષાયુષી કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યને હોય છે; બીજાને નથી હોતું.

ગૌ૦ — સમ્યગ્દૃષ્ટિમાં પણ સંયત, અસંયત કે સંયતાસંયતને હોય છે?

ભ૦ — સંયતને જ હોય છે; બીજાને નથી હોતું.

ગૌ૦ — સંયતમાં પણ શું પ્રમત્તને હોય છે કે અપ્રમત્ત સંયતને?

ભ૦ — પ્રમતસંયતને હોય છે.

ગૌ૦ — પ્રમત્ત સંયતમાં પણ ઋદ્ધિવાળા કે ઋદ્ધિવિનાનાને હોય છે?

ભ૦ — ઋદ્ધિવાળાને હોય છે; બીજાને નહિ.

એમ વાચના અહીં સમજવાની છે. આહારક શરીર સમચતુરસ્રસંસ્થાનવાળું છે.

ગૌ૦ — આહારક શરીરની અવગાહના શી છે?

ભ૦ — જઘન્યથી એક હાથથી કાંઈક ઓછું અને ઉત્કૃષ્ટ પૂરો હાથ.

ગૌ૦ — તૈજસ શરીરના કેટલા પ્રકાર છે?

ભ૦ — પાંચ પ્રકારનું છે — એકેન્દ્રિયનું યાવત પંચેન્દ્રિયનું.

અહીં તૈજસની અવગાહનાનું[1] વર્ણન પણ સમજી લેવું.[2]

ગૌ૦ — ગ્રૈવેયકનો દેવ મારણાન્તિક સમુદ્ઘાત કરે ત્યારે તેના તૈજસ શરીરની કેટલી અવગાહના હોય?

ભ૦ — પહોળાઈ અને જાડાઈની અપેક્ષાએ શરીરપ્રમાણ હોય છે; પણ આયામ (લંબાઈ)ની અપેક્ષાએ જઘન્યથી અધોલોકમાં વિદ્યાધરશ્રેણી સુધી અને ઉત્કૃષ્ટ અધોલોકના ગ્રામો સુધી, તથા ઊર્ધ્વલોકમાં પોતાના વિમાન સુધી, અને તિર્યગ્દિશામાં મનુષ્યક્ષેત્ર સુધીની અવગાહના છે. અનુત્તરૌપપાતિક દેવો વિષે પણ ગ્રૈવેયક જેમ જ સમજી લેવું.

કાર્મણ વિષે પણ તૈજસ જેમ જ સમજી લેવું.

[–સમ૦ ૧૫૨]

(૧) જંબૂદ્વીપના ભરતૈરવત વર્ષની અતીત ઉત્સર્પિણી, વર્તમાન અવસર્પિણી અને આગામી ઉત્સર્પિણીના સુષમસુષમા આરામાં મનુષ્યોની અવગાહના ત્રણ ગાઉ અને આયુ ત્રણ પલ્ય છે.

(૨) તેજ પ્રમાણે જંબૂદ્વીપના દેવકુરુ અને ઉત્તરકુરુના મનુષ્યો વિષે.

(૩) તે જ પ્રમાણે ધાતકીખંડના મનુષ્યો વિષે.

(૪) તે જ પ્રમાણે પુષ્કરાર્ધના મનુષ્યો વિષે.

[–સ્થા૦ ૧૪૩]

(૧) જંબૂદ્વીપના ભરતૈરવત વર્ષની અતીત ઉત્સર્પિણી, વર્તમાન અવસર્પિણી અને આગામી ઉત્સર્પિણીના સુષમસુષમા આરામાં મનુષ્યોની ૬૦૦૦ ધનુષ ઊંચાઈ અને આયુ ૬ અડધા પલ્ય (ત્રણ પલ્ય) સમજવું.

---

૧. નિયમ એવો છે કે જેવડું ઔદારિક કે વૈક્રિય હોય, તેવડું જ તૈજસ અને કાર્મણ હોય.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬.

(૨) તે જ પ્રમાણે દેવકુરુ-ઉત્તરકુરુના મનુષ્યો વિષે.

(૩) તે જ પ્રમાણે ધાતકીખંડના મનુષ્યો વિષે.

(૪) તે જ પ્રમાણે પુષ્કરાર્ધના મનુષ્યો વિષે.

[-સ્થા૦ ૪૯૩]

બાદર વનસ્પતિકાયની ઉત્કૃષ્ટ એક હજાર યોજન શરીરાવગાહના કહી છે.

જલચર પંચેન્દ્રિયતિર્યંચની પણ તેટલી જ છે.

ઉરપરિસર્પ પંચેન્દ્રિયતિર્યંચની પણ તેટલી જ છે.

[-સ્થા૦ ૭૨૯]

બ્રહ્મલોક અને લાંતક કલ્પના દેવોનાં ભવધારણીય શરીર ઉત્કૃષ્ટ પાંચ હાથ ઊંચાં કહ્યાં છે.

[-સ્થા૦ ૪૬૯]

મહાશુક્ર અને સહસ્રાર કલ્પના દેવોના ભવધારણીય શરીરની ઊંચાઈ ઉત્કૃષ્ટ ચાર હાથ કહી છે.

[-સ્થા૦ ૩૭૫]

સનત્કુમાર-માહેન્દ્ર કલ્પના દેવોના ભવધારણીય શરીરની ઊંચાઈ ઉત્કૃષ્ટ ૬ હાથ છે.

[-સ્થા૦ ૫૩૨]

આણત, પ્રાણત, આરણ અને અચ્યુત કલ્પના દેવોના ભવધારણીય શરીરની ઊંચાઈ ઉત્કૃષ્ટ ત્રણ હાથ છે.

[-સ્થા૦ ૧૫૧]

ગ્રૈવેયકના દેવો ઉત્કૃષ્ટ બે હાથ ઊંચા છે.

[-સ્થા૦ ૯૪]

અનુત્તરવાસી દેવોની ઊંચાઈ એક હાથ છે.

[-સ્થા૦ ૫૪]

ભવનવાસી, વાણવ્યંતર, જ્યોતિષ્ક, સૌધર્મ અને ઈશાનના દેવોના ભવધારણીય શરીરની ઊંચાઈ ૭ હાથ છે.

[-સ્થા૦ ૫૭૯]

અવગાહના[1] ચાર છે —

૧. દ્રવ્ય અવગાહના[2]; ૨. ક્ષેત્ર અવગાહના[3]; ૩. કાલ અવગાહના[4]; ૫. ભાવ અવગાહના[5].

[-સ્થા૦ ૨૭૬]

## (૩) શરીરનાં વર્ણાદિ

શરીર પાંચ છે —

૧. ઔદારિક; ૨. વૈક્રિય; ૩. આહારક; ૪. તૈજસ; ૫. કાર્મણ.

એ પાંચે શરીરમાં પાંચ વર્ણ અને પાંચ રસ છે.

બધાં સ્થૂલ આકારવાળાં શરીરોમાં પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ અને આઠ સ્પર્શ હોય છે.

[-સ્થા૦ ૩૯૫]

૬૦ ૧. નારકનાં શરીર (अ) પાંચ વર્ણવાળાં અને (आ) પાંચ રસવાળાં છે.

(अ) ૧. કૃષ્ણ; ૨. નીલ; ૩. લોહિત; ૪. હરિદ્ર; ૫. શુક્લ.

(आ) ૧. મધુર; ૨. તિક્ત; ૩. કટુક; ૪. કષાય; ૫. અમ્લ.

---

૧. અવગાહના એટલે શરીર — જેમાં જીવ અવગાહીને રહે છે.

૨. દ્રવ્યથી અનંતદ્રવ્યો હોય છે.

૩. ક્ષેત્રથી અસંખ્યપ્રદેશમાં અવગાહીને રહે છે.

૪. અસંખ્યેય સમયની સ્થિતિ છે.

૫. ભાવ — એટલે 'વર્ણ' વગેરે પર્યાયો. વર્ણાદિ અનંત પર્યાયો હોય છે.

દં૦ ૨–૨૪. બાકીના દંડકોમાં પણ શરીરના વર્ણ-રસ તે જ પ્રમાણે છે.

[–સ્થા૦ ૩૯૫]

દં૦ ૧. નારકોએ પાંચ વર્ણ અને પાંચ રસ યુક્ત પુદ્‌ગલો બાંધ્યાં છે, બાંધે છે અને બાંધશે. તે આ પ્રમાણે—

૧–૫. કૃષ્ણ યાવત્ હરિદ્ર.

૧–૫. મધુર યાવત્ અમ્લ.

દં૦ ૨–૨૪. તે પ્રમાણે બાકીના દંડકોમાં સમજી લેવું.

[–સ્થા૦ ૪૬૯]

## (૪) કેટલીક વિશેષ બાબતો

પ્રત્યેક શરીરમાં જીવ એક છે.

[–સ્થા૦ ૧૭]

મૃતજીવનું શરીર એક છે.

[–સ્થા૦ ૨૪]

શરીરમાંથી નવ છિદ્ર વાટે મળ નીકળે છે—

બે કાન, બે આંખ, બે નસકોરાં, મોઢું, ઉપસ્થ, અને અપાન.

[–સ્થા૦ ૬૭૫]

ચાર શરીરો જીવસ્પૃષ્ટ છે[1]—

૧. વૈક્રિય, ૨. આહારક, ૩. તૈજસ, ૪. કાર્મણ.

ચાર શરીર કાર્મણોન્મિશ્ર છે—

૧. ઔદારિક, ૨. વૈક્રિય, ૩. આહારક ૪. તૈજસ.

[–સ્થા૦ ૩૩૨]

---

૧. આમાં ઔદારિક એટલા માટે નથી ગણ્યું કે તે મૃત્યુ પછી જીવથી સ્પૃષ્ટ નથી હોતું. ત્યારે તે સિવાયનાં ચાર તો જીવ વિના કદી સંભવિત જ નથી.

ચારનું એક શરીર સુપશ્ય નહિ—

૧. પૃથ્વી, ૨. અપ્, ૩. તેજસ, ૪. વનસ્પતિકાય.

[-સ્થા૦ ૩૩૫]

## ૯. સંઘયણ

ગૌ૦—હે ભગવન્! સંઘયણ કેટલાં છે?

ભ૦—હે ગૌતમ! સંઘયણ છ છે—

૧. વજ્રઋષભનારાચ સં૦; ૨. ઋષભનારાચ સં૦; ૩. નારાચ સં૦; ૪. અર્ધનારાચ સં૦; ૫. કીલિકા સં૦; ૬. સેવાર્ત સં૦

દં૦ ૧. ગૌ૦—હે ભગવન્! નારકોને કયું સંઘયણ હોય છે?

ભ૦—હે ગૌતમ! નારકો અસંઘયણી[1] છે. તેમના શરીરમાં અસ્થિ, શિરા, સ્નાયુ એ હોતાં નથી. માત્ર તેમને અનિષ્ટ અને અશુભ પુદ્ગલો અસંઘયણરૂપે પરિણમે છે.

દં૦ ૨. ગૌ૦—અસુરકુમારને કયું સંઘયણ છે?

ભ૦—અસુરકુમારને સંઘયણ હોતું નથી. ઇષ્ટ અને શુભ પુદ્ગલો અસંઘયણરૂપે પરિણમે છે.

દં૦ ૩-૧૧. બાકીના ભવનપતિ વિષે પણ ઉપર પ્રમાણે.

દં૦ ૧૨. પૃથ્વીકાયિક જીવોને સેવાર્ત સંઘયણ છે.

દં૦ ૧૩-૧૬. બાકીના સ્થાવરકાયને પણ તે જ.

દં૦ ૧૭-૧૯. દ્વિ-ઇન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયને પણ તે જ.

---

૧. સંઘયણ એટલે સંગઠન—અસ્થિબંધ. નારક અને દેવને અસ્થિ જ હોતાં નથી તેથી તેમને અસ્થિબંધનો પ્રશ્ન જ નથી.

દં૦ ૨૦ (અ) સંમૂચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિયને પણ તે જ.
(આ) ગર્ભજ તિર્યંચપંચેન્દ્રિયને છયે સંઘયણ છે.

દં૦ ૨૧ (અ) સંમૂચ્છિમ મનુષ્યને સેવાર્ત સં૦;
(આ) ગર્ભજ મનુષ્યને છયે સંઘયણ.

દં૦ ૨૨–૨૪. અસુરકુમાર જેમ અસંઘયણી.

[–સમ૦ ૧૫૫; –સ્થા૦ ૪૯૪]

## ૧૦. સંસ્થાન

ગૌ૦ — હે ભગવન્, સંસ્થાન કેટલાં છે?

ભ૦ — હે ગૌતમ! સંસ્થાન છ પ્રકારનાં છે —

૧. સમચતુરસ્ર; ૨. ન્યગ્રોધપરિમંડલ; ૩. સાદિ સંસ્થાન; ૪. વામન સં૦; ૫. કુબ્જ સં૦; ૬. હુંડ સંસ્થાન.

દં૦ ૧. ગૌ૦ — નારકને કયું સંસ્થાન છે?
ભ૦ — નારકને હુંડ સંસ્થાન છે.

દં૦ ૨. ગૌ૦ — અસુરકુમારને કયું સંસ્થાન છે?
ભ૦ — અસુરકુમારને સમચતુરસ્ર સંસ્થાન છે.

દં૦ ૩–૧૧. બાકીના ભવનપતિને પણ તે જ.

દં૦ ૧૨. પૃથ્વીનું મસુર સંસ્થાન છે.

દં૦ ૧૩. અાપનું સ્તિબુક સંસ્થાન છે.

દં૦ ૧૪. તેજનું સૂચિકલાપ સંસ્થાન છે.

દં૦ ૧૫. વાયુનું સંસ્થાન પતાકા છે.

દં૦ ૧૬. વનસ્પતિ નાના પ્રકારના સંસ્થાનવાળી છે.

દં૦ ૧૭–૧૯. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયનું હુંડ સંસ્થાન છે.

દં૦ ૨૦ (અ) સંમૂચ્છિમ તિર્યંચપંચેન્દ્રિયનું હુંડ સંસ્થાન.
(આ) ગર્ભજ તિર્યંચપંચેન્દ્રિયને છયે સંસ્થાન હોય છે.

દં૦ ૨૧ (अ) સંમૂચ્છિંમ મનુષ્યને હુંડ સં૦.
(आ) ગર્ભજ મનુષ્યને છયે સંસ્થાન.

દં૦ ૨૨-૨૪. વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિકો અસુરકુમાર જેમ સમચતુરસ્ર સંસ્થાનવાળા છે.

[-સમ૦ ૧૫૫; -સ્થા૦ ૪૯૫]

## ૧૧. ક્રિયા

ક્રિયા[૧] એક છે.

[-સ્થા૦ ૪; સમ૦ ૧]

ક્રિયા બે પ્રકારની છે—

(૧) ૧. જીવક્રિયા (જીવનો વ્યાપાર); ૨. અજીવક્રિયા.

§ જીવક્રિયા બે પ્રકારની છે—

૧. સમ્યક્ત્વ (સમગ્દર્શનરૂપ જીવનો વ્યાપાર; અથવા સમ્યગ્દર્શનવાળા જીવનો વ્યાપાર); ૨. મિથ્યાત્વ (તત્ત્વની અશ્રદ્ધારૂપ વ્યાપાર અથવા મિથ્યાત્વી જીવનો વ્યાપાર).

§ અજીવક્રિયા[૨] બે પ્રકારની છે—

૧. ઐર્યાપથિકી;[૩] ૨. સાંપરાયિકી.[૪]

---

૧. કરણ, વ્યાપાર અને ક્રિયા એકાર્થક છે.

૨. અજીવ પુદ્ગલોનું કર્મરૂપે પરિણમન કરવું તે.

૩. ઉપશાંતમોહાદિ ત્રણ ગુણસ્થાનવર્તી જીવ માત્ર યોગના કારણે પુદ્ગલોને સાતાવેદનીય કર્મરૂપે પરિણમાવે છે તે ઐર્યાપથિકી૦; અથવા એ કર્મનું પણ નામ છે. જે કર્મ પ્રથમ સમયે બદ્ધ થાય અને બીજા સમયે વેદાઈ ખરી જાય છે તે પણ ઐર્યાપથ૦ કહેવાય છે. આ ક્રિયાનો કર્તા તો જીવ છે, પણ આમાં પરિણમન અજીવનું કર્મરૂપે થતું હોવાથી અજીવક્રિયા કહેવાય.

૪. તે જ પ્રમાણે સંપરાય એટલે કષાય; તજ્જન્ય વ્યાપાર તે સાંપરાયિકી.

(૨) ૧. કાયિકી (શરીરથી થતી); ૨. આધિકરણિકી.[1]

§ કાયિકી ક્રિયા બે પ્રકારની છે —

૧. અનુપરતકાયક્રિયા (અવિરત પુરુષ – મિથ્યાદૃષ્ટિ કે વ્રત ન સ્વીકારનાર – તેની કાયાથી કરેલી;)

૨. દુષ્પ્રયુક્તકાયક્રિયા (પ્રમત્તસંયતની મન-વચન-કાયાના દુષ્ટ પ્રયોગપૂર્વકની).

§ આધિકરણિકી ક્રિયા બે પ્રકારની છે —

૧. સંયોજનાધિકરણિકી (જુદા જુદા ભાગો — ખડ્ગ તેનો હાથો વગેરે જુદા હોય તેમને – જોડવા તે;)

૨. નિર્વર્તનાધિકરણિકી (ખડ્ગાદી અધિકરણનું ઉત્પાદન કરવું તે.)

(૩) ૧. પ્રાદ્વેષિકી – મત્સરપૂર્વકની ક્રિયા; ૨. પારિતાપનિકી — પ્રાણીઓને પીડવાની ક્રિયા.

§ પ્રાદ્વેષિકી ક્રિયા બે પ્રકારની છે —

૧. જીવવિષયક પ્રાદ્વેષિકી; ૨. અજીવવિષયક પ્રાદ્વેષિકી.

§ પારિતાપનિકી બે પ્રકારની છે —

૧. સ્વહસ્તપારિતાપનિકી; ૨. પરહસ્તપારિતાપનિકી.

(૪) ૧. પ્રાણાતિપાતક્રિયા – હિંસાકર્મ; ૨. અપ્રત્યાખ્યાન-ક્રિયા – અવ્રતીની ક્રિયા;

§ પ્રાણાતિપાત ક્રિયા બે પ્રકારની છે —

૧. સ્વહસ્તપ્રાણાતિપાત; ૨. પરહસ્તપ્રાણાતિપાત.

§ અપ્રત્યાખ્યાન ક્રિયા બે પ્રકારની છે —

૧. જીવવિષયકઅપ્રત્યાખ્યાન; ૨. અજીવવિષયકઅપ્ર૦

---

૧. જેનાથી આત્મા નરકમાં જાય તે અધિકરણ – અનુષ્ઠાન; અથવા કોઈ બાહ્ય ખડ્ગ વગેરે વસ્તુ પણ અધિકરણ કહેવાય. તેનાથી થતી.

(૫) ૧. આરંભિકી; ૨. પારિગ્રહિકી – પરિગ્રહસંબંધી.

§ આરંભિકી બે પ્રકારની છે—

૧. જીવઆરંભિકી; ૨. અજીવઆરંભિકી.

§ પારિગ્રહિકી બે પ્રકારની છે.—

૧. જીવપારિગ્રહિકી; ૨. અજીવપારિગ્રહિકી.

(૬) ૧. માયાપ્રત્યયા; ૨. મિથ્યાદર્શનપ્રત્યયા.

§ માયાપ્રત્યયા બે પ્રકારની છે—

૧. આત્મભાવવંકનતા (પોતે હલકો હોય છતાં ઉમદા છે તેવું બતાવવું);

૨. પરભાવવંકનતા (ફૂટલેખ આદિ કરીને બીજાને ઠગવું તે).

§ મિથ્યાદર્શનપ્રત્યયા બે પ્રકારની છે—

૧. ઊનાતિરિક્તમિથ્યાદર્શનપ્રત્યયા[1];

૨. તદ્વ્યતિરિક્તમિથ્યાદર્શનપ્રત્યયા[2].

(૭) ૧. દૃષ્ટિની ક્રિયા (દર્શનને કારણે થયેલી); ૨. પૃષ્ટિની ક્રિયા (પ્રશ્ન નિમિત્તક ક્રિયા)

§ દૃષ્ટિની બે પ્રકારની છે—

૧. જીવદૃષ્ટિની; ૨. અજીવદૃષ્ટિની.

§ પૃષ્ટિની બે પ્રકારની છે—

૧. જીવપૃષ્ટિની; ૨. અજીવપૃષ્ટિની.

(૮) ૧. પ્રાતીત્યિકી (બાહ્ય વસ્તુના નિમિત્તે થતી); ૨. સામન્તોપનિપાતિકી (લોકો ભેગા મળી વાહવાહ કરે તે સાંભળી થતી).

---

૧. આત્મા અંગુષ્ઠપ્રમાણ છે તેવું ન્યૂન દર્શન; અને આત્મા વ્યાપક છે તેવું અધિક દર્શન. આ બંને મિથ્યાદર્શનનિમિત્તક ક્રિયા તે.

૨. ઉપર સિવાયની, આત્મા છે જ નહિ એવી માન્યતાઓથી લાગતી.

§ પ્રાતીત્યિકી બે પ્રકારની છે—

૧. જીવપ્રાતીત્યિકી; ૨. અજીવપ્રાતીત્યિકી.

§ સામન્તોપનિપાતિકી બે પ્રકારની છે—

૧. જીવસામન્તોપનિપાતિકી; (કોઈને ઘેર ઘોડો વગેરે સારો હોય તેની પ્રશંસા સાંભળી હર્ષ થવાથી થતી);

૨. અજીવસામન્તોપનિપાતિકી. (રથ વગેરે અજીવની પ્રશંસા સાંભળી હર્ષ થવાથી થતી).

(૯) ૧. સ્વાહસ્તિકી – પોતાના હાથથી થયેલ; ૨. નૈસૃષ્ટિકી – ક્ષેપણ – ફેંકવાથી થયેલ.

§ સ્વાહસ્તિકી બે પ્રકારની છે—

૧. જીવસ્વાહસ્તિકી; ૨. અજીવસ્વાહસ્તિકી.

§ નૈસૃષ્ટિકી બે પ્રકારની છે—

૧. જીવનૈસૃષ્ટિકી; ૨. અજીવનૈસૃષ્ટિકી.

(૧૦) ૧. આજ્ઞાપની – આજ્ઞા કરવાથી થતી; ૨. વૈદારિણી – વિદારણ કરવાથી થતી.

§ આજ્ઞાપની બે પ્રકારની છે—

૧. જીવઆજ્ઞાપની; ૨. અજીવઆજ્ઞાપની.

§ વૈદારિણી બે પ્રકારની છે—

૧. જીવવૈદારિણી; ૨. અજીવવૈદારિણી.

(૧૧) ૧. અનાભોગપ્રત્યયા — પ્રમાદથી – ઉપયોગ વિના થયેલી;

૨. અનવકાંક્ષાપ્રત્યયા – શરીર તરફ બેપરવા થઈ વર્તવું તે.

§ અનાભોગપ્રત્યયા બે પ્રકારની છે—

૧. અનાયુક્તાદાનતા – ઉપયોગશૂન્ય થઈ લેવું તે;

૨. અનાયુક્તપ્રમાર્જના – ઉપયોગશૂન્ય થઈ પ્રમાર્જવું તે.

§ અનવકાંક્ષાપ્રત્યયા બે પ્રકારની છે —

૧. આત્મશરીરાનવકાંક્ષાપ્રત્યયા;

૨. પરશરીરાનવકાંક્ષાપ્રત્યયા.

(૧૨) ૧. પ્રેમપ્રત્યયા; ૨. દ્વેષપ્રત્યયા.

§ પ્રેમપ્રત્યયા બે પ્રકારની છે —

૧. માયાપ્રત્યયા; ૨. લોભપ્રત્યયા.

§ દ્વેષપ્રત્યયા બે પ્રકારની છે —

૨. ક્રોધપ્રત્યયા; ૨. માનપ્રત્યયા.

[–સ્થા૦ ૬૦]

દં૦ ૧. સમ્યગ્દૃષ્ટિનારકને ચાર ક્રિયા છે —
૧. આરંભિકા; ૨. પારિગ્રહિકી; ૩. માયા-વૃત્તિકા; ૪. અપ્રત્યાખ્યાન ક્રિયા.

દં૦ ૨. સમ્યગ્દૃષ્ટિ અસુરકુમારને પણ તે જ ચાર ક્રિયા હોય છે.

દં૦ ૨૦–૨૪. તિર્યંચપંચેન્દ્રિયથી માંડી વૈમાનિક સુધીના દંડકોમાં પણ તેવી ક્રિયાઓ હોય છે.

[–સ્થા૦ ૩૬૯]

§ પાંચ ક્રિયા આરંભિકી છે —

૧. આરંભિકા; ૨. પારિગ્રહિકા; ૩. માયાવૃત્તિકા; ૪. અપ્રત્યાખ્યાનક્રિયા; ૫. મિથ્યાદર્શનવૃત્તિકા.

દં૦ ૧. મિથ્યાદૃષ્ટિનારકને આ પાંચે ક્રિયા હોય છે:

દં૦ ૨–૧૧. મિથ્યાદૃષ્ટિભવનપતિને પાંચે ક્રિયા હોય છે.

દં૦ ૧૨–૧૯. વિકલેન્દ્રિયને પાંચે ક્રિયા હોય છે.

દં૦ ૨૦–૨૪. મિથ્યાદૃષ્ટિ તિર્યંચપંચેન્દ્રિયથી વૈમાનિક સુધીના દંડકોમાં એ પાંચે ક્રિયા હોય છે.

§ ક્રિયા પાંચ છે —

(૧) ૧. કાયિકી; ૨. અધિકરણિકા; ૩. પ્રાદ્વેષિકા; ૪. પારિતાપનિકા; ૫. પ્રાણાતિપાતક્રિયા.

(૨) ૧–૫. આરંભિકા યાવત્ મિથ્યાદર્શનવૃત્તિકા.

(૩) ૧. દર્શનપ્રત્યયા; ૨. પ્રશ્નપ્રત્યયા; ૩. પ્રતીત્ય – બાહ્ય નિમિત્તે થતી; ૪. સામન્તોપનિકા; ૫. સ્વહસ્તિકા.

(૪) ૧. નિસૃજિકા – નિક્ષેપણજન્યકર્મબંધ;
૨. આનાયનિકા – મંગાવવાથી થતી;
૩. વૈદારણિકા;
૪. અનાભોગવૃત્તિકા;
૫. અનવકાંક્ષવૃત્તિકા.

દં૦ ૧–૨૪. આ ચારે પ્રકારે ગણાવેલી પાંચે ક્રિયાઓ બધા દંડકમાં હોય છે.

§ ક્રિયા પાંચ છે —

૧. પ્રેમપ્રત્યયા; ૨. દ્વેષપ્રત્યયા; ૩. પ્રયોગક્રિયા; ૪. સમુદાનક્રિયા – કર્મોપાદાનરૂપ; ૫. ઇર્યાપથિકી.

દં૦ ૨૧. આ પાંચક્રિયા મનુષ્યદંડકમાં જ સંભવે.

[–સ્થા૦ ૪૧૯]

ક્રિયાસ્થાન[1] તેર છે —

૧. અર્થદંડ – પ્રયોજન પ્રયુક્ત હિંસા; ૨. અનર્થદંડ – નિરર્થક હિંસા; ૩. હિંસાદંડ; ૪. અકસ્માતદંડ; ૫. દૃષ્ટિવિપર્યાસદંડ; ૬. મૃષાવાદપ્રત્યય; ૭. અદત્તાદાનપ્રત્યય; ૮. આધ્યાત્મિક – આભ્યંતર; ૯. માનપ્રત્યય; ૧૦. મિત્રદ્વેષપ્રત્યય; ૧૧. માયાપ્રત્યય; ૧૨. લોભપ્રત્યય; ૧૩. ઈર્યાપથ.

[– –સમ૦ ૧૩].

---

૧. ક્રિયા — કર્મબંધમાં નિમિત્ત એવી ચેષ્ટા – તેના ભેદો.

## ૧૨. સંજ્ઞા — અભિલાષ

સંજ્ઞા એક છે —

[–સ્થા૦ ૩૦]

સંજ્ઞા ચાર છે —

૧. આહારસંજ્ઞા; ૨. ભયસંજ્ઞા; ૩. મૈથુનસંજ્ઞા; ૪. પરિગ્રહસંજ્ઞા.

[–સમ૦ ૪; –સ્થા૦ ૩૫૬]

ચાર કારણે આહારસંજ્ઞા ઊપજે —

૧. પેટ ખાલી હોય તો;

૧. ક્ષુધાવેદનીયના ઉદયથી;

૩. મતિથી – આહારકથા સાંભળી ખાવાનું મન થઈ આવવાથી;

૪. ખાવાનું સતત ધ્યાન હોય તો.

ભયસંજ્ઞા ચાર કારણે ઊપજે —

૧. હીનસત્ત્વથી; ૨. ભયવેદનીયના ઉદયથી; ૩. મતિથી; ૪. ભયની સતત ચિંતાથી.

મૈથુનસંજ્ઞા ચાર કારણે ઉપજે —

૧. માંસ અને લોહીની બહુલતાથી; ૨. મોહનીય કર્મના ઉદયથી; ૩. મતિથી; ૪. મૈથુનની સતત ચિંતાથી.

પરિગ્રહસંજ્ઞા ચાર કારણે ઊપજે —

૧. અવિમુક્તિથી; ૨. લોભવેદનીયના ઉદયથી; ૩. મતિથી; ૪. પરિગ્રહની સતત ચિંતાથી.

[–સ્થા૦ ૩૫૬]

સંજ્ઞા દશ છે.—

૧–૪. આહાર યાવત્ પરિગ્રહ; ૫. ક્રોધસંજ્ઞા; ૬. માન-સંજ્ઞા; ૭ માયાસંજ્ઞા ૮. લોભસંજ્ઞા; ૯. લોકસંજ્ઞા–જ્ઞાનોપયોગ;

૧૦. ઓઘસંજ્ઞા – દર્શનોપયોગ.

દં૦ ૧. નારકને આ દશ સંજ્ઞા હોય છે.

દં૦૨–૨૩. બાકીના દંડકોમાં પણ આ દશ સંજ્ઞા હોય છે.

[–સ્થા૦ ૭૫૨]

ભયસ્થાન[1] સાત છે—

૧. ઇહલોકભય; ૨. પરલોકભય; ૩. આદાનભય; ૪. અકસ્માત્‌ભય; ૫. વેદનભય; ૬. મરણભય; ૭. અશ્લોકભય.

[–સ્થા૦ ૫૪૯]

ભયસ્થાન સાત છે—

૧–૪. ઉપરપ્રમાણે; ૫. આજીવિકાભય; ૬–૭. ઉપર પ્રમાણે.

[–સમ૦ ૭]

## ૧૩. ગતિ – આગતિ[2]

ગતિ એક છે. આગતિ એક છે.

[–સ્થા૦ ૨૫, ૨૬]

દં૦ ૧. નારકની ગતિ બે અને આગતિ પણ બે છે—
૧. મનુષ્ય; ૨. પંચેન્દ્રિયતિર્યંચ.

દં૦ ૨–૧૧. ભવનપતિની પણ તે જ.

દં૦ ૧૨. પૃથ્વીકાયની ગતિ બે અને આગતિ બે છે—
૧. પૃથ્વીકાય; ૨. નોપૃથ્વીકાય[3].

---

૧. અંગુત્તરમાં જાતિ–જન્મ, જરા, વ્યાધિ, મરણ, અગ્નિ, ઉદક, રાજ, ચોર, આત્માનુવાદ–પોતાના દુઃશ્ચરિતનો વિચાર, પરાનુવાદભય–બીજો મને દુશ્ચરિત કહેશે એવો ભય, દંડ, દુર્ગતિ; ઇત્યાદિ ભયોના ભેદો બતાવ્યા છે. ૪. ૧૧૯ થી; ૫ ૭૭ થી.

૨. જીવ મરીને જ્યાં જાય તે ગતિ અને જ્યાંથી મરીને આવે તે આગતિ.

૩. નોપૃથ્વીકાયનો અર્થ જલકાયાદિ કરવો; અને ગતિમાં દેવનારક વર્જી અપ્કાયાદિ એવો તથા આગતિમાં નારક વર્જીને અપ્કાયાદિ અર્થ કરવો.

દં૦ ૧૩–૧૬. બાકીના સ્થાવર વિષે પણ યથાયોગ્ય ઉપર પ્રમાણે.
દં૦ ૧૭–૨૧. દ્વીન્દ્રિયથી મનુષ્યના દંડક સુધી પણ ઉપર પ્રમાણે.
દં૦ ૨૨–૨૪. આ ત્રણ દેવદંડકમાં નરકની જેમ.

[–સ્થા૦ ૭૮]

પંચેન્દ્રિયતિર્યંચની ગતિ ચાર અને આગતિ પણ ચાર છે —

૧. નારક; ૨. દેવ; ૩. મનુષ્ય; ૪. તિર્યંચ.

મનુષ્યની પણ એ જ ચાર ગતિ – આગતિ છે.

[–સ્થા૦ ૩૬૭]

એકેન્દ્રિયની પાંચ ગતિ અને પાંચ આગતિ છે —

૧. એકેન્દ્રિય; ૨. દ્વીન્દ્રિય; ૩. ત્રીન્દ્રિય; ૪. ચતુરિન્દ્રિય; પંચેન્દ્રિય.

દ્વિ-ઇન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય વિષે પણ તે જ પ્રમાણે.

[–સ્થા૦ ૪૫૮]

પૃથ્વીકાયની છ ગતિ અને છ આગતિ છે —

૧. પૃથ્વીકાય; ૨. અપ્કાય; ૩. તેજસ્કાય; ૪. વાયુકાય; ૫. વનસ્પતિકાય; ૬. ત્રસકાય.

અપ્કાય, વાયુકાય, તેજસ્કાય, વનસ્પતિકાય, અને ત્રસકાય વિષે પણ ઉપર પ્રમાણે

[–સ્થા૦ ૪૮૨]

અંડજની ગતિ સાત છે અને આગતિ પણ સાત છે —

૧. અંડજ; ૨. પોતજ; ૩ જરાયુજ; ૪. રસજ; ૫. સંસ્વેદજ; ૬. સંમૂચ્છિંમ; ૭. ઉદ્ભિજજ.

પોતજ, જરાયુજ, સંસ્વેદજ, સંમૂચ્છિંમ અને ઉદ્ભિજજની પણ ઉપર પ્રમાણે ગતિ–આગતિ સાત છે.

[–સ્થા૦ ૫૪૩]

અંડજની આઠ ગતિ અને આઠ આગતિ છે—

૧–૭. અંડજથી ઉદ્ભિજ્જ; ૮. ઔપપાતિક.

પોતજ અને જરાયુજની પણ આઠ ગતિ–આગતિ સમજવી; બીજાની નહિ.

[–સ્થા૦ ૫૯૫]

પૃથ્વીકાયની ૯ ગતિ અને ૯ આગતિ છે—

૧. પૃથ્વીકાય; ૨. અપ્કાય; ૩. તેજસ્કાય; ૪. વાયુકાય; ૫. વનસ્પતિકાય; ૬. દ્વીન્દ્રિય; ૭. ત્રીન્દ્રિય; ૮. ચતુરિન્દ્રિય; ૯. પંચેન્દ્રિય.

અપ્કાયથી પંચેન્દ્રિય સુધીના જીવોની પણ ગતિ–આગતિ ઉપર પ્રમાણે છે.

[–સ્થા૦ ૬૬૬]

દિશા ત્રણ છે—

૧. ઊર્ધ્વ; ૨. અધો; ૩. તિર્યક્.

આ ત્રણે દિશામાં જીવોની ગતિ થાય છે, આગતિ થાય છે; વ્યુત્ક્રાંતિ— ઉત્પત્તિ, આહાર, વૃદ્ધિ, હાનિ, ગતિપર્યાય, સમુદ્ઘાત, કાલસંયોગ, દર્શનાભિગમ, જ્ઞાનાભિગમ, જીવાભિગમ અને અજીવાભિગમ થાય છે.

દં૦ ૨૦, ૨૧. પંચેન્દ્રિયતિર્યંચ અને મનુષ્યનાં ઉપર ગણાવેલ ગતિ વગેરે ત્રણે દિશામાં થાય છે.

[–સ્થા૦ ૧૬૩]

દિશા છ છે—

૧. પૂર્વ; ૨. પશ્ચિમ; ૩. દક્ષિણ; ૪. ઉત્તર ૫. ઊર્ધ્વ; ૬. અધઃ.

આ છયે દિશામાં જીવની ગતિ આદિ થાય છે.

દં૦ ૨૦, ૨૧. તિર્યંચપંચેન્દ્રિય અને મનુષ્યની જ ગતિ આદિ છયે દિશામાં થાય છે.

[–સ્થા૦ ૪૯૯]

## ૧૪. આવાસ[1]

દં૦ ૧. ગૌ૦ — હે ભગવન્ ! આ રત્નપ્રભાપૃથ્વીનું કેટલું ક્ષેત્ર અવગાહીને નરકના કેટલા આવાસ છે?

ભ૦ — હે ગૌતમ ! આ રત્નપ્રભાપૃથ્વી એક લાખ ૮૦ હજાર યોજન પ્રમાણ જાડી છે. ઉપર તથા નીચે એકેક હજાર યોજન બાદ કરીને વચ્ચેના ૧ લાખ ૭૮ હજાર યોજનપ્રમાણ ભાગમાં ૩૦ લાખ નરકાવાસ છે.

તે નરકાવાસો અંદરથી ગોળ છે અને બહારથી ચાર-ખૂણિયા છે. યાવત્ તેમાં અશુભ નારકો છે અને તેમની અશુભ વેદના છે.

બાકીનાં ૬ નરકોના આવાસો નીચે પ્રમાણે —

| | જાડાઈનું પ્રમાણ | યોજન | આવાસ |
|---|---|---|---|
| ૨ | ૧૩૨૦૦૦ | ,, | ૨૫૦૦૦૦૦ |
| ૩ | ૧૨૮૦૦૦ | ,, | ૧૫૦૦૦૦૦ |
| ૪ | ૧૨૦૦૦૦ | ,, | ૧૦૦૦૦૦૦ |
| ૫ | ૧૧૮૦૦૦ | ,, | ૩૦૦૦૦૦ |
| ૬ | ૧૧૬૦૦૦ | ,, | ૯૯,૯૯૫ |
| ૭ | ૧૦૮૦૦૦ | ,, | ૫ |

બધાં નરકોના આવાસો ઉપર નીચે એકેક હજાર યોજન છોડી દઈને મધ્ય ભાગમાં હોય છે પણ સાતમા

---

૧. અંગુત્તર૦માં આવતી વિગતોની સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૭.

નરકમાં ૧૦૮૦૦૦ યોજનપ્રમાણુ જાડાઈમાં ઉપરથી પરાા હજાર યોજન બાદ કરી અને નીચેથી પણ પરાા હજાર યોજન બાદ કરી બાકીના મધ્યભાગના ત્રણ હજાર યોજન-પ્રમાણમાં માત્ર પાંચ અનુત્તર મહાન નરકાવાસો છે. તેમનાં નામ – કાલ, મહાકાલ, રૌરવ, મહારૌરવ અને અપ્રતિષ્ઠાન છે. તેમાં રૌરવ ગોળ છે અને બાકીના ત્રિકોણુ આકારના તથા નીચે ક્ષુરપ્રસંસ્થાનવાળા છે.

| | | | | |
|---|---|---|---|---|
| દં૦ | ૨ અસુરકુમારના | | આવાસ | ૬૪૦૦૦૦૦ |
| દં૦ | ૩ નાગકુમારના | | ,, | ૮૪૦૦૦૦૦ |
| દં૦ | ૪ સુપર્ણુકુમારના | | ,, | ૭૨૦૦૦૦૦ |
| દં૦ | ૫ વાયુકુમારના | | ,, | ૯૬૦૦૦૦૦ |
| દં૦ | ૬ દ્વીપકુમાર | યુગલના | ,, | ૭૬૦૦૦૦૦[1] |
| દં૦ | ૭ દિક્કુમાર | ,, | ,, | ,, |
| દં૦ | ૮ ઉદધિકુમાર | ,, | ,, | ,, |
| દં૦ | ૯ વિદ્યુત્કુમાર | ,, | ,, | ,, |
| દં૦ | ૧૦ અગ્નિકુમાર | ,, | ,, | ,, |
| દં૦ | ૧૧ સ્તનિતકુમાર | ,, | ,, | ,, |

રત્નપ્રભાની જાડાઈ ૧૮૦૦૦૦ છે. તેમાંથી ઉપર અને નીચેથી એકેક હજાર બાદ કરતાં મધ્યના ૧૭૮૦૦૦ યોજન-પ્રમાણુ ભાગમાં અસુરકુમારના ૬૪ લાખ આવાસો છે. તેમનાં ભવનો બહારથી ગોળ છે, અંદરથી ચારખૂણિયાં છે, તથા તળિયામાં પુષ્કરકર્ણિકાના આકારવાળાં છે. એક ભવનને બીજા ભવનથી છૂટું પાડવા માટે વચ્ચે ઊંડી ખાઈ ખોદી પ્રાળ બાંધી દેવામાં આવી છે. આવાસોમાં અટ્ટાલિકા,

૧. સમવાયાંગની મુદ્રિત પ્રતિમાં 'बावत्तरिमो' એવો પાઠ છે પણ અન્યત્ર ૭૬નો ઉલ્લેખ છે તેથી અહીં ૭૬ લખ્યા છે.

ચારિકા, ગોપુરદ્વાર, દરવાજા, તોરણ, પ્રતિદ્વાર એ બધું તે તે સ્થાનોમાં આવ્યું છે. તથા તે ભવનોમાં ચારે તરફ યન્ત્ર, મુશળ, મુસુંઢી અને શતઘ્ની ગોઠવવામાં આવ્યાં છે. તેમાં ૪૮ કોઠાની રચના કરવામાં આવી છે. તેમાં ૪૮ જુદા જુદાં વનખંડોની રચના કરવામાં આવી છે. તેની જમીનને તથા દીવાલોને લીંપીગૂંપી સુંદર બનાવવામાં આવી છે. તેમાં ગોશીર્ષચંદન અને રક્તચંદનના થાપા સીડી પર દેવામાં આવ્યા છે. તેમાં કાલાગુરુ, શ્રેષ્ઠ કુન્દુરુક્ક, તથા તુરુષ્કના ધૂપથી ચારે તરફ વાતાવરણ મહેકી ઊઠેલ હોય છે. તે એટલાં બધાં સુગંધી દ્રવ્યોથી વ્યાપ્ત છે કે જાણે કોઈ ઘનીભૂત સુગંધી દ્રવ્ય જ સ્વયં હોય તેવાં થઈ ગયાં છે. તે બધાં ભવનો સ્વચ્છ છે, શ્લક્ષ્ણ છે, સ્નિગ્ધ છે, ઘૃષ્ટ છે, મૃષ્ટ છે, નીરજ છે, નિર્મલ છે, વિતિમિર છે, વિશુદ્ધ છે, પ્રભાવાળાં છે; રશ્મિવાળાં છે, પ્રકાશવાળાં છે, પ્રસાદ કરે તેવાં છે, દર્શનીય છે, અભિરૂપ છે, રમણીય છે, પ્રતિરૂપ છે.

બાકીના નાગકુમાર વગેરેનાં ભવનોનું પણ આ જ પ્રમાણે વર્ણન સમજવું. તેમની સંખ્યા ઉપર બતાવી જ છે.

દં૦ ૧૨–૧૬. સ્થાવરકાયના અસંખ્યાત આવાસ છે.

દં૦ ૧૭–૧૯. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયના પણ અસંખ્યાત આવાસ છે.

દં૦ ૨૦–૨૧. તિર્યંચપંચેન્દ્રિય અને મનુષ્યના પણ અસંખ્યાત આવાસ છે.

દં૦ ૨૨. ગૌ૦ — વાણવ્યંતરના આવાસ કેટલા છે?

ભ૦ — હે ગૌતમ! આ રત્નપ્રભા પૃથ્વીના રત્નમય કાંડની પ્રથમ એક હજાર યોજનની જે જાડાઈ છે, તેમાંથી ઉપર અને નીચેના એકેક સો યોજન જતાં વચ્ચેના ૮૦૦ યોજનપ્રમાણ ભાગમાં તિરછી દિશામાં વ્યંતરના ભૌમેય

નગર અને આવાસો અસંખ્યાત લાખ પ્રમાણુ છે. તેમનાં તે નગરો અંદરથી ચોરખૂણિયાં અને બહારથી ગોળ હોય છે. બાકીનું વર્ણન ભવનપતિના આવાસ જેવું સમજી લેવું. વધારામાં તેઓમાં ધજા-પતાકાની હારો હોય છે. તે સુરમ્ય હોય છે. તિલકો તથા બારણા આગળ રત્નજડિત અર્ધ-ચંદ્રાકાર એ બધું તેમને વિચિત્ર કરી મૂકે છે. અંદરથી અને બહારથી તે સ્નિગ્ધ છે. તેમનું તળિયું સુવર્ણની વાળુકાથી ઢાંકી દેવામાં આવ્યું હોય છે, તેમનો સ્પર્શ સુંવાળો હોય છે, તે સુંદર છે, યાવત્ પ્રસાદ આપનાર દર્શનીય અને પ્રતિરૂપ છે.

દં૦ ૨૪. આ રત્નપ્રભાપૃથ્વીથી ઊંચે જ્યોતિષ્કનાં વિમાનોની પણ ઉપરે બહુ યોજન, અનેક સો યોજન, અનેક સહસ્રયોજન, અનેક લાખ યોજન, અનેક કરોડ યોજન, અનેક કોટાકોટિ યોજન, અસંખ્ય કોટાકોટિયોજનથી પણ ઊંચે દૂર વૈમાનિકોનાં — સૌધર્મ, ઈશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મ, લાંતક, શુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુતમાં, તથા ગ્રૈવેયક અને અનુત્તરમાં બધાં મળી ૮૪૯૭૦૨૩ વિમાનો આવેલાં છે. યાવત્ દર્શનીય હોય છે.

દં૦ ૨૩. આ રમણીય રત્નપ્રભાપૃથ્વીથી ૭૯૦ યોજનની ઊંચાઈ પછીની ૧૧૦ યોજન પ્રમાણુ ઊંચાઈ સુધીમાં તિર્યગ્લોકમાં જ્યોતિષ્કદેવોના અસંખ્યાત વિમાનાવાસો છે. તે જ્યોતિષ્કવિમાનાવાસોની પ્રભા ચારે તરફ ફેલાયલી હોવાથી તે શુક્લ દેખાય છે. તેઓમાં વિવિધ મણિઓ તથા રત્નો હોવાથી તે ચિત્રવિચિત્ર દેખાય છે; તેમના ઉપર વાયુથી વિજયપતાકા ઊડે છે અને તેઓમાં ઉપરાઉપર છત્રો પણ આવેલાં છે; તે બહું ઊંચાં છે, તેમને ગગનચૂંબી શિખરો છે; પીંજરામાંથી જેમ કોઈ વસ્તુનો ભાગ નીકળી આવી દેખાય તેમ તેમનાં જાળિયાંમાં રાખેલા રત્નો શોભા આપે છે. તેઓમાં મણિ

અને કનકના સ્તૂપો છે. તેઓમાં વિકસિત કમળ, તિલક અને રત્નમય અર્ધચંદ્રનાં ચિતરામણ છે; અંદર અને બહાર તેઓ સુકોમલ છે; તેઓમાં સુવર્ણરજ પાથરેલી છે; તેઓ સુખસ્પર્શવાળા છે, શોભાયમાન છે, પ્રસાદ ઉપજાવે તેવા છે, દર્શનીય છે, સુંદર છે, પ્રતિરૂપ છે.

પ્રત્યેક દેવલોકના કેટકેટલા વિમાનાવાસ છે તે નીચે પ્રમાણે–

| | |
|---|---|
| સૌધર્મ | ૩૨૦૦૦૦૦ |
| ઈશાન | ૨૮૦૦૦૦૦ |
| સનત્કુમાર | ૧૨૦૦૦૦૦ |
| માહેન્દ્ર | ૮૦૦૦૦૦ |
| બ્રહ્મલોક | ૪૦૦૦૦૦ |
| લાંતક | ૫૦૦૦૦ |
| શુક્ર | ૪૦૦૦૦ |
| સહસ્રાર | ૬૦૦૦ |
| આનત-પ્રાણત | ૪૦૦ |
| આરણ-અચ્યુત | ૩૦૦ |
| અધોવર્તી ત્રણ ગ્રૈવેયકના | ૧૧૭ |
| મધ્યના ત્રણ ગ્રૈવેયકના | ૧૦૭ |
| ઊર્ધ્વના ત્રણ ગ્રૈવેયકના | ૧૦૦ |
| અનુત્તરના | ૫ |

[–સમ૦ ૧૦, ૨૫, ૬૪, ૭૨, ૮૪, ૯૬, ૧૪૯, ૧૫૦; –સ્થા૦ ૧૪૭, ૭૫૭]

ચમરના ૩૪૦૦૦૦૦ ભવનાવાસ છે.

[–સમ૦ ૩૪]

ધરણના ૪૪૦૦૦૦૦ ભવનાવાસ છે.

[–સમ૦ ૪૪]

ભૂતાનંદના ૪૦ લાખ ભવનાવાસ છે.

[–સમ૦ ૪૦]

વાયુકુમારના ઇન્દ્ર પ્રભંજનના ૪૬ લાખ ભવનાવાસ છે.

[–સમ૦ ૪૬]

પહેલા, પાંચમા, છઠ્ઠા અને સાતમા નરકના ૩૪ લાખ નરકાવાસ છે.

[–સમ૦ ૩૪]

બીજા અને ચોથા નરકના ૩૫ લાખ નરકાવાસ છે.

[–સમ૦ ૩૫]

બીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા નરકના નરકાવાસ ૩૯ લાખ છે.

[–સમ૦ ૩૯]

રત્નપ્રભા, પંકપ્રભા, તમ અને તમસ્તમાના નરકાવાસ ૪૧ લાખ છે.

[–સમ૦ ૪૧]

પહેલા, ચોથા અને પાંચમા નરકના ૫૫ લાખ નરકાવાસ છે.

[–સમ૦ ૫૫]

પહેલા, બીજા અને પાંચમા નરકના ૫૮ લાખ નરકાવાસ છે.

[–સમ૦ ૫૮]

ચોથા સિવાયનાં બાકીનાં છ નરકોના નરકાવાસ ૭૪ લાખ છે.

[–સમ૦ ૭૪]

નરકાવાસ ૮૪ લાખ છે.

[–સમ૦ ૮૪]

# ૧૫. વિશેષ પ્રકારે ભેદો

દં૦ ૧. નારક જીવોના બે ભેદો છે—

(૧) ભવ્ય અને અભવ્ય.

(૨) અનન્તરોપપન્ન (કાલ કે દેશની અપેક્ષાએ વ્યવધાન રહિત ઉત્પન્ન થયેલા) અને પરંપરોપપન્ન (વ્યવધાનસહિત ઉત્પન્ન થયેલા).

(૩) ગતિસમાપન્ન અને અગતિસમાપન્ન.[૧]

(૪) પ્રથમસમયોપપન્ન (ઉત્પન્ન થયાં એક જ સમય થયો હોય તે) અને અપ્રથમસમયોપપન્ન.

(૫) આહારક અને અનાહારક. (વિગ્રહગતિ હોય ત્યારે એક કે બે સમય અનાહારક રહે તે અનાહારક; અને ત્યાર પછી સદૈવ આહાર લે તે આહારક.)

(૬) ઉચ્છ્વાસક (ઉચ્છ્વાસપર્યાપ્તિ પૂરી કરનાર) અને નોચ્છ્વાસક.

(૭) સેન્દ્રિય (ઇંદ્રિયપર્યાપ્તિ પૂરી કરનાર) અને અનિન્દ્રિય.

(૮) પર્યાપ્ત (પર્યાપ્ત નામકર્મનો ઉદય હોય તે) અને અપર્યાપ્ત.

દં૦ ૨-૨૪. આ આઠે રીતે બબ્બે ભેદો બાકીના દંડકોમાં પણ સમાન છે.

દં૦ ૧. નારકના બે ભેદ—

(૯) ૧. સંજ્ઞી (મનઃપર્યાપ્તિ પૂરી કરનાર) અને ૨. અસંજ્ઞી.

---

૧. નરકગતિમાં જતા હોય તે ગતિસમાપન્ન; અને ત્યાં પહોંચી ગયેલા તે અગતિસમાપન્ન; અથવા નારકરૂપ બની ગયેલા તે ગતિસમાપન્ન અને દ્રવ્યનારક તે અગતિ૦; અથવા ચાલતા તે ગતિ૦, અને સ્થિર તે અગતિ૦.

દં૦ ૨–૧૧. ભવનપતિના પણ તે જ બે ભેદ.

દં૦ ૨૦–૨૪ તિર્યંચપંચેન્દ્રિયથી વૈમાનિક સુધીના દંડકોમાં પણ આ બન્ને ભેદે જીવો છે.

દં૦ ૧. નારકના બે ભેદ છે—

(૧૦) ૧. ભાષક અને ૨. અભાષક.

દં૦ ૨–૧૧. ભવનપતિના પણ તે જ બે ભેદો છે.

દં૦૧૭–૨૪. [1]દ્વીન્દ્રિયથી વૈમાનિક સુધીના દંડકના જીવોના પણ તે જ બે ભેદ છે.

દં૦ ૧. નારકના બે ભેદ—

(૧૧). ૧. સમ્યગ્દૃષ્ટિ અને ૨. મિથ્યાદૃષ્ટિ.

દં૦ ૨–૧૧. ભવનપતિના પણ આ બે ભેદ છે.

દં૦ ૧૭–૨૪. [2]દ્વીન્દ્રિયથી વૈમાનિક સુધીના દંડકના જીવોના પણ આ બે ભેદ છે.

દં૦ ૧. નારકના બે ભેદ—

(૧૨). પરિત્તસંસારી (જેણે પોતાનો સંસાર ટૂંકાવી નાખ્યો છે) અને ૨. અપરિત્તસંસારી.

દં૦ ૨–૨૪. બાકીના દંડકમાં પણ આ બે ભેદો છે.

દં૦ ૧. નારકના બે ભેદ—

(૧૩) ૧. સંખ્યાતકાલસ્થિતિક અને ૨. અસંખ્યાતકાલસ્થિતિક.[3]

---

૧. એકેન્દ્રિયને ભાષાપર્યાપ્તિ હોતી જ નથી તેથી તેમને બાદ કર્યા છે.

૨. એકેન્દ્રિયને સમ્યક્ત્વ હોતું જ નથી.

૩. દશ હજાર વર્ષાદિ સ્થિતિવાળા તે સંખ્યાત૦; અને પલ્ય વગેરે અસંખ્ય પ્રમાણ વર્ષ જીવનાર તે અસંખ્યાત૦.

દં૦ ૨૦-૨૨. [1]તિર્યંચપંચેન્દ્રિયથી વાણવ્યંતર સુધીના દંડકોમાં આ બે ભેદ જીવો છે.[2]

દં૦ ૧. નારકના બે ભેદ—

(૧૪) ૧. સુલભબોધિ અને ૨. દુર્લભબોધિ.

(૧૫) ૧. કૃષ્ણપાક્ષિક અને ૨. શુક્લપાક્ષિક.

(૧૬) ૧. ચરિમ (અર્થાત્ જેનો પ્રસ્તુત નારક ભવ અંતિમ છે તે) અને ૨. અચરિમ.

દં૦ ૨-૨૪. બાકીના દંડકોમાં પણ આ જ રીતે બબ્બે ભેદો છે.

[-સ્થા૦ ૭૯; -સમ૦ ૧૪૯]

દં૦ ૧. એક સમયમાં ઉત્પન્ન થનારા નારકો— કતિસંચિત (સંખ્યાત), અકતિસંચિત (અસંખ્યાત અથવા અનન્ત), અને અવક્તવ્યકસંચિત (એક) હોય છે.

૨-૧૧. ભવનપતિ પણ તેટલા જ.[3]

૧૭-૨૪. દ્વિ-ઇન્દ્રિયથી વૈમાનિક સુધીના ત્રણ પ્રકારના નારક જેમ.

[-સ્થા૦ ૧૨૧]

દં૦ ૧. નારકના દશ પ્રકાર છે—

૧. અનન્તરોપપન્ન;
૨. પરંપરોપપન્ન; } (કાલકૃત ભેદ)

૩. અનન્તરાવગાઢ;
૪. પરંપરાવગાઢ; } (દેશકૃત ભેદ)

---

૧. અહીં એકેન્દ્રિય તથા વિકલેન્દ્રિયનું વર્જન છે કારણ કે તે સંખ્યાતસ્થિતિક જ હોય છે.

૨. જ્યોતિષ્ક અને વૈમાનિક અસંખ્યાતસ્થિતિક જ છે.

૩. પાંચ સ્થાવર-એકેન્દ્રિયનું વર્જન છે, કારણ, તે એક સમયમાં અસંખ્યાત કે અનંત ઊપજે છે પણ એક નહીં.

૫. અનન્તરાહારક[1];
૬. પરંપરાહારક;
૭. અનન્તરપર્યાપ્તક (પ્રથમ સમય પર્યાપ્ત)
૮. પરંપરપર્યાપ્તક (અપ્રથમ સ૦);
૯. ચરમ;
૧૦. અચરમ.

દં૦ ૨–૨૪. બાકીના દંડકમાં પણ આ જ દશ ભેદો સમજી લેવા.

[–સ્થા૦ ૭૫૭]

## ૧૬. કામ, પાપસ્થાન, દંડપ્રયોગ અને કરણ

કામ ચાર છે—

૧. શૃઙ્ગાર; ૨. કરુણ; ૩. બીભત્સ; ૪. રૌદ્ર.

શૃઙ્ગાર કામ દેવોમાં, કરુણ કામ મનુષ્યમાં, બીભત્સ કામ તિર્યંચમાં અને રૌદ્ર કામ નારકમાં હોય છે.

[–સ્થા૦ ૩૫૭]

ક્રોધ બે પ્રકારનો છે—

૧. આત્મસ્થિત; ૨. પરસ્થિત.

દં૦ ૧–૨૪. બધા નારકાદિ દંડકોમાં એ બંને પ્રકારે ક્રોધ હોય.

બાકીનાં માનાદિ યાવત્ મિથ્યાદર્શન શલ્ય સુધીનાં ૧૪ પાપસ્થાનો વિષે પણ તે જ સમજવું.

[–સ્થા૦ ૧૦૦]

દંડ બે પ્રકારના છે—

૧. અર્થદંડ; ૨. અનર્થદંડ.

---

૧. અવ્યવહિત પુદ્ગલનો આહાર કરનાર તે અથવા પ્રથમ સમયમાં આહારક તે અનંતરા૦; બાકીના પરંપરા૦.

દં૦ ૧–૨૪. નારકથી વૈમાનિક સુધીના બધા જીવોને આ [1]બંને દંડ હોય છે.

[–સ્થા૦ ૬૯]

દંડ ત્રણ છે —

૧. મનોદંડ; ૨. વચનદંડ; ૩. કાયદંડ.

દં૦ ૧. નારકને ઉપરના ત્રણે દંડ હોય છે.

દં૦ ૨–૧૧. ભવનપતિને પણ તે ત્રણેય દંડ હોય છે.

દં૦ ૨૦–૨૪. [1]તિર્યંચપંચેન્દ્રિયથી માંડી વૈમાનિક સુધીના જીવોને પણ ત્રણેય દંડ છે.

[–સ્થા૦ ૧૨૬]

ગર્ભજ તિર્યંચપંચેન્દ્રિયને તેર પ્રકારનો પ્રયોગ છે —

૧. સત્ય મનઃપ્રયોગ;
૨. મૃષા મનઃપ્રયોગ;
૩. સત્યમૃષા મનઃપ્રયોગ;
૪. અસત્યમૃષા મનઃપ્રયોગ;
૫. સત્ય વચન પ્રયોગ;
૬. મૃષા વચન પ્રયોગ;
૭. સત્યમૃષા વચનપ્રયોગ;
૮. અસત્યમૃષા વચનપ્રયોગ;
૯. ઔદારિકશરીર કાયપ્રયોગ;
૧૦. ઔદારિકમિશ્રશરીર કાયપ્રયોગ;
૧૧. વૈક્રિયશરીર કાયપ્રયોગ;
૧૨. વૈક્રિયમિશ્રશરીર કાયપ્રયોગ;
૧૩. કર્મશરીર કાયપ્રયોગ.

[–સમ૦ ૧૩]

---

૧. એકેન્દ્રિયાદિકનું વર્જન એટલા માટે કે તેમને મન-વચન હોતાં નથી.

મનુષ્યને પંદર પ્રકારનો પ્રયોગ છે—

૧–૧૩. ગર્ભજતિર્યંચપંચેન્દ્રિય પ્રમાણે;

૧૪. આહારકશરીર કાયપ્રયોગ;

૧૫. આહારકમિશ્ર કાયપ્રયોગ.

[–સમ૦ ૧૫]

કરણ ત્રણ છે—

૧. આરંભકરણ; ૨. સંરંભકરણ; ૩. સમારંભકરણ.

દં૦ ૧–૨૪. નારકથી વૈમાનિક સુધીના બધા જીવોમાં આ કરણ હોય છે.

[–સ્થા૦ ૧૨૪]

## ૧૭. પ્રણિધાન, ગુપ્તિ અને અગુપ્તિ

પ્રણિધાન ત્રણ છે—

૧. મનપ્રણિધાન; ૨. વચનપ્રણિધાન; ૩. કાયપ્રણિધાન.

દં૦ ૧–૧૧. નારક અને ભવનપતિને એ ત્રણે પ્રણિધાન હોય છે.

દં૦ ૨૦–૨૪. તિર્યંચપંચેન્દ્રિયથી માંડી વૈમાનિકને એ ત્રણે પ્રણિધાન હોય છે.

દુષ્પ્રણિધાન વિષે પણ એ જ પ્રમાણે સમજવું.

સુપ્રણિધાન ત્રણ છે—

૧. મનઃસુપ્રણિધાન; ૨. વચનસુપ્રણિધાન; ૩. કાયસુપ્રણિધાન.

દં૦ ૨૧. સંયત મનુષ્યને જ ત્રણ સુપ્રણિધાન હોય છે.

[–સ્થા૦ ૧૩૯]

પ્રણિધાન ચાર પ્રકારનું છે—

૧. મનઃપ્રણિધાન; ૨. વચનપ્રણિધાન; ૩. કાયપ્રણિધાન; ૪. ઉપકરણપ્રણિધાન.

દં૦ ૧-૧૧. નારક અને ભવનપતિને એ ચારેય પ્રણિધાન હોય છે.

દં૦ ૨૦-૨૪. તિર્યંચપંચેન્દ્રિયથી માંડી વૈમાનિકને એ ચારેય પ્રણિધાન હોય છે.

દુષ્પ્રણિધાન વિષે પણ ઉપર પ્રમાણે જ છે.

સુપ્રણિધાનના ચાર ભેદ—

૧. મનઃસુપ્રણિધાન; ૨. વચનસુપ્રણિધાન; ૩. કાય-સુપ્રણિધાન; ૪. ઉપકરણસુપ્રણિધાન.

દં૦ ૨૧. સંયત મનુષ્યને જ આ ચાર સુપ્રણિધાન હોય છે.

[-સ્થા૦ ૨૫૪]

§ ગુપ્તિ ત્રણ છે—

૧. મનોગુપ્તિ; ૨. વચનગુપ્તિ; ૩. કાયગુપ્તિ.

દં૦ ૨૧. આ ત્રણ ગુપ્તિ ફક્ત સંયત મનુષ્યને હોય છે.

§ અગુપ્તિ ત્રણ છે—

૧. મનની અગુપ્તિ; ૨. વચનની અગુપ્તિ; ૩. કાયની અગુપ્તિ.

દં૦ ૧-૧૧. નારક અને ભવનપતિને આ ત્રણે અગુપ્તિ હોય છે.

૨૦. પંચેન્દ્રિય તિર્યંચને આ ત્રણે અગુપ્તિ હોય છે.

૨૧. અસંયત મનુષ્યને આ ત્રણે અગુપ્તિ હોય છે.

૨૨-૨૪. વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિકને પણ આ ત્રણે અગુપ્તિ હોય છે.

[-સ્થા૦ ૧૨૬]

## ૧૮. ઋદ્ધિ

ઋદ્ધિ ત્રણ પ્રકારની છે—

૧. દેવર્દ્ધિ; ૨. રાજર્દ્ધિ; ૩. ગણીની ઋદ્ધિ.

૧. દેવર્દ્ધિ ત્રણ પ્રકારની છે—

(૧) ૧. વિમાનઋદ્ધિ; ૨. વિકુર્વણઋદ્ધિ; ૩. પરિચારણા-ઋદ્ધિ (મૈથુનવિષયક).

(૨) ૧. સચિત્ત; ૨. અચિત્ત; ૩. મિશ્ર.

૨. રાજઋદ્ધિ ત્રણ પ્રકારની છે—

(૧) ૧. નગર પ્રવેશની ઋદ્ધિ; ૨. નગરનિષ્ક્રમણ ઋદ્ધિ; ૩. સૈન્ય, વાહન, કોષ, કોઠારની ઋદ્ધિ.

(૨) ૧. સચિત્ત; ૨. અચિત્ત; ૩. મિશ્ર.

૩. ગણિની ઋદ્ધિ ત્રણ પ્રકારની છે—

(૧) ૧. જ્ઞાનઋદ્ધિ; ૨. દર્શન ઋદ્ધિ; ૩. ચારિત્ર ઋદ્ધિ.

(૨) ૧. સચિત્ત; ૨. અચિત્ત; ૩. મિશ્ર.

[–સ્થા. ૨૧૪]

દશ સ્થાને તૈજસલેશ્યાથી ભસ્મ થઈ જાય છે—

૧. કોઈ તૈજસલેશ્યાલબ્ધિયુક્ત શ્રમણ-બ્રાહ્મણની અતિ આશાતના કરે તેથી કુપિત થઈને તે શ્રમણ–બ્રાહ્મણ તે આશાતના કરનાર પર તૈજસ-લેશ્યા મૂકે અને તેથી તે પીડિત થઈને પછી ભસ્મ થઈ જાય.

૨. તેવી જ રીતે શ્રમણ–બ્રાહ્મણની આશાતના થતી જોઈ કોઈ દેવ તૈજસલેશ્યા મૂકે અને ભસ્મ કરે.

૩. તેવી જ રીતે દેવ અને શ્રમણ–બ્રાહ્મણ એ બન્ને એક સાથે તૈજસલેશ્યા મૂકે અને ભસ્મ કરે.

૪. તેવી જ રીતે શ્રમણ-બ્રાહ્મણ લેશ્યા મૂકે ત્યારે પહેલાં તો દાહથી શરીરમાં ફોડલા પડે, પછી એ ફોડલા ફૂટી જાય, અને પછી તે ભસ્મ થઈ જાય.

૫. તેવી જ રીતે દેવ લેશ્યા મૂકે અને તેવી જ સ્થિતિ થાય.

૬. દેવ અને શ્રમણ-બ્રાહ્મણ બન્ને એક સાથે લેશ્યા મૂકે અને તેવી જ સ્થિતિ થાય.

૭. તેવી જ રીતે શ્રમણ-બ્રાહ્મણ લેશ્યા મૂકે અને મોટા ફોડલા ઊપસી આવે અને ફૂટી જાય. વળી પાછા નાના ફોલ્લા ઊપસી આવે અને તે પણ ફૂટી જાય અને ત્યાર પછી ભસ્મ થઈ જાય.

૮. દેવ લેશ્યા મૂકે અને તેવી જ સ્થિતિ થાય.

૯. બન્ને લેશ્યા મૂકે અને તેવી જ સ્થિતિ થાય.

૧૦. કોઈ તૈજસ લેશ્યાવાળો કોઈ શ્રમણની આશાતના કરવા ખાતર તેના પર તૈજસલેશ્યા મૂકે તો તે તૈજસ લેશ્યા કશું કરવા સમર્થ થતી નથી. તે આમથી તેમ ઊંચી-નીચી થાય છે અને તે શ્રમણની આસપાસ આંટો મારી પછી આકાશમાં ઊછળે છે. ઊછળીને છોડનારના જ શરીર તરફ પાછી વળી તેના શરીરને જ બાળીને ભસ્મ કરે છે. જેમ ગોશાલકની તપોલેશ્યા વિષે બન્યું છે તેમ.

[-સ્થા૦ ૭૭૬]

ત્રણ કારણે શ્રમણનિર્ગ્રન્થ સંક્ષિપ્ત વિપુલ તેજોલેશ્યાવાળો થાય.

૧. આતાપના; ૨. ક્ષાંતિ–ક્ષમા; ૩. અપાનક તપઃકર્મ.
[–સ્થા૦ ૧૮૨]

નૈપુણ્ય નવ બાબતનું છે—

૧. સંખ્યાન – ગણિત; ૨. નિમિત્ત – નિમિત્તશાસ્ત્ર; ૩. કાયિક – શારીરિક નૈપુણ્ય (નાડીઓપર કાબૂ હોવા આદિ); ૪. પુરાણશાસ્ત્ર; ૫. સમયસૂચકતા; ૬. પરપંડિત (બહુશાસ્ત્રજ્ઞ;) ૭. વાદવિદ્યા; ૮. ભૂતિકર્મ–ભૂતિદાન; ૯. ચિકિત્સા.
[–સ્થા૦ ૬૭૯]

નિધિ પાંચ છે—

૧. પુત્ર; ૨. મિત્ર; ૩. શિલ્પ; ૪. ધન; ૫. ધાન્ય.
[–સ્થા૦ ૪૪૮]

રાજચિહ્ન પાંચ છે—

૧. ખડ્ગ; ૨. છત્ર; ૩. મુકુટ; ૪. ઉપાનહ; ૫. ચામર.
[–સ્થા૦ ૪૦૮]

બલ દશ પ્રકારનુ છે.[1]—

૧. શ્રોત્રેન્દ્રિયબલ; ૨. ચક્ષુરિન્દ્રિયબલ; ૩. ઘ્રાણેન્દ્રિયબલ; ૪. રસેન્દ્રિયબલ; ૫. સ્પર્શેન્દ્રિયબલ; ૬. જ્ઞાનબલ; ૭. દર્શનબલ; ૮. ચારિત્રબલ; ૯. તપોબલ; ૧૦. વીર્યબલ.
[–સ્થા૦ ૭૪૦]

---

૧. અંગુત્તરમાં પાંચ બલ — ૧. શ્રદ્ધાબલ, ૨. હ્રીબલ, ૩. અપત્રાપ્ય બલ, ૪. વીર્યબલ, ૫. પ્રજ્ઞાબલ. (૫–૧, ઇત્યાદિ). અને દીઘનિકાયમાં સાત બલ ગણાવ્યાં છે પૂર્વોક્ત પાચ અને સ્મૃતિબલ તથા સમાધિબલ. (દીઘ૦ ૩૩મું સુત્ત). અંગુત્તરમાં તે જ સાત પણ બતાવ્યાં છે — ૭. ૩. તથાગતનાં પણ ઉપર્યુક્ત પાંચ બલ છે જેથી એ સિંહનાદ કરી બ્રહ્મચક્રનું પ્રવર્તન કરે છે — અંગુ૦ ૭ ૧૧. પણ તે સર્વબલમાં પ્રજ્ઞાબલ શ્રેષ્ઠ છે. — અંગુ૦ ૭. ૧૨, ૧૬.

તે તે સમયમાં ઉત્થાન, કર્મ, બલ, વીર્ય, પુરુષકાર અને પરાક્રમ એ દેવ, અસુર અને મનુષ્યને હોય છે.[૧]

[–સ્થા૦ ૪૨]

છ કારણે જીવને ઋદ્ધિ, દ્યુતિ, યશ, બલ, વીર્ય, પુરુષકાર મળે નહિ. તે આ—

૧. જીવને અજીવ કરવા ઇચ્છે તો;

૨. અજીવને જીવ કરવા ઇચ્છે તો;

૩. એક જ વખતે સાચું અને જૂઠું બોલવા ઇચ્છે તો;

૪. સ્વકૃતકર્મ વેદાય પણ ખરું અને ન પણ વેદાય એમ માને તો;

૫. પરમાણુને છેદવા અથવા ભેદવા ઇચ્છે અથવા અગ્નિથી બાળવા ઇચ્છે તો;

૬. લોકની બહાર જવા ઇચ્છે તો.

[–સ્થા૦ ૪૧૯]

[જૈન શાસ્ત્રમાં જે વસ્તુ નિશ્ચિતરૂપે જણાવી છે તેમાં જો સંદેહ હોય તો જ ઉપર્યુક્ત કરવાનું મન થાય; એટલે જ એવા સંદેહવાળા ન થવું એવું તાત્પર્ય છે.]

૧. ઉત્થાન એટલે ચેષ્ટાવિશેષ, ભ્રમણાદિ ક્રિયા તે કર્મ, શરીરસામર્થ્ય તે બલ, જીવથી ઉત્પન્ન થતી શક્તિવિશેષ તે વીર્ય, અભિમાન તે પુરુષકાર અને જે વિષે અભિમાન હોય તે પૂર્ણ થાય ત્યારે પરાક્રમ કહેવાય. આ ઉત્થાનાદિ બધાં વીર્યાન્તરાય કર્મના ક્ષય અને ક્ષયોપશમથી થતાં જીવનાં વિચિત્ર પરિણામો છે.

## ૧૯. પરચૂરણ

### (૧) ભાવ

ભાવ[1] છ પ્રકારના છે—

૧. ઔદયિક; ૨. ઔપશમિક; ૩. ક્ષાયિક; ૪. ક્ષાયોપશમિક; ૫. પારિણામિક; ૬. સાન્નિપાતિક.

[–સ્થા૦ ૫૩૭]

### (૨) વેદનાદિ

વેદન એક છે.

છેદન એક છે.

ભેદન એક છે.

[–સ્થા૦ ૩૩–૩૫]

વેદના એક છે.

[–સ્થા૦ ૩૫–સમ૦ ૧]

દં૦ ૧. ગૌ૦ — હે ભગવન્! નારકો શીત વેદના વેદે છે, ઉષ્ણવેદના વેદે છે કે શીતોષ્ણ વેદના વેદે છે?

ભ૦ — હે ગૌતમ! નારકો તે ત્રણે પ્રકારની વેદના વેદે છે.

દં૦ ૨–૨૪. અહીં વેદનાપદ[2] પ્રમાણે કહેવું.

[–સમ૦ ૧૫૩]

---

૧. વિશેષ વિસ્તાર માટે જુઓ તત્ત્વાર્થસૂત્ર અધ્યાય ૨. તેમાં પ્રથમના પાંચ વિષે વિસ્તારથી વર્ણન છે. પ્રથમ પાચનું યથાયોગ્ય મિશ્રણ તે — સાથે રહેવું તે — સાંનિપાતિક ભાવ. જેમકે ચારે ગતિમાં આ સાન્નિપાતિક ભાવ હોય છે. નરકમાં નારકી જીવનું નારકત્વ તે ઔદયિક; ઇન્દ્રિયો તે ક્ષાયોપશમિક; અને જીવત્વ તે પારિણામિક. આમ બીજી ગતિઓમાં પણ યથાયોગ્ય તે ત્રણ ભાવોનું મિશ્રણ હોય છે.

૨. પ્રજ્ઞાપનાનું ૩૫મું વેદનાપદ.

દં૦ ૧. નારકોને આ દશ પ્રકારની વેદના હોય છે—

૧. શીત; ૨. ઉષ્ણ; ૩. ક્ષુધા; ૪. પિપાસા; ૫. કણ્ડૂ; ૬. પરતન્ત્રતા. ૭. ભય; ૮. શોક; ૯. જરા; ૧૦ વ્યાધિ.

[–સ્થા૦ ૭૫૩]

પ્રતિઘાત પાંચ પ્રકારનો છે—

૧. ગતિ;[1] ૨. સ્થિતિ;[2] ૩. બંધન;[3] ૪. ભોગ;[4] ૫. બલવીર્ય, પુરુષકાર, પરાક્રમનો પ્રતિઘાત.[5]

[–સ્થા૦ ૪૦૬]

## (૩) વિગ્રહ

દં૦ ૧. નારકને જન્માન્તરમાં ઉત્પન્ન થતાં ઉત્કૃષ્ટ ત્રણ સમય લેનારા વિગ્રહ કરવા પડે છે.

દં૦ ૨–૧૧. ભવનપતિને પણ તેમ જ.

દં૦ ૧૭–૨૪. [6]દ્વીન્દ્રિયથી માંડી વૈમાનિક જીવોને પણ તે જ પ્રમાણે.

[–સ્થા૦ ૨૨૫]

---

૧. સદ્ગતિ યોગ્ય આચાર હોય પણ કોઈ એવું કૃત્ય થઈ જાય જેથી સદ્ગતિને બદલે દુર્ગતિ મળે, તે ગતિપ્રતિઘાત કહેવાય.

૨. દીર્ઘકાલિક આયુસ્થિતિ બાંધી હોય પણ એવા કોઈ અધ્યવસાય વડે એ સ્થિતિ ઘટી જાય તે.

૩. બંધન નામકર્મ—એ ઔદારિકાદિ પાંચ ભેદે છે તે પ્રશસ્ત બાંધ્યું હોય અને તથાવિધ અધ્યવસાયથી અપ્રશસ્ત બની જાય તે.

૪. દેવગતિ વગેરેમાં પ્રશસ્ત ભોગો ભોગવવાને યોગ્ય હોય પણ દેવગતિનો બંધ ન થતાં જો દુર્ગતિનો થાય તો તેને ભોગ અપ્રશસ્ત મળે તે.

૫. ભોગ જેમ જ બલવીર્યાદિ વિષે સમજવું.

૬. એકેન્દ્રિયનું વર્જન સમજવું. કારણ, તે ત્રસ નાડીની બહાર ઊપજે છે ત્યારે ઉત્કૃષ્ટ પાંચ સમય લે એવો સંભવ છે; પણ આવું બનતું નથી. ભગવતીમાં તે ઉત્કૃષ્ટ ચાર સમય લે છે તેમ કહ્યું છે. ઉમાસ્વાતિના મતે ઉત્કૃષ્ટ ત્રણ જ સમય થાય છે.

## (૪) સમવસરણ

વાદીસમવસરણ[1] ચાર છે—

૧. ક્રિયાવાદી; ૨. અક્રિયાવાદી; ૩. અજ્ઞાનવાદી; ૪. વિનયવાદી.

દં૦ ૧. નારકમાં આ ચારેય સમવસરણ છે.
દં૦ ૨–૧૧. ભવનપતિમાં આ ચારેય સમવસરણ છે.
દં૦ ૨૦–૨૪. તિર્યંચપંચેન્દ્રિયથી[2] માંડી વૈમાનિક સુધીના દંડકોમાં પણ આ ચારેય સમવસરણ છે.

[–સ્થા૦ ૩૪૫]

અક્રિયાવાદી[3] આઠ છે—

૧. એકવાદી; ૨. અનેકવાદી; ૩. મિતવાદી; ૪. નિર્મિતવાદી; ૫. સાતવાદી; ૬. સમુચ્છેદવાદી; ૭. નિયતવાદી; ૮. પરલોક નથી એમ કહેનાર (નાસ્તિક).

[–સ્થા૦ ૬૦૭]

## (૫) યુગ્મ

યુગ્મ[4] ચાર છે—

૧. કૃત યુગ્મ; ૨. ત્ર્યોજ યુગ્મ; ૩. દ્વાપર યુગ્મ; ૪. કલ્યોજ.

---

૧. એકઠા થવાની જગા તે સમવસરણ. ક્રિયાવાદી વગેરેના ભેદની વિગતો માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮.

૨. એકેન્દ્રિયાદિને મન નથી હોતું એટલે આવા વાદોનો તેઓમાં સંભવ નથી.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૯.

૪. ભગવતીસાર પૃ૦ ૬૫૮. જે રાશિમાંથી ચાર ચાર કાઢતાં છેવટે ચાર બાકી રહે તે કૃતયુગ્મ રાશિ કહેવાય. જે રાશિમાંથી ચાર કાઢતાં ત્રણ બાકી રહે તે ત્ર્યોજ રાશિ. અને બે બાકી રહે તે દ્વાપરયુગ્મરાશિ

૯૦ ૧-૨૪. નારકથી માંડીને વૈમાનિક સુધીના જીવોને આ ચાર યુગ્મ હોય છે.

[-સ્થા૦ ૩૧૬]

## ટિપ્પણ

**૧. ૮૪ લાખ યોનિદ્વાર :—**

યદ્યપિ યોનિ-જીવોત્પત્તિસ્થાન અસંખ્ય છે, પણ સમાન વર્ણ ગંધાદિ હોય તેવા સ્થાનને એક જ ગણીએ તો આની ૮૪ લાખ સંખ્યા થાય છે. તેની ગણતરી આ પ્રમાણે છે — પૃથ્વીકાયના મૂળ ભેદ ૩૫૦ છે, તેને પાંચ વર્ણે ગુણતાં ૧૭૫૦ થાય; તેને બે ગંધે ગુણતાં ૩૫૦૦ થાય; તેને પાંચ રસે ગુણતાં ૧૭૫૦૦ થાય; તેને આઠ સ્પર્શે ગુણતાં ૧,૪૦,૦૦૦ થાય; તેને પાંચ સંસ્થાને ગુણતાં ૭ લાખ ભેદ પૃથ્વીકાયની યોનિના થાય. પૃથ્વીકાયની જેમ અપ્કાય તેઉકાય અને વાયુ એ પ્રત્યેકના મૂળભેદ પણ ૩૫૦ જ છે; એટલે એ બધાંની યોનિઓ પણ સાત સાત લાખ સમજવી. પ્રત્યેક વનસ્પતિના મૂળ ભેદ ૫૦૦, સાધારણ વનસ્પતિ-કાયના મૂળ ભેદ ૭૦૦, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયના મૂળ ભેદ સો સો છે. દેવ, તિર્યંચપંચેન્દ્રિય અને નારક એ પ્રત્યેકના મૂળ ભેદ ૨૦૦ અને મનુષ્યના મૂળ ભેદ ૭૦૦ છે. આ બધાનો પૃથ્વીની જેમ ગુણાકાર કરવાથી તેમની યોનિ આ પ્રમાણે આવશે — ૧૦ લાખ પ્રત્યેક વનસ્પતિની, ૧૪ લાખ સાધારણ વનસ્પતિની, બે લાખ દ્વીન્દ્રિયની, બે લાખ ત્રીન્દ્રિયની, બે લાખ ચતુરિન્દ્રિયની, દેવ, તિર્યંચ પંચેન્દ્રિય

---

અને એક બાકી રહે તે કલ્યોજ કહેવાય. ગણિત-પરિભાષામાં સમરાશિ યુગ્મ કહેવાય અને વિષમ તે ઓજ કહેવાય.

અહીં યુગ્મ શબ્દ સામાન્ય રાશિના અર્થમાં લેવો જોઈએ; કારણ રાશિના મૂળ બે ભેદ છે ઓજ અને યુગ્મ. ઓજના બે ભેદ ત્ર્યોજ અને કલ્યોજ તથા યુગ્મના બે ભેદ કૃતયુગ્મ અને દ્વાપરયુગ્મ. જુઓ — ષટ્ખંડાગમ પુસ્તક ૩, પૃ૦ ૨૪૯. અહીં આપેલ ચારેયની વ્યાખ્યા પણ ષટ્ખંડાગમની ધવલામાં આપી છે.

અને નારકની ચાર-ચાર લાખ, અને ૧૪ લાખ મનુષ્યે પંચેન્દ્રિયની યોનિ છે. આ બધી મળી ૮૪ લાખ જીવયોનિ સમજવી.

૨. ઉપપાત અને ઉદ્વર્તના દંડક :—

(દં૦ ૧) રત્નપ્રભામાં જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ ૨૪ મુહૂર્ત; બાકીના છયે નરકમાં જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ૭ રાત્રિદિવસ, અર્ધમાસ, માસ, બે માસ, ચાર માસ અને છ માસ ક્રમશઃ સમજવા. (દં૦ ૨–૧૧) અસુરકુમારથી માંડી સ્તનિતકુમાર સુધીના દસે ભવનપતિમાં જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ૨૪ મુહૂર્ત. (દં૦ ૧૨–૧૬) પૃથ્વીકાયથી વનસ્પતિ સુધીના એકેન્દ્રિય જીવોને ઉપપાત વિરહકાલ છે જ નહિ. (દં૦૧૭–૧૯) દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયમાં જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. (દં૦ ૨૦) સંમૂર્ચ્છિમ તિર્યંચપંચેન્દ્રિયનો દ્વીન્દ્રિયાદિ જેમ, અને ગર્ભજને ૧૨ મુહૂર્ત ઉત્કૃષ્ટ સમજવા. (દં૦૨૧) ગર્ભજ મનુષ્યનો ગર્ભજ તિર્યંચ જેમ અને સંમૂર્ચ્છિમ મનુષ્યનો ૨૪ મુહૂર્ત વિરહકાલ છે. (દં૦ ૨૨–૨૩) વ્યંતર અને જ્યોતિષીનો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ૨૪ મુહૂર્ત છે.. (દં૦ ૨૪) સૌધર્મ અને ઈશાનનો વ્યંતર પ્રમાણે. પણ સનત્કુમારનો ઉત્કૃષ્ટ નવ દિવસ અને ૨૦ મુહૂર્ત; માહેન્દ્રનો દિ૦ ૧૨, મુ૦ ૧૦; બ્રહ્મલોકનો દિ૦ ૨૨ા; લાંતકનો દિ૦ ૪૫; મહાશુક્રનો દિ૦ ૮૦; સહસ્રારનો દિ૦ ૧૦૦; આનતનો સંખ્યાત માસ; પ્રાણતનો પણ તે જ; આરણને સંખ્યાત વર્ષ; અચ્યુતનો પણ તે જ; ગ્રૈવેયકના ત્રણે પ્રસ્તારમાં ક્રમશઃ સંખ્યાત સો વર્ષો, સંખ્યાત હજાર વર્ષ, સંખ્યાત લાખ વર્ષ; અનુત્તર વિજયાદિમાં અસંખ્યાત કાલ; અને સર્વાર્થસિદ્ધમાં પલ્યોપમનો અસંખ્યાત ભાગ.

ઉદ્વર્તના-દંડક પણ ઉપપાત-દંડક પ્રમાણે જ સમજી લેવો.

૩. અવગાહના :—

પ્રજ્ઞાપનાના ૨૧ મા પદમાં જીવની અવગાહના અને સંસ્થાન કહ્યાં છે, તેમાંથી અવગાહના વિષે અહીં સમજી લેવું. વિસ્તારથી જાણવા માટે ત્યાં જોઈ લેવું; પણ સંક્ષેપ આ પ્રમાણે સમજવો — બધા એકેન્દ્રિય જીવોનું આંગળના અસંખ્યાતમા ભાગ જેટલું શરીર જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી છે; પણ તેમાં પ્રત્યેક વનસ્પતિનું ઉત્કૃષ્ટ હજાર યોજનથી કાંઈક વધારી શરીર સમજવું. બાકીના જીવોનું ઉત્કૃષ્ટ દેહમાન નીચે પ્રમાણે—

દ્વિ-ઇન્દ્રિયનું શરીર બાર યોજન, ત્રીન્દ્રિયનું ત્રણ ગાઉ, ચતુરિન્દ્રિયનું ચાર ગાઉ છે; સાતમા નરકમાં ૫૦૦ ધનુષ છે અને બાકીનાં છઠ્ઠાથી પહેલા સુધીનાં નરકમાં ક્રમશઃ ઉત્તરોત્તર અડધુ અડધુ સમજવું—એટલે કે ૨૫૦, ૧૨૫, ૬૨ાા, ૩૧ા, ૧૫ાા ધનુષ અને બાર આગળ, અને ૭ાા ધનુષ અને ૭ આગળ; ગર્ભજ મત્સ્ય અને ઉરપરિસર્પનું હજાર યોજન, ગર્ભજ પક્ષીનું બે થી નવ ધનુષ પ્રમાણ, ભુજપરિસર્પનું બે થી નવ ગાઉ, ગર્ભજ સ્થલચર ચોપગાંનું છ ગાઉ, સંમૂચ્છિંમ જલચરનું ૧૦૦૦ યોજન, સંમૂચ્છિંમ ચોપગા સ્થલચરનું ૨ થી ૯ ગાઉ, સં૦ ઉરપરિસર્પનું તેટલા જ યોજન, અને સં૦ ભુજપરિસર્પ તથા ખેચરનું તેટલા જ ધનુષ સમજવું ગર્ભજ મનુષ્યનું ત્રણ ગાઉ, સં૦ મનુષ્યનું આંગળના અસંખ્યાતમા ભાગ જેટલું, ભુવનપતિનું સાત હાથ, વ્યંતરનું, જ્યોતિષીનું અને સુધર્મ અને ઈશાનવાસી દેવોનું પણ સાત હાથ; સનત્કુમાર અને માહેન્દ્રના દેવોનું છ હાથ, બ્રહ્મલોક અને લાંતકના દેવોનું પાંચ હાથ, મહાશુક્ર અને સહસ્રારના દેવોનું ચાર હાથ, આનત અને પ્રાણતના દેવોનું ત્રણ હાથ, આરણ-અચ્યુતના દેવોનું પણ ત્રણ હાથ, ગ્રૈવેયકના દેવનું બે હાથ અને અનુત્તરના દેવોનું શરીર એક હાથ છે.

### ૪. વૈક્રિય શરીરને લગતા પ્રશ્નોત્તર :—

જેમ કે પ્ર૦—શું એકેન્દ્રિયમાં વાયુકાયને છે કે અવાયુકાયને પણ? ઉ૦—વાયુકાયને છે. તેવી જ રીતે વાયુમાં પણ બાદરને જ છે, તેમાં પણ પર્યાપ્તને જ છે, તેના પ્રશ્નોત્તરો યથાયોગ્ય સમજી લેવા. તે જ પ્રમાણે પચેન્દ્રિયમાં પ્રશ્નોત્તરો સમજવા. સિદ્ધાંત આ પ્રમાણે છે—

અપર્યાપ્ત કે પર્યાપ્ત બન્ને નારકને, ગર્ભજ તિર્યંચ પચેન્દ્રિયને, તેમાં પણ સંખ્યાત વર્ષાયુષી પર્યાપ્ત તિર્યંચને જ, સંખ્યાત વર્ષાયુષી પર્યાપ્ત કર્મભૂમિજ મનુષ્યને, પર્યાપ્ત અને અપર્યાપ્ત દેવોને એ વૈક્રિય શરીર હોય છે.

### ૫. સંસ્થાન :—

અવગાહનાની સાથે સાથે સંસ્થાન વર્ણન પણ સમજવાનું છે તે આ પ્રમાણે—વૈક્રિય શરીરનું સંસ્થાન નાના પ્રકારે છે. વાયુનું પતાકા જેવું, નારકોનું હુંડ સંસ્થાન છે, પચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યના વૈક્રિયનો

આકાર વિવિધ પ્રકારે છે. દેવોના ભવધારણીય વૈક્રિયનો આકાર સમચતુરસ્ર છે અને ઉત્તર વૈક્રિયનો નાના પ્રકારે છે.

વૈક્રિયની અવગાહના આ પ્રમાણે—જઘન્યથી આંગળનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી એક લાખ યોજનથી વધારે. તેમાં વાયુના વૈક્રિયની અવગાહના જઘન્ય અને ઉત્કૃષ્ટ આંગળનો અસંખ્યાત ભાગ જ છે. નારકના ભવધારણીયની જઘન્ય આંગળનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી આગળ જણાવ્યા પ્રમાણે. તેમના ઉત્તર વૈક્રિયની જઘન્યથી આંગળનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી પોતપોતાના ભવધારણીયથી બમણી. પંચેન્દ્રિય તિર્યંચના વૈક્રિયની ઉત્કૃષ્ટ ૯૦૦ યોજન, મનુષ્યની એક લાખ યોજનથી વધારે અને દેવોનું ઉત્તર વૈક્રિય એક લાખ યોજન ઉત્કૃષ્ટ છે, અને ભવધારણીય આગળ જણાવ્યા પ્રમાણે.

**૬. તૈજસની અવગાહના ઇ૦ :—**

અહીંયાં અવગાહનાના સામાન્ય પ્રશ્નોત્તરો પછી એકેન્દ્રિયાદિ બધા જીવોની મારણાંતિક સમુદ્ઘાત વખતની તૈજસ શરીરની અવગાહના પણ સમજી લેવાની છે; તે આ પ્રમાણે :—એકેન્દ્રિયની જાડાઈ અને પહોળાઈમાં તો સ્વશરીરપ્રમાણ અને લંબાઈમા જઘન્ય આંગળનો અસંખ્યાત ભાગ અને ઉત્કૃષ્ટ ઊંચે અને નીચે લોકાન્ત સુધીની. આ ઉત્કૃષ્ટ અવગાહના જે જીવ લોકના એક છેડે હોય અને બીજા છેડે ઉત્પન્ન થવાનો હોય તેની અપેક્ષાએ સમજવી. દ્વિ-ઇન્દ્રિયાદિ જીવોની લંબાઈમા તિર્યગ્લોકથી માંડી લોકાંત સુધીની છે, કારણ સામાન્ય રીતે દ્વિ-ઇન્દ્રિયાદિ જીવો તીરછા લોકમાં જ હોય છે, અને ત્યાં રહ્યા મારણાતિક સમુદ્ઘાત કરે છે. નારકની જઘન્યથી હજાર યોજન લાંબી છે; કારણ જો નારક પાતાલકલશની હજાર યોજન દિવાલ ભેદીને તેમા માછલારૂપે ઉત્પન્ન થવાનો હોય, તો તેને તૈજસ શરીરની અવગાહના હજાર યોજન જેનડી લાંબી કરવી પડે છે. અને નારકની ઉત્કૃષ્ટ અવગાહનાની લંબાઈ નીચે સાતમા નરક સુધી, જોને સાતમા નરકમાંથી સમુદ્રમા મછલારૂપે ઉત્પન્ન થવાનો હોય; અને તીરછી દિશામાં સ્વયંભૂરમણ સુધી, જો તે ત્યાં માછલારૂપે થવાનો હોય તો, અને ઊંચી દિશામાં પંડકવન અને પુષ્કરણી સુધીની છે, કારણ નારક તેમા પણ ઉત્પન્ન થાય છે. મનુષ્યની મારણાન્તિક તૈજસ અવગાહના લોકાન્ત સુધીની છે. ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી

અને સુધર્મ અને ઈશાનના દેવોની મારણાન્તિક તૈજસ અવગાહનાની લંબાઈ જઘન્યથી આંગળનો અસંખ્યાતમો ભાગ, જો તેઓ સ્વસ્થાને જ પૃથ્વીઆદિરૂપે ઉત્પન્ન થવાના હોય; અને ઉત્કૃષ્ટથી નીચી દિશામાં ત્રીજા નરક સુધી, તીરછી દિશામાં સ્વયંભૂરમણ સમુદ્રની બહારની વેદિકા સુધી, અને ઊંચે ઇષત્પ્રાગ્ભારા પૃથ્વી સુધી—કારણ ત્યાં તેઓ પૃથ્વીકાયાદિમાં ઉત્પન્ન થવા યોગ્ય છે. સનત્કુમારથી સહસ્રાર સુધીના વૈમાનિક દેવોની—જઘન્યથી આંગળનો અસંખ્યાતમો ભાગ—જો તેઓ પુષ્કરિણીમાં સ્નાન કરવા પડયા હોય અને મરીને તેમાં જ માછલા રૂપે થાય તો; ઉત્કૃષ્ટથી નીચી દિશામાં મહાપાતાલના કલશ સુધીની, તીરછી દિશામાં સ્વયંભૂરમણ સમુદ્ર સુધીની, અને ઊંચી દિશામાં અચ્યુત દેવલોક સુધીની છે. આરણથી અચ્યુત સુધીના દેવોની મારણાન્તિક તૈજસ અવગાહના—જઘન્યથી આંગળનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી નીચી દિશામાં અધોલોકના ગ્રામો સુધી, તીરછી દિશામાં મનુષ્યક્ષેત્ર પ્રમાણ અને ઊંચી દિશામાં અચ્યુત સુધીની.

### ૭. આવાસ વિષે :—

અંગુત્તર નિકાયમાં નવ સત્ત્વાવાસ માન્યા છે અને તેમાં સર્વ જીવોને વિભક્ત કરી દીધા છે.

૧. પ્રથમ સત્ત્વાવાસમાં નાના પ્રકારની કાય અને સંજ્ઞાવાળા—કેટલાક મનુષ્યો, કેટલાક દેવો અને કેટલાક વિનિપાતિકોનો સમાવેશ છે.

૨. બીજા આવાસમાં નાના પ્રકારની કાયવાળા પણ સરખી સંજ્ઞાવાળા બ્રહ્મકાયિક દેવો છે.

૩. ત્રીજા આવાસમાં સરખી કાયવાળા પણ નાના પ્રકારની સંજ્ઞાવાળા આભાસ્વર દેવો છે.

૪. ચોથા આવાસમાં એક જેવી કાય અને સંજ્ઞાવાળા શુભકૃષ્ણ દેવો છે.

૫. પાંચમા આવાસમાં અસંજ્ઞી અને અપ્રતિસંવેદી એવા અસંજ્ઞ-સત્ત્વ દેવો છે.

૬. છઠ્ઠા આવાસમાં રૂપસંજ્ઞા, પટિઘસંજ્ઞા, અને નાનાત્મસંજ્ઞાથી આગળ વધીને જેઓ 'આકાશ અનંત' છે એવા આકાશાનંચાયતનને પ્રાપ્ત થયેલા છે, તેવા સત્ત્વો છે.

૭. સાતમા આવાસમાં તે સત્ત્વો છે જે આકાસાનંચાયતનને પણ અતિક્રમીને 'અનંત વિજ્ઞાન છે' એવા વિઞ્ઞાણાનઞ્ચાયતનને પ્રાપ્ત થયા છે.

૮. આઠમા આવાસમાં તે સત્ત્વો છે જેઓ 'કાંઈ પણ નથી' એવા અકિઞ્ચાયતનને પ્રાપ્ત છે.

૯. નવમા આવાસમાં તે સત્ત્વો છે જે નેવઞ્ઞાનાસંઞ્ઞાયતનને પ્રાપ્ત છે.

**૮. ક્રિયાવાદી વગેરે:—**

ક્રિયાવાદીના ૧૮૦ ભેદ છે, અક્રિયાવાદીના ૮૪ છે, અજ્ઞાનવાદીના ૬૭ અને વૈનયિકના ૩૨ છે — આ બધા મળી ૩૬૩ ભેદો છે.

ક્રિયાવાદીના ૧૮૦ ભેદ આ પ્રમાણે ગણવામાં આવે છે —

૧. જીવ, ૨. અજીવ, ૩. આશ્રવ, ૪. સંવર, ૫. બન્ધ, ૬. નિર્જરા ૭. પુણ્ય, ૮. પાપ, અને ૯. મોક્ષ. આ નવે પદાર્થોનું અસ્તિત્વ સ્વતઃ કે પરતઃ એવા બે વિકલ્પે તથા તે નવે પદાર્થોનું અસ્તિત્વ નિત્યરૂપે કે અનિત્યરૂપે એવા બે વિકલ્પે સંભવે; પછી એ નવે પદાર્થનું અસ્તિત્વ કાલ, ઈશ્વર, આત્મ, નિયતિ અને સ્વભાવ એવા પાંચ કારણોના વિકલ્પે સંભવે — આ બધા વિકલ્પોની પરસ્પર યોજના કરતાં ૯×૨×૨×૫= ૧૮૦ ભેદો મળી આવે છે. કોઈ જીવ વિષે આમ કહે કે —

૧. જીવ સ્વતઃ નિત્ય કાલને કારણે છે — આનો અર્થ એ થાય કે જીવ છે તો-એક સ્વતંત્ર પદાર્થ; તે હ્રસ્વ કે દીર્ઘ જેમ સાપેક્ષ નથી; એટલે કે દીર્ઘ જોયું હોય તો જ બીજાને હ્રસ્વ કહી શકાય છે તેમ જીવેતર જોયું હોય તો જ જીવનું ભાન થઈ શકે અન્યથા નહીં — એમ માનવાને કારણ નથી. વળી તે નિત્ય છે. કાલવાદીને મતે બધું કાલાશ્રયી હોવાથી જીવ પણ કાલને કારણે જ અસ્તિ કહી શકાય. આ મન્તવ્ય કાલવાદીનું છે.

૨. પણ તેમાં જ ફેરફાર કરીને ઈશ્વરવાદી હશે તે આ પ્રમાણે કહેશે — જીવ સ્વતઃ નિત્ય છે ઈશ્વરને કારણે. ઈશ્વરવાદી કાલ નહિ માનતાં ઈશ્વરને જ બધી વસ્તુના અસ્તિત્વમાં કારણ માને છે.

૩-૫. તે જ પ્રમાણે ઈશ્વર નહિ, પણ પુરુષ જ જગતમાં મુખ્ય કારણ છે એવું માનનાર આત્માનું અસ્તિત્વ પુરુષને કારણે અને નિયતિવાદી નિયતિને કારણે તથા સ્વભાવવાદી સ્વભાવને કારણે માને, એટલે બીજા ત્રણ વિકલ્પ બને.

૬-૧૦. તેવી જ રીતે સ્વતઃ શબ્દ વર્જી દઈ પરતઃ શબ્દ મૂકી દેવાથી બીજા પાંચ વિકલ્પ બની આવે. પ્રથમમાં આત્માદિ પદાર્થનું સ્વતઃ — સ્વતંત્ર અસ્તિત્વ માનવામાં આવ્યું હતું, ત્યારે આ પાંચમાં પ્રત્યેક પદાર્થનું અસ્તિત્વ પરસાપેક્ષ માનવામાં આવે છે. એટલે કે જીવનો બોધ ઘટાદિનો બોધ થયા વિના શક્ય જ નથી, એમ આ વિકલ્પોથી ફલિત થાય — એટલે કે જીવની સિદ્ધિ કરવી હોય તો ઘટાદિથી ભિન્ન રૂપે જ કરવી જોઈએ, સ્વતંત્રપણે નહિ.

૧૧-૨૦. ઉપરના દશે વિકલ્પોમાં જીવને નિત્ય માન્યો છે પણ જો નિત્ય ન માનતાં અનિત્ય માનવામાં આવે તો આ બીજા દશ વિકલ્પો બની જાય.

૨૧-૧૮૦. આ જ પ્રમાણે અજીવાદિ બાકીના ૮ પદાર્થના ૨૦-૨૦ ભેદ ગણતાં બીજા ૧૬૦ ભેદ મળી આવે — એમ બધા મળી ૧૮૦ થાય. નકશો કરવો હોય તો આ પ્રમાણે થાય —




આ જ નકશા પ્રમાણે અજીવ વગેરે બાકીના ૮ ના ૨૦-૨૦ ભેદ સમજી લેવા.

**અક્રિયાવાદીના** ૮૪ ભેદો આ પ્રમાણે સમજવા — અક્રિયાવાદી જીવાદિ પદાર્થોને માનતા નથી, એટલે તેમને મતે અસ્તિ નહિ પણ, નાસ્તિ બધું છે. વળી જો એ બધું છે જ નહિ તો નિત્યાનિત્યનો પ્રશ્ન પણ રહેતો નથી; અને તેમાં કાલાદિ પાંચ કારણમાં એક યદૃચ્છા છઠ્ઠું કારણ ઉમેરવાનું છે. એટલે વિકલ્પો આવા બને — ૧. જીવ સ્વતઃ કાલથી નથી; ૨. જીવ સ્વતઃ ઈશ્વરથી નથી — આદિ. ૮૪ ની સંખ્યા આ પ્રમાણે છે — તત્ત્વની સંખ્યા ૯ ને બદલે ૭ ગણવી, પુણ્યપાપને બાદ કરવા, એટલે ૭ (તત્ત્વ) × ૨ (સ્વતઃ અને પરતઃ) × ૬ (કાલાદિ) = ૮૪. આ જ વસ્તુને નકશાથી કહેવી હોય તો આ પ્રમાણે કહેવાય —




આમ જીવ જેમ બાકીના અજીવાદિ ૬ના પણ બાર-બાર ભેદ ગણતાં ૧૨ × ૭ = ૮૪ ભેદ થાય.

**અજ્ઞાનવાદીના** ૬૭ ભેદ છે તે આ પ્રમાણે સમજવા — અજ્ઞાનવાદીઓ જીવાદિ પદાર્થ વિષે કહે છે કે જીવાદિ સત્ છે કે અસત્ છે, કે સદસત્ છે, કે અવાચ્ય છે, કે સદવાચ્ય છે, કે અસદવાચ્ય છે, કે સદસદવાચ્ય છે એ કાંઈ જાણી શકાતું નથી. આમ પ્રત્યેક જીવાદિ પદાર્થ વિષે સાત સાત વિકલ્પો છે; એટલે ૯ × ૭ = ૬૩ ભેદ તે થાય – અને નવ તત્ત્વ સિવાય ઉત્પત્તિના વિષે પણ પોતાનું અજ્ઞાન જાહેર કરે છે પણ તેના વિકલ્પ પ્રથમના ચાર જ છે એટલે ૬૩ + ૪ = ૬૭ એમ બધા મળી ભેદો અજ્ઞાનવાદીના થાય.

**વૈનયિકના** ૩૨ ભેદ છે તે આ પ્રમાણે —

૧. દેવ, ૨. રાજા, ૩. યતિ, ૪. જ્ઞાતિ, ૫. સ્થવિર, ૬. અધમ, ૭. માતા, ૮. પિતા. આ આઠ જણની ૧. મનથી, ૨. વચનથી, ૩. કાયથી અને ૪. દાનથી સેવા-વિનય કરવો એવું મન્તવ્ય વૈનયિકવાદીઓનું છે. એટલે દેવાદિ ૮ × મનાદિ ૪ = ૩૨ ભંગો થાય.

ક્રિયાવાદિ આદિ ચારેય વિષે જુઓ આ માળાનું 'સંયમધર્મ' પૃ૦ ૨૩ થી, અને પૃ૦ ૧૩૪ થી.

૯. અક્રિયાવાદી :—

અદ્વૈત બ્રહ્મવાદી તે એકવાદી. અને શબ્દાદ્વૈતવાદી પણ એકવાદી કહેવાય. જગતમાં બધું વિલક્ષણ છે તેમાં સામાન્ય જેવું કાંઈ તત્ત્વ નથી એવું માનનારા અનેકવાદી છે. જીવોને અનન્ત નહિ પણ પરિમિત માની એક વખત જગતમાંના બધા જીવો મોક્ષે ચાલ્યા જશે એવું માનનાર તે મિતવાદી અથવા આત્માને અંગુષ્ઠપર્વ માત્ર કે શ્યામાકના દાણા જેવડો પરિમિત માનનાર પણ મિતવાદી કહેવાય. અથવા લોકને માત્ર સાત દ્વીપ-સમુદ્રપ્રમાણ માનવો તે પણ મિતવાદિતા છે. આ જગત ઈશ્વરે નિર્મિત કર્યું છે, બ્રહ્માંથી બન્યું છે કે કોઈ પુરુષે રચ્યું છે એમ માનનાર તે નિર્મિતવાદી. સંસારત્યાગ કરી તપોમાર્ગ જેવો કષ્ટદાયક માર્ગ સ્વીકારવાથી મોક્ષ મળી શકે નહિ, તપસ્યાજન્ય દુઃખથી સુખ કેવી રીતે મળે, સુખ તો સુખજન્ય જ હોઈ શકે માટે દેહદમન નહિ કરતાં સુખપૂર્વક રહેવું જેથી ભવિષ્યમાં પણ સુખ મળે — આવું માનનાર તે સાતવાદી. પ્રતિક્ષણે વસ્તુ નાશ પામે છે, સર્વ વસ્તુ ક્ષણિક છે — એમ માનનાર ક્ષણિકવાદી તે સમુચ્છેદવાદી છે. જગતમાં સર્વ નિયત જ છે — નિત્ય જ છે એવું માનનાર તે —સાંખ્ય— નિયતવાદી છે. ચાર્વાક – નાસ્તિકો પરલોક નથી એમ કહે છે.

## ૬

# દેવનિકાય

## ૧. સામાન્ય બાબતો

દેવસ્થિતિ[1] ચાર પ્રકારની છે—

૧. કોઈ સામાન્ય દેવ હોય;

૨. કોઈ સ્નાતક દેવ હોય;

૩. કોઈ દેવ પુરોહિત હોય;

૪. કોઈ પ્રજ્વલન દેવ હોય.[2]

[—સ્થા૦ ૨૪૮]

દેશથી અને સર્વથી દેવો શબ્દ સાંભળે છે, રૂપદર્શન કરે છે, સુગંધ લે છે, રસાસ્વાદ લે છે, સ્પર્શ કરે છે, અવભાસે છે, પ્રભાસે છે, વિકુર્વણા કરે છે, પરિચારણા કરે છે, બોલે છે, આહાર લે છે, તેને પરિણમાવે છે, વેદે છે અને નિર્જરા કરે છે.

[—સ્થા૦ ૮૦]

§ સમુદ્ઘાત કરીને અને કર્યા વિના એમ બે પ્રકારે આત્મા (દેવાત્મા) અવધિ જ્ઞાન-દર્શનથી—

૧. અધોલોક જાણે-દેખે છે;

૨. તિર્યગ્લોક જાણે-દેખે છે;

૩. ઊર્ધ્વલોક જાણે-દેખે છે;

૪. સંપૂર્ણલોક જાણે-દેખે છે.

---

૧. સ્થિતિ એટલે મર્યાદા. જેમ મનુષ્યોમાં કોઈ રાજા, કોઈ અમાત્ય એમ ભેદો હોય છે, તેમ દેવમાં પણ છે.

૨. મનુષ્યોમાં બીજાના ગુણગાન ગાનારા ભાટ-ચારણો હોય છે, તેવી દેવજાતિ—તે પ્રજ્વલન દેવ કહેવાય.

§ તે જ પ્રમાણે વિકુર્વણા કરીને અને કર્યા વિના, અવધિજ્ઞાન-દર્શનથી —

૧-૪. અધોલોકાદિને જાણે-દેખે છે.

[-સ્થા૦ ૮૦]

§ દેવો ત્રણ વખતે વિદ્યુત્ કરે છે —

૧. વિકુર્વણા કરતી વખતે;

૨. પરિચારણા (મૈથુન) વખતે;

૩. કોઈ શ્રમણ-બ્રાહ્મણને પોતાની ઋદ્ધિ, યશ, બલ, વીર્યાદિનું દર્શન કરાવવું હોય ત્યારે.

§ ત્રણ કારણે દેવો મેઘગર્જના કરે છે —

૧-૩. ઉપર પ્રમાણે.

[-સ્થા૦ ૧૩૩]

§ દેવલોકમાં નવો ઉત્પન્ન થયેલો દેવ ઇચ્છે તો પણ મનુષ્યલોકમાં શીઘ્ર આવી શકે નહિ તેનાં ત્રણ કારણો છે —

૧. દેવોના કામભોગમાં મૂર્છિત થઈ જાય છે;

૨. મનુષ્યલોકનો સ્નેહ તૂટી જાય છે અને દેવલોકનો પ્રેમ બંધાઈ જાય છે.

૩. તે એવો તો દેવના કામભોગમાં ફસાઈ જાય છે કે હંમેશાં વિચાર કર્યા કરે છે કે આજે જઈશ, કાલે જઈશ; એમ કરતાં કરતાં જેમને માટે તે જવાનો હોય, તે લોકો તો મરી ખૂટે છે એટલે તેને જવાપણું રહેતું નથી.

§ દેવ ઇચ્છે તો મનુષ્યલોકમાં આવી શકે તેનાં ત્રણ કારણો —

૧. દેવોના કામભોગમાં જલદી ફસાઈ ન જાય અને તેને એમ થાય કે મનુષ્યલોકમાં મારા ધર્માચાર્ય

ઉપાધ્યાય, ગણી વગેરે છે જેમના પ્રભાવથી મને આવી દેવર્દ્ધિ મળી છે; તો હવે તેમની પાસે જઈ તેમને નમસ્કાર કરું, તેમની સેવા કરું;

૨. મનુષ્યોમાં તો જ્ઞાની, તપસ્વી અને અતિ દુષ્કર કૃત્યોને પણ કરનારા પડ્યા છે; તો હું તેમની પાસે જઈ તેમને નમસ્કાર કરું, તેમની સેવા કરું;

૩. મનુષ્યોમાં મારાં માતા, પિતા, ભાઈ વગેરે સગાંસંબંધીઓ છે; તો તેમની પાસે જઈને હાજર થાઉં, જેથી મને મળેલી દેવઋદ્ધિને તેઓ જોઈ શકે.

[-સ્થા૦ ૧૭૭]

§ દેવ ચાહે તો પણ ચાર કારણે મનુષ્યલોકમાં શીઘ્ર આવી શકે નહિ —

૧-૩. ઉપર પ્રમાણે;

૪. મનુષ્યલોકની ગંધ દેવોને ગમતી નથી. કારણ, મનુષ્યલોકની ગંધ ૪૦૫ યોજન સુધી ઊંચે ફેલાય છે. અને તે દેવોને અણગમતી છે.

§ ચાર કારણે ધારે તો દેવ મનુષ્યલોકમાં આવી શકે —

૧-૩. પ્રથમ જેમ;

૪. મનુષ્યલોકમાં મારા મિત્રો, સંબંધીઓ છે જેમની સાથે એમ મેં નક્કી કરેલું કે જે કોઈ પહેલું મરી દેવલોકમાં જાય, તેણે ત્યાંથી આવી બીજાને બોધ આપવો.

[-સ્થા૦ ૩૨૩]

ચાર પ્રસર્પક (એક જગ્યાથી બીજી જગ્યાએ ફરનારાં) છે —

૧. અનુત્પન્ન ભોગોના નિષ્પાદન માટે;

૨. પૂર્વોત્પન્ન ભોગો ચાલ્યા ન જાય તે માટે;

૩. અનુત્પન્ન સુખના નિષ્પાદન માટે;
૪. આવેલ સુખ ચાલ્યું ન જાય તે માટે.

[-સ્થા૦ ૩૩૯]

§ દેવો પોતાનું ચ્યવન ત્રણ કારણે જાણે છે—

૧. વિમાનાભરણ નિષ્પ્રભ થઈ જાય તો;
૨. કલ્પવૃક્ષો મ્લાન થાય તો;
૩. પોતાની તેજોલેશ્યા હીન થાય તો.

§ દેવોને ઉદ્વેગ થવાના ત્રણ સ્થાન છે—

૧. અહો! આ લબ્ધિ છોડી મરવું પડશે;
૨. મારે માતાના ઉદરમાં માતાનું ઓજ અને પિતાનુ વીર્ય એ બન્નેના મિશ્રણનો આહાર કરવો પડશે;
૩. અહો! અશુચિ ગર્ભમાં રહેવું પડશે.

[-સ્થા૦ ૧૭૯]

§ ત્રણની દેવો સ્પૃહા કરે છે—

૧. મનુષ્યભવ;
૨. આર્યક્ષેત્રમાં જન્મ;
૩. સુકુલમાં જન્મ.

§ દેવોને શોક ત્રણ કારણે થાય છે—

૧. શક્તિ હોવા છતાં શ્રુત ભણ્યો નહિ;
૨. ઇહલોકના કામભોગમાં આસક્ત થઈ લાંબા કાળ સુધી દીક્ષા પાળી નહિ;
૩. વિશુદ્ધ ચારિત્ર પાળ્યું નહિ.

આમ વિચારી તે પરિતાપ કરે છે.

[-સ્થા૦ ૧૭૮]

## ૨. ભેદો

દેવ પાંચ પ્રકારના છે —

૧. ભવ્ય દ્રવ્યદેવ[1] (દેવ થવા યોગ્ય);
૨. નરદેવ – ચક્રવર્તી;
૩. ધર્મદેવ – આચાર્યાદિ;
૪. દેવાધિદેવ – અરિહન્ત;
૫. ભાવદેવ – વૈમાનિક વગેરે.

[–સ્થા૦ ૪૦૧]

દેવ ચાર[2] પ્રકારના છે —

૧. ભવનવાસી; ૨. વાનવ્યંતર; ૩. જ્યોતિષ્ક; ૪. વિમાનવાસી

[–સ્થા૦ ૨૫૭]

### (૧) ભવનપતિ

૧. અસુરકુમાર; ૨. નાગકુમાર; ૩. સુપર્ણકુમાર; ૪. વિદ્યુત્કુમાર, ૫. અગ્નિકુમાર; ૬. દ્વીપકુમાર, ૭. ઉદધિકુમાર; ૮. દિશાકુમાર; ૯. વાયુકુમાર; ૧૦. સ્તનિતકુમાર.

[–સ્થા૦ ૭૩૬]

દશ ભવનપતિ દેવોનાં દશ ચૈત્યવૃક્ષ છે—

૧. અશ્વત્થ; ૨. શક્તિપર્ણ; ૩. શાલ્મલી; ૪. ઉંબર; ૫. શિરીષ; ૬. દધિવર્ણ; ૭. વંજુલ; ૮. પલાશ; ૯. વપ્ર; ૧૦. કર્ણિકાર.

[–સ્થા૦ ૭૩૬]

---

૧. જે જીવો મરીને દેવ થવાના હોય તે.

૨. આ ભેદો ભાવદેવના સમજવા. અંગુત્તર નિકાયમાં દેવના ભેદો આ પ્રમાણે નોંધેલા છે — ૧. ચાતુમ્મહારાજિક, ૨. તાવતિંસ, ૩. યામ, ૪. તુસિત, ૫. નિમ્માનરતિ, ૬. પરનિમ્મિતવસવત્તિ, ૭. બ્રહ્મકાયિક ૮. તદુત્તરિ. –અંગુત્તર૦ ૧૧. ૧૨.

વિદ્યુતકુમારીમાં ચાર મહત્તરિકા (પ્રધાન) છે—

૧. ચિત્રા; ૨. ચિત્રકનકા; ૩. શતેરા; ૪. સૌદામિની.

[—સ્થા૦ ૨૫૯]

વિદ્યુતકુમારીમાં ૬ પ્રધાન છે—

૧. આલા; ૨. શક્રા; ૩. શતેરા; ૪. સૌદામિની; ૫. ઇન્દ્રા; ૬. ઘનવિદ્યુતા.

[—સ્થા૦ ૫૦૭]

દિશાકુમારીઓમાં ચાર પ્રધાન છે—

૧. રૂપ; ૨ રૂપાંશા; ૩. સુરૂપા; ૪. રૂપવતી.

[—સ્થા૦ ૨૫૯]

દિશાકુમારીઓઓમાં છ પ્રધાન છે—

૧. રૂપા; ૨. રૂપાંશા; ૩. સુરૂપા; ૪. રૂપવતી; ૫. રૂપકાંતા; ૬. રૂપપ્રભા.

[—સ્થા૦ ૫૦૭]

વાયુકુમારના ચાર ભેદ છે—

૧. કાલ; ૨. મહાકાલ, ૩. વેલમ્બ; પ્રભંજન.

[—સ્થા૦ ૨૫૬]

અસુરકુમારના પ્રાસાદો અઢીસો યોજન ઊંચા છે.

[—સમ૦ ૧૦૩]

## (૨) પરમાધાર્મિક

§ પરધામિંક[1] પંદર છે—

૧. અંબે; ૨. અંબરિષ; ૩. શ્યામ; ૪. સબલ; ૫. રુદ્ર, ૬. ઉપરુદ્ર, ૭. કાલ; ૮. મહાકાલ, ૯, અસિપત્ર; ૧૦.

---

૧. પરમાધાર્મિકને ભવનપતિમાં જ ગણવા જોઈએ.

ધનુ; ૧૧. કુંભ; ૧૨. વાલુક; ૧૩. વૈતરણી; ૧૪. ખરસ્વર; ૧૫. મહાઘોષ.

[-સમ૦ ૧૫]

## (૩) વાણવ્યંતર

§ વાણવ્યંતરના આઠ પ્રકાર છે—

૧. પિશાચો; ૨. ભૂતો; ૩. યક્ષો; ૪; રાક્ષસો; ૫. કિન્નરો; ૬. કિંપુરુષો; ૭. મહોરગો; ૮. ગંધર્વો.

§ આ આઠ વાણવ્યંતરનાં આઠ ચૈત્યવૃક્ષો છે તે નીચે પ્રમાણે—

૧. પિશાચોનું કદંબ; ૨. યક્ષોનું વડ; ૩. ભૂતોનું તુલસીવૃક્ષ; ૪. રાક્ષસોનું કંટક; ૫. કિન્નરોનું અશોક; ૬. કિંપુરુષોનુ ચંપક; ૭. ભુજંગો(મહોરગ)નું નાગવૃક્ષ; ૮. ગંધર્વોનું તેન્દુક.

[-સ્થા૦ ૬૫૪]

વાણવ્યંતરનાં ચૈત્યવૃક્ષો આઠ યોજન ઊંચાં છે.

[-સમ૦ ૮]

વાણવ્યંતર દેવોની સુધર્મા સભા નવ યોજન ઊંચી છે.

[-સમ૦ ૯]

## (૪) જ્યોતિષ્ક[૧]

લોકાંત (સ્વયંભૂરમણ સમુદ્રની જગતી જ્યાં લોક પૂરો થાય છે અને અલોક શરૂ થાય છે) અને જ્યોતિશ્ચક્રનું અંતર ૧૧૧૧ યોજન છે. અને (લોકમધ્યના) મેરુથી જ્યોતિશ્ચક્રનું અંતર ૧૧૨૧ યોજન છે.

[-સમ૦ ૧૧]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

જ્યોતિષી દેવો પાંચ પ્રકારના છે —
ચંદ્રો; ૨. સૂર્યો; ૩. ગ્રહો; ૪. નક્ષત્રો; ૫. તારાઓ.[1]

[–સ્થા૦ ૪૦૧]

## क, ચંદ્ર-સૂર્ય

મનુષ્યક્ષેત્રમાં દક્ષિણાર્ધ ભાગમાં[2] ૬૬ ચંદ્રની પ્રભા છે, હતી, અને હશે; તથા ૬૬ સૂર્ય તપે છે, તપ્યા છે, અને તપશે.

[–સમ૦ ૬૬]

કાલોદ સમુદ્રમાં ૪૨ ચંદ્ર અને ૪૨ સૂર્ય હતા, છે, અને હશે.

[–સમ૦ ૪૨]

પુષ્કરાર્ધમાં ૭૨ સૂર્ય અને ૭૨ ચંદ્રનું અસ્તિત્વ હતું, છે, અને હશે.

[–સમ૦ ૪૨]

ચંદ્ર તેમ જ સૂર્યને ૮૮ ગ્રહનો[3] પરિવાર છે.

[–સમ૦ ૮૮]

આ રત્નપ્રભાપૃથ્વીના સમતળથી ૮૦૦ યોજન ઊંચે સૂર્ય ભ્રમણ કરે છે.

[–સમ૦ ૧૧૧; –સ્થા૦ ૬૫૫]

---

૧. અહીં જણાવેલા ક્રમ પ્રમાણે જ આ પાંચે પ્રકારના દેવોની ગતિનું પ્રમાણ ઉત્તરોત્તર વધારે સમજવું અને તેમની ઋદ્ધિનું પ્રમાણ ક્રમશઃ ઘટતું સમજવું. આખા જ્યોતિશ્ચક્રમાં સૂર્ય સિવાયના જેટલા જ્યોતિષી છે, તે બધા ચંદ્રનો જ પરિવાર ગણાય છે. ચંદ્ર અને સૂર્ય એ બે જ્યોતિષીના ઇંદ્રો છે. તેમાં પણ મુખ્ય ચંદ્ર હોવાથી બાકીનો બધો પરિવાર તેનો જ ગણાય છે. એટલે ગ્રહો ૮૮, ૨૮ નક્ષત્રો, અને ૬૬૯૭૫ કોટાકોટી તારા આ બધાં એકલા ચંદ્રના આજ્ઞાનુવર્તી મનાયા છે. ગૌણપણે એ સૂર્યનો પણ પરિવાર ગણાય.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૩. નામ માટે જુઓ આગળ ખં૦ ૩, વિ૦ ૨–૧૪.

જંબુદ્વીપમાં અધોલોક અને ઊર્ધ્વલોકમાં મળીને સૂર્યો ૧૯૦૦ યોજન પ્રમાણ ક્ષેત્રને[1] તપાવે છે.

[–સમ૦ ૧૯]

શુક્લપક્ષનો ચંદ્ર પ્રતિદિન ૬૨ ભાગ[2] જેટલો વધે છે અને કૃષ્ણપક્ષનો ચંદ્ર તેટલો જ પ્રતિદિન ઘટે છે.

[–સમ૦ ૬૨]

ધ્રુવ રાહુ કૃષ્ણપક્ષના પડવાથી માંડીને અમાસ સુધી પ્રતિ-દિન ચંદ્રની લેશ્યાના પંદરમા ભાગને ઢાંકતો જાય છે– જેમકે પડવાને દિવસે $\frac{1}{15}$ ભાગને, બીજને દિવસે તેટલા જ બીજા ભાગને–એમ કરતાં કરતાં અમાસને રોજ સંપૂર્ણ ચંદ્રને ઢાંકી દે છે.[3]

[–સમ૦ ૧૫]

જંબુદ્વીપમાં સૂર્યમંડલોની સંખ્યા ૬૫ છે.[4]

[–સમ૦ ૬૫]

નિષધ પર્વતમાં ૬૩ સૂર્યમંડલ[5] છે. નીલવંત પર્વતમાં પણ તેટલાં જ છે.

[–સમ૦ ૬૩]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૨. જુઓ વિગત માટે પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૩. અહીં ચંદ્રના ૧૫ ભાગ કલ્પવા એટલે પ્રત્યેક ભાગને રાહુ પ્રત્યેક દિવસે આવરતો જાય તો પંદર દિવસે જ્યારે અમાસ આવે ત્યારે પંદરે ભાગ આવરાઈ જાય, તેથી તે દિવસે સંપૂર્ણ ચંદ્ર ઢંકાઈ જાય. જુઓ 'ભગવતી સાર' પૃ૦ ૬૦૮.

૪. મંડળની સમજ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

૫. નિષધ પર્વત મેરુની દક્ષિણમાં પૂર્વ-પશ્ચિમ જંબુદ્વીપની જગતી સુધી લંબાયેલો છે. એટલે જંબુદ્વીપમાંનાં ૬૫ મંડળોમાંથી બે મંડળો કે જે જગતી ઉપર આવે છે, તે સિવાયનાં બાકીનાં ૬૩ મંડળ નિષધપર્વત ઉપર આવે. તે જ પ્રમાણે નીલવંતનું પણ સમજવું.

સૂર્યમંડલેનો વિષ્કંભ $\frac{૪૮}{૬૧}$ યોજન[૧] પ્રમાણ છે.

[–સમ૦ ૪૮]

સૂર્યમંડલ એક યોજનમાં $\frac{૧૩}{૬૧}$ યોજન ભાગ જેટલું ઓછું છે.[૨]

[–સમ૦ ૧૩]

સૂર્ય પ્રત્યેક મંડળને ૬૦ મુહૂર્તમાં પૂરું કરે છે.[૩]

[–સમ૦ ૬૦]

જ્યારે સૂર્ય સર્વબાહ્ય મંડળમાં ભ્રમણ કરે છે, ત્યારે અહીંના મનુષ્યને ૩૧૮૩૧$\frac{૩૦}{૬૦}$ યોજન પ્રમાણ દૂર રહ્યો દેખાય છે.[૪]

[–સમ૦ ૩૧]

જ્યારે સૂર્ય સર્વબાહ્ય મંડળથી ત્રીજા મંડળમાં ભ્રમણ કરતો હોય છે, ત્યારે અહીં રહેલા મનુષ્યને ૩૩ હજાર યોજનથી કંઈક ઓછો દૂર રહ્યો દેખાય છે.'[૫]

[–સમ૦ ૩૩

---

૧. સૂર્ય વિમાન જેટલું પહોળું તેટલો જ મંડળનો વિષ્કંભ – પહોળાઈ છે. સૂર્ય વિમાન જેટલું ક્ષેત્ર રોકીને ભ્રમણ કરે છે તેટલો મંડળનો વિષ્કંભ કહેવાય.

૨. એક યોજનના ૬૧ ભાગ કરીએ, તેમાંથી ૪૮ ભાગ જેટલો મંડળનો વિષ્કંભ બાદ જતાં બાકી ૧૩ એકસઠિયા ભાગ વધે. તેટલું મડળનું પ્રમાણ યોજનથી ઓછું ગણાય.

૩. વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬.

૪. વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૭.

૫. જંબુદ્વીપપ્રજ્ઞપ્તિમાં ૩૨૦૦૧ $\frac{૪૯}{૬૦}$ અને યોજનના સાઠિયા ભાગના ૬૧ ભાગ કરી તેમાં ૨૩ ભાગ – આટલું બતાવ્યું છે. માટે કિંચિત્ ન્યૂનનો અર્થ એક હજાર યોજન જેટલું ન્યૂન સમજવું.

જ્યારે સૂર્ય સર્વાભ્યંતર મંડળમાં ભ્રમણ કરે છે ત્યારે અહીં રહેલા મનુષ્યને ૪૭૨૬૩$\frac{૨૧}{૬૦}$ યોજન દૂર રહ્યો દેખાય છે.

[-સમ૦ ૪૭]

આભ્યંતર મંડલમાં (સૂર્ય જ્યારે ભ્રમણ કરતો હોય ત્યારે) આદિ મુહૂર્તમાં ૯૬ આંગળ પૌરુષી છાયા હોય છે.[૧]

[-સમ૦ ૯૬]

ઉત્તરનું (સર્વાભ્યંતર) પ્રથમ સૂર્યમંડળ ૯૯ હજાર યોજનથી વધારે લાંબું-પહોળું છે. દ્વિતીય અને તૃતીય મંડળ પણ ૯૯ હજાર યોજનથી વધારે લાંબું-પહોળું છે.[૨]

[-સમ૦ ૯૯]

ઉત્તરાયણગત (સર્વાભ્યંતર મંડલમાં પ્રવેશેલો) સૂર્ય ૨૪ આંગળ[૩] પૌરુષી છાયા કરીને પાછો વાળે છે.

[-સમ૦ ૨૪]

શ્રાવણ શુક્લા સાતમે[૪] સૂર્ય ૨૭ આંગળ પૌરુષી છાયા કરીને દિવસના ક્ષેત્રને ઓછું કરતો રાત્રીક્ષેત્રને વધારે છે; અર્થાત્ ત્યાર પછી દિવસ ટૂંકો થાય છે અને રાત્રી વધે છે.

[-સમ૦ ૨૭]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮.

૨. વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૯.

૩. અહીં શંકુને એક હાથનું રાખવું, એમ ટીકાકાર કહે છે. એવા શંકુની જ્યારે ૨૪ અંગુલ છાયા પડે, ત્યારે સમજવું કે સૂર્ય હવે સર્વાભ્યંતર મંડળમાંથી પાછો વળીને દ્વિતીયમાં પ્રવેશે છે.

૪. આષાઢ પૂર્ણિમાએ સ્થૂલ ગણતરીએ છાયા ૨૪ આંગળ હોય, સાત દિવસમાં લગભગ એક આંગળ જેટલી છાયો વધે, જેથી શ્રાવણ સુદ ૭મે ૨૧ દિવસમાં ૩ આંગળ વધવાથી ૨૭ આંગળ થાય. પણ નિશ્ચિત ગણતરી કરતાં તો કર્કસંક્રાતિથી ૨૧મા દિવસ ઉપર થોડું વધારે થાય ત્યારે ૨૭ આંગળ છાયા થાય.

ચૈત્ર અને આસો માસમાં સૂર્ય એક વખત[1] ૩૬ આંગળ પૌરુષી છાયા કરે છે

[-સમ૦ ૩૬]

કાર્તક (વૈશાખ) કૃષ્ણા સાતમે[2] સૂર્ય ૩૭ આંગળ પૌરુષી છાયા કરે છે.

[-સમ૦ ૩૭]

કાર્તક અને ફાગણની[3] પૂનમે સૂર્ય ૪૦ આંગળ પૌરુષી છાયા કરે છે.

[-સમ૦ ૪૦]

જંબુદ્વીપનો સૂર્ય જંબુદ્વીપમાં ૧૮૦ યોજન અવગાહીને સર્વાભ્યંતર મંડળે ઉદયને પામે છે.[4]

[-સમ૦ ૮૦]

પ્રવેશતી અને નીકળતી વખતે એમ વાર સૂર્યને ભ્રમણ કરવું પડે એવાં ૧૮૨ મંડળો જંબુદ્વીપમાં છે.[5]

[-સમ૦ ૮૨]

---

૧. આ દિવસ તે બને માસની પૂર્ણિમા. વાસ્તવમાં તો મેષસંક્રાંતિ અને તુલા સંક્રાંતિ દિવસે ૩૬ આંગળ છાયા હોય.

૨. છાપેલ પુસ્તકમાં કાર્તક માસ શબ્દ છે. પણ ત્યાં ટીકાનુસાર અને વાસ્તવમાં પણ વૈશાખ જોઈએ. કારણ, જો ચૈત્રની પૂર્ણિમામાં ઉપર્યુક્ત ઉલ્લેખાનુસાર ૩૬ આંગળ હોય, તો સાત દિવસમાં એક આંગળ વધતાં વૈશાખ સુદ ૭મે ૩૭ આંગળ થાય.

૩. ટીકાકાર કહે છે કે, વૈશાખ પૂર્ણિમા એવો પાઠ ખોટો સમજવો. પોષ પૂર્ણિમાએ ૪૮ આંગળ છાયા હોવાનું સૂત્રો જણાવે છે. ત્યાર પછી માઘમાં ૪ અને ફાગણમાં ૪ એમ આઠ આગળ ઓછા થાય. એટલે ફાગણની પૂનમે ૭ આંગળ રહે. વળી ઉપર કહ્યા મુજબ આસોની પૂનમે ૩૬ આગળ છાયા હોય તો તેમાં ચાર આંગળ ઉમેરતાં કાર્તક પૂનમે ૪૦ આંગળ મળી રહે.

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૦.

૫. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૧.

ચોથા ચંદ્ર સંવત્સરની હેમંતઋતુના ૭૧ દિવસ વીત્યે સૂર્ય સર્વબાહ્યમંડળથી આવૃત્તિ શરૂ કરે છે; અર્થાત્ દક્ષિણાયનથી નિવૃત્ત થઈ ઉત્તરાયણમાં વિચરે છે.[1]

[–સમ૦ ૭૧]

§ ઉત્તરાયણથી નિવૃત્ત થયેલો સૂર્ય દક્ષિણાયનના પ્રથમ મંડલથી લઈને ૩૯મા મંડલે ૭૮/૬૧ મુહૂર્ત જેટલુ દિવસક્ષેત્ર ઓછું કરી તેટલું જ રાત્રીક્ષેત્ર વધારે છે.[2]

§ તે જ પ્રમાણે દક્ષિણાયનથી નિવૃત્ત થયેલ સૂર્ય પ્રથમ મંડલથી લઈને ૩૯મે મંડલે તેટલું જ રાત્રીક્ષેત્ર ઓછું કરે છે અને તેટલું જ દિનક્ષેત્ર વધારે છે.

[–સમ૦ ૭૮]

પ્રથમના છ માસમાં[3] સર્વાભ્યંતર મંડલથી બાહ્યમંડલોમાં (દક્ષિણાયન) ગતિ કરતો સૂર્ય ૪૪મા મંડલે પહોંચે છે, ત્યારે

---

૧. પાંચ વર્ષનો એક ચંદ્રયુગ. તેમાં પ્રથમનાં બે વર્ષ ચંદ્રસંવત્સર છે. ત્રીજું અભિવર્ધિત સંવત્સર છે, ચોથું ચંદ્રસંવત્સર છે. અને પાંચમું અભિવર્ધિત સંવત્સર છે. અહીં ચોથું ચંદ્રસંવત્સર પ્રસ્તુત છે. તેની હેમંતઋતુ માગસરથી શરૂ થાય. (પૂર્ણિમાન્ત મહિના હોવાથી માગસર કૃષ્ણપ્રતિપદાથી મહિનો બેસે) અને એક ચંદ્રમાસના ૨૯ દિવસ ગણતાં તેના ૭૨ દિવસ માહ માસની કૃષ્ણ તેરશે પૂરા થાય અને તે જ દિવસે તે ઉત્તરાયણ શરૂ કરે છે.

૨. સમજૂત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૨.

૩. વર્ષની શરૂઆત દક્ષિણાયનથી થાય છે એટલે પ્રથમના છ માસ દક્ષિણાયનના અને બીજા છ માસ ઉત્તરાયણના ગણવા. પ્રત્યેક દિવસે પ્રત્યેક મંડલે દક્ષિણાયન વખતે ૨/૬૧ મુહૂર્ત જેટલું દિનમાન ૧૮ મુહૂર્ત પ્રમાણ દિનમાનમાંથી ઘટતુ હોવાથી ૪૪મા મંડલે ૪૪×૨ = ૮૮ એટલે ૮૮/૬૧ મુહૂર્ત જેટલું દિનમાન ઘટશે અને તેટલી જ રાત્રી વધશે. બીજા છ માસ પ્રમાણ ઉત્તરાયણમાં તે જ હિસાબે દિનમાન વધે છે અને રાત્રીમાન ઘટે છે.

ત્યાં દિવસના ભાગને ૮૮/૬૧ મુહૂર્ત જેટલો ઓછો કરી રાત્રીને તેટલી જ લાંબી કરતો ભ્રમણ કરે છે.

બીજા છ માસમાં જ્યારે સર્વબાહ્યમંડલથી સર્વાભ્યંતર મંડલ તરફ (ઉત્તરાયણ) ગતિ કરતો હોય છે ત્યારે ૪૪ મે મંડલે રાત્રિના ભાગને ૮૮/૬૧ મુહૂર્ત જેટલુ ઓછું કરી દિવસનો ભાગ તેટલો જ વધારતો ભ્રમણ કરે છે.

[–સમ૦ ૮૮]

સૂર્ય સર્વબાહ્ય મંડલ તરફ જતો હોય કે સર્વાભ્યંતર મંડલ તરફ આવતો હોય, ત્યારે ૯૩ મા મંડલમાં સમાન એવાં દિવસ રાતને વિષમ બનાવે છે.[1]

[–સમ૦ ૯૩]

પ્રથમના છ માસમાં જ્યારે સૂર્ય દક્ષિણાયન ગતિ કરતો હોય છે, ત્યારે ૪૯મા મંડલમાં ૯૮/૬૧ મુહૂર્તપ્રમાણ[2] જેટલું દિનમાન ઘટાડી રાત્રિમાન તેટલું જ વધારે છે. અને બીજા છ માસમાં જ્યારે તે ઉત્તરાયણ ગતિ કરતો હોય છે ત્યારે ૪૯મા મંડલે તેટલું જ રાત્રિમાન ઘટાડી તેટલું જ દિનમાન વધારે છે.

[–સમ૦ ૯૮]

---

૧. અહીં ૯૩મું મંડલ કહ્યું છે તે સર્વાભ્યંતર મંડલને દક્ષિણાયનનું પ્રથમ તથા સર્વબાહ્યને ઉત્તરાયણનું પ્રથમ મંડલ ગણીને કહ્યું છે. અન્યથા દક્ષિણાયન તથા ઉત્તરાયણ સર્વબાહ્ય તથા સર્વાભ્યંતર મંડલને વર્જીને ગણાતાં હોવાથી એ ૯૩મું નહિ પણ ૯૨મું મંડલ કહેવાય છે. એ ૯૨મા મંડલના અર્ધભાગે સૂર્ય હોય છે ત્યારે રાત અને દિવસ સરખાં એટલે કે ૧૫ – ૧૫ મુહૂર્ત પ્રમાણ હોય છે.

૨. પ્રત્યેક મંડલે ૨/૬૧ મુહૂર્તપ્રમાણ વધ-ઘટ થતી હોવાથી ૪૯મા મંડલે ૪૯ × ૨ = ૯૮ એટલે ૯૮/૬૧ મુહૂર્તપ્રમાણ ઘટ વધ થાય.

સૂર્યમંડલને યોજનના એકસઠિયા ભાગમાં[1] વિભાજિત કરીએ તો સમાંશ છે. તે જ પ્રમાણે ચંદ્ર મંડળ વિષે.[2]

[–સમ૦ ૬૧]

## ख. નક્ષત્રો

જંબુદ્વીપમાં ૫૬ નક્ષત્રો[3] ચંદ્રના યોગમાં પ્રકાશે છે.

[–સમ૦ ૫૬]

કૃત્તિકા નક્ષત્ર ચંદ્રના સર્વબાહ્ય મંડલથી ગણતાં દશમા ચંદ્રમંડલમાં ભ્રમણ કરે છે. અને આભ્યંતર ચંદ્રમંડલથી ગણતાં દશમા ચંદ્રમંડલમાં અનુરાધા ભ્રમણ કરે છે

[–સ્થા૦ ૭૮૦]

અભિજિતને છોડીને બાકીનાં ૨૭ નક્ષત્રોથી જંબુદ્વીપમાં વ્યવહાર ચાલે છે.[4]

[–સમ૦ ૨૭]

---

૧. યોજનના એકસઠ ભાગ કરીએ તો તેવા ૪૮ એકસઠિયા ભાગ (૪૮/૬૧) બરાબર તે સૂર્યમંડલનો વિષ્કંભ હોવાથી તે સમાશ કહેવાય છે. વિષમાંશ નથી.

૨. ચદ્રમંડલનો વિષ્કભ ૫૬/૬૧ યોજન હોવાથી તે પણ સમાંશ છે. અહી એ ખ્યાલ રાખવો જોઈએ કે સૂર્યની જેમ બધા મળી ૧૮૪ મંડળો ચંદ્રને નથી પણ માત્ર ૧૫ છે. બનેનું ચારક્ષેત્ર તો ૫૧૦ યોજન પ્રમાણ સરખું જ છે. સૂર્યનાં જંબુદ્વીપમાં ૬૫ મંડળો અને બાકીનાં લવણસમુદ્રમાં છે. પરંતુ ચંદ્રનાં માત્ર પાંચ જ મંડળ જબુમાં અને દશ લવણમાં છે. સૂર્યમંડલના અંતરાનું માપ બે યોજન છે, જ્યારે ચંદ્રમંડળના અંતરાનું માપ ૩૫ ૩૦/૬૧ થી કાંઈ વધારે છે.

૩. જુઓ પ્રકરણને અતે ટિપ્પણ ન. ૧૩.

૪. ચદ્ર મંડળની સાથે અભિજિત નક્ષત્રનો યોગ સ્વલ્પકાલીન હોવાથી વ્યવહારમા તેની ગણતરી નથી કરાતી. આ-વાત જંબુદ્વીપ પૂરતી જ સમજવી; ધાતકીખંડમાં તેમ નથી.

અભિજિત નક્ષત્ર ૯ મુહૂર્તથી કાંઈક વધારે[1] ચંદ્ર સાથે યોગમાં રહે છે.

[–સ્થા૦ ૬૬૯,–સમ૦ ૯]

બધાં નક્ષત્રોના ચંદ્ર સાથેના યોગનું ક્ષેત્ર સડસઠિયા ભાગ કરીએ તો સમાંશે છે.[2]

[–સમ૦ ૬૭]

§ જ્યોતિષ્કેન્દ્ર ચંદ્ર સાથે અગ્રભાગમાં સંપૂર્ણક્ષેત્રે ૩૦–૩૦ મુહૂર્તનો યોગ નીચેનાં નક્ષત્રોને છે —

૧. પૂર્વાભાદ્રપદા; ૨. કૃત્તિકા; ૩. મઘા; ૪. પૂર્વાફાલ્ગુની; ૫. મૂલ; ૬. પૂર્વાષાઢા.

§ અને રાત્રીના ભાગમાં અર્ધક્ષેત્રમાં ૧૫–૧૫ મુહૂર્તનો યોગ નીચેનાં છને છે —

૧. શતભિષક્; ૨. ભરણી; ૩ આર્દ્રા; ૪. અશ્લેષા; ૫. સ્વાતી; ૬. જ્યેષ્ઠા.

§ અને આ નીચેનાં નક્ષત્રોને અગ્ર અને પશ્ચાત્ બંને ભાગે ૪૫ મુહૂર્ત સુધી દોઢા ક્ષેત્રમાં ચંદ્ર સાથે યોગ છે –

૧. રોહિણી; ૨. પુનર્વસુ; ૩. ઉત્તરાફાલ્ગુની; ૪. વિશાખા; ૫. ઉત્તરાષાઢા; ૬. ઉત્તરાભાદ્રપદા.

[–સ્થા૦ ૫૧૭; –સમ૦ ૪૫; –સમ૦ ૧૫]

---

૧. ઠીક ગણતરી પ્રમાણે ૯ $\frac{૨૪}{૬૨}$ મુહૂર્ત અને મુહૂર્તના $\frac{૧}{૬૨}$ ભાગના (બાસઠિયા ભાગના) ૬૭ ભાગ કરીએ તો તેમાના ૫૬ ભાગ=૯ $\frac{૨૭}{૬૭}$ મુહૂર્ત.

૨. સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ન. ૧૪.

આ અભિજિતાદિ[1] સાત નક્ષત્રો પૂર્વદ્વારિક છે—

૧. અભિજિત; ૨. શ્રવણ; ૩. ધનિષ્ઠા; ૪. શતભિષક્; ૫. પૂર્વાભાદ્રપદા; ૬. ઉત્તરાભાદ્રપદા; ૭. રેવતી.

[–સ્થા૦ ૫૮૯]

કૃત્તિકા[2] આદિ સાત નક્ષત્રો પૂર્વદ્વારિક છે.

[–સમ૦ ૭]

અશ્વિની[1] આદિ સાત નક્ષત્રો દક્ષિણદ્વારિક છે—

૧. અશ્વિની; ૨. ભરણી; ૩. કૃત્તિકા; ૪. રોહિણી; ૫. મૃગશીર્ષ; ૬. આર્દ્રા; ૭. પુનર્વસુ.

[–સ્થા૦ ૫૮૯]

મઘા[2] આદિ સાત નક્ષત્રો દક્ષિણદ્વારિક છે.

[–સમ૦ ૭]

પુષ્યાદિ[1] સાત નક્ષત્રો પશ્ચિમદ્વારિક છે—

૧. પુષ્ય; ૨. અશ્લેષા; ૩. મઘા; ૪. પૂર્વાફાલ્ગુની; ૫. ઉત્તરાફાલ્ગુની; ૬. હસ્ત; ૭. ચિત્રા.

[–સ્થા૦ ૫૮૯]

અનુરાધા[2] આદિ સાત નક્ષત્રો પશ્ચિમદ્વારિક છે.

[–સમ૦ ૭]

સ્વાતી[1] આદિ સાત નક્ષત્રો ઉત્તરદ્વારિક છે—

૧. સ્વાતી; ૨. વિશાખા; ૩. અનુરાધા; ૪. જ્યેષ્ઠા; ૫. મૂલ; ૬. પૂર્વાષાઢા; ૭. ઉત્તરાષાઢા.

[–સ્થા૦ ૫૮૯]

ધનિષ્ઠા[2] આદિ સાત નક્ષત્રો ઉત્તરદ્વારિક છે.

[–સમ૦ ૭]

---

૧. કયું નક્ષત્ર કયા દ્વારનું છે તેમાં ૭ મતભેદો છે; અને તે ચંદ્રપ્રજ્ઞપ્તિમાં બતાવ્યા છે. ત્યાં જે મત છે તે અહીંના જેવો જ છે.

૨. ચંદ્રપ્રજ્ઞપ્તિમાં મતાંતર તરીકે વર્ણવેલા સમવાયાંગના આ મતને ટીકાકાર અભયદેવ લૌકિક મત હોવાનું જણાવે છે.

આ આઠ નક્ષત્રો ચંદ્રને સ્પર્શે છે[1]—

૧. કૃત્તિકા; ૨. રોહિણી; ૩. પુનર્વસુ; ૪. મઘા; ૫. ચિત્રા; ૬. વિશાખા; ૭. અનુરાધા; ૮. જયેષ્ઠા.

[–સ્થા૦ ૬૫૬; –સમ૦ ૮]

આ નવ નક્ષત્રોનો યોગ ચંદ્રના[2] પશ્ચાદ્ભાગમાં થાય છે—

૧. અભિજિત; ૨. શ્રવણ; ૩. ધનિષ્ઠા; ૪. રેવતી; ૫. અશ્વિની; ૬. મૃગશીર્ષ; ૭. પુષ્ય; ૮. હસ્ત; ૯. ચિત્રા.

[–સ્થા૦ ૬૬૪]

અભિજિતાદિ નવ નક્ષત્રો ઉત્તરમાં રહ્યાં રહ્યાં દક્ષિણમાં રહેલા ચંદ્ર સાથે યોગમાં આવે છે—

૧. અભિજિત; ૨. શ્રવણ; ૩. ધનિષ્ઠા; ૪. શતભિષક; ૫. પૂર્વાભાદ્રપદા; ૬. ઉત્તરાભાદ્રપદા; ૭. રેવતી; ૮. અશ્વિની; ૯. ભરણી.

[–સમ૦ ૯; –સ્થા૦ ૬૬૯]

દશ નક્ષત્ર જ્ઞાનની વૃદ્ધિ કરે છે—

૧. મૃગશીર્ષ; ૨. આર્દ્રા; ૩. પુષ્ય; ૪. પૂર્વાભાદ્રપદા; ૫. પૂર્વાફાલ્ગુની; ૬. પૂર્વાષાઢા; ૭. મૂલ; ૮. અશ્લેષા; ૯. હસ્ત; ૧૦. ચિત્રા.

[–સ્થા૦ ૭૮૧; –સમ૦ ૧૦]

---

૧. અર્થાત્ ચંદ્ર તેમની વચ્ચે થઈને નીકળે છે અને તેમનો ચંદ્ર સાથે ઉત્તરમાં અને દક્ષિણમાં પણ યોગ છે.

૨. ચંદ્ર આગળ નીકળી જાય એટલે તેના પાછળના ભાગે યોગ થાય છે. અહીં પણ એક મતાંતર ટીકાકાર ટાંકે છે જેમાં પ્રસ્તુત નવ નક્ષત્રોના નામમાં ભેદ છે.

## ગ. ગ્રહો

[ગ્રહો ૮૮ છે; પણ જંબુદ્વીપમાં ચંદ્ર બે હોઈ પ્રત્યેકને ૮૮-૮૮ હોવાથી બધા મળી જંબૂદ્વીપમાં ૧૭૬ ગ્રહો છે. સમભૂતળથી ૮૮૮ યોજન ઊંચે ગ્રહો છે અને ત્યાંથી ઊંચે ૧૨ યોજન પર્યંત આવેલા છે.]

શુક્ર મહાગ્રહ પશ્ચિમમાં ઉદય પામે છે અને ૧૯ નક્ષત્રો સાથે ભ્રમણ કરીને પાછો પશ્ચિમમાં જ અસ્ત થાય છે.

[-સમ૦ ૧૯]

શુક્ર મહાગ્રહની નવ વીથિઓ — ક્ષેત્રવિભાગો[1] છે —

૧. હયવીથિ; ૨. ગજવીથિ; ૩. નાગવીથિ; ૪. વૃષભવીથિ; ૫. ગોવીથિ; ૬. ઉરગવીથિ; ૭. અજવીથિ; ૮. મૃગવીથિ; ૯. વૈશ્વાનરવીથિ.

[-સ્થા૦ ૬૯૯]

તારક ગ્રહ છ છે[2] —

---

૧. શુક્ર ગ્રહના ભ્રમણક્ષેત્રના નવ ભાગ કલ્પીને તેમને વ્યવહાર ખાતર જુદાં જુદા નામ આપ્યાં છે. તે પ્રત્યેક વિભાગે સામાન્ય રીતે ત્રણ ત્રણ નક્ષત્રો હોય છે. ગ્રન્થાતરમાં હયવીથિનું નામાંતર ઐરાવતવીથિ ,પણ છે. જ્યારે શુક્ર ગ્રહ પ્રથમની ત્રણ વીથિમાં વિચરતો હોય છે, ત્યારે વૃષ્ટિ બહુ જ થાય છે અને ઔષધિઓ સુલભ થાય છે તથા ધનની વૃદ્ધિ થાય છે. બીજી ત્રણ પશુસંજ્ઞક વીથિઓમાં જ્યારે શુક્ર ગ્રહ વિચરતો હોય છે ત્યારે ધાન્યાદિ મધ્યમ પ્રમાણમાં થાય. અને અંતિમ ત્રણમા વિચરતો હોય, ત્યારે લોકને પીડાકારી બને છે.

૨. તારા જેવા આકારના ગ્રહો તે તારક ગ્રહો. ટીકાકાર જણાવે છે કે જોકે લોકમાં ચંદ્ર સૂર્ય અને રાહુ આદિ ૯ ગ્રહ જણાય છે પણ ચંદ્રાદિ ત્રણ તારા જેવા આકારના ન હોવાથી તે સિવાયના બાકીના છ અહીં તારક ગ્રહ બતાવ્યા છે.

૧. શુક્ર; ૨. બુધ; ૩. બૃહસ્પતિ; ૪. અંગારક (મંગળ); ૫. શનૈશ્ચર; ૬. કેતુ.

[–સ્થા૦ ૪૮૧]

### ઘ. તારા

નક્ષત્રોના તારા નીચે પ્રમાણે છે—

| નક્ષત્ર | તારા | સ્થળ |
|---|---|---|
| અભિજિત | ૩ | સમ૦ ૩, સ્થા૦ ૨૨૭ |
| શ્રવણ | ૩ | સમ૦ ૩, સ્થા૦ ૨૨૭ |
| ધનિષ્ઠા | ૫ | સમ૦ ૫, સ્થા૦ ૪૭૩ |
| શતભિષક્ | ૧૦૦ | સમ૦ ૧૦૦ |
| પૂર્વાભાદ્રપદા | ૨ | સમ૦ ૨, સ્થા૦ ૧૧૦ |
| ઉત્તરાભાદ્રપદા | ૨ | સમ૦ ૨, સ્થા૦ ૧૧૦ |
| રેવતી | ૩૨ | સમ૦ ૩૨ |
| અશ્વિની | ૩ | સમ૦ ૩, સ્થા૦ ૨૨૭ |
| ભરણી | ૩ | સમ૦ ૩, સ્થા૦ ૨૨૭ |
| કૃત્તિકા | ૬ | સમ૦ ૬, સ્થા૦ ૫૩૯ |
| રોહિણી | ૫ | સમ૦ ૫, સ્થા૦ ૪૭૩ |
| મૃગશિરઃ | ૩ | સમ૦ ૩, સ્થા૦ ૨૨૭ |
| આર્દ્રા | ૧ | સમ૦ ૧, સ્થા૦ ૫૫ |
| પુનર્વસુ | ૫ | સમ૦ ૫; સ્થા૦ ૪૭૩ |
| પુષ્ય | ૩ | સમ૦ ૩, સ્થા૦ ૨૨૭ |
| અશ્લેષા | ૬ | સમ૦ ૬, સ્થા૦ ૫૩૯ |
| મઘા | ૭ | સમ૦ ૭; સ્થા૦ ૫૮૯ |
| પૂર્વાફાલ્ગુની | ૨ | સમ૦ ૨, સ્થા૦ ૧૧૦ |
| ઉત્તરાફાલ્ગુની | ૨ | સમ૦ ૨, સ્થા૦ ૧૧૦ |
| હસ્ત | ૫ | સમ૦ ૫, સ્થા૦ ૪૭૩ |

| | | |
|---|---|---|
| ચિત્રા | ૧ | સમ૦ ૧, સ્થા૦ ૫૫ |
| સ્વાતિ | ૧ | સમ૦ ૧, સ્થા૦ ૫૫ |
| વિશાખા | ૫ | સમ૦ ૫, સ્થા૦ ૪૭૩ |
| અનુરાધા | ૪ | સમ૦ ૪, સ્થા૦ ૩૮૬ |
| જ્યેષ્ઠા | ૩ | સમ૦ ૩, સ્થા૦ ૨૨૭ |
| મૂલ | ૧૧ | સમ૦ ૧૧ |
| પૂર્વાષાઢા | ૪ | સમ૦ ૪, સ્થા૦ ૩૮૬ |
| ઉત્તરાષાઢા | ૪ | સમ૦ ૪, સ્થા૦ ૩૮૬ |

રેવતીથી જ્યેષ્ઠા સુધીનાં નક્ષત્રોના તારા ૯૮ છે.[૧]

[–સમ૦ ૯૮]

રત્નપ્રભા પૃથ્વીના સમતળથી ૯૦૦ યોજન ઊંચે તારા ભ્રમણ કરે છે.

[–સમ૦ ૯; –સ્થા૦ ૬૭૦; –સમ૦ ૧૧૨]

ત્રણ કારણે તારા સ્વસ્થાનથી ચલિત થાય—

૧. વિક્રિયા વખતે;

૨. મૈથુન માટે;

૩. એક સ્થાનથી બીજે જવા માટે.

[–સ્થા૦ ૧૩૩]

## (૫) વૈમાનિક દેવો

[વૈમાનિક દેવોના મુખ્ય બે ભેદ છે:— સૌધર્માદિ બાર કલ્પમાં ઉત્પન્ન થનારા કલ્પોપપન્ન; અને એ બાર દેવલોકની ઉપરનાં ૯ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનોમાં

૧. ૯૮ કહ્યા છે પણ ગણતાં ૯૭ થાય છે.

ઉત્પન્ન થનારા તે કલ્પાતીત. કલ્પના દેવોમાં નાના-મોટાનો ભાવ હોય છે તથા તેઓ અમુક કારણે મનુષ્યલોકમાં પણ આવે છે; જ્યારે કલ્પાતીતના બધા દેવો અહમેન્દ્ર છે. તેઓને કોઈની આજ્ઞાનું પાલન કરવાનું હોતું નથી. તેઓ મનુષ્યલોકમાં મૃત્યુ પહેલાં કદી આવતા જ નથી. વિશેષ માટે જુઓ તત્ત્વાર્થસૂત્ર ૪.૧૭-૨૮]

## ૩. વિમાનના પ્રસ્તર અને વિમાનોની સંખ્યા

§ આ ચાર નીચલા કલ્પ અર્ધચંદ્રાકારે છે—

૧. સૌધર્મ; ૨. ઈશાન; ૩. સનત્કુમાર; ૪. માહેન્દ્ર.

§ આ વચલા ચાર કલ્પ પૂર્ણ ચંદ્રાકારે છે—

૧. બ્રહ્મલોક; ૨. લાંતક; ૩. મહાશુક્ર; ૪. સહસ્રાર.

§ આ ઉપલા ચાર કલ્પ અર્ધચંદ્રાકારે છે.

૧. આનત; ૨. પ્રાણત; ૩. આરણ; ૪. અચ્યુત.

[-સ્થા૦ ૩૮૩]

§ વૈમાનિક દેવોના વિમાનના બધા મળી ૬૨ પ્રસ્તર છે.[1]

§ સૌધર્મ અને ઈશાનના પ્રથમ પ્રસ્તરે આવલિકામાં પ્રત્યેક દિશામાં ૬૨ વિમાનો છે.[2]

[-સમ૦ ૬૨]

- સૌધર્મ અને ઈશાનના બધા મળી ૧૩ પ્રસ્તર છે.

[-સમ૦ ૧૩[

બ્રહ્મલોક કલ્પના છ પ્રસ્તરો છે.

[-સ્થા૦ ૫૧૬]

---

૧. વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૫.

૨. ,, ,, નં. ૧૬.

ગ્રૈવેયક વિમાનના[1] પ્રસ્તર ત્રણ છે —

૧. નીચલા ગ્રૈવેયકનો પ્રસ્તર;

૨. મધ્યમ ગ્રૈવેયકનો પ્રસ્તર;

૩. ઉપરના ગ્રૈવેયકનો પ્રસ્તર.

(૧) નીચલા ગ્રૈવેયક પ્રસ્તરના ત્રણ ભેદ —

૧. સૌથી નીચેનાં વિમાનોનો પ્રસ્તર;

૨. મધ્યનાં વિમાનોનો પ્રસ્તર;

૩. ઉપરનાં વિમાનોનો પ્રસ્તર.

(૨) મધ્યમ ગ્રૈવેયક પ્રસ્તરના ત્રણ ભેદ —

૧. સૌથી નીચેનો પ્રસ્તર;

૨. મધ્યનો પ્રસ્તર;

૩. ઉપરનો પ્રસ્તર.

(૩) ઉપરના ગ્રૈવેયકના પ્રસ્તરના ત્રણ ભેદ —

૧. સૌથી નીચેનો પ્રસ્તર;

૨. મધ્યનો પ્રસ્તર;

૩. ઉપરનો પ્રસ્તર.

[–સ્થા૦ ૨૩૨]

ગ્રૈવેયકના પ્રસ્તર નવ છે.

[–સ્થા૦ ૬૮૫]

બધાં મળી વિમાનો ૮૪૯૭૦૨૩ છે.

[–સમ૦ ૮૪]

---

૧. પુરુષાકાર લોકના ગ્રીવાસ્થાને હોવાથી નવ વિમાનો ગ્રૈવેયક કહેવાય છે તે આ —

(૧) સુદર્શન, ૨. સુપ્રતિબદ્ધ, ૩. મનોરમ, ૪. સર્વભદ્ર, ૫. સુવિશાલ, ૬. સુમનસ, ૭. સૌમનસ, ૮. પ્રિયંકર, ૯. આદિત્ય. આ નવ ગ્રૈવેયકને ત્રણ ત્રિકમાં વહેંચી નાખવામાં આવે છે–અધસ્તન, મધ્યમ અને ઉપરિતન, એ ત્રિકોને લક્ષીને અહીં પ્રતરોનો વિભાગ વર્ણવ્યો છે.

[તે આ પ્રમાણે[1]—]

| | |
|---|---|
| સૌધર્મનાં ૩૨ લાખ વિમાનો છે: | સમ૦ ૩૨ |
| ઈશાનનાં ૨૮ લાખ વિમાનો છે. | સમ૦ ૨૮ |
| માહેન્દ્રકલ્પનાં ૮ લાખ વિમાનો છે. | સમ૦ ૧૩૧ |
| લાંતકનાં ૫૦ હજાર વિમાનો છે. | સમ૦ ૫૦ |
| મહાશુક્રનાં ૪૦ હજાર વિમાનો છે. | સમ૦ ૪૦ |
| સહસ્રાર કલ્પનાં ૬ હજાર વિમાનો છે. | સમ૦ ૧૧૯ |
| આરણ કલ્પનાં ૧૫૦ વિમાન છે. | |
| અચ્યુત કલ્પનાં ૧૫૦ વિમાનો છે. | સમ૦ ૧૦૧ |
| આણત-પ્રાણતનાં ૪૦૦ વિમાનો છે. | સમ૦ ૧૦૬ |
| નીચલા ગ્રૈવેયકનાં ૧૧૧ વિમાનો છે. | સમ૦ ૧૧ |

ઊર્ધ્વલોકમાં ૫ અનુત્તર વિમાન છે તે આ—

૧. વિજય; ૨. વૈજયંત; ૩. જયંત; ૪. અપરાજિત; ૫. સર્વાર્થસિદ્ધિ.

[–સ્થા૦ ૪૫૧]

સૌધર્મ (૩૨ લાખ), ઈશાન (૨૮ લાખ), અને બ્રહ્મલોક (૪ લાખ)નાં સર્વ મળી ૬૪ લાખ વિમાનો છે.

[–સમ૦ ૬૪]

સૌધર્મ (૩૨ લાખ) અને ઈશાન (૨૮ લાખ)નાં સર્વ મળી વિમાનો ૬૦ લાખ છે.

[–સમ૦ ૬૦]

શક્રાદિ આઠ દેવેન્દ્રોને ફરવા માટેનાં પારિયાનિક આ આઠ વિમાનો છે—

---

૧. અહીં સૂત્રમાં જેટલાની સંખ્યા બતાવી છે, તેનો સંગ્રહ એક-સાથે કર્યો છે. જેના વિષે સૂત્રમાં નથી તે દેવલોકનાં વિમાનોની સંખ્યા માટે જુઓ ટિપ્પણ ૧૬ માં.

૧. પાલક; ૨. પુષ્પક; ૩. સૌમનસ; ૪. શ્રીવત્સ; ૫. નન્દાવર્ત; ૬. કામક્રમ; ૭. પ્રીતિમના; ૮. વિમલ.

[–સ્થા૦ ૬૪૪]

શક્રાદિ દશ ઇન્દ્રોનાં ફરવા માટેનાં આ દશ પારિયાનિક વિમાન છે—

૧–૮. પાલક યાવત્ વિમલ; ૯. મનોરમ; ૧૦. સર્વતોભદ્ર.

[–સ્થા૦ ૭૬૯]

સૌધર્માવતંસક[1] વિમાનની હરએક દિશામાં ૬૫ ભૌમ[2] છે.

[–સમ૦ ૬૫]

## આ. લોકાંતિક દેવ[3]

સનત્કુમાર અને માહેન્દ્રકલ્પની ઉપર આવેલા બ્રહ્મલોક વિમાનનાં રિષ્ટ વિમાનના પ્રસ્તરની નીચે અખાડા જેમ સમચોરસ[4] આકારની આઠ કૃષ્ણરાજિ[5] છે. તેમાંની બે પૂર્વમાં, બે દક્ષિણમાં, બે પશ્ચિમમાં અને બે ઉત્તરમાં છે.

---

૧. આ વિમાન ઇંદ્રના નિવાસ માટેનું છે અને તે સૌધર્મ દેવલોકના ૧૩ મા પ્રતરમાં દક્ષિણ દિશાની મધ્યમાં આવેલું છે.

૨. નગરાકારનાં વિશેષ સ્થાનો.

૩. તેમની વિશેષ માહિતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૭.

૪. અહીં આઠેને સમચોરસ કહી છે તેનો અર્થ માત્ર એટલો જ સમજવો કે તે ગોળ નથી. કારણ આગળના પાઠ પરથી સમચોરસ માત્ર આભ્યંતર ચાર જ રાજિ હોવાનું જણાવ્યું છે; અને બે ષટ્કોણ તથા બીજી બે ત્રિકોણ હોવાનું જણાવ્યું છે.

૫. દ્વીપ સમુદ્રોના ક્રમમાં અસંખ્યાતમા એવા અરુણવર સમુદ્રમાંથી ઊંચે આકાશમાં તમસ્કાય ફેલાય છે. એ તમસ્કાયમાં આ આઠ રાજિઓ છે. એટલે કે તે તે આકારનો કૃષ્ણ પ્રદેશ છે.

તેમાં પૂર્વની આભ્યંતર રાજિ દક્ષિણની બાહ્ય રાજિને, દક્ષિણની અભ્યંતર રાજિ પશ્ચિમની બાહ્ય રાજિને, પશ્ચિમની આભ્યંતર રાજિ ઉત્તરની બાહ્યને, અને ઉત્તરની આભ્યંતર રાજિ પૂર્વની બાહ્યને અડેલી છે.

તેમાં પૂર્વ અને પશ્ચિમની બાહ્ય રાજિઓ ષટ્કોણ તથા ઉત્તર અને દક્ષિણની બાહ્ય રાજિઓ ત્રિકોણ છે; અને બાકીની ચારે આભ્યંતર રાજિઓ ચતુષ્કોણ છે.

એ આઠ કૃષ્ણરાજિઓનાં નામ નીચે પ્રમાણે છે —

૧. કૃષ્ણરાજિ; ૨. મેઘરાજિ; ૩. મઘારાજિ; ૪. માઘવતી; ૫. વાતપરિઘા; ૬. વાતપરિક્ષોભ; ૭. દેવપરિઘા; ૮. દેવપરિક્ષોભ.

એ આઠ રાજિઓની વચ્ચેના ખાલી ભાગમાં આઠ લોકાન્તિક દેવોનાં વિમાનો છે, તે નીચે પ્રમાણે —

૧. અર્ચિ; ૨. અર્ચિમાલિ; ૩. વૈરોચન; ૪. પ્રભંકર; ૫. ચંદ્રાભ; ૬. સૂર્યાભ; ૭. સુપ્રતિષ્ઠાભ; ૮. અગ્ન્યર્ચાભ.

એ આઠ લોકાન્તિક વિમાનોમાં આઠ પ્રકારના દેવો છે —

૧. સારસ્વત; ૨. આદિત્ય; ૩. વહ્નિ; ૪. વરુણ[1]; ૫. ગર્દતોય; ૬. તુષિત; ૭. અવ્યાબાધ, ૮. અગ્ન્યર્ચ.[2]

એ દેવોની સ્થિતિ આઠ સાગરોપમ છે

[–સ્થા૦ ૬૨૩]

---

૧. તત્ત્વાર્થ૦માં એને બદલે અરુણ નામ છે.

૨. પ્રસ્તુત સૂત્રમાં આઠ લોકાંતિક દેવ બતાવ્ય છે. પણ નવમસ્થાનમાં આમાં એક રિષ્ટ ઉમેરીને નવ લોકાંતિક બતાવ્યા છે. તત્ત્વાર્થ૦માં રિષ્ટને સ્થાને ક્વચિત્ અરિષ્ટ એવો પાઠ પણ મળે છે. વળી અગ્ન્યર્ચના સ્થાનમાં મરુત્ એવો પાઠ જ મળે છે. તત્ત્વાર્થસૂત્રમાં ક્યાંઈ અગ્ન્યર્ચનું નામ જ નથી. કોઈ તત્ત્વાર્થસૂત્રપાઠમાં મરુત્ વર્જીને માત્ર આઠ જ લોકાન્તિક ગણાવ્યા છે.

દેવનિકાય નવ છે—

૧-૮. સારસ્વત યાવત્ અગ્ન્યર્ચ;

૯. રિષ્ટ.

અવ્યાબાધ દેવો નવ છે અને ૯૦૦ દેવો તેમના પરિવારભૂત છે.

અગ્ન્યર્ચ દેવો નવ છે અને તેમના પરિવારભૂત દેવ ૯૦૦ છે. રિષ્ટ દેવ ૯ છે અને તેમના પરિવારના દેવો ૯૦૦ છે.

[—સ્થા૦ ૬૮૪]

સારસ્વતના દેવો સાત છે અને પરિવારના ૭૦૦ દેવો છે. આદિત્ય દેવ સાત છે અને તેમના પરિવારના દેવો ૭૦૦ છે.

[—સ્થા૦ ૫૭૬]

ગર્દતોયના દેવ સાત અને પરિવારના દેવ ૭૦૦૦ છે. તુષિતના દેવ સાત અને પરિવારના ૭૦૦૦ દેવો છે.

[—સમ૦ ૫૭૬]

ગર્દતોય અને તુષિતનો પરિવાર ૭૭૦૦૦ દેવોનો છે.[1]

[—સમ૦ ૭૭]

## ङ. વિમાનોનું સ્વરૂપ

વિમાનો[2] ત્રણ આકારનાં છે—

૧. ગોળાકારે; ૨. ત્રિકોણાકારે; ૩. ચોરસાકારે.

(૧) તેમાં જે ગોળ વિમાનો છે, તે પોંખરાજની કણી જેવા આકારે હોય છે; તેમને ફરતો કિલ્લો હોય છે અને પ્રવેશ માટે એક દ્વાર હોય છે.

---

૧. ગર્દતોય અને તુષિતના પરિવારનો સરવાળો તે આ ૭૭૦૦૦ છે, એમ ટીકાકાર ખુલાસો કરે છે; પણ તેમ કરતાં પણ જે સંખ્યા ઉપર સ્થાનાંગમાં બતાવી છે, તેની સાથે આનો મેળ નથી.

૨. આવલિકાબદ્ધ વિમાનો.

(૨) ત્રિકોણ વિમાનો શિંગોડાના આકારનાં હોય છે. તેમને બે બાજુએ કિલ્લો હોય છે, તથા એક બાજુ એક વેદિકા છે. અને પ્રવેશદ્વાર તેમની ત્રણે બાજુમાં હોવાથી ત્રણ છે.

(૩) ચોરસ વિમાનો અખાડા જેવાં ચોખંડાં હોય છે. તેમની ચારે બાજુએ વેદિકા અને ચાર દરવાજા છે.

[–સ્થા૦ ૧૮૦]

વિમાનો ત્રણ પ્રકારનાં છે—

૧. અવસ્થિત (શાશ્વત);
૨. વૈક્રિય (પ્રયોજનવશ વિકુર્વણા કરીને નિપજાવેલ);
૩. પારિયાનિક[1] (મનુષ્યલોકમાં આવવા માટેનાં અશાશ્વત).

[–સ્થા૦ ૧૮૦]

સૌધર્મ અને ઈશાન કલ્પનાં વિમાનો પાંચ વર્ણનાં અને ૫૦૦ યોજન ઊંચાં છે.

[–સ્થા૦ ૪૬૯; –સમ૦ ૧૦૮]

સનત્કુમાર અને માહેન્દ્ર કલ્પનાં વિમાનો નીલ, લોહિત, હરિદ્ર અને શુક્લ વર્ણનાં છે.

[–સ્થા૦ ૩૭૫]

બ્રહ્મલોક અને લાંતકનાં વિમાનો કૃષ્ણ, નીલ અને લોહિત વર્ણનાં છે.

[–સ્થા૦ ૧૫૧]

મહાશુક્ર અને સહસ્રાર કલ્પનાં વિમાનો હરિદ્ર અને શુક્લ વર્ણનાં છે.

[–સ્થા૦ ૯૪]

---

૧. આમનાં નામ માટે જુઓ પા. ૪૭૨–૩.

[બાકી બધાં વિમાનોનો વર્ણ શ્વેત છે.]

સનત્કુમાર[1] અને માહેન્દ્રનાં વિમાનો ૬૦૦ યોજન ઊંચાં છે; બ્રહ્મલોક અને લાંતકનાં વિમાનો ૭૦૦ યોજન ઊંચાં છે; મહાશુક્ર અને સહસ્રારનાં વિમાનો ૮૦૦ યોજન ઊંચાં છે; આનત-પ્રાણુત, આરણ્-અચ્યુતનાં વિમાનો ૯૦૦ યોજન ઊંચાં છે. બધાં ગ્રૈવેયક વિમાનો ૧૦૦૦ યોજન ઊંચાં છે અને અનુત્તરૌપપાતિક દેવોના વિમાનો ૧૧૦૦ યોજન ઊંચાં છે.

[-સ્થા૦ ૫૩૨, ૫૭૮, ૬૫૦, ૬૯૫, ૭૭૫; -સમ૦ ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪]

સૌધર્માવતંસક[2] અને ઈશાનાવતંસક વિમાનનો વિષ્કંભ (લાંબુ-પહોળું) ૧૨ા હજાર યોજન છે.

[-સમ૦ ૧૩]

પાલક વિમાન એક લાખ યોજન લાંબું-પહોળું છે. સર્વાર્થસિદ્ધિ વિમાન એક લાખ યોજન લાંબું-પહોળું છે.

[-સમ૦ ૧]

ઉડુ[3] વિમાનનો વિષ્કંભ ૪૫ લાખ યોજન છે.

[-સમ૦ ૪૫]

---

૧. સૌધર્મ-ઈશાનના વિમાનોની ઊંચાઈ ઉપર (પા. ૪૭૬) ૫૦૦ યોજન બતાવાઈ ગઈ છે.

૨. પ્રત્યેક દેવલોકના છેલ્લા સૌથી ઉપરના પ્રતરમાં તે તે દેવલોકના નામવાળા અવતંસક વિમાનો હોય છે; તેમાં તે તે દેવલોકના અધિપતિ ઇન્દ્ર રહે છે. તે અવતંસક વિમાનની ચારે બાજુએ લોકપાલનાં વિમાનો હોય છે.

૩. સૌધર્મકલ્પના પ્રથમ પ્રતરમાં આવલિકાબદ્ધ વિમાનોની મધ્યમાં આવેલ ઇન્દ્રક વિમાનનું નામ ઉડુ વિમાન છે.

વૈમાનિક દેવોનાં વિમાનોના કિલ્લાની ઉંચાઈ ૩૦૦ યોજન છે.

[-સમ૦ ૧૦૪]

વિજય-વૈજયંત,-જયંત અને અપરાજિતની રાજધાનીઓમાં કોટની ઊંચાઈ ૩૭ યોજન છે.

[-સમ૦ ૩૭]

સૌધર્મ અને ઈશાન કલ્પનો પૃથ્વીપિંડ[1] ૨૭૦૦ યોજન જાડો છે.

[-સમ૦ ૨૭]

## (ઈ) વિમાન વિષે પરચૂરણ

આ બે કલ્પમાં સ્ત્રીઓ (દેવીઓ) હોય છે-

૧. સૌધર્મ; ૨. ઈશાન.

[-સ્થા૦ ૧૧૪]

આ ચાર કલ્પ આવરીને તમસ્કાય[2] રહે છે—

---

૧. બાકીના દેવલોકના પૃથ્વીપિંડની જાડાઈ નીચે પ્રમાણે—સનત્કુમાર અને માહેન્દ્રની ૨૬૦૦ યોજન, બ્રહ્મ અને લાંતકની ૨૫૦૦, શુક્ર અને સહસ્રારની ૨૪૦૦, આનત અને પ્રાણતની ૨૩૦૦, આરણ અને અચ્યુતની ૨૩૦૦, ૯ ગ્રૈવેયકની ૨૨૦૦, અને પાંચ અનુત્તર વિમાનની ૨૧૦૦ યોજન.

૨. દ્વીપી-સમુદ્રોમાં અસંખ્યાતમો દ્વીપ અરુણવર આવે છે અને તેના ફરતો વલયાકારે અરુણવર સમુદ્ર છે. અરુણવર દ્વીપની જગતીથી સમુદ્રમાં ૪૨ હજાર યોજન જઈએ એટલે ત્યાં પાણીની ઉપરથી આકાશ તરફ તમસ્કાય જે અંધકારના પુદ્ગલરૂપ છે, તે ઊંચે ઊંચે ફેલાય છે. જેમ ઉપર જાય છે તેમ તેમ તે તમસ્કાયનો વિસ્તાર વધતો જાય છે. અને એમ કરતાં કરતાં તે અસંખ્યાત યોજન ઊંચે જાય છે એટલે તે પ્રથમના ચાર દેવલોકને આવરી લે છે. અને તેનો છેડો બ્રહ્મલોકના ત્રીજા રિષ્ઠ પ્રતરે છે, જ્યાં તેમાંથી આઠ કૃષ્ણરાજિઓ બંધાય છે, જેમાં લોકાંતિકોનો નિવાસ છે.

૧. સૌધર્મ; ૨. ઈશાન; ૩. સનત્કુમાર; ૫. માહેન્દ્ર.
[–સ્થા૦ ૨૯૧]

વિમાનો આ ત્રણ પર પ્રતિષ્ઠિત છે—

૧. ઘનોદધિ; ૨. ઘનવાત; ૩. આકાશ.
[–સ્થાં૦ ૧૮૦]

તિર્યંચો મરીને ઉત્પન્ન થઈ શકે તેવા આઠ કલ્પ છે—

૧. સૌધર્મ; ૨. ઈશાન; ૩. સનત્કુમાર; ૪. માહેન્દ્ર; ૫. બ્રહ્મલોક; ૬. લાંતક; ૭. શુક્ર. ૮. સહસ્રાર.
[–સ્થા૦ ૬૪૪]

દશ કલ્પમાં ઇન્દ્ર રહે છે—

૧–૮. સૌધર્મ–સહસ્રાર; ૯. પ્રાણત; ૧૦. અચ્યુત.
[–સ્થા૦ ૭૬૯]

## ૩. દેવેન્દ્રો[1]

ઇન્દ્ર ત્રણ છે—

(૧) ૧. નામ–ઇન્દ્ર (સામર્થ્ય કે સત્તા વિના માત્ર નામથી;

---

૧. જેમ મનુષ્યમાં સ્વામી–સેવક ઇત્યાદિ ભાવો હોય છે, તેમ દેવમાં પણ હોવાથી દેવલોકમાં પણ દેવોની ભિન્ન ભિન્ન જાતિની કલ્પના કરવામાં આવી છે. દેવોમાં આવી દશ જાતિઓ છે— ૧. ઇન્દ્ર (સ્વામી), ૨. સામાનિક, (ઇન્દ્રસમાન), ૩. ત્રાયસ્ત્રિંશ (મંત્રી પુરોહિત), ૪. પારિષદ્ય (મિત્ર), ૫. આત્મરક્ષ, ૬. લોકપાલ, ૭. અનીક, (સૈનિક) ૮. પ્રકીર્ણક (નગરવાસી), ૯. આભિયોગ્ય, (દાસ), ૧૦. કિલ્બિષિક (અંત્યજ). વૈમાનિક અને ભવનપતિમાં આ દશે જાતિઓ છે. પણ વ્યંતર અને જ્યોતિષીમાં લોકપાલ અને ત્રાયસ્ત્રિંશ આ બે ભેદ નથી; બાકી બધા છે. જુઓ તત્ત્વાર્થ૦ ૪. ૪, ૫.

૨. સ્થાપનો–ઇન્દ્ર (ચિત્ર કે મૂર્તિ);
૩. દ્રવ્યેન્દ્ર[1].

(૨) ૧. જ્ઞાનેન્દ્ર[2]–કેવલજ્ઞાની અથવા શ્રુતકેવલી;
૨. દર્શનેન્દ્ર–ક્ષાયિક સમ્યગ્દર્શની;
૩. ચારિત્રેન્દ્ર–યથાખ્યાત ચરિત્રવાળો.

(૩) ૧. દેવેન્દ્ર[3]–જ્યોતિષી અને વૈમાનિકના ઇન્દ્ર;
૨. અસુરેન્દ્ર–ભવનપતિ અને વ્યંતરના ઇન્દ્ર;
૩. મનુષ્યેન્દ્ર–ચક્રવર્તી.

[–સ્થા૦ ૧૧૯]

૨૪ દેવસ્થાનો[4] સેન્દ્ર છે. અને બાકીનાં દેવસ્થાનો અહમેન્દ્રોનાં છે. તેમાં ન તો ઇન્દ્રો છે અને ન તો પુરોહિતો.
[–સમ૦ ૨૪]

દેવેન્દ્ર ૩૨ છે[5]—

---

૧. અર્થ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૮.

૨. આ ત્રણ ભાવેન્દ્ર પણ કહી શકાય. કારણ પારમાર્થિક ઐશ્વર્ય તેઓમાં રહેલું છે.

૩. આ ત્રણ ભેદો બાહ્યલૌકિક ઐશ્વર્યના આધારે ભાવેન્દ્રના સમજવા.

૪. તે ૨૪ દેવસ્થાનો તે આ પ્રમાણે–દશ ભવનપતિનાં દશ, આઠ વ્યંતરનાં આઠ, પાંચ જ્યોતિષીઓનાં પાંચ અને સૌધર્માદિકલ્પોનું એક એમ ૧૦+૮+૫+૧=૨૪ સ્થાનો ઇન્દ્રાધિષ્ઠિત છે. એટલે કે તે દેવસ્થાનોમાં નિવાસી બીજા દેવોની ઉપર સત્તાધીશ ઇન્દ્ર હોય છે. અને બાકીનાં ગ્રૈવેયક અને અનુત્તર દેવસ્થાનમાં દેવો પોતે જ ઇન્દ્ર છે એટલે કોઈને કોઈની આજ્ઞા માનવાપણું નથી; તેથી ત્યાંના દેવો અહમેન્દ્ર કહેવાય છે.

૫. અહીં વ્યંતરના ૧૬ તથા અણપણ્ણાદિ વિશેષ જાતિના વ્યંતરના ૧૬ એ ઇન્દ્રોને અલ્પઋદ્ધિવાળા હોવાથી ગણતરીમાં લીધા નથી. વળી ચંદ્ર અને સૂર્ય અસંખ્યાત હોવાથી તે અસંખ્યાત ઇન્દ્રો છે પણ તેમનો સામાન્ય રીતે ચંદ્ર અને સૂર્ય એ બેમાં સમાવેશ ગણવો.

[ભવનપતિના] ૧. ચમર, ૨. બલિ, ૩. ધરણ, ૪. ભૂતાનંદ, ૫. વેણુદેવ, ૬. વેણુદારી, ૭. હરિકાંત, ૮. હરિસહ, ૯. અગ્નિશિખ, ૧૦. અગ્નિમાણવ, ૧૧. પૂર્ણ, ૧૨. વાસિષ્ઠ, ૧૩. જલકાંત, ૧૪. જલપ્રભ, ૧૫. અમિતગતિ, ૧૬. અમિતવાહન, ૧૭. વેલંબ, ૧૮. પ્રભંજન, ૧૯. ઘોષ, ૨૦. મહાઘોષ.

[જ્યોતિષ્કેન્દ્ર] ૨૧. ચંદ્ર, ૨૨. સૂર્ય,

[વૈમાનિકોના] ૨૩. શક્ર, ૨૪. ઇશાન, ૨૫. સનત્કુમાર, ૨૬. માહેન્દ્ર, ૨૭. બ્રહ્મ, ૨૮. લાંતક, ૨૯. મહાશુક્ર (કે શુક્ર), ૩૦ સહસ્રાર, ૩૧. પ્રાણત, ૩૨. અચ્યુત.

[–સમ૦ ૩૨]

[ભવનપતિના ઇંદ્રો

૧, ૨. ચમર[1] અને બલિ આ બે અસુરકુમારેન્દ્ર છે.
૩, ૪. ધરણ અને ભૂતાનંદ આ બે નાગકુમારેન્દ્ર છે.
૫, ૬. વેણુદેવ અને વેણુદારી આ બે સુપર્ણકુમારેન્દ્ર છે.
૭, ૮. હરિ અને હરિસહ આ બે વિદ્યુત્કુમારેન્દ્ર છે.
૯, ૧૦. અગ્નિશિખ અને અગ્નિમાણવ આ બે અગ્નિકુમારેન્દ્ર છે.
૧૧, ૧૨. પૂર્ણ અને વાસિષ્ઠ આ બે દ્વીપકુમારેન્દ્ર છે.
૧૩, ૧૪. જલકાંત અને જલપ્રભ આ બે ઉદધિકુમારેન્દ્ર છે.
૧૫, ૧૬. અમિતગતિ અને અમિતવાહન આ બે દિશાકુમારેન્દ્ર છે.

૧. આમાં અને આગળના બધામાં પ્રથમ નામ દક્ષિણાર્ધના અધિપતિનું અને બીજું નામ ઉત્તરાર્ધના અધિપતિનું જાણવું.

૧૭, ૧૮. વેલમ્બ અને પ્રભંજન આ બે વાતકુમારેન્દ્ર છે.
૧૯, ૨૦. ઘોષ અને મહાઘોષ આ બે સ્તનિતકુમારેન્દ્ર છે.
[-સ્થા૦ ૯૪]

[વ્યંતરના]

૧, ૨. કાલ અને મહાકાલ આ બે પિશાચેન્દ્ર છે.
૩, ૪. સુરૂપ અને પ્રતિરૂપ આ બે ભૂતેન્દ્ર છે.
૫, ૬. પૂર્ણભદ્ર અને માણિભદ્ર આ બે યક્ષેન્દ્ર છે.
૭, ૮. ભીમ અને મહાભીમ આ બે રાક્ષસેન્દ્ર છે.
૯, ૧૦. કિન્નર અને કિંપુરુષ આ બે કિન્નરેન્દ્ર છે.
૧૧, ૧૨. સત્પુરુષ અને મહાપુરુષ આ બે કિંપુરુષેન્દ્ર છે.
૧૩, ૧૪. અતિકાય અને મહાકાય આ બે મહોરગેન્દ્ર છે.
૧૫, ૧૬. ગીતરતિ અને ગીતયશ: આ બે ગન્ધર્વેન્દ્ર છે.
[-સ્થા૦ ૯૪]

[વ્યંતરવિશેષના]

૧, ૨. સન્નિહિત અને સામાન્ય આ બે અણુપણ્ણેન્દ્ર છે.
૩, ૪. ધાત અને વિહાત આ બે પણુપણ્ણેન્દ્ર છે.
૫, ૬. ઋષિ અને ઋષિપાલક આ બે ઋષિવાદીન્દ્ર છે.
૭, ૮. ઈશ્વર અને મહેશ્વર આ બે ભૂતવાદીન્દ્ર છે.
૯, ૧૦. સુવત્સ અને વિશાલ આ બે ક્રન્દિતેન્દ્ર છે.
૧૧, ૧૨. હાસ્ય અને હાસ્યરતિ આ બે મહાક્રન્દિતેન્દ્ર છે.
૧૩, ૧૪. શ્વેત અને મહાશ્વેત આ બે કુભાંડેન્દ્ર છે.
૧૫, ૧૬. પતય અને પતયપતિ આ બે પતયેન્દ્ર છે.
[-સ્થા૦ ૯૪]

[જ્યોતિષીના]

૧, ૨. ચંદ્ર અને સૂર્ય આ બે જ્યોતિષ્કેન્દ્ર છે.
[-સ્થા૦ ૯૪]

[વૈમાનિકોના]

૧. સૌધર્મકલ્પનો શક્ર ઇન્દ્ર છે.
૨. ઈશાનકલ્પનો ઈશાન ઇન્દ્ર છે.
૩. સનત્કુમારનો સનત્કુમાર ઇન્દ્ર છે.
૪. માહેન્દ્રનો માહેન્દ્ર ઇન્દ્ર છે.
૫. બ્રહ્મલોકનો બ્રહ્મલોક ઇન્દ્ર છે.
૬. લાંતકનો લાંતક ઇન્દ્ર છે.
૭. મહાશુક્રનો ઇન્દ્ર મહાશુક્ર છે.
૮. સહસ્રારનો ઇન્દ્ર સહસ્રાર છે.
૯. આણુત અને પ્રાણુતનો એક ઇન્દ્ર પ્રાણુત છે.
૧૦. આરણુ અને અચ્યુતનો એક ઇન્દ્ર અચ્યુત છે.

[–સ્થા૦ ૯૪; ૬૪૪; ૭૬૯ ]

## ૪. લોકપાલો[૧]

### (૧) ભવનપતિના

૧. અસુરેન્દ્ર ચમરના ચાર લોકપાલ છે—(૧) સોમ, (૨) યમ, (૩) વરુણુ, (૪) વૈશ્રમણુ.
૨. અસુરેન્દ્ર બલિના ચાર—(૧) સોમ, (૨) યમ, (૩) વૈશ્રમણુ, (૪) વરુણુ.
૩. અસુરેન્દ્ર ધરણુના ચાર—(૧) કાલપાલ, (૨) કોલપાલ, (૩) શૈલપાલ, (૪) શંખપાલ.

---

૧. દેવલોકના ઇન્દ્રના વિમાનની રક્ષા માટે તેની ચારે દિશાએ લોકપાલો હોય છે. અહીં ગણાવેલા નામના ક્રમ પ્રમાણે પ્રથમનો લોકપાલ પૂર્વદિશામાં, દ્વિતીય દક્ષિણ દિશામાં, તૃતીય પશ્ચિમમાં અને ચતુર્થ ઉત્તરમાં રહે છે. જેમ કે ચમરના ચાર લોકપાલોમાં સોમ પૂર્વમાં, યમ દક્ષિણમાં વરુણ પશ્ચિમમાં અને વૈશ્રમણ ઉત્તરમાં છે. તે જ પ્રમાણે બાકીના ઇન્દ્રોના લોકપાલોની દિશાની વ્યવસ્થા કરી લેવી.

૪. ભૂતાનંદના ચાર — (૧) કાલપાલ, (૨) કોલપાલ, (૩) શંખપાલ, (૪) શૈલપાલ.

૫. વેણુદેવના ચાર — (૧) ચિત્ર, (૨) વિચિત્ર, (૩) ચિત્રપક્ષ, (૪) વિચિત્રપક્ષ.

૬. વેણુદારીના ચાર — (૧) ચિત્ર, (૨) વિચિત્ર, (૩) વિચિત્ર-પક્ષ, (૪) ચિત્રપક્ષ.

૭. હરિકાંતના ચાર — (૧) પ્રભ, (૨) સુપ્રભ, (૩) પ્રભ-કાંત, (૪) સુપ્રભકાંત.

૮. હરિસહના ચાર — (૧) પ્રભ, (૨) સુપ્રભ, (૩) સુપ્રભકાંત, (૪) પ્રભકાંત.

૯. અગ્નિશિખના ચાર — (૧) તેજ, (૨) તેજઃશિખ, (૩) તેજસ્કાંત, (૪) તેજસ્પ્રભ.

૧૦. અગ્નિમાણવના ચાર — (૧) તેજ, (૨) તેજઃશિખ, (૩) તેજસ્પ્રભ, (૪) તેજસ્કાંત.

૧૧. પૂર્ણના ચાર — (૧) રૂપ, (૨) રૂપાંશ, (૩) રૂતકાંત, (૪) રૂતપ્રભ.

૧૨. વાસિષ્ઠના ચાર — (૧) રૂપ, (૨) રૂપાંશ, (૩) રૂતપ્રભ, (૪) રૂતકાંત.

૧૩. જલકાંતના ચાર — (૧) જલ, (૨) જલરત, (૩) જલકાંત, (૪) જલપ્રભ.

૧૪. જલપ્રભના ચાર — (૧) જલ, (૨) જલરત, (૩) જલ-પ્રભ, (૪) જલકાંત.

૧૫. અમિતગતિના ચાર — (૧) ત્વરિતગતિ, (૨) ક્ષિપ્રગતિ, (૩) સિંહગતિ, (૪) સિંહવિક્રમગતિ.

૧૬. અમિતવાહનના ચાર — (૧) ત્વરિતગતિ, (૨) ક્ષિપ્રગતિ, (૩) સિંહવિક્રમગતિ, (૪) સિંહગતિ.

૧૭. વેલંબના ચાર — (૧) કાલ, (૨) મહાકાલ, (૩) અંજન, (૪) રિષ્ઠ.

૧૮ પ્રભંજનના ચાર — (૧) કાલ, (૨) મહાકાલ, (૩) રિષ્ઠ, (૪) અંજન.

૧૯. ઘોષના ચાર — (૧) આવર્ત, (૨) વ્યાવર્ત, (૩) નંદિતાવર્ત, (૪) મહાનંદિતાવર્ત.

૨૦. મહાઘોષના ચાર — (૧) આવર્ત, (૨) વ્યાવર્ત, (૩) મહાનંદિતાવર્ત, (૪) નંદિતાવર્ત.

## (૨) વૈમાનિકોના[1]

૧. શક્રના ચાર — (૧) સોમ, (૨) યમ, (૩) વરુણ, (૪) વૈશ્રમણ.

૨. ઈશાનના ચાર — (૧) સોમ, (૨) યમ, (૩) વૈશ્રમણ, (૪) વરુણ.

૩–૬. સનત્કુમાર, બ્રહ્મલોક, શુક્ર અને પ્રાણતના લોકપાલો શક્રની જેમ સમજવા.

૭-૧૦. માહેન્દ્ર, લાંતક, સહસ્રાર અને અચ્યુતના લોકપાલો ઈશાનની જેમ સમજવા.

[–સ્થા૦ ૨૫૬]

શક્રનો વૈશ્રમણ નામનો ઉત્તરદિશાવર્તી લોકપાલ સુવર્ણકુમાર અને દ્વીપકુમારના ૭૮ લાખ ભવનાવાસોનો

---

૧. વ્યંતર અને જ્યોતિષી નિકાયના દેવોમાં લોકપાલ નામની દેવજાતિ હોતી જ નથી, તેથી તેમના ઇદ્રોના લોકપાલો પણ નથી. જુઓ તત્ત્વાર્થ૦ ૪ ૫.

અધિપતિ છે, અગ્રગામી છે, સ્વામી, ભર્તા, મહારાજા અને સેનાનાયક છે.[૧]

[-સમ૦ ૭૮]

## ૫. દેવોની મહારાણીઓ

### (૧) ભવનવાસી ઇન્દ્રોની

૧. અસુરરેન્દ્ર ચમરની પાંચ મહારાણીઓ છે— (૧) કાલા, (૨) રાજિ, (૩) રત્ની, (૪) વિદ્યુત, (૫) મેઘા.

૨ અસુરેન્દ્ર બલિની પાંચ મહારાણીઓ છે—

(૧) શુભા, (૨) નિઃશુભા, (૩) રંભા, (૪) નિરંભા, (૫) મદના.

૩. નાગકુમારેન્દ્ર ધરણની છ મહારાણીઓ છે—

(૧) આલા, (૨) શક્રા, (૩) સતેરા, (૪) સૌદામિની, (૫) ઇન્દ્રા; (૬) ઘનવિદ્યુતા.

૪. નાગકુમારેન્દ્ર ભૂતાનંદની છ મહારાણીઓ છે—

(૧) રૂપા, (૨) રૂપાંશા, (૩) સુરૂપા, (૪) રૂપવતી, (૫) રૂપકાંતા, (૬) રૂપપ્રભા.

૫-૨૦. ભવનાવાસના દક્ષિણાર્ધના બાકીના ઇન્દ્રોની ધરણ જેમ અને ઉત્તરાર્ધના ઇન્દ્રોની ભૂતાનન્દ જેમ છ-છ મહારાણીઓ સમજી લેવી.

[-સ્થા૦ ૪૦૩, ૫૦૮]

---

૧. સુવર્ણકુમારના દક્ષિણ દિશામાં ૩૮ લાખ ભવનાવાસો છે અને દ્વીપકુમારના ૪૦ લાખ છે તે બન્ને મળી ૭૮ લાખ ભવનાવાસનો અધિપતિ વૈશ્રમણ લોકપાલ છે. શક્રના બીજા લોકપાલનું આધિપત્ય કોના ઉપર છે તેનું વર્ણન ભગવતીસૂત્રમાં છે. પણ ત્યાં વૈશ્રમણને દ્વીપકુમારનો અધિપતિ નથી જણાવ્યો. જુઓ શતક ૩, ઉ. ૭. ભગવતીસાર પૃ૦ ૭૨૧માં વૈશ્રમણને સુવર્ણનો પણ અધિપતિ નથી બતાવ્યો.

## (૨) ભવનવાસી લોકપાલોની

૧ અસુરેન્દ્ર ચમરના સોમ નામના લોકપાલની ચાર મહારાણીઓ છે — (૧) કનકા, (૨) કનકલતા, (૩) ચિત્રગુપ્તા, (૪) વસુંધરા

૨-૪. તે જ પ્રમાણે ચમરના યમ, વરુણ અને શ્રમણ લોકપાલોની મહારાણીઓનાં નામ છે.

૫-૮. ઉત્તર દિશાના અસુર-ઇન્દ્ર બલિના સોમ, યમ, વૈશ્રમણ અને વરુણ નામના લોકપાલોની ચાર-ચાર મહારાણીઓ છે — (૧) મિતગા, (૨) સુભદ્રા, (૩) વિદ્યુતા, (૪) અશની.

૯-૧૨. નાગકુમારેન્દ્ર ધરણના કાલપાલ આદિ ચાર લોકપાલની — (૧) અશોકા, (૨) વિમલા, (૩) સુંપ્રભા, (૪) સુદર્શના — આ ચાર ચાર મહારાણીઓ છે.

૧૩-૧૬. નાગકુમારેન્દ્ર ભૂતાનંદના કાલપાલ આદિ ચાર લોકપાલોની — (૧) સુનન્દા, (૨) સુભદ્રા, (૩) સુજાતા, (૪) સુમના — આ ચાર ચાર મહારાણીઓ છે.

૧૭-૮૦. આ જ પ્રમાણે બાકીના ભવનવાસીઓમાં દક્ષિણાર્ધના ઇન્દ્રના લોકપાલોની ધરણની જેમ અને ઉત્તરાર્ધના લોકપાલોની ભૂતાનંદની જેમ ચાર ચાર મહારાણીઓ જાણી લેવી.

[ -સ્થા૦ ૨૭૩ ]

## (૩) વ્યન્તરની

૧. પિશાચરાજ પિશાચેન્દ્ર કાલની ચાર મહારાણીઓ છે — (૧) કમલા, (૨) કમલપ્રભા, (૩) ઉત્પલા, (૪) સુદર્શના.

૨. મહાકાલની પણ તે જ નામવાળી ચાર છે.

૩. ભૂતેન્દ્ર સુરૂપની — (૧) રૂપવતી, (૨) બહુરૂપા, (૩) સુરૂપા, (૪) સુભગા.

૪. પ્રતિરૂપની પણ તે જ નામની ચાર છે.

૫. યક્ષેન્દ્ર પૂર્ણભદ્રની — (૧) પુત્રા, (૨) બહુપુત્રિકા, (૩) ઉત્તમા, (૪) તારકા.

૬. માણિભદ્રની પણ તે જ નામની છે.

૭. રાક્ષસેન્દ્ર ભીમની — (૧) પદ્મા, (૨) વસુમતી, (૩) કનકા, (૪) રત્નપ્રભા.

૮. મહાભીમની પણ તે જ નામની છે.

૯. કિન્નરેન્દ્ર કિન્નરની — (૧) વડેંશા, (૨) કેતુમતી, (૩) રતિસેના, (૪) રતિપ્રભા.

૧૦. કિંપુરુષની પણ તે જ નામની ચાર છે.

૧૧. કિંપુરુષેન્દ્ર સત્પુરુષની — (૧) રોહિણી, (૨) નવમિતા, (૩) હ્રી, (૪) પુષ્પવતી.

૧૨. મહાપુરુષની પણ તે જ નામની ચાર છે.

૧૩. મહોરગેન્દ્ર અતિકાયની — (૧) ભુજગા, (૨) ભુજગવતી, (૩) મહાકચ્છા, (૪) સ્ફુટા.

૧૪. મહાકાયની પણ તે જ નામની છે.

૧૫. ગન્ધર્વેન્દ્ર ગીતરતિની — (૧) સુઘોષા, (૨) વિમલા, (૩) સુસ્વરા, (૪) સરસ્વતી.

૧૬. ગીતયશાઃની પણ તે જ નામની ચાર મહારાણીઓ છે.

[ –સ્થા૦ ૨૭૩ ]

## (૪) જ્યોતિષ્કની

૧. જ્યોતિષ્કના ઇન્દ્ર ચન્દ્રની ચાર મહારાણીઓ છે— (૧) ચન્દ્રપ્રભા, (૨) દોઃષ્ણાભા, (૩) અર્ચિમાલી, (૪) પ્રભંકરા.

૨. સૂર્ય નામના જ્યોતિષ્કેન્દ્રની — (૧) સૂર્યપ્રભા, (૨) દોઃષ્ણાભા, (૩) અર્ચિમાલી (૪) પ્રભંકરા.

૩. ઈંગાલ મહાગ્રહની ચાર — (૧) વિજયા, (૨) વૈજયન્તી, (૩) જયંતી, (૪) અપરાજિતા.

૪–૯૦. તેવી જ રીતે એ જ નામની ભાવકેતુ પર્યંત[1] બધા મહાગ્રહોની મહારાણીઓ સમજી લેવી.

[–સ્થા૦ ૨૭૩]

### (૫) વૈમાનિકેન્દ્ર અને લોકપાલની[2]

(૧) ૧. દેવેન્દ્ર શક્રની આઠ મહારાણીઓ છે —

૧. પદ્મા, ૨. શિવા, ૩. સતી, ૪. અંજૂ, ૫. અમલા, ૬. અપ્સરા, ૭. નવમિતા, ૮. રોહિણી.

૨. ઈશાન દેવેન્દ્રની આઠ મહારાણીઓ છે —

૧. કૃષ્ણા, ૨. કૃષ્ણરાજિ, ૩. રામા, ૪. રામરક્ષિતા, ૫. વસુ, ૬. વસુગાત્રા, ૭. વસુમિત્રા, ૮. વસુંધરા.

(૨) ૧–૪. (अ) શક્રના સોમ આદિ ચાર લોકપાલોની ચાર-ચાર મહારાણીઓ છે — ૧. રોહિણી, ૨. મદના, ૩. ચિત્રા, ૪. સોમા.

(आ) શક્રના સોમ તથા યમ નામના લોકપાલની છ મહારાણીઓ છે.

(इ) શક્રના વરુણ નામના લોકપાલની સાત મહારાણીઓ છે.

(ई) શક્રના સોમ નામના લોકપાલની આઠ મહારાણીઓ છે.

---

૧. મહાગ્રહો ૮૮ છે. નામ માટે બૃહત્ સંગ્રહણીસૂત્ર–મુનિશ્રી યશોવિજયજી કૃત અનુવાદ પૃ૦ ૧૪૩.

૨. દેવીઓની ઉત્પત્તિ ઈશાન સુધી જ છે. તેથી આગળના દેવલોકમાં મહારાણીઓનો સંભવ ન હોવાથી અહીં તે બેના ઇન્દ્રો તથા લોકપાલોની મહારાણીઓની ગણતરી છે.

૫–૮. (अ) ઈશાનના સોમ આદિ ચાર લોકપાલની ચારચાર મહારાણીઓ છે — ૧. પૃથ્વી, ૨. રાજિ, ૩. રત્ની, ૪. વિદ્યુત્.

(आ) ઈશાનના સોમ અને યમ નામના લોકપાલની સાત મહારાણીઓ છે.

(इ) ઈશાનના વૈશ્રમણ લોકપાલની આઠ મહારાણીઓ છે.

(ई) ઈશાનના વરુણ નામના લોકપાલની નવ મહારાણીઓ છે.

[–સ્થા૦ ૨૭૩, ૫૦૫, ૫૭૪, ૬૧૨, ૬૮૨]

## ૬. સામાનિક દેવો[1]

### (૧) ભવનપતિના ઇન્દ્રોના

૧. ચમરના ૬૪,૦૦૦ સામાનિક દેવો છે.

૨. બલિના ૬૦,૦૦૦ સામાનિક છે

૩. ધરણના ૬,૦૦૦ સામાનિક છે.

૪–૨૦ ભૂતાનંદથી મહાઘોષ સુધીના બાકીના ભવનપતિનાં ઇન્દ્રોના પણ છ છ હજાર સામાનિક સમજવા.[2]

[–સમ૦ ૬૪,૬૦; –સ્થા૦ ૫૦૯]

### (૨) વૈમાનિકેન્દ્રોના[3]

૧. શક્રના ૮૪,૦૦૦ સામાનિક છે.

---

૧. સમૃદ્ધિમાં ઇન્દ્ર સમાન પણ ઇન્દ્રત્વશૂન્ય દેવો તે સામાનિક કહેવાય છે.

૨. વ્યન્તરના બધા ઇન્દ્રોને ૪૦૦૦–૪૦૦૦ સામાનિકો છે. અને જ્યોતિષ્કેન્દ્રોમાં–ચંદ્રને ૪ હજાર અને સૂર્યને પણ ચાર હજાર સામાનિકો છે.

૩. જે વૈમાનિક–ઇન્દ્રોના સામાનિકની સંખ્યા નથી બતાવી, તે આ પ્રમાણે — સનત્કુમારના ૭૨ હજાર, લાંતકના ૫૦ હજાર, મહાશુક્રના ૪૦ હજાર, અને અચ્યુતના ૧૦ હજાર સામાનિક દેવો છે.

૨. ઈશાનના ૮૦,૦૦૦ સામાનિક છે.
૩. માહેન્દ્રના ૭૦,૦૦૦ સામાનિક છે.
૪ બ્રહ્મના ૬૦,૦૦૦ સામાનિક છે.
૫. સહસ્રારના ૩૦,૦૦૦ સામાનિક છે.
૬. પ્રાણતના ૨૦,૦૦૦ સામાનિક છે.

[સમ૦ ૮૪,૮૦,૭૦,૬૦,૩૦,૨૦]

## ૭. અનીક – દેવસૈન્ય[1]

### (૧) ભવનેંદ્રોનાં

૧. ચમરનાં પાંચ લડાયક[2] સૈન્ય છે, અને તેના પાંચ સેનાપતિ છે —
   (૧) સૈન્ય :— ૧. પાયદળ; ૨. હયાનીક; ૩. ગજાનીક; ૪. મહિષાનીક; ૫. રથાનીક.
   (૨) સેનાપતિ :— ૧. દ્રુમ; ૨. સૌદામી; ૩. કુંથુ; ૪. લોહિતાક્ષ; ૫. કિન્નર.
૨. બલિનાં પાંચ લડાયક સૈન્ય ચમર જેમ જાણવાં; પણ તેના સેનાપતિનાં નામ આ પ્રમાણે —
   ૧. મહાદ્રુમ, ૨. મહાસૌદામ, ૩. માલંકાર, ૪. મહાલોહિતાક્ષ, ૫. કિંપુરુષ.
૩. ધરણનાં પાંચ લડાયક સૈન્ય ચમર જેમ જાણવાં; પણ તેના પાંચ અધિપતિ આ પ્રમાણે —

૧. ઇન્દ્રને જ્યારે સૈન્યની જરૂર પડે ત્યારે સાતે પ્રકારનું સૈન્ય વિકુર્વીને તયાર કરી આપનાર દેવો તે અનીક જાતિના કહેવાય છે.

૨. સૈન્યના આગળ જણાવ્યા પ્રમાણે ભેદ સાત છે. પણ નાટ્યાનીક અને ગંધર્વાનીકનો ઉપયોગ લડાઈમાં નથી પણ એશ-આરામમાં છે તેથી તે સિવાયનાં પાંચ સૈન્યને લડાયક સૈન્ય ગણાવ્યા છે.

૧. રુદ્રસેન; ૨. યશોધર; ૩. સુદર્શન; ૪. નીલકંઠ; ૫. આનંદ.

૪. ભૂતાનંદનાં પાંચ લડાયક સૈન્ય ચમર જેમ જ જાણવાં; પણ તેના સેનાપતિનાં નામ નીચે પ્રમાણે —

૧. દક્ષ; ૨. સુગ્રીવ; ૩. સુવિક્રમ; ૪. શ્વેતકંઠ; ૫. નંદોત્તર.

૫. વેણુદેવનું લડાયક સૈન્ય ચમર જેમ અને સેનાપતિઓ ધરણની જેમ જાણવા.

૬. વેણુદારીના સેનાપતિનાં નામો ભૂતાનંદની જેમ.

૭–૨૦. બાકીના બધા દક્ષિણાર્ધના ઇન્દ્રોના સેનાપતિનાં નામો ધરણ જેમ અને ઉત્તરાર્ધના ઇન્દ્રોના સેનાપતિનાં નામો ભૂતાનંદ જેમ સમજી લેવાં.

[–સ્થા૦ ૪૦૪]

૧. ચમરનાં સાત સૈન્ય છે અને તેના સેનાપતિ સાત છે તે આ પ્રમાણે —

(૧) સૈન્ય :— ૧–૫. પાયદળથી રથાનીક; ૬. નાટ્ય સૈન્ય; ૭. ગંધર્વ સૈન્ય.

(૨) સેનાપતિ :— ૧–૫. દ્રુમ યાવત્ કિન્નર; ૬. રિષ્ટ; ૭. ગીતરતિ.

૨. બલિનું સૈન્ય ઉપર પ્રમાણે; સેનાપતિનાં નામ આ પ્રમાણે —

૧–૫. મહાદ્રુમ યાવત્ કિંપુરુષ; ૬. મહારિષ્ટ; ૭. ગીતયશ.

૩. ધરણનાં સૈન્ય તે જ પ્રમાણે અને સેનાપતિનાં નામ આ પ્રમાણે —

૧–૫. રુદ્રસેનથી આનંદ; ૬. નંદન; ૭. તેયલી.

૪. ભૂતાનંદનું સૈન્ય તે જ પ્રમાણે અને સેનાપતિનાં નામ નીચે પ્રમાણે —

૧–૫. દક્ષથી નંદોત્તર; ૬. રતિ; ૭. માનસ.

૫–૨૦. ધરણની જેમ બાકીના દક્ષિણાર્ધના ઇન્દ્રનું સૈન્ય અને સેનાપતિ; તથા ભૂતાનંદની જેમ બાકીના ઉત્તરાર્ધ ઇન્દ્રોનું સૈન્ય અને સેનાપતિ સમજી લેવા.
[–સ્થા૦ ૫૮૨]

૧. ચમરના પાયદળના સેનાપતિ દ્રુમના સાત કચ્છ છે:—
પ્રથમ કચ્છમાં ૬૪,૦૦૦ દેવો છે; ત્યાર પછીના કચ્છોમાં ઉત્તરોત્તર બમણા દેવો સમજી લેવા.

૨. બલિના પાયદળના સેનાપતિ મહાદ્રુમના પણ સાત કચ્છ છે:—
પ્રથમ કચ્છમાં ૬૦,૦૦૦ દેવો છે. ત્યાર પછીના કચ્છોમાં ઉત્તરોત્તર બમણા બમણા દેવો સમજી લેવા.

૩. ધરણના પણ પાયદળના સેનાપતિ રુદ્રસેનના કચ્છ સાત છે અને તેના પ્રથમ કચ્છના દેવો ૨૮,૦૦૦ છે અને બાકીના કચ્છોમાં ઉત્તરોત્તર બમણા સમજી લેવા.

૪–૨૦. બાકીના સેનાપતિઓના કચ્છોની વિગત પણ ધરણની જેમ સમજી લેવી.
[–સ્થા૦ ૫૮૩]

## (૨) વૈમાનિકેન્દ્રોનાં[1]

૧. શક્રદેવેન્દ્રનાં પાંચ લડાયક સૈન્ય તથા તેના પાંચ સેનાપતિઓ છે. તે આ પ્રમાણે:—

---

૧. વ્યંતર નિકાયમાં પણ ઇન્દ્રોને સાત પ્રકારનું સૈન્ય છે. અને જ્યોતિષીના ઇન્દ્રોને પણ સૈન્ય તો છે પણ તેમને છ પ્રકારનાં સૈન્ય છે. વૃષભ અથવા મહિષાનીક જ્યોતિષી નિકાયમાં નથી એ વિશેષમાં સમજવું.

(૧) સૈન્ય :— ૧. પાયદળ; ૨. હયાનીક; ૩. ગજાનીક; ૪. ઋષભાનીક; ૫. રથાનીક.

(૨) સેનાપતિઓ — ૧. હરિણૈગમેષી; ૨. વાયુ; ૩. ઐરાવણ; ૪. દામર્હી; ૫. માઠર.

૨. ઈશાનનાં પણ પાંચ સૈન્ય તે જ છે પણ સેનાપતિનાં નામ આ પ્રમાણે.—

૧. લઘુપરાક્રમ, ૨. મહાવાયુ, ૩. પુષ્પદંત, ૪. મહા-દામર્હી, ૫. મહામાઠર.

૩–૨૦. આરણ પર્યંત દક્ષિણાર્ધનાં વિમાનોના ઇન્દ્રોનાં સૈન્યો તથા સેનાપતિઓ શક્ર જેમ અને અચ્યુત પર્યંતના ઉત્તરાર્ધનાં વિમાનોના ઇન્દ્રોનાં સૈન્યો તથા સેનાપતિઓ ઈશાનની જેમ સમજવાં.

[–સ્થા૦ ૪૦૪]

૧. શક્રનાં સૈન્ય સાત છે અને તેના સાત સેનાપતિ છે; તે આ પ્રમાણે :—

(૧) સૈન્ય :— ૧. પાયદળ; ૨. હયાનીક; ૩. ગજાનીક; ૪. વૃષભાનીક; ૫. રથાનીક; ૬. નાટ્યાનીક; ૭. ગંધર્વાનીક.

(૨) સેનાપતિ :— ૧. હરિણૈગમેષી; ૨. વાયુ; ૩. ઐરાવણ; ૪. દામર્હી; ૫. માઠર; ૬. શ્વેત; ૭. તુંબુરુ.

૨. ઈશાનનાં સાત સૈન્ય એ જ; પણ સેનાપતિનાં નામ આ પ્રમાણે :—

૧. લઘુપરાક્રમ, ૨. મહાવાયુ, ૩. પુષ્પદંત, ૪. મહા-દામર્હી, ૫. મહામાઠર, ૬. મહાશ્વેત, ૭. રત.

૩–૧૦. આરણપર્યંત દક્ષિણાર્ધના ઇન્દ્રોનાં સૈન્યો તથા સેનાપતિઓ શક્ર જેમ જાણવાં અને ઉત્તરાર્ધના ઇન્દ્રોનાં સૈન્યો તથા સેનાપતિઓ ઈશાનની જેમ જાણવાં.

[–સ્થા૦ ૫૮૨]

૧. શક્રના હરિણૈગમેષી પાયદળના સેનાપતિના સૈન્યના સાત કચ્છ-સમૂહો છે. તેમાં પ્રથમ કચ્છના દેવો ૮૪,૦૦૦ છે. અને બાકીનાના ઉત્તરોત્તર બમણા સમજવા.

૨–૧૦. ઈશાનથી અચ્યુતપર્યંતના દેવેન્દ્રોના પાયદળના પણ સાત સાત કચ્છ છે; તે પણ ઉપર પ્રમાણે પ્રથમથી બમણા બમણા દેવોના બનેલા છે. તેમના પ્રથમ કચ્છના દેવોની સંખ્યા નીચે પ્રમાણે છે. તે જાણ્યા પછી બાકીના કચ્છોની સંખ્યા ઉત્તરોત્તર બમણી કરી લેવી.

(૨) ઈશાનની ૮૦,૦૦૦; (૩) સનત્કુમારની ૭૨,૦૦૦; (૪) માહેન્દ્રની ૭૦,૦૦૦; (૫) બ્રહ્મની ૬૦,૦૦૦; (૬) લાંતકની ૫૦,૦૦૦; (૭) શુક્રની ૪૦,૦૦૦; (૮) સહસ્રારની ૩૦,૦૦૦; (૯) પ્રાણતની ૨૦,૦૦૦; (૧૦) અચ્યુતની ૧૦,૦૦૦.

[–સ્થા૦ ૫૮૩]

## ૮. ઉત્પાતપર્વતો[1]

### ૧. ભવનપતિના[2]

૧. ચમરનો તિગિચ્છકૂટ[3] નામનો ઉત્પાતપર્વત મૂળમાં ૧૦૨૨ યોજન વિસ્તારવાળો છે.

---

૧. તિર્યગ્લોકમાં આવવા સારુ ચમર વગેરે દેવો જ્યાથી ઉત્પતન–ઊર્ધ્વગમન કરે તે ઉત્પાત પર્વત કહેવાય છે.

૨. અસુરકુમાર, નાગકુમાર અને ઉદધિકુમારના આવાસો અરુણોદ સમુદ્રમાં હોવાથી તેમના ઇન્દ્ર વગેરેના ઉત્પાતપર્વતો પણ તેમાં જ છે. દ્વીપ, દિશા, અગ્નિ અને સ્તનિતકુમારના આવાસો અરુણવર દ્વીપમાં હોવાથી તેમના ઇન્દ્ર વગેરેના ઉત્પાતપર્વત પણ ત્યાં જ છે.

૩. આ ઉત્પાતપર્વત અસંખ્યાતમા અરુણોદ સમુદ્રમાં આવેલો છે. તેની ઊંચાઈ ૧૭૨૨ યોજન છે. વિશેષ માટે 'ભગવતીસાર' પૃ૦ ૭૧૬ જુઓ.

૨–૫. ચમરના લોકપાલ સોમને સોમપ્રભ, યમને યમપ્રભ, વરુણને વરુણપ્રભ અને વૈશ્રમણને વૈશ્રમણપ્રભ – એ ચારે ઉત્પાત પર્વતો હજાર યોજન ઊંચા, હજાર ગાઉ જમીનમાં ઊંડા અને મૂળમાં હજાર યોજન વિસ્તૃત છે.

૬. બલિને રુચકેન્દ્ર ઉત્પાતપર્વત મૂળમાં ૧૦૨૨ યોજન લાંબો–પહોળો છે.

૭–૧૦. બલિના લોકપાલોના ઉત્પાતપર્વતોનું માપ ચમરના લોકપાલના ઉત્પાતપર્વતોની જેમ સમજવું.

૧૧. ધરણને ધરણપ્રભ ઉત્પાતપર્વત હજાર યોજન ઊંચો, હજાર ગાઉ જમીનમાં ઊંડો અને મૂળમાં હજાર યોજન લાંબો–પહોળો છે.

૧૨. ધરણના લોકપાલ કાલપાલના મહાકાલપ્રભ ઉત્પાત-પર્વતનું માપ ધરણપ્રભ ઉત્પાતપર્વત જેમ સમજવું.

૧૩–૧૫. બાકીના ધરણના લોકપાલના ઉત્પાતપર્વતોનું માપ પણ ધરણપ્રભ જેમ સમજી લેવું.

૧૬–૧૦૦. બાકીના ભૂતાનંદાદિ ઇન્દ્રો અને તેમના ચાર ચાર લોકપાલોના ઉત્પાતપર્વતોનું માપ પણ ધરણના ધરણપ્રભ ઉત્પાતપર્વત જેમ સમજી લેવું. જે જે ઉત્પાતપર્વતોનાં નામ નથી જણાવ્યાં, તે તે ઉત્પાતપર્વતોનાં નામ તે તે ઇન્દ્ર અને લોકપાલનાં નામ આગળ 'પ્રભ' શબ્દ લગાડી જાણી લેવાં.

[–સ્થા૦ ૭૨૮]

### (૨) વૈમાનિકોના

૧. શક્રનો શક્રપ્રભ નામનો ઉત્પાતપર્વત દશ હજાર યોજન ઊંચો છે, દશ હજાર ગાઉ જમીનમાં ઊંડો છે અને મૂળમાં દશ હજાર યોજન પહોળો છે.

૨–૫. શક્રના સોમ આદિ ચાર લોકપાલોના ઉત્પાતપર્વતો[1] પણ શક્રપ્રભ જેવડા છે.

૬–૫૦. બાકીના વૈમાનિકેન્દ્રો અને તેમના ચાર–ચાર લોકપાલોના પર્વતો તેમનાં નામ આગળ 'પ્રભ' શબ્દ યોજી બનાવી લેવા અને તેમનું માપ શક્રપ્રભ જેમ જાણવું.

[–સ્થા૦ ૭૨૮]

## ૯. રાજધાનીમાંની સભાઓ વગેરે

### (૧) રાજધાનીઓ

૧. ચમરચંચા[2] રાજધાનીમાં પાંચ સભાઓ[3] છે—

૧. સુધર્માસભા[4]–શય્યાસ્થાન;

૨. ઉપપાતસભા–જન્મસ્થાન;

---

૧. કુંડલવરદ્વીપમા દક્ષિણાર્ધમાં શક્રના લોકપાલોના અને ઉત્તરાર્ધમા ઈશાનના લોકપાલોના ઉત્પાતપર્વતો છે.

૨. રત્નપ્રભા પૃથ્વીના મધ્યભાગમાં જ્યા અસુરોના નિવાસો આવેલા છે, ત્યાં દક્ષિણાર્ધમાં તેમના અધિપતિ ચમરેન્દ્રની ચમરચચા નામની રાજધાની છે. –'ભગવતીસાર' પૃ૦ ૭૧૬. ચમરચચાના અધિપતિ ચમરે એક વખત ભગવાન મહાવીરનું શરણ લઈ શક્રને હંફાવવાની કોશીશ કરી હતી; તેની કથા માટે જુઓ 'ભગવતીસાર' પૃ૦ ૨૦૦ થી આગળ.

૩. સભા અને આગળ આવનાર પરિષદનો અર્થ એક નથી. સભા સ્થાનનુ નામ છે, જ્યારે પરિષદનો અર્થ પરિવાર એવો થાય છે.

૪. દેવોના જન્મસ્થાન વગેરેની આ સભાઓની વિશેષ વિગતો માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ન. ૧૯.

૩. અભિષેકસભા—સ્નાનાગાર;
૪. અલંકારસભા—વસ્ત્રાગાર;
૫. વ્યવસાયસભા—પુસ્તકાલય.

બધાં ઇન્દ્રસ્થાનોમાં આ જ પ્રમાણે પાંચ-પાંચ સભાઓ હોય છે.

[-સ્થા૦ ૪૭૨]

૨. ચમરચંચા રાજધાની ઇન્દ્રના ઉપપાત (જન્મ) વિના ઉત્કૃષ્ટ છ માસ રહી શકે.

તે જ પ્રમાણે પ્રત્યેક ઇન્દ્રસ્થાન ઇન્દ્રોપપાત વિના છ માસ રહી શકે.

[-સ્થા૦ ૫૩૫]

૩. ચમરચંચા રાજધાનીની પ્રત્યેક દિશામાં ૩૩-૩૩ ભૌમ છે.

[-સમ૦ ૩૩]

૪. ચમરની સુધર્માસભામાં ૫૧૦૦ થાંભલા લાગેલા છે. બલિની સભામાં પણ તેટલા જ છે.

[-સમ૦ ૫૧]

૫. અસુરેન્દ્ર ચમરની સુધર્માસભા ૩૬ યોજન ઊંચી છે.

[-સમ૦ ૩૬]

૬. સૌધર્મકલ્પની સુધર્માસભાના માણવક નામના ચૈત્યસ્તંભનો ઉપરનીચેનો ૧૨ા-૧૨ા યોજન ભાગ છોડીને બાકીના ૩૫ યોજન જેટલા ભાગમાં વજ્રમય ગોળ વાસણમાં તીર્થંકરનાં હાડકાં છે.

[-સમ૦ ૩૫]

૭. ચમર અને બલિનાં આવતારિક લયન ૧૬ હજાર યોજન લાંબાં-પહોળાં છે.

[-સમ૦ ૧૬]

## (૨) પરિષદો[1]

અ. ભવનવાસીની —

(૧) ૧. ચમરની પરિષદો ત્રણ છે, તે આ પ્રમાણે :—

૧. સમિતા નામની આભ્યંતર; ૨. ચંડા નામની મધ્ય; ૩. જાતા નામની બાહ્ય.

૨–૩. ચમરના સામાનિક અને ત્રાયસ્ત્રિંશત્ દેવોને પણ તે જ પ્રકારે ત્રણ પરિષદો છે.

૪–૫. ચમરના લોકપાલની તથા અગ્રમહિષીની પણ ત્રણ પરિષદો હોય છે, તે આ :—

૧. તુમ્બા; ૨. તુડિકા; ૩. પર્વા.

(૨) ૧–૫. બલિની તથા બલિ સંબંધી સામાનિકથી માંડી મહારાણીની પરિષદોનું વર્ણન ચમર જેમ.

(૩) ૧–૩. ધરણુ તથા તેના સામાનિક અને ત્રાયસ્ત્રિંશતની પરિષદો ચમર જેમ.

૪–૫. ધરણુના લોકપાલ અને મહારાણીઓની પરિષદો આ પ્રમાણે :—૧. ઈષા; ૨. તુટિકા; ૩. દૃઢરથા.

---

૧. આ પરિષદોના ત્રણ ભેદ કરવામા આવ્યા છે તે સંબંધભેદથી સમજવા. આભ્યંતર પરિવારના દેવો ઇન્દ્રને કાંઈ પ્રયોજન હોય અને તે બોલાવે તો જ આવે છે. જે બોલાવ્યે કે વગર બોલાવ્યે પણ આવે તે મધ્યમ પરિષદના દેવો; અને જે બોલાવ્યા વગર જ હમેશા આજ્ઞા ઉઠાવવા હાજર હોય તે બાહ્ય પરિષદના દેવો સમજવા. ઇન્દ્ર સૌથી પ્રથમ જેમની સાથે કાર્યાકાર્યનો વિચાર કરે તે આભ્યંતર, અને તેના વિષે પ્રથમ આભ્યંતર પર્ષદા સાથે વિચાર કર્યા પછી જેમની સાથે વિશેષ વિચાર કરે તે મધ્યમ, અને જેમને માત્ર નિર્ણય સંભળાવી જ દે, તે બાહ્ય-પરિવારના દેવો સમજવા.

(૪-૨૦) બાકીના ભવનવાસીની પરિષદોનું વર્ણન ધરણ જેમ જાણી લેવું.

आ. વ્યન્તરની —

(૧) ૧. પિશાચેન્દ્ર કાલની આ ત્રણ પરિષદો છે. ૧. ઈષા; ૨. તુટિકા; ૩. દઢરથા.

૨–૩. પિશાચેન્દ્ર કાલના સામાનિક અને મહારાણી-ઓની પણ કાલ જેમ.

(૨–૧૬) બાકીના વ્યંતરો વિષે પણ કાલ જેમ સમજી લેવું.

इ. જ્યોતિષીની —

(૧) ૧. જ્યોતિષીના ઇન્દ્ર ચંદ્રની ત્રણ પરિષદો છેઃ—

૧. તુંબા; ૨. તુટિકા; ૩. પર્વા.

૨–૩. ચંદ્રના સામાનિક અને મહારાણીઓની પણ તે જ પ્રમાણે.

(૨) સૂર્ય વિષે ચંદ્ર જેમ સમજી લેવું.

ई વૈમાનિકોની —

(૧) ૧. દેવેન્દ્ર શક્રની ત્રણ પરિષદ છે તે આ:-

૧. સમિતા; ૨. ચંડા; ૩. જાતા.

૨–૫. શક્રના ત્રાયસ્ત્રિંશત, સામાનિક, લોકપાલ અને તેની મહારાણીઓના પરિષદો પણ શક્ર જેમ.

(૨–૧૦) બાકીના વૈમાનિકોની પરિષદો પણ ઉપર પ્રમાણે. ત્રીજા દેવલોકથી મહારાણીઓ ન હોવાથી તેમની પરિષદો ન ગણવી.

[–સ્થા૦ ૧૫૪]

# ટિપ્પણ

૧. જ્યોતિષ્ક :—

જ્યોતિષી દેવોનું સ્થાન તિર્યગ્લોકમાં છે. સમ-ભૂતલા પૃથ્વીથી ૯૦૦ યોજન ઊંચે અને ૯૦૦ યોજન નીચે એમ ૧૮૦૦ યોજનનો તીરછો લોક છે. તેમાં સમભૂતલાથી ૭૯૦ યોજન ઊંચે જ્યોતિષી દેવોનું સ્થાન શરૂ થાય છે અને ત્યાંથી બાકીના ૧૧૦ યોજનમા જ્યોતિષી દેવોનું સ્થાન પૂરુ થાય છે તે આ પ્રમાણે—

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | સમભૂતલાથી | ૭૯૦ | યોજન ઊંચે | તારામડલ |
| ૨ | ,, | ૮૦૦ | ,, | સૂર્ય |
| ૩ | ,, | ૮૮૦ | ,, | ચદ્ર |
| ૪. | ,, | ૮૮૪ | ,, | નક્ષત્રમડલ |
| ૫. | ,, | ૮૮૮ | ,, | બુધાદિ ગ્રહો |
| ૬. | ,, | ૮૯૧ | ,, | શુક્રાદિ ગ્રહો |
| ૭ | ,, | ૮૯૪ | ,, | બૃહસ્પતિ આદિ ગ્રહો |
| ૮. | ,, | ૮૯૭ | ,, | મગલાદિ ગ્રહો |
| ૯. | ,, | ૯૦૦ | ,, | શનિશ્ચરાદિ ગ્રહો |

આનો અર્થ એ છે કે લોકને વિષે સમભૂતલાથી જ્યોતિશ્ચક્ર ૭૯૦ યોજન ઊંચુ છે. મેરુ કે જે જબુદ્વીપની મધ્યમાં આવેલો છે, ત્યાંથી ૧૧૨૧ યોજન દૂરથી તેની ચારે બાજુએ જ્યોતિશ્ચક્ર શરૂ થઈને એમ ને એમ ઠેઠ લોકાંત તરફ આગળ વધેલ છે; અને તે એટલે સુધી કે જ્યોતિશ્ચક્ર અને લોકાંતને માત્ર ૧૧૧૧ યોજનનુ છેટું રહી જાય છે.

જ્યોતિષી દેવોના મુખ્ય બે ભેદ છે–સ્થિર અને ચલન સ્વભાવવાળા. મનુષ્યલોકમાં ચદ્રાદિ પાચે પ્રકારના જ્યોતિષી દેવો ચલન સ્વભાવવાળા છે. તે સદૈવ ભ્રમણ કર્યા કરે છે. ત્યારે મનુષ્યક્ષેત્રની બહારના જ્યોતિષી દેવો સ્થિર છે. તે ભ્રમણ કરનારા નથી. અહી જે દેવો ભ્રમણ કરનાર છે એમ કહ્યુ તેનો ભાવાર્થ એ છે કે, તેમના વિમાનો હમેશાં ગતિમાન હોય છે. તન્નિવાસી દેવો તો તેની અંદર સ્થિર પણ હોઈ શકે.

**૨. દક્ષિણાર્ધ-ઉત્તરાર્ધના ચંદ્ર :—**

મનુષ્યક્ષેત્ર જે ૪૫ લાખ યોજન પ્રમાણ છે, તેમાં બધા મળી ચંદ્ર ૧૩૨ અને સૂર્ય પણ ૧૩૨ છે. તે આ પ્રમાણે—

| | | |
|---|---|---|
| જંબુદ્વીપમા | ૨ ચંદ્ર અને | ૨ સૂર્ય |
| લવણસમુદ્રમા | ૪ ચંદ્ર અને | ૪ સૂર્ય |
| ધાતકીખંડમા | ૧૨ ચંદ્ર અને | ૧૨ સૂર્ય |
| કાલોદસમુદ્રમાં | ૪૨ ચંદ્ર અને | ૪૨ સૂર્ય |
| પુષ્કરાર્ધમા | ૭૨ ચંદ્ર અને | ૭૨ સૂર્ય |
| | ૧૩૨ | ૧૩૨ |

એટલે મનુષ્યક્ષેત્રના દક્ષિણાર્ધમા તેના અડધા ૬૬ ચંદ્ર અને ૬૬ સૂર્ય છે. અને તેટલા જ મનુષ્યક્ષેત્રના ઉત્તરાર્ધમાં છે. જ્યારે ઉત્તરાર્ધના દક્ષિણાર્ધમાં આવે છે, ત્યારે દક્ષિણાર્ધના ઉત્તરાર્ધમાં જાય છે; એટલે હમેશા બન્ને ભાગોમાં ૬૬ ચંદ્ર અને તેટલા જ સૂર્યનો યોગ રહે છે.

**૩. સૂર્યતાપના ૧૯૦૦ યોજન :—**

આ ૧૯૦૦ યોજન આ પ્રમાણે:—સૂર્ય સ્વસ્થાનથી ઉપર એકસો યોજન પ્રકાશ ફેલાવી શકે છે અને સ્વસ્થાનથી નીચે ૧૮૦૦ યોજન. સમભૂતલા અને સૂર્યનું અંતર ૮૦૦ યોજન થાય છે; એટલે એ ૮૦૦ ગણતાં બાકીના એક હજાર યોજન પશ્ચિમ મહાવિદેહની જગતીની પાસેના દેશની અપેક્ષાએ સમજવા જોઈએ. કારણ, જંબુદ્વીપમાં પશ્ચિમ મહાવિદેહમાં વિજયદ્વાર તરફ જમીન ક્રમશ: નીચી થતી જાય છે અને લવણસમુદ્ર પાસે છેક તેનું નીચાણ એક હજાર યોજન થઈ જાય છે. એટલે તે ભૂમિની અપેક્ષાએ સૂર્યપ્રકાશ સર્વ મળી ૧૯૦૦ યોજન પ્રમાણ ફેલાય છે. જંબુદ્વીપ સિવાયના બીજા દ્વીપોમાં સૂર્ય સ્વસ્થાનથી ઉપર ૧૦૦ યોજન અને સ્વસ્થાનથી નીચે ૮૦૦ યોજન પ્રકાશ આપે છે; કારણ, બીજા દ્વીપોમાં જમીન સમ રહે છે; નીચી-ઊંચી થતી નથી.

**૪. ચંદ્રની વધઘટના ભાગ :—**

ચંદ્રની નીચે કૃષ્ણ રાહુ વિમાન આવેલુ છે. એનો યોગ ચંદ્ર સાથે નિરંતર હોય છે. તેને અને ચંદ્રને માત્ર ચાર આંગળનુ અંતર રહે છે. આ રાહુ વિમાન ચંદ્રના અમુક ભાગને કૃષ્ણ પક્ષમાં પ્રતિદિન આવરે છે

અને શુક્લપક્ષમાં પ્રતિદિન ક્રમશઃ આવરણ છોડતુ જાય છે. આ પ્રમાણે ચદ્રની હાનિ અને વૃદ્ધિ થતી રહે છે.

ચદ્રના ૯૩૧ ભાગ કલ્પતાં તેમાંથી એક ભાગનું તો કદી આવરણ થતુ જ નથી. બાકીના ૯૩૦ ભાગમાંથી ક્રમશઃ પ્રતિદિન ૬૨–૬૨ ભાગનું કૃષ્ણપક્ષમાં રાહુના વિમાનથી આવરણ થાય છે. આ પ્રમાણે ૧૫ દિવસમા ૬૨ × ૧૫ = ૯૩૦ ભાગને આવરિત કરી લે છે ત્યારે અમાસ થાય છે. પછી ક્રમશઃ ૬૨–૬૨ ભાગનુ શુક્લપક્ષમાં આવરણ હટે છે. આ રીતે ૧૫ દિવસમા બધા ભાગનું આવરણ દૂર થઈ પૂર્ણિમાના દિવસે ચદ્ર નિરાવરણ થઈ પૂર્ણ પ્રકાશે છે.

**૫. સૂર્યમંડલ :—**

જંબૂદ્વીપમા મેરુ પર્વતની પશ્ચિમે ૪૪,૮૨૦ યોજન દૂર એક સૂર્ય છે જે ભરતસૂર્ય કહેવાય છે, અને તેટલે જ દૂર પૂર્વમાં પણ બીજો સૂર્ય છે જે ઐરવત સૂર્ય કહેવાય છે. બન્ને સૂર્યો મેરુથી થોડુ-થોડું અંતર વધારતાં મેરુની પ્રદક્ષિણા કરે છે. તે એવી રીતે કે ભરતસૂર્ય દક્ષિણ દિશામાં થઈ પશ્ચિમે જાય છે અને ઐરવતસૂર્ય પશ્ચિમથી ઉત્તરમાં થઈ પૂર્વમા જાય છે. આ પ્રમાણે બન્ને સૂર્યની અર્ધપ્રદક્ષિણાથી જે લગભગ ગોળાકાર રેખા થાય, તે એક મડલ કહેવાય. ત્યાર પછી બન્ને સૂર્ય બીજા મડલની રચના કરે છે. તે એવી રીતે કે ભરત સૂર્ય (જેને હવે ઐરવત સૂર્ય કહેવો જોઈએ, કારણ તેનો ઉદય ઐરવતમા હતો) પશ્ચિમથી ઉત્તરમાં થઈ પૂર્વમા આવે છે અને ઐરવત સૂર્ય (જેને હવે ભરતમા ઉદયને કારણે ભરત સૂર્ય કહેવો) પૂર્વમાથી દક્ષિણમાં થઈને પશ્ચિમે આવે છે. આ જ પ્રમાણે બન્ને સૂર્યો મેરુથી ઉત્તરોત્તર અતર વધારતા વધારતાં બધા મળી ૧૮૪ મડળો કરે છે. આમ ૧૮૪ મું મડલ જ્યારે પૂરુ થાય છે, ત્યારે તેમનું મેરુથી ૪૫૩૩૦$\frac{૪૮}{૬૧}$ યોજન અતર થાય છે. એટલે તેમનુ સર્વ મળી (૪૫૩૩૦$\frac{૪૮}{૬૧}$–૪૪૮૨૦ = ૫૧૦$\frac{૪૮}{૬૧}$) ૫૧૦$\frac{૪૮}{૬૧}$ યોજન પ્રમાણ ભ્રમણક્ષેત્ર છે. તેમાંથી માત્ર ૧૮૦ યોજન પ્રમાણ જબૂદ્વીપમા છે અને બાકીના ૩૩૦$\frac{૪૮}{૬૧}$ લવણસમુદ્રમાં છે. જબૂદ્વીપના ૧૮૦ યોજન પ્રમાણ ક્ષેત્રમા માત્ર ૬૫ સૂર્યમડલો થાય છે, અને બાકીનાં ૧૧૯ મડલો લવણસમુદ્રમાં થાય છે.

એક વખત ઉપર પ્રમાણે ૧૮૪ મંડલ કરીને પાછા બન્ને સૂર્યો જે ક્રમે મેરુથી અંતરક્ષેત્ર વધાર્યું હતું તે જ ક્રમે અંતર ઘટાડતા ઘટાડતા સ્વસ્થાને તે જ પ્રમાણે ૧૮૪ મંડલ કરીને પહોંચી જાય છે. સર્વાભ્યંતર મડલથી જ્યારે સૂર્યો સર્વબાહ્ય મંડલ તરફ ગતિ કરતા હોય, ત્યારે દક્ષિણાયન કહેવાય છે. અને સર્વબાહ્યમંડલથી સર્વાભ્યંતર મંડલમાં ગતિ કરતા હોય છે, ત્યારે ઉત્તરાયણ કહેવાય છે. ૬ માસમાં ઉત્તરાયણ અને ૬ માસમાં દક્ષિણાયન પૂરું થાય છે. આ પ્રમાણે એક વર્ષમાં સૂર્યો અંદરથી બહાર અને બહારથી અંદર પાછા સ્વસ્થાને આવી જાય છે. દક્ષિણાયન વખતે દિનમાન ઘટે છે અને રાત્રીઓ લાંબી થતી જાય છે ઉત્તરાયણમાં તેથી ઊલટું છે.

**૬. ૬૦ મુહૂર્ત :—**

જંબૂદ્વીપમાં બે સૂર્ય છે. તેનાંના પ્રત્યેક વારાફરતી ભરતમાં ઉદય પામે છે. પ્રથમ દિવસે ભરતમાં જે અ સૂર્યનો ઉદય હોય છે, તેનો જ બીજે દિવસે ઉદય નથી હોતો પણ બીજા બ સૂર્યનો ઉદય હોય છે. અને ત્રીજે દિવસે પાછો બ નો ન થતાં પ્રથમના અ નો થાય છે. ઐરવત વિષે પણ આ જ વ્યવસ્થા છે. આનું કારણ એ છે કે, મેરુની સંપૂર્ણ પ્રદક્ષિણા કરતાં, જેને મંડલ કહેવામાં આવે છે, પછી તે નાનું હોય કે મોટું, ૬૦ મુહૂર્ત (૪૮ કલાક) લાગે છે. એટલે પ્રત્યેક સૂર્ય સ્વસ્થાને ત્રીજે દિવસે પહોંચે છે. તેથી વચલા દિવસમાં બીજા સૂર્યનો ઉદય થાય છે.

**૭. સૂર્ય કેટલો દૂર દેખાય :—**

સર્વ બાહ્યમડલ લવણસમુદ્રમાં છે. એ મંડલની પરિધિ ૩૧૮૩૧૫ યોજન પ્રમાણ છે. એટલે ૬૦ મુહૂર્તમાં સૂર્ય આટલા યોજન પ્રમાણ પરિભ્રમણ કરે છે. જ્યારે સૂર્ય સર્વબાહ્ય મડલમાં પરિભ્રમણ કરતો હોય, ત્યારે દિનમાન બાર મુહૂર્ત હોય છે. નિયમ એવો છે કે સૂર્ય દિવસમાં (ઉદયથી—અસ્ત સુધીમાં) જેટલા યોજન પ્રમાણ ક્ષેત્રમાં ભ્રમણ કરતો હોય, તેનાથી અર્ધા યોજન પ્રમાણ દૂર હોય તો તે દેખાય છે. એટલે પ્રથમ એ પ્રમાણ કાઢવું જોઈએ કે તે એક મુહૂર્તમાં કેટલા યોજન પ્રમાણ ક્ષેત્રમાં ભ્રમણ કરે. ૬૦ મુહૂર્તમાં તે ૩૧૮૩૧૫ યોજન પ્રમાણ ભ્રમણ કરે, તો એક મુહૂર્તમાં ૫૩૦૫$\frac{૧૫}{૬૦}$ યોજન પ્રમાણ ભ્રમણ કરે. હવે જો તે એક મુહૂર્તમાં ૫૩૦૫$\frac{૧૫}{૬૦}$ યોજન પ્રમાણ

ભ્રમણ કરતો હોય, તો બાર મુહૂર્ત પ્રમાણ દિવસના અર્ધા ૬ મુહૂર્તમા ૩૧૮૩૧$\frac{૨૯}{૬૦}$ યોજન પ્રમાણ ભ્રમણ કરી શકે. નિયમ પ્રમાણે આ જ દૃષ્ટિપથની મર્યાદા પણ છે.

**૮. છાયાનું માપ:-**

છાયાનુ માપ કાઢવાની આ રીત છે—જે દિવસમાં તે માપ કાઢવું હોય, તેના મુહૂર્તને—શકુ જેની છાયા કાઢવાની છે, તેનું માપ બાર આગળ હોવાથી–બારે ગુણવા, તેનું અર્ધ કરવું, અને પછી પાછાં બાર આંગળ બાદ કરવાં. એટલે જે રકમ બાકી રહે, તે તે દિવસનું છાયાનું આગળ પ્રમાણ સમજવું. પ્રસ્તુતમાં આભ્યંતર મંડલમાં જ્યારે સૂર્ય હોય છે, ત્યારે દિનમાન ૧૮ મુહૂર્ત છે. તેને બાર આંગળે ગુણતા ૧૮×૧૨=૨૧૬ આવે. તેના અર્ધ ૧૦૮ થાય. તેમાંથી બાર બાદ કરતાં ૧૦૮-૧૨=૯૬ આગળ—આ તે દિવસની પૌરુષી છાયાનું માપ સમજવું.

**૯. મંડળની લંબાઈ પહોળાઈ:—**

જંબૂદ્વીપમાં બધી બાજુ અંતિમ ૧૮૦ યોજન પ્રમાણ ક્ષેત્રમાં સૂર્યનાં મંડલો આવેલાં છે. એટલે જ્યાં પ્રથમ મંડલ શરૂ થાય, ત્યાં એ મંડલની વચ્ચે જંબૂદ્વીપની જેટલી લંબાઈ પહોળાઈ હોય, તેટલી જ તે મંડળની લંબાઈ પહોળાઈ ગણવી જોઈએ. આથી જંબૂદ્વીપના એક લાખ યોજનમાંથી ૩૬૦ (૧૮૦×૨) યોજન બાદ કરીએ એટલે ૯૯૬૪૦ યોજન લાંબુ–પહોળુ પ્રથમ મંડલ છે. આમાં પ્રથમ અને બીજા મંડલનુ અંતર બે યોજન તથા મંડલ વિષ્કંભ $\frac{૪૮}{૬૧}$ યોજન—આનું બમણું ૫$\frac{૩૫}{૬૧}$ યોજન પ્રમાણ ઉમેરીએ એટલે ૯૯૬૪૦+૫$\frac{૩૫}{૬૧}$=૯૯૬૪૫$\frac{૩૫}{૬૧}$ યોજન દ્વિતીયમંડળ લાંબું પહોળુ છે. આ જ પ્રમાણે તૃતીય મંડળની લંબાઈ–પહોળાઈ કાઢવા માટે પણ દ્વિતીયના ૯૯૬૪૫$\frac{૩૫}{૬૧}$ યોજનમાં પૂર્વોક્ત ૫$\frac{૩૫}{૬૧}$યોજન ઉમેરીએ એટલે ૯૯૬૫૧$\frac{૯}{૬૧}$ યોજન તૃતીય મંડળની લંબાઈ–પહોળાઈ સમજવી. આ જ પ્રમાણે ઉત્તરોત્તર મંડળની લંબાઈ–પહોળાઈ કાઢવા માટે ૫$\frac{૩૫}{૬૧}$ યોજન પૂર્વપૂર્વ યોજનપ્રમાણમા ઉમેરતાં ઇષ્ટ યોજનપ્રમાણ મળી આવે છે.

**૧૦ સર્વાભ્યંતર મંડલે ઉદય:—**

જંબૂદ્વીપમાં બે સૂર્ય છે. તેમનું સર્વાભ્યંતર પ્રથમ મંડલ લવણ-સમુદ્રથી માંડીને જંબૂદ્વીપમાં પ્રવેશીએ તો ૧૮૦મે યોજને પડે છે. તેથી

કહેવામાં આવ્યું છે, કે ૧૮૦ યોજન અવગાહીને સૂર્યનો સર્વાભ્યંતર મંડલે ઉદય થાય છે. પ્રથમ મંડલ એ પ્રથમ ઉદયસ્થાન પણ કહેવાય. એમ જંબૂદ્વીપમાં એક સૂર્યના ઉદયસ્થાન ૧૮૪ છે. કારણ, મંડલની સંખ્યા ૧૮૪ છે.

જે સૂર્ય ભરતમા ઉદય પામે તે ભરતસૂર્ય. એ સૂર્ય નિષધ પર્વત ઉપર દક્ષિણ-પૂર્વ દિશામા જંબૂદ્વીપની જગતીથી ૧૮૦ યોજન દૂર પ્રથમ ઉદિત થાય છે. બરાબર તે જ વખતે ઉત્તર-પશ્ચિમ દિશામાં નીલવંત પર્વત પર જંબૂજગતીથી ૧૮૦ યોજન દૂર બીજો સૂર્ય પ્રથમ ઉદય પામે છે, જે ઐરવતમાં પ્રકાશ કરતો હોવાથી ઐરવત સૂર્ય કહેવાય છે. પછી એ બન્ને સૂર્ય એકસરખી ગતિ શરૂ કરે છે. ભરતસૂર્ય ગતિ કરતો કરતો સંપૂર્ણ ભરતને પ્રકાશિત કરીને બરાબર દક્ષિણ-પશ્ચિમમાં આવે છે, ત્યારે તેનો ઉદય પશ્ચિમ મહાવિદેહમાં થયો ગણાય છે. તે જ પ્રમાણે ઐરવત સૂર્ય ગતિ કરતો કરતો સંપૂર્ણ ઐરવત ક્ષેત્રને પ્રકાશીને જ્યારે ઠીક ઉત્તર-પૂર્વમાં આવી પહોંચે છે, ત્યારે તેનો ઉદય પૂર્વમહાવિદેહમાં થયો ગણાય છે. અહી એ ધ્યાન રાખવું કે, બન્નેની ગતિ સરખી હોવાથી જ્યારે ભરતસૂર્યનો ઉદય પશ્ચિમ વિદેહમા થાય છે. તે જ વખતે ઐરવતસૂર્યનો ઉદય પૂર્વવિદેહમાં થાય છે. ત્યાર પછી સંપૂર્ણ મહાવિદેહને પ્રકાશ કરતાં-કરતાં તેમની દ્વિતીય મંડલાભિમુખ ગતિ થાય છે. એટલે કે દ્વિતીય ઉદયસ્થાનમાં તેઓ બન્ને એકસાથે પહોંચી જાય છે. તેથી પશ્ચિમ વિદેહમાં ઉદયને પામેલો ભરતસૂર્ય સંપૂર્ણ દક્ષિણાર્ધમંડલ તથા પૂર્વ-મહાવિદેહમાં ઉદયને પામેલો ઐરવત સૂર્ય સંપૂર્ણ ઉત્તરાર્ધ મંડલ એક સાથે જ પૂરું કરે છે. અને પાછા બન્ને એક સાથે જ દ્વિતીય મંડલમા ભ્રમણ શરૂ કરે છે. એ જ પ્રમાણે આગળના મંડલો વિષે પણ સમજી લેવાનું છે. અંતિમ મંડલ પૂરું કર્યા પછી બન્ને પાછા જે ગતિએ આવ્યા હતા, તે જ ગતિએ પાછા આભ્યંતર મંડલમાં જાય છે.

જ્યારે સૂર્યો પ્રથમ મંડલમાં ભ્રમણ કરતા હોય છે, ત્યારે દિવસ સંપૂર્ણ પ્રમાણનો ગણાય છે. એટલે કે, તે વખતે સૌથી મોટો દિવસ ૧૮ મુહૂર્ત પ્રમાણ હોય છે. અને રાત્રિ સૌથી નાની એટલે કે ૧૨ મુહૂર્ત હોય છે. ત્યાર બાદ દિનમાન પ્રતિ મંડળે ૬ માસ સુધી $\frac{2}{61}$ મુહૂર્ત જેટલું ઘટતું જાય છે અને તેટલી જ રાત વધતી જાય છે. એટલામાં દક્ષિણાયન

પૂરુ થાય છે. પછી ઉત્તરાયણ શરૂ થાય છે. તેમાં રાત ક્રમશ. તેટલા જ પ્રમાણમા ઘટે છે અને દિવસ તેટલા જ પ્રમાણમાં ક્રમશ વધે છે.

સમગ્ર સર્વાભ્યતર મડલના આપણે ઉપર જોયુ તે પ્રમાણે બે ભાગ પડી જાય છે: દક્ષિણાર્ધ અને ઉત્તરાર્ધ. એક સૂર્યને આ બને ભાગ પૂરા કરવા માટે બે દિવસ (બે અહોરાત્ર) એટલે કે ૬૦ મુહૂર્ત લાગે છે. પણ સમગ્ર એક મડળ બન્ને મળીને કરતા હોવાથી એક દિવસમાં પૂરુ કરી લે છે. બન્ને સૂર્યો એક દિવસમાં (૩૦ મુહૂર્તમા) એક એક અર્ધ ભાગને પૂરો કરી બીજા દિવસે જ્યારે બીજા અર્ધ ભાગને ૩૦ મુહૂર્તમાં પૂરો કરે, ત્યારે બન્નેને સર્વાભ્યતર સમગ્ર પ્રથમ મડળ પૂરુ થાય છે. અને આ પ્રમાણે ઉત્તરોત્તર બીજુ ત્રીજું આદિ મડળો બબ્બે દિવસમાં (૬૦ મુહૂર્તમાં) પ્રત્યેક સૂર્ય પૂરાં કરે છે. પણ પ્રત્યેક મડળની અપેક્ષાએ બન્ને મળીને એક દિવસમાં જ પૂરુ કરી લે છે તે ભૂલવું ન જોઈએ.

**૧૧. ૧૮૨ મંડલ :–**

યદ્યપિ જબૂદ્વીપમા તો સૂર્યનાં મડલો માત્ર ૬૫ જ છે, છતાં જબૂદ્વીપના સૂર્ય સબધી મડલો વિષે હકીકત કહેવાની હોવાથી તે મડલોને જંબૂદ્વીપમા છે એમ કહ્યુ છે.

સૂર્યનાં બધાં મળી ૧૮૪ મડલો છે, તેમાંથી પ્રથમ–સર્વાભ્યતર અને અતિમ–સર્વ બાહ્ય એ મડલોને છોડીને બાકીનાં ૧૮૨માં સૂર્યનુ ભ્રમણ બે વાર થાય છે· એક વખત સર્વબાહ્ય મડલ તરફ જતી વખતે અને બીજુ સર્વબાહ્યથી પાછા સર્વાભ્યતરમાં આવતી વખતે.

સર્વ પ્રથમ આભ્યતર મડલ બન્ને સૂર્ય મળીને એક દિવસમા પૂરુ કરે છે. તે જ પ્રમાણે સર્વબાહ્ય મડલ પણ બન્ને મળીને એક દિવસમાં પૂરુ કરે છે. બાકીનાં ૧૮૨ મડલોમાં સૂર્ય બબ્બે વખત ભ્રમણ કરતા હોવાથી, એ પ્રત્યેક મડલના બે દિવસ ગણવા જોઈએ, એટલે ૧૮૨ × ૨ = ૩૬૪ દિવસ. તે અને સર્વાભ્યતર અને સર્વબાહ્ય મડલના બે દિવસ એમ ૩૬૬ દિવસનું એક વર્ષ થાય છે. આ સૂર્ય-સવત્સર કહેવાય છે

**૧૨. દિનમાન અને રાત્રિમાનની વધઘટ :–**

સર્વાભ્યતર મંડલ તો ઉત્તરાયણનું અતિમ અહોરાત્ર ગણાતુ હોવાથી અહી પ્રથમ મડલ એટલે સર્વાભ્યતરથી બીજુ ગણવુ જોઈએ. અને એ જ દક્ષિણાયનનું પ્રથમ મડલ ગણાય છે. સૂર્ય સર્વાભ્યતર મંડલે હોય

છે, ત્યારે દિવસ ૧૮ મુહૂર્ત અને રાત્રિ ૧૨ મુહૂર્ત હોય છે. પછી તે દક્ષિણાયન ગતિ કરે છે ત્યારે પ્રત્યેક મંડલે-૨/૬૧ મુહૂર્ત પ્રમાણ દિનમાન ઘટે છે અને તેટલું જ રાત્રિપ્રમાણ વધે છે. એટલે જ્યારે તે ૩૯ મા મંડલમાં ભ્રમણ કરતો હોય, ત્યારે ૨×૩૯=૭૮ થવાથી ૭૮/૬૧ મુહૂર્ત પ્રમાણ દિવસ ઓછો થશે અને તેટલી જ રાત્રિ વધશે.

તે જ પ્રમાણે તેથી ઊલટું દક્ષિણાયનથી નિવૃત્ત થયેલા સૂર્ય વિષે ૩૯ મા મંડલે સમજવું.

**૧૩. ૫૬ નક્ષત્રો :—**

જંબૂદ્વીપમાં ચંદ્ર બે હોવાથી પ્રત્યેક ચંદ્રના ૨૮ લેખે બે ચંદ્રનાં ૫૬ નક્ષત્રો થાય. ૧. અભિજિત્, ૨. શ્રવણ, ૩ ધનિષ્ઠા, ૪. શતભિષક્, ૫. પૂર્વા ભાદ્રપદા, ૬. ઉત્તરા ભાદ્રપદા, ૭. રેવતી, ૮. અશ્વિની, ૯. ભરણી, ૧૦. કૃત્તિકા, ૧૧. રોહિણી, ૧૨ મૃગશીર્ષ, ૧૩. આર્દ્રા, ૧૪. પુનર્વસુ, ૧૫. પુષ્ય, ૧૬. આશ્લેષા ૧૭. મઘા, ૧૮. પૂર્વાફાલ્ગુની, ૧૯. ઉત્તરાફાલ્ગુની, ૨૦. હસ્ત, ૨૧. ચિત્રા, ૨૨. સ્વાતી, ૨૩. વિશાખા, ૨૪. અનુરાધા, ૨૫ જ્યેષ્ઠા, ૨૬. મૂળ, ૨૭. પૂર્વાષાઢા, ૨૮. ઉત્તરાષાઢા. આ પ્રત્યેક બબ્બે ગણવાથી ૫૬ થાય.

સૂર્ય-ચંદ્રની જેમ નક્ષત્ર મંડલો અનવસ્થિત નથી પણ અવસ્થિત છે. તેથી નક્ષત્રોને પોત-પોતાના નિયત મંડલથી મંડલાંતરે જવાનું બનતું નથી. પણ સ્વ-સ્વ મંડલમાં જ રહી તેઓ દક્ષિણાવર્તે મેરુની પ્રદક્ષિણા કર્યા કરે છે. આ ૫૬ નક્ષત્રોને ભ્રમણ માટે માત્ર ૮ મંડલ છે. અને તે ઠીક ચંદ્રમંડલની ઉપર ચાર યોજન ઊંચે કોઈ ને કોઈ ચંદ્રમંડલની સમશ્રેણીએ આવેલાં છે. નક્ષત્રોનું પ્રથમ મંડલ ચંદ્ર-સૂર્ય મંડલના સર્વાભ્યંતર મંડલ પર આવેલું છે. તેમાં અભિજિત્, શ્રવણ, ધનિષ્ઠા, શતતારા, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, રેવતી, અશ્વિની, ભરણી, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની અને સ્વાતી — આ બાર નક્ષત્રો જ્યારે મંડલના દક્ષિણાર્ધમાં હોય, ત્યારે તે જ નામનાં બીજાં બાર ઉત્તરાર્ધમાં ભ્રમણ કરતાં હોય છે. નક્ષત્રોનું બીજું મંડલ ચંદ્રના ત્રીજા મંડલ ઉપર આવેલું છે. તેમાં બે પુનર્વસુ અને બે મઘા એ નક્ષત્રોનું ભ્રમણ થાય છે. નક્ષત્રોનું ત્રીજું મંડલ લવણસમુદ્રમાં ચંદ્રના છઠ્ઠા મંડલ ઉપર આવેલું છે. તેમાં માત્ર બે કૃત્તિકાનું જ ભ્રમણ થાય છે. નક્ષત્રોનું ચોથું મંડલ ચંદ્રના સાતમા મંડલ ઉપર છે અને તેમાં

ચિત્રા અને રોહિણી એ બબ્બે નક્ષત્રોનું ભ્રમણ છે. નક્ષત્રોનું પાચમુ મડલ ચદ્રના આઠમા મડલ ઉપર છે અને તેમા બે વિશાખાનું ભ્રમણ છે. નક્ષત્રોનું છઠ્ઠું મડલ દશમા ચદ્ર મડલ પર છે અને તેમાં બે અનુરાધાનું ભ્રમણ થાય છે. સાતમુ નક્ષત્રમડલ ૧૧મા ચદ્રમડલ ઉપર છે અને તેમા બે જ્યેષ્ટાનું ભ્રમણ થાય છે. અને છેલ્લું આઠમુ નક્ષત્રમડલ ચદ્રના છેલ્લા ૧૫મા મડલ ઉપર આવેલું છે અને તેમા આર્દ્રા, મૃગશીર્ષ, પુષ્ય, આશ્લેષા, મૂળ, હસ્ત, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા આટલા નક્ષત્રો બબ્બેની સખ્યામાં ભ્રમણ કરે છે.

આ રીતે જોતાં ચદ્રના ૨જા, ૪થા, ૫મા, ૯મા, ૧૨મા, ૧૩મા, અને ૧૪મા મડલમા નક્ષત્રોનો યોગ નથી અને બાકીના આઠ અંક-મડળમાં નક્ષત્રોનો યોગ છે.

**૧૪. નક્ષત્ર અને ચંદ્રનો યોગ:—**

નક્ષત્ર એક અહોરાત્રમા (૩૦ મુહૂર્તમા) જેટલુ ક્ષેત્ર ચાલે છે, તેમાં તે કેટલા ક્ષેત્રપ્રમાણમાં ચદ્ર સાથેના યોગમાં રહે છે તે જાણવા માટે જો સપૂર્ણ ક્ષેત્રના ૬૭ ભાગ કરીએ, તો સમ અશ મળે, અન્યથા વિષમ અશ મળે. જેમ કે ૩૦ મુહૂર્તમાં અભિજિત્ નક્ષત્ર જેટલુ ક્ષેત્ર ભ્રમણ કરે છે, તેના ૬૭ ભાગ કરીએ તો ૨૧ પૂરા સડસઠિયા ભાગ 'ક્ષેત્રમા તેનો ચદ્ર સાથે યોગ રહે છે તેમ સમજવું. પણ જો બીજી કોઈ ભાજક સખ્યા રાખીએ, તો અંશ સમ ન આવતા વિષમ આવે હવે એટલા ક્ષેત્રમા એટલે કે $\frac{૨૧}{૬૭}$ ભાગ જેટલા ક્ષેત્રમા તેને ચદ્ર સાથે કેટલા મુહૂર્ત યોગ રહ્યો તે કાઢવું હોય, તો ત્રિરાશિ કરવી જોઈએ કે સપૂર્ણ અર્થાત્ ૧ ક્ષેત્રમાં ૩૦ મુહૂર્ત લાગે, તો $\frac{૨૧}{૬૭}$ જેટલા ક્ષેત્રમાં કેટલાં મુહૂર્ત લાગે? તો જવાબ આવે કે $\frac{૬૩૦}{૬૭}$ મુહૂર્ત અર્થાત્ $૯\frac{૨૭}{૬૭}$ મુહૂર્ત. આટલો કાળ તે અભિજિત્ નક્ષત્ર ચંદ્રના યોગમાં રહે છે તેમ સમજવું. બાકીના શતભિષક્ આદિની ક્ષેત્રસીમા અને કાળસીમા નીચે પ્રમાણે છે—

| | ક્ષેત્રસીમા | કાળસીમા |
|---|---|---|
| શતભિષક્, ભરણી, આર્દ્રા, આશ્લેષા, સ્વાતી, જ્યેષ્ઠા | $\frac{૩૩}{૬૭}+\frac{૧}{૧૩૪}$ | ૧૫ મુહૂર્ત |
| ઉત્તરા ભાદ્રપદા, ઉત્તરા ફાલ્ગુની ઉત્તરાષાઢા, પુનર્વસુ, રોહિણી, વિશાખા | $\frac{૧૦૦}{૬૭}+\frac{૧}{૧૩૪}$ | ૪૫ મુહૂર્ત |
| બાકીનાં બધા ૧૫ નક્ષત્રો | $\frac{૬૭}{૬૭}$=૧ સંપૂર્ણક્ષેત્ર | ૩૦ મુહૂર્ત |

## ૧૫. વૈમાનિક વિમાનના પ્રસ્તર :—

વૈમાનિક દેવોનાં વિમાનો મોટા મકાનના માળની જેમ ઉપરાઉપર આવેલાં છે. એટલે એ વિમાનોની ઉપરાઉપર આવેલી શ્રેણીઓનો વિભાગ કરનાર તળિયાં તે પ્રસ્તર કહેવાય છે. સર્વ મળી આવા ૬૨ પ્રસ્તરોમાં બધાં વિમાનો વહેંચાઈ જાય છે.

સૌધર્મ અને ઈશાન એ બન્ને કલ્પો અર્ધચંદ્રાકારે સામસામે હોવાથી બન્ને મળી પૂર્ણ ચંદ્રાકાર થાય છે. સૌધર્મ દક્ષિણાર્ધમાં અને ઈશાન ઉત્તરાર્ધમાં છે. બન્નેના અર્ધવલયાકારે તેર-તેર પાથડા-પ્રસ્તર છે. બન્ને મળી સંપૂર્ણ વલયાકારે તેર પાથડા થાય. તે જ પ્રમાણે સનત્કુમારના દક્ષિણાર્ધમા અને મહેન્દ્રના ઉત્તરાર્ધમાં અર્ધ અર્ધવલયાકાર ૧૨ પાથડા છે-બન્નેના મળીને પૂર્ણ વલયાકારે બાર પાથડા થાય છે. એની ઉપર બ્રહ્મલોક સંપૂર્ણ વલયાકારે હોવાથી તેના છ પાથડા આવેલા છે. તે જ પ્રમાણે લાતકના ૫, શુક્રના ૪ અને સહસ્રારના ચાર પાથડા સંપૂર્ણ વલયાકારે જાણવા. ત્યાર પછી આનત અને પ્રાણત સૌધર્મેશાનની જેમ અર્ધ-અર્ધ વલયાકારે હોવાથી એ બન્નેના મળીને સંપૂર્ણ વલયાકારે ચાર પ્રસ્તર છે. અને તેની ઉપર તે જ પ્રમાણે આણત-પ્રાણતના બન્નેના મળીને સંપૂર્ણ વલયાકારે ચાર પ્રસ્તર આવેલા છે. આ પ્રમાણે બાર દેવલોકના બધા મળી ૫૨ પ્રસ્તર થાય છે. ત્યાર પછી પ્રત્યેક ગ્રૈવેયકનો એકેક તથા પાંચ અનુત્તરનો એક પ્રસ્તર હોવાથી-૧૦ પ્રસ્તર આવે છે. આમ સર્વ મળી ૬૨ પ્રસ્તરમાં સંપૂર્ણ વૈમાનિક દેવોનાં વિમાનો આવી જાય છે.

## ૧૬. સૌધર્મ અને ઈશાનનાં વિમાનો :—

પ્રત્યેક પ્રસ્તરમાં ચારે દિશામાં વિમાનોની પંક્તિઓ છે, જે આવલિકા કહેવાય છે. અમુક વિમાનો એવાં છે જેમનો આકાર નિયત છે. એટલે કે ત્રિકોણ, ચતુષ્કોણ અને ગોળ-આ ત્રણ આકારવાળાં વિમાનો આ ચારે દિશાની આવલિકાઓમા રહેતા હોવાથી આવલિકાબદ્ધ કહેવાય છે. તે સિવાયનાં બીજા અનિયતાકાર વિમાનો છે જેમને કોઈ નિશ્ચિત આકાર નથી. તે બધાં એ ચારે પંક્તિઓના આવલિકાઓના આંતરામા વિખરાયલાં ફૂલની જેમ અહીંતહીં રહેતાં હોવાથી પુષ્પાવકીર્ણ વિમાનો કહેવાય છે. આવલિકાબદ્ધ વિમાનોની પ્રત્યેક પ્રસ્તરે સંખ્યા નિશ્ચિત

છે. તે સિવાયનાં અમુક નિશ્ચિત સંખ્યામાં તે તે પ્રસ્તરમાં પુષ્પાવકીર્ણ વિમાનો હોય છે. આવલિકાબદ્ધ વિમાનોમાં પણ ક્રમ એવો છે કે વચ્ચે ઇન્દ્રવિમાન હોય છે ત્યાંથી ચારે દિશામાં આવલિ શરૂ થાય છે. તેમાં પ્રથમ ત્રિકોણ, પછી ચતુષ્કોણ અને પછી ગોળ — આ જ ક્રમે આવલિ પૂરી થાય છે

સૌધર્મૈશાનના ૧૩ પ્રસ્તરમાંના પ્રથમ પ્રસ્તરની ચારે આવલિકામા ૬૨–૬૨ વિમાનો છે. ઉત્તરોત્તર પ્રસ્તરની આવલિકાઓમાં એક–એક સંખ્યા ઓછી કરવી એટલે બીજા પ્રસ્તરમાં પ્રત્યેક આવલિમાં ૬૧ વિમાનો રહેશે અને છેવટે ચારેબાજુ એકેક વિમાન રહે છે. છેલ્લો પ્રસ્તર અનુત્તર વિમાનોનો છે. તેમા એક વચ્ચે છે અને તેની ચારે દિશાએ ચાર આવેલાં છે. પંક્તિબદ્ધ વિમાનો સિવાયનાં પુષ્પાવકીર્ણ વિમાનો પણ પ્રત્યેક પ્રસ્તરે ચારે દિશાઓના આંતરામાં આવેલાં છે. પુષ્પાવકીર્ણની પ્રત્યેક પ્રસ્તરમાં સંખ્યા અનિયત છે પણ પ્રત્યેક દેવલોકના પ્રસ્તરમાં તે નિયત છે. દેવલોકમાં આવલિગત તથા પુષ્પાવકીર્ણ વિમાનોની સંખ્યા નીચે પ્રમાણે —

| દેવલોક | પ્રસ્તર | આવલિકાગત | પુષ્પાવકીર્ણ | સર્વ વિમાન |
|---|---|---|---|---|
| ૧ સૌધર્મ | ૧૩ અર્ધ | ૧૭૦૭ | ૩૧૯૮૨૯૩ | ૩૨૦૦૦૦૦ |
| ૨ ઈશાન | ૧૩ અર્ધ | ૧૨૧૮ | ૨૭૯૮૭૮૨ | ૨૮૦૦૦૦૦ |
| બન્ને મળી | ૧૩ | ૨૯૨૫ | ૫૯૯૭૦૭૫ | ૬૦૦૦૦૦૦ |
| ૩ સનત્કુમાર | ૧૨ અર્ધ | ૧૨૨૬ | ૧૧૯૮૭૭૪ | ૧૨૦૦૦૦૦ |
| ૪ માહેન્દ્ર | ૧૨ અર્ધ | ૮૭૪ | ૭૯૯૧૨૬ | ૮૦૦૦૦૦ |
| બન્ને મળી | ૧૨ | ૨૧૦૦ | ૧૯૯૭૯૦૦ | ૨૦૦૦૦૦૦ |
| ૫ બ્રહ્મલોક | ૬ | ૮૩૪ | ૩૯૯૧૬૬ | ૪૦૦૦૦૦ |
| ૬ લાંતક | ૫ | ૫૮૫ | ૪૯૪૧૫ | ૫૦૦૦૦ |
| ૭ મહાશુક્ર | ૪ | ૩૯૬ | ૩૯૬૦૪ | ૪૦૦૦૦ |
| ૮ સહસ્રાર | ૪ | ૩૩૨ | ૫૬૬૮ | ૬૦૦૦ |
| ૯–૧૦ આણત પ્રાણત | ૪ | ૨૬૮ | ૧૩૨ | ૪૦૦ |
| ૧૧–૧૨ આરણ–અચ્યુત | ૪ | ૨૦૪ | ૯૬ | ૩૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩–૧૫ અધસ્તન ગ્રૈવેયક | ૩ | ૧૧૧ | ૦ | ૧૧૧ |
| ૧૬-૧૮ મધ્યમ ગ્રૈવેયક | ૩ | ૭૫ | ૩૨ | ૧૦૭ |
| ૧૯–૨૧ ઉપરિતન ગ્રૈવેયક | ૩ | ૩૯ | ૬૧ | ૧૦૦ |
| ૨૨–૨૬ પાંચ અનુત્તર | ૧ | ૫ | ૦ | ૫ |
| | ૬૨ | ૭૮૭૪ | ૮૪૮૯૧૪૯ | ૮૪૯૭૦૨૩ |

**૧૭. લોકાંતિક દેવો :—**

લોકાન્તિક દેવો વિષયરતિથી રહિત છે, તેથી દેવર્ષિ કહેવાય છે. તે દેવોમાં નાના-મોટાનો વ્યવહાર નથી તેથી સર્વે અહમેન્દ્ર છે. તેઓનો આચાર એ છે કે જ્યારે તીર્થંકરો ગૃહત્યાગ કરતા હોય ત્યારે તેમની પાસે આવી તેઓ આ પ્રમાણે બોધ આપે છે — "જય જય નંદા, જય જય ભદ્દા, જય જય મુણિવરવસભા, બુજ્ઝાહિ ભગવં, લોગનાહા, પવત્તેહિ ભયવં ! ધમ્મતિત્થં, હિયસુહનિસ્સેયકરં જીવાણમેય ભવિસ્સઇ."— આ પ્રમાણે બોધ આપી વંદના નમસ્કાર કરી તેઓ ચાલ્યા જાય છે. આવશ્યક નિ૦ ગા૦ ૨૩૪–૭ તથા ભાષ્ય ગા૦ ૮૬–૮૮.

વિનય પિટકમાં કહ્યું છે કે ભગવાન બુદ્ધે જ્ઞાનપ્રાપ્તિ બાદ ઉપદેશ આપવામાંથી વિમુખ થવાનો વિચાર કર્યો, ત્યારે સહંપતિ બ્રહ્મા આવીને તેમને કહે છે કે, "ભગવાન, સંસારમાં ભવ્ય જીવો ઘણા છે; માટે ઉપદેશ આપો જેથી તેમનો ઉદ્ધાર થાય." — વિનય૦ – પૃ૦ ૭૮.

**૧૮. દ્રવ્યેન્દ્ર :—**

દ્રવ્યેન્દ્રના બે ભેદ છે આગમથી દ્રવ્યેન્દ્ર અને નોઆગમથી દ્રવ્યેન્દ્ર. જે પુરુષ આગમે કરી ઇન્દ્ર શબ્દ વિષે જાણતો હોય પણ તે વિષે ઉપયોગશૂન્ય હોય તો તે દ્રવ્યઇન્દ્ર આગમથી કહેવાય. નોઆગમથી દ્રવ્યેન્દ્ર ત્રણ છે–ઇન્દ્ર શબ્દના જ્ઞાતાનું મૃત શરીર અને બાલકનું શરીર જે હવે પછી ઇન્દ્ર શબ્દને જાણવાનું છે. અને જ્યારે ઇન્દ્ર શાસનકાર્ય ન કરતો હોય ત્યારે તે પણ દ્રવ્યેન્દ્ર કહેવાય. અથવા જે પુદ્ગલો ઇન્દ્રના

શરીર રૂપે પરિણમવાના હોય તે પુદ્ગલો અથવા જે આત્મા ઇન્દ્ર થવાનો હોય તે આત્મા પણ દ્રવ્યેન્દ્ર કહેવાય છે. વળી ઐશ્વર્ય એ પણ દેવેન્દ્રોનું અસ્થાયી હોવાથી અને માત્ર તીર્થંકરાદિ જેવા મહાપુરુષોનું જ ઐશ્વર્ય સ્થાયી હોવાથી તેની અપેક્ષાએ દેવેન્દ્ર શક્ર વગેરે પણ દ્રવ્યેન્દ્ર જ કહેવાય. ઇન્દ્રનો ચોથો ભેદ ભાવેન્દ્ર છે પણ અહીં તે જણાવ્યો નથી; ત્રિસ્થાનકગત સૂત્ર હોવાથી. ભાવેન્દ્રના બે ભેદ છે—આગમભાવેન્દ્ર અને નોઆગમ ભાવેન્દ્ર. ઇન્દ્રશબ્દના જ્ઞાનવાળો તથા તેમાં ઉપયોગવાળો જીવ તે ભાવેન્દ્ર કહેવાય. આમ કહેવાનું કારણ એ છે કે જ્ઞાન અને જ્ઞાનીનો અભેદ હોવાથી જે જીવને ઇન્દ્રજ્ઞાન હોય તે જીવ પણ ઇન્દ્ર કહેવાય. નોઆગમ ભાવેન્દ્ર એ જીવ કહેવાય છે જેને ઇન્દ્ર એવું નામ અને ગોત્રકર્મનું વેદન હોય અર્થાત્ જે દેવલોકમાં ઉત્પન્ન થઈને ઇન્દ્ર કહેવાતો હોય અને સૌ તેની આજ્ઞા ઉઠાવતા હોય–તેનું ઐશ્વર્ય સ્વીકારતા હોય.

તીર્થંકરને પણ ભાવેન્દ્ર કહી શકાય કારણ તેમનું ઐશ્વર્ય સ્થાયી છે.

### ૧૯. દેવોની સભાઓ:—

દેવોનો જન્મ મનુષ્ય વગેરે ઇતર જીવોની જેમ ગર્ભમાંથી નથી થતો. પણ દેવસ્થાનમાં તેમના જન્મસ્થાનમા–જે ઉપપાત સભા કહેવાય છે–એક વસ્ત્ર ઢાંકેલી દેવશય્યા હોય છે તેમાં આવીને તે ઉત્પન્ન થાય છે. એક અંતર્મુહૂર્તમાં તો તેઓ બધી પર્યાપ્તિ પૂર્ણ કરી લે છે અને તરુણ જેવા બની જાય છે. ત્યાર પછી દેવો તેમને સ્નાન કરાવવા માટે સ્નાનાગારમાં લઈ જાય છે, તે અભિષેક સભા કહેવાય છે. સ્નાન કર્યા પછી દેવો તેમને વસ્ત્ર અને ઘરેણાંથી શણગારવા માટે અલંકારસભામાં લઈ જાય છે. ત્યાંનું કાર્ય પૂર્ણ થાય પછી વ્યવસાયસભામાં લઈ જાય છે; ત્યાં પુસ્તક રાખવામાં આવેલું હોય છે જે વાંચીને દેવને અનુકૂલ પરંપરાથી તે અભિજ્ઞ બને છે અને કાર્યાકાર્યનો નિર્ણય કરે છે. ત્યાર પછી તે સુધર્મા સભામાં જ્યાં તેના ભોગોપભોગ માટેની સંપૂર્ણ સામગ્રી ઉપસ્થિત હોય છે, ત્યાં જાય છે અને ત્યાં જ રહી દેવના કામભોગોમાં રત થઈ જીવન વ્યતીત કરે છે.

## ૭

# નરક અને નારક

નરક ત્રણ પર પ્રતિષ્ઠિત છે:— .

૧. પૃથ્વીપ્રતિષ્ઠિત; ૨. આકાશપ્રતિષ્ઠિત; ૩. આત્મ-પ્રતિષ્ઠિત.

નૈગમ, સંગ્રહ અને વ્યવહારનયથી નરક પૃથ્વીપ્રતિષ્ઠિત છે. ઋજુસૂત્રનયની અપેક્ષાએ નરક આકાશપ્રતિષ્ઠિત છે; અને બાકીના ત્રણ શબ્દનયની અપેક્ષાએ નરક આત્મ-પ્રતિષ્ઠિત છે.

[–સ્થા૦ ૧૮૬]

અધોલોકમાં સાત પૃથ્વી, સાત ઘનોદધિ, સાત ઘનવાત, સાત તનુવાત, અને સાત આકાશ-આંતરા છે. એ સાત આકાશઆંતરામાં સાત તનુવાત છે; એ સાત તનુવાતમાં સાત ઘનવાત છે; એ સાત ઘનવાતમાં સાત ઘનોદધિ છે; એ સાત ઘનોદધિમાં પટલાકારની સાત પૃથ્વી આવેલી છે. તેમનાં નામ અને ગોત્ર ક્રમશઃ નીચે પ્રમાણે છે —

| પૃથ્વી | નામ | ગોત્ર |
|---|---|---|
| પહેલી | ઘર્મા | રત્નપ્રભા |
| બીજી | વંશા | શર્કરાપ્રભા |
| ત્રીજી | શૈલા | વાલુકાપ્રભા |
| ચોથી | અંજના | પંકપ્રભા |
| પાંચમી | રિષ્ટા | ધૂમપ્રભા |

| | | |
|---|---|---|
| છઠ્ઠી | મઘા | તમસ્ |
| સાતમી | માઘવતી | તમસ્તમસ્ |

[-સ્થા૦ ૫૪૬]

નરકમાં તુરતનો ઉત્પન્ન થયેલો નારક મનુષ્યલોકમાં આવવાની ઇચ્છા કરે તેનાં ચાર કારણો છે:—

૧. નરકમાંની વેદના જોઈને;

૨. નરકપાલોથી પીડાઈને;

૩. નરકમાં ભોગવવાનું કર્મ નિર્જરી ન ગયું હોય છતાં જવા ઇચ્છે;

૪. નરકાયુનો ક્ષય ન થયો હોય છતાં જવા ઇચ્છે.

પણ મનુષ્યમાં તે જઈ શકતો નથી.

[-સ્થા૦ ૨૪૫]

પ્રથમ, બીજી અને ત્રીજી નરકમાં ઉષ્ણ વેદના છે. ત્યાંના નારકો તે ઉષ્ણ વેદનાને વેદે છે.

[-સ્થા૦ ૧૪૭]

રત્નપ્રભા પૃથ્વીનું —

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. રત્નકાંડ | ૧૦૦૦ | યોજન | વિસ્તૃત | છે. | |
| ૨. વજ્રકાંડ | ” | ” | ” | ” | |
| ૩. વૈડૂર્યકાંડ | ” | ” | ” | ” | |
| ૪. લોહિતાક્ષકાંડ | ” | ” | ” | ” | |
| ૫. મસારગલ્લકાંડ | ” | ” | ” | ” | |
| ૬. હંસગર્ભકાંડ | ” | ” | ” | ” | |
| ૭. પુલકકાંડ | ” | ” | ” | ” | |
| ૮. સૌગન્ધિકકાંડ | ” | ” | ” | ” | |
| ૯. જ્યોતિરસકાંડ | ” | ” | ” | ” | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦. અંજનકાંડ | ” | ” | ” | ” |
| ૧૧. અંજનપુલકકાંડ | ” | ” | ” | ” |
| ૧૨. રજતકાંડ | ” | ” | ” | ” |
| ૧૩. જાતરૂપકાંડ | ” | ” | ” | ” |
| ૧૪. અંકકાંડ | ” | ” | ” | ” |
| ૧૫. પરીધ કાંડ | ” | ” | ” | ” |
| ૧૬. રિષ્ટકાંડ | ” | ” | ” | ” |

[-સ્થા૦ ૭૭૮]

રત્નપ્રભા પૃથ્વીના વજ્રકાંડના ઉપરના છેડાથી લોહિ-તાક્ષકાંડના નીચલા છેડા સુધીનું અંતર ૩૦૦૦ યોજન છે.

[-સમ૦ ૧૧૬]

રત્નપ્રભાનું જલબહુલકાંડ ૮૦ હજાર યોજન વિસ્તૃત છે.

[-સમ૦ ૮૦]

રત્નપ્રભાના રત્નકાંડના ઉપરના છેડાથી પુલકકાંડના નીચલા છેડા સુધીનું અંતર ૭૦૦૦ યોજન છે.

[-સમ૦ ૧૨૦]

નિષધ વર્ષધર પર્વતના ઊંચા શિખરના તળથી રત્નપ્રભાના પ્રથમકાંડના મધ્યભાગ સુધીનું અંતર ૯૦૦ યોજન છે. નીલવંતવર્ષધર વિષે પણ તેમજ છે.

[-સમ૦ ૧૧૨]

બીજી નરકના મધ્યભાગથી બીજા ઘનોદધિના નીચલા છેડા સુધીનું અંતર ૮૬ હજાર યોજન છે.

[-સમ૦ ૮૬]

આ રત્નપ્રભા પૃથ્વીના પ્રથમ કાંડના ૮૦૦ યોજનમાં વાણવ્યંતરના ભૌમેયવિહારો છે.

[-સમ૦ ૧૧૧]

રત્નપ્રભાના અંજનકાંડના નીચલા છેડાથી વાણવ્યંતરના ભૌમેય, વિહાર સુધીનું અંતર ૯૯૦૦ યોજન છે.

[–સમ૦ ૯૯]

પંકબહુલ કાંડના ઉપરના છેડાથી નીચલા છેડા સુધીનું અંતર ૮૪ લાખ યોજન છે.

[–સમ૦ ૮૪]

વડવામુખ પાતાલના નીચલા છેડાથી રત્નપ્રભાના નીચલા છેડા સુધીનું અંતર ૭૯ હજાર યોજન છે.

[–સમ૦ ૭૯]

રત્નપ્રભા પૃથ્વીથી ૧૭ હજાર યોજન ઊંચે જઈને પછી ચારણ દેવોની તિરછી ગતિ પ્રવર્તે છે.

[–સમ૦ ૧૭]

સીમન્તક નરકનો વિસ્તાર ૪૫ લાખ યોજન છે.

[–સમ૦ ૪૫]

અપ્રતિષ્ઠાન નરક એક લાખ યોજન વિસ્તૃત છે.

[–સમ૦ ૧]

ધૂમપ્રભા પૃથ્વી એક લાખ અઢાર હજાર યોજન વિસ્તૃત છે.

[–સમ૦ ૧૮]

८

# અજીવાસ્તિકાય

## ૧. અજીવના ભેદો

અનાત્મા એક[1] છે.

[-સમ૦ ૧]

અજીવ રાશિ[2] બે પ્રકારની છે:—

૧. રૂપી અજીવરાશિ; ૨. અરૂપી અજીવરાશિ.

અરૂપી અજીવરાશિના દશ ભેદ છે:—

૧. ધર્માસ્તિકાય;[3] ૨. ધર્માસ્તિકાયનો દેશ; ૩. ધર્માસ્તિકાયનો પ્રદેશ; ૪. અધર્માસ્તિકાય; ૫. અધર્માસ્તિકાયનો દેશ; ૬. અધર્માસ્તિકાયનો પ્રદેશ; ૭. આકાશાસ્તિકાય; ૮. આકાશાસ્તિકાયનો દેશ; ૯. આકાશાસ્તિકાયનો પ્રદેશ; ૧૦. અદ્ધા સમય[4].

---

૧. આત્મા—જીવ નહિ તે અનાત્મા. જીવ સિવાયના અધર્માસ્તિકાયાદિ અજીવકાયોનો અનાત્મામાં સમાવેશ છે. અજીવાસ્તિકાયો છે તો અનેક, પણ બધાનું અનાત્મરૂપ સામાન્ય લક્ષણ એક હોવાથી એક પણ કહેવાય.

૨. અહીં પ્રજ્ઞાપનાનું પ્રથમ પ્રજ્ઞાપનાપદ સંપૂર્ણ અક્ષરશ: સમજી લેવાનું છે. ફેર એટલો કે ત્યાં 'પ્રજ્ઞાપના' શબ્દથી વ્યવહાર છે; જ્યારે અહીં પ્રજ્ઞાપનાને બદલે 'રાશિ' શબ્દનો પ્રયોગ છે. આ અજીવરાશિની વિશેષ સમજ માટે જુઓ 'તત્ત્વાર્થસૂત્ર' અધ્યાય પાંચમો અને 'ભગવતીસાર' પૃ૦ ૫૨૦.

૩. ધર્માસ્તિકાયના દેશ-પ્રદેશની સમજ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૪. વિશેષ સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

રૂપી અજીવ[1] રાશિ અનેક પ્રકારની છે.

[-સમ૦ ૧૪૯]

## ૨. અજીવાસ્તિકાયનું સ્વરૂપ

ચાર અસ્તિકાય અજીવકાય છે—

૧. ધર્માસ્તિકાય; ૨. અધર્માસ્તિકાય; ૩. આકાશાસ્તિકાય; ૪. પુદ્ગલાસ્તિકાય.

[-સ્થા૦ ૨૫૨]

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના મધ્યપ્રદેશો આઠ છે.[2]

[-સ્થા૦ ૬૨૪]

ધર્મ એક છે.

[-સ્થા૦ ૭, -સમ૦ ૧]

ધર્માસ્તિકાયમાં[3] વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ નથી. તે શાશ્વત અવસ્થિત લોકદ્રવ્ય છે.

ધર્માસ્તિકાયના સંક્ષેપથી પાંચ ભેદ છે:—

૧. દ્રવ્યથી; ૨. ક્ષેત્રથી; ૩. કાલથી; ૪. ભાવથી; ૫. ગુણથી.

(૧) દ્રવ્યથી ધર્માસ્તિકાય એક છે.

(૨) ક્ષેત્રથી લોકપ્રમાણ ધર્માસ્તિકાય છે.

(૩) કાલથી ત્રણે કાલમાં તેનું અસ્તિત્વ છે. તે ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે, અક્ષય છે. અવ્યય છે, અને અવસ્થિત છે.

---

૧. રૂપી અજીવરાશિ પુદ્ગલાસ્તિકાય જ છે. તેના પ્રથમ ચાર ભેદ છે: સ્કન્ધ, દેશ, પ્રદેશ અને પરમાણુ. તે પ્રત્યેક પાછા વર્ણ, ગન્ધ, રસ, સ્પર્શ અને સંસ્થાનના ભેદે અનેક પ્રકારે છે.

૨. જુઓ ‘ભગવતીસાર’ પૃ. ૫૩૩.

૩. ‘ભગવતીસાર’ પૃ. ૫૨૩થી માંડીને ધર્માસ્તિકાયાદિના સ્વરૂપનો વિચાર અહીં જેવો જ છે.

(૪) ભાવથી ધર્માસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિનાનું છે.

(૫) ગુણથી ગમનગુણવાળું છે.

[–સ્થા૦ ૪૪૧]

અધર્મ એક છે.

[–સ્થા૦ ૮; –સમ૦ ૧]

અધર્માસ્તિકાય પણ વર્ણ વિનાનું છે યાવત્ બધું ધર્માસ્તિકાય જેમ સમજી લેવું; પણ ગુણથી સ્થાનગુણવાળું છે, એમ સમજવું.

[–સ્થા૦ ૪૪૨]

આકાશાસ્તિકાય પણ ધર્માસ્તિકાય જેવું જ છે. પણ ક્ષેત્રથી લોક-અલોક પ્રમાણ સમજવું અને ગુણથી અવગાહનાગુણવાળું સમજવું.

[–સ્થા૦ ૪૪૨]

આકાશ બે પ્રકારનું છે[1] :—

૧. લોકાકાશ; ૨. અલોકાકાશ.

[–સ્થા૦ ૭૪]

## ૩. કાલ

સમયક્ષેત્રનો[2] આયામ-વિષ્કંભ પિસ્તાળીસ લાખ યોજન પ્રમાણ છે.

[–સમ૦ ૪૫]

કાલ ત્રણ પ્રકારનો છે —

૧. અતીત; ૨. વર્તમાન; ૩. અનાગત.

---

૧. આ બે ભેદ કલ્પિત છે. આકાશ એક અખંડ દ્રવ્યસ્કંધ છે. પણ જેટલા આકાશભાગમાં ધર્માસ્તિકાયાદિ અસ્તિકાયો છે, તેટલા ભાગને લોકાકાશ કહે છે; અને બાકીનાને અલોકાકાશ.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

સમય પણ ત્રણ પ્રકારનો છે —

૧. અતીત; ૨. વર્તમાન. ૩. અનાગત.

આવલિકા, આનપ્રાણ, સ્તોક, લવ, મુહૂર્ત, અહોરાત્ર યાવત્ વર્ષ, શતવર્ષ, સહસ્રવર્ષ, પૂર્વાંગ, પૂર્વ, યાવત્ અવસર્પિણી અને પુદ્ગલપરાવર્ત એ બધાં પણ સમયની જેમ ત્રણ પ્રકારનાં છે.

[—સ્થા૦ ૧૯૨]

સમા-કાલ બે છે —

૧. અવસર્પિણી સમા; ૨. ઉત્સર્પિણી સમા.

[—સ્થા૦ ૬૭]

કાલના પણ ઉપર પ્રમાણે બે ભેદ છે.

[—સ્થા૦ ૭૪]

કાલના ચાર[1] પ્રકાર છે —

૧. પ્રમાણકાલ — દિવસ અને રાત્રિરૂપ;

૨. યથાયુર્નિર્વૃતિકાલ — જેટલું જીવે આયુષ્ય બાંધ્યું હોય તેટલું ભોગવવું તે;

૩. મરણકાલ — જીવ અને શરીરનો વિયોગ;

૪. અદ્ધાકાલ — સમય-આવલિકાદિરૂપ.

[—સ્થા૦ ૨૬૪]

અવસર્પિણી એક છે.[2]

(૧) સુષમસુષમા એક છે.

(૨) સુષમા એક છે.

(૩) સુષમદુઃષમા એક છે.

(૪) દુઃષમસુષમા એક છે.

---

૧. 'ભગવતીસાર' પૃ૦ ૨૧૨ પર આ ચારે ભેદનું વિસ્તૃત વર્ણન છે. જિજ્ઞાસુએ ત્યાં જોઈ લેવું.

૨. ખુલાસા માટે જુઓ 'ભગવતીસાર' પૃ. ૭૫.

(૫) દુઃષમા એક છે.
(૬) દુઃષમદુઃષમા એક છે.

ઉત્સર્પિણી એક છે.

(૧) દુઃષમદુઃષમા એક છે.
(૨) દુઃષમા એક છે.
(૩) દુઃષમસુષમા એક છે.
(૪) સુષમદુઃષમા એક છે.
(૫) સુષમા એક છે.
(૬) સુષમસુષમા એક છે.

[–સ્થા૦ ૫૦]

અવસર્પિણીના છ પ્રકાર છે — સુષમસુષમા આદિ.
ઉત્સર્પિણીના છ પ્રકાર છે — દુઃષમદુઃષમાઆદિ.

[–સ્થા૦ ૪૯૨]

અવસર્પિણીના ત્રણ પ્રકાર છે —

૧. ઉત્કૃષ્ટા;[1] ૨. મધ્યમા; ૩. જઘન્યા.

અવસર્પિણીના છયે સમાના પણ તે જ પ્રમાણે ત્રણ ભેદો સમજી લેવા.

ઉત્સર્પિણી તથા તેના છયે સમાના પણ ત્રણ ભેદો છે તે ઉપર પ્રમાણે છે.

[–સ્થા૦ ૧૩૭]

---

૧. જુઓ 'ભગવતીસાર' પૃ૦ ૫૩૫.

અવસર્પિણી પ્રથમ આરામા ઉત્કૃષ્ટ ગણાય. વચલા ચાર આરામાં મધ્યમ ગણાય અને અંતિમ આરામા જઘન્ય ગણાય. તે જ પ્રમાણે આરો જ્યારે શરૂ થાય ત્યાર તેની શરૂઆતમા ઉત્કૃષ્ટ, વચલા વર્ષોમાં મધ્યમ અને અંતિમ વર્ષોમાં જઘન્ય ગણાય. તે જ પ્રમાણે ઉત્સર્પિણી વિષે તેથી ઊલટું સમજી લેવું.

ઉત્સર્પિણીમાં દશ સાગરોપમ કોટાકોટિ કાલ છે. અવસર્પિણીમાં દશ સાગરોપમ કોટાકોટિ કાલ છે.

[-સ્થા૦ ૭૫૬]

ઉત્સર્પિણી અને અવસર્પિણી મંડલમાં ૨૦ સાગરોપમ કોટાકોટિકાલ છે.

[-સમ૦ ૨૦]

પ્રત્યેક અવસર્પિણીના પાંચમા સમા દુઃષમા અને છઠ્ઠા સમા દુઃષમદુઃષમાનો કાલ એકવીશ એકવીશ હજાર વર્ષ છે.

પ્રત્યેક ઉત્સર્પિણીના પ્રથમ સમા દુઃષમદુઃષમા અને બીજા સમા દુઃષમાનો કાલ એકવીસ-એકવીસ હજાર વર્ષ છે.

[-સમ૦ ૨૧]

પ્રત્યેક અવસર્પિણીના પાંચમા અને છઠ્ઠા સમા એ બન્નેનો મળી ૪૨૦૦૦ વર્ષ કાલ છે; અને ઉત્સર્પિણીના પ્રથમ અને દ્વિતીય સમાનો મળી ૪૨૦૦૦ વર્ષ કાલ છે.

[-સમ૦ ૪૨]

દુઃષમાનાં સાત લક્ષણો છે—

૧. અકાલવર્ષા;
૨. કાલમાં વર્ષા નહિ;
૩. અસાધુ પૂજાય છે;
૪. સાધુ પૂજાતા નથી;
૫. ગુરુ પ્રત્યે લોકો મિથ્યાભાવવાળા હોય છે;
૬. મનોદુઃખતા;
૭. વચનદુઃખતા.

સુષમાનાં સાત લક્ષણ છે—

૧. અકાલમાં વર્ષા નહિ;
૨. કાલમાં વર્ષા;

૩. અસાધુ પૂજાતા નથી;
૪. સાધુ પૂજાય છે;
પ. ગુરુ પ્રત્યે લોકો સમ્યક્ભાવવાળા હોય છે;
૬. મનોસુખતા;
૭. વચનસુખતા.

[-સ્થા૦ પપ૯]

દુઃષમાનાં દશ લક્ષણો છે.

૧-પ. ઉપર પ્રમાણે અકાલે વર્ષા આદિ;
૬. અમનોજ્ઞ શબ્દ;
૭. અમનોજ્ઞરૂપ;
૮. અમનોજ્ઞરસ;
૯. અમનોજ્ઞગંધ;
૧૦. અમનોજ્ઞસ્પર્શ.

સુષમાનાં દશ લક્ષણ —

૧-પ. ઉપર પ્રમાણે અકાલે વર્ષા નહિ, આદિ;
૬. મનોજ્ઞ શબ્દ;
૭. મનોજ્ઞરૂપ;
૮. મનોજ્ઞરસ;
૯. મનોજ્ઞગંધ;
૧૦. મનોજ્ઞસ્પર્શ.

[-સ્થા૦ ૭૬પ]

સુષમસુષમા સમામાં દશ પ્રકારનાં વૃક્ષો ઉપભોગમાં આવે છે —

૧. મત્તાંગદવૃક્ષો — મદિરા દેનાર વૃક્ષો;
૨. ભૃતાંગવૃક્ષો — ભાજન દેનાર વૃક્ષો;
૩. ત્રુટિતાંગવૃક્ષો — વાદ્ય દેનાર વૃક્ષો;

૪. દીપાંગવૃક્ષો — દીપ દેનાર વૃક્ષો;
૫. જ્યોતિરંગવૃક્ષો — અગ્નિ દેનાર વૃક્ષો;
૬. ચિત્રાંગવૃક્ષો — વિવિધ પુષ્પ દેનાર વૃક્ષો;
૭. ચિત્રરસવૃક્ષો — વિવિધ ભોજન દેનાર વૃક્ષો;
૮. મણ્યંગવૃક્ષો — આભરણ દેનાર વૃક્ષો;
૯. ગેહાકારવૃક્ષો — ઘરનું કામ આપનાર વૃક્ષો;
૧૦. વસ્ત્રદાયીવૃક્ષો.

[–સ્થા૦ ૭૬૬]

સમય એક છે.

[–સ્થા૦ ૪૦]

પ્રત્યેક મુહૂર્તમાં ૭૭ લવ છે.

[–સમ૦ ૭૭]

દિવસ અને રાત્રિનાં બધાં મળી ૩૦ મુહૂર્તો છે—

૧. રૌદ્ર; ૨. સક્ત (? સર્પ); ૩. મિત્ર; ૪. વાયુ; ૫. સુપ્રીત; ૬. અભિચન્દ્ર; ૭. માહેન્દ્ર; ૮. પ્રલંબ; ૯. બ્રહ્મ; ૧૦. સત્ય; ૧૧. આનંદ; ૧૨. વિજય; ૧૩. વિષ્વક્સેન; ૧૪. પ્રાજાપત્ય; ૧૫. ઉપશમ; ૧૬. ઈશાન; ૧૭. ત્વષ્ટા; ૧૮. ભાવિતાત્મ; ૧૯. વૈશ્રમણ; ૨૦ વરુણ; ૨૧. સતરિસભ; ૨૨. ગન્ધર્વ; ૨૩. અગ્નિવૈશ્રમણ; ૨૪. આતપ; ૨૫. આવર્ત; ૨૬. ત્વષ્ટૃપ; ૨૭. ભૂમઘ; ૨૮. ઋષભ; ૨૯. સર્વાર્થસિદ્ધ; ૩૦. રાક્ષસ.[1]

[–સમ૦ ૩૦]

અવમરાત્ર–દિનક્ષયવાળાં છ છે[2]—

૧. તૃતીયપર્વ, ૨. સપ્તમપર્વ, ૩. અગિયારમું પર્વ, ૪. પંદરમું પર્વ, ૫. ઓગણીસમું પર્વ, ૬. તેવીસમું પર્વ.

---

૧. 'મુહૂર્તચિંતામણિ'માં (૬. ૫૨–૫૩) મુહૂર્તોના સ્વામી જે ૩૦ ગણાવ્યા છે તેમની આ સાથે સરખામણી કરવી જોઈએ.

૨. અવમરાત્રપર્વની વિશેષ સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૨. અતિરાત્ર—દિનવૃદ્ધિવાળાં છ છે[1]—

૧. ચતુર્થપર્વ, ૨. આઠમું પર્વ ૩. બારમું પર્વ, ૪. સોળમું પર્વ ૫. વીસમું પર્વ, ૬. ચોવીસમું પર્વ.

[—સ્થા૦ ૫૨૪]

સૌથી નાની રાત્રિ બાર મુહૂર્તની હોય છે.[2]

સૌથી નાનો દિવસ પણ બાર મુહૂર્તનો હોય છે.

[—સમ૦ ૧૨]

ચૈત્ર અને આસોમાસમાં દિવસ પંદર મુહૂર્તનો હોય છે. રાત્રિ પણ તેવડી જ હોય છે.[3]

[—સમ૦ ૧૫]

કોઈ એક વખતે પોષ માસમાં સૌથી મોટી રાત્રી ૧૮ મુહૂર્તની અને અષાઢમાં દિવસ પણ તેવડો હોય છે.[4]

[—સમ૦ ૧૮]

ચન્દ્ર-દિવસમાં ૨૯ થી કાંઈક વધારે મુહૂર્તો છે.

[—સમ૦ ૨૯]

આષાઢ, ભાદરવો, કાર્તિક, પોષ, ફાગણ અને વૈશાખ એ પ્રત્યેકમાં બધા મળી રાત્રિ-દિવસ ૨૯ હોય છે.

[—સમ૦ ૨૯]

અભિવર્ધિતમાસના બધા મળી ૩૧ થી કાંઈક વધારે રાત્રિ-દિવસો હોય છે.[5]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

૨. આષાઢપૂર્ણિમાએ સૌથી નાની રાત, અને પોષપૂર્ણિમાએ સૌથી નાનો દિવસ હોય છે. 'ભગવતીસાર', પૃ. ૨૧૩.

૩. 'ભગવતીસાર' પૃ. ૨૧૩.

૪. 'ભગવતીસાર' પૃ. ૨૧૩.

૫. અધિકમાસવાળો સંવત્સર તે અભિવર્ધિત સંવત્સર કહેવાય છે. અને તેનો પ્રત્યેક માસ અભિવર્ધિતમાસ કહેવાય. તેના કુલ દિવસ ૩૮૩$\frac{૪૪}{૬૨}$ છે. ચંદ્રમાસ ગણીએ તો ૧૩ માસ ગણાય એટલે દિવસોને ૧૩ થી ભાગતાં ૨૯$\frac{૩૨}{૬૨}$ દિવસ એક માસમાં આવે.

આદિત્યમાસના બધા મળી કાંઈક ઓછા એવા ૩૧ રાત્રિ-દિવસો હોય છે.[1]

[–સમ૦ ૩૧]

પાંચ સંવત્સરના એક યુગમાં[2] બાસઠ પૂનમ અને બાસઠ અમાસ હોય છે.

[–સમ૦ ૬૨]

પાંચ સંવત્સરના એક યુગના નક્ષત્રમાસ[3] ગણીએ તો ૬૭ નક્ષત્રમાસ થાય.

[–સમ૦ ૬૭]

(બે માસની એક ઋતુ)

ઋતુ છ છે[4]—

૧. પ્રાવૃટ્‌ — આષાઢ – શ્રાવણ;
૨. વર્ષારાત્ર — ભાદરવો – આસો;
૩. શરદ — કાર્તિક – માગસર;
૪. હેમંત — પોષ – મહા;
૫. વસન્ત — ફાગણ – ચૈત્ર;
૬. ગ્રીષ્મ — વૈશાખ – જેઠ.

[–સ્થા૦ ૫૨૩]

---

૧. કાંઈક ઓછા એટલે અર્ધો દિવસ ગણાતાં ૩૦॥ દિવસ થાય.

૨. એક યુગમા ત્રણ ચંદ્રવર્ષ હોય છે અને બે અભિવર્ધિતસંવત્સર —એટલે કે અધિકમાસવાળાં વર્ષ—હોય છે. ત્રણ ચન્દ્રસવત્સરમા ૩૬ (૧૨×૩=૩૬) પૂનમ હોય છે અને બે અભિવર્ધિતસવત્સરમાં ૨૬ (૧૩×૨=૨૬) પૂનમ હોય છે. બધી મળી ૬૨ પૂનમ થાય. અમાસ વિષેનો હિસાબ પણ તે જ પ્રમાણે સમજવો.

૩. એક યુગમા ૧૮૩૦ દિવસ હોય છે. જેટલા કાળમા ચન્દ્ર નક્ષત્ર-મડળ પૂરું કરે તેટલા કાળને નક્ષત્ર માસ કહે છે. નક્ષત્ર માસનું પ્રમાણ ૨૭$\frac{૨૧}{૬૭}$ રાત્રિ-દિવસ છે. ૧૮૩૦÷૨૭$\frac{૨૧}{૬૭}$=૬૭ નક્ષત્રમાસ થાય.

૪. ટીકાકાર જણાવે છે કે લૌકિક વ્યવહારમાં ઋતુઓનો ક્રમ આ મુજબ છે— વર્ષા, શરદ, હેમત, શિશિર, વસંત, અને ગ્રીષ્મ.

ચંદ્રસંવત્સરની[૧] પ્રત્યેક ઋતુ ૫૯ રાત્રિદિવસની હોય છે.

[-સમ૦ ૫૯]

પાંચ સંવત્સરના એક યુગના ઋતુ[૨]માસ ગણીએ તો ૬૧ ઋતુમાસ થાય—

[-સમ૦ ૬૧]

સંવત્સર પાંચ છે—

૧. નક્ષત્ર સંવત્સર (ચંદ્ર નક્ષત્રમંડલને જેટલો સમય ભોગવે તે ૨૭ ૨૧/૬૭ રાત્રીદિવસનો એક નક્ષત્રમાસ; અને તેવા ૧૨ માસનો = ૩૨૭ ૫૧/૬૭ રાત્રીદિવસનો એક નક્ષત્ર સંવત્સર);

૨. યુગસંવત્સર (પાંચ સંવત્સર મળીને થતો;)

૩. પ્રમાણ સંવત્સર (દિવસોના પ્રમાણ પરથી જેનું નામ પડે છે તે);

૪. લક્ષણ સંવત્સર (અમુક ચિહ્નો ઉપરથી જેનું નામ અપાય તે);

૫. શનૈશ્ચર સંવત્સર (જેટલા સમયમાં શનૈશ્ચર એક નક્ષત્ર અથવા બારે રાશિને ભોગવે તે).

યુગસંવત્સરના પાંચ ભેદ છે[૩]—

૧. ચંદ્ર; ૨. ચંદ્ર; ૩. અભિવર્ધિત; ૪. ચંદ્ર; ૫. અભિવર્ધિત.

---

૧. ચંદ્ર સંવત્સરની વિશેષ સમજૂત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬.

૨. એક યુગમાં ચંદ્રસંવત્સર ૩ અને અભિવર્ધિતસંવત્સર ૨ હોય. એક ચંદ્રસંવત્સરના દિવસ ૩૫૪ ૧૨/૬૨ અને એક અભિ૦સંવત્સરના દિવસ ૩૮૩ ૪૪/૬૨ છે. એટલે યુગના દિવસ ૧૮૩૦ થાય. એક ઋતુમાસ ૩૦ અહોરાત્રનો ગણાય છે એટલે ૧૮૩૦ – ૩૦ = ૬૧ ઋતુમાસ થાય.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૭.

પ્રમાણુસંવત્સરના પાંચ ભેદ છે—

૧. નક્ષત્ર (વ્યાખ્યા ઉપર પ્રમાણે);

૨. ચંદ્ર (વ્યાખ્યા ઉપર પ્રમાણે);

૩. ઋતુ (૩૦ અહોરાત્રનો ૧ ઋતુમાસ; તેવા ૧૨ ઋતુમાસ = ૩૬૦ દિવસનો ઋતુસંવત્સર);

૪. આદિત્ય (૩૦½ દિવસનો ૧ આદિત્યમાસ; તેવા ૧૨ માસ મળી ૩૬૬ દિવસનો આદિત્ય સંવત્સર);

૫. અભિવર્ધિત (વ્યાખ્યા ઉપર પ્રમાણે).

લક્ષણ સંવત્સરના પાંચ ભેદ છે—

૧. જે તિથિએ જે નક્ષત્રનો યોગ કહ્યો હોય, તે તિથિમાં બરાબર તેનો યોગ થાય,[૧] જેમાં ઋતુનો પરિણામ બરાબર ક્રમશઃ થતો રહે, જેમાં શીત અને ઉષ્ણનું માપ બરાબર જળવાય, અને જેમાં પાણી પુષ્કળ વરસે, તે નક્ષત્ર સંવત્સર કહેવાય.

૨. જેમાં ચંદ્રનો સકલ પૂનમ સાથે યોગ રહે, જેમાં નક્ષત્રો વિષમચારી બને, જે કટુક હોય અને જેમાં પાણી પુષ્કળ હોય, તેને ચંદ્ર સંવત્સર કહે છે.

૩. જેમાં વૃક્ષો યથાસમય પરિણમે નહિ, અને ઋતુ વિનાનાં ફળ આવવા લાગે, વર્ષા ઠીક વરસે નહિ, તેને કાર્મણ સંવત્સર કહે છે (ઋતુસંવત્સર).

૪. જેમાં પૃથ્વી, પાણી, પુષ્પ અને ફળને સૂર્ય રસ

૧. જેમકે, કાર્તિકમાં કૃત્તિકા, માગસરમાં આર્દ્રા, પોષમાં પુષ્ય, મહામાં મઘા, ફાગણમાં ફાલ્ગુની, ચૈત્રમા ચિત્રા, વૈશાખમાં વિશાખા, જેઠમાં મૂળ, અષાઢમાં આષાઢા, શ્રાવણમાં ધનિષ્ઠા, ભાદરવામા ભાદ્રપદા, આસોમાં અશ્વિની.

આપે છે અને થોડા પણ વરસાદથી સમ્યક્ પાક થઈ જાય છે, તેને આદિત્ય સંવત્સર કહે છે.

૫. જેમાં ક્ષણ, લવ, દિવસ, અને ઋતુ સૂર્યના તાપથી તપ્ત રહે છે, જેમાં બધી જગ્યાઓ ધૂળથી ભરાઈ જાય છે, તેને અભિવર્ધિત સંવત્સર કહે છે.

[–સ્થા૦ ૪૬૦]

ઔપમિક કાલ બે છે[1]—

૧. પલ્યોપમ; ૨. સાગરોપમ.

૧. કોઈ એક યોજન વિસ્તારવાળો કૂવો એક દિવસથી માંડી સાત દિવસ સુધીમાં ઊગેલા વાળના કોટી અગ્રભાગથી ખૂબ કૂટીકૂટી ભરવામાં આવે, અને પછી સો સો વર્ષ પછી તેમાંથી એક વાળ કાઢવામાં આવે — એમ કરતાં જેટલા કાળે તે કૂવો ખલાસ થાય, તેને પલ્યોપમકાળ કહેવામાં આવે છે.

૨. એ પલ્યોપમકાળની કોટાકોટિને દશે ગુણીએ ને જે સંખ્યા આવે, તે એક સાગરોપમનું પરિમાણ સમજવું.

(કરોડ પલ્ય × કરોડ પલ્ય = કોટાકોટી પલ્ય;
કોટાકોટી પલ્ય × ૧૦ = સાગરોપમ.)

[–સ્થા૦ ૯૯]

ઔપમિક કાળ આઠ છે —

૧. પલ્યોપમ; ૨. સાગરોપમ; ૩. ઉત્સર્પિણી;[2] ૪. અવસર્પિણી; ૫. પુદ્ગલપરાવર્ત;[3] ૬. અતીતાદ્ધા; ૭. અનાગતાદ્ધા; ૮. સર્વાદ્ધા.

[–સ્થા૦ ૬૧૯]

---

૧. જુઓ 'ભગવતીસાર' પૃ૦ ૨૧૪.

૨. ઉત્સર્પિણી અને અવસર્પિણી તથા પુદ્ગલપરાવર્તનું માપ પણ સાગરોપમથી થતું હોવાથી તે પણ ઔપમિક કાળ કહેવાય.

૩. જુઓ 'ભગવતીસાર' પૃ. ૫૧૪.

# ૪. પુદ્ગલાસ્તિકાય

## (૧) સ્વરૂપ

પુદ્ગલાસ્તિકાય પાંચ વર્ણવાળું, પાંચ રસવાળું, બે ગંધવાળું, આઠ સ્પર્શવાળું, રૂપી, અજીવ, શાશ્વત, અવસ્થિત લોકદ્રવ્ય છે.

તેના સંક્ષેપથી પાંચ ભેદ છે—

૧. દ્રવ્યથી; ૨. ક્ષેત્રથી; ૩. કાલથી; ૪. ભાવથી; ૫. ગુણથી.

૧. દ્રવ્યથી પુદ્ગલાસ્તિકાયનાં અનંત દ્રવ્ય છે;
૨. ક્ષેત્રથી લોકપ્રમાણ છે;
૩. કાલથી ત્રણે કાળમાં વિદ્યમાન છે;
૪. ભાવથી વર્ણવાન, ગંધવાન, રસ અને સ્પર્શવાન છે;
૫. ગુણથી ગ્રહણ[1] ગુણવાળું છે.

[—સ્થા૦ ૪૪૧]

## (૨) ભેદ

પુદ્ગલ બે પ્રકારના છે—

૧. ભિન્ન અને અભિન્ન;[2]
૨. નાશવંત અને અવિનાશી;[3]
૩. પરમાણુ અને નોપરમાણુ—સ્કંધ;
૪. સૂક્ષ્મ અને બાદર—સ્થૂલ;

---

૧. જીવ તેને ઔદારિકશરીરરૂપે ગ્રહણ કરી શકે છે, માટે તે ગ્રહણ ગુણવાળુ કહેવાય. ઇન્દ્રિય દ્વારા ગ્રહણ યોગ્ય હોવાથી પુદ્ગલોનો પરસ્પર સંયોગ થવાની શક્યતા હોવાથી પણ તેને ગ્રહણ ગુણવાળુ કહી શકાય.

૨. સ્કંધથી અલગ થયેલા તે ભિન્ન; અને અલગ નહી થયેલાં તે અભિન્ન.

૩. પર્યાયની અપેક્ષાએ નાશવંત, અને દ્રવ્યની અપેક્ષાએ અવિનાશી.

૫. બદ્ધપાર્શ્વસ્પૃષ્ટ અને નોબદ્ધપાર્શ્વસ્પૃષ્ટ;[1]
૬. પર્યાયાતીત અને અપર્યાયાતીત;[2]
૭. આત્ત અને અનાત્ત (જીવે જેમનો પરિગ્રહરૂપે કે શરીરરૂપે સ્વીકાર કર્યો હોય તે આત્ત; અને બાકીના અનાત્ત)
૮. ઇષ્ટ અને અનિષ્ટ;
૯. કાન્ત અને અકાંત;
૧૦. પ્રિય અને અપ્રિય;
૧૧. મનોજ્ઞ અને અમનોજ્ઞ[3]
૧૨. મનઆમ અને અમનઆમ.[3]

[-સ્થા૦ ૮૨]

પુદ્ગલ ત્રણ પ્રકારનાં[4] છે—

૧. પ્રયોગપરિણત (જીવવ્યાપારથી તથાવિધ પરિણામને પ્રાપ્ત થયેલ-જેમકે સૂતરમાંથી બનેલ કપડું);

૨. મિશ્રપરિણત (જીવવ્યાપાર વિના તથાવિધ પરિણામને પ્રાપ્ત તે વિસ્રસા કે સ્વભાવ પરિણત કહેવાય-જેમકે આકાશનાં વાદળ તથા ઇંદ્રધનુ વગેરે વગેરે. જેમાં

---

૧. સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮.

૨. ટીકાકાર પરિયાइय એવું પ્રતીક લઈ તેનાં બે સંસ્કૃતરૂપ નિષ્પન્ન કરે છે— પર્યાયાતીત અને પર્યાત્ત. વિવક્ષિત પર્યાય પૂરો કર્યો હોય— વટાવ્યો હોય, તે પર્યાયાતીત; અને ન વટાવ્યો હોય તે અપર્યાયાતીત. તથા જે સંપૂર્ણપણે એકમેક થઈ ગયાં હોય તે પર્યાત્ત; જેમકે કર્મપુદ્ગલો આત્મા સાથે એકમેક થઈ જાય છે; અને તે સિવાયના તે અપર્યાત્ત.

૩. ટીકાકાર મનોજ્ઞ અને મનઆમમા એવો ભેદ કરે છે કે, જેને વિષેની વાત પણ મનોરમ હોય તે મનોજ્ઞ, અને જેના વિષેનું ચિંતન પણ મનોરમ હોય તે મનઆમ.

૪. વિશેષ માટે જુઓ ભગવતીસાર પૃ. ૫૧૭.

પ્રયોગ અને વિસ્રસા બંને નિમિત્ત હોય તે મિશ્રપરિણત. જેમકે સૂતરમાંથી બનેલ કપડું વગર વાપર્યે જૂનું થાય તે);

૩. વિસ્રસાપરિણત.

[–સ્થા૦ ૧૮૬]

## (૩) પરિણામો

પુદ્ગલપરિણામ ચાર પ્રકારનો છે[૧]—

૧. વર્ણપરિણામ; ૨. ગંધપરિણામ; ૩. રસપરિણામ; ૪. સ્પર્શપરિણામ.

[–સ્થા૦ ૨૬૫]

અજીવ (પુદ્ગલ)પરિણામ દશ છે—

૧. બંધનપરિણામ—પુદ્ગલોનો પરસ્પર સંશ્લેષ;[૨]
૨. ગતિપરિણામ;
૩. સંસ્થાનપરિણામ—આકૃતિ;
૪. ભેદપરિણામ—છૂટાં પડવું તે;
૫. વર્ણપરિણામ;
૬. રસપરિણામ;
૭. ગંધપરિણામ;
૮. સ્પર્શપરિણામ;
૯. અગુરુલઘુપરિણામ;[૩]
૧૦. શબ્દપરિણામ.

[–સ્થા૦ ૭૧૩]

---

૧. જુઓ 'ભગવતીસાર' પૃ. ૪૯૫.

૨. જુઓ 'ભગવતીસાર' પૃ. ૪૮૪

૩. અહીં ગુરુલઘુ પરિણામ પણ સમજી લેવો. જુઓ 'ભગવતીસાર' પૃ. ૪૮૩. વ્યવહારદૃષ્ટિથી વિચાર કરીએ તો પુદ્ગલના ચાર પરિણામ છે – ગુરુ, લઘુ, ગુરુલઘુ અને અગુરુલઘુ.

પુદ્ગલના પરિણામ બાવીસ પ્રકારના છે —

વર્ણપરિણામ

૧. કૃષ્ણવર્ણ પરિણામ; ૨. નીલવર્ણ પરિણામ; ૩. લોહિતવર્ણ પરિણામ; ૪. હરિદ્રાવર્ણ પરિણામ; ૫. શુક્લવર્ણ પરિણામ;

ગંધપરિણામ

૬. સુરભિગન્ધ પરિણામ; ૭. દુરભિગન્ધ પરિણામ;

રસપરિણામ

૮. તિક્તરસ પરિણામ; ૯. કટુકરસ પરિણામ; ૧૦. કષાયરસ પરિણામ; ૧૧. અમ્લરસ પરિણામ; ૧૨. મધુરરસ પરિણામ;

સ્પર્શપરિણામ[1]

૧૩. કઠિનસ્પર્શ પરિણામ; ૧૪. મૃદુસ્પર્શ પરિણામ; ૧૫. ગુરુસ્પર્શ પરિણામ; ૧૬. લઘુસ્પર્શ પરિણામ; ૧૭. શીતસ્પર્શ પરિણામ; ૧૮. ઉષ્ણસ્પર્શ પરિણામ; ૧૯. સ્નિગ્ધસ્પર્શ પરિણામ; ૨૦. રૂક્ષસ્પર્શ પરિણામ;

૨૧. અગુરુલઘુસ્પર્શ પરિણામ; ૨૨. ગુરુલઘુસ્પર્શ પરિણામ.

[-સમ૦ ૨૨]

સંસ્થાન સાત છે[2]—

૧. દીર્ઘ; ૨. હ્રસ્વ; ૩. વૃત્ત (ગોળ રૂપિયા જેવો);

---

૧. અહીં અગુરુલઘુ સ્પર્શપરિણામ અને ગુરુલઘુ૦ એ બન્નેમા સ્પર્શપરિણામ એવો શબ્દ છે છતાં સ્પર્શપરિણામ આટલા જ ગણાય છે, તેથી તેમનો અહીં સમાવેશ નથી કર્યો.

૨. આ સંસ્થાનો પુદ્ગલના સમજવાં. પુદ્ગલનાં સંસ્થાનપરિણામ 'ભગવતીસાર'મા પાંચ અને છ પ્રકારના ઉપભેદો સાથે બતાવ્યા છે. જુઓ પૃ૦ ૪૯૬.

૪. ત્ર્યંશ (ત્રિકોણ); ૫. ચતુરસ્ર (ચોખૂણ); ૬. પૃથુલ; ૭. પરિમંડલ (કડા જેવું ગોળ).

[–સ્થા૦ ૫૪૮]

## (૪) ચલન – પ્રતિઘાત

અચ્છિન્ન[1] પુદ્ગલ ત્રણ કારણે ચલિત થાય —

૧. આહારમાં લેવાય તો;
૨. વૈક્રિયમાં લેવામાં આવે તો;
૩. એકસ્થાનથી બીજે સ્થાને સંક્રમણ થાય તો.

[–સ્થા૦ ૧૩૮]

અચ્છિન્ન પુદ્ગલ દશ કારણે ચલિત થાય —

૧. આહારમાં લેવાય તો; ૨. પરિણમન થાય તો; ૩. ઉચ્છ્વાસ વખતે; ૪. નિઃશ્વાસ વખતે; ૫. વેદના વખતે; ૬. નિર્જરા વખતે; ૭. વૈક્રિય વખતે; ૮. પરિચારણા વખતે; ૯. યક્ષાવિષ્ટ થઈ; ૧૦. વાયુપ્રેરિત થઈ.

[–સ્થા૦ ૭૦૭]

પુદ્ગલપ્રતિઘાત ત્રણ પ્રકારનો છે —

૧. પરમાણુ પુદ્ગલ સાથે બીજો પુદ્ગલ ભટકાઈ જાય તો પ્રતિઘાત પામે;
૨. રૂક્ષતાને કારણે પ્રતિઘાત પામે;
૩. લોકાન્તે પહોંચી પ્રતિઘાત પામે.

[–સ્થા૦ ૨૧૧]

## (૫) સંઘાત અને ભેદ આદિ

બે પ્રકારે પુદ્ગલો સંઘાતને પામે —

૧. સ્વયં સંઘાતને પામે છે;
૨. પરથી સંઘાતને પામે છે.

---

[1] છિન્ન — ખડ્ગાદિથી છેદાયેલો તો સ્વસ્થાનથી ચલિત થાય જ છે, પણ અહીં નહીં છેદાયેલા વિષેની વાત છે.

બે પ્રકારે પુદ્ગલ ભેદને પામે છે—

૧. સ્વયં પુદ્ગલો ભેદાય છે; ૨. પરથી પુદ્ગલો ભેદાય છે.

તેવી જ રીતે પરિશાટન, પરિપતન અને વિધ્વંસને પણ બે રીતે જ પામે છે.

[–સ્થા૦ ૮૨]

પ્રદેશ[1] એક છે; પરમાણુ એક છે.

[–સ્થા૦ ૪૫]

ત્રણ અચ્છેદ્ય છે—

૧. સમય; ૨. પ્રદેશ; ૩. પરમાણુ.

તેવી જ રીતે એ ત્રણે અભેદ્ય, અદાહ્ય, અગ્રાહ્ય, અનર્ધ, અમધ્ય, અપ્રદેશી, અને અવિભાજ્ય છે.

[–સ્થા૦ ૧૬૫]

## (૬) પુદ્ગલ વર્ગણાઓ[2]

### ૧

### [૧. દ્રવ્ય]

૧. પરમાણુ પુદ્ગલની વર્ગણા એક છે;

૨. દ્વિપ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;

૩. ત્રિપ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;

૪. ચતુઃપ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે.

૫. પંચપ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;

૬. ષટ્પ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;

---

૧. આ પુદ્ગલનો જ હોય એમ નથી; પણ પ્રસંગથી અહીં પરમાણુ સાથે મૂક્યો છે.

૨. 'ભગવતીસાર' પૃ. ૫૦૬.

૭. સપ્તપ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;
૮. અષ્ટપ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;
૯. નવપ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;
૧૦. દશ પ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;
૧૧. સંખ્યાત પ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;
૧૨. અસંખ્યાત પ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે;
૧૩. અનન્ત પ્રદેશી પુદ્ગલસ્કંધની વર્ગણા એક છે.

[૨. ક્ષેત્ર]

૧. એક પ્રદેશમાં રહેલા પુદ્ગલની વર્ગણા[1] એક છે;
૨–૧૨. બે પ્રદેશમાં રહેલા યાવત્ અસંખ્યાત પ્રદેશમાં રહેલા પુદ્ગલની વર્ગણા એક છે.[2]

[૩. કાલ]

૧. એક સમયની સ્થિતિવાળાં પુદ્ગલની વર્ગણા એક છે.
૨–૧૨. બે સમયની સ્થિતિવાળાં યાવત્ અસંખ્યાતસમયની સ્થિતિવાળાં પુદ્ગલની વર્ગણા એક છે.[3]

---

૧. અહીં ઉપર્યુક્ત પરમાણુ પુદ્ગલથી માંડી અનન્ત પ્રદેશી પુદ્ગલની તેરે પ્રકારની વર્ગણા સમજવી. પુદ્ગલનો એવો સ્વભાવ છે કે તેનો અનંતપ્રદેશી સ્કંધ હોય તો પણ તે એક પ્રદેશમાં સમાઈ શકે.

૨. અનન્ત પ્રદેશો લોકાકાશમાં સંભવતા જ નથી. પુદ્ગલો ધર્માસ્તિકાય વિના ગતિ કરી શકતા નથી; અને ધર્માસ્તિકાય માત્ર લોકાકાશમાં જ છે, તેથી તેની અવગાહના લોકાકાશમા જ સંભવે, એટલે અનન્તપ્રદેશમા રહેલા પુદ્ગલોની વર્ગણાનુ વર્જન છે.

૩. અહીં પુદ્ગલો પરમાણુરૂપે કે એકથી અસંખ્યાત સુધી પ્રદેશમાં સ્થિતિ કરનારરૂપે કે એક ગુણ કાળા આદિ રૂપે જેટલો સમય રહી શકે, તેના વિકલ્પો ગણાવ્યા છે. અનન્ત સમય સુધી ઉપર્યુક્ત રૂપે પુદ્ગલને રહેવાનો સંભવ જ નથી, માટે તે વિકલ્પ નથી ગણ્યો.

[૪. ભાવ]

૧. એક ગુણ કૃષ્ણ પુદ્ગલની વર્ગણા એક છે.

૨–૧૩. બેગુણ કૃષ્ણ યાવત્ અનંત ગુણ કૃષ્ણ પુદ્ગલની વર્ગણા એક છે.

તેવી રીતે બાકીના વર્ણ તથા ગંધ, રસ, સ્પર્શ વિષેની અનન્ત ગુણ સુધીની વર્ગણાઓ પણ સમજી લેવી.

[વર્ણ ૫+ગંધ+૨+રસ ૫+સ્પર્શ ૮=૨૦;
૨૦×૧૩ કૃષ્ણાવર્ણાદિ એક એકની=૨૬૦.]

૨

[૧ દ્રવ્ય]

૧. જઘન્યપ્રદેશી સ્કંધની એક વર્ગણા;
૨. ઉત્કૃષ્ટ પ્રદેશી સ્કંધની એક વર્ગણા;
૩. અજઘન્યોત્કૃષ્ટ પ્રદેશી સ્કંધની એક વર્ગણા.

[૨. ક્ષેત્ર]

૧. જઘન્ય પ્રદેશાવગાહી સ્કંધની એક વર્ગણા;
૨. ઉત્કૃષ્ટ પ્રદેશાવગાહી સ્કંધની એક વર્ગણા;
૩. અજઘન્યોત્કૃષ્ટ પ્રદેશાવગાહી સ્કંધની એક વર્ગણા.

[૩. કાલ]

૧. જઘન્યસ્થિતિવાળા સ્કંધની એક વર્ગણા;
૨. ઉત્કૃષ્ટ-સ્થિતિવાળા સ્કંધની એક વર્ગણા;
૩. અજઘન્યોત્કૃષ્ટ સ્થિતિવાળા સ્કંધની એક વર્ગણા.

[૪. ભાવ]

૧. જઘન્યગુણ કૃષ્ણ સ્કંધની એક વર્ગણા;
૨. ઉત્કૃષ્ટ ગુણ કૃષ્ણ સ્કંધની એક વર્ગણા;
૩. અજઘન્યોત્કૃષ્ટ ગુણ કૃષ્ણ સ્કંધની એક વર્ગણા.

તેવી જ રીતે બાકીના વર્ણ ૪, ગંધ ૨, રસ ૫, તથા સ્પર્શ ૮ વિષે પણ સમજી લેવું

[કૃષ્ણાદિ ૨૦×૩ વર્ગણા=૬૦.]

૩

[૧. ક્ષેત્ર]

૧. એક પ્રદેશાવગાહી પુદ્ગલો અનંત છે.

[૨. કાલ]

૨. એક સમય સ્થિતિવાળા પુદ્ગલો અનંત છે.

[૩. ભાવ]

૩–૨૨. એક ગુણ કૃષ્ણ પુદ્ગલો અનંત છે.

તેવી જ રીતે બાકીના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિષે પણ સમજી લેવું.

[–સ્થા૦ ૫૬]

૪

[૧. દ્રવ્ય]

૧. દ્વિપ્રદેશી સ્કંધ અનંત છે.

[૨. ક્ષેત્ર]

૨. દ્વિપ્રદેશાવગાહી પુદ્ગલ અનંત છે.

[૩. કાલ]

૩. દ્વિસમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[૪. ભાવ]

૪–૨૩. દ્વિગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે.

તેવી જ રીતે બાકીના વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શનું સમજી લેવું.

[–સ્થા૦ ૧૧૮]

૫

[દ્રવ્ય]

૧. ત્રિપ્રદેશી સ્કંધ અનંત છે.

[ક્ષેત્ર]

૨. ત્રિપ્રદેશાવગાહી પુદ્ગલ અનંત છે.

[કાલ]

૩. ત્રિસમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[ભાવ]

૪-૨૩. ત્રિગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે.

તેવી જ રીતે બાકીના વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ વિષે પણ સમજી લેવું.

[-સ્થા૦ ૨૩૪]

૬

[દ્રવ્ય]

૧. ચતુઃપ્રદેશી સ્કંધ અનંત છે.

[ક્ષેત્ર]

૨. ચતુઃપ્રદેશાવગાહી પુદ્ગલ અનંત છે.

[કાલ]

૩. ચતુઃસમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[ભાવ]

૪-૨૩. ચતુર્ગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે.

તેવી જ રીતે બાકીના વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ વિષે સમજી લેવું.

[-સ્થા૦ ૩૯૮]

૭

[દ્રવ્ય]

૧. પંચપ્રદેશી સ્કંધ અનંત છે.

[ક્ષેત્ર]

૨. પંચપ્રદેશાવગાહી પુદ્ગલ અનંત છે.

[કાલ]

૩. પંચસમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[ભાવ]

૪–૨૩. પંચગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે. તેવી જ રીતે બાકીના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિષે સમજી લેવું. [–સ્થા૦ ૪૭૪]

૮

[દ્રવ્ય]

૧. ષટ્પ્રદેશી સ્કંધ અનંત છે.

[ક્ષેત્ર]

૨. ષટ્પ્રદેશાવગાહી પુદ્ગલ અનંત છે.

[કાલ]

૩. ષટ્સમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[ભાવ]

૪–૨૩. ષટ્ગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે. તેવી જ રીતે બાકીના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિષે સમજી લેવું. [–સ્થા૦ ૫૪૦]

૯

[દ્રવ્ય]

૧. સપ્તપ્રદેશી સ્કંધ અનંત છે.

[ક્ષેત્ર]

૨. સપ્તપ્રદેશાવગાહી પુદ્ગલ અનંત છે.

[કાલ]

૩. સપ્તસમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[ભાવ]

૪–૨૩. સપ્તગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે.

તેવી જ રીતે બાકીના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિષે સમજી લેવું.

[–સ્થા૦ ૫૯૩]

૧૦

[દ્રવ્ય]

૧. અષ્ટપ્રદેશી સ્કંધ અનંત છે.

[ક્ષેત્ર]

૨. અષ્ટપ્રદેશાવગાહી પુદ્ગલ અનંત છે.

[કાલ]

૩. અષ્ટસમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[ભાવ]

૪–૨૩. અષ્ટગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે.

તેવી જ રીતે બાકીના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિષે સમજી લેવું.

[–સ્થા૦ ૬૬૦]

## ૧૧

[દ્રવ્ય]

૧. નવપ્રદેશી સ્કંધ અનંત છે.

[ક્ષેત્ર]

૨. નવપ્રદેશાવગાહી પુદ્ગલ અનંત છે.

[કાલ]

૩. નવસમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[ભાવ]

૪–૨૩. નવગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે.

તેવી જ રીતે બાકીના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિષે સમજી લેવું.

[–સ્થા૦ ૭૦૩]

## ૧૨

[દ્રવ્ય]

૧. દશપ્રદેશી સ્કંધ અનંત છે.

[ક્ષેત્ર]

૨. દશપ્રદેશાવગાહી પુદ્ગત અનંત છે.

[કાલ]

૩. દશસમયાશ્રિત પુદ્ગલ અનંત છે.

[ભાવ]

૪–૨૩. દશગુણકૃષ્ણ પુદ્ગલ અનંત છે.

તેવી જ રીતે બાકીના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિષે સમજી લેવું.

[–સ્થા૦ ૭૮૩]

## (૭) શબ્દાદિ

શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ;

શુભશબ્દ, અશુભશબ્દ;

સુરૂપ, કુરૂપ, દીર્ઘ, હ્રસ્વ, ગોળ, ત્રિકોણ, ચતુષ્કોણ, વિસ્તીર્ણ, પરિમંડલ;

કૃષ્ણ, નીલ, લોહિત, હરિદ્ર, શુકલ;

સુરભિગંધ, દુરભિગંધ;

તિક્ત, કટુક, કષાય, અમ્લ, મધુર;

કર્કશ, મૃદુ, ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રુક્ષ, અગુરુલઘુ, ગુરુલઘુ;— આ બધાં એક એક છે.

[–સ્થા૦ ૪૭]

કામગુણ પાંચ છે —

૧. શબ્દ; ૨. રૂપ; ૩. રસ; ૪. ગંધ; ૫. સ્પર્શ.

[–સ્થા૦ ૩૯૦, –સમ૦ ૫]

આ પાંચ સ્થાનમાં જીવો આસક્ત થાય છે, રક્ત થાય છે, મૂર્ચ્છિત થાય છે, ગૃદ્ધિવાળા થાય છે, લીન થાય છે અને નાશને પામે છે.

આ પાંચને બરાબર જાણ્યાં ન હોય, તેમને ત્યજ્યાં ન હોય, તો તે જીવને અહિતકર્તા, અશુભકર્તા, અસામર્થ્યકારી, અનિઃશ્રેયસકારી અને સંસારકારી થાય છે; પણ જો તે પાંચને બરાબર જાણ્યાં હોય, છોડયાં હોય, તો તે હિતકારી યાવત્ સિદ્ધિદાયી બને છે.

તે પાંચેને ત્યજવાથી સુગતિમાં જીવ જાય છે અને ન તજવાથી દુર્ગતિમાં જાય છે.

[–સ્થા૦ ૩૯૦]

આત્મા દેશથી અને સર્વથી શબ્દશ્રવણ કરે છે.

તેવી જ રીતે એ બન્ને પ્રકારે રૂપદર્શન કરે છે, ગંધને સૂંઘે છે, રસાસ્વાદ કરે છે, સ્પર્શનું પ્રતિસંવેદન કરે છે.

[–સ્થા૦ ૮૦]

શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ બબ્બે પ્રકારના છે.[1]—

૧. આત્ત અને અનાત્ત;
૨. ઇષ્ટ અને અનિષ્ટ;
૩. કાન્ત અને અકાંત;
૪. પ્રિય અને અપ્રિય;
૫. મનોજ્ઞ અને અમનોજ્ઞ;
૬. મન-આમ અને અમનઆમ.

[–સ્થા૦ ૮૩]

શબ્દ બે પ્રકારનો છે—

૧. ભાષાશબ્દ[2]; ૨. નોભાષાશબ્દ.[3]

(૧) ભાષાશબ્દના બે ભેદ છે—

૧. અક્ષરસંબદ્ધ—અકારાદિ વર્ણરૂપ;
૨. નોઅક્ષરસંબદ્ધ—વર્ણરૂપ નહિ એવી અવ્યક્ત ભાષા.

૧. આતોદ્યશબ્દ—પટહાદિનો શબ્દ;
૨. નોઆતોદ્ય શબ્દ—વંશસ્ફોટાદિનો રવ.

---

૧. આવા જ ભેદો પુદ્ગલના પણ છે—જુઓ પૃ૦ ૫૩૨.

૨. જીવને ભાષાપર્યાપ્તિ નામનું નામકર્મ હોય છે; તેના ઉદયથી તે પોતાની સમીપમાં રહેલા ભાષાવર્ગણાના પુદ્ગલોને ગ્રહીને ભાષારૂપે પરિણાવે છે, તે ભાષા. એટલે કે મનુષ્યની અક્ષરાત્મક વ્યક્ત, અને જેમાં અકારાદિ વર્ણનો વિવેક નથી તેવી પશુ વગેરેની અવ્યક્ત વ્યંજના તે ભાષા. જુઓ ભગ૦ પૃ. ૩૬૨, ૧૫૮.

૩. જીવનો નહીં પણ અજીવનો શબ્દ તે નોભાષા.

§ આતોદ્યશબ્દના બે ભેદ છે—

अ. તત (જે વાદ્યને ચામડું કે તાર બાંધ્યા હોય તેવા વાદ્યનો શબ્દ[1]);

आ. વિતત (તેથી વિપરીત તે).

(अ.) તતના બે પ્રકાર છે—

૧. ઘન (તાંતનો શબ્દ);

૨. શુષિર (વીણા અને ઢોલ વગેરેનો).

(आ.) વિતતના પણ તે જ બે ભેદ છે. (અર્થાત ક્રમશ: ભાણક અને કાહલનો – ટીકા૦)

§ નોઆતોદ્ય શબ્દના બે ભેદ છે—

अ. ભૂષણશબ્દ (નુપૂરાદિનો); आ. નોભૂષણશબ્દ.

(अ) નોભૂષણ શબ્દના બે ભેદ છે—

૧. તાલશબ્દ – તાળીનો શબ્દ;

૨. લત્તિઆશબ્દ – લાતનો શબ્દ.

[ઝાલર પણ આનો અર્થ થાય; પણ ઝાલરને વાદ્ય ન ગણવામાં આવે, તો તેનો શબ્દ અહીં સમજવો.]

[–સ્થા૦ ૮૧]

-

શબ્દના દશ ભેદ છે—

૧. નિર્હારી — ઘોષવાળો શબ્દ, જેમકે ઘંટનો;

૨. પિણ્ડિમ — ઘોષ વિનાનો–ઢોલ વગેરેનો;

૩. રુક્ષ — કાગડા વગેરેનો;

૪. ભિન્ન — કોઢ વગેરે રોગથી ભાષામાં તોતડાપણું આવે છે તે;

---

૧. સામાન્ય રીતે તો ચામડુ-લપેટ્યું હોય તેવાં મૃદંગ ઢોલ આદિ જ તત કહેવાય; તાર બાંધવામાં આવ્યો હોય તેવા વાદ્યો વિતત કહેવાય; ઝાલર વગેરેને ઘન કહેવાય; ફૂંકીને વગાડાય તેવા શંખ આદિને શુષિર કહેવાય. પણ ઉપર બધે કૌંસમા જણાવેલા વિશેષ અર્થ સમજવાના છે.

૫. જર્જરિત — વીણા વગેરેનો;
૬. દીર્ઘ — મેઘધ્વનિ-અથવા દીર્ઘવર્ણાશ્રિત;
૭. હ્રસ્વ — દૂર ન સંભળાય તેવો અથવા હ્રસ્વ વર્ણાશ્રિત;
૮. પૃથક્ત્વ — અનેક ભિન્ન ભિન્ન સ્વરોનું સંમિશ્રણ;
૯. કાકણી — કોયલનો સ્વર;
૧૦. કિંકિણીસ્વર — ઘંટડીનો સ્વર. [-સ્થા૦ ૭૦૫]

શબ્દોત્પત્તિ બે પ્રકારે છે —
૧. પુદ્ગલોના સંઘાતથી; ૨. પુદ્ગલોના ભેદથી. [-સ્થા૦ ૮૧]

સ્પર્શ આઠ છે.—
૧. કર્કશ; ૨. મૃદુ; ૩. ગુરુ; ૪. લઘુ; ૫. શીત; ૬. ઉષ્ણ; ૭. સ્નિગ્ધ; ૮. રૂક્ષ. [-સ્થા૦ ૫૯૯]

વર્ણ પાંચ છે —
૧. કૃષ્ણ; ૨. નીલ; ૩. લોહિત; ૪. હરિદ્ર; ૫. શુક્લ.

રસ પાંચ છે —
૧. તિક્ત; ૨. કટુક; ૩. કષાય; ૪. અમ્લ; ૫. મધુર. [-સ્થા૦ ૩૯૦]

વિષપરિણામ છ પ્રકારનો છે —
૧. દષ્ટ — વીંછી વગેરે ઝેરી જંતુ કરડવાથી જે ઝેર ચડે છે તે;
૨. ભુક્ત — ઝેર ખાધું હોય અને ચડે તે;
૩. નિપતિત;[1]

---

[1] ૧. ચામડી પર પડ્યુ હોય તે અથવા દૃષ્ટિવિષ.

૪. માંસાનુસારી[2]
૫. શોણિતાનુસારી;
૬. અસ્થિમિંજાનુસારી.

[-સ્થા૦ ૫૩૩]

## ટિપ્પણ

**૧. ધર્માસ્તિકાયના દેશપ્રદેશ :**

અખંડ ધર્માસ્તિકાયરૂપ સ્કંધ તે આ પ્રથમ ભેદ. ધર્માસ્તિકાયના પુદ્ગલસ્કંધની જેમ અનેક જુદા જુદા સ્કંધ હોતા નથી; પણ એ અખંડ ધર્માસ્તિકાયમાં કોઈ એક ખંડની કલ્પના કરી શકાય છે અને તે કલ્પિત અંશને ધર્માસ્તિકાયનો દેશ કહી શકાય; આ બીજો ભેદ. એ જ અખંડ ધર્માસ્તિકાયનો અવિભાજ્ય અંશ કલ્પવામાં આવે તે પ્રદેશરૂપ ધર્માસ્તિકાય કહેવાય; આ ત્રીજો ભેદ છે. આવા અસંખ્યાત પ્રદેશોની ધર્માસ્તિકાયમા કલ્પના થઈ શકે છે તેથી ધર્માસ્તિકાયને અસંખ્યાતપ્રદેશી સ્કંધ કહેવાય છે. આ જ પ્રમાણે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય વિષે પણ સમજવું.

**૨. અદ્ધાસમય :**

અદ્ધાસમય એટલે કાળ. કાળના સમયોનો સમૂહ બની શકે નહી માટે તેને અસ્તિકાય-પ્રદેશસમૂહરૂપ કહેવામાં નથી આવતો. કાળનું માપ સૂર્યની ગતિ ઉપરથી નીકળે છે; એટલે મનુષ્યક્ષેત્રમાં જ્યાં સૂર્ય ગતિ કરે છે ત્યાં જ કાળના દિવસ, સપ્તાહ, માસ ઇત્યાદિરૂપ વ્યવહારની પ્રસિદ્ધિ છે. મનુષ્યક્ષેત્રની બહાર સૂર્ય સ્થિર હોવાથી ત્યાં કાળનું માપ લેવુ અસંભવિત છે. પણ જો ત્યાંના જીવોને કાળનો વ્યવહાર કરવો જ હોય, તો મનુષ્યક્ષેત્રના કાળવ્યવહાર પ્રમાણે જ કરી શકે છે; અન્યથા નહિ. મનુષ્યક્ષેત્ર અને તેની બહારના સૂર્યો જુદા માનવામાં આવ્યા છે એ ધ્યાનમા રાખવું જોઈએ. ભગવતીસૂત્રમાં કાલના ચાર ભેદનું વર્ણન છે. -જુઓ 'ભગવતીસાર' પૃ૦ ૨૧૨.

---

૨. આ માંસાનુસારી વગેરે ત્રણ ભેદો કાર્યભેદથી છે. માંસમા ઊતરી જાય તે માંસાનુસારી, લોહીમા ઊતરી જાય તે શોણિતાનુસારી અને હાડકામાં પણ પહોંચી જાય તે અસ્થિમિંજાનુસારી.

**૩. સમયક્ષેત્ર :**

મનુષ્યલોકને સમયક્ષેત્ર કહેવામાં આવે છે તે એટલા માટે કે તેમા સૂર્યની ગતિ પરથી કાળનું માપ કાઢી તેના દિવસ, માસ, વર્ષ આદિરૂપે કાળનો વ્યવહાર થાય છે. જબૂદ્વીપ, તેની ફરતો લવણસમુદ્ર, અને તેની ફરતો ધાતકીખડ અને તેની ફરતો કાલોદધિસમુદ્ર અને તેની ફરતો પુષ્કરવરદ્વીપ છે. તે પુષ્કરવરદ્વીપને માનુષોત્તર પર્વત બે ભાગમાં વહેચી નાખે છે. એટલે જબૂદ્વીપ, લવણસમુદ્ર, ધાતકીખંડ, કાલોદધિસમુદ્ર અને તેના ફરતો અર્ધો પુષ્કરવરદ્વીપ એટલું ક્ષેત્ર તે સમય-ક્ષેત્ર કહેવાય છે આને અઢીદ્વીપ પણ કહેવામા આવે છે.

**૪. અવમરાત્ર પર્વ :**

અમાસ અને પૂર્ણિમા એ પર્વ કહેવાય છે. એટલે જે પક્ષ—પખવાડિયામાં તે હોય તે પણ પર્વ કહેવાય. અહી તૃતીય પર્વથી આષાઢનું કૃષ્ણપક્ષ સમજવું. તેમાં ક્રમશ: દિવસની હાનિ થાય છે અને રાત્રિ વધે છે. સપ્તમ પર્વ એટલે ભાદરવા મહિનાનુ કૃષ્ણપક્ષ. તેમા પણ ક્રમશ: દિવસ ઘટે છે. અગિયારમું પર્વ એટલે કાર્તક માસનુ કૃષ્ણપક્ષ. તેમા પણ ક્રમશ દિવસ ઘટે છે અને રાત્રિ વધે છે. તે જ પ્રમાણે એક એક માસ છોડીને કૃષ્ણપક્ષ સમજવાના છે. એટલે કે પદરમા વગેરે પર્વનો અર્થ ક્રમશ પોષ, ફાગણ અને વૈશાખ કૃષ્ણપક્ષ સમજવો.

**૫. અતિરાત્ર પર્વ :**

નીચે જણાવેલાં ચતુર્થ આદિ પર્વોમાં રાત્રિ ઘટે છે અને દિવસ વધે છે. અહી ચતુર્થપર્વનો અર્થ છે—આષાઢનુ શુક્લપક્ષ. તેમાં રાત્રિ ઘટીને દિવસ વધવા માંડે છે. આઠમું આદિ પર્વનો અર્થ ક્રમશ ભાદ્રપદ, કાર્તક, પોષ, ફાગણ અને વૈશાખનું શુક્લપક્ષ સમજવો. તે તે પક્ષોમાં દિવસ વધે છે અને રાત્રિ ઘટે છે.

**૬. ચંદ્ર સંવત્સર :**

ચદ્ર સવત્સરમાં બાર માસ અને છ ઋતું હોય છે, અને $૩૫૪\frac{૧૨}{૬૨}$ દિવસો હોય છે. ચદ્રમાસ કૃષ્ણ પ્રતિપદાથી શરૂ થઈ શુક્લ પૂર્ણિમાએ પૂર્ણ થાય છે અને તે $૨૯\frac{૩૨}{૬૨}$ અહોરાત્રનો ગણાય છે. તેના બમણા કરતાં એક ઋતુના દિવસ $૫૯\frac{૨}{૬૨}$ થાય. પણ અહી $\frac{૨}{૬૨}$ ની વિવક્ષા ન કરીને માત્ર ૫૯ અહોરાત્ર જણાવ્યા છે, એમ સમજવું.

**૭. યુગસંવત્સરના ભેદ :**

જે ક્રમે અહીં ચંદ્રાદિ સંવત્સર જણાવ્યા છે, તે જ ક્રમે એક યુગમાં ક્રમશઃ વર્ષ આવે છે. ચંદ્ર સંવત્સર ૨૯ ૩૨/૬૨ અહોરાત્રનો એક માસ એવા બાર માસે પૂર્ણ થાય છે; એટલે તેના ૩૫૪ ૧૨/૬૨ દિવસ થાય. બીજું ચંદ્રવર્ષ પણ તેટલા જ દિવસનું થાય અને ત્યાર પછી અભિવર્ધિત સંવત્સર બેસે. તે ૩૧ ૧૨૧/૧૨૪ અહોરાત્રનો એક માસ એવા બાર માસે પૂર્ણ થાય છે. એટલે તેના ૩૮૩ ૪૪/૬૨ અહોરાત્ર થાય. ત્યાર પછી ૩૫૮ ૧૨/૬૨ દિવસનો ચંદ્ર સંવત્સર બેસે. તે પૂરો થાય એટલે વળી ૩૮૩ ૪૪/૬૨ દિવસનો અભિવર્ધિત સંવત્સર બેસે. તે પૂરો થાય એટલે એક યુગ પૂરો થયો કહેવાય. તેના બધા મળી દિવસો ૧૮૩૦ થાય. અભિવર્ધિત સંવત્સરમાં અધિક માસ આવે છે તેથી તે અભિવર્ધિત કહેવાય છે.

**૮. બદ્ધ અને નોબદ્ધ પાર્શ્વસ્પૃષ્ટ :**

ગંધવાળાં પુદ્ગલો જ્યાં સુધી નાકમાં જઈને ચોટી જાય નહી, ત્યાં સુધી ગંધ આવે નહી; તે જ પ્રમાણે પુદ્ગલ શરીરને ચોંટે નહી, ત્યાં સુધી તેની શીતલતા કે તેની ઉષ્ણતાનું ભાન થાય નહિ. તે જ પ્રમાણે રસનું ભાન જીભ વડે જો રસયુક્ત પદાર્થ જીભે ચોંટે તો જ થાય. આ ત્રણ ઇન્દ્રિયોના વિષયભૂત પદાર્થો બદ્ધ-પાર્શ્વ-સ્પૃષ્ટ કહેવાય છે; કારણ તેમાં શરીરના ભાગમાં સ્પર્શ અને બદ્ધતા એટલે કે ગાઢતર આશ્લેષ આવશ્યક છે. પણ શબ્દ માટે તેમ નથી. શબ્દપુદ્ગલનો માત્ર કાન સાથે સ્પર્શ આવશ્યક છે. તેનો ગાઢતર આશ્લેષ — બદ્ધતા — આવશ્યક નથી. તેથી શબ્દ પુદ્ગલને નોબદ્ધપાર્શ્વસ્પૃષ્ટ કહી શકાય. આમાં નિષેધ બદ્ધતાનો ગણવો, સ્પર્શનો નહી. વળી આંખના વિષયભૂત પુદ્ગલો પણ નોબદ્ધ પાર્શ્વસ્પૃષ્ટ કહેવાય; કારણ તે પુદ્ગલનો તો આંખ સાથે સ્પર્શ તેમજ ગાઢતર આશ્લેષ આવશ્યક જ નથી. કારણ, આંખ દૂર પડેલા પદાર્થને જોઈ શકે છે. આમાં નિષેધ સ્પર્શ અને બદ્ધતા એ બન્નેનો છે તેથી તે પણ નોબદ્ધપાર્શ્વસ્પૃષ્ટ કહેવાય. આ વિભાગ ઇન્દ્રિય-વિષયની અપેક્ષાએ કર્યો છે. પણ તે જ પ્રમાણે પુદ્ગલોનો જીવ સાથે અને પરસ્પર સ્પર્શ અને બદ્ધતા હોય કે ન હોય તે પરથી પણ તેમનો બદ્ધ-પાર્શ્વ-સ્પૃષ્ટ અને નોબદ્ધ-પાર્શ્વસ્પૃષ્ટ એવો વિભાગ થઈ શકે છે.

# ૧

# લોક-અલોક

## ૧. લોક અને અલોકના પ્રકારો

લોક એક છે.[૧]

[–સ્થા૦ ૫; –સમ૦ ૧]

અલોક એક છે.

[–સ્થા૦ ૬,–સમ૦ ૧.]

પ્ર૦ — લોક કોને કહેવો?

ઉ૦ — જીવ અને અજીવ એ લોક છે.[૨]

પ્ર૦ — લોકમાં અનન્ત શું છે?

ઉ૦ — જીવ અને અજીવ.

પ્ર૦ — લોકમાં શાશ્વત શું છે?

ઉ૦ — જીવ અને અજીવ.[૩]

[–સ્થા૦ ૧૦૩]

લોકના ત્રણ પ્રકાર છે —

૧. નામલોક (કોઈ જીવ કે અજીવનું લોક એવું નામ હોય તે);

૨. સ્થાપનાલોક (લોકનું ચિત્ર તે);

---

૧. ચૌદ રજ્જુ પ્રમાણ લોક વિષે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧

૨. પંચાસ્તિકાયરૂપ લોક કહેવાય છે. અને પંચાસ્તિકાય એ જીવ અને અજીવરૂપ છે તેથી અહીં જીવ અને અજીવને લોક કહ્યો છે.

૩. જીવ અને અજીવને દ્રવ્યાર્થિક દૃષ્ટિથી શાશ્વત સમજવા જોઈએ. પર્યાયદૃષ્ટિથી તો તે બન્ને અશાશ્વત જ છે.

૩. દ્રવ્યલોક (જીવાજીવ દ્રવ્યો).

લોકના ત્રણ પ્રકાર[1] છે—

૧. જ્ઞાનલોક; ૨. દર્શનલોક; ૩. ચારિત્રલોક.

લોકના ત્રણ પ્રકાર[2] છે—

૧. ઊર્ધ્વલોક; ૨. અધોલોક; ૩. તિર્યગ્લોક.

[–સ્થા૦ ૧૫૩]

## ૨. પરસ્પર વિરોધીનો સમાવેશ

લોકમાં જે કાંઈ છે તેનું વિરોધી પણ છે; જેમ કે—

૧. જીવ અને અજીવ; ૨. ત્રસ અને સ્થાવર; ૩. સયોનિક–સંસારી અને અયોનિક–સિદ્ધ; ૪. આયુષ અને અનાયુષ; ૫. સેન્દ્રિય અને અનિન્દ્રિય; ૬. સવેદ અને અવેદ; ૭. સરૂપી અને અરૂપી; ૮. સપુદ્ગલ અને અપુદ્ગલ; ૯. સંસારાપન્ન અને અસંસારસમાપન્ન; ૧૦. શાશ્વત અને અશાશ્વત; ૧૧. આકાશ અને અનાકાશ; ૧૨. ધર્મ અને અધર્મ; ૧૩. બંધ અને મોક્ષ; ૧૪. પુણ્ય અને પાપ; ૧૫. આસ્રવ અને સંવર; ૧૬. વેદના અને નિર્જરા.

[–સ્થા૦ ૫૭–૫૯]

---

૧. આ ત્રણ ભેદો તે સામાન્ય લોકના ન સમજવા પણ ભાવલોકના સમજવા. તૃતીય સ્થાન પ્રસ્તુત હોવાથી આ પ્રમાણે ભાવલોકને જુદો પાડી તેના ત્રણ ભેદ કહ્યા છે. અન્યથા નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એમ લોકના ચાર ભેદ થાય. ઔદયિકાદિ છ ભાવોને ભાવલોક કહેવામાં આવે છે. અહીં બતાવેલાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર પણ યથાયોગ્ય ક્ષાયિકાદિ ભાવોમા જ અંતર્ભૂત હોવાથી તેમને ભાવલોક કહ્યાં છે.

૨. આ ભેદો ક્ષેત્રલોકના છે.

## ૩. લોકની સ્થિતિ-વ્યવસ્થા[1]

લોકસ્થિતિ ત્રણ પ્રકારે છે.—

૧. આકાશ પર વાયુ; ૨. વાયુ પર ઉદધિ; ૩. ઉદધિ પર પૃથ્વી (રત્નપ્રભા આદિ.)

[–સ્થા૦ ૧૬૩]

લોકસ્થિતિ ચાર પ્રકારે છે—

૧–૩. ઉપર પ્રમાણે; ૪. પૃથ્વી પર[2] ત્રસ અને સ્થાવર જીવો છે.

[–સ્થા૦ ૨૮૬]

લોકસ્થિતિ છ પ્રકારે છે—

૧–૪. ઉપર પ્રમાણે; ૫. જીવના આધારે અજીવ;[3] ૬. કર્મના આધારે જીવ.[4]

[–સ્થા૦ ૪૯૮]

લોકસ્થિતિ આઠ પ્રકારે છે.—

૧–૬. ઉપર પ્રમાણે; ૭. અજીવ જીવસંગૃહીત છે;[5] ૮. જીવ કર્મસંગૃહીત છે.[6]

[–સ્થા૦ ૬૦૦]

---

૧ બૌદ્ધ માન્યતા અંગુત્તરમાં (૮-૭૦) આ જ શબ્દોમા આપી છે.

૨. દેવવિમાનવાસી દેવો વગેરે ત્રસ પ્રાણીઓ પૃથ્વી ઉપર નથી રહેતા. સ્થાવર પણ પૃથ્વી પર બાદર સમજવા જોઈએ; કારણ કે સૂક્ષ્મ સ્થાવર તો સકલ લોકમા છે.

૩. બધા અજીવો જીવને આધારે નથી રહેતા, પણ ઔદારિકાદિ પુદ્ગલો જ રહે છે.

૪. જ્ઞાનાવરણાદિ કર્મને આધારે જીવો રહે છે. પ્રાયઃ જીવો કર્મ વિના નથી હોતા. આ પૃથ્વી ઉપર રહેતા જીવો વિષે આ સમજવું; સિદ્ધ વિષે નહી.

૫. જીવોએ અજીવનો સ્વીકાર કરેલો છે. અજીવ વિના કોઈ પણ વ્યવહાર જીવથી શક્ય જ નથી.

૬. અર્થાત્ જીવો કર્મથી બદ્ધ છે.

લોકસ્થિતિ દશ પ્રકારે છે—

૧. જીવો વારંવાર મરીને ત્યાંના ત્યાં જ ઉત્પન્ન થાય છે;

૨. જીવો નિરંતર હમેશાં પાપકર્મ કરતા જ રહે છે;

૩. જીવો નિરંતર હંમેશાં મોહનીય કર્મ બાંધે છે;

૪. ત્રણે કાળમાં જીવ અજીવ થઈ નથી જતા અને અજીવો જીવ નથી થઈ જતા;

૫. ત્રણે કાળમાં ત્રસ અને સ્થાવર જીવો વિચ્છિન્ન નથી થતા;

૬. ત્રણે કાળમાં એવું નથી થતું કે લોક અલોક બની જાય કે અલોક લોક બની જાય;

૭. ત્રણે કાળમાં એવું નથી બનતું કે લોક અલોકમાં પ્રવેશે કે અલોક લોકમાં પ્રવેશે;

૮. જ્યાં સુધી (જેટલામાં) જીવ છે ત્યાં સુધી (તેટલો) લોક છે અને જ્યાં સુધી લોક છે ત્યાં સુધી જીવો પણ છે;

૯. જેટલામાં જીવ અને પુદ્ગલ ગતિ કરી શકે છે તેટલો લોક છે. જેટલો લોક છે તેટલામાં જીવ અને પુદ્ગલો ગતિ કરી શકે છે;

૧૦. લોકાંતના બધા ભાગમાં બીજા રૂક્ષના સંયોગ વિનાના પુદ્ગલોને રૂક્ષ કરી નાખવામાં આવે છે જેથી જીવો અને પુદ્ગલો લોક બહાર જઈ શકતા નથી.

[–સ્થા૦ ૭૦૪]

ચાર કારણે જીવો અને પુદ્ગલો લોકની બહાર જઈ શકતા નથી—

૧. ગતિનો અભાવ[1]; ૨. સહાયકનો અભાવ[2]; ૩. રુક્ષ હોવાથી[3]; ૪. લોકસ્વભાવને કારણે.[4]

[–સ્થા ૩૩૭]

## ૪. વિવિધ

ચાર અસ્તિકાયથી લોક સ્પૃષ્ટ–વ્યાપ્ત છે—

૧. ધર્માસ્તિકાય; ૨. અધર્માસ્તિકાય; ૩. જીવાસ્તિકાય; ૪. પુદ્ગલાસ્તિકાય.

ચાર ઉત્પન્ન થતી બાદરકાયથી લોક સ્પૃષ્ટ છે—

૧. પૃથ્વીકાય; ૨. અપ્કાય; ૩. વાયુકાય; ૪. વનસ્પતિકાય.

[–સ્થા૦ ૩૩૩]

અધોલોકમાં પાંચ બાદર છે—

૧. પૃથ્વીકાય; ૨. અપ્કાય; ૩. વાયુકાય; ૪. વનસ્પતિકાય. ૫. સ્થૂલ ત્રસ પ્રાણ.

ઊર્ધ્વલોકમાં પણ તે જ પાંચ બાદર છે.

તિર્યગ્લોકમાં પાંચ બાદર છે—

૧. એકેન્દ્રિય; ૨. દ્વીન્દ્રિય; ૩. ત્રીન્દ્રિય; ૪. ચતુરિન્દ્રિય; ૫. પંચેન્દ્રિય.

[–સ્થા૦ ૪૪૪]

---

૧. જીવ અને પુદ્ગલનો એવો સ્વભાવ જ છે કે તેઓ લોકની બહાર અલોકમા ગતિ કરી શકતા જ નથી.

૨. જીવ અને પુદ્ગલનો ગતિસ્વભાવ છે છતાં તે ધર્માસ્તિકાયની સહાયથી ગતિ કરે છે. લોક બહાર ધર્માસ્તિકાય નથી એટલે સહાયક ન મળવાથી ગતિ થતી નથી.

૩. લોકાન્તે જઈને પુદ્ગલો એટલા બધા રૂક્ષ થઈ જાય છે કે તે આગળ ગમન કરી શકતા નથી. જીવ પણ કર્મ પુદ્ગલ સહિત હોવાથી ગતિ કરી શકે નહિ.

૪. લોકની મર્યાદા જ એ છે કે તેની અંદર જ ગતિ શક્ય બને.

અધોલોકમાં પાંચ મહાનરક છે—

૧. કાલ; ૨. મહાકાલ; ૩. રૌરવ; ૪. મહારૌરવ; ૫. અપ્રતિષ્ઠાન.

ઊર્ધ્વલોકમાં પાંચ મહાવિમાન છે—

૧. વિજય; ૨. વૈજયંત; ૩. જયંત; ૪. અપરાજિત; ૫. સર્વાર્થસિદ્ધ.

[-સ્થા૦ ૪૫૧]

અધોલોકમાં પાંચ મહાનરક છે—

૧. કાલ; ૨. મહાકાલ; ૩. રૌરવ ૪. મહારૌરવ ૫. અપ્રતિષ્ઠાન.

ઊર્ધ્વ લોકમાં પાંચ મહાવિમાન છે—

૧. વિજય; ૨. વૈજયંત; ૩. જયંત; ૪. અપરાજિત; ૫. સર્વાર્થસિદ્ધ.

[-સ્થા૦ ૬૫૧]

ઊર્ધ્વલોકમાં અધોલોકમાં અને તિર્યગ્લોકમાં બે શરીરવાળા (બે ભવમાં પ્રાપ્ત થતા શરીરવાળા) જીવો ચાર છે.

૧. પૃથ્વીકાયિક; ૨. અપ્કાયિક; ૩. વનસ્પતિકાયિક; ૪. સ્થૂલત્રસકાયિક (અહીં પંચેન્દ્રિય સમજવા).

[-સ્થા ૩૨૯]

અધોલોકમાં ચારથી અંધકાર થાય છે—

૧. નરક;[1] ૨. નારકો;[1] ૩. પાપકર્મ;[2] ૪. અશુભ પુદ્ગલ[3].

---

૧. આ બન્ને કૃષ્ણરૂપ હોવાથી અંધારું કરે જ.

૨. જ્ઞાનાવરણ, મિથ્યાત્વ એ બધા કર્મપુદ્ગલો અજ્ઞાન રૂપી ભાવાન્ધકાર કરે છે.

૩. અશુભપુદ્ગલો અંધકારરૂપે પરિણમે છે તે.

તીરછા લોકમાં ચારથી પ્રકાશ[1] થાય છે—

૧. ચંદ્રો; ૨. સૂર્યો; ૩. મણિ; ૪. જ્યોતિ – અગ્નિ.

ઊર્ધ્વ લોકમાં ચારથી પ્રકાશ થાય છે—

૧. દેવો; ૨. દેવીઓ; ૩. વિમાન; ૪. આભરણ

આ ત્રણ મહાન છે—

૧. જંબૂદ્વીપના પર્વતોમાં મેરુ;

૨. સમુદ્રોમાં સ્વયંભૂરમણ;

૩. કલ્પોમાં બ્રહ્મલોક.

[–સ્થા૦ ૨૦૫]

ચારે દિશા અને વિદિશાની અપેક્ષાએ આ ત્રણ સમપ્રમાણ છે—

(૧) ૧. અપ્રતિષ્ઠાન નરક,[2] ૨. જંબૂદ્વીપ; ૩. સર્વાર્થસિદ્ધમહાવિમાન.

(૨) ૧. સીમન્તક નરક;[3] ૨. સમયક્ષેત્ર – મનુષ્યલોક; ૩. ઈષત્પ્રાગ્ભારા પૃથ્વી.

[–સ્થા૦ ૧૪૮]

---

૧. અંગુત્તરમા આભા, પ્રભા, આલોક, અવભાસ, પ્રજ્યોત—એ પ્રત્યેકના ચાર પ્રકાર બતાવ્યા છે—તે આ ૧. ચન્દ્ર, ૨. સૂર્ય, ૩. અગ્નિ, ૪. પ્રજ્ઞા. (–અગુત્તર૦ ૪. ૧૪૧–૧૪૫)

૨. આ પ્રથમના ત્રણનો વિસ્તાર લાખ લાખ યોજન છે. સાતમી નરકમા પાચ નરકાવાસ છે, તેમાનો વચલો નરકાવાસ અપ્રતિષ્ઠાન નરકાવાસ છે. બધા દ્વીપ અને સમુદ્રોની વચમાં આવેલો દ્વીપ જબૂદ્વીપ છે. અને પાંચ અનુત્તરવિમાનમાંનુ વચલું સર્વાર્થસિદ્ધ વિમાન છે.

૩. આ ત્રણેનું પ્રમાણ ૪૫ લાખ યોજન છે. પ્રથમ નરકના પ્રથમ પ્રસ્તરમા સીમન્તક નરકાવાસ છે. જબૂદ્વીપથી માંડી પુષ્કરવરાર્ધદ્વીપ સુધીનું ક્ષેત્ર મનુષ્યક્ષેત્ર છે અને સિદ્ધશિલાનું જ બીજુ નામ ઈષત્પ્રાગ્ભારા પૃથ્વી છે.

લોકમાં આ ચાર સમપ્રમાણ છે—

(૧) ૧. અપ્રતિષ્ઠાન નરક;[1] ૨. જંબૂદ્વીપ; ૩. પાલક-યાન વિમાન;[2] ૪. સર્વાર્થસિદ્ધ મહાવિમાન.

(૨) ૧. સીમન્તક નરક;[3] ૨. સમયક્ષેત્ર – મનુષ્યલોક; ૩. ઉડુવિમાન[4] ૪. ઈષિત્પ્રાગ્ભારા પૃથ્વી;

[–સ્થા૦ ૩૨૮]

અધોલોકમાં રહેનારી આઠ દિશાકુમારી મહત્તરિકાઓ છે —

૧. ભોગંકરા; ૨. ભોગવતી; ૩. સુભોગા; ૪. ભોગમાલિની; ૫. સુવત્સા; ૬. વત્સમિત્રા; ૭. વારિષેણા; ૮. બલાહકા.

ઊર્ધ્વલોકમાં રહેનારી આઠ દિશાકુમારી મહત્તરિકાઓ છે —

૧. મેઘકંરા; ૨. મેઘવતી; ૩. સુમેઘા; ૪. મેઘમાલિની; ૫. તોયધારા; ૬. વિચિત્રા; ૭. પુષ્પમાલા; ૮. અનિંદિતા.

[–સ્થા૦ ૬૪૩]

પૃથ્વી આઠ છે —

૧–૭. રત્નપ્રભા — તમતમા; ૮. ઈષિત્પ્રાગભારા.

ઈષિત્પ્રાગભારા પૃથ્વીનો આઠ યોજન જેટલો મધ્યભાગ ૮ યોજન જાડો છે.

---

૧. આ પ્રથમનાં ચાર એક લાખયોજન વિસ્તૃત છે.

૨. સૌધર્મના ઇન્દ્ર માટે પાલક નામના દેવે બનાવેલુ વિમાન. આ વિમાન શાશ્વત નથી.

૩. આ ચારનું માપ સરખું ૪૫ લાખ યોજન પ્રમાણ છે.

૪. આ વિમાન સૌધર્મના પ્રથમ પ્રસ્તરમાં આવેલું છે'

ઈષત્પ્રાગ્ભારાનાં નામ આઠ છે—

૧. ઈષત્; ૨. ઈષત્પ્રાગ્ભારા; ૩. તનુ; ૪. તનુ તનુ; ૫. સિદ્ધિ; ૬. સિદ્ધાલય; ૭. મુક્તિ; ૮. મુક્તાલય.

[–સ્થા૦ ૬૪૮]

પ્રત્યેક પૃથ્વી બધી તરફથી ત્રણ વલયથી ઘેરાયેલી છે—

૧. ઘનોદધિવલય; ૨. ઘનવાતવલય; ૩. તનુવાતવલય.

[–સ્થા૦ ૨૨૪]

બધા ઘનોદધિ ૨૦ હજાર યોજન વિસ્તૃત છે.

[–સમ૦ ૨૦]

જંબૂદ્વીપના મેરુ પર્વતની દક્ષિણે આ રત્નપ્રભા પૃથ્વીમાં અતિનિકૃષ્ટ છ મહાનરક છે—

૧. લોલ; ૨. લોલુક; ૩. ઉદ્દગ્ધ; ૪. નિર્દગ્ધ; ૫. જરત; ૬. પર્જરત.

ચોથી પંકપ્રભા પૃથ્વીમાં છ અતિનિકૃષ્ટ મહાનરક છે—

૧. આર; ૨. વાર; ૩. માર; ૪. રોર; ૫. રૌરવ; ૬. ખાડખડ.

[–સ્થા૦ ૫૧૫]

પૃથ્વીના એક ભાગમાં ધરતીકંપનાં ત્રણ કારણો છે—

૧. આ રત્નપ્રભા પૃથ્વી નીચે સ્થૂલ પુદ્ગલો પડે તો;

૨. કોઈ મહેશ નામનો મહોરગ પૃથ્વી નીચે કૂદાકૂદ કરે તો;

૩. નાગકુમાર અને સુવર્ણકુમારનું પૃથ્વી નીચે યુદ્ધ થાય તો.

આખી પૃથ્વીમાં ધરતીકંપનાં ત્રણ કારણો છે[1] —

૧. પૃથ્વી નીચેનો ઘનવાત વ્યાકુલ થાય અને તેથી ઘનોદધિ સમુદ્રમાં તોફાન મચે;

૨. કોઈ મહેશ નામનો મહોરગ દેવ પોતાનું સામર્થ્ય કોઈ શ્રમણબ્રાહ્મણને દેખાડવા માટે પૃથ્વીને ચલિત કરે;

૩. દેવાસુર સંગ્રામ થાય તો.

[–સ્થા૦ ૧૯૮]

ત્રણ સમુદ્રોનું પાણી કુદરતી પાણી જેવું સ્વાદવાળું છે —

૧. કાલોદ; ૨. પુષ્કરોદ; ૩. સ્વયંભૂરમણ.

એ જ ત્રણ સમુદ્રમાં માછલાં અને કાચબાની બહુલતા છે.

[–સ્થા૦ ૧૪૯]

આ ચાર સમુદ્ર જુદા જુદા રસવાળા છે —

૧. લવણોદ (ખારું પાણી);

૨. વરુણોદ (મદિરા જેવું માદક પાણી);

૩. ક્ષીરોદ (દૂધ જેવું પાણી);

૪. ઘૃતોદ (ઘી જેવું પાણી).

[–સ્થા૦ ૩૮૪]

મગધના યોજનનું પરિમાણ ૮ હજાર ધનુષ્ય છે.

[–સ્થા૦ ૬૩૪]

જંબૂદ્વીપના ગણિતમાં કલા એટલે યોજનનો ૧૯મો ભાગ.

[–સમ૦ ૧૯]

---

૧. ધરતીકંપની બૌદ્ધ માન્યતા માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨

## ટિપ્પણ

### ૧. ચૌદ રજ્જુપ્રમાણલોક :—

ચૌદરજ્જુ પ્રમાણ લોક છે. અધોલોકની સાતે નરક એકેક રજ્જુ-પ્રમાણ છે. પ્રથમ નરકના ઉપરના છેડાથી સૌધર્મયુગલ સુધીમાં એક રજ્જુ થાય છે. તેની ઉપર સનત્કુમાર અને માહેન્દ્ર કલ્પ એક રજ્જુ રોકે છે. તેની ઉપર બ્રહ્મ અને તેની ઉપર લાંતક એ બે મળીને એક રજ્જુ પ્રમાણમાં છે. તેની ઉપર મહાશુક્ર અને તેની ઉપર સહસ્રાર એ બે મળીને એક રજ્જુ પ્રમાણ છે. તેની ઉપર જોડાજોડ આવેલા આનત અને પ્રાણત અને તેની ઉપર જોડાજોડ આવેલા આરણ અને અચ્યુત—એ ચાર મળી એક રજ્જુપ્રમાણમાં છે. ત્યાર પછી ઉપરાઉપર આવેલા નવ ગ્રૈવેયક એક રજ્જુ રોકે છે. તેની ઉપર આવેલા પાંચ અનુત્તર અને તેની ઉપર આવેલ સિદ્ધશિલા એ સર્વ મળી એક રજ્જુ રોકે છે. આ સર્વ મળી ચૌદ રજ્જુ થાય છે. લોકનો આકાર વૈશાખ સસ્થાને છે; એટલે કે બન્ને હાથોને કેડ પર રાખી અને બન્ને પગને પહોળા કરી ઊભેલા પુરુષના આકાર જેવો છે. તેના ત્રણ ભાગ છે: અધોલોક, તિર્યગ્લોક અથવા મધ્યલોક અને ઊર્ધ્વલોક. અધોલોકમાં નરકો છે, મધ્યમાં દ્વીપ સમુદ્રો છે અને ઊર્ધ્વમાં દેવનાં વિમાનો તથા સિદ્ધશિલા છે.

જૈન શાસ્ત્રોમાં જેમ જીવ અને અજીવને જ લોક કહ્યો છે, તેમ અગુત્તરમા લોક અનત છે કે સાંત છે એવા પ્રશ્નના જવાબને ટાળીને ભગવાન બુદ્ધે માત્ર એટલું કહ્યું કે પાંચ કામગુણ—રૂપ, રસાદિ એ જ—લોક છે. અને કહ્યુ કે જે મનુષ્ય એ પાચ કામને ત્યાગે છે તે લોકના અતે પહોંચી ત્યાં જ વિચરે છે—ઇત્યાદિ. [—અગુત્તર૦ ૯. ૩૮]

### ૨. ધરતીકંપ બાબત બૌદ્ધ માન્યતા —

ભૂકપના અગુત્તરમાં આઠ કારણ ગણાવ્યાં છે. તે આ—૧. પૃથ્વી નીચેના મહાવાયુના વાવાથી પાણી કપિત થાય છે અને તેથી તેના પર રહેલી પૃથ્વી કપિત થાય છે;

૨. કોઈ શ્રમણ-બ્રાહ્મણ પોતાની ઋદ્ધિના બળ વડે પૃથ્વી ભાવનાને ભાવે તેથી.

૩. જ્યારે બોધિસત્ત્વ માતાના ગર્ભમાં આવે ત્યારે,

૪. જ્યારે બોધિસત્ત્વ માતાની કૂખમાંથી બહાર આવે;
૫. જ્યારે તથાગતને અનુત્તર જ્ઞાનલાભ થાય,
૬. જ્યારે તથાગત ધર્મચક્ર પ્રવર્તાવે;
૭. જ્યારે તથાગત આયુસસ્કારનો નાશ કરે;
૮. જ્યારે તથાગત નિર્વાણલાભ કરે.

[–અંગુત્તર ૮. ૭૦]

# ૨

# દ્વીપસમુદ્રાધિકાર

## ૧. જંબૂદ્વીપ[૧]

બધા દ્વીપ અને સમુદ્રોની વચ્ચે ગોળાકારે જંબૂદ્વીપ આવેલો છે. તેનો વ્યાસ એક લાખ યોજન અને પરિધિ ૩૧૬,૨૨૭ યોજન, ૩ ગાઉ, ૧૨૮ ધનુષ અને ૧૩॥ આંગળથી કાંઈક વધારે છે.

[–સ્થા૦ ૫૨, –સમ૦ ૧, ૧૨૪]

બધા દ્વીપ–સમુદ્રો હજાર યોજન જમીનમાં ઊંડા સમજવા.

[–સ્થા૦ ૭૭૯]

### (૧) વૃક્ષ

જંબૂદ્વીપમાં દર્શનીય બે મહાન વૃક્ષો છે—

૧. દેવકુરુમાં શાલ્મલીવૃક્ષ;
૨. ઉત્તરકુરુમાં સુદર્શન નામનું જંબૂવૃક્ષ[૨].

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ન. ૧.
૨. આ વૃક્ષના નામ ઉપરથી જ આ દ્વીપનું નામ જંબૂદ્વીપ પડેલુ છે.

આ બંને વૃક્ષો આઠ યોજન ઊંચાં છે. તેમના મધ્યભાગનો વિસ્તાર આઠ યોજન છે. અને સર્વપરિમાણ આઠ યોજનથી કાંઈક વધારે છે.

શાલ્મલી વૃક્ષમાં ગરુડદેવ અને જંબૂવૃક્ષમાં જંબુદ્વીપનો અધિપતિ અનાદૃત દેવ રહે છે. તે બંને દેવો ઋદ્ધિમાન અને પલ્યોપમ સ્થિતિવાળા છે.

[–સ્થા૦ ૮૬, ૬૩૫, –સમ૦ ૮]

## (૨) જગતી

જંબૂદ્વીપની જગતી[1] (ફરતો કિલ્લો) આઠ યોજન ઊંચી છે. તે મધ્યભાગમાં આઠ યોજન પહોળી છે.

[–સમ૦ ૮; –સ્થા૦ ૬૪૨]

જંબૂદ્વીપની વેદિકા બે ગાઉ ઊંચી છે.

[–સ્થા૦ ૯૧]

જંબૂદ્વીપની વેદિકા ૧૨ યોજન પહોળી મૂળમાં છે.

[–સમ૦ ૧૨]

બધા દ્વીપ અને સમુદ્રની વેદિકા ૧૨ યોજન પહોળી છે[2].

[–સ્થા૦ ૯૩]

જંબૂદ્વીપને (જગતીમાં) ચાર દ્વાર છે—

૧. વિજય (પૂર્વમાં); ૨. વૈજયંત (દક્ષિણમાં); ૩. જયંત (પશ્ચિમમાં); ૪. અપરાજિત (ઉત્તરમાં).

તે દ્વારો આઠ યોજન ઊંચાં અને ચાર યોજન પહોળાં છે; અને તેમની બારસાખની ભીંત એકએક ગાઉની

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૨. વેદિકા ૫૦૦ ધનુષ્ય પહોળી છે. પણ તે જે જગતીમાં છે તે જગતી ૧૨ યોજન મૂળમાં પહોળી હોવાથી વેદિકાને પણ મૂળમાં ૧૨ યોજન પહોળી કહી છે.

છે. તે દ્વારો સમાનાન્તરે આવેલાં છે. અને એક દ્વારથી બીજું દ્વાર ૭૯,૦૦૦ યોજનથી કાંઈક[1] વધારે છેટું છે. તે દ્વારોમાં પલ્યોપમ સ્થિતિવાળા તે તે દ્વારના નામવાળા ચાર દેવો વસે છે.

[-સમ૦ ૭૯, -સ્થા૦ ૩૦૩, ૬૫૭]

બધા દ્વીપ-સમુદ્રોનાં દ્વારોની ઊંચાઈ આઠ યોજન છે.

[-સ્થા૦ ૬૫૭]

વિજય દ્વારની પ્રત્યેક બાજુએ નવ ભૌમ (નગર) છે.

[-સમ૦ ૯]

## (૩) મેરુપર્વત

જંબૂદ્વીપની વચમાં ગોળ મેરુપર્વત આવેલો છે. તેનાં સોળ નામો છે[2] —

૧. મંદર; ૨. મેરુ; ૩. મનોરમ; ૪. સુદર્શન; ૫. સ્વયંપ્રભ; ૬. ગિરિરાજ; ૭. રત્નોચ્ચય; ૮. પ્રિયદર્શન; ૯. લોકમધ્ય; ૧૦. લોકનાભિ; ૧૧. અસ્ત; ૧૨. સૂર્યાવર્ત; ૧૩. સૂર્યાવરણ; ૧૪. ઉત્તર; ૧૫. દિશાદિ; ૧૬. અવતંસ.

[-સમ૦ ૧૬]

મેરુપર્વત સર્વ મળી એક લાખ યોજન પ્રમાણ ઊંચો છે. તે ૧૦૦૦ યોજન રત્નપ્રભા પૃથ્વીમાં ઊંડો ઊતરેલો છે. અને ૯૯,૦૦૦ યોજન જમીન ઉપર ઊંચો છે. ભૂમિસ્થાને ૧૦ હજાર યોજન પહોળો છે. ત્યાંથી જેમ જેમ ઉપર જઈએ તેમ તેમ પ્રત્યેક યોજને યોજનના અગિયારમા

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૨. બીજા મતે આ સોળ નામો પણ પ્રસિદ્ધ છે— ૧. મંદર, ૨. મેરુ, ૩. સુદર્શન, ૪. સ્વયંપ્રભ, ૫. મનોરમ, ૬. ગિરિરાજ, ૭. રત્નોચ્ચય, ૮. શિલોચ્ચય, ૯. લોકમધ્ય, ૧૦. લોકનાભિ ૧૧. સૂર્યાવર્ત, ૧૨. અસ્ત, ૧૩. દિગાદિ, ૧૪. સૂર્યાવરણ, ૧૫. અવતંસ, ૧૬. નગોત્તમ.

ભાગ જેટલો પહોળાઈમાં ઘટતો જાય છે; તેથી ઉપર ૧૦૦૦ યોજન પહોળો રહે છે.[1]

[–સ્થા૦ ૭૧૯; સમ૦ ૧૦, ૧૧, ૧૨૩, ૯૯]

ધરણીતલમાં મેરુપર્વતની પરિધિ ૩૧,૬૨૩ યોજનથી કાંઈક ન્યૂન છે.

[–સમ૦ ૩૧]

મેરુપર્વત ઉપર ૪૦ યોજન ઊંચી ગોળ ચૂલિકા છે. તે મૂળમાં બાર યોજન, મધ્યમાં આઠ યોજન અને ઉપર ચાર યોજન પહોળી છે.[2]

[–સમ૦ ૪૦, ૧૨,–સ્થા૦ ૩૨૦, ૬૪૦]

મેરુપર્વતના છેડાથી લવણસમુદ્ર સુધીનું અંતર બધી દિશાએ ૪૫ હજાર યોજન છે.

[–સમ૦ ૪૫]

મેરુપર્વતના પશ્ચિમાંતથી વિજયદ્વાર પશ્ચિમાંત સુધીનું અંતર ૫૫ હજાર યોજન છે. તે જ પ્રમાણે વૈજયંત, જયંત અને અપરાજિત દ્વાર વિષે સમજવું.

[–સમ૦ ૫૫]

મેરુપર્વતનું પ્રથમ કાંડ ૬૧,૦૦૦ યોજન ઊંચું છે. અને બીજું કાંડ ૩૮,૦૦૦ યોજન ઊંચું છે.[3]

[–સમ૦ ૬૧, ૩૮]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ન. ૪.

૨. મેરુ લાખ યોજન ઊંચો છે. ટોચે તેની પહોળાઈ ૧૦૦૦ યોજન છે. તે હજાર યોજનમાં ઠીક વચ્ચે આ ચૂલિકા છે. તે વૈડૂર્યરત્નની બનેલી છે. તેના પર એક શાશ્વત ચૈત્યગૃહ આવેલું છે. આ ચૂલિકાની આસપાસ બાકીના ૯૮૮ યોજન જેટલા ભાગમા પડક નામનું વન છે.

૩. સંપૂર્ણ મેરુપર્વત લાખ યોજન છે. અને તેના 'ક્ષેત્રસમાસગ્રન્થ' પ્રમાણે ત્રણ કાંડ મનાય છે પ્રથમ કાંડ એક હજાર યોજન પ્રમાણ, દ્વિતીય કાંડ ૬૩,૦૦૦ યોજન પ્રમાણ અને તૃતીયકાંડ ૩૬,૦૦૦ યોજન પ્રમાણ;

મેરુપર્વતમાં ચાર વન[1] છે—

૧. ભદ્રશાલ; ૨. નંદનવન; ૩. સૌમનસ; ૪. પંડકવન.

પંડકવનમાં ચાર અભિષેકશિલા[2] છે—

૧. પાંડુકંબલશિલા; ૨. અતિપાંડુકંબલશિલા; ૩. રક્ત કંબલશિલા; ૪. અતિરક્ત કંબલશિલા.

[-સમ૦ ૩૦૨]

નંદનવનના નીચલા છેડાથી સૌગન્ધિક કાંડના[3] નીચલા છેડાનું અંતર ૮૫૦૦ યોજન પ્રમાણ છે.

[-સમ૦ ૮૫]

નંદનવનના ઉપરના છેડાથી પંડક વનના નીચેના છેડા સુધીનું અંતર ૯૮,૦૦૦ યોજન પ્રમાણ છે.[4]

[-સમ૦ ૯૮]

---

પણ આ સૂત્રમાં 'જમીનની અંદરની ૧૦૦૦ યોજન પ્રમાણ મેરુની ઊંચાઈને બાદ કરતાં માત્ર ભૂમિસ્થાનથી જે તેની ૯૯૦૦૦ યોજન પ્રમાણ ઊંચાઈ છે તેને ગણી છે; અને તેટલા યોજન પ્રમાણ મેરુને બે કાંડમાં વિભક્ત કર્યો છે. એટલે પ્રથમ કાંડ ૬૧,૦૦૦ યોજન પ્રમાણ અને દ્વિતીયકાંડ ૩૮,૦૦૦ યોજન પ્રમાણ ગણતાં સર્વ મળી ૯૯,૦૦૦ યોજન થાય.

૧. જમીનમાંના હજાર યોજન પૂરા થાય એટલે ભૂમિસ્થાને ભદ્રશાલ વન આવે છે. અને ત્યાંથી ૫૦૦ યોજન ચઢીએ ત્યાં નંદન વન આવે છે. ત્યાંથી ૬૨,૫૦૦ યોજન ઊંચે જઈએ ત્યારે સૌમનસવન આવે છે. ત્યાંથી ૩૬,૦૦૦ યોજન ઉપર જઈએ એટલે મેરુની ટોચ પર પંડકવન આવે છે.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

૩. આ સૌગન્ધિકકાંડ રત્નપ્રભા પૃથ્વીના પ્રથમ ખર કાંડમાં આવેલ છે. ખરકાંડનાં બધાં મળી ૧૬ કાંડ છે તેમાં આઠમું સૌગન્ધિકકાંડ છે. પ્રત્યેક કાંડ એક હજાર યોજન પ્રમાણ છે; એટલે રત્નપ્રભા પૃથ્વીના ૮૦૦૦ યોજન અને ૫૦૦ યોજન મેરુના (કારણ, ભૂમિસ્થાનથી નંદનવન ૫૦૦ યોજન ઉપર છે) એમ બધા મળી ૮૫૦૦ યોજન થાય.

૪. ભૂમિસ્થાનથી ૫૦૦ યોજન ઊંચે નંદનવન છે અને પાછું ત્યાંથી ૫૦૦ યોજન ઊંચાઈ સુધી ચાલ્યું જાય છે. પંડકવન શિખર પર છે તેથી ૯૯,૦૦૦ હજારમાંથી એક હજાર બાદ કરતાં ૯૮,૦૦૦ યોજન અંતર મળી રહે છે.

નંદનવનના પૂર્વાન્તથી પશ્ચિમાન્ત સુધીનું અંતર તથા ઉત્તરાન્તથી દક્ષિણાન્ત સુધીનું અંતર ૯૯૦૦ યોજન છે.[1]

[–સમ૦ ૯૯]

જંબૂદ્વીપના મેરુના મધ્ય ભાગમાં આ રત્નપ્રભા પૃથ્વીના ઉપરના અને નીચેના ક્ષુદ્ર પ્રતરમાં આઠ રુચક પ્રદેશ છે, જેમને લઈને આ દશ દિશાઓ ગણાય છે[2]—

૧. પૂર્વ; ૨. પૂર્વદક્ષિણ; ૩. દક્ષિણ; ૪. દક્ષિણ-પશ્ચિમ; ૫. પશ્ચિમ; ૬. પશ્ચિમોત્તર; ૭. ઉત્તર; ૮. ઉત્તરપૂર્વ; ૯. ઊર્ધ્વ; ૧૦. અધઃ.

આ દશ દિશાનાં દશ નામ છે—

૧. ઇન્દ્રા; ૨. અગ્નિ; ૩. યમા; ૪. નૈઋર્તી; ૫. વારુણી; ૬. વાયવ્યા; ૭. સોમા; ૮. ઈશાના; ૯. વિમલા; ૧૦. તમા.

[–સ્થા૦ ૭૨૦]

ધરણીતલમાં રહેલા મેરુપર્વતની મધ્યમાં રહેલ રુચક-નાભિની ચારે તરફ મેરુ પાંચ પાંચ હજાર યોજન પ્રમાણ પહોળો છે. (કારણ કે ત્યાં તેનો વિષ્કમ્ભ ૧૦,૦૦૦ યોજન છે. એટલે મધ્ય ભાગથી બધી તરફ પાંચ પાંચ હજાર યોજન પ્રમાણ પહોળો હોય.)

[–સમ૦ ૧૧૮]

---

૧. જ્યાં નંદનવન આવેલું છે ત્યાં મેરુ ૯૯૫૪$\frac{6}{11}$ યોજન પ્રમાણ પહોળો છે. એટલે અહીં સામાન્યપણે ૯૯૦૦ કહ્યા છે એમ સમજવું.

૨. જે ઠેકાણે મેરુપર્વત ૧૦,૦૦૦ યોજન પહોળો છે, ત્યાંથી લગભગ દશ યોજન નીચે જઈએ ત્યારે રત્નપ્રભા પૃથ્વીના બે પ્રતર આવે છે. આ પ્રતરો આખા લોકમાં સૌથી ઓછાં પહોળાં હોઈ ક્ષુલ્લક કહેવાય છે. આ બન્ને પ્રતરના મધ્યમાં આવેલા ગોસ્તનાકાર ચાર ચાર પ્રદેશ છે. તે રુચક પ્રદેશ કહેવાય છે. આ પ્રદેશો પરથી જ આઠે દિશાની તથા વિદિશાની કલ્પના કરવામા આવે છે. તે તિર્યગ્લોકની મધ્યમાં હોવાથી તિર્યગ્લોક-મધ્ય પણ કહેવાય છે.

## (૪) જંબૂદ્વીપના વર્ષો—ક્ષેત્રો[1]

જંબૂદ્વીપમાં આ બબ્બે ક્ષેત્રો બધી રીતે સમાન માપવાળાં છે —

(૧) ૧. મેરુપર્વતની દક્ષિણે આવેલ ભરત[2];
 ૨. મેરુપર્વતની ઉત્તરે આવેલ ઐરવત.

(૨) ૧. મેરુપર્વતની દક્ષિણે આવેલ હિમવંત;[3]
 ૨. મેરુપર્વતની ઉત્તરે આવેલ હિરણ્યવંત.

(૩) ૧. મેરુપર્વતની દક્ષિણે આવેલ હરિવર્ષ;[4]
 ૨. મેરુપર્વતની ઉત્તરે આવેલ રમ્યગ્વર્ષ.

(૪) ૧. મેરુપર્વતની પૂર્વે આવેલ પૂર્વવિદેહ;[5]
 ૨. મેરુપર્વતની પશ્ચિમે આવેલ અપર (પશ્ચિમ) વિદેહ.

(૫) ૧. મેરુપર્વતની ઉત્તરે આવેલ ઉત્તર[6] કુરુ;
 ૨. મેરુપર્વતની દક્ષિણે આવેલ દેવકુરુ.

[—સ્થા૦ ૮૬]

ભરત અને ઐરવત એમની પ્રત્યેકની જીવાની[7] લંબાઈ ૧૪૪૭૧$\frac{૬}{૧૯}$ યોજન છે.

[—સમ૦ ૧૪]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૭.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૯.

૫. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૦.

૬. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૧.

૭. જંબૂદ્વીપના દક્ષિણાન્તે હોવાથી અર્ધચંદ્રાકાર જેવા ભરતની જ્યાં વધારેમાં વધારે લંબાઈ (પૂર્વ-પશ્ચિમ) છે, તે તેની જીવા. તે જ પ્રમાણે

દક્ષિણાર્ધ ભરતની[1] જીવા લવણસમુદ્રમાં પૂર્વ અને પશ્ચિમ સુધી ગણવી અને તે ૯૦૦૦ યોજન લાંબી છે. (૯૭૪૮$\frac{૧૨}{૧૯}$ યોજન.)

[–સમ૦ ૧૨૨]

દક્ષિણ ભરતની ધનુઃપૃષ્ઠની[2] લંબાઈ ૯૮૦૦ યોજનથી કાંઈક ઓછી છે. (૯૬૦૭$\frac{૧}{૧૯}$ યોજન.)

[–સમ૦ ૯૮]

હિમવંત અને હિરણ્યવંત વર્ષની પ્રત્યેકની બાહા ૬૭૫૫$\frac{૩}{૧૯}$ યોજન લાંબી છે.[3]

[–સમ૦ ૬૭]

હિમવંત અને હિરણ્યવંત વર્ષની જીવા ૩૭૬૭૪$\frac{૧૬}{૧૯}$ યોજનથી કાંઈક ઓછી લાંબી છે.

[–સમ૦ ૩૭]

---

ઐરવત વિષે સમજવું. અર્ધચંદ્રાકાર ધનુષની દોરી જીવા કહેવાય છે. ભરત અને હિમવંત પર્વતને જુદા પાડતી લાંબી લીટી તે ભરતની જીવા, અને ઐરવત તથા શિખરીને જુદા પાડતી લાંબી લીટી તે ઐરવતની જીવા.

૧. દક્ષિણાર્ધ ભરતની જીવા એટલે ભરતવર્ષમા આવેલ દીર્ઘ વૈતાઢ્ય અને દક્ષિણ ભરતને જુદા પાડનારી લાંબી લીટી (પૂર્વ-પશ્ચિમ) સમજવી.

૨. ગોળ પદાર્થને જે અંતિમ ધનુષના કામઠા જેવા ભાગ તે ધનુ-પૃષ્ઠ કહેવાય છે. ભરતવર્ષના દક્ષિણ અને ઉત્તર એવા બે ભાગ છે. તેમા લવણસમુદ્ર અને દક્ષિણ ભરતને જુદાં પાડતી જે કામઠાના આકારે લીટી છે, તે દક્ષિણ ભરતનુ ધનુ.પૃષ્ઠ. એક મતે તે ૯૭૬૬$\frac{૧}{૧૯}$ યોજન પણ છે. જુઓ, 'લઘુક્ષેત્રસમાસ' –ગા૦ ૧૯૪.

૩. હિમવંત અને તેની પૂર્વે આવેલ લવણસમુદ્રને જુદી પાડતી ગોળાકાર લીટી તે હિમવંતના પૂર્વદિશાની બાહા. તે જ પ્રમાણે પશ્ચિ-મની પણ બાહા સમજવી. તે જ પ્રમાણે હિરણ્યવંત ક્ષેત્ર અને લવણ-સમુદ્રને જુદી પાડનાર લીટીઓ પણ તેની બાહા કહેવાય. આ ચારેનું માપ એકસરખુ છે.

હિમવંત-હિરણ્યવંતની જીવાનું ધનુઃપૃષ્ઠ ૩૮૭૪૦ $\frac{૧૦}{૧૯}$ યોજન છે.[1]

[–સમ૦ ૩૮]

હરિવર્ષ અને રમ્યગ્વર્ષની જીવા ૭૩૯૦૧ $\frac{૧૭}{૧૯}$ યોજન લાંબી છે.

[–સમ૦ ૭૩]

હરિવર્ષ અને રમ્યગ્વર્ષની જીવાનું ધનુઃપૃષ્ઠ ૮૪૦૧૬ $\frac{૪}{૧૯}$ યોજન લાંબુ છે.

[–સમ૦ ૮૪]

હરિવર્ષ અને રમ્યગ્વર્ષનો વિસ્તાર ૮૦૦૦ યોજનથી કાંઈક વધારે છે.

[–સમ૦ ૮૦]

મહાવિદેહ વર્ષનો વિષ્કંભ ૩૩,૦૦૦ યોજનથી કાંઈક વધારે છે.

[–સમ૦ ૩૩]

દેવકુરુ અને ઉત્તરકુરુની જીવા ૫૩ હજાર યોજનથી કાંઈક વધારે લાંબી છે.

[–સમ૦ ૫૩]

જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે ત્રણ વર્ષ છે—

૧. ભરત; ૨. હિમવંત; ૩. હરિવર્ષ.

જંબૂદ્વીપમાં મેરુની ઉત્તરે ત્રણ વર્ષ છે—

૧. રમ્યગ્વર્ષ; ૨. હિરણ્યવંત; ૩. ઐરવત.

[–સ્થા૦ ૧૯૭]

---

૧. હિમવંત અને હિરણ્યવંત એ પ્રત્યેકની જીવાનું માપ ૩૭૬૭૪ $\frac{૧૬}{૧૯}$ યોજન છે. અને તેટલી જીવાનું ધનુઃપૃષ્ઠ ઉપર્યુક્ત છે.

જંબૂદ્વીપમાં છ વર્ષ છે[1]—

૧. ભરત; ૨. ઐરવત; ૩. હિમવંત; ૪. હિરણ્યવંત ૫. હરિવર્ષ; ૬. રમ્યગ્વર્ષ.

[–સ્થા૦ ૫૨૨]

જંબૂદ્વીપમાં સાત વર્ષ છે—

૧. ભરત; ૨. ઐરવત; ૩. હિમવંત; ૪. હિરણ્યવંત; ૫. હરિવર્ષ; ૬. રમ્યગ્વર્ષ; ૭. મહાવિદેહ.

[–સ્થા૦ ૫૫૫; –સમ૦ ૭]

જંબૂદ્વીપમાં દશ ક્ષેત્ર છે—

૧–૬. ભરત યાવત્ રમ્યગ્વર્ષ; ૭. પૂર્વવિદેહ;[2] ૮. અપરવિદેહ; ૯. દેવકુરુ; ૧૦. ઉત્તરકુરુ.

[–સ્થા૦ ૭૨૩]

જંબૂદ્વીપમાં મહાવિદેહ ક્ષેત્રના ચાર ભાગ છે—

૧. પૂર્વવિદેહ; ૨. અપરવિદેહ; ૩. દેવકુરુ; ૪. ઉત્તરકુરુ.

[–સ્થા૦ ૩૦૨]

## (૫) જંબૂદ્વીપની કર્મ-અકર્મભૂમિ[3]

જંબૂદ્વીપમાં ત્રણ કર્મભૂમિઓ છે—

૧. ભરત; ૨. ઐરવત; ૩. મહાવિદેહ.

[–સ્થા૦ ૧૯૩]

---

૧. છઠ્ઠું સ્થાનક હોવાથી છ વર્ષ કહ્યા છે. સાતમાનું વર્જન ન સમજવું.

૨. એક જ વિદેહક્ષેત્રના આ પૂર્વવિદેહ, અપરવિદેહ, અને દેવકુરુ તથા ઉત્તરકુરુ એવા ચાર ભાગ છે.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૨.

જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે ત્રણ અકર્મભૂમિ છે—

૧. હિમવંત; ૨. હરિવર્ષ; ૩. દેવકુરુ.

જંબૂદ્વીપમાં મેરુપર્વતની ઉત્તરે ત્રણ અકર્મભૂમિ છે—

૧. ઉત્તરકુરુ, ૨. રમ્યગ્વર્ષ; ૩. હિરણ્યવંત.

[–સ્થા૦ ૧૯૭]

જંબૂદ્વીપમાં દેવકુરુ-ઉતરકુરુ વર્જિત ચાર અકર્મભૂમિ છે—

૧. હિમવંત; ૨. હિરણ્યવંત; ૩. હરિવર્ષ; ૪. રમ્યગ્વર્ષ.

[–સ્થા૦ ૩૦૨]

જંબૂદ્વીપમાં છ અકર્મભૂમિ છે—

૧. હિમવંત; ૨. હિરણ્યવંત; ૩. હરિવર્ષ; ૪. રમ્યગ્વર્ષ; ૫. દેવકુરુ; ૬. ઉત્તરકુરુ.

[–સ્થા૦ ૫૨૨]

અકર્મભૂમિના મનુષ્યોના ઉપભોગ માટે દશ પ્રકારનાં વૃક્ષો છે—

૧. મત્તાંગક — સ્વાદુ જળને પૂરુ પાડનાર;
૨. ભૃત્તાંગ — ભાજન-પાત્રો પૂરાં પાડનાર;
૩. તુર્યાંગ — વાજિંત્રોની ગરજ સારનાર;
૪. દીપાંગ — સૂર્ય જેવા તેજસ્વી પ્રકાશના અભાવમાં દીપકનું કામ આપનાર;
૫. જ્યોતિરંગ — સૂર્ય-ચંદ્રાદિના પ્રકાશની ગરજ સારનાર;
૬. ચિત્રાંગ — અનેકરંગી પુષ્પની માળા દેનાર;
૭. ચિત્રરસાંગ — વિવિધ વાનીઓ પૂરી પાડનાર;
૮. મણ્યંગ — મણિ, રત્ન વગેરે આભૂષણો આપનાર;
૯. ગૃહાકાર — ઘરની ગરજ સારનાર;

૧૦. અનગ્ન — જેથી ત્યાંના નિવાસીઓની નગ્નતા દૂર થાય તેવાં વસ્ત્ર અને બાકીની આવશ્યકતાની પૂર્તિ કરનાર.

[–સમ૦ ૧૦]

## (૬) ચક્રવર્તીના વિજયો[1]

જંબૂદ્વીપમાં મેરુપર્વતની પૂર્વમાં વહેતી શીતા મહાનદીની ઉત્તરે આઠ ચક્રવર્તી-વિજયો આવેલા છે —

૧. કચ્છ; ૨. સુકચ્છ; ૩. મહાકચ્છ; ૪. કચ્છકાવતી; ૫. આવર્ત; ૬. મંગલાવર્ત; ૭. પુષ્કલાવર્ત; ૮. પુષ્કલાવતી.[2]

એજ શીતા નદીની દક્ષિણે પણ આઠ ચક્રવર્તી-વિજયો છે તે આ —

૧. વત્સ; ૨. સુવત્સ; ૩. મહાવત્સ; ૪. વત્સાવતી; ૫. રમ્ય; ૬. રમ્યક; ૭. રમણિક; ૮. મંગલાવતી.[3]

જંબૂદ્વીપમાં મેરુપર્વતની પશ્ચિમે શીતોદા નદી વહે છે તેની દક્ષિણે આઠ ચક્રવર્તીના વિજયો છે તે આ —

૧. પદ્મ; ૨. સુપદ્મ; ૩. મહાપદ્મ; ૪. પદ્માવતી; ૫. શંખ; ૬. કુમુદ; ૭. નલિન; ૮. સલિલાવતી (નલિનાવતી[4]).

એજ શીતોદા નદીની ઉત્તરે આઠ ચક્રવર્તી-વિજયો છે, તે આ —

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૩.

૨. આ વિજયમાં વર્તમાનમાં સીમંધર સ્વામી નામના તીર્થંકર વસે છે.

૩. આમાં વર્તમાનમાં શ્રીયુગંધરસ્વામી તીર્થંકર વસે છે.

૪. આમાં વર્તમાનમાં શ્રીબાહુસ્વામી તીર્થંકર વસે છે.

૧. વપ્ર; ૨. સુવપ્ર; ૩. મહાવપ્ર; ૪. વપ્રાવતી; ૫. વલ્ગુ; ૬. સુવલ્ગુ; ૭. ગંધિલ; ૮. ગંધિલાવતી.[૧]

જંબૂદ્વીપમાં ૩૪ ચક્રવર્તી-વિજય છે તે આ પ્રમાણે —

૩૨. મહાવિદેહમાં; ૧ ભરત; ૧ ઐરવત. = ૩૪.

[–સમ૦ ૩૪]

## (૭) રાજધાનીઓ

જંબૂદ્વીપમાં મેરુ પર્વતની પૂર્વમાં વહેતી શીતા નદીની ઉત્તરે આઠ રાજધાનીઓ[૨] છે —

૧. ક્ષેમા; ૨. ક્ષેમપુરી; ૩. રિષ્ટા; ૪. રિષ્ટાપુરી; ૫. ખડ્ગી; ૬. મંજૂષા; ૭. ઔષધિ; ૮. પૌંડરિકિણી.

એ જ નદીની દક્ષિણે પણ આઠ રાજધાનીઓ[૩] છે — તે આ —

૧. સુસીમા; ૨. કુંડલા; ૩. અપરાજિતા; ૪. પ્રભંકરા; ૫. અંકાવતી; ૬. પદ્માવતી; ૭. શુભા; ૮. રત્નસંચયા.

મેરુ પર્વતની પશ્ચિમે વહેતી શીતોદા નદીની દક્ષિણે આઠ રાજધાનીઓ[૪] છે તે આ —

૧. અશ્વપુરી; ૨. સિંહપુરા; ૩. મહાપુરા; ૪. વિજયપુરા ૫. અપરાજિતા; ૬. અપરા; ૭. અશોકા; ૮. વીતશોકા.

---

૧. આમાં વર્તમાનમાં શ્રીસુબાહુસ્વામી તીર્થંકર વસે છે.

૨. આ આઠે રાજધાનીઓ ક્રમશઃ પૂર્વોક્ત કચ્છાદિ આઠ ઉત્તર દિશાવર્તી ચક્રવર્તી-વિજયોની છે, જે પૂર્વમહાવિદેહમાં છે.

૩. આ આઠે રાજધાનીઓ વત્સાદિ આઠ દક્ષિણદિશાવર્તી વિજયોની છે, જે પૂર્વમહાવિદેહમાં છે.

૪. આ આઠે રાજધાનીઓ પદ્માદિ આઠ દક્ષિણદિશાવર્તી વિજયોની છે, જે પશ્ચિમ મહાવિદેહમાં છે.

એ જ નદીની ઉત્તરે પણ આઠ રાજધાનીઓ[1] છે તે આ–

૧. વિજયા; ૨. વૈજયંતી; ૩. જયંતી; ૪. અપરાજિતા; ૫. ચક્રપુરા; ૬. ખડ્ગપુરા; ૭. અવધ્યા; ૮. અયોધ્યા.

[–સ્થા૦ ૬૩૭]

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં દશ રાજધાનીઓ[2] છે તે આ—

૧. ચંપા (અંગદેશની); ૨. મથુરા (સૂરસેનની); ૩. વારાણસી (કાશીની); ૪. શ્રાવસ્તી (કુણાલની); ૫. સાકેત-અયોધ્યા (કોશલની); ૬. હસ્તિનાપુર (કુરુની); ૭. કાંપિલ્ય (પાંચાલની); ૮. મિથિલા (વિદેહની); ૯. કોસંબી (વત્સની); ૧૦. રાજગૃહ (મગધની).

[– સ્થા૦ ૭૧૮]

## ૮. જંબૂદ્વીપના વર્ષધર પર્વતો

જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે અને ઉત્તરે સમાન પરિમાણયુક્ત ક્રમશઃ આ બે વર્ષધર[3] પર્વતો આવેલા છે–

---

૧. આ આઠે રાજધાનીઓ વપ્રાદિ વિજયોની છે, જે પશ્ચિમ મહાવિદેહમાં ઉત્તર દિશામાં આવેલા છે.

૨. આ રાજધાનીઓમાં સામાન્ય રીતે સાધુઓનો પ્રવેશ નિષિદ્ધ છે, કારણ કે ત્યાં મનઃક્ષોભ કરાવનાર સ્ત્રી વગેરે વસ્તુઓ ઘણી હોય. એક માસમાં એક વખત પ્રવેશ થાય ત્યાં સુધી ઠીક, પણ બે ત્રણ વાર પ્રવેશ કરે તો દોષ લાગે છે અને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. રાજધાનીઓ બધી મળી ૨૬ પ્રસિદ્ધ છે; પરંતુ અહીં દશમસ્થાનક હોવાથી દશનું ગ્રહણ છે.

૩. ભરત આદિ ક્ષેત્રોને પૃથક્ કરનારા પર્વતો વર્ષધર કહેવાય છે. એ છ છે, જે અહીં ગણાવેલા છે. જંબૂદ્વીપમાં બધાં મળી સાત ક્ષેત્રો છે એ આગળ ગણાવી દીધાં છે. તેમા બે ક્ષેત્રની વચ્ચે એક એક વર્ષધર થાય છે — જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬. આ બધા વર્ષધર પર્વતો પૂર્વથી પશ્ચિમ સુધી લાંબા છે. એટલે કે બધા વર્ષધરોનો પૂર્વાંત અને પશ્ચિમાંત લવણસમુદ્ર સુધી છે.

(૧) ૧. ચુલ્લહિમવંત;[૧] ૨. શિખરી.
(૨) ૧. મહાહિમવંત; ૨. રુકમી.
(૩) ૧. નિષધ;[૧] ૨. નીલવંત.

[-સ્થા૦ ૮૭]

જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે[૨] ત્રણ વર્ષધર પર્વતો છે –
૧. ચુલ્લહિમવંત; ૨. મહાહિમવંત; ૩. નિષધ.

જંબૂદ્વીપમાં મેરુપર્વતની ઉત્તરે[૩] ત્રણ વર્ષધર પર્વતો છે –
૧. નીલવંત; ૨. રુકમી; ૩. શિખરી.

[-સ્થા૦ ૧૯૭]

જંબૂદ્વીપમાં છ વર્ષધર પર્વત છે —
૧. ચુલ્લહિમવંત; ૨. મહાહિમવંત; ૩. નિષધ; ૪. નીલવંત; ૫. રુકમી; ૬. શિખરી.

[-સ્થા૦ ૫૨૨]

જંબૂદ્વીપમાં સાત વર્ષધર છે —
૧-૬. ચુલ્લહિમવંત યાવત્ શિખરી; ૭. મંદર (મેરુ).[૪]

[-સ્થા૦ ૫૫૫; -સમ૦ ૭]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ન. ૧૪.

૨. જંબૂદ્વીપના દક્ષિણાન્તથી ગણતાં સર્વ પ્રથમ ચુલ્લહિમવંત આવે; પરંતુ મેરુથી દક્ષિણ તરફ ગણીએ, તો નિષધ પ્રથમ આવે.

૩. મેરુથી ઉત્તર તરફ ગણતાં પ્રથમ નીલવંત આવે; પણ જંબુદ્વીપના ઉત્તરાન્તથી ગણતાં સર્વપ્રથમ શિખરી આવે.

૪. મેરુ પર્વતને ઉમાસ્વાતી વર્ષધર નથી ગણતા. તેમને મતે છ જ વર્ષધર પર્વત છે. વર્ષધરની વ્યાખ્યા જો એવી કરીએ કે, ક્ષેત્રને વિભક્ત કરે તે વર્ષધર; તો મેરુને વર્ષધર કહી ન શકાય. કારણ, તે તો મહાવિદેહ ક્ષેત્રની મધ્યમાં છે. તે મહાવિદેહના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ કરે

ચુલ્લહિમવંત અને શિખરી વર્ષધરની જીવા ૨૪૯૩૨$\frac{૧}{૩૮}$ યોજનથી કાંઈક વધારે લાંબી છે.

[–સમ૦ ૨૪]

નિષધ-નીલવંત વર્ષધરની જીવાની લંબાઈ ૯૪૧૫૬$\frac{૨}{૧૯}$ યોજન છે.

[–સમ૦ ૯૪]

મહાહિમવાન અને રુકમી વર્ષધરની જીવા ૫૩૯૩૧$\frac{૬}{૧૯}$ યોજન તથા ધનુઃપૃષ્ઠની જીવા ૫૭૨૯૩$\frac{૧૦}{૧૯}$ યોજન છે.

[–સમ૦ ૫૩,૫૭]

બધા ચુલ્લહિમવાન અને શિખરી પર્વતો ૧૦૦ યોજન ઊંચા અને ૧૦૦ ગાઉ જમીનમાં છે.

[–સમ૦ ૧૦૦]

મહાહિમવાન અને રુકમી વર્ષધરની ઊંચાઈ ૨૦૦ યોજન છે અને તે જમીનમાં ઊંડા ૨૦૦ ગાઉ છે.

[–સમ૦ ૧૦૨]

મહાહિમવાન અને રુકમીની ટોચથી સૌગન્ધિકકાંડ (રત્નપ્રભા પૃથ્વીના પ્રથમ કાંડનું આઠમું કાંડ)ના નીચેના છેડા સુધીનું અંતર ૮૨૦૦ યોજન છે.

[–સમ૦ ૮૨]

બધા નિષધ-નીલવંત પર્વતો ૪૦૦ યોજન ઊંચા અને ૪૦૦ ગાઉ ઊંડા છે.

[–સમ૦ ૧૦૬, –સ્થા૦ ૩૦૨]

---

છે તેથી પણ તેને વર્ષધર ન કહી શકાય, કારણ તેમ કહેવા જતાં દીર્ઘ-વૈતાઢ્યોને પણ વર્ષધર કહેવા જોઈએ. તે પણ ભરત અને ઐરવતને બે ભાગમાં વહેંચી નાખે છે. એટલે આ સૂત્રમાં વર્ષધરનો સામાન્ય અર્થ ક્ષેત્રને વિભક્ત કરનાર એવો ન લેતાં બીજો જ લેવો જોઈએ.

## (૯) જંબૂદ્વીપના વૈતાઢયપર્વતો[1]

(૧) જંબૂદ્વીપમાં મંદર (મેરુ) પર્વતની દક્ષિણે અને ઉત્તરે સમાન પરિમાણયુક્ત બે વૃત્તવૈતાઢય છે—

૧. હિમવંતમાં શબ્દાપાતી; ૨. હિરણ્યવંતમાં વિકટાપાતી.

એ બન્ને વૃત્તવૈતાઢયમાં ક્રમશઃ આ બે પલ્યસ્થિતિયુક્ત દેવો વસે છે—

૧. સ્વાતિ; ૨. પ્રભાસ.

(૨) જંબૂદ્વીપમાં મંદર (મેરુ) પર્વતની દક્ષિણે અને ઉત્તરે સમાન પરિમાણયુક્ત આ બે વૃત્તવૈતાઢય છે—

૧. હરિવર્ષમાં ગંધાપાતી; ૨. રમ્યગ્વર્ષમાં માલ્યવાન.

એ બન્ને વૃત્તવૈતાઢયમાં પલ્ય સ્થિતિવાળા આ બે દેવો ક્રમશઃ વસે છે—

૧. અરુણ; ૨. પદ્મ.

(૩) જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે અને ઉત્તરે બે દીર્ઘવૈતાઢય પર્વતો છે—

૧. ભરતમાં; ૨. ઐરવતમાં.

ભરતવર્ષના દીર્ઘવૈતાઢયમાં સરખા માપવાળી બે ગુફાઓ છે અને તેમાં બે દેવો રહે છે; તે આ પ્રમાણે—

૧. તમિસ્રામાં કૃતમાલ્યક દેવ; ૨. ખંડપ્રપાતામાં નૃત્તમાલક દેવ.

ઐરવતના વૈતાઢયમાં પણ એ જ નામની ગુફાઓ છે અને તેમાં એ જ નામના દેવો વસે છે.

[–સ્થા૦ ૮૭]

તમિસ્રા અને ખંડપ્રપાતા ગુફા આઠ યોજન ઊંચી છે.

[–સમ૦ ૬૩૬]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૫.

બધી તમિસ્રા અને ખંડપ્રપાતા ગુફા ૫૦ યોજન પહોળી છે.

[–સમ૦ ૫૦]

ચાર વૃત્તવૈતાઢ્ય છે તે આ —

૧. શબ્દાપાતી; ૨. વિકટાપાતી; ૩. ગંધાપાતી; ૪. માલ્યવાન.

તેમાં ચાર દેવો પલ્યસ્થિતિવાળા વસે છે તે આ —

૧. સ્વાતિ;[1] ૨. પ્રભાસ; ૩. અરુણ; ૪. પદ્મ.

[–સ્થા૦ ૩૦૨]

જંબુદ્વીપમાં ૩૪ દીર્ઘવૈતાઢ્યો છે.[2]

[–સમ૦ ૩૪]

બધા દીર્ઘવૈતાઢ્યો ૨૫ યોજન ઊંચા અને ૨૫ ગાઉ જમીનમાં હોય છે; અને મૂળમાં ૫૦ યોજન પહોળા છે.

[–સમ ૨૫. ૧૦૦,૫૦,]

બધા વૃત્તવૈતાઢ્યો હજાર યોજન ઊંચા, હજાર ગાઉ જમીનમાં ઊંડા, એને મૂળમાં હજાર યોજન પહોળા છે. તે બધે ઠેકાણે સમાન માપવાળા છે, અને પલ્યંકાકારવાળા છે.

[–સમ૦ ૧૧૩; –સ્થા૦ ૭૨૨]

બધા વૃત્તવૈતાઢ્યોના ઉપરના શિખરતલથી સૌગન્ધિક કાંડના નીચેના અંત સુધીનું અંતર ૯૦૦૦ યોજન છે.

[–સમ૦ ૯૦]

બધી બાજુની વિદ્યાધરશ્રેણીઓ[3] દશદશ યોજન વિસ્તાર વાળી છે.

---

૧. 'લઘુક્ષેત્રસમાસ'માં આ ક્રમથી જુદો ક્રમ છે · સ્વાતિ, અરુણ, પદ્મ, પ્રભાસ. જુઓ ગાથા ૧૧૦.

૨. તે આ પ્રમાણે — ૩૨ વિજયોમાંના ૩૨ અને એક ભરતમાં તથા એક ઐરવતમાં.

૩. આ વિદ્યાધર શ્રેણીઓ — એટલે વિદ્યાધરનાં નગરની હારો સમજવી. તે દીર્ઘવૈતાઢ્યપર્વતો પર હોય છે અને તે શ્રેણીઓ ઉપર દશ યોજન જઈએ એટલે આભિયોગિકદેવોની શ્રેણીઓ આવે છે.

આભિયોગિક દેવોની શ્રેણીઓ પણ તેટલા જ વિસ્તારવાળી છે.

[-સ્થા૦ ७७४]

## (૧૦) જંબૂદ્વીપના વક્ષસ્કાર આદિ પર્વતો[૧]

(૧) જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે આવેલા દેવકુરુની પૂર્વ અને પશ્ચિમની બાજુમાં અશ્વસ્કંધ જેવા અર્ધચંદ્રાકારે બે વક્ષસ્કાર[૨] પર્વતો છે —

૧. સૌમનસ; ૨. વિદ્યુત્પ્રભ.

(૨) જંબૂદ્વીપમાં મેરુની ઉત્તરે આવેલ ઉત્તરકુરુમાં પણ તેવા જ પૂર્વ અને પશ્ચિમની બાજુમાં બે વક્ષસ્કાર પર્વતો[૨] છે તે આ —

૧. ગંધમાદન (પશ્ચિમમાં); ૨. માલ્યવાન (પૂર્વમાં).

[-સ્થા૦ ૮७]

જંબૂદ્વીપના મંદર પર્વતની ચારે વિદિશાએ ચાર[૩] વક્ષસ્કાર પર્વત છે —

૧. સૌમનસ (અગ્નિ); ૨. વિદ્યુત્પ્રભ (નૈઋત્ય); ૩. ગંધમાદન (વાયવ્ય); ૪. માલ્યવંત (ઈશાન).

[-સ્થા૦૩૦૨]

---

૧. આ વક્ષસ્કાર પર્વતો પણ વૈતાઢ્ય નામે ઓળખાય છે. અહીં તેમને જુદા એટલા માટે ગણાવ્યા છે કે તે બધા એકલા મહાવિદેહમાં જ છે.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૬.

૩. ઉપર ૮૭મા સૂત્રમા જણાવેલ જ આ પર્વતો સમજવા. તેમને વિદિશામાં બતાવવાનું કારણ એ છે કે તે ઉત્તરથી દક્ષિણ તરફ કે દક્ષિણથી ઉત્તર તરફ એવી રીતે ફેલાયા છે કે જેથી અમુક વિદિશાની પ્રદક્ષિણા થાય છે.

(૧) મંદર[1] પર્વતની પૂર્વમાં વહેતી શીતા નદીના ઉત્તર કિનારે ચાર વક્ષસ્કાર પર્વત છે—

૧. ચિત્રકૂટ; ૨. પદ્મકૂટ (બ્રહ્મકૂટ); ૩. નલિનીકૂટ; ૪. એકશૈલ.

૯ (૨) એ જ નદીના દક્ષિણ કિનારે આ ચાર વક્ષસ્કાર છે—

૧. ત્રિકૂટ; ૨. વૈશ્રમણકૂટ; ૩. અંજનકૂટ ૪. માતંજનકૂટ.

(૩) મંદર પર્વતની પશ્ચિમે વહેતી શીતોદા નદીના દક્ષિણ કિનારે આ ચાર વક્ષસ્કાર પર્વતો છે—

૧. અંકાપાતીકૂટ; ૨. પક્ષ્માપાતીકૂટ; ૩. આશીવિષકૂટ; ૪. સુખાવહકૂટ.

(૪) એ જ નદીના ઉત્તરના કિનારે આ ચાર વક્ષસ્કારપર્વતો છે—

૧. ચંદ્રપર્વત; ૨. સૂર્યપર્વત; ૩. નાગપર્વત; ૪. દેવપર્વત.

[—સ્થા૦ ૩૦૨]

(૧) જંબૂદ્વીપમાં મેરુપર્વતની પૂર્વમાં વહેતી શીતા નદીની ઉત્તરે પાંચ અને દક્ષિણે પાંચ વક્ષસ્કાર છે તે આ પ્રમાણે—

| ૧. ઉત્તરે | ૨. દક્ષિણે |
|---|---|
| ૧. માલ્યવાન; | ૧–૪. ત્રિકૂટ – માતંજન; |
| ૨–૫. ચિત્રકૂટ – એકશૈલ | ૫. સૌમનસ. |

---

૧. મહાવિદેહમાં આવેલા (આ સૂત્રમા જણાવેલા ૧૬) વક્ષસ્કાર પર્વતો અંગે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૭.

(૨) તે જ પ્રમાણે મેરુપર્વતની પશ્ચિમે વહેતી શીતોદા નદીની દક્ષિણે અને ઉત્તરે પાંચ-પાંચ વક્ષસ્કાર પર્વત છે તે આ —

| ૧. ઉત્તરે | ૨. દક્ષિણે |
|---|---|
| ૧. વિદ્યુત્પ્રભ; | ૧-૪. ચંદ્રપર્વત – દેવપર્વત; |
| ૨-૫. અંકાપાતી – સુખાવહ. | ૫. ગંધમાદન. |

[–સ્થા૦ ૪૩૪]

(૧) જંબૂદ્રીપમાં મેરુપર્વતની પૂર્વમાં વહેતી શીતા નદીના બન્ને ઉત્તર-દક્ષિણ કિનારા પર આઠ વક્ષસ્કાર પર્વત છે —

૧. ચિત્રકૂટ; ૨. પદ્મકૂટ (બ્રહ્મકૂટ); ૩. નલિનીકૂટ; ૪. એકશૈલ; ૫. ત્રિકૂટ; ૬. વૈશ્રમણ; ૭. અંજન; ૮. માતંજન.

(૨) જંબૂદ્રીપમાં મેરુપર્વતની પશ્ચિમે વહેતી શીતોદા નદીના બન્ને કિનારા પર આઠ વક્ષસ્કાર પર્વતો છે —

૧. અંકાપાતી; ૨. પક્ષ્માપાતી; ૩. આશીવિષ; ૪. સુખાવહ; ૫. ચંદ્રપર્વત; ૬. સૂર્યપર્વત; ૭. નાગપર્વત; ૮. દેવપર્વત.

[–સ્થા૦ ૬૩૭]

(૧) જંબૂદ્રીપના મેરુપર્વતની પૂર્વમાં વહેતી શીતા નદીના બન્ને કિનારા પર દશ વક્ષસ્કાર પર્વત છે —

૧. માલ્યવાન; ૨. ચિત્રકૂટ; ૩. વિચિત્રકૂટ;[1] ૪. બ્રહ્મકૂટ; ૫-૧૦. યાવત્ સૌમનસ.

---

૧. પૂર્વોક્ત (પૃ૦ ૫૮૩-૪) સૂત્ર ૪૩૪ના બન્ને ઉત્તરદક્ષિણના વક્ષસ્કારની જોડ તે જ આ સૂત્રમાં દશ છે. પણ અહીં તેમનાં નામ વિષે મતભેદ જણાય છે. પૂર્વોક્ત સૂત્રમાં વિચિત્રકૂટનું નામ નથી આવતુ પણ તેને સ્થાને એકશૈલ નામ આવે છે. વળી આ સૂત્રમાં ક્રમવિપર્યાસ પણ છે.

(૨) જંબૂદ્વીપના મેરુપર્વતની પશ્ચિમે વહેતી શીતોદા નદીના બન્ને કિનારા પર ૧૦ વક્ષસ્કાર પર્વતો છે—

૧–૧૦. વિદ્યુત્પ્રભ યાવત્ ગંધમાદન.[1]

[–સ્થા૦ ૭૬૮]

જંબૂદ્વીપમાં ૨૦૦ કાંચનક[2] પર્વતો છે.

[–સમ૦ ૧૦૨]

બધા કાંચનક પર્વતો શિખર પર ૫૦ યોજન પહોળા અને મૂળમાં ૧૦૦ યોજન પહોળા છે તથા ૧૦૦ યોજન ઊંચા અને ૧૦૦ ગાઉ ઊંડા છે.

[–સમ૦ ૫૦, ૧૦૦]

બધા યમક[3] પર્વતો હજાર યોજન ઊંચા, હજાર ગાઉ ઊંડા અને મૂળમાં હજાર યોજન લાંબા-પહોળા છે.

[–સમ૦ ૧૧૩]

સૌમનસ, ગંધમાદન, વિદ્યુત્પ્રભ અને માલ્યવાન આ વક્ષસ્કાર પર્વતો મંદર પર્વતાંતથી ૫૦૦ યોજન ઊંચા છે અને ત્યાં જ ૫૦૦ ગાઉ જમીનમાં ઊંડા છે.

[–સમ૦ ૧૦૮]

બધા વક્ષસ્કાર પર્વતો શીતા નદી તથા શીતોદા નદી પાસે તથા મેરુપર્વતના છેડા પાસે ૫૦૦ યોજન ઊંચા અને ૫૦૦ ગાઉ ઊંડા છે.

[–સમ૦ ૧૦૮; –સ્થા૦ ૪૩૪]

---

૧. પૂર્વોક્ત સૂત્ર ૪૩૪ (પૃ૦ ૫૮૪)ના (૨) પ્રમાણે.

૨. પૃ૦ ૫૯૫ પર જણાવેલા દેવકુરુ અને ઉત્તરકુરુના ૧૦ હ્રદોની બન્ને બાજુએ ૧૦–૧૦ કાંચનક પર્વતો આવેલા છે. એટલે સર્વ મળી ૨૦૦ થાય.

૩. ઉત્તરકુરુમા નીલવાન વર્ષધરની ઉત્તરે બન્ને કિનારે એકેક હોવાથી આ પર્વતો યમક કહેવાય છે. મનુષ્યક્ષેત્રમા બધા મળી પાંચ ઉત્તરકુરુના દશ યમક પર્વતો છે.

ચિત્રકૂટ અને વિચિત્રકૂટ હજાર યોજન ઊંચા, હજાર ગાઉ ઊંડા અને હજાર યોજન મૂળમાં લાંબા—પહોળા છે.

[–સમ૦ ૧૧૩]

## (૧૧) જંબૂદ્વીપમાંનાં કૂટો[1]

(૧) મંદર પર્વતની દક્ષિણે આવેલ ચુલ્લહિમવાન પર્વતમાં બે[2] કૂટ છે—

૧. ચુલ્લહિમવાન કૂટ, ૨. વૈશ્રમણ કૂટ.

(૨) મંદર પર્વતની દક્ષિણે આવેલ મહાહિમવાન વર્ષધરમાં બે કૂટ છે[3]—

૧. મહાહિમવાન કૂટ; ૨. વૈડૂર્ય કૂટ.

(૪) મંદર પર્વતની દક્ષિણે આવેલ નિષધ વર્ષધરમાં બે કૂટ છે[4]—

૧. નિષધકૂટ; ૨. રુચકપ્રભકૂટ.

(૪) મેરુપર્વતની ઉત્તરે આવેલ નીલવંત[5] વર્ષધરમાં બે કૂટ છે—

૧. નીલવંતકૂટ; ૨. ઉપદર્શનકૂટ.

---

૧. જંબૂદ્વીપનાં ૫૨૫ કૂટો સંબંધી જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૮.

૨. હિમવંતપર્વતનાં બધાં મળી અગિયાર કૂટો છે પણ અહીં દ્વિસ્થાનક હોવાથી માત્ર બેનું જ ગ્રહણ કર્યું છે: ચુલ્લહિમવાનકૂટમાં તો તે પર્વતનો અધિપતિ દેવ વસે છે તેથી; વૈશ્રમણ સૌથી છેલ્લું હોવાથી. એ અગિયારે કૂટોમાં પૂર્વદિશામાં સર્વ પ્રથમ સિદ્ધકૂટ છે. અને પછી ક્રમશઃ તેની પશ્ચિમે બાકીનાં દશ કૂટો આવેલાં છે. તે જ પ્રમાણે બીજા વર્ષધરમાં પણ પૂર્વદિશામાં પ્રથમ સિદ્ધકૂટ અને તેની પછી બાકીનાં ક્રમશઃ આવેલાં છે.

૩. મહાહિમવાનના સર્વમળી આઠ કૂટો છે પણ બેનું જ અહી ગ્રહણ છે. કારણ ઉપર પ્રમાણે.

૪. નિષધનાં સર્વ મળી નવ કૂટ છે પણ બેનું જ ગ્રહણ કર્યું છે. કારણ માટે જુઓ ઉપર.

૫. નીલવંતનાં પણ નવ કૂટમાથી માત્ર બેનું જ ગ્રહણ કર્યું છે. કારણ માટે ઉપર જુઓ.

(૫) મેરુપર્વતની ઉત્તરે આવેલ રુકમી વર્ષધરમાં બે કૂટ છે[1]—

૧. રુકમીકૂટ; ૨. મણિકંચનકૂટ.

(૬) મેરુપર્વતની ઉત્તરે આવેલ શિખરી વર્ષધર પર્વતમાં બે કૂટ છે[2]—

૧. શિખરીકૂટ; ૨. તિગિચ્છકૂટ.

[–સ્થા૦ ૮૭]

(૧) જંબૂદ્વીપમાં મેરુની દક્ષિણે છ કૂટ છે[3]—

૧. ચુલ્લહિમવાનકૂટ; ૨. વૈશ્રમણકૂટ, (૩) મહાહિમવાનકૂટ; ૪. વૈડૂર્યકૂટ; ૫. નિષધકૂટ; ૬. રુચકકૂટ.

(૨) જંબૂદ્વીપમાં મેરુની ઉત્તરે છ કૂટ છે[4]—

૧. નીલવંતકૂટ; ૨. ઉપદર્શનકૂટ; ૩. રુકમીકૂટ (૪) મણિકંચનકૂટ; ૫. શિખરીકૂટ; ૬. તિગિચ્છકૂટ.

[–સ્થા૦ ૫૨૨]

ચુલ્લહિમવાનકૂટના ઉપરના છેડાથી ચુલ્લહિમવાન વર્ષધરની સમતલભૂમિ સુધીનું અંતર ૬૦૦ યોજન છે. તે જ પ્રમાણે શિખરીકૂટનું.

[–સમ૦ ૧૦૯]

---

૧. રુકમીના આઠમાંથી બે કૂટનું જ ગ્રહણ છે.

૨. શિખરીનાં ૧૧ માથી માત્ર બે કૂટનુ જ ગ્રહણ કર્યું છે. કારણ માટે જુઓ પા. ૫૮૬, નોધ ૨.

૩. મેરુની દક્ષિણે આવેલ ત્રણ વર્ષધરમાંના પ્રત્યેકના બબ્બે કૂટનુ જ ગ્રહણ કર્યું છે તેથી છ કૂટ કહ્યાં છે.

૪. મેરુપર્વતની ઉત્તરે આવેલ ત્રણ વર્ષધરમાંનાં પ્રત્યેકનાં બબ્બે-કૂટોનુ જ અહી ગ્રહણ છે તેથી છ કૂટો થાય. તેમ કરવાનું કારણ કહેવાઈ ગયું છે.

મહાહિમવાનકૂટની ટોચથી સૌગન્ધિકા કાંડ સુધીનું અંતર ૮૭૦૦ યોજન છે.

[-સમ૦ ૮૭]

રુકમીકૂટ વિષે પણ તે જ પ્રમાણે સમજવું.

[-સમ૦ ૮૭]

મહાહિમવાનકૂટના ઉપરના છેડાથી મહાહિમવંત વર્ષધરની સમતલભૂમિ સુધીનું અંતર સાતસો યોજન છે. તે જ પ્રમાણે રુકમીકૂટ વિષે સમજવું.

[-સમ૦ ૧૧૦]

નિષધકૂટના ઉપરના છેડાથી નિષધ વર્ષધરની સમતળ-ભૂમિ સુધીનું અંતર ૯૦૦ યોજન છે. તે જ પ્રમાણે નીલ-વંતકૂટનું સમજવું.

[-સમ૦ ૧૧૨]

બધાં વર્ષધરકૂટો ૫૦૦ યોજન ઊંચાં અને મૂળમાં ૫૦૦ યોજન પહોળાં છે.

[-સમ૦ ૧૦૮]

(૧) જંબૂદ્વીપના સૌમનસ વક્ષસ્કાર પર્વતનાં સાત કૂટ[1] છે.—

૧. સિદ્ધકૂટ; ૨. સૌમનસકૂટ; ૩. મંગલાવતીકૂટ; ૪. દેવકુરુકૂટ; ૫. વિમલકૂટ; ૬. કાંચનકૂટ; ૭. વિશિષ્ટકૂટ.

---

૧. આ સૌમનસ ગજદંતાકારે છે, અને મેરુથી દક્ષિણે આવેલ નિષધથી મેરુ સુધી ફેલાયેલો છે. તે દેવકુરુથી પૂર્વમાં આવેલો છે. તેમાં મેરુની નજદીકના ભાગમાં પ્રથમ સિદ્ધકૂટ છે અને ત્યાર પછી ક્રમશઃ નિષધ તરફ બાકીનાં કૂટો છે.

(૨) જંબૂદ્વીપના ગંધમાદન વક્ષસ્કાર પર્વતનાં સાત કૂટ[1] છે—

૧. સિદ્ધકૂટ; ૨. ગંધમાદનકૂટ; ૩. ગંધિલાવતીકૂટ; ૪. ઉત્તરકુરુકૂટ; ૫. પરિઘકૂટ; ૬. લોહિતાક્ષકૂટ; ૭.આનંદનકૂટ.

[–સ્થા૦ ૫૯૦]

જંબૂદ્વીપના મંદર પર્વતમાં ભદ્રશાલવનમાં આઠ દિશાહસ્તિકૂટ[2] છે—

૧. પદ્મોત્તરકૂટ; ૨. નીલવાનકૂટ; ૩. સુહસ્તિકૂટ; ૪. અંજનગિરિકૂટ; ૫. કુમુદકૂટ; ૬. પલાશકકૂટ; ૭. અવતંસકકૂટ; ૮. રોચનગિરિકૂટ.

[–સ્થા૦ ૬૪૨]

(૧) જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે આવેલ મહાહિમવાન વર્ષધર પર્વતમાં આઠ કૂટ[3] છે—

૧. સિદ્ધ; ૨. મહાહિમવાન; ૩. હિમવાન; ૪. રોહિત; ૫. હ્રી; ૬. હરિકાંતા; ૭. હરિવર્ષ; ૮. વૈડૂર્ય.

---

૧. આ ગંધમાદન પણ ગજદંતાકારે છે, મેરુની ઉત્તરે આવેલ નીલવંતથી મેરુપર્વત સુધી ફેલાયેલ છે; અને ઉત્તરકુરુની પૂર્વમાં છે. મેરુની નજદીકમાં સિદ્ધકૂટ છે અને ત્યાર પછી ક્રમશઃ નીલવંતની દિશામાં બાકીનાં કૂટો છે.

૨. આ કૂટો હસ્તિના આકારે હોવાથી હસ્તિકૂટ કહેવાય છે. તે કરિકૂટ પણ કહેવાય છે. તેમનો સ્થાનનિર્ણય આ પ્રમાણે:— શીતા નદીના ઉત્તર કિનારે પૂર્વદિશામાં પદ્મોત્તર અને નીલવંત કૂટ છે. અને ત્યાર પછીનાં ક્રમશઃ મેરુની ચારે દિશામાં બબ્બે આવેલાં છે.

૩. મહાહિમવાનનાં આ આઠ કૂટમાં પ્રથમ સિદ્ધકૂટ પૂર્વ દિશામાં છે. અને ત્યાર પછી ક્રમશઃ પશ્ચિમ તરફ બાકીનાં આવેલાં છે.

(૨) જંબૂદ્વીપમાં મંદરની ઉત્તરે આવેલ રુકમી વર્ષધરનાં આઠ કૂટ[1] છે—

૧. સિદ્ધ; ૨. રુકમી; ૩. રમ્યક્; ૪. નરકાંતા; ૫. બુદ્ધિ; ૬. રૌપ્ય; ૭. હિરણ્યવંત; ૮. મણિકાંચન. [–સ્થા૦ ૬૪૩]

(૧) જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે આવેલ ભરત-વર્ષમાંના દીર્ઘવૈતાઢચ પર્વતનાં[2] નવ કૂટ છે—

૧. સિદ્ધ;[3] ૨. ભરત; ૩. ખંડક; ૪. માની; ૫. વૈતાઢચ; ૬. પુણ્ય; ૭. તમિસ્રાગુફા; ૮. ભરત; ૯. વૈશ્રમણ.

(૨) જંબૂદ્વીપમાં મેરુપર્વતની દક્ષિણે આવેલ નિષધ વર્ષધરનાં[4] નવ કૂટ છે—

૧. સિદ્ધ; ૨. નિષધ; ૩. હરિવર્ષ; ૪. વિદેહ; ૫. હ્રી; ૬. ધૃતિ; ૭. શીતોદા; ૮. અપરવિદેહ; ૯. રુચક.

---

૧. રુકમી વર્ષધરનાં પણ ફૂટોમાં પૂર્વ દિશામાં સર્વ પ્રથમ સિદ્ધકૂટ છે અને બાકીનાં ત્યાર પછી ક્રમશઃ આવેલાં છે.

૨. બધાં મળી દીર્ઘવૈતાઢચ ૩૪ છે.—૧ ભરતમાં, ૧ ઐરવતમાં અને ૩૨ વિજયોમાંનાં ૩૨. આ પ્રત્યેક વૈતાઢચોમાં નવ-નવ ફૂટો છે. આ સૂત્રમાં એ ૩૪ દીર્ઘવૈતાઢચો તથા તે સિવાયના બીજા પર્વતો જેમને નવ-નવ ફૂટ છે તેવા ૫ ગણાવ્યા છે; એટલે બધા મળી ૩૯ પર્વતોનાં નવ-નવ ફૂટ ગણાવ્યાં છે.

૩. બધા દીર્ઘવૈતાઢચમાં સર્વપ્રથમ સિદ્ધકૂટ પૂર્વદિશામાં છે અને ત્યાર પછી તેની પશ્ચિમે ક્રમશઃ બાકીનાં ફૂટો આવેલાં છે.

૪. બધા વર્ષધરનું પ્રથમ ફૂટ સિદ્ધ છે અને તે સર્વ પ્રથમ પૂર્વમાં આવેલ છે; અને ત્યાર પછી અનુક્રમે બીજાં હોય છે.

(૩) મેરુપર્વતના નંદનવનમાં નવ કૂટ[1] છે—

૧. નંદન; ૨. મંદર: ૩. નિષધ; ૪. હૈમવત; ૫. રજત; ૬. રુચક; ૭. સાગરચિત્ર; ૮. વજ્ર; ૯. બલકૂટ.

(૪) જંબૂદ્વીપના માલ્યંવાન વક્ષસ્કાર (ગજદંતગિરિ) પર્વતનાં નવ કૂટ[2] છે—

૧. સિદ્ધ; ૨. માલ્યવાન; ૩. ઉતરકુરુ; ૪. કચ્છ; ૫. સાગર; ૬. રજત; ૭. શીતા; ૮. પૂર્ણભદ્ર; ૯. હરિસ્સહ.

(૫) જંબૂના કચ્છવિજયના દીર્ઘવૈતાઢ્યનાં નવ કૂટ છે—

૧. સિદ્ધ; ૨. કચ્છ; ૩. ખંડક; ૪. માની; ૫. વૈતાઢ્ય; ૬. પૂર્ણ; ૭. તમિસ્રાગુફા; ૮. કચ્છ; ૯. વૈશ્રમણ.

(૬) જંબૂના સુકચ્છવિજયના દીર્ઘવૈતાઢ્યનાં નવ કૂટ છે—

૧. સિદ્ધ; ૨. સુકચ્છ; ૩. ખંડક; ૪. માની; ૫. વૈતાઢ્ય; ૬. પૂર્ણ; ૭. તમિસ્રાગુફા; ૮. સુકચ્છ; ૯. વૈશ્રમણ.

(૭) મહાકચ્છ, (૮) કચ્છકાવતી, (૯) આવર્ત, (૧૦) મંગલાવર્ત, (૧૧) પુષ્કલ, (૧૨) પુષ્કલાવર્ત વિજયોના દીર્ઘ વૈતાઢ્યોનાં ૯–૯ કૂટોનાં નામો ગણી લેવાં. ભેદ એટલો કે

---

૧. નંદનવનમાં ચારે દિશાએ સિદ્ધાયતનો છે અને વિદિશામાં પ્રાસાદો છે. પૂર્વના સિદ્ધાયતનની ઉત્તરે અને ઉત્તર-પૂર્વના પ્રાસાદની દક્ષિણે નંદનકૂટ છે. પૂર્વના સિદ્ધાયતનની દક્ષિણે અને દક્ષિણ–પૂર્વના પ્રાસાદની ઉત્તરમા મંદરકૂટ છે. આ જ ક્રમે બાકીનાં કૂટોનાં સ્થાન પણ સમજી લેવાં. આ નંદન-વનના બલ સિવાયના પ્રત્યેક કૂટ પર દેવીઓનો નિવાસ છે. અને બલમાં બલ નામનો દેવ વસે છે.

૨. આમાંનું અંતિમ કૂટ હરિસ્સહ સહસ્રાંક કૂટ કહેવાય છે. માલ્યવાન પર્વતનું સિદ્ધકૂટ મેરુની નજીક છે અને ત્યાર પછીનાં ક્રમશઃ નીલવંત પર્વતની દિશામાં છે.

તે તે વૈતાઢચોનાં કૂટનાં નામોમાં બીજું અને આઠમું તે તે વૈતાઢચના નામવાળું સમજવું. બાકીનાં ૭ નામો કચ્છ અને સુકચ્છનાં નામો જેવાં જ સમજવાં.

(૧૩) વત્સ, (૧૪) સુવત્સ, (૧૫) મહાવત્સ, (૧૬) વત્સાવતી, (૧૭) રમ્ય, (૧૮) રમ્યક, (૧૯) રમણિક, (૨૦) મંગલાવતી — આ આઠ વિજયોના દીર્ઘવૈતાઢચનાં ઉપર પ્રમાણે નવ-નવ કૂટ સમજવાં. નામ પણ તે જ પ્રમાણે; બીજું અને આઠમું કૂટ પોતપોતાના નામનું છે.

(૨૧) જંબૂદ્વીપના વિદ્યુત્પ્રભ વક્ષસ્કાર (ગજદંતગિરિ)નાં નવ કૂટ છે[1]—

૧. સિદ્ધ; ૨. વિદ્યુત; ૩. દેવકુરુ; ૪. પદ્મ; ૫. કનક; ૬. સ્વસ્તિક; ૭. શીતોદા; ૮. સજલ; ૯. હરિકૂટ.

(૨૨) જંબૂદ્વીપના પદ્મવિજયના દીર્ઘવૈતાઢચનાં નવ કૂટ છે —

૧. સિદ્ધ; ૨. પદ્મ; ૩. ખંડક; ૪. માની; ૫. વૈતાઢચ; ૬. પૂર્ણ; ૭. તમિસ્રાગુફા; ૮. પદ્મ; ૯. વૈશ્રમણ.

(૨૩) સુપદ્મ, (૨૪) મહાપદ્મ, (૨૫) પદ્માવતી, (૨૬) શંખ, (૨૭) કુમુદ, (૨૮) નલિન, (૨૯) સલિલાવતી – આ વિજયોના પણ દીર્ઘવૈતાઢચનાં નવ–નવ કૂટો પદ્મ વિજયની જેમ સમજી લેવાં. બીજા અને આઠમા કૂટનું નામ પોત-પોતાના નામ જેવું સમજવું.

(૩૦) વપ્ર, (૩૧) સુવપ્ર, (૩૨) મહાવપ્ર, (૩૩) વપ્રાવતી, (૩૪) વલ્ગુ, (૩૫) સુવલ્ગુ, (૩૬) ગંધિલ, (૩૭) ગંધિલાવતી — આ વિજયોના વૈતાઢચોનાં પણ નવ–નવ કૂટ ઉપર પ્રમાણે સમજી લેવાં.

---

૧. આ ગજદંતગિરિનાં શિખરોમાંનું સર્વ પ્રથમ સિદ્ધ મેરુની નજીક છે અને ત્યાર પછીનાં ક્રમશઃ નિષધની દિશામાં છે.

(૩૮) જંબૂદ્વીપમાં મેરુની ઉત્તરે નીલવંત વર્ષધરમાં નવ કૂટ છે—

૧. સિદ્ધ; ૨. નીલવંત; ૩. વિદેહ; ૪. શીતા; ૫. કીર્તિ; ૬. નારીકાંતા; ૭. અપરવિદેહ; ૮. રમ્યક; ૯. ઉપદર્શન.

(૩૯) જંબૂદ્વીપના મેરુપર્વતની ઉત્તરે આવેલ ઐરવત-ના દીર્ઘવૈતાઢ્યમાં નવ કૂટ છે—

૧. સિદ્ધ; ૨. રત્ન; ૩. ખંડક; ૪. માની; ૫. વૈતાઢ્ય; ૬. પૂર્ણ; ૭. તિમિસગુહા; ૮. ઐરવંત; ૯. વૈશ્રમણ.

[–સ્થા૦ ૬૮૯]

વક્ષસ્કારનાં બીજાં કૂટો સિવાયનાં બધાં હરિ (વિદ્યુત્પ્રભનું) અને હરિસ્સહ (માલ્યવાનનું) કૂટો ૧ હજાર યોજન ઊંચાં છે; અને મૂળમાં હજાર યોજન પહોળાં છે.

[–સમ૦ ૧૧૩]

નંદનવનનાં બાકીનાં કૂટો સિવાયનાં બધાં બલકૂટો પણ હજાર યોજન ઊંચાં અને હજાર યોજન મૂળમાં પહોળાં છે.

[–સમ૦ ૧૧૩]

હરિ અને હરિસ્સહ સિવાયનાં વક્ષસ્કારનાં કૂટો ૫૦૦ યોજન ઊંચાં અને મૂળમાં ૫૦૦ યોજન લાંબાં-પહોળાં છે.

બલકૂટ સિવાયનાં બાકીનાં નંદનવનનાં બધાં કૂટો પણ તે જ પ્રમાણે.

[–સમ૦ ૧૦૮]

## (૧૨) જંબૂદ્વીપમાંના હૂદો

જંબૂદ્વીપમાં[1] મેરુપર્વતની દક્ષિણે અને ઉત્તરે આવેલા—

૧. વિગત માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૧૯.

(૧) હિમવાન્ અને શિખરી વર્ષધર પર્વતમાં ક્રમશઃ આ બે મહાન હ્રદ સમાન પરિમાણયુક્ત છે—

૧. પદ્મહ્રદ (હિમવાનમાં); ૨. પૌંડરિક (શિખરીમાં).

આ બે કુંડોમાં આ બે દેવતા પલ્યસ્થિતિવાળી રહે છે.—

૧. શ્રીદેવી; ૨. લક્ષ્મીદેવી.

(૨) મહાહિમવાન અને રુક્મીમાં આ બે કુંડ છે—

૧. મહાપદ્મહ્રદ ૨. મહાપૌંડરિક.

આ બે કુંડમાં આ બે દેવી પલ્યસ્થિતિવાળી નિવાસ કરે છે—

૧. હ્રીદેવી; ૨. બુદ્ધિદેવી.

(૩) નિષધ અને નીલવંતમાં આ બે કુંડો છે—

૧. તિગિચ્છહ્રદ; ૨. કેસરીહ્રદ.

તેમાં પલ્યસ્થિતિવાળી બે દેવતા વસે છે—

૧. ધૃતિ; ૨. કીર્તિ.

[–સ્થા૦ ૮૮]

(૧) જંબૂદ્વીપમાં મેરુની દક્ષિણે ત્રણ મહાહ્રદ છે—

૧. પદ્મહ્રદ; ૨. મહાપદ્મહ્રદ; ૩. તિગિચ્છહ્રદ.

તેમાં ત્રણ દેવતા વસે છે, તે આ—

૧. શ્રી; ૨. હ્રી; ૩. ધૃતિ.

(૨) જંબૂદ્વીપમાં મેરુપર્વતની ઉત્તરે ત્રણ મહાહ્રદો અને તેમાં વસનારી ત્રણ દેવીઓ આ છે—

કુંડો :– ૧. કેસરી; ૨. મહાપૌંડરિક; ૩. પૌંડરિક.

દેવી :– કીર્તિ; બુદ્ધિ; લક્ષ્મી.

[–સ્થા૦ ૧૯૭]

જંબૂદ્વીપમાં મંદરની દક્ષિણે આવેલા દેવકુરુમાં અને મંદરની ઉત્તરે આવેલા ઉત્તરકુરુમાં પાંચ-પાંચ હૂદો છે,[1] તે આ પ્રમાણે —

| (१) देवकुरुमा | (२) उत्तरकुरुमा |
|---|---|
| ૧. નિષધ; | નીલવંત |
| ૨. દેવકુરુ; | ઉત્તરકુરુ, |
| ૩. સૂર્ય; | ચંદ્ર; |
| ૪. સુલૈસ; | ઐરાવણ; |
| ૫. વિદ્યુત્પ્રભ. | માલ્યવાન. |

[-સ્થા૦ ૪૩૪]

જંબૂદ્વીપમાં છ મહાહૂદ છે અને તેમાં પલ્ય સ્થિતિવાળી દેવીઓ રહે છે.

| ह्रदो | देवी |
|---|---|
| ૧. પદ્મહૂદ; | શ્રીદેવી; |
| ૨. મહાપદ્મહૂદ; | હ્રીદેવી; |
| ૩. તિગિચ્છહૂદ; | ધૃતિદેવી; |
| ૪. કેસરીહૂદ; | કીર્તિદેવી; |
| ૫. મહાપૌંડરિક; | બુદ્ધિદેવી; |
| ૬. પૌંડરિક. | લક્ષ્મીદેવી. |

[-સ્થા૦ ૫૨૨]

તિગિચ્છ અને કેસરી હૂદનો આયામ ૪૦૦૦ યોજન છે.

[-સમ૦ ૧૧૭]

(૧) ભરતવર્ષમાં બે પ્રપાતહૂદ[2] છે —

૧. ગંગાપ્રપાત હૂદ; ૨. સિંધુપ્રપાત હૂદ.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૦.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૧.

(૨) હિમવંતવર્ષમાં બે પ્રપાતહ્રદ છે—
૧. રોહિતપ્રપાત હ્રદ; ૨. રોહિતાંશપ્રપાત હ્રદ.

(૩) હરિવર્ષમાં બે પ્રપાતહ્રદ છે—
૧. હરિપ્રપાત હ્રદ; ૨. હરિકાંતપ્રપાત હ્રદ.

(૪) મહાવિદેહવર્ષમાં બે પ્રપાતહ્રદ છે—
૧. શીતાપ્રપાત હ્રદ; ૨. શીતોદાપ્રપાત હ્રદ.

(૫) રમ્યગ્વર્ષમાં બે પ્રપાતહ્રદ છે—
૧. નરકાંતપ્રપાત હ્રદ; ૨. નારીકાંતપ્રપાત હ્રદ.

(૬) હિરણ્યવંતવર્ષમાં બે પ્રપાત હ્રદ છે—
૧. સુવર્ણકૂલપ્રપાત હ્રદ; ૨. રુપ્યકૂલપ્રપાત હ્રદ.

(૭) ઐરવતવર્ષમાં બે પ્રપાતહ્રદ છે—
૧. રક્તાપ્રપાત હ્રદ; ૨. રક્તાવતીપ્રપાત હ્રદ.

[–સ્થા૦ ૮૮]

પદ્મહ્રદ અને પૌંડરિક હ્રદ ૧૦૦૦ યોજન લાંબા છે.

[–સમ૦ ૧૧૩]

મહાપદ્મ અને મહાપૌંડરિક હ્રદ ૨૦૦૦ યોજન લાંબા છે.

[–સમ૦ ૧૧૫]

બધાં મહાહ્રદો દશ યોજન ઊંડા કહ્યા છે.

[–સ્થા૦ ૭૭૯]

બધા સલિલકુંડો (પ્રપાતહ્રદો) દશ યોજન ઊંડા છે.

[–સ્થા૦ ૭૭૯]

## (૧૩) જંબૂદ્વીપની નદીઓ[૧]

(૧) જંબૂદ્વીપમાં મેરુ પર્વતની દક્ષિણે આવેલ મહાહિમવાન વર્ષધરના મહાપદ્મ-હ્રદમાંથી બે મહાનદી નીકળે છે—

૧. રોહિતા; ૨. હરિકાંતા.

(૨) તે જ પ્રમાણે નિષધ પર્વતના તિગિચ્છ હ્રદમાંથી બે મહાનદી નીકળે છે—

૧. હરિસલિલા; ૨. શીતોદા.

(૩) જંબૂદ્વીપમાં મેરુની ઉત્તરે આવેલ નીલવંત વર્ષધરના કેસરી હ્રદમાંથી બે મહાનદી નીકળે છે—

૧. શીતા; ૨. નારીકાંતા.

(૪) તે જ પ્રમાણે રુકમી વર્ષધર પર્વતના મહાપૌંડરિક હ્રદમાંથી બે મહાનદી નીકળે છે—

૧. નરકાંતા; ૨. રૂપ્યકુલા.

[–સ્થા૦ ૮૮]

(૧) ભરતવર્ષમાં બે મહાન નદીઓ છે (જે હિમવાનના પદ્મહ્રદમાંથી નીકળે છે)—

૧. ગંગા (પૂર્વતરફ વહે છે); ૨. સિન્ધુ (પશ્ચિમ તરફ વહે છે).

(૨) હિમવંતવર્ષમાં બે મહાન નદીઓ છે જે ક્રમશઃ મહાહિમવાન વર્ષધરમાંના મહાપદ્મહ્રદમાંથી અને હિમવાનના પદ્મહ્રદમાંથી નીકળે છે—

૧. રોહિતા (પૂર્વમાં); ૨. રોહિતાંશા (પશ્ચિમમાં).

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૨૨.

(૩) હરિવર્ષમાં બે મહાન નદીઓ છે જે ક્રમશઃ નિષધના તિગિચ્છ હ્રદમાંથી તથા મહાહિમવંતના મહાપદ્મ-હ્રદમાંથી નીકળે છે—

૧. હરિસલિલા (પૂર્વમાં); ૨. હરિકાંતા (પશ્ચિમમાં).

(૪) મહાવિદેહવર્ષમાં બે મહાનદીઓ છે જે ક્રમશઃ નીલવંતના કેસરી હ્રદમાંથી તથા નિષધના તિગિચ્છ હ્રદમાંથી નીકળે છે—

૧. શીતા (પૂર્વમાં); ૨. શીતોદા (પશ્ચિમમાં).

(૫) રમ્યગ્વર્ષમાં બે મહાનદીઓ છે જે ક્રમશઃ રુક્મીના મહાપૌંડરિક હ્રદમાંથી તથા નીલવંતના કેસરી હ્રદમાંથી નીકળે છે—

૧. નરકાંતા નદી (પૂર્વમાં); ૨. નારીકાંતા નદી (પશ્ચિમમાં).

(૬) હિરણ્યવંતવર્ષમાં બે મહાનદીઓ છે જે ક્રમશઃ શિખરીપર્વતના પૌંડરિકહ્રદમાંથી તથા રુક્મીપર્વતના મહાપૌંડરિકહ્રદમાંથી નીકળે છે—

૧. સુવર્ણકૂલા (પૂર્વમાં); ૨. રૂપ્યકૂલા (પશ્ચિમમાં).

(૭) ઐરવત વર્ષમાં બે નદીઓ છે જે શિખરી પર્વતના પૌંડરિક હ્રદમાંથી નીકળે છે—

૧. રકતા નદી (પૂર્વમાં); ૨. રકતાવતી નદી (પશ્ચિમમાં).

[-સ્થા૦ ૮૮]

(૧) જંબૂદ્વીપના મેરુપર્વતની દક્ષિણે આવેલા ચુલ્લ-હિમવાનપર્વતના પદ્મહદમાંથી ત્રણ મહાનદીઓ નીકળે છે—

૧. ગંગા;[1] ૨. સિંધુ; ૩. રોહિતાંશા.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૩.

(૨) મેરુપર્વતની ઉત્તરે આવેલા શિખરી પર્વતના પૌંડ્રિકહ્રદમાંથી ત્રણ મહાનદીઓ નીકળે છે— -

૧. સુવર્ણકૂલા[1] ૨. રક્તા; ૩. રક્તાવતી.

(૩) જંબૂદ્વીપમાં મેરુની પૂર્વમાં પૂર્વમહાવિદેહમાં શીતા નદીની ઉત્તરમાં ત્રણ આંતરનદીઓ છે.[2]

૧. ગાથાવતી; ૨. દ્રહવતી. ૩. પંકવતી.

(૪) એ જ શીતા નદીની દક્ષિણે ત્રણ આંતરનદીઓ છે–

૧. તપ્તજલા; ૨. મત્તજલા; ૩. ઉન્મત્તજલા.

(૫) જંબૂદ્વીપમાં મેરુની પશ્ચિમે મહાવિદેહમાં વહેતી શીતોદા નદીની દક્ષિણે ત્રણ આંતરનદીઓ છે—

૧. ક્ષીરોદા; ૨. શીતસ્રોતા; ૩. અન્તોવાહિની.

(૬) એ જ શીતોદા નદીની ઉત્તરે ત્રણ આંતરનદીઓ છે—

૧. ઊર્મિમાલિની; ૨. ફેનમાલિની; ૩. ગંભીરમાલિની
[–સ્થા૦ ૧૯૭]

(૧) જંબૂદ્વીપમાં મંદરપર્વતની દક્ષિણે ભરતવર્ષમાં વહેતી ગંગા મહાનદીને પાંચ મહાનદી મળે છે—

૧. જમુના; ૨. સરયૂ; ૩. આદી; ૪. કોસી; ૫. મહી.

(૨) જંબૂદ્વીપમાં મંદરની દક્ષિણે ભરતવર્ષમાં સિન્ધુ નદીને પાંચ નદી આવી મળે છે—

૧. શતદ્રુ; ૨. વિભાસા; ૩. વિતસ્તા; ૪. ઈરાવતી; ૫. ચંદ્રભાગા.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૩.

૨. બધી મળી ૧૨ આંતર નદીઓ વિદેહમાં છે. તેમને આ સૂત્રમાં ગણાવી છે.

(૧) જંબૂદ્વીપમાં મેરુની ઉત્તરે આવેલ ઐરવતની રક્તા મહાનદીને પાંચ મહાનદીઓ મળે છે—

૧. કૃષ્ણા; ૨. મહાકૃષ્ણા; ૩. નીલા; ૪. મહાનીલા; ૫. મહાતીરા.[1]

(૪) જંબૂદ્વીપમાં મેરુની ઉત્તરે આવેલી ઐરવત વર્ષમાં રક્તાવતી મહાનદીને પાંચ મહાનદી મળે છે—

૧. ઇન્દ્રા; ૨. ઇન્દ્રસેના; ૩. સુષેણા; ૪. વારિસેના; ૫. મહાભોગા.

[–સ્થા૦ ૪૭૦]

(૧) જંબૂદ્વીપમાં દક્ષિણે ભરતવર્ષમાં આવેલી ગંગા અને સિંધુને આ દશ નદીઓ આવી મળે છે—

(૧) ગંગાને મળનારી—

૧. યમુના; ૨. સરયૂ; ૩. આદી; ૪. કોસી; ૫. મહી.

(૨) સિન્ધુને મળનારી—

૬. સિંધુ (શતદ્રુ); ૭. વિતસ્તા; ૮. વિભાસા; ૯. ઐરાવતી; ૧૦. ચંદ્રભાગા.

(૨) જંબૂદ્વીપમાં ઉત્તરે ઐરવતવર્ષમાં આવેલી રક્તા અને રક્તાવતી નદીઓને આ દશ નદીઓ આવી મળે છે—

(૧) રક્તાને મળનારી—

૧. કૃષ્ણા; ૨. મહાકૃષ્ણા; ૩. નીલા; ૪. મહાનીલા; ૫. તીરા.

(૨) રક્તાવતીને મળનારી—

૬. મહાતીરા; ૭. ઇન્દ્રા; ૮. ઇન્દ્રસેના; ૯. વારિસેના; ૧૦. મહાભોગા.

[–સ્થા૦ ૭૧૭]

---

૧. પ્રસ્તુત સૂત્રમાં જણાવેલ રક્તા અને રક્તાવતીનાં પાંચ-પાંચ નામો સાથે આગળના સૂત્રમાં જણાવેલ નામોની સંગતિ નથી.

(૧) જંબૂમાં મેરુ પર્વતની દક્ષિણે છ મહાનદીઓ છે—

૧. ગંગા; ૨. સિંધુ; ૩. રોહિતા; ૪. રોહિતાંશા; ૫. હરિસલિલા; ૬. હરિકાંતા.

(૨) મેરું પર્વતની ઉત્તરે છ મહાનદીઓ છે—

૧. નરકાંતા; ૨. નારીકાંતા; ૩. સુવર્ણકૂલા; ૪. રૂપ્યકૂલા; ૫. રક્તા; ૬. રક્તાવતી.

(૩) મેરુ પર્વતની પૂર્વમાં મહાવિદેહમાં વહેતી શીતાનદીના બન્ને કિનારે છ આંતરનદીઓ છે—

૧. ગાથાવતી; ૨. દ્રહવતી; ૩. પંકવતી; ૪. તપ્તજલા; ૫. મત્તજલા; ૬. ઉન્મત્તજલા.

(૪) મેરુ પર્વતની પશ્ચિમે મહાવિદેહમાં શીતોદા નદીના બન્ને કિનારે છ આંતરનદીઓ છે—

૧. ક્ષીરોદા; ૨. શીતસ્રોતા; ૩. અંતઃવાહિની ૪. ઊર્મિમાલિની; ૫. ફેનમાલિની; ૬. ગંભીરમાલિની.

[–સ્થા૦ ૫૨૨]

(૧) જંબૂદ્વીપમાં સાત મહા નદીઓ છે જે પૂર્વ તરફ વહીને લવણસમુદ્રમાં મળે છે—

૧. ગંગા; ૨. રોહિતા; ૩. હરિસલિલા; ૪. શીતા; ૫. નરકાંતા; ૬. સુવર્ણકૂલા; ૭. રક્તા.

(૨) જંબુદ્વીપમાં સાત મહાનદીઓ છે જે પશ્ચિમ તરફ વહીને લવણસમુદ્રને મળે છે.—

૧. સિંધુ; ૨. રોહિતાંશા; ૩. હરિકાંતા; ૪. શીતોદા, ૫. નારીકાંતા; ૬. રૂપ્યકૂલા; ૭. રકતાવતી.

[–સ્થા૦ ૫૫૫;–સમ૦ ૧૪]

(૧) નિષધ વર્ષધરમાંના તિંગિચ્છ હ્રદમાંથી શીતોદા મહાનદી નીકળીને ૭૪૦૦ યોજનથી કાંઈક વધારે ઉત્તરાભિમુખ વહીને[૧] પછી ચાર યોજન લાંબા અને ૫૦ યોજન પહોળા વજ્રમય નાળચા (જીભી) વાટે[૧] પોતાના વજ્રના તળિયાવાળા પ્રપાતકુંડમાં મોટા ઘડામાંથી મોતીની ધારની જેમ મહાન ઘોષ કરતી પડે છે.

(૨) આ જ પ્રમાણે નીલવંતના કેસરી હ્રદમાંથી નીકળતી દક્ષિણાભિમુખી શીતા નદી વિષે પણ સમજી લેવું.

[–સમ૦ ૭૪]

શીતા, શીતોદા મહાનદીઓ મુખમૂલમાં (સમુદ્ર પાસે) દશ યોજન ઊંડી છે.[૧]

[–સ્થા૦ ૭૭૯]

(૧) જંબૂદ્વીપના મંદર પર્વતની પૂર્વમાં વહેતી શીતા નદીની ઉત્તરે ઉત્કૃષ્ટથી આઠ અરિહંત, આઠ ચક્રવર્તી, આઠ બળદેવ અને આઠ વાસુદેવ ઉત્પન્ન થયા છે, થાય છે અને થશે.[૨]

(૨–૪) તે જ નદીની દક્ષિણે તથા મેરુની પશ્ચિમે વહેતી શીતોદાની ઉત્તરે અને દક્ષિણે પણ તે જ પ્રમાણે મહાપુરુષોની ઉત્પત્તિ સમજવી.

[–સ્થા૦ ૬૩૮]

(૧) જંબૂદ્વીપમાં મેરુપર્વતની પૂર્વમાં વહેતી શીતા નદીને ઉત્તરે આ બધું આઠની સંખ્યામાં છે[૩]—

૧. દીર્ઘવૈતાઢ્ય; ૨. તિમિસગુહા; ૩. ખંડપ્રપાતગુફા;

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૪.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૫.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૬.

૪. કૃતમાલ્યકદેવ; ૫. નૃત્યમાલ્યકદેવ; ૬. ગંગાકુંડ; ૭. સિંધુકુંડ; ૮. ગંગા નદી; ૯. સિંધુ નદી; ૧૦ ઋષભકૂટ.

(૨) મેરુપર્વતની પશ્ચિમે વહેતી શીતોદાની દક્ષિણે પણ તે જ પ્રમાણે.

(૩) શીતાની દક્ષિણે પણ તે જ પ્રમાણે છે. પણ ગંગા અને ગગાકુંડને બદલે રક્તા અને રક્તાકુંડ તથા સિંધુ અને સિન્ધુકુંડને બદલે રક્તાવતી અને રક્તાવતી કુંડ સમજવા.

(૪) શીતોદાની ઉત્તરે પણ એ જ પ્રમાણે ફેરફાર સમજવાનો છે.

[–સ્થા૦ ૬૩૯]

(૧) ગંગા અને સિન્ધુ મહાનદીઓ પોતપોતાના પ્રપાતકુંડમાં ૨૫ ગાઉ જેટલા વિસ્તૃત ધોધરૂપે મગરના મોઢા જેવા નાળચામાંથી જાણે ઘડામાંથી મોતીની ધાર થતી હોય તેમ પડે છે.

(૨) તે જ પ્રમાણે શિખરી પૂર્વતં પરથી રક્તા અને રક્તાવતી નામની મહાનદીઓ પોતપોતાના પ્રપાતકુંડમાં પડે છે.

[–સમ૦ ૨૫]

ગંગા, સિંધુ, રક્તા અને રક્તાવતી મહાનદીઓની દેવીના દ્વીપો આઠ-આઠ યોજન લાંબા પહોળા છે.[1]

[–સ્થા૦ ૬૨૯]

---

૧. આ દેવીના દ્વીપો તે તે નદીના પ્રપાતકુંડમાં મધ્યભાગમાં હોય છે.

ગંગા, સિન્ધુ, રક્તા અને રક્તાવતીનો પ્રવાહ ૨૪ કોશથી કાંઈક વધારે વિસ્તૃત છે.[૧]

[–સમ૦ ૨૪]

## (૧૪) જંબૂદ્વીપના પ્રકાશકો સૂર્ય–ચંદ્રાદિ

જંબૂદ્વીપમાં આ બધું બેની સંખ્યામાં પ્રકાશ્યું છે, પ્રકાશે છે અને પ્રકાશશે—

| | | |
|---|---|---|
| ૧ ચંદ્ર | ૧૧ પૂર્વાફાલ્ગુની | ૨૧ ઉત્તરાષાઢા |
| ૨ સૂર્ય | ૧૨ ઉત્તરાફાલ્ગુની | ૨૨ અભિચી |
| ૩ કૃત્તિકા[૨] | ૧૩ હસ્ત | ૨૩ શ્રવણ |
| ૪ રોહિણી | ૧૪ ચિત્રા | ૨૪ ધનિષ્ઠા |
| ૫ મૃગશિર | ૧૫ સ્વાતી | ૨૫ શતભિષક |
| ૬ આર્દ્રા | ૧૬ વિશાખા | ૨૬ પૂર્વાભાદ્રપદા |
| ૭ પુનર્વસુ | ૧૭ અનુરાધા | ૨૭ ઉત્તરાભાદ્રપદ |
| ૮ પુષ્ય | ૧૮ જ્યેષ્ઠા | ૨૮ રેવતી |
| ૯ અશ્લેષા | ૧૯ મૂલ | ૨૯ અશ્વિની |
| ૧૦ મઘા | ૨૦ પૂર્વાષાઢા | ૩૦ ભરણી |

---

૧. આ માપ પદ્મહૃદમાંથી ગંગા અને સિંધુ નદીઓ તથા પૌંડરિકમાંથી રક્તા અને રક્તાવતી નીકળે છે ત્યાંના પ્રવાહનું હોય એવો સંભવ છે. કારણ, તે નદીઓ જ્યારે પ્રપાતમાં પડે છે ત્યારે તો ૨૫ કોશ વિસ્તૃત હોય છે અને પ્રપાતકુંડમાંથી નીકળે છે ત્યારે પણ તેટલી જ વિસ્તૃત હોવાનું શાસ્ત્રમાં જણાવવામાં આવે છે.

૨. (૩) કૃત્તિકાથી માંડીને (૩૦) ભરણી સુધીનાં ૨૮ નક્ષત્રો છે. તે ચંદ્રનો પરિવાર ગણાય છે તેથી ચંદ્ર–સૂર્ય પછી તેમને ગણાવી દીધાં છે. નક્ષત્રો બબ્બે છે તેથી બધાં મળી જંબૂદ્વીપમાં ૫૬ નક્ષત્રો છે.

| | | |
|---|---|---|
| ૩૧ અગ્નિ[1] | ૪૦ અર્યમન્ | ૪૯ વિશ્વ |
| ૩૨ પ્રજાપતિ | ૪૧ સવિતા | ૫૦ બ્રહ્મા |
| ૩૩ સોમ | ૪૨ ત્વષ્ટા | ૫૧ વિષ્ણુ |
| ૩૪ રુદ્ર | ૪૩ વાયુ | ૫૨ વસુ |
| ૩૫ અદિતિ | ૪૪ ઇન્દ્રાગ્નિ | ૫૩ વરુણ |
| ૩૬ બૃહસ્પતિ | ૪૫ મિત્ર | ૫૪ અજ |
| ૩૭ સર્પ | ૪૬ ઇન્દ્ર | ૫૫ વિવૃદ્ધિ |
| ૩૮ પિતૃ | ૪૭ નિર્ઋતિ | ૫૬ પૂષન્ |
| ૩૯ ભગ | ૪૮ આપ | ૫૭ અશ્વિન્ |
| | ૫૮ યમ | |

---

| | | |
|---|---|---|
| ૫૯ અંગારક[2] | ૬૦ વિકાલક | ૬૧ લોહિતાક્ષ |
| ૬૨ શનૈશ્ચર | ૬૩ આધુનિક | ૬૪ પ્રાધુનિક |
| ૬૫ કણ | ૬૬ કનક | ૬૭ કનકનક |
| ૬૮ કનકવિતાનક | ૬૯ કનકસંતાનક | ૭૦ સોમ |
| ૭૧ સહિત | ૭૨ આસસન | ૭૩ કાર્યોપગ |
| ૭૪ કર્બટક | ૭૫ અજકરક | ૭૬ દુદુંભગ |

---

૧. (૩૧) અગ્નિથી માંડી (૫૮) યમ સુધીનાં ૨૮ નામો નક્ષત્રોના અધિપતિ દેવતાનાં છે—તે ક્રમશઃ સમજવાનાં છે. ગ્રન્થાન્તરમાં આ દેવોનાં નામોનો ક્રમ વિપરત રીતે પણ જોવામાં આવે છે.

૨. ટીકાકાર ફરીયાદ કરે છે કે, 'અહીં પ્રસ્તુત ૮૮ ગ્રહોનાં નામો અનેક આદર્શ પુસ્તકમાં જોવા છતાં નક્કી થઈ શકતાં નથી—એટલે સૂર્યપ્રજ્ઞપ્તિમાંથી જ તે ૮૮ નામોને આપું છું.' આમ કહી તેઓ સૂર્ય-પ્રજ્ઞપ્તિમાંથી ૮૮ ગ્રહોનાં નામો ટાંકે છે. મારી સામે આગમોદયની આવૃત્તિ છે. તેમાં ૮૮ને બદલે ૯૦ ગ્રહોનાં નામ છે. આ ૮૮ ગ્રહો પણ ચંદ્રના પરિવારમાં ગણાય છે. આ પણ બબ્બે છે તેથી જંબૂદ્વીપમાં બધા મળી ૧૭૬ ગ્રહો છે.

| | | |
|---|---|---|
| ૭૭ શંખ | ૭૮ શંખવર્ણ | ૭૯ શંખવર્ણાભ |
| ૮૦ કંસ | ૮૧ કંસવર્ણ | ૮૨ કંસવર્ણાભ |
| ૮૩ રુકમી[1] | ૮૪ રુકમાભાસ | ૮૫ નીલ |
| ૮૬ નીલાભાસ | ૮૭ ભાસ | ૮૮ ભાસરાશિ |
| ૮૯ તિલ | ૯૦ તિલપુષ્પવર્ણ | ૯૧ દગ |
| ૯૨ દગપંચવર્ણ | ૯૩ કાક | ૯૪ કાકાન્ધ |
| ૯૫ ઇન્દ્રગ્રીવ | ૯૬ ધૂમકેતુ | ૯૭ હરિ |
| ૯૮ પિંગલ | ૯૯ બુદ્ધ | ૧૦૦ શુક્લ |
| ૧૦૧ બૃહસ્પતિ | ૧૦૨ રાહુ | ૧૦૩ અગસ્તી |
| ૧૦૪ માણવક | ૧૦૫ કાલ | ૧૦૬ સ્પર્શ |
| ૧૦૭ ધુરા | ૧૦૮ પ્રમુખ | ૧૦૯ વિકટ |
| ૧૧૦ વિસંધિ | ૧૧૧ નિયેલ્લ | ૧૧૨ પદિક |
| ૧૧૩ જટિકાદિલક | ૧૧૪ અરુણ | ૧૧૫ અગ્નિલ |
| ૧૧૬ કાલ | ૧૧૭ મહાકાલ | ૧૧૮ સ્વસ્તિક |
| ૧૧૯ સૌવસ્તિક | ૧૨૦ વર્ધમાનક | ૧૨૧ પૂષમાનક[2] |
| ૧૨૨ અંકુશ[2] | ૧૨૩ પ્રલંબ | ૧૨૪ નિત્યાલોક |
| ૧૨૫ નિત્યોદ્યોત | ૧૨૬ સ્વયંપ્રભ | ૧૨૭ અવભાસ |
| ૧૨૮ શ્રેયંકર | ૧૨૯ ક્ષેમંકર | ૧૩૦ આભંકર |
| ૧૩૧ પ્રભંકર | ૧૩૨ અપરાજિત | ૧૩૩ અરત |
| ૧૩૪ અશોક | ૧૩૫ વિગતશોક | ૧૩૬ વિમલ |
| ૧૩૭ વ્યક્ત | ૧૩૮ વિતથ્ય | ૧૩૯ વિશાલ |
| ૧૪૦ શાલ | ૧૪૧ સુવ્રત | ૧૪૨ અનિવર્ત |
| ૧૪૩ એકજટી | ૧૪૪ દ્વિજટી | ૧૪૫ કરકરિક |
| ૧૪૬ રાજાગલ | ૧૪૭ પુષ્પકેતુ | ૧૪૮ ભાવકેતુ |

[—સ્થા૦ ૯૦]

---

૧. સૂર્યપ્રજ્ઞપ્તિના પાઠમાં પ્રથમ નીલ અને નીલાભાસ છે પછી રુકમી અને રુકમાભાસ છે.

૨. આ નામો સૂર્યપ્રજ્ઞપ્તિમાં નથી.

## (૧૫) જંબૂદ્વીપમાં કાળ, આયુ વગેરે

(૧) જંબૂદ્વીપના ભરતૈરવત વર્ષમાં—

૧. અતીત ઉત્સર્પિણીના સુષમદુષમા આરાનું; ૨. વર્તમાન અવસર્પિણીના સુષમદુષમા આરાનું; ૩. આગામી ઉત્સર્પિણીના સુષમદુષમા આરાનું—કાલમાન બે સાગરોપમ કોટાકોટી છે.

(૨) જંબૂદ્વીપના ભરતૈરવત વર્ષમાં—

૧. અતીત ઉત્સર્પિણીના સુષમા આરામાં; ૨. વર્તમાન અવસર્પિણીના સુષમા આરામાં; ૩. આગામી ઉત્સર્પિણીના સુષમા આરામાં—મનુષ્યોના શરીરની ઊંચાઈ બે ગાઉ અને પરમાયુ બે પલ્ય કહ્યું છે.

(૩) જંબૂદ્વીપમાં આ બે કુરુમાં મનુષ્યો હમેશા સુષમસુષમા આરાની ઋદ્ધિ ભોગવે છે—

૧. દેવકુરુ; ૨. ઉત્તરકુરુ.

(૪) આ બે વર્ષમાં સદા સુષમાની ઋદ્ધિ મનુષ્યો ભોગવે છે—

૧. હરિવર્ષ; ૨. રમ્યગ્વર્ષ.

(૫) આ બે વર્ષમાં મનુષ્યો હંમેશા સુષમદુષમાની ઋદ્ધિ ભોગવે છે—

૧. હિમવાન; ૨. હિરણ્યવાન.

(૬) આ બે વર્ષમાં મનુષ્યો હંમેશાં દુષમસુષમાની ઋદ્ધિ ભોગવે છે—

૧. પૂર્વવિદેહ; ૨. અપરવિદેહ.

(૭) આ બે વર્ષમાં મનુષ્યો છયે આરાની ઋદ્ધિ ભોગવે છે—

૧. ભરત; ૨. ઐરવત.

[–સ્થા૦ ૮૯]

(૧) જંબૂદ્વીપના ભરતૈરવતવર્ષમાં—

૧. અતીત ઉત્સર્પિણીના સુષમા આરાનું; ૨. વર્તમાન અવસર્પિણીના સુષમા આરાનું; ૩. આગામી અવસર્પિણીના સુષમા આરાનું—કાલમાન ત્રણ સાગરોપમ કોટાકોટી છે.

(૨) જંબૂદ્વીપના ભરતૈરવત વર્ષમાં—

૧. અતીતઉત્સર્પિણીના સુષમસુષમા આરામાં; ૨. આ અવસર્પિણીના સુષમસુષમા આરામાં; ૩. આગામી ઉત્સર્પિણીના સુષમસુષમા આરામાં—મનુષ્યો ત્રણ ગાઉ ઊંચા અને ત્રણ પલ્ય પરમાયુવાળા હોય છે.

(૩) જંબૂદ્વીપના દેવકુરુ અને ઉત્તરકુરુના મનુષ્યો ત્રણ ગાઉ ઊંચા અને ત્રણ પલ્ય પરમાયુવાળા હોય છે.

[-સ્થા૦ ૧૪૩]

(૧) જંબૂદ્વીપમાં ભરત–ઐરવતવર્ષમાં અતીત ઉત્સર્પિણીનો સુષમ-સુષમા આરો ચાર સાગરોપમ કોટાકોટીનો હતો.

(૨) તે જ પ્રમાણે આ અવસર્પિણીનો દુષમ-સુષમા આરો જઘન્ય ચાર કોટાકોટી છે.

(૩) તે જ પ્રમાણે આગામી ઉત્સર્પિણીનો સુષમ-સુષમા આરો ચાર સાગરોપમ કોટાકોટી થશે.

[-સ્થા૦ ૩૦૧]

દેવકુરુ-ઉત્તરકુરુના મનુષ્યો ૪૯ રાત્રિદિવસમાં યૌવન પ્રાપ્ત કરે છે.

[-સમ૦ ૪૯]

હરિવર્ષ અને રમ્યગ્વર્ષના મનુષ્યો ૬૪ રાત્રિ-દિવસમાં યૌવન પ્રાપ્ત કરે છે.

[-સમ૦ ૬૩]

### (१६) जंबूद्वीपनां तीर्थो[1]

જંબૂદ્વીપમાં ભરતવર્ષ અને ઐરવતવર્ષમાં ત્રણ તીર્થો છે–

૧. માગધ; ૨. વરદામ; ૩. પ્રભાસ.

જંબૂદ્વીપના મહાવિદેહવર્ષના પ્રત્યેક ચક્રવર્તિવિજયમાં પણ તે જ નામનાં ત્રણ ત્રણ તીર્થો છે.

[–સ્થા૦ ૧૪૨]

## ૨. લવણસમુદ્ર[2]

### (૧) લવણસમુદ્રનું માપ

લવણસમુદ્રનો ચક્રવાલવિષ્કમ્ભ ૨ લાખ યોજન છે. લવણસમુદ્રના પૂર્વાન્તથી પશ્ચિમાન્ત સુધીનું અંતર પાંચ લાખ યોજન છે.

[–સમ૦ ૧૨૫, ૧૨૮; –સ્થા૦ ૯૧]

લવણસમુદ્રનું[3] સર્વપ્રમાણ ૧૭ હજાર યોજન છે. લવણસમુદ્રનું પાણી ૧૬ હજાર યોજન જેટલું ઊંચું વધે છે.

[–સમ૦ ૧૬, ૧૭]

---

૧. જંબૂદ્વીપસંબંધી બધાં મળી ૧૦૨ તીર્થો છે. ૩૨ વિજય અને ભરત તથા ઐરવત એ ૩૪માં ત્રણ-ત્રણ હોવાથી ૩૪×૩=૧૦૨ બધાં મળી થાય. ભરતની ગંગા પૂર્વમાં અને સિંધુ પશ્ચિમમાં લવણસમુદ્રને મળે છે ત્યાં ક્રમશઃ માગધ અને પ્રભાસ તીર્થ સમજવાં. એ માગધ અને પ્રભાસની વચ્ચે વરદામ તીર્થ હોય છે. આ ત્રણે તીર્થો લવણસમુદ્રમાં ૧૨ યોજન દૂર આવેલાં છે. તે જ પ્રમાણે ઐરવતની રક્તા અને રક્તાવતીના સંગમ સંબંધી બે અને ત્રીજું તેમની વચ્ચે સમજવું. ચક્રવર્તિવિજયોમાંનાં તીર્થો તે તે વિજયની બબ્બે નદીઓ શીતાશીતોદાના સંગમો છે ત્યાં બે અને તેમની વચ્ચે ત્રીજું એમ સમજવાં.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૭.

૩. આ મધ્યભાગના પાણીનું માપ છે.

લવણુસમુદ્રમાં (મધ્યભાગથી) બન્ને તરફ ૯૫-૯૫ પ્રદેશ પછી એકેક પ્રદેશ જેટલી ઊંડાઈ ઓછી થતી જાય છે.

[-સમ૦ ૯૫]

લવણુસમુદ્રનું ગોતીર્થક્ષેત્ર[1] સિવાયનું ક્ષેત્ર દશ હજાર યોજન છે. તેની ઉદકમાલા – ઉદકશિખા પણુ દશ હજાર યોજન પહોળી છે.

[-સ્થા૦ ૭૨૦]

## (૨) લવણુસમુદ્રની જગતી[2]

લવણુસમુદ્રમાં (જગતીમાં) ચાર દ્વાર[3] છે—

૧. વિજય (પૂર્વમાં); ૨. વૈજયંત (દક્ષિણુમાં); ૩. જયંત (પશ્ચિમમાં); ૪. અપરાજિત (ઉત્તરમાં).

આ દ્વારોનો વિષ્કંભ અને તેમનો પ્રવેશ ચાર યોજન પ્રમાણુ છે. તે દ્વારોમાં ચાર મહાઋદ્ધિશાળી દેવો પલ્ય સ્થિતિવાળા અને તે તે દ્વારના નામવાળા વસે છે.[4]

[-સ્થા૦ ૩૦૫]

લવણુસમુદ્રની વેદિકા બે ગાઉ ઊંચી છે.

[-સ્થા૦ ૯૧]

---

૧. બંને ખંડ તરફથી ૯૫ હજાર યોજન પ્રમાણુ ક્ષેત્ર જે ક્રમશઃ લવણુ-સમુદ્રમાં નીચું નીચું થતું જાય છે, તે ગોતીર્થ કહેવાય છે.

૨. જુઓ પ્રકરણુને અંતે ટિપ્પણુ નં. ૨.

૩. જુઓ પ્રકરણુને અંતે ટિપ્પણુ નં. ૩.

૪. જગતીમાં દ્વારો સમાનાંતરે આવેલાં છે. લવણુસમુદ્રની પરિધિ ૧૫૮૧૧૩૯ યોજન પ્રમાણુ છે. તેમાંથી ૧૮ યોજન બાદ કરતાં ૧૫૮૧૧૨૧ યોજન રહે છે. તેને ચારે ભાંગતાં ૩૯૫૨૮૦ યોજન અને ૩ કોષ આવે છે. આ એક દ્વારથી બીજા દ્વારનું અંતર છે. વિશેષ માટે જુઓ પ્રકરણુને અંતે ટિપ્પણુ નં. ૩.

## (૩) પાતાળકળશો[1]

લવણુસમુદ્રમાં જંબૂદ્વીપની વેદિકાના છેડાથી ૯૫ હજાર યોજનાંતે મોટા પાણીના ઘડા જેવા ચાર મહાપાતાળ-કળશો છે. તેમના અધિપતિ પલ્ય સ્થિતિવાળા ચાર દેવો છે —

| कळशो | देवो |
| --- | --- |
| ૧. વડવામુખ | ૧. કાલ; |
| ૨. કેયૂપ; | ૨. મહાકાલ; |
| ૩. યૂપક; | ૩. વેલંબ; |
| ૪. ઈશ્વર. | ૪. પ્રભંજન. |

[–સ્થા૦ ૩૦૫; –સમ૦ ૯૫]

બધા મહાપાતાળ-કળશો વજ્રના બનેલા છે. એક લાખ યોજન ઊંડા છે. તેમની તળિયાની તથા (કાંઠે) મોઢાની પહોળાઈ દશ હજાર યોજન છે. તેઓ મધ્યમાં એક લાખ યોજન પહોળા છે. પાતાળકળશની વજ્રમય દીવાલો – એટલે કે ઠીંકરી બધે ઠેકાણે સરખી જાડી છે અને તે હજાર યોજન પ્રમાણ છે.

બધા લઘુપાતાળ-કળશો પણ વજ્રના બનેલા છે. [અને તે મહાપાતાળ-કળશો કરતાં શતાંશ નાના છે એટલે કે] તેમની વજ્રમય ઠીંકરી ૧૦ યોજન જાડી છે. તે તળિયે તથા કાંઠે ૧૦૦ યોજન પ્રમાણ પહોળા તથા મધ્યમાં હજાર યોજન પહોળા છે. અને ઊંડા પણ હજાર યોજન છે.

[–સ્થા૦ ૭૨૦]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૮.

## (૪) વેલંધર દેવો અને આવાસપર્વતો

જંબૂદ્વીપની બાહ્ય વેદિકાના છેડાથી ચારે દિશામાં લવણસમુદ્રમાં ૪૨૦૦૦ યોજનને અંતરે પલ્યસ્થિતિક ચાર વેલંધર નાગરાજોના[1] નિવાસભૂત ચાર આવાસપર્વતો છે–

| देव | पर्वत |
|---|---|
| ૧. ગોસ્તુપ; | ગોસ્તુપ (પૂર્વમાં); |
| ૨. શિવ; | ઉદકભાસ (દક્ષિણમાં); |
| ૩. શંખ; | શંખ (પશ્ચિમમાં); |
| ૪. મનઃશિલ. | દકસીમ (ઉત્તરમાં). |

અને ચારે વિદિશામાં તેટલે જ અંતરે અનુવેલાના ધારણ કરનાર નાગરાજોના આવાસપર્વતો છે.—

| देव | पर्वतो |
|---|---|
| ૧. કર્કોટક; | ૧. કર્કોટક (ઈશાનમાં); |
| ૨. વિદ્યુત્પ્રભ; | ૨. વિદ્યુત્પ્રભ (અગ્નિમાં); |
| ૩. કૈલાસ; | ૩. કૈલાસ (નૈઋતમાં); |
| ૪. અરુણપ્રભ. | ૪. અરુણપ્રભ (વાયવ્યમાં). |

[–સ્થા૦ ૩૦૫]

વેલંધર અને અનુવેલંધર નાગરાજોના આવાસપર્વતો ૧૭૨૧ યોજન ઊંચા છે.

[–સમ૦ ૧૭]

લવણસમુદ્રની આભ્યંતરવેલાને ૪૨૦૦૦, ઊર્ધ્વવેલાને ૬૦ હજાર, અને બાહ્યવેલાને ૭૨ હજાર નાગરાજો ધારણ કરે છે.

[–સમ૦ ૪૨, ૬૦, ૭૨]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨૯.

જંબૂદ્વીપના પૂર્વાન્તથી ગોસ્તૂપ આવાસપર્વતના પશ્ચિમાન્ત સુધીનું અંતર ૪૨૦૦૦ યોજન છે. તે જ પ્રમાણે બાકીના ત્રણ આવાસપર્વતો ઉદકભાસ, શંખ અને દકસીમ વિષે પણ તેટલું જ અંતર સમજી લેવાનું છે.

[-સમ૦ ૪૨]

જંબૂદ્વીપના પૂર્વાન્તથી ગોસ્તુપ આવાસના પૂર્વછેડા સુધીનું[૧] અંતર ૪૩૦૦૦ યોજન છે. તેટલું જ બાકીના ત્રણ આવાસ વિષે.

[-સમ૦ ૪૩]

ગોસ્તુપ આવાસપર્વતના પૂર્વના છેડાથી વડવામુખ મહાપાતાલ-કલશના પશ્ચિમાંત સુધીનું અંતર[૨] ૫૨૦૦૦ યોજન છે. તે જ પ્રમાણે ઉદકભાસ અને કેયૂપનું, શંખ અને યૂપકનું, તથા દકસીમ અને ઈશ્વરનું પણ અંતર તેટલું જ છે.

[-સમ૦ ૫૨]

---

૧. જંબૂદ્વીપથી આવાસપર્વતો ૪૨૦૦૦ યોજન દૂર છે. તેથી જંબૂદ્વીપના પૂર્વમાં આવેલા ગોસ્તૂપ પર્વતના પશ્ચિમાંત સુધીનું અંતર ૪૨૦૦૦ યોજન છે. તે સર્વે આવાસપર્વતો લવણસમુદ્રમાં છે અને તેમનો બધાનો વિષ્કમ્ભ ૧૦૨૨ યોજન છે. એટલે ગોસ્તૂપના પૂર્વાંત સુધીનું અંતર ૪૩૦૨૨ યોજન થાય. તે જ પ્રમાણે દક્ષિણના, પશ્ચિમના અને ઉત્તરના આવાસપર્વતોના બીજા છેડાનું અંતર પણ તેટલું જ થાય. પણ અહીં ઉપરની ૨૨ યોજનની સંખ્યાને વિવક્ષામાં નથી લીધી તેથી સામાન્યપણે ૪૩૦૦૦ યોજન કહી દીધા છે. આગળનાં સૂત્રોમાં પણ હજારના પૂર્ણાંકને જ આપ્યો છે. એ ૨૨ યોજનને ગણ્યા નથી.

૨. જંબૂદ્વીપના છેડાથી ૯૫૦૦૦ યોજનાંતે પૂર્વાદિ ચારે દિશામાં વડવામુખ આદિ પાતાળકળશો છે. અને ૪૨૦૦૦ યોજનાંતે ૧૦૦૦ યોજન વિષ્કમ્ભવાળા આવાસપર્વતો છે; એટલે ૯૫૦૦૦−૪૩૦૦૦=૫૨૦૦૦ યોજન આવાસપર્વત અને પાતાળકળશોનું અંતર થાય. અહીં પણ આવાસપર્વતોનો વિષ્કમ્ભ ૧૦૨૨ છે તેને બદલે ૧૦૦૦ ગણ્યો છે.

ગોસ્તુપ આવાસપર્વતના પૂર્વાન્તથી વડવામુખ મહા-પાતાલ-કળશના મધ્યભાગ[1] સુધીનું અંતર ૫૭૦૦૦ યોજન છે; તે જ પ્રમાણે ઉદકભાસ અને કેયૂપ, શંખ અને યૂપક તથા દકસીમ અને ઈશ્વર સંબંધી સમજવું.

[-સમ૦ ૫૭]

ગોસ્તુપ આવાસપર્વતના પશ્ચિમાંતથી વડવામુખ મહા-પાતલ-કળશના મધ્યભાગ[2] સુધીનું અંતર ૫૮ હજાર યોજન છે. તે જ પ્રમાણે ચારે દિશાના આવાસ અને કળશોનું સમજવું.

[-સમ૦ ૫૮]

મેરુપર્વતના પૂર્વાન્તથી ગોસ્તુપ આવાસના પશ્ચિમ અંત સુધીનું[3] અંતર ૮૭૦૦૦ યોજન છે.

મંદરપર્વતના દક્ષિણાંતથી ઉદકભાસના ઉત્તરાંત સુધીનું, મંદરના પશ્ચિમાંતથી શંખના પૂર્વાન્ત સુધીનું અને મંદરના ઉત્તરાંતથી દકસીમના દક્ષિણાંત સુધીનું અંતર પણ ૮૭૦૦૦ યોજન છે.

[-સમ૦ ૮૭]

મંદરપર્વતના પૂર્વાન્તથી ગોસ્તુપના પૂર્વાન્ત સુધીનું, તે જ પ્રમાણે બાકીની ત્રણે દિશા સંબંધી આવાસપર્વતોનું

---

૧. પાતાળકળશનો વિષ્કમ્ભ દશહજાર યોજન છે એટલે મધ્યભાગ સુધીમાં ૫૦૦૦ યોજન થાય. ૫૨૦૦૦+૫૦૦૦=૫૭ હજાર યોજન.

૨. જો આવાસપર્વતના જંબૂદ્વીપ તરફના છેડાથી પાતાળકળશના મધ્યભાગ સુધીનું અંતર કાઢવું હોય, તો આવાસપર્વતના વિષ્કમ્ભના ૧૦૦૦ યોજન ઉમેરવા જોઈએ; તેથી ૫૭ હજાર+૧ હજાર=૫૮ હજાર થાય.

૩. મેરુના પૂર્વાન્તથી જંબૂદ્વીપના પૂર્વાન્ત સુધીનું અંતર ૪૫ હજાર યોજન છે. અને ત્યાંથી ૪૨ હજાર યોજન દૂર આવાસપર્વતો છે તેથી ૪૫+૪૨=૮૭ હજાર યોજન થાય.

અંતર ૮૮૦૦૦ યોજન છે.[1]

મંદરના મધ્યભાગથી ગોસ્તૂપ આવાસના પશ્ચિમાંત સુધીનું[2] અંતર ૯૨૦૦૦ યોજન છે. જ પ્રમાણે બાકીની ત્રણે દિશામાં આવાસપર્વતોનું પણ સમજવું.

[-સમ૦ ૯૨]

મેરુપર્વતના પશ્ચિમાંતથી ગોસ્તૂપ આવાસના પશ્ચિમાંત સુધીનું[3] અંતર ૯૭૦૦૦ યોજન છે. તે જ પ્રમાણે બાકીના ત્રણ આવાસોનું સમજી લેવું.

[-સમ૦ ૯૭]

મેરુપર્વતના પશ્ચિમાંતથી ગોસ્તૂપ આવાસના પૂર્વાન્ત સુધીનું[4] અંતર ૯૮૦૦૦ યોજન છે.

તે જ પ્રમાણે બાકીના ત્રણ આવાસોનું.

[-સમ૦ ૯૮]

## (૫) અંતરદ્વીપો

મેરુ પર્વતની દક્ષિણે આવેલા હિમવાન વર્ષધરમાંથી ઈશાન, અગ્નિ, નૈઋત અને વાયવ્ય એ ચાર વિદિશામાંથી

---

૧. આવાસપર્વતના બીજા છેડા સુધીનું અંતર કાઢવું હોય તો પર્વતનો વિષ્કંભ ઉમેરવો જોઈએ. તેથી ૮૭+૧=૮૮ હજાર થાય.

૨. મેરુના મધ્યભાગથી જંબૂદ્વીપના પૂર્વાન્ત સુધીનું અંતર ૫૦ હજાર યોજન છે. કારણ, મેરુનો વિષ્કંભ ૧૦ હજાર યોજન હોવાથી તેના અડધા પાંચ હજારને ૪૫ હજારમાં ઉમેરવા પડે છે. અને જંબૂદ્વીપના છેડાથી ૪૨ હજાર યોજનાંતે ગોસ્તૂપ આવાસપર્વતો છે. તેથી ૫+૪૫+૪૨= ૯૨ હજાર યોજન અંતર થાય.

૩. અહીં મેરુના પશ્ચિમાંતથી ગણવાનુ છે તેથી બીજા પાંચ હજાર ઉમેરવા પડે જેથી મેરુનો સંપૂર્ણ વિષ્કંભ આવી જાય. ૧૦+૪૫+૪૨=૯૭ હજાર યોજન અંતર થાય.

૪. ગોસ્તૂપાદિનો વિષ્કંભ એક હજાર ગણીને ઉમેરીએ તો ૯૭+૧= ૯૮ હજાર યોજન અંતર થાય.

ચાર દાઢાઓ નીકળીને લવણસમુદ્રમાં પ્રવેશે છે. જંબૂદ્વીપની જગતીથી ૩૦૦ યોજન દૂર એ દાઢાઓમાં એકેક અંતરદ્વીપ છે. તે જ પ્રમાણે જંબૂની જગતીથી ૪૦૦, ૫૦૦, ૬૦૦, ૭૦૦, ૮૦૦ અને ૯૦૦ યોજનને અંતરે પણ અંતરદ્વીપના ચતુષ્કો (ચાર–ચાર) એ દાઢાઓ પર આવેલા છે. એટલે કે પ્રત્યેક દાઢા પર સાત–સાત અંતરદ્વીપો છે. આ રીતે,હિમવાનની ચાર દાઢાઓના ૨૮ અંતરદ્વીપો થાય. તે જ પ્રમાણે મેરુપર્વતની ઉત્તરે આવેલા શિખરી પર્વતની ચાર દાઢાઓ પર પણ ૨૮ અંતરદ્વીપો છે. આમ સર્વ મળી ૫૬ અંતરદ્વીપો છે. તે સર્વે દ્વીપોમાં દ્વીપના નામ જેવા જ નામવાળા મનુષ્યોના પ્રકારો વસે છે. હિમવાનની ચાર દાઢાના તે અંતરદ્વીપનાં ૭ ચતુષ્કોનાં નામ નીચે પ્રમાણે છે—

(૧) ૩૦૦ યોજનાંતે[૧]—

૧. એકોરુક (ઈશાનમાં); ૨. આભાસિક (અગ્નિમાં); ૩. વૈષણિક (નૈઋર્તમાં); ૪. લાંગુલિક (વાયવ્યમાં).

(૨) ૪૦૦ યોજનાંતે—

૧. હયકર્ણ (ઈશાનમાં); ૨. ગજકર્ણ (અગ્નિમાં); ૩. ગોકર્ણ (નૈઋર્તમાં); ૪. શષ્કુલીકર્ણ (વાયવ્યમાં).

(૩) ૫૦૦ યોજનાંતે—

૧. આદર્શમુખ (ઈશાનમાં); ૨. મેંઢમુખ (અગ્નિમાં); ૩. અયોમુખ (નૈઋર્તમાં); ૪. ગોમુખ (વાયવ્યમાં).

(૪) ૬૦૦ યોજનાંતે—

૧. અશ્વમુખ (ઈશાનમાં); ૨. હસ્તિમુખ (અગ્નિમાં); ૩. સિંહમુખ (નૈઋર્તમાં); ૪. વ્યાઘ્રમુખ (વાયવ્યમાં).

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩૦.

(૫) ૭૦૦ યોજનાંતે—

૧. અશ્વકર્ણ (ઈશાનમાં); ૨. હસ્તિકર્ણ (અગ્નિમાં); ૩. અકર્ણ (નૈઋતમાં); ૪. કર્ણપ્રાવરણ (વાયવ્યમાં).

(૬) ૮૦૦ યોજનાંતે—

૧. ઉલ્કામુખ (ઈશાનમાં); ૨. મેઘમુખ (અગ્નિમાં); ૩. વિદ્યુન્મુખ (નૈઋતમાં); ૪. વિદ્યુદ્દન્તમુખ (વાયવ્યમાં).

(૭) ૯૦૦ યોજનાંતે—

૧. ઘનદંત (ઈશાનમાં); ૨. લષ્ટદંત (અગ્નિમાં); ૩. ગૂઢદંત (નૈઋતમાં); ૪. શુદ્ધદંત (વાયવ્યમાં).

(૧–૭) આ જ પ્રમાણે મેરુપર્વતની ઉત્તરે આવેલા શિખરી વર્ષધરની ચાર દાઢા પરનાં સાત ચતુષ્કો એકોરુકથી માંડીને શુદ્ધદંત સુધીનાં સમજી લેવાં.

[–સ્થા૦ ૩૦૪]

ઘનદંત, લષ્ટદંત, ગૂઢદંત, શુદ્ધદંત—આ અંતરદ્વીપોની લંબાઈ પહોળાઈ ૯૦૦–૯૦૦ યોજન છે.

[–સ્થા૦ ૬૯૮]

ઉલ્કામુખ, મેઘમુખ, વિદ્યુન્મુખ, વિદ્યુદ્દન્તમુખ—આ અંતરદ્વીપોની લંબાઈ-પહોળાઈ ૮૦૦–૮૦૦ યોજન છે.

[–સ્થા૦ ૬૩૦]

## (૬) લવણસમુદ્રના સૂર્ય વગેરે

લવણસમુદ્રમાં આ બધું ચાર–ચારની સંખ્યામાં હતું, છે અને હશે—

૧. સૂર્ય; ૨. ચંદ્ર; ૩–૩૦. કૃત્તિકા[1] યાવત્ ભરણી

---

૧. બાકીનાં નામ માટે જુઓ પૃ૦ ૬૦૪.

(૨૮); ૩૧–૫૮. અગ્નિથી[1] માંડી યમ (૨૮;) ૫૯–૧૪૬. અંગારકથી[1] માંડી ભાવકેતુ (૮૮).

[–સ્થા૦ ૩૦૫]

મેરુપર્વતના પૂર્વાન્તથી ગૌતમદ્વીપના[2] પૂર્વાન્ત સુધીનું અંતર ૬૭ હજાર યોજન છે.

[–સમ૦ ૬૭]

મેરુના પશ્ચિમાન્તથી[3] ગૌતમદ્વીપના પશ્ચિમાંત સુધીનું અંતર ૬૯ હજાર યોજન છે.

[–સમ૦ ૬૯]

## ૩. ધાતકીખંડ[4]

### (૧) ધાતકીખંડનું માપ અને વેદિકા

ધાતકીખંડનો ચક્રવાલ વિષ્કંભ ચાર લાખ યોજન છે.

[–સમ૦ ૧૨૭; –સ્થા૦ ૩૦૬]

જંબૂદ્વીપની `વેદિકાના પૂર્વાન્ત' (પશ્ચિમાંત[5])થી

---

૧. બાકીનાં નામ માટે જુઓ પૃ૦ ૬૦૫–૬.

૨. જંબૂદ્વીપની પશ્ચિમ દિશાની જગતીથી બાર હજાર યોજન લવણ-સમુદ્રમાં જઈએ ત્યાં સુસ્થિતનામક લવણાધિપતિના નિવાસભૂત ગૌતમ નામનો દ્વીપ છે. મેરુના પૂર્વાન્તથી જગતીનું અંતર ૫૫૦૦૦ યોજન છે એમાં લવણસમુદ્રના ૧૨૦૦૦ યોજન ઉમેરીએ એટલે ૬૭૦૦૦ યોજનનું અંતર મળી રહે છે. ટીકાકાર જણાવે છે કે અહીં તેમની સામે જે જે સૂત્રપુસ્તકો છે તેમાં ગૌતમ નામ નથી મળતું પણ એ અંતર પુસ્તકાંતરમાં પ્રસિદ્ધ ગૌતમદ્વાપનું જ મળી રહે છે તેથી અહીં ગૌતમદ્વીપ વિષેનું જ આ વક્તવ્ય સમજવુ જોઈએ.

૩. મેરુના પશ્ચિમાંતથી જબૂની જગતી ૪૫ હજાર + ૧૨ હજાર લવણસમુદ્રના + ૧૨ હજાર ગૌતમનો વિષ્કંભ = ૬૯ હજાર.

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩૧.

૫. અહીં સૂત્રમાં 'પૂર્વાન્ત' એવો પાઠ છે તે બરાબર નથી.

ધાતકીખંડના ચક્રવાલના પશ્ચિમાંત (પૂર્વાન્ત)[1] સુધીનું અંતર[2] સાત લાખ યોજન છે.

[-સમ૦ ૧૩૦]

ધાતકીખંડની વેદિકા બે ગાઉ ઊંચી છે.

[-સ્થા૦ ૯૨]

## (૨) ધાતકીવૃક્ષ તથા મેરુ[3]

ધાતકીખંડના પૂર્વાર્ધમાં ધાતકીવૃક્ષ આઠ યોજન ઊંચું અને મધ્ય ભાગમાં આઠ યોજન વિસ્તૃત છે. તેનું સર્વ-પ્રમાણ આઠ યોજનથી કાંઈક વધારે છે. તેમાં તેનો અધિપતિ સુદર્શન નામનો દેવ વસે છે. બીજું તેટલા જ પ્રમાણવાળું કૂટશાલ્મલી નામનું વૃક્ષ છે જેનો અધિપતિ ગરુડદેવ છે.

ધાતકીખંડના પશ્ચિમાર્ધમાં મહાધાતકી નામનું વૃક્ષ છે. તેનું માપ તેટલું જ છે. અને તેમાં પ્રિયદર્શન નામનો અધિપતિ દેવ વસે છે. બીજું કૂટશાલ્મલી નામનું વૃક્ષ છે, જેનો અધિપિતિ ગરુડદેવ છે.

[-સ્થા૦ ૬૪૧, ૯૨]

ધાતકીખંડના મેરુનું સર્વપ્રમાણ (ઊંચાઈનું) ૮૫ હજાર યોજન છે.

[-સમ૦ ૮૫]

---

૧. અહીં સૂત્રમાં 'પશ્ચિમાંત' પાઠ છે તે બરાબર નથી.

૨. સાત લાખ અંતર આ રીતે—જંબૂદ્વીપ ૧ લાખ+લવણ ૨ લાખ+ધાતકી ૪ લાખ=૭ લાખ યોજન થાય. પણ છાપેલ પાઠ પ્રમાણે ગણીએ તો જંબૂદ્વીપના એક લાખ યોજન અને ધાતકીના ૪ લાખ યોજનનો સમાવેશ થાય જ નહી. માત્ર લવણસમુદ્રના જ બે લાખ યોજન ગણાય. કારણ, જંબૂદ્વીપની વેદિકાનો પૂર્વાન્ત અને ધાતકીનો પશ્ચિમાંત એ બે વચ્ચે માત્ર લવણસમુદ્ર જ પડે છે.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩૨.

ધાતકીખંડના મેરુપર્વતો જમીનમાં ૧૦૦૦ યોજન ઊંડા છે. દશહજારથી ઓછા યોજન પહોળા ધરણીતલમાં અને શિખર પર એક હજાર યોજન પહોળા છે.

[-સ્થા૦ ૭૨૧]

બધા બાહ્ય મેરુપર્વતો ૮૪૦૦૦ યોજન ઊંચા છે.

[-સમ૦ ૮૪]

## (૩) ક્ષેત્રો, પર્વતો, નદીઓ વગેરે[1]

ધાતકીખંડમાં અહીં જણાવેલ બધું બેની સંખ્યામાં છે–

૧. ભરતવર્ષ; ૨. ઐરવતવર્ષ; ૩. હિમવંતવર્ષ; ૪. હિરણ્યવંતવર્ષ; ૫. હરિવર્ષ; ૬. રમ્યગ્વર્ષ; ૭. પૂર્વવિદેહ; ૮. અપરવિદેહ; ૯. દેવકુરુ; ૧૦. દેવકુરુમહાવૃક્ષ (કૂટ-શાલ્મલી); ૧૧. દેવકુરુમહાવૃક્ષવાસી દેવ (ગરુડદેવ); ૧૨. ઉત્તરકુરુ; ૧૩. ઉત્તરકુરુવૃક્ષ; ૧૪. ઉત્તરકુરુવૃક્ષ-વાસીદેવ; ૧૫. હિમવાન વર્ષધર; ૧૬. મહાહિમવાન વર્ષધર; ૧૭. નિષધ વર્ષધર; ૧૮. નીલવંત વર્ષધર; ૧૯. રુકમી વર્ષધર; ૨૦. શિખરી વર્ષધર.

૨૧. શબ્દાપાતી (હિમવંતસ્થિત વૃત્તવૈતાઢ્ય પર્વત);
૨૨. શબ્દાપાતીવાસી સ્વાતીદેવ;
૨૩. વિકટાપાતી (હિરણ્યવંતસ્થિત વૃત્તવૈતાઢ્ય);
૨૪. વિકટાપાતીવાસી પ્રભાસદેવ;
૨૫. ગંધાપાતી (હરિવર્ષસ્થિત વૃત્તવૈતાઢ્ય);
૨૬. ગંધાપાતીવાસી અરુણદેવ;

---

૧. ધાતકીખંડ પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધમાં વહેંચાયેલો છે. તેના એ પ્રત્યેક ભાગમાં જંબૂદ્વીપ જેમ ક્ષેત્રો, નદીઓ, પર્વતો વગેરે હોવાથી આખા ધાતકીખંડમાં એ બધું જંબૂદ્વીપ કરતાં બમણુ થાય. કઈ કઈ વસ્તુઓ બમણી છે તે આ સૂત્રમાં જણાવ્યું છે.

૨૭. માલ્યવાનપર્વત (રમ્યગ્વર્ષસ્થિત વૃત્તવૈતાઢ્ય);

૨૮. માલ્યવાન્વાસી પદ્મદેવ;

૨૯. માલ્યવાન (ઉત્તરકુરુના પૂર્વ પાર્શ્વમાં આવેલ વક્ષસ્કાર—ગજદંતગિરિ);

૩૦. ચિત્રકૂટ (શીતાના ઉત્તર કિનારે સ્થિત વક્ષસ્કાર-પર્વત);

૩૧. પદ્મકૂટ ( „ „ „ );

૩૨. નલિનીકૂટ ( „ „ „ );

૩૩. એકશૈલ ( „ „ „ );

૩૪. ત્રિકૂટ ( „ દક્ષિણ કિનારે „ );

૩૫. વૈશ્રમણકૂટ ( „ „ „ );

૩૬. અંજનકૂટ ( „ „ „ );

૩૭. માતંજન ( „ „ „ );

૩૮. સૌમનસ (દેવકુરુના પૂર્વ પાર્શ્વમાં આવેલ ગજ-દંતગિરિ);

૩૯. વિદ્યુત્પ્રભ ( „ પશ્ચિમપાર્શ્વમાં „ );

૪૦. અંકાપાંતીકૂટ (શીતોદા નદીના દક્ષિણ કિનારા પરનો વક્ષસ્કાર);

૪૧. પક્ષ્માપાતીકૂટ ( „ „ „ );

૪૨. આશીવિષકૂટ ( „ „ „ );

૪૩. સુખાવહકૂટ ( „ „ „ );

૪૪. ચંદ્રપર્વત (શીતોદાના ઉત્તર કિનારા પરનો વક્ષસ્કાર);

૪૫. સૂર્યપર્વત ( „ „ „ );

૪૬. નાગપર્વત ( „ „ „ );

૪૭. દેવપર્વત ( „ „ „ );

૪૮. ગંધમાદન (ઉત્તરકુરુના પશ્ચિમ પાર્શ્વનો ગજદંતગિરિ);

૪૯. ઇષુકારપર્વત[1];

૫૦. લઘુહિમવાનકૂટ[2] (હિમવાન વર્ષધરપર્વતનું);

૫૧. વૈશ્રમણકૂટ ( „ „ );

૫૨. મહાહિમવાનકૂટ (મહાહિમવાન વર્ષધર સંબંધી);

૫૩. વૈડૂર્યકૂટ ( „ „ );

૫૪. નિષધકૂટ (નિષધ વર્ષધર સંબંધી);

૫૫. રુચકકૂટ ( „ „ );

૫૬. નીલવંતકૂટ (નીલવંત વર્ષધર સંબંધી કૂટ);

૫૭. ઉપદર્શનકૂટ ( „ „ );

૫૮. રુકમીકૂટ (રુકમી-વર્ષધર સંબંધી);

૫૯. મણિકંચનકૂટ ( „ „ );

૬૦. શિખરીકૂટ (શિખરી વર્ષધર સંબંધી);

૬૧. તિગિચ્છકૂટ ( „ „ );

૬૨. પદ્મહ્રદ (હિમવાન વર્ષધરમાં);

૬૩. પદ્મહ્રદવાસી શ્રીદેવી;

૬૪. મહાપદ્મહ્રદ (મહાહિમવાન વર્ષધરમાં);

૬૫. મહાપદ્મહ્રદવાસી હ્રીદેવી;

૬૬. પૌંડરિકહ્રદ (શિખરી વર્ષધરમાં);

૬૭. પૌંડરિકહ્રદવાસી લક્ષ્મીદેવી;

---

૧. આ પર્વત જંબૂદ્વીપમાં નથી પણ ધાતકીમાં બેની સંખ્યામાં છે. તે ધાતકીખંડને પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધમાં વિભક્ત કરે છે. જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૩૧.

૨. જંબૂદ્વીપમાં એક એક વર્ષધરને બબ્બે કૂટ છે. પણ ધાતકીમાં એવા વર્ષધર બે બેની સંખ્યામાં હોવાથી તેનું પ્રત્યેક કૂટ બેની સંખ્યામાં થાય. તે જ પ્રમાણે હ્રદ, તેમાં વસનારી દેવી અને પ્રપાતહ્રદ વિષે પણ સમજવું.

૬૮. મહાપૌંડરિકહ્રદ (રુકમી વર્ષધરમાં);
૬૯. મહાપૌંડરિકહ્રદવાસી બુદ્ધિદેવી;
૭૦. તિગિચ્છહ્રદ (નિષધવર્ષધરમાં);
૭૧. તિગિચ્છહ્રદવાસી ધૃતિદેવી;
૭૨. કેસરીહ્રદ (નીલવંતવર્ષધરમાં);
૭૩. કેસરીહ્રદવાસી કીર્તિદેવી;
૭૪. ગંગાપ્રપાતહ્રદ (ભરતવર્ષમાં);
૭૫. સિંધુપ્રપાતહ્રદ ( „ );
૭૬. રોહિતાપ્રપાતહ્રદ (હિમવંત વર્ષમાં);
૭૭. રોહિતાંશાપ્રપાતહ્રદ (હિમવંતવર્ષમાં);
૭૮. હરિપ્રપાતહ્રદ (હરિવર્ષમાં);
૭૯. હરિકાંતાપ્રપાતહ્રદ ( „ );
૮૦. શીતાપ્રપાતહ્રદ (મહાવિદેહમાં);
૮૧. શીતોદાપ્રપાતહ્રદ ( „ );
૮૨. નરકાંતાપ્રપાતહ્રદ (રમ્યગ્વર્ષમાં);
૮૩. નારીકાંતાપ્રપાતહ્રદ ( „ );
૮૪. સુવર્ણકૂલાપ્રપાતહ્રદ (હિરણ્યવંતવર્ષમાં);
૮૫ રૂપ્યકૂલાપ્રપાતહ્રદ ( „ );
૮૬. રક્તાપ્રપાતહ્રદ (ઐરવતવર્ષમાં);
૮૭. રક્તાવતીપ્રપાતહ્રદ ( „ );
૮૮. રોહિતા મહાનદી[1] (હિમવંતવર્ષમાં);
૮૯. હરિકાંતા મહાનદી (હરિવર્ષમાં);

---

૧. યદ્યપિ અહીં આઠ મહાનદીઓનાં જ નામ ગણાવ્યાં છે પણ બાકીની ગંગા, સિંધુ, રોહિતાંશા, સુવર્ણકૂલા, રક્તા અને રક્તાવતી મહાનદીઓ પણ ધાતકીખંડમાં બેની સંખ્યામાં છે એમ સમજી લેવી જોઈએ. અહીં આ આઠનું જ નામ લેવાનું -કારણ એ છે કે, જંબૂદ્વીપના (પૃ૦ ૫૯૭) નદીપ્રકરણમાં એક એવું પણ સૂત્ર છે જેમાં આ આઠનાં નામ ગણાવ્યાં છે. પ્રસ્તુત સૂત્રમાં તદનુસારી વક્તવ્ય છે.

૯૦. હરિસલિલા મહાનદી (હરિવર્ષમાં);
૯૧. શીતોદા મહાનદી (મહાવિદેહમાં);
૯૨. શીતા મહાનદી ( „ );
૯૩. નારીકાંતા મહાનદી (રમ્યગ્વર્ષમાં);
૯૪. નરકાંતા મહાનદી ( „ );
૯૫. રૂપ્યકૂલા મહાનદી (હિરણ્યવંતવર્ષમાં);
૯૬. ગાથાવતી (શીતાની ઉત્તરમાં આવેલી આંતર નદી);
૯૭. દ્રહવતી ( „ )
૯૮. પંકવતી[1] ( „ )
૯૯. તપ્તજલા (શીતાની દક્ષિણે આવેલી આંતર નદી);
૧૦૦. મત્તજલા ( „ )
૧૦૧. ઉન્મત્તજલા( „ )
૧૦૨. ક્ષારોદા[2] (શીતોદાની દક્ષિણે આવેલી આંતર નદી);
૧૦૩. સિંહસ્રોતા[3] „
૧૦૪. અન્તોવાહિની „
૧૦૫. ઊર્મિમાલિની (શીતોદાની ઉત્તરે આવેલ આંતર નદી);
૧૦૬. ફેનમાલિની[4] ( „ )
૧૦૭. ગંભીરમાલિની ( „ )

---

૧. ગ્રન્થાન્તરમાં આનું બીજું નામ વેગવતી પણ મળે છે.

૨. આનું બીજુ નામ ક્ષીરોદા પણ છે.

૩. આનું બીજું નામ સીતસ્રોતા પણ છે.

૪. કોઈ ઠેકાણે આ અને ગંભીરમાલિનીના નામના ક્રમમાં વ્યત્યય પણ જોવા મળે છે.

૧૦૮. કચ્છ (શીતા નદીની ઉત્તરે આવેલા ચક્રવર્તિ-વિજયો)

૧૦૯. સુકચ્છ ” ”
૧૧૦. મહાકચ્છ ” ”
૧૧૧. કચ્છકાવતી ” ”
૧૧૩. આવર્ત ” ”
૧૧૪. પુષ્કલાવર્ત ” ”
૧૧૫. પુષ્કલાવતી ” ”

૧૧૬. વત્સ (શીતા નદીના દક્ષિણ કિનારાના ચક્રવર્તિ-વિજયો)

૧૧૭. સુવત્સ ” ”
૧૧૮. મહાવત્સ ” ”
૧૧૯. વત્સાવતી ” ”
૧૨૦. રમ્ય ” ”
૧૨૧. રમ્યક ” ”
૧૨૨. રમણિક ” ”
૧૨૩. મંગલાવતી. ” ”

૧૨૪. પદ્મ (શીતોદાની દક્ષિણે આવેલા ચક્રવર્તિવિજયો)

૧૨૫. સુપદ્મ ” ”
૧૨૬. મહાપદ્મ ” ”
૧૨૭. પદ્માવતી ” ”
૧૨૮. શંખ ” ”
૧૨૯. કુમુદ ” ”
૧૩૦. નલિન ” ”
૧૩૧. નલિનાવતી ” ”

૧૩૨. વપ્ર (શીતોદાની ઉત્તરે આવેલા ચક્રવર્તિવિજયો)
૧૩૩. સુવપ્ર " "
૧૩૪. મહાવપ્ર " "
૧૩૫. વપ્રાવતી " "
૧૩૬. વલ્ગુ " "
૧૩૭. સુવલ્ગુ " "
૧૩૮. ગંધિલ " "
૧૩૯. ગંધિલાવતી " "
૧૪૦. ક્ષેમા (શીતા નદીના ઉત્તરના વિજયોની રાજધાનીઓ)
૧૪૧. ક્ષેમપુરી " "
૧૪૨. રિષ્ટા " "
૧૪૩. રિષ્ટાપુરી " "
૧૪૪. ખડ્ગી " "
૧૪૫. મંજુષા " "
૧૪૬. ઔષધિ " "
૧૪૭. પૌંડરિકિણી " "
૧૪૮. સુસીમા (શીતા નદીની દક્ષિણના વિજયોની રાજધાનીઓ)
૧૪૯. કુંડલા " "
૧૫૦. અપરાજિતા " "
૧૫૧. પ્રભંકરા " "
૧૫૨. અંકાવતી " "
૧૫૩. પદ્માવતી " "
૧૫૪. શુભા " "
૧૫૫. રત્નસંચયા " "

૧૫૬. અશ્વપુરા (શીતોદા નદીના દક્ષિણના વિજયોની રાજધાનીઓ)
૧૫૭. સિંહપુરા ” ”
૧૫૮. મહાપુરા ” ”
૧૫૯. વિજયપુરા ” ”
૧૬૦. અપરાજિતા ” ”
૧૬૧. અપરા ” ”
૧૬૨. અશોકા ” ”
૧૬૩. વીતશોકા ” ”
૧૬૪. વિજયા (શીતોદા નદીના ઉત્તર કિનારાના વિજયોની રાજધાનીઓ)
૧૬૫. વૈજયંતી ” ”
૧૬૬. જયંતી ” ”
૧૬૭. અપરાજિતા ” ”
૧૬૮. ચક્રપુરા ” ”
૧૬૯. ખડ્ગપુરા ” ”
૧૭૦. અવધ્યા ” ”
૧૭૧. અયોધ્યા ” ”
૧૭૨. ભદ્રશાલવન (મેરુપર્વત પરના વનખંડો)
૧૭૩. નંદનવન ” ”
૧૭૪. સૌમનસવન ” ”
૧૭૫. પંડકવન ” ”
૧૭૬. પાંડુકંબલશિલા (પંડકવનમાં આવેલી ચાર અભિષેકશિલાઓ)
૧૭૭. અતિપાંડુકંબલશિલા ” ”
૧૭૮. રક્તકંબલશિલા ” ”
૧૭૯. અતિરક્તકંબલશિલા ” ”

૧૮૦. મેરુપર્વત ,,
૧૮૧. મેરુપર્વતની ચૂલિકા ,,

[-સ્થા૦ ૯૨]

ધાતકીખંડમાં ૬૮ ચક્રવતીના વિજયો છે. તથા તેમની ૬૮ રાજધાનીઓ છે.[1]

[-સમ૦ ૬૮]

## (૪) ધાતકીખંડમાં જંબૂદ્વીપ જેવું

अ. ધાતકીખંડ દ્વીપના પૂર્વાર્ધમાં મંદર પર્વતની દક્ષિણે અને ઉત્તરે સમપ્રમાણ આ બે क्षेत्र આવેલાં છે—

(૧) ૧. ભરત (દક્ષિણમાં); ૨. ઐરવત (ઉત્તરમાં).

(૨–૫) બાકીનું પણ જંબૂદ્વીપાધિકારપ્રમાણે (પૃ૦ ૫૭૦).

आ. ધાતકીખંડ દ્વીપના પૂર્વાર્ધમાં મંદર પર્વતની દક્ષિણે અને ઉત્તરે સમપ્રમાણ આ બે वर्षधर છે—

(૬) ૧. ચુલ્લહિમવાન (દક્ષિણમાં); ૨. શિખરી (ઉત્તરમાં).

(૭–૮). બાકીના વર્ષધરનાં જોડકાં પણ જંબૂદ્વીપ જેમ સમજવાં (પૃ૦ ૫૭૭–૮).

इ. ધાતકીખંડ દ્વીપના પૂર્વાર્ધમાં મંદરની દક્ષિણે અને ઉત્તરે આ બે वृत्तवैताढ्य છે—

(૯) ૧. હિંમવંતમાં શબ્દાપાતી; ૨. હિરણ્યવંતમાં વિકટાપાતી.

---

૧. ધાતકીખંડના પૂર્વાર્ધમાં ૩૨ વિજય અને ભરત તથા ઐરવત પણ વિજય ગણાય છે તેથી ૩૪ થાય. એટલા જ વિજયો ધાતકીખંડના પશ્ચિમાર્ધમાં છે તેથી ૩૪×૨=૬૮ ચક્રવર્તિવિજયો સમજવા.

વળી તે તે વિજયની રાજધાની પ્રત્યેકની એક લેખે ૬૮ થાય.

એ બે વૈતાઢયોમાં આ બે દેવા વસે છે—

૧. સ્વાતી; ૨. પ્રભાસ.

(૧૦) બીજા બે વૃત્તવૈતાઢયો માટે પણ જંબૂદ્વીપ જેમ. (પૃ૦ ૫૮૦)

ई. ધાતકીખંડમાં પૂર્વાર્ધમાં મેરુની દક્ષિણે આવેલ દેવકુરુની પૂર્વ અને પશ્ચિમમાં આ બે અશ્વસ્કંધ જેવા અર્ધચંદ્રાકારે वक्षस्कार પર્વતા છે—

(૧૧) ૧. સૌમનસ; ૨. વિદ્યુત્પ્રભ.

(૧૨) ઉતરકુરુના વક્ષસ્કાર પણ જંબૂદ્વીપ જેમ. (પૃ૦ ૫૮૨)

उ ધાતકીખંડ દ્વીપના પૂર્વાર્ધના મેરુની દક્ષિણે અને ઉત્તરે આ બે दीर्घवैताढ्यो સમપ્રમાણ છે—

(૧૩) ૧. ભરતનો દીર્ઘવૈતાઢ્ય; ૨. ઐરવતનો દીર્ઘવૈતાઢ્ય.

ભરતના દીર્ઘવૈતાઢ્યમાંની ગુફા તથા તેના અધિપતિનું વર્ણન પણ જંબૂદ્વીપ પ્રમાણે (પૃ૦ ૫૮૦).

ऊ. ધાતકીખંડના પૂર્વાર્ધમાં મેરુની દક્ષિણે તથા ઉત્તરે બે કૂટ છે તે આ—

(૧૪) ૧. ચુલ્લહિમવાનકૂટ; ૨. વૈશ્રમણકૂટ.

(૧૫–૧૯) બાકીના વર્ષધરનાં કૂટોની હકીકત પણ જંબૂદ્વીપ જેમ. (પૃ૦ ૫૮૬)

ऋ. ધાતકીખંડના પૂર્વાર્ધમાં મેરુપર્વતની દક્ષિણે અને ઉત્તરે હિમવાનપર્વત અને શિખરીપર્વતમાં આ બે महाह्लद. છે—

(૨૦) ૧. પદ્મહ્રદ (હિમવાનમાં); ૨. પૌંડરિક (શિખરીમાં).

તેમાં વસનારી દેવી તથા—

(૨૧–૨૨) બાકીના વર્ષધર સંબંધી હ્રદો તથા દેવીઓ પણ જંબૂદ્વીપ જેમ. (પૃ૦ ૫૯૪)

ऋ. ધાતકીખંડના પૂર્વાર્ધના મેરુની દક્ષિણે આવેલા મહાહિમવાન વર્ષધરના મહાપદ્મહ્રદમાંથી બે महानदीओ નીકળે છે—

(૨૩) ૧. રોહિતા; ૨. હરિકાંતા.

(૨૪–૨૬) બાકીના વર્ષધરની મહાનદીઓ વિષે પણ જંબૂદ્વીપ જેમ. (પૃ૦ ૫૯૭)

ए ધાતકીખંડના પૂર્વાર્ધમાં મેરુની દક્ષિણે ભરતવર્ષમાં બે प्रपातह्रद છે—

(૨૭) ૧. ગંગાપ્રપાતહ્રદ; ૨. સિંધુપ્રપાતહ્રદ.

(૨૮–૩૩) બાકીનાં ક્ષેત્રોના પ્રપાતહ્રદ પણ જંબૂ જેમ. (પૃ૦ ૫૯૬)

ऐ. ધાતકીખંડના પૂર્વાર્ધમાં મેરુની દક્ષિણે આવેલ ભરતવર્ષમાં બે महानदीओ છે—

(૩૪) ૧. ગંગા; ૨. સિંધુ.

(૩૫–૪૦) બાકીના વર્ષની નદીઓ પણ જંબૂદ્વીપ જેમ. (પૃ૦ ૫૯૭)

ओ. ધાતકીખંડના પૂર્વાર્ધમાં આવેલા ભરતૈરવત વર્ષમાં (૪૧–૪૮) ૧ અતીત ઉત્સર્પિણીના સુષમદુષમા आरानु कालमान બે સાગરોપમ કોટાકોટી છે. ઇત્યાદિ બધું જંબૂદ્વીપ પ્રમાણે સમજી લેવાનું છે. (પૃ૦ ૬૦૭)

[–સ્થા૦ ૯૨]

ચ-ઓ તે જ પ્રમાણે ધાતકીખંડના પશ્ચિમાર્ધમાં પણ બધું સમજી લેવાનું છે.

[-સ્થા૦ ૯૨]

ધાતકીખંડના પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધના સુષમા આરાનું કાલમાન તથા સુષમસુષમાઆરાના મનુષ્યોની ઊંચાઈ તથા પરમાયુ જંબૂદ્વીપ જેમ સમજી લેવું અને દેવકુરુ તથા ઉત્તરકુરુના મનુષ્યનું પરમાયુ તથા ઊંચાઈ પણ જંબૂદ્વીપ જેમ (પૃ. ૬૦૮) સમજી લેવું. અરિહંતવંશાદિની ઉત્પત્તિ પણ તે મુજબ.

[-સ્થા૦ ૧૪૩]

(૧) ધાતકીખંડના પૂર્વાર્ધમાં આ ત્રણ कर्मभूमिओ છે—

૧. ભરત; ૨. ઐરવત; ૩. મહાવિદેહ.

(૨) ધાતકીખંડમાં પૂર્વાર્ધના મેરુપર્વતની દક્ષિણે ત્રણ अकर्मभूमिओ છે.

૧. હિમવાન વર્ષ; ૨. હરિવર્ષ; ૩. દેવકુરુ.

(૩) ધાતકીખંડમાં પૂર્વાર્ધમાં મેરુપર્વતની ઉત્તરે ત્રણ अकर्मभूमिओ છે—

૧. ઉત્તરકુરુ; ૨. રમ્યગ્વર્ષ; ૩. હિરણ્યવંતવર્ષ.

(૪) તે જ પ્રમાણે મેરુની દક્ષિણે ત્રણ वर्षधरपर्वत છે—

૧. ચુલ્લહિમવાન; ૨. મહાહિમવાન; ૩. નિષધ.

(૫) તે જ પ્રમાણે મેરુની ઉત્તરે ત્રણ वर्षधरपर्वतो છે—

૧. નીલવંત; ૨. રુકમી; ૩. શિખરી.

(૬) તે જ પ્રમાણે મંદરની દક્ષિણે ત્રણ महाह्रद છે—

૧. પદ્મહ્રદ; ૨. મહાપદ્મહ્રદ; ૩. તિગિચ્છહ્રદ.

તેમાં ત્રણ દેવતા પલ્ય સ્થિતિવાળી વસે છે—

૧. શ્રી; ૨. હ્રી; ૩. ધૃતિ.

(૭) તે જ પ્રમાણે મેરુની ઉત્તરે ત્રણ મહાહ્રદ અને તેમાં વસનારી ત્રણ દેવતા છે—

હ્રદ ૧. કેસરીહ્રદ ૨. મહાપૌંડરિક; ૩. પૌંડરિક.

દેવતા. ૧. કીર્તિ; ૨. બુદ્ધિ; ૩. લક્ષ્મી.

(૮) તે જ પ્રમાણે મેરુની દક્ષિણે આવેલા ચુલ્લ હિમવાન વર્ષધરમાંથી પદ્મહ્રદમાંથી ત્રણ મહાનદીઓ વહે છે—

૧. ગંગા; ૨. સિંધુ; ૩. રોહિતાંશા.

(૯) તે જ પ્રમાણે મેરુની ઉત્તરના શિખરી પર્વતમાંથી પૌંડરિક મહાહ્રદમાંથી ત્રણ મહાનદીઓ વહે છે—

૧. સુવર્ણકૂલા; ૨. રક્તા; ૩. રક્તાવતી.

(૧૦) તે જ પ્રમાણે મેરુની પૂર્વમાં વહેતી શીતા મહાનદીના ઉત્તર કિનારા તરફ ત્રણ અતરનદીઓ છે—

૧. ગાથાવતી; ૨. દ્રહવતી; ૩. પંકવતી.

(૧૧) તે જ પ્રમાણે દક્ષિણના કિનારે ત્રણ અતરનદીઓ છે—

૧. તપ્તજલા; ૨. મત્તજલા; ૩. ઉન્મત્તજલા.

(૧૨-૧૩) તે જ પ્રમાણે પશ્ચિમમાં વહેતી શીતોદાનદીના ઉત્તર અને દક્ષિણના કિનારે ત્રણ ત્રણ અતરનદીઓ છે—

દક્ષિણે ૧. ક્ષીરોદા; ૨. શીતસ્રોતા; ૩. અન્તોવાહિની.

उत्तरे. ૧. ઊર્મિમાલિની; ૨. ફેનમાલિની; ૩. ગંભીરમાલિની.

(૧૪) ધાતકીખંડના પૂર્વાર્ધના ભરતમાં ત્રણ તીર્થ છે—

૧. માગધ; ૨. વરદામ; ૩. પ્રભાસ.

(૧-૧૪) ધાતકીખંડના પશ્ચિમાર્ધમાં પણ कर्मभूमिथी માંડીને अंतरनदीओ સુધીની હકીકત સમજવી.

[-સ્થા૦ ૧૮૩, ૧૯૭, ૧૪૨]

(૧) ધાતકીખંડના પૂર્વાર્ધમાં ભરતૈરવત વર્ષોમાં—

૧. અતીત ઉત્સર્પિણીના સુષમસુષમા આરાનું,

૨. આ અવસર્પિણીના સુષમસુષમા આરાનું જઘન્ય,

૩. આગામી ઉત્સર્પિણીના સુષમ-સુષમા આરાનું-

-કાલમાન ચાર સાગરોપમ કોટાકોટી છે.

(૨) ધાતકીખંડના પૂર્વાર્ધમાં દેવકુરુ અને ઉત્તરકુરુ વર્જીને ચાર अकर्मभूमि છે—

૧. હિમવંત; ૨. હિરણ્યવંત; ૩. હરિવર્ષ ૪. રમ્યગ્વર્ષ.

(૩) ધાતકીખંડના પૂર્વાર્ધમાં ચાર वृत्तवैताढ्य છે—

૧. શબ્દાપાતી; ૨. વિકટાપાતી; ૩. ગંધાપાતી; ૪. માલ્યવંત.

તેમાં ચાર દેવો પલ્યસ્થિતિવાળા વસે છે—

૧. સ્વાતી; ૨. પ્રભાસ; ૩. અરુણ; ૪. પદ્મ.

(૪) ધાતકીખંડના પૂર્વાર્ધમાં महाविदेह ચાર પ્રકારનું છે-

૧. પૂર્વવિદેહ; ૨. અપરવિદેહ; ૩. દેવકુરુ; ૪. ઉત્તરકુરુ.

(૫) ધાતકીખંડના પૂર્વાર્ધમાં મેરુપર્વતની પૂર્વમાં વહેતી શીતા મહાનદીના ઉત્તર અને દક્ષિણ કિનારે ચાર-ચાર वक्षस्कार પર્વતો છે—

| उत्तरे | दक्षिणे |
|---|---|
| ૧. ચિત્રકૂટ; | ૧. ત્રિકૂટ; |
| ૨. પદ્મકૂટ; | ૨. વૈશ્રમણકૂટ; |
| ૩. નલિનકૂટ; | ૩. અંજન; |
| ૪. એકશૈલ. | ૪. માતંજન. |

(૬) તે જ પ્રમાણે પશ્ચિમે વહેતી શીતોદા નદીના બન્ને કિનારે પણ ચાર-ચાર वक्षस्कार पर्वतो છે.

दक्षिणे : ૧. અંકાપાતી; ૨. પક્ષ્માપાતી; ૩. આશીવિષ; ૪. સુખાવહ.

उत्तरे : ૧. ચંદ્રપર્વત; ૨. સૂર્યપર્વત; ૩. દેવપર્વત; ૪. નાગપર્વત.

(૭) ધાતકીખંડના પૂર્વાર્ધના મેરુપર્વતની ચારે વિદિશામાં ચાર वक्षस्कार पर्वत (ગજદંતગિરિ) છે—

૧. સૌમનસ; ૨. વિદ્યુત્પ્રભ; ૩. ગંધમાદન; ૪. માલ્યવાન.

(૮) ધાતકીખંડના પૂર્વાર્ધના મહાવિદેહ વર્ષમાં જઘન્ય ચાર अरिहत, ચાર चक्रवर्ती, ચાર बलदेव અને ચાર वासुदेव ઉત્પન્ન થયા છે, થાય છે અને થશે.

(૯) ધાતકીખંડના પૂર્વાર્ધના મેરુમાં ચાર वन છે—

૧. ભદ્રશાલવન; ૨. નંદનવન; ૩. સૌમનસવન; ૪. પંડકવન.

(૧૦) ધાતકીખંડના પૂર્વાર્ધના મેરુના પંડકવનમાં ચાર अभिषेकशिलाओ છે—

૧. પાંડુકંબલા શિલા; ૨. અતિપાંડુકંબલા શિલા; ૩. રક્તકંબલશિલા; ૪. અતિરક્તકંબલ શિલા.

(૧૧) મેરુની चूलिका ઉપર ચાર યોજન વિસ્તૃત છે.

(૧–૧૧) આ જ પ્રમાણે ધાતકીખંડના पश्चिमार्धमां પણ काळथी માંડીને चूलिका સુધીની હકીકત સમજી લેવી.

[–સ્થા૦ ૩૦૨]

(૧) ધાતકીખંડના પૂર્વાર્ધમાં મેરુપર્વતની પૂર્વમાં વહેતી શીતા નદીના ઉત્તર તથા દક્ષિણ કિનારા તરફ પાંચ-પાંચ વક્ષસ્કાર પર્વત છે.

| उत्तरे | दक्षिणे |
|---|---|
| ૧. માલ્યવાંન; | ૧. ત્રિકૂટ; |
| ૨. ચિત્રકૂટ; | ૨. વૈશ્રમણ; |
| ૩. પદ્મકૂટ; | ૩. અંજન; |
| ૪. નલિનકૂટ; | ૪. માતંજન; |
| ૫. એકશૈલ. | ૫. સૌમનસ. |

(૨) તે જ પ્રમાણે શીતોદા નદીના બન્ને કિનારે પણ પાંચ પાંચ વક્ષસ્कार પર્વતો છે—

| दक्षिणे | उत्तरे |
|---|---|
| ૧. વિદ્યુત્પ્રભ; | ૧. ચંદ્રપર્વત; |
| ૨. અંકાપાતી; | ૨. સૂર્યપર્વત; |
| ૩. પક્ષ્માપાતી; | ૩. નાગપર્વત; |
| ૪. આશીવિષ; | ૪. દેવપર્વત; |
| ૫. સુખાવહ. | ૫. ગંધમાદન. |

(૩) તે જ પ્રમાણે મેરુની દક્ષિણના દેવકુરુ-ઉત્તરકુરુમાં પાંચ महाह्रद છે—

| १. देवकुरुमा | २. उत्तरकुरुमा |
|---|---|
| ૧. નિષધહ્રદ; | ૧. નીલવંતહ્રદ; |
| ૨. દેવકુરુહ્રદ; | ૨. ઉત્તરકુરુહ્રદ; |
| ૩. સૂર્યહ્રદ; | ૩. ચંદ્રહ્રદ; |
| ૪. સુલસહ્રદ; | ૪. ઐરાવણહ્રદ; |
| ૫. વિદ્યુત્પ્રભહ્રદ. | ૫. માલ્યવંતહ્રદ. |

(१-३) धातकीखंडना पश्चिमार्धमां पण, ते ज प्रमाणे समजी लेवुं.

[-स्था० ४३४]

(१) धातकीखंडमां पूर्वार्धमां छ अकर्मभूमि छे—

१. हिमवंत; २. हिरण्यवंत; ३. हरिवर्ष; ४. रम्यग्वर्ष; ५. देवकुरु; ६. उत्तरकुरु.

(२) धातकीखंडना पूर्वार्धमां छ वर्ष छे—

१. भरत; २. ऐरवत; ३. हिमवंत; ४. हिरण्यवंत; ५. हरिवर्ष; ६. रम्यग्वर्ष.

(३) धातकीखंडमां पूर्वार्धमां छ वर्षधर छे—

१. चुल्लहिमवान; २. महाहिमवान; ३. निषध; ४. नीलवान; ५. रुक्मी; ६. शिखरी.

(४) धातकीखंडना पूर्वार्धमां मेरुनी दक्षिणे छ कूट छे अने उत्तरे पण छ कूट छे—

| दक्षिणे | उत्तरे |
|---|---|
| १. चुल्लहिमवान; | १. नीलवंत; |
| २. वैश्रमण; | २. उपदर्शन; |
| ३. महाहिमवान; | ३. रुक्मी; |
| ४. वैडूर्य; | ४. मणिकंचन; |
| ५. निषध; | ५. शिखरी; |
| ६. रुचक. | ६. तिगिच्छ. |

(५) धातकीखंडद्वीपमां पूर्वार्धमां छ महाह्रद छे अने तेमां छ देवता वसे छे—

| महाह्रद | देवता |
|---|---|
| १. पद्म; | १. श्री; |
| २. महापद्म; | २. ह्री; |

| | |
|---|---|
| ૩. તિગિચ્છ; | ૩. ધૃતિ; |
| ૪. કેસરી; | ૪. કીર્તિ; |
| ૫. મહાપૌંડરિક; | ૫. બુદ્ધિ, |
| ૬. પૌંડરિક. | ૬. લક્ષ્મી. |

(૬) ધાતકીખંડના મેરુની દક્ષિણે ૭ મહાનદીઓ છે અને ઉત્તરમાં પણ તેટલી જ છે—

| दक्षिणे | उत्तरे |
|---|---|
| ૧. ગંગા; | ૧. નરકાંતા; |
| ૨. સિંધુ; | ૨. નારીકાંતા; |
| ૩. રોહિતા; | ૩. સુવર્ણકૂલા; |
| ૪. રોહિતાંશા; | ૪. રૂપ્યકૂલા; |
| ૫. હરિ; | ૫. રક્તા; |
| ૬. હરિકાંતા. | ૬. રક્તાવતી. |

(૭) ધાતકીખંડના પૂર્વાર્ધમાં મેરુની પૂર્વમાં વહેતી શીતા નદીના બન્ને કિનારે મળીને ૬ अतरनदीઓ છે; તે જ પ્રમાણે પશ્ચિમની શીતોદા નદીના બન્ને કિનારે પણ ૬ अतरनदीઓ છે—

| शीतानी | शीतोदानी |
|---|---|
| ૧. ગાથાવતી; | ૧. ક્ષીરોદા; |
| ૨. દ્રહવતી; | ૨. સિંહસ્રોતા; |
| ૩. પંકવતી; | ૩. અંતોવાહિની; |
| ૪. તપ્તજલા; | ૪. ઊર્મિમાલિની; |
| ૫. મત્તજલા; | ૫. ફેનમાલિની; |
| ૬. ઉન્મત્તજલા. | ૬. ગંભીરમાલિની. |

(૧–૭) તે જ પ્રમાણે ધાતકીખંડના પશ્ચિમાર્ધમાં પણ સમજી લેવું.

[–સ્થા૦ ૫૨૨]

(૧) ધાતકીખંડના પૂર્વાર્ધમાં સાત વર્ષ છે—

૧. ભરત; ૨. ઐરવત; ૩. હિમવંત; ૪. હિરણ્યવંત; ૫. હરિવર્ષ; ૬. રમ્યગ્વર્ષ; ૭. મહાવિદેહ.

(૨) ધાતકીખંડના પૂર્વાર્ધમાં સાત વર્ષધર છે—

૧. હિમવાન; મહાહિમવાન; ૩. નિષધ; ૪. નીલવંત; ૫. રુક્મી; ૬. શિખરી; ૭. મંદર.

(૩) ધાતકીખંડના પૂર્વાર્ધમાં સાત મહાનદીઓ પૂર્વવાહિની છે અને કાલોદને જઈ મળે છે—

૧. ગંગા; ૨. રોહિતા; ૩. હરિ; ૪. શીતા; ૫. નરકાંતા; ૬. સુવર્ણકૂલા; ૭. રક્તા.

(૪) ધાતકીખંડના પૂર્વાર્ધમાં સાત નદીઓ પશ્ચિમાભિમુખી વહે છે અને લવણસમુદ્રમાં જઈ મળે છે—

૧. સિંધુ; ૨. રોહિતાંશા; ૩. હરિકાંતા; ૪. શીતોદા; ૫. નારીકાંતા; ૬. રૂપ્યકૂલા; ૭. રક્તાવતી.

(૧–૪) ધાતકીખંડના પશ્ચિમાર્ધ વિષે પણ એમ જ સમજવું. પણ તેની પૂર્વવાહિની નદીઓ લવણસમુદ્રને અને પશ્ચિમવાહિની નદીઓ કાલોદસમુદ્રને મળે છે એ વિશેષમાં.

[–સ્થા૦ ૫૫૫]

(૧) ધાતકીખંડની પૂર્વાર્ધની તિમિસ અને ખંડપ્રપાત ગુહા આઠ યોજન ઊંચી છે.

(૨) ધાતકીખંડના પૂર્વાર્ધમાં શીતા મહાનદીના બન્ને કિનારે આઠ વક્ષસ્કાર પર્વતો છે—

૧–૮. ચિત્રકૂટ યાવત્ માતંજન (પૃ૦ ૬૩૩).

(૩) તે જ પ્રમાણે શીતોદાને બન્ને કિનારે આઠ વક્ષસ્કાર છે—

૧–૮. અંકાપાતી યાવત્ નાગપર્વત (પૃ૦ ૬૩૪).

(૪) ધાતકીખંડમાં પૂર્વાર્ધમાં મેરુની પૂર્વમાં વહેતી શીતા અને શીતોદા નદીને બન્ને કિનારે આઠ-આઠ ચક્રવર્તિ વિજયો છે. (પૃ૦ ૬૨૫–૬).

(૫) તે વિજયોની રાજધાનીઓ પણ બન્ને નદીના બન્ને કિનારે આઠ-આઠ છે. (પૃ૦ ૬૨૬–૭).

(૬) ધાતકીખંડના પૂર્વાર્ધમાં શીતાની ઉત્તરે, અને દક્ષિણે તથા શીતોદાની ઉત્તરે અને દક્ષિણે —

૮. ચક્રવર્તી, ૮. અરિહંત, ૮. વાસુદેવ ઉત્પન્ન થયા છે, થાય છે અને થશે.

(૭) ધાતકીખંડના પૂર્વાર્ધમાં શીતા મહાનદીની ઉત્તરે —

૮. દીર્ઘવૈતાઢ્ય (વિજયોના વક્ષસ્કાર);

૮. તિમિસગુહા (વિજયોના વક્ષસ્કાર સંબંધી);

૮. ખંડપ્રપાતગુહા ,,

૮. કૃતમાલ્યકદેવ (તિમિસ સંબંધી);

૮. નૃત્યમાલ્યકદેવ (ખંડપ્રપાત સંબંધી);

૮. ગંગાકુંડ (વિજયની ગંગાનો);

૮. સિંધુકુંડ (વિજયની સિંધુનો);

૮. ગંગા (વિજયની);

૮. સિંધુ (વિજયની);

૮. ઋષભકૂટ પર્વત (વિજયભાવી);

૮. ઋષભકૂટદેવ,

— એ બધું છે. તથા એ બધું તેના દક્ષિણ કિનારે પણ તેટલું જ છે; પણ ગંગા અને સિંધુને બદલે રક્તા અને રક્તાવતી નદી તથા તેના કુંડો સમજવા. શીતોદાના દક્ષિણ કિનારે શીતાના દક્ષિણ કિનારા જેમ સમજવું.

(૮.) ધાતકીખંડના પૂર્વાર્ધની મેરુની ચૂલિકા મધ્ય-ભાગમાં આઠ યોજન પહોળી છે.

(૧–૮) ધાતકીખંડના પશ્ચિમાર્ધમાં પણ બધું તે જ પ્રમાણે.

[–સ્થા૦ ૬૪૧]

(૧) ધાતકીખંડના પૂર્વાર્ધના મેરુની પૂર્વે શીતા નદીના બન્ને કિનારા પર દશ વક્ષસ્કાર પર્વતો છે—

૧–૧૦. માલ્યવાન યાવત્ સૌમનસ. (પૃ૦ ૬૨૧, ૨૭ થી ૩૮)

(૨) તે જ પ્રમાણે પશ્ચિમની શીતોદા નદીના બન્ને કિનારે દશ વક્ષસ્કાર પર્વતો છે —

૧–૧૦. વિદ્યુત્પ્રભ યાવત્ ગંધમાદન. (પૃ૦ ૬૨૧, ૩૯ થી ૪૮)

(૧–૨) ધાતકીખંડના પશ્ચિમાર્ધમાંય તે જ પ્રમાણે.

[–સ્થા૦ ૭૬૮]

## ૪. કાલોદસમુદ્ર

કાલોદસમુદ્રનો[1] ચક્રવાલ વિષ્કંભ આઠ લાખ યોજન છે. તેનો પરિધિ ૯૧ લાખ યોજનથી વધારે છે.

[–સ્થા૦ ૬૩૧; –સમ૦ ૯૧]

કાલોદધિની વેદિકા બે ગાઉ ઊંચી છે.

[–સ્થા૦ ૯૩]

---

૧. ધાતકીખંડને વલયાકારે વીંટીને રહેલો સમુદ્ર તે કાલોદ સમુદ્ર કહેવાય છે. તેનો પરિધિ ૯૧૭૭૬૦૫ યોજન છે. લવણસમુદ્રની જેમ આમાં ગોતીર્થ નથી તેમ પાતાળકળશો પણ નથી. એટલે પાણીની ઊંડાઈમાં તથા ઊંચાણમાં ક્યાંય ફરક પડતો નથી. તેની સર્વઠેકાણે ઊંડાઈ એક હજાર યોજન છે. એ ધાતકીખંડથી બમણા વિસ્તાર વાળો હોવાથી ૮ લાખ યોજન પહોળો છે.

## ૫. પુષ્કરવરદ્વીપાર્ધ[1]

આભ્યંતર પુષ્કરાર્ધનો ચક્રવાલ વિષ્કંભ ૮ લાખ યોજન છે. બાહ્ય પુષ્કરાર્ધનો પણ તેટલો જ વિષ્કંભ છે.

[–સ્થા૦ ૬૩૨]

પુષ્કરવરદ્વીપની વેદિકા બે ગાઉ ઊંચી છે.

[–સ્થા૦ ૯૩]

પુષ્કરાર્ધના મેરુનું માપ ધાતકીખંડના મેરુ જેટલું સમજવું (પૃ૦ ૬૧૯–૬૨૦).

[–સ્થા૦ ૭૨૧]

પુષ્કરાર્ધના પૂર્વાર્ધમાં મેરુની ઉત્તરે આવેલ ઉત્તરકુરુમાં પદ્મવૃક્ષ છે તેમાં પદ્મ નામનો અધિપતિ દેવ વસે છે. દક્ષિણે આવેલ દેવકુરુમાં કૂટશાલ્મલી નામનું વૃક્ષ છે તેમાં ગરુડદેવ વસે છે.

પુષ્કરાર્ધના પશ્ચિમાર્ધમાં ઉત્તરકુરુમાં મહાપદ્મ નામનું વૃક્ષ છે તેમાં પૌંડરિક નામનો અધિપતિ દેવ વસે છે અને દેવકુરુમાં કૂટશાલ્મલી વૃક્ષ છે તેમાં ગરુડદેવ વસે છે.

[–સ્થા૦ ૯૩]

પુષ્કરાર્ધમાં અહીં જણાવેલ બધું ધાતકીખંડની જેમ બેની સંખ્યામાં છે—

૧. ભરતવર્ષ;

૨–૧૮૧. ઐરવત યાવત મેરુપર્વતની ચૂલિકા (પૃ૦ ૬૨૦ ઇ૦).

[–સ્થા૦ ૯૩]

પુષ્કરાર્ધદ્વીપમાં પણ ધાતકીખંડ જેમ ચક્રવર્તિવિજયો ૬૮ તથા તેમની રાજધાનીઓ ૬૮ છે.

[–સમ૦ ૬૮]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩૩.

(૧) પુષ્કરાર્ધદ્વીપના પૂર્વાર્ધમાં મેરુની દક્ષિણે અને ઉત્તરે સમપ્રમાણુ આ બે ક્ષેત્રો છે—

(૧) ૧ ભરત; ૨ ઐરવત.

ઇત્યાદિ બધી હકીક્ત ધાતકીખંડના પૂર્વાર્ધ જેમ સમજવી (પૃ૦ ૬૨૮).

તે જ પ્રમાણે પશ્ચિમાર્ધ વિષે પણ ધાતકીખંડના પશ્ચિમાર્ધ જેમ હકીક્ત સમજી લેવી (પૃ૦ ૬૩૧).

[—સ્થા૦ ૯૩]

પુષ્કરવરદ્વીપાર્ધના પૂર્વાર્ધ તથા પશ્ચિમાર્ધની કર્મભૂમિઓ તથા અકર્મભૂમિઓ વગેરેની હકીકત પણ ધાતકીખંડ જેમ (પૃ૦ ૬૩૧–૩) સમજી લેવાની છે.

[—સ્થા૦ ૧૮૩, ૧૯૭, ૧૪૨]

ધાતકીખંડ જેમ પુષ્કરવરદ્વીપાર્ધમાં પણ આરાના કાલમાનથી માંડીને મેરુની ચૂલિકા સુધીની હકીક્ત (પૃ૦ ૬૩૩–૪) સમજી લેવી.

[—સ્થા૦ ૩૦૨]

પુષ્કરવરદ્વીપાર્ધમાંના વક્ષસ્કારથી માંડીને મહાહ્રદની હકીકત ધાતકીખંડ જેમ (પૃ૦ ૬૩૫) સમજી લેવી.

[—સ્થા૦ ૪૩૪]

પુષ્કરવરદ્વીપાર્ધના સુષમા આરાનું કાલમાન આદિ પણ ધાતકીખંડ જેમ (પૃ૦ ૬૩૧) સમજી લેવું.

[—સ્થા૦ ૧૪૩]

પુષ્કરવરદ્વીપાર્ધની છ અકર્મભૂમિ આદિ હકીકત (પૃ૦ ૬૩૬) પણ ધાતકીખંડ જેમ સમજવાની છે.

[સ્થા૦ ૫૨૨]

મનુષ્યક્ષેત્રમાં બે સમુદ્ર છે—

૧. લવણ; ૨. કાલોદ.

[—સ્થા૦ ૧૧૧]

સમયક્ષેત્રમાં આ બધું પાંચપાંચ છે—

૧. ભરત;[1] ૨. ઐરવત; ૩-૧૮૧. હિમવંત યાવત મંદરચૂલિકા (પૃ૦ ૬૨૦ ઇ૦).

[—સ્થા૦ ૪૩૪]

જંબૂદ્વીપની બહાર આ બધું ચારચાર છે—

૧. ભરત;[2] ૨. ઐરવત; ૩-૧૮૧. હિમવંત યાવત મંદરચૂલિકા (પૃ૦ ૬૨૦).

[—સ્થા૦ ૩૦૬]

(૧) સમયક્ષેત્રમાં દશ કુરુ છે તે આ—

૧-૫. પાંચ દેવકુરુ;[3] ૬-૧૦. પાંચ ઉત્તરકુરુ[3].

(૨) સમયક્ષેત્રમાં દશ મહાવૃક્ષો છે—

૧. સુદર્શના જંબૂ (જંબૂદ્વીપના ઉત્તરકુરુમાં);

૨. ધાતકીવૃક્ષ (ધાતકીખંડના પૂર્વાર્ધના ઉત્તરકુરુમાં);

૩. મહાધાતકીવૃક્ષ (ધાતકી પશ્ચિમાર્ધના ઉત્તરકુરુમાં);

૪. પદ્મવૃક્ષ (પુષ્કરવરાર્ધના પૂર્વાર્ધમાં ઉત્તરકુરુમાં);

૫. મહાપદ્મવૃક્ષ (પુષ્કરવરાર્ધ પશ્ચિમાર્ધના ઉત્તરકુરુમાં);

૬-૧૦. પાંચ કૂટ શાલ્મલી (પાંચે ઉત્તરકુરુમાં).

તે વૃક્ષોમાં ક્રમશઃ આ દશ દેવો વસે છે—

---

૧. જંબૂમા એક, ધાતકીમાં બે અને પુષ્કરાર્ધમાં બે સર્વ મળી પાંચ—આ જ પ્રમાણે બાકીના વિષે પણ સમજવું.

૨. ધાતકીમાં બે, પુષ્કરાર્ધમાં બે—આ જ પ્રમાણે બાકી વિષે પણ સમજવું.

૩. ૧ ભરતમાં, ૨ ધાતકીમાં અને બે પુષ્કરાર્ધમાં.

૧. અનાદૃત; ૨. સુદર્શન; ૩. પ્રિયદર્શન; ૪. પૌંડરિક; ૫. મહાપૌંડરિક; ૬–૧૦. વેણુદેવ ગરુડ.

[–સ્થા૦ ૭૬૪]

## ૭. અઢીદ્વીપબાહ્ય લોક[1]

### (૧) માનુષોત્તર પર્વત[2]

માનુષોત્તર પર્વતને ચારે દિશાએ[3] ચાર[4] શિખરો છે—

૧. રત્ન (દક્ષિણ-પૂર્વમાં;) ૨. રત્નોચ્ચય (દક્ષિણ-પશ્ચિમમાં); ૩. સર્વરત્ન (પૂર્વોત્તરમાં;) ૪. રત્નસંચય (પશ્ચિમોત્તરમાં.)

[–સ્થા૦ ૩૦૦]

માનુષોત્તર પર્વત મૂળમાં ૧૦૨૨ યોજન વિસ્તૃત છે.

[–સ્થા૦ ૭૨૪]

માનુષોત્તરપર્વત ૧૭૨૧ યોજન ઊંચો છે.

[–સમ૦ ૧૭]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩૫.

૨. આ પર્વત મનુષ્યક્ષેત્રબાહ્ય પુષ્કરવરદ્વીપાર્ધમાં ગણાય છે. તેની પહોળાઈ ૧૦૨૨ બાદ જતાં બાકીના બાહ્ય પુષ્કારર્ધની એટલે કે ૮ લાખ–૧૦૨૨=૭૯૮૯૭૮ યોજન પ્રમાણ છે. તેનો આકાર બેઠેલા સિંહ જેવો છે – આગળથી ઊંચો અને પાછળથી ક્રમશઃ નીચો છે. તે ૧૭૨૧ યોજન ઊંચો અને મૂળમાં ૧૦૨૨ યોજન પહોળો છે. તેની પહોળાઈ ક્રમશઃ ઘટતી જાય છે અને શિખરમાં ૪૨૪ યોજન પહોળાઈ રહી જાય છે.

૩. સૂત્રમાં દિશા કહ્યુ છે પણ વિદિશામાં એ કૂટો સમજવાં.

૪. આ પર્વતમાં આ ચાર જ કૂટ નથી પણ ચતુઃસ્થાનક હોવાથી ચાર કહ્યાં છે. ચારે દિશામાં પણ પ્રત્યેકમાં ત્રણ ત્રણ હોવાથી બીજાં ૧૨ કૂટો પણ છે.

## (૨) નન્દીશ્વર વિષે વિચાર[1]

નન્દીશ્વરદ્વીપના મંડલમાં લગભગ વચ્ચે ચારે દિશાએ ચાર અંચનકપર્વત છે—

૧. પૂર્વનો અંચનક પર્વત; ૨. દક્ષિણનો અંચનક પર્વત; ૩. પશ્ચિમનો અંચનકપર્વત; ૪. ઉત્તરનો અંચનક પર્વત.

તે પર્વતો ૮૪૦૦૦ યોજન ઊંચા છે, અને હજાર યોજન જમીનમાં ઊંડા છે. મૂળમાં તેઓ દશહજાર યોજન વિસ્તૃત છે અને તદનન્તર ક્રમશઃ વિસ્તાર ઓછો ઓછો થતો જાય છે અને પછી છેવટે ઉપર એક હજાર યોજન વિષ્કંભ રહી જાય છે. મૂળમાં તેનો પરિધિ ૩૧૬૨૩ યોજન છે, અને ઉપર ૩૧૬૬ યોજન છે. તે બધા મૂળમાં વિસ્તીર્ણ છે, મધ્યમાં સંક્ષિપ્ત છે અને ઉપર તનુ છે. અને એમ ગોપુચ્છાકારે છે. તે પર્વતો સર્વ અંજનમય છે, સ્વચ્છ છે યાવત્ દર્શનીય છે.

તે પર્વતો પર ઉપરનો સપાટ ભાગ બહુજ રમણીય છે. અને તેની મધ્યમાં ચાર સિદ્ધાયતન આવેલાં છે. તે સિદ્ધાયતનો ૧૦૦ યોજન લાંબાં, ૫૦ યોજન પહોળાં, ૭૨ યોજન ઊંચાં છે.

---

૧. જંબૂદ્વીપથી માંડીને ગણતાં નંદીશ્વર દ્વીપ આઠમો છે:-૧. જંબૂદ્વીપ, ૨. ધાતકીખંડ, ૩. પુષ્કરવર, ૪. વરુણવર, ૫. ક્ષીરવર, ૬. ધૃતવર, ૭. ક્ષોદવર. સાતમા ક્ષોદવરદ્વીપને વીટીને સાતમો ક્ષોદોદ નામનો સમુદ્ર રહે છે અને તેની ફરતો વલયાકારે નંદીશ્વર દ્વીપ છે. આનો ચક્રવાલ વિષ્કંભ ૧૬૩૮૪૦૦૦૦૦ છે. મનુષ્યક્ષેત્ર બહાર આ નંદીશ્વરમાં બાવન જિનાલયો છે અને તેથી પણ આગળ આવનાર બારમા કુંડલ અને ૨૧મા રુચકદ્વીપમાં ચાર-ચાર છે એટલે સર્વ મળી મનુષ્યક્ષેત્ર બહાર ૬૪ ચૈત્યો છે.

એ સિદ્ધાયતનોને ચારે દિશાએ ચાર દ્વાર છે—

૧. દેવદ્વાર; ૨. અસુરદ્વાર; ૩. નાગદ્વાર; ૪. સુપર્ણદ્વાર.

એ ચાર દ્વારમાં તે જ નામના ચાર પ્રકારના દેવો વસે છે.

એ દ્વારની સામે ચાર મુખમંડપ છે. એ મુખમંડપની સામે ચાર પ્રેક્ષાગૃહમંડપ છે. એ મંડપોની બરાબર વચમાં ચાર વજ્રના આખાટક છે. તે આખાટક પર ચાર મણિ-પેટિકા છે. મણિપેટિકા પર ચાર સિંહાસન છે. તે ચાર સિંહાસનો પર ચાર વિજયદૂષ્ય છે. તે દૂષ્યની વચમાં ચાર વજ્રમય અંકુશ છે. તે અંકુશમાં મોતીની માળાની ચાર કુંભિકા છે. એ પ્રત્યેક કુંભિકા ફરતી પોતાથી અર્ધી ઊંચી ચાર ચાર અર્ધ કુંભિકાઓ છે.

એ પ્રેક્ષાગૃહમંડપની સામે ચાર મણિપીઠિકા છે. એ પીઠિકા પર ચાર ચૈત્ય સ્તૂપો છે. એ ચૈત્ય સ્તૂપની ચારે દિશાએ ચાર ચાર મણિપીઠિકાઓ છે. એ પીઠિકા પર પર્યંકાસનબદ્ધ, રત્નજ, સ્તૂપાભિમુખ ચાર જિનપ્રતિ-માઓ છે—

૧. ઋષભ; ૨. વર્ધમાન; ૩. ચન્દ્રાનન; ૪. વારિસેન.

એ ચૈત્યસ્તૂપની સામે ચાર મણિપીઠિકા છે અને તેમના પર ચાર ચૈત્યવૃક્ષ છે. એ વૃક્ષોની સામે ચાર મણિપીઠિકા છે અને તેમના પર મહેન્દ્રધ્વજ છે. એ ધ્વજોની સામે ચાર નન્દા પુષ્કરિણી છે.

એ પુષ્કરણિઓની ચારે દિશાએ ચાર વનખંડ છે—

૧. પૂર્વમાં અશોકવન; ૨. દક્ષિણમાં સપ્તપર્ણવન; ૩. પશ્ચિમમાં ચંપકવન; ૪. ઉત્તરમાં આમ્રવન.

(૧) તેમાં જે પૂર્વદિશાનો અંચનક પર્વત છે, તેની ચારે દિશાએ ચાર નંદા પુષ્કરિણીઓ છે—

૧. નંદોત્તરા; ૨. નન્દા; ૩. આનંદા; ૪. નંદિવર્ધના.

તે નંદા પુષ્કરિણીઓ ૧ લાખ યોજન લાંબી, ૫૦ હજાર યોજન પહોળી અને હજાર યોજન ઊંડી છે.

પ્રત્યેક વાવડીની ચારે દિશાએ પગથિયાઓની ત્રણ ત્રણ હારો છે. અને હાર સામે ચાર તોરણ છે. તે પ્રત્યેક પુષ્કરિણીની ચારે દિશાએ વનખંડ છે.

એ પુષ્કરિણીઓની વચ્ચે ચાર દધિમુખ પર્વતો છે. એ પર્વતો ૬૪૦૦૦ યોજન ઊંચા છે અને એક હજાર યોજન ઊંડા છે. બધા ભાગમાં તે સમ છે. દરેકની પહોળાઈ દશ હજાર યોજન છે અને પરિધિ ૩૧૬૨૩ યોજન છે. તે પર્વતો સર્વપ્રકારના રત્નયુક્ત છે—યાવત્ દર્શનીય છે. આ દધિમુખ પર્વતનો ઉપરનો ભાગ સપાટ છે. બાકીનું બધું વર્ણન અંચનક પર્વત જેમ સમજી લેવું—યાવત્ ઉત્તરમાં આમ્રવન છે.

(૨) તેમાં જે દક્ષિણનો અંચનક પર્વત છે, તેની ચારે દિશામાં ચાર નંદા પુષ્કરિણીઓ છે—

૧. ભદ્રા; ૨. વિશાલા; ૩. કુમુદા; ૪. પુંડરિકિણી.

તે પુષ્કરિણીઓ એક લાખ યોજન લાંબી છે એમ બાકીનુ બધું વર્ણન પૂર્વવત્ સમજી લેવું.

(૩) તેમાં જે પશ્ચિમ તરફનો અંચનક પર્વત છે, તેની ચારે દિશામાં ચાર નંદા પુષ્કરિણીઓ છે—

૧. નંદિષેણા; ૨. અમોઘા; ૩. ગોસ્તૂપા; ૪. સુદર્શના. બાકીનું વર્ણન પૂર્વવત્ સમજી લેવું.

(૪) તેમાં જે ઉત્તરનો અંચનક પર્વત છે, તેની ચારે દિશાએ ચાર પુષ્કરિણીઓ છે—

૧. વિજયા; ૨. વૈજયંતી; ૩. જયંતી; ૪. અપરાજિતા. બાકીનું બધું વર્ણન પૂર્વવત્ સમજી લેવું.

નન્દીશ્વરદ્વીપની મધ્યમાં ચારે વિદિશામાં ચાર રતિકર પર્વતો છે—

૧. ઉત્તરપૂર્વનો; ૨. દક્ષિણપૂર્વનો; ૩. દક્ષિણપશ્ચિમનો; ૪. ઉત્તરપશ્ચિમનો.

એ રતિકર પર્વતો ૧૦૦૦ યોજન ઊંચા છે તથા ૧૦૦૦ ગાઉ જમીનમાં ઊંડા છે. તેઓ બધે ભાગે સમ છે. ઝાલરના આકારે દરેકનો વિષ્કંભ ૧૦૦૦૦ યોજન છે અને ૩૧૬૨૩ યોજન પરિધિ છે. તેઓ સર્વરત્નયુક્ત છે, સ્વચ્છ છે, યાવત્ દર્શનીય છે.

(૧) તેમાં જે ઉત્તરપૂર્વમાં રતિકર પર્વત છે, તેની ચારે દિશાએ ઈશાન દેવેન્દ્રની ચાર પટરાણીઓની જંબૂદ્વીપપ્રમાણ ચાર રાજધાનીઓ છે—

૧. નંદોત્તરા કૃષ્ણાની; ૨. નંદા કૃષ્ણારજિની; ૩. ઉત્તરકુરા રામાની; ૪. દેવકુરા રામરક્ષિતાની.

(૨) તેમાં જે દક્ષિણપૂર્વનો રતિકર પર્વત છે, તેમાં ચારે દિશાએ શક્રેન્દ્રની ચારે પટરાણીઓની જંબૂદ્વીપપ્રમાણ ચાર રાજધાનીઓ છે—

૧. સમના પદ્માની; ૨. સૌમના શિવાની; ૩. અર્ચિમાલી સતીની; ૪. મનોરમા અંજૂની.

(૩) તેમાં જે દક્ષિણ પશ્ચિમનો રતિકર પર્વત છે, તેમાં ચારે દિશાએ શક્રેન્દ્રની ચારે પટરાણીઓની જંબૂદ્વીપ-પ્રમાણ ચાર રાજધાનીઓ છે—

૧. ભૂતા અમલાની; ૨. ભૂતાવતંસક અપ્સરાની; ૩. ગોસ્તૂપા નવમિતાની; ૪. સુદર્શના રોહિણીની.

(૪) તેમાં જે ઉત્તરપશ્ચિમમાં રતિકરપર્વત છે, તેમાં ચારે દિશાએ ઈશાનેન્દ્રની ચાર પટરાણીઓની જંબૂદ્વીપ-પ્રમાણ ચાર રાજધાનીઓ છે —

૧. રત્ના વસુની; ૨. રત્નોચ્ચયા વસુગુપ્તાની; ૩. સર્વરત્ના વસુમિત્રાની; ૪. રત્નસંચયા વસુંધરાની.

[–સ્થા૦ ૩૦૭]

બધા અંચનક પર્વતો ૮૪૦૦૦ યોજન ઊંચા છે.

[–સમ૦ ૮૪]

બધા અંચનક પર્વતો હજાર યોજન જમીનમાં ઊંડા, મૂળમાં દશ હજાર યોજન પહોળા અને શિખર પર હજાર યોજન પહોળા છે.

બધા રતિકર પર્વતો હજાર યોજન ઊંચા તથા હજાર ગાઉ જમીનમાં ઊંડા છે. તે બધે ઠેકાણે સમાનપરિમાણ વાળા છે, અને ઝાલરના આકારે દશ હજાર યોજન પહોળા છે.

બધા દધિમુખ[1] પર્વતો હજાર યોજન ઊંડા છે. તે સર્વત્ર સમાન પરિમાણવાળા તથા પલ્યંકસંસ્થાને દશ હજાર યોજન પહોળા છે, અને ૬૪ હજાર યોજન ઊંચા છે.

[–સ્થા૦ ૭૨૫, –સમ૦ ૬૪]

---

૧. આ દધિમુખ પર્વતો અંચનક પર્વતની ચારે દિશાએ રહેલી ચાર વાવડીમાં મધ્યમાં આવેલા છે. અંચનક ચાર હોવાથી તેમની ૧૬ પુષ્કરિણીમાં આ દધિમુખ પર્વતો સર્વ મળી ૧૬ થાય.

નન્દીશ્વર દ્વીપની મધ્યમાં સાત દ્વીપ છે—

૧. જંબૂદ્વીપ; ૨. ધાતકીખંડદ્વીપ; ૩. પુષ્કરવરદ્વીપ; ૪. વરુણવરદ્વીપ; ૫. ક્ષીરવરદ્વીપ; ૬. ઘૃતવર; ૭. ક્ષોદવર.

નન્દીશ્વર દ્વીપની મધ્યમાં સાત સમુદ્ર છે.—

૧. લવણ; ૨. કાલોદ, ૩. પુષ્કરોદ; ૪. વરુણોદ; ૫. ક્ષીરોદ; ૬. ઘૃતોદ; ૭. ક્ષોદોદ.

[–સ્થા૦ ૫૮૦]

## (૩) રુચકદ્વીપ[1]

(૧) જંબૂદ્વીપના મેરુપર્વતની પૂર્વમાં રુચકવર[2] પર્વતમાં આઠ કૂટ છે—

૧. રિષ્ટ; ૨. તપનીય; ૩. કંચન; ૪. રજત; ૫. દિશાસ્વસ્તિક; ૬. પ્રલંબ; ૭. અંજન ૮. અંજનપુલક.

એ કૂટોમાં ઋદ્ધિશાળી પલ્યસ્થિતિવાળી આઠ દિશાકુમારીઓ વસે છે—

૧. નંદોત્તરા; ૨. નંદા; ૩. આનંદા; ૪. નંદિવર્ધના; ૫. વિજયા; ૬. વૈજયંતી; ૭. જયંતી; ૮. અપરાજિતા.

(૨) જંબૂના મેરુપર્વતની દક્ષિણે રુચકવર પર્વતમાં આઠ કૂટ છે અને તેમાં આઠ દિશાકુમારીઓ વસે છે તે નીચે પ્રમાણે—

---

૧. જબૂદ્વીપથી ગણતાં આ દ્વીપ ૨૧મો છે. નદીશ્વર આઠમો છે ત્યાર પછી ૯. અરુણ, ૧૦. અરુણવરદ્વીપ, ૧૧. અરુણવરાવભાસ, ૧૨. કુંડલવર, ૧૪. કુંડલવરાવભાસ, ૧૫. અરુણોપપાત, ૧૬. અરુણોપપાતવર, ૧૭. અરુણોપપાતવરાવભાસ, ૧૮. શખ, ૧૯. શંખવર, ૨૦. શખવરાવભાસ, ૨૧. રુચક.

૨. આ રુચકવર માનુષોત્તરની જેમ વલયાકારે રુચકદ્વીપની મધ્યમા આવેલો છે. એટલે અહી જબૂના મેરુથી ચારે દિશામા તે હોવાથી તેનાં કૂટો ગણાવ્યાં છે. આ રુચકવર પર્વતની ચારે દિશામાં એક એક જિનચૈત્ય છે.

| कूटो | कुमारिकाओ |
| --- | --- |
| ૧. કનક; | ૧. સમાહારા; |
| ૨. કંચન; | ૨. સુપ્રતિજ્ઞા; |
| ૩. પદ્મ; | ૩. સુપ્રબુદ્ધા; |
| ૪. નલિન; | ૪. યશોધરા; |
| ૫. શશી; | ૫. લક્ષ્મીવતી; |
| ૬. દિવાકર; | ૬. શેષવતી; |
| ૭. વૈશ્રમણ; | ૭. ચિત્રગુપ્તા; |
| ૮. વૈડૂર્ય. | ૮. વસુંધરા. |

(૩) તે જ પ્રમાણે પશ્ચિમે રુચકમાં ૮ કૂટો અને ૮ દિશાકુમારીઓ છે તે નીચે પ્રમાણે —

| कूटो | कुमारिकाओ |
| --- | --- |
| ૧. સ્વસ્તિક; | ૧. ઈલાદેવી; |
| ૨. અમોઘ; | ૨. સુરાદેવી; |
| ૩. હિમવાન; | ૩. પૃથ્વી; |
| ૪. મંદર; | ૪. પદ્માવતી; |
| ૫. રુચક; | ૫. એકનાસા; |
| ૬. રુચકોત્તમ; | ૬. નવમિતા; |
| ૭. ચંદ્ર; | ૭. સીતા; |
| ૮. સુદર્શન. | ૮. ભદ્રા. |

(૪) તે જ પ્રમાણે ઉત્તરે રુચકમાં આઠ કૂટો અને આઠ દિશાકુમારીઓ નીચે પ્રમાણે —

| कूटो | कुमारिकाओ |
| --- | --- |
| ૧. રત્ન; | ૧. અલંબુષા; |
| ૨. રત્નોચ્ચય; | ૨. મિત્રકેશી; |

| | |
|---|---|
| ૩. સર્વરત્ન; | ૩. પૌંડરી; |
| ૪. રત્નસંચય; | ૪. ગીતવાસની; |
| ૫. વિજય; | ૫. આશા; |
| ૬. વૈજયંત; | ૬. સર્વગા; |
| ૭. જયંત. | ૭. શ્રી; |
| ૮. અપરાજિત. | ૮. હ્રી. |

[–સ્થા૦ ૬૪૩]

રુચક માંડલિક પર્વત ૮૫૦૦૦ યોજન ઊંચો છે.

[–સમ૦ ૮૫]

રુચકવર પર્વત હજાર યોજન જમીનમાં ઊંડો, મૂળમાં દશ હજાર યોજન પહોળો અને શિખર પર હજાર યોજન પહોળો છે.

[–સ્થા૦ ૭૨૬]

## (૪) માંડલિક પર્વતો

માંડલિક (વલયાકાર) પર્વત ત્રણ છે —

૧. માનુષોત્તર[1] (પુષ્કરવરમાં);
૨. કુંડલવર (કુંડલદ્વીપમાં);
૩. રુચકવર[1] (રુચકદ્વીપમાં).

[–સ્થા૦ ૨૦૪]

કુંડલવર પર્વત હજાર યોજન ઊંડો, મૂળમાં દશ હજાર યોજન પહોળો અને શિખર પર હજાર યોજન પહોળો છે.

[–સ્થા૦ ૭૨૬]

---

૧. માનુષોત્તર માટે પુષ્કરાર્ધદ્વીપ અને રુચક માટે રુચકદ્વીપનું વર્ણન જોવું.

## (૫) અસંખ્યાતમો જંબૂદ્વીપ[1]

વિજયા[2] રાજધાની ૧૨ લાખ યોજન લાંબી અને પહોળી છે.

[-સમ૦ ૧૨]

વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત રાજધાનીમાં પ્રાકારો ૩૭ યોજન ઊંચા છે.

[-સમ૦ ૩૭]

## (૬) અસંખ્યાતમો અરુણોદય સમુદ્ર

અસુરેન્દ્ર ચમરનો તિગિચ્છ નામનો ઉત્પાતપર્વત ૧૭૨૧ યોજન ઊંચો છે.[3]

[-સમ૦ ૧૭]

અસુરેન્દ્ર બલિનો રુચકેન્દ્ર[4] ઉત્પાતપર્વત ૧૭૨૧ યોજન ઊંચો છે.

[-સમ૦ ૧૭]

---

૧. આ દ્વીપનું નામ જંબૂદ્વીપ છે પણ તે પ્રથમ જણાવેલો જંબૂદ્વીપ ન સમજવો. આગળ જઈ કેટલાય દ્વીપ-સમુદ્રો વટાવી અસંખ્યાતમો આ જંબૂદ્વીપ આવે છે. પ્રથમ જંબૂદ્વીપ સાથે માત્ર આનું નામસાદૃશ્ય છે.

૨. પ્રથમ જંબૂદ્વીપની જગતીમાં પૂર્વ દિશામાં આવેલ વિજયદ્વારના અધિપતિની આ વિજયા નામની રાજધાની અસંખ્યાતમા જંબૂદ્વીપમાં છે. તે જ પ્રમાણે બાકીના વૈજયંત, જયંત અને અપરાજિત દ્વારના અધિપતિની તે તે નામની રાજધાનીઓ પણ આ અસંખ્યાતમા જંબૂદ્વીપમાં છે.

૩. ચમરને મનુષ્યલોકમાં આવવું હોય ત્યારે તે આ પર્વત પર આવીને કૂદે છે તેથી તેનું ઉત્પાતપર્વત એવું નામ પડ્યું છે. તે અરુણોદય સમુદ્રમાં દક્ષિણમાં ૪૨ હજાર યોજનાંતે આવેલ છે.

૪. આ પર્વત પણ અરુણોદયમાં જ ૪૨ હજાર યોજનાંતે ઉત્તરમાં આવેલ છે.

## ટિપ્પણ

### ૧. જંબુદ્વીપ:—

લોકના ત્રણ ભાગ છે: અધોલોક, મધ્યલોક અને ઊર્ધ્વલોક. તેમાં મધ્યલોકમાં એકબીજાને વીંટીને રહેલા એવા અસંખ્ય દ્વીપ-સમુદ્રો છે. તેમાં સૌની વચ્ચે ઝાલર જેવા ગોળાકારે જંબૂદ્વીપ આવેલો છે અને તેને વીંટીને બંગડી આકારે ગોળ એવો લવણસમુદ્ર છે. લવણસમુદ્રને વીંટીને ધાતકીદ્વીપ છે. આમ એક સમુદ્ર અને એક દ્વીપ એમ એકબીજાને વીંટીને રહેલા અસંખ્યાત દ્વીપ અને સમુદ્રો છે. અંતિમ સમુદ્ર સ્વયંભૂરમણ છે તે સ્વયંભૂરમણ નામના દ્વીપને વીંટીને રહેલ છે. શાસ્ત્રકારોએ અમુક દ્વીપ અને સમુદ્રનાં નામો જણાવ્યાં છે અને બાકીનાં માટે કહી દીધું છે કે જગતમાં જે કાંઈ પ્રશસ્ત છે તે નામવાળા તે તે દ્વીપ અને સમુદ્ર છે. દ્વીપનાં નામો ક્રમશઃ આ પ્રમાણે છે — જંબૂ, ધાતકીખંડ, પુષ્કર, વારુણી-વર, ક્ષીરવર, ઘૃતવર, ઈક્ષુરસ, નંદીશ્વર, અરુણ, ઇત્યાદિ. અને સમુદ્રનાં નામો ક્રમશઃ આ પ્રમાણે છે — લવણ, કાલોદધિ, અને ત્યાર પછીના બધા સમુદ્રોનાં નામો તે જે દ્વીપને વીંટળાઈને રહ્યા હોય તે જ સમજવાં; એટલે પુષ્કરસમુદ્ર, વારુણીવરસમુદ્ર, ક્ષીરવરસમુદ્ર આદિ.

### ૨. જગતી:—

પ્રત્યેક દ્વીપ અને સમુદ્રને અંતે જગતી હોય છે. આ જગતીના વિસ્તારને તે તે દ્વીપ અને સમુદ્રમાં જ – જેને તે ઘેરતી હોય – ગણવામાં આવે છે. તે વજ્રની બનેલી હોય છે. છેક નીચે બાર યોજન પહોળી છે અને ક્રમશઃ ઘટતાં ઘટતાં છેક ઉપર ૪ યોજન પહોળી રહે છે. તે જગતીની ઉપર વચ્ચે બે ગાઉ ઊંચી અને ૫૦૦ ધનુષ પહોળી વેદિકા આવેલી છે. એ વેદિકાની બન્ને બાજુએ વન આવેલું છે. આ જગતીમાં સમાનાન્તરે ચાર દ્વાર આવેલાં છે.

### ૩. દ્વારોનું અંતર:—

૭૯ મું સમવાય હોવાથી ૭૯૦૦૦નો અંક આપી કાંઈક વધારે અંતર છે એમ કહ્યું; પણ ખરી રીતે ૭૯૦૫૨ યોજન, ૧ કોશ, ૧૫૩૨ ધનુષ, ૩ આંગળ અને ત્રણ યવ અંતર જંબૂદ્વીપની જગતીમાં આવેલાં દ્વારોનું છે.

પણ પ્રત્યેક દ્વીપ અને સમુદ્રની જગતીનાં દ્વારાનું અંતર કાઢવું હોય તો તેના માટે નિયમ આ પ્રમાણે છે—હરએક જગતીમાં દ્વાર ચાર હોય છે—અને હરએક દ્વાર ચાર ચાર યોજન પહોળું હોય છે અને બંને બાજુએ એક એક કોશની બારસાખની ભીંત હોય છે.—એટલે ચારે દ્વારની પહોળાઈ ૧૬ યોજન અને ચાર દ્વારની આઠ ભીતની એક એક કોશ ગણતાં ૮ કોશ પહોળાઈ થાય; એટલે કે બે યોજન થાય. આમ બધાં મળી ૧૮ યોજન થાય. તે તે જગતીની એટલે કે તે તે દ્વીપ–સમુદ્રની પરિધિમાંથી આ ૧૮ યોજન બાદ કરી તેને ચારે ભાગતાં જે ભાગ આવે, તે તે જગતીનાં દ્વારાનું પરસ્પર અંતર સમજવું. જંબૂદ્વીપનાં દ્વારાનું અતર ઉપર બતાવ્યું છે. ધાતકીખંડનાં દ્વારોનું અંતર કાઢવું હોય તો આ પ્રમાણે—તેની પરિધિ ૪૧૧૦૯૬૧ યોજન છે તેમાંથી ૧૮ બાદ કરીએ એટલે ૪૧૧૦૯૪૩ રહે; તેને ચારે ભાગતાં ૧૦૨૭૭૩૫ યોજન, અને ત્રણ કોશ આવે—આ દ્વારોનું અતર સમજવું; આ જ પ્રમાણે ગમે તે દ્વીપ-સમુદ્રના દ્વારનું અંતર કાઢી શકાય.

૪. મેરુપર્વત :—

ભૂમિતળથી જમીનમા જેમ જેમ જઈએ, તેમ તેમ તે યોજનના અગિયારમા ભાગ જેટલો પ્રત્યેક યોજને વધે છે એટલે મૂળમાં તે $૧૦૦૯૦\frac{૧૦}{૧૧}$ યોજન પહોળો છે. સારાંશ એ છે કે મેરુ તદ્દન નીચેથી ઉપર ચઢીએ તેમ તેમ પહોળાઈમાં ઘટતો જાય છે. અને ઉપરથી નીચે ઊતરીએ તેમ પહોળાઈમાં વધતો જાય છે. એ વધઘટનુ માપ પ્રત્યેક યોજને $\frac{૧}{૧૧}$ યોજન છે એટલે અગિયાર યોજને એક યોજન ઘટે-વધે. આ $\frac{૧}{૧૧}$ અંક જેને 'ચય' કહેવામાં આવે છે તે જાણવાની રીત આ પ્રમાણે—નીચે ઉપરના વિસ્તારની બાદબાકી કરવી એટલે કે $૧૦૦૯૦\frac{૧૦}{૧૧}$ યોજન −૧૦૦૦ યોજન = $૯૦૯૦\frac{૧૦}{૧૧}$ યોજન આવે. આને જેટલી ઊંચાઈ હોય તેટલા વડે ભાગવા એટલે કે $૯૦૯૦\frac{૧૦}{૧૧}$ − ૧૦૦૦૦૦ ઉંચાઈના યોજન $= \frac{૧૦૦૦૦૦}{૧૧} \times \frac{૧}{૧૦૦૦૦૦} = \frac{૧}{૧૧}$ **ચયાંક**. આ જ રીતે જે જે વસ્તુ સરખા રીતે ઘટતી-વધતી હોય તેનો ચયાંક નીકળી શકે છે. આ ગણિતના આધારે મેરુ અમુક ઉંચાઈએ કેટલો પહોળો હશે તે જાણી શકાય છે.

**૫. અભિષેકશિલાઓ :—**

પંડકવનના મધ્યભાગમાં ચૂલિકા આવેલી છે. તે ચૂલિકાની ચારે દિશાએ ૫૦ યોજન દૂર જિનભવનો આવેલ છે. એ જિનભવન પાસે આ અભિષેકશિલાઓ છે. પૂર્વમાં પાંડુકંબલા, પશ્ચિમમાં રક્તકંબલા, દક્ષિણમાં અતિપાંડુકંબલા અને ઉત્તરમાં અતિરક્તકંબલા છે. અતિ વિશેષણ વાળી બન્ને શિલામાં એકએક સિંહાસન અને બાકીની બન્નેમાં બબ્બે સિંહાસન છે. આ સિંહાસનો પર તે તે દિશામાં ઉત્પન્ન થનાર તીર્થંકરનો અભિષેક થાય છે. પાંડુકંબલા અને રક્તકંબલા પર બબ્બે સિંહાસન માનવાનું કારણ એ છે કે, પૂર્વ મહાવિદેહ અને પશ્ચિમ મહાવિદેહમાં એકી સાથે કોઈ વખત બબ્બે તીર્થંકરનો જન્મ થાય તો એકી સાથે તેમનો અભિષેક થઈ શકે. ભરત અને ઐરવતમાં એક વખતે એક તીર્થંકરનો જન્મ હોય છે તેથી ઉત્તર અને દક્ષિણની શિલા પર એક એક સિંહાસન માન્યું છે.

**૬. જંબૂદ્વીપનાં વર્ષો - ક્ષેત્રો:—**

જંબૂદ્વીપમાં કુલ સાત વર્ષ - ક્ષેત્ર આવેલ છે. તે આ — ભરત, ઐરવત, હિમવંત, હિરણ્યવંત, હરિવર્ષ, રમ્યગ્વર્ષ અને વિદેહ. જંબૂદ્વીપના દક્ષિણાન્તે ભરત અને ઉત્તરાન્તે ઐરવત આવેલા છે. ભરતની ઉત્તરે હિમવંત અને હિમવંતની ઉત્તરે હરિવર્ષ આવેલા છે. આ ત્રણે ક્ષેત્રો મેરુ પર્વતની દક્ષિણે આવેલાં છે. ત્યાર પછી મેરુની આસપાસ આવેલું વિદેહ ક્ષેત્ર છે. તે બે ભાગમાં વહેંચાયલું છે. મેરુથી પૂર્વમાં રહેલું વિદેહ પૂર્વવિદેહ કહેવાય છે. અને પશ્ચિમમાં રહેલું વિદેહ પશ્ચિમ વિદેહ કહેવાય છે. વિદેહ પછી મેરુની ઉત્તરે રમ્યગ્વર્ષ અને તેની ઉત્તરે હિરણ્યવંત અને તેની ઉત્તરે ઐરવતવર્ષ છે. રમ્યગ્વર્ષ, હિરણ્યવંત અને ઐરવત વર્ષ આ ત્રણે ક્ષેત્રો મેરુની ઉત્તરે આવેલાં છે. આ વિભાગ નિશ્ચય દિશાને આશ્રયે સમજવો. પણ વ્યવહાર દિશાની અપેક્ષાએ તો સર્વ ક્ષેત્રોને મેરુ ઉત્તર દિશામાં જ પડે છે. કારણ, વ્યવહારમાં દિશાનો નિયમ સૂર્યના ઉદયાસ્ત ઉપર અવલંબિત છે. સૂર્યોદય તરફ મોઢું કરી ઊભા રહેતાં ડાબી બાજુએ ઉત્તર દિશા ગણાય છે અને ભરતવર્ષના મનુષ્યને આ નિયમ પ્રમાણે ઉત્તર દિશામાં મેરુ ગણાય. ભરત ક્ષેત્રમાં સૂર્યાસ્તની જે દિશા છે, તે ઐરવતમાં સૂર્યોદયની છે તેથી ત્યાં પણ સૂર્યોદય તરફ મોઢું કરતાં મેરુ ઉત્તર દિશામાં જ પડે છે. આ જ પ્રમાણે બીજા વર્ષો વિષે પણ સમજી લેવું.

આ સાતે વર્ષોને વિભક્ત કરનાર છ વર્ષધર પર્વત છે. તે બધા પૂર્વથી પશ્ચિમ લાંબા છે. તે આ—હિમવંત, મહાહિમવંત, નિષધ, નીલ, રુકમી, અને શિખરી. ભરત અને હિમવતને હિમવંત વર્ષધર જુદા પાડે છે. હિમવંત અને હરિવર્ષને મહાહિમવંત પર્વત જુદા પાડે છે. હરિવર્ષ અને વિદેહને નિષધ પર્વત જુદા પાડે છે. વિદેહ અને રમ્યગ્વર્ષને નીલ પર્વત જુદા પાડે છે. રમ્યગ્વર્ષ અને હિરણ્યવત ક્ષેત્રને રુકમી પર્વત જુદા પાડે છે. અને હિરણ્યવંત અને ઐરવત ક્ષેત્રને શિખરી પર્વત જુદા પાડે છે.

ભરતથી માંડી મહાવિદેહ પર્યંતનો ક્ષેત્ર અને પર્વતનો ક્રમશઃ ઉત્તર દક્ષિણનો વિસ્તાર બમણો બમણો થતો જાય છે. તે જ પ્રમાણે ઐરવતથી મહાવિદેહપર્યંત પણ સમજવું.

**૭. ભરત અને ઐરવત ક્ષેત્રો :—**

ગોળ જંબૂદ્વીપના દક્ષિણાન્તે હોવાથી ભરતક્ષેત્રનો આકાર અર્ધચંદ્રાકાર જેવો છે. તેની પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાએ લવણસમુદ્ર છે ઉત્તર દિશાએ હિમવંત પર્વત આવેલો છે ઐરવત વિષે ઠીક તેથી ઊલટું છે —તે જંબૂદ્વીપના ઉત્તરાન્તે હોવાથી તેને પૂર્વ-પશ્ચિમ અને ઉત્તરમાં લવણસમુદ્ર અને દક્ષિણમાં શિખરી પર્વત છે. તે પણ અર્ધચંદ્રાકારે જ છે. આ બન્ને ક્ષેત્રો પૂર્વથી પશ્ચિમ સુધીની લંબાઈમાં ૧૪૪૭૧ $\frac{૬}{૧૯}$ થી કાંઈક ન્યૂન યોજન પ્રમાણ અને ઉત્તર દક્ષિણની પહોળાઈમાં ૫૨૬ $\frac{૬}{૧૯}$ યોજન પ્રમાણ હોવાથી તેમને સમપ્રમાણ કહ્યાં છે.

**૮. હિમવંત અને હિરણ્યવંત ક્ષેત્રો :—**

હિમવંત ક્ષેત્રની પૂર્વ અને પશ્ચિમે લવણસમુદ્ર અને દક્ષિણે હિમવંત પર્વત તથા ઉત્તરે મહાહિમવંત પર્વત છે. હિરણ્યવંત ક્ષેત્રમાં પૂર્વ અને પશ્ચિમે લવણસમુદ્ર છે. તેની ઉત્તરે શિખરી પર્વત અને દક્ષિણે રુકમી પર્વત છે. આ બન્ને ક્ષેત્રોના ઉત્તર-દક્ષિણના વિસ્તારનું ૨૧૦૫ $\frac{૫}{૧૯}$ યોજન પ્રમાણ માપ અને પૂર્વ-પશ્ચિમ લંબાઈનું ૩૭૬૭૪ $\frac{૧૫}{૧૯}$ યોજન પ્રમાણ માપ સરખું જ છે.

**૯. હરિવર્ષ અને રમ્યગ્વર્ષ ક્ષેત્રો :—**

હરિવર્ષની પૂર્વપશ્ચિમે લવણસમુદ્ર અને ઉત્તરે નિષધ પર્વત તથા દક્ષિણે મહાહિમવંત પર્વત આવેલો છે. રમ્યગ્વર્ષની પણ પૂર્વપશ્ચિમે

લવણસમુદ્ર અને ઉત્તરે રુકમી અને દક્ષિણે નીલવંત પર્વતો આવેલા છે. આ બન્ને ક્ષેત્રોની પૂર્વ પશ્ચિમની લંબાઈનું માપ ૭૩૯૦૧$\frac{૧૭}{૧૯}$ યોજન પ્રમાણ અને ઉત્તરદક્ષિણના વિસ્તારનું માપ ૮૪૨૧$\frac{૧}{૧૯}$ યોજન પ્રમાણ સરખુ જ છે.

**૧૦. વિદેહ ક્ષેત્ર :—**

નિષધપર્વત અને નીલવત પર્વતની વચ્ચેનું તે ક્ષેત્ર વિદેહ કે મહાવિદેહ કહેવાય છે. તેની પૂર્વ અને પશ્ચિમે તો લવણસમુદ્ર જ છે. આ વિદેહ છે તો એક જ; પણ તેની વચ્ચે મેરુપર્વત હોવાથી તેના બે વિભાગ થઈ જાય છે—પૂર્વવિદેહ અને પશ્ચિમવિદેહ. આખું વિદેહ ક્ષેત્ર પૂર્વ અને પશ્ચિમમાં લાંબું એકલાખ યોજન પ્રમાણ છે અને ઉત્તર દક્ષિણમાં પહોળું ૩૩૬૮૪$\frac{૪}{૧૯}$ યોજન પ્રમાણ છે. પૂર્વ અને પશ્ચિમ વિદેહોની પહોળાઈ (ઉત્તરદક્ષિણ) તો સરખી જ છે એટલે કે યોજનં ૩૩૬૮૪$\frac{૪}{૧૯}$ પ્રમાણ છે. અને તેમની પૂર્વ પશ્ચિમ લંબાઈ પણ સરખી છે એટલે કે જંબૂદ્વીપના એક લાખયોજનમાંથી મેરુપર્વતના વિસ્તારના ૧૦૦૦૦ યોજન બાદ કરતાં ૯૦૦૦૦ યોજન રહે છે. આની અડધી લબાઈ બન્ને ક્ષેત્રની છે—એટલે કે પ્રત્યેકની ૪૫૦૦૦ યોજન પ્રમાણ છે.

**૧૧. દેવકુરુ અને ઉત્તરકુરુ ક્ષેત્રો :—**

આ બન્ને કુરુઓ મહાવિદેહમાં જ આવેલા છે. વિદેહની દક્ષિણે નિષધ અને ઉત્તરે નીલ પર્વત આવેલા છે. તે બન્ને પર્વતમાંથી ગજદંતાકારે બબ્બે ગજદંતગિરિ નીકળીને મેરુ તરફ વિસ્તાર પામેલા છે. એટલે કે એ બન્ને પર્વતની બબ્બે શાખા નીકળીને ઠેઠ મેરુને સ્પર્શે છે. એ શાખા ગજદંતાકારે હોવાથી બે શાખાનો આકાર અર્ધચંદ્રાકાર થાય છે. નિષધની બન્ને શાખાની વચ્ચે દેવકુરુ અને નીલની બન્ને શાખાની વચ્ચે ઉત્તરકુરુ છે. આ બન્ને ક્ષેત્રો અર્ધચંદ્રાકારે છે, અને સરખા વિસ્તારવાળાં છે. વિદેહનો કુલ વિસ્તાર ૩૩૬૮૪$\frac{૪}{૧૯}$ યોજન પ્રમાણ છે. તેમાંથી વચ્ચે આવેલા મેરુના દશહજાર યોજન બાદ કરતાં બાકી ૨૩૬૮૪$\frac{૪}{૧૯}$ યોજન પ્રમાણ રહે છે તે બન્ને કુરુનું છે. તેનુ અર્ધ કરીએ એટલે પ્રત્યેક કુરુનું સરખું પ્રમાણ મળી આવે તે આ—૧૧૮૪૨$\frac{૨}{૧૯}$ યોજન પ્રમાણ. આ ઉત્તરદક્ષિણ વિસ્તારના યોજનનું માપ છે. તેને ઇષુ કહેવામાં આવે છે. પ્રત્યેક કુરુની જીવા

૫૪૦૦૦ યોજન પ્રમાણ છે. આ માપ પૂર્વપશ્ચિમના વિસ્તારનું સમજવું. અને પ્રત્યેકનું ધનુઃપૃષ્ઠ ૬૦૪૧૮ ૧૨/૧૯ યોજન પ્રમાણ છે. આ તેમના અર્ધ વર્તુલનું માપ સમજવું.

**૧૨. કર્મ-અકર્મભૂમિ :—**

અસિ (યુદ્ધકળા), મસિ (લેખનકળા) અને કૃષિ આ ત્રણે પ્રકારના વ્યાપારથી રહિત એવું ક્ષેત્ર તે અકર્મભૂમિ. અને જ્યાં એ ત્રણે વ્યાપાર હોય તથા જે ભૂમિમાં શલાકા—તીર્થંકરાદિ—મહાપુરુષો ઉત્પન્ન થતા હોય, તે ભૂમિ કર્મભૂમિ કહેવાય છે. અકર્મભૂમિના જીવો મરીને દેવ થાય, અને કર્મભૂમિના જીવો મરીને સર્વત્ર—નરકથી માંડીને સિદ્ધગતિ સુધી—જઈ શકે છે. બધી મળીને મનુષ્યક્ષેત્રમાં ૩૦ અકર્મભૂમિઓ છે તે આ પ્રમાણે:— ૫ હિમવંત (૧ જંબૂમાં, ૨ ધાતકીમાં અને બે પુષ્કરાર્ધમાં), ૫ હરિવર્ષ, ૫ દેવકુરુ, ૫ ઉત્તરકુરુ, ૫ રમ્યગ્વર્ષ અને ૫ હિરણ્યવંત. અને બધી મળી કર્મભૂમિઓ ૧૫ છે તે આ પ્રમાણે—૫ ભરત, ૫ ઐરવત, અને ૫ મહાવિદેહ. મનુષ્યક્ષેત્રની બહાર મનુષ્યો જ નથી એટલે તેમાં કર્મ-અકર્મભૂમિના વિભાગનો પ્રશ્ન જ નથી ઊઠતો.

**૧૩. ચક્રવર્તીના વિજયો :—**

મેરુ પર્વતની પૂર્વમાં પૂર્વવિદેહ અને પશ્ચિમમાં પશ્ચિમવિદેહ ક્ષેત્ર છે. નીલવંત પર્વતમાંથી નીકળીને શીતા નામની મહાનદી પૂર્વમહાવિદેહ ક્ષેત્રને બરાબર સરખા ભાગે વહેંચીને લવણસમુદ્રમાં જઈને મળે છે. તે જ પ્રમાણે નિષધપર્વતમાંથી નીકળી શીતોદા નામની મહાનદી પશ્ચિમ વિદેહમાંથી પસાર થઈને તેને બરાબર બે ભાગે વહેંચીને લવણસમુદ્રમાં જઈ મળે છે. એટલે બે મહાવિદેહ ક્ષેત્ર સરખા ભાગમાં વહેંચાઈ જાય છે. એ ચારે ભાગમાં આઠઆઠ ક્ષેત્રો આવેલાં છે. એટલે બધાં મળી બત્રીશ થાય. તેમનો વિજય ચક્રવર્તી કરે છે એટલે ચક્રવર્તિવિજય એ જ સાર્થક નામ એ ક્ષેત્રોનું છે. પ્રત્યેક વિજયની લંબાઈ (ઉત્તરદક્ષિણ) ૧૬૫૯૨ ૨/૧૯ યોજન અને પહોળાઈ (પૂર્વ-પશ્ચિમ) ૨૨૧૨ ૭/૮ યોજન પ્રમાણ છે.

**૧૪. વર્ષધર-પર્વત :—**

**ચુલ્લહિમવંત-શિખરી :**—જંબૂદ્વીપમાં દક્ષિણ દિશાથી ઉત્તર તરફ જતાં સર્વ પ્રથમ ચુલ્લહિમવંત વર્ષધર છે. અને ઉત્તર દિશાથી દક્ષિણ દિશા તરફ જતાં સર્વપ્રથમ શિખરી પર્વત આવે છે. ભરતથી બમણો વિસ્તાર (ઉત્તર-

દક્ષિણ) ચૂલ્લહિમવંતનો અને ઐરવતથી બમણો વિસ્તાર શિખરીનો છે. ભરત અને ઐરવતનો વિસ્તાર સરખો જ ૫૨૬$\frac{૬}{૧૯}$ યોજન પ્રમાણ છે. એટલે ચુલ્લહિમવંત અને શિખરીનો વિસ્તાર ૧૦૫૨$\frac{૧૨}{૧૯}$ યોજન પ્રમાણ છે. અને એ બન્નેની લંબાઈ (પૂર્વ-પશ્ચિમ) ૨૪૯૩૨$\frac{૧}{૧૯}$ યોજન સરખી જ જ છે. બન્ને પર્વતો ૧૦૦ યોજન ઊંચા છે.

**મહાહિમવંત-રુકમી:**—ચુલ્લહિમવંત વર્ષધરની ઉત્તરે તેનાથી બમણા વિસ્તારવાળું હિમવંતક્ષેત્ર આવે છે અને તે ક્ષેત્રની ઉત્તરે તેનાથી બમણા વિસ્તારવાળો મહાહિમવંત પર્વત આવે છે. તે જ પ્રમાણે શિખરી વર્ષધર પર્વતથી દક્ષિણે તેનાથી બમણું હિરણ્યવંત ક્ષેત્ર અને તેની દક્ષિણે તેનાથી બમણા વિસ્તારવાળો રુકમી વર્ષધર આવે છે. આ બન્ને મહાહિમવંત અને રુકમીનો વિસ્તાર (ઉત્તર-દક્ષિણ) ૪૨૧૦$\frac{૧૦}{૧૯}$ સરખો જ છે. બન્નેની સરખી ઉંચાઈ ૨૦૦ યોજન પ્રમાણ છે. અને લબાઈ (પૂર્વ-પશ્ચિમ) ૫૩૯૩૧$\frac{૬}{૧૯}$ યોજન પ્રમાણ છે.

**નિષધ-નીલવંત:**—મહાહિમવંત વર્ષધરની ઉત્તરે તેનાથી બમણા વિસ્તારવાળું હરિવર્ષક્ષેત્ર છે અને તેની ઉત્તરે નિષધપર્વત તેનાથી બમણા વિસ્તારવાળો આવેલો છે. તે જ પ્રમાણે રુકમી પર્વતની દક્ષિણે રમ્યગ્ક્ષેત્ર અને તેની દક્ષિણે નીલવંત પર્વત આવેલો છે. આ બન્ને નિષધ અને નીલવંત પર્વતો વિસ્તાર, લંબાઈ અને ઊંચાઈમાં સમપ્રમાણ છે. તેમની લબાઈ (પૂર્વ-પશ્ચિમ) ૯૪૧૫૬ યોજન, ઉંચાઈ ૪૦૦ યોજન અને વિસ્તાર (ઉત્તર-દક્ષિણ) ૧૬૮૪૨$\frac{૨}{૧૯}$ યોજન છે

**૧૫. વૈતાઢ્ય પર્વતો:—**

વૈતાઢ્ય પર્વત બે પ્રકારના છે. ભરતૈરવતમા જે બે વૈતાઢ્યો છે, તથા ૩૨ વિજયોમાં જે ૩૨ વૈતાઢ્યો છે, તે સર્વે દીર્ઘ છે એટલે કે લાંબા છે. તેથી તે દીર્ઘ વૈતાઢ્ય કહેવાય છે. અને તે સિવાયના ઉપર બતાવેલ શબ્દાપાતી વગેરે ચાર વૈતાઢ્યો ગોળ છે તેથી તે વૃત્ત વૈતાઢ્ય કહેવાય છે. ભરતૈરવતના દીર્ઘ વૈતાઢ્યો પૂર્વ અને પશ્ચિમમાં લવણસમુદ્રને સ્પર્શે છે. તેમાં ખેચર વિદ્યાધરોના આવાસો છે. તે બને ૨૫ યોજન ઊંચા છે. આ વૈતાઢ્યોને કારણે ભરત અને ઐરવત ક્ષેત્રના બે ભાગ થઈ જાય છે. દક્ષિણ ભરત અને ઉત્તર ભરત; તથા દક્ષિણૈરવત અને ઉત્તર ઐરવત. ૩૨ વિજયના વૈતાઢ્યો ૫૦ યોજન લાંબા છે. તે પ્રત્યેકમાં ૧૧૦ વિદ્યાધરોનાં નગરો છે,

એટલે બધાં મળી ૩૪ વૈતાઢ્યોમાં ૩૭૪૦ નગરો છે. એ પ્રત્યેક વૈતાઢ્યમાં બબ્બે ગુફા આવેલી છે. તેમનાં દ્વાર ચક્રવર્તી જીવે ત્યાં સુધી કે તેણે દીક્ષા ન લીધી હોય ત્યાં સુધી ઉઘાડાં રહે છે. પછી બંધ થઈ જાય છે. તે ગુફામાં જતી વખતે ચક્રવર્તી એકેક યોજનને અંતરે પોતાના રત્ન વડે મંડલાકારે બને તરફ લીટી દોરે છે જેથી તે ગુફાઓમાં પ્રકાશ થાય છે.

આ ૩૪ દીર્ઘ વૈતાઢ્ય સિવાયના શબ્દાપાતી આદિ ચાર વૃત્ત વૈતાઢ્યો છે, તે ઉપર જણાવ્યા પ્રમાણે હિમવંત આદિ ક્ષેત્રોની બરાબર મધ્યમાં આવેલા છે. એ ચારેય એક હજાર યોજન ઊંચા અને જાડા છે.

**૧૬. વક્ષસ્કાર પર્વતો :—**

સૌમનસ અને વિદ્યુત્પ્રભ આ વક્ષસ્કાર પર્વતોનું બીજું નામ ગજદંત ગિરિ છે, કારણ કે તે નિષધ પર્વતમાંથી શરૂ થઈને મેરુ સુધી હાથીના દાંતની જેમ ગોળાકારે લંબાયેલા છે. આ બેની વચ્ચે દેવકુરુનો પ્રદેશ આવેલો છે. એમને અશ્વસ્કંધાકાર એટલા માટે કહ્યા છે કે તે નિષધ પર્વત પાસે મૂળમાં તો ૪૦૦ યોજન ઉંચા છે પણ પછી ક્રમશઃ તેમની ઊંચાઈ વધતી જાય છે અને મેરુ પાસે તો તેમની ઊંચાઈ ૫૦૦ યોજન છે. તે મૂળમાં ૫૦૦ યોજન પહોળા અને મેરુ પાસે ખડ્ગની ધાર જેટલા પહોળા છે. પ્રત્યેક પર્વતની લંબાઈ ૩૦૨૦૯ ૬/૧૯ યોજન છે અને અર્ધચંદ્રાકાર બનેલા બંનેની લંબાઈ (ધનુઃપૃષ્ઠ) ૬૦૪૧૮ ૧૨/૧૯ યોજન પ્રમાણ છે.

ગંધમાદન અને માલ્યવાન એ બે વક્ષસ્કાર પણ ગજદંતાકારે હોવાથી ગજદંત ગિરિ કહેવાય છે. નીલવંત પર્વતમાંથી શરૂ થઈને મેરુ પર્વત સુધી ગજદંતાકારે લંબાયા છે, એટલે બન્ને મળી અર્ધચંદ્રાકારે છે. આ બંનેની વચ્ચેનો પ્રદેશ તે ઉત્તરકુરુ છે. આ બંનેનું માપ ઉપર પ્રમાણે જ સમજવું.

**૧૭. મહાવિદેહના વક્ષસ્કાર પર્વતો :—**

આ સૂત્રમાં જણાવેલા બધા મળી સોળ વક્ષસ્કાર પર્વતો મહાવિદેહમાં આવેલા છે. પ્રથમના આઠ પૂર્વ મહાવિદેહમાં અને અંતિમ આઠ પશ્ચિમ મહાવિદેહમાં છે. મહાવિદેહમાં ૩૨ વિજય, ૧૬ વક્ષસ્કાર અને બાર અંતરનદીઓ છે. તેમના સ્થાનનો નિર્ણય આ પ્રમાણે છેઃ—મેરુના વનથી પૂર્વ દિશામાં પ્રથમ બે વિજયો છે તેમાનો એક શીતા નદીના ઉત્તર કિનારે અને બીજો દક્ષિણ કિનારે; ત્યાર પછી બે વક્ષસ્કાર પર્વત આવે છે તેમાંનો

એક શીતા નદીના ઉત્તર કિનારે અને બીજો તેના દક્ષિણ કિનારે; ત્યાર પછી વળી પાછા તે જ પ્રમાણે બે વિજય અને તેમની પછી બે અંતરનદીઓ—તે પણ એક ઉત્તર કિનારા તરફથી વહેતી અને એક દક્ષિણ કિનારાથી વહેતી; ત્યાર પછી ફરી પાછા બે વિજય ઇત્યાદિ ક્રમ વડે પૂર્વ દિશામાં બધા મળી આઠ વક્ષસ્કારો આવેલા છે. તે જ પ્રમાણે પશ્ચિમ વિદેહમાં પણ આઠ વક્ષસ્કારો આવેલા છે. એ પ્રત્યેક વક્ષસ્કારની પહોળાઈ (પૂર્વ–પશ્ચિમ) ૫૦૦ યોજન છે અને લંબાઈ (ઉત્તર દક્ષિણ) ૧૬૫૯૨ ૨/૧૯ યોજન છે તથા એ વક્ષસ્કારોની ઊંચાઈ મૂળમાં નિષધ કે નીલવંત પર્વત પાસે ૪૦૦ યોજન અને છેડે શીતા કે શીતોદા નદી પાસે ૫૦૦ યોજન પ્રમાણ છે.

### ૧૮. જંબૂદ્વીપનાં કૂટો:

કૂટ એટલે શિખર. તે પર્વત સંબંધી, વૃક્ષ સંબંધી અને વનં સંબંધી એમ મુખ્ય ત્રણ પ્રકારે છે. બધાં મળી જંબૂદ્વીપમાં ૫૨૫ કૂટો છે. તે આ પ્રમાણે—

| કોનાં? | કૂટો | ઊંચાઈ | | પહોળાઈ મૂળમાં | | પહોળાઈ શિખરે | |
|---|---|---|---|---|---|---|---|
| ૧. હિમવાન | ૧૧ | ૫૦૦ | યો૦ | ૫૦૦ | યો૦ | ૨૫૦ | યો૦ |
| ૨. શિખરી | ૧૧ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૩ મહાહિમવંત | ૮ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૪. રુક્મી | ૮ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૫. નિષધ | ૯ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૬. નીલવંત | ૯ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૭. વક્ષસ્કાર પર્વતો ૧૬ જે મહાવિદેહમાં છે પ્રત્યેકનાં ચાર–ચાર | ૬૪ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૮. સૌમનસ (ગ૦ દં૦) | ૭ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૯. ગંધમાદન (,,) | ૭ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૧૦. વિદ્યુત્પ્રભ (,,) | ૯ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૧૧. માલ્યવાન (,,) | ૯ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૧૨. નંદનવન | ૮ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩. ભદ્રશાળવન(કરિકૂટ) | ૮ | ૫૦૦ | ,, | ૫૦૦ | ,, | ૨૫૦ | ,, |
| ૧૪. નંદનનું બલ (સહસ્રાંક કૂટ) | ૧ | ૧૦૦૦ | ,, | ૧૦૦૦ | ,, | ૫૦૦ | ,, |
| ૧૫. માલ્યવંતનું હરિસ્સહ (,,) | ૧ | ૧૦૦૦ | ,, | ૧૦૦૦ | ,, | ૫૦૦ | ,, |
| ૧૬. વિદ્યુત્પ્રભનું હરિ ,, | ૧ | ૧૦૦૦ | ,, | ૧૦૦૦ | ,, | ૫૦૦ | ,, |
| ૧૭. ભરતનો દીર્ઘ વૈતાઢ્ય | ૯ | ૨૫ | કોશ | ૨૫ | કોશ | ૧૨ા | કોશ |
| ૧૮. ઐરવતનો દીર્ઘ વૈ૦ | ૯ | ૨૫ | ,, | – ,, | ,, | ,, | ,, |
| ૧૯. વિજયોના ૩૨ વૈતાઢ્ય પ્રત્યેકનાં નવ-નવ | ૨૮૮ | ૨૫ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨૦. જંબૂવૃક્ષ | ૮ | ૮ | યો૦ | ૧૨ | યો૦ | ૪ | યો૦ |
| ૨૧. શાલ્મલીવૃક્ષ | ૮ | ,, | | ,, | | ,, | |
| ૨૨. ભરતનું ઋષભકૂટ | ૧ | ,, | | ,, | | ,, | |
| ૨૩. ઐરવતનું ઋષભકૂટ | ૧ | ,, | | ,, | | ,, | |
| ૨૪. વિજયો ૩૨નાં | ૩૨ | ,, | | ,, | | | |
| | ૫૨૫ | | | | | | |

આ ૫૨૫ કૂટોમાંનાં ૭૬ કૂટોમાં (છ કુલગિરિના—વર્ષધરનાં ૬, ચાર ગજદંતગિરિનાં ૪, ભરતના દીર્ઘવૈતાઢ્યનું ૧, ઐરવતના દીર્ઘવૈતાઢ્યનું ૧, ૩૨ વિજયોનાં ૩૨, મહાવિદેહના સોળ વક્ષસ્કાર પર્વતનાં ૧૬, જંબૂ અને શાલ્મલીનાં ૧૬,) જિન ભવનો છે. અને બાકીનાં કૂટોમાં તે તે કૂટનાં નામવાળાં દેવભવનો છે. વૈતાઢ્યપર્વતોના મધ્યનાં ત્રણ-ત્રણ તથા ત્રણ સહસ્રાંક, એ કૂટો સુવર્ણમય છે. બાકીનાં બધાં રત્નમય કૂટો છે.

## ૧૯. જંબૂદ્વીપના હ્રદો:

જંબૂદ્વીપમાં છ વર્ષધર પર છ મહાન હ્રદો (સરોવરો) આવેલા છે તેમાંથી મહાન ગંગાદિ નદીઓ નીકળે છે. એ છ દ્રહોનાં નામ પ્રસ્તુત સૂત્રમાં આપવામાં આવ્યાં છે. તે છ દ્રહોનું માપ કાઢવા માટે સામાન્ય નિયમ એ છે કે જે પર્વત પર તે હોય તે પર્વતની ઊંચાઈથી દશગુણી તેમની લંબાઈ અને લંબાઈથી અર્ધી પહોળાઈ તથા દશ યોજન ઊંડાણ છે. તે આ પ્રમાણે :—

| પર્વતની ઊંચાઈ | પર્વત નામ | દ્રહ નામ | લંબાઈ યોજન | પહોળાઈ યોજન | ઊંડાઈ યોજન |
|---|---|---|---|---|---|
| ૧૦૦ | હિમવાન | પદ્મ | ૧૦૦૦ | ૫૦૦ | ૧૦ |
| ૧૦૦ | શિખરી | પૌંડરિક | ૧૦૦૦ | ૫૦૦ | ૧૦ |
| ૨૦૦ | મહાહિમવાન | મહાપદ્મ | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૦ |
| ૨૦૦ | રુકમી | મહાપૌંડરિક | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૦ |
| ૪૦૦ | નિષધ | તિગિચ્છ | ૪૦૦૦ | ૨૦૦૦ | ૧૦ |
| ૪૦૦ | નીલવંત | કેસરી | ૪૦૦૦ | ૨૦૦૦ | ૧૦ |

### ૨૦. દેવકુરુ-ઉત્તરકુરુના હ્રદો :—

નિષધ વર્ષધરની ઉત્તરે ૮૩૪$\frac{4}{7}$ યોજન જઈએ એટલે દેવકુરુમાં શીતોદા નદીના પૂર્વાપર કિનારે ચિત્રકૂટ અને વિચિત્રકૂટ નામના બે પર્વતો છે. ત્યાંથી પાછા ઉત્તર તરફ જઈએ એટલે શીતોદા-નદીના મધ્ય ભાગમાં ૧૦૦૦ યોજન લાંબો (દક્ષિણ-ઉત્તર) અને ૫૦૦ યોજન પહોળો (પૂર્વ-પશ્ચિમ) અને દશ યોજન ઊંડો નિષધ નામનો મહાહ્રદ છે. તેનાથી ઉત્તરે ક્રમશઃ તેટતેટલા યોજનના અંતરે દેવકુરુ આદિ બાકીના-મહાહ્રદો આવેલા છે.

તે જ પ્રમાણે ઉત્તરકુરુના કુંડો વિષે પણ સમજી લેવાનુ છે. ફરક એ છે કે તે નીલવંત પર્વતની દક્ષિણે ક્રમશઃ આવેલા છે. અને ચિત્ર-વિચિત્ર કૂટને બદલે યમક નામના પર્વતો પછી તેમની દક્ષિણે આવેલા છે.

### ૨૧. જંબૂદ્વીપના પ્રપાતહ્રદો :—

મહાનદીઓ પોતપોતાના હ્રદમાંથી નીકળીને, તે જે પર્વતમાંથી નીકળતી હોય તેના અર્ધ વિસ્તાર જેટલા યોજન પસાર કરીને મગર-મચ્છના મોઢા જેવી જીભી – પરનાળમાંથી નીચે જે કુંડમાં પડે છે, તે પ્રપાત-કુંડ કહેવાય છે. એ પ્રપાતકુંડો ૧૪ છે, કારણ જંબૂદ્વીપની મહાનદીઓ —પ્રત્યેક ક્ષેત્રમાં બબ્બેને હિસાબે— ૧૪ છે. તે કુંડોનું તળિયું વજ્રમય હોય છે. મુખ્ય સાત ક્ષેત્રની ૧૪ મહાનદીઓ સિવાયની મહાવિદેહની ૧૨ અંતરનદીઓ અને ૩૨ વિજયોની ૬૪ નદીઓને (૬૪+૧૨=૭૬) જેમાંથી તે નીકળે છે તે કુંડો—દ્રહો તો હોય છે પણ પ્રપાતકુંડ હોતા નથી. બધા મળી ૯૦ કુંડનું માપ નીચે પ્રમાણે —

| | | | विस्तार | ऊंचाई |
|---|---|---|---|---|
| ભરત–ઐરવતની નદીના | ૪ | પ્રપાતકુંડ | ૬૦ યોજન | ૧૦ યોજન |
| હિમવંત–હિરણ્યવાનની નદીના | ૪ | ,, | ૧૨૦ ,, | ૧૦ ,, |
| હરિવર્ષ–રમ્યગ્વર્ષની નદીના | ૪ | ,, | ૨૪૦ ,, | ૧૦ ,, |
| મહાવિદેહની નદીના | ૨ | ,, | ૪૮૦ ,, | ૧૦ ,, |
| ૧૨ અંતરનદીના | ૧૨ | કુંડ | ૧૨૦ ,, | ૧૦ ,, |
| ૩૨ વિજયની ૬૪ નદીના | ૬૪ | ,, | ૬૦ ,, | ૧૦ ,, |

**૨૨. જંબુદ્વીપની નદીઓ :—**

જંબૂદ્વીપની મહાનદીઓ અંતરનદીઓ તથા પરિવાર નદીઓની ગણતરીનું કોષ્ટક નીચે પ્રમાણે છે—

| क्षेत्र | महानदी | परिवारनदी | |
|---|---|---|---|
| ૧. ભરત | ૧ ગંગા | ૧૪૦૦૦ | |
| | ૨ સિંધુ | ૧૪૦૦૦ | |
| ૨. ઐરવત | ૩ રક્તા | ૧૪૦૦૦ | |
| | ૪ રક્તાવતી | ૧૪૦૦૦ | |
| ૩. હિમવંત | ૫ રોહિતા | ૨૮૦૦૦ | |
| | ૬ રોહિતાંશા | ૨૮૦૦૦ | |
| ૪. હિરણ્યવંત | ૭ સુવર્ણકૂલા | ૨૮૦૦૦ | |
| | રૂપ્યકૂલા | ૨૮૦૦૦ | |
| ૫. હરિવર્ષ | ૮ હરિસલિલા | ૫૬૦૦૦ | |
| | ૯ હરિકાંતા | ૫૬૦૦૦ | |
| ૬. રમ્યગ્વર્ષ | ૧૦ નરકાંતા | ૫૬૦૦૦ | |
| | ૧૨ નારીકાંતા | ૫૬૦૦૦ | |
| ૭ મહાવિદેહ | ૧૩ શીતા | ૫૩૨૦૦૦ | (વિદેહની મહાનદી બીજાની જેમ તો બે છે પણ વિજયમાંની ૩૨ પણ મહાનદીઓ કહેવાય છે કારણ તે પ્રત્યેકને ચૌદચૌદ હજાર પરિવાર છે. વળી કુરુમાં પણ પ્રત્યેકમાં ૮૪૦૦૦ હજાર છે. એટલે શીતા શીતોદાનો પ્રત્યેકનો પરિવાર ૫૩૨૦૦૦ છે.) |
| | ૧૪ શીતોદા | ૫૩૨૦૦૦ | |
| | ૧૫–૭૮ વિજયમાંની ૬૪ નદીઓ | | |
| | **આંતરનદીઓ** | | |
| | ૧–૧૨ વિજયોના આંતરામાંની | | |
| | ૯૦ | ૧૪૫૬૦૦૦ | |

**૨૩. હ્રદોનાં દ્વારો અને નદીઓ :—**

પદ્મહ્રદને ત્રણ દ્વાર છે : એક પૂર્વમાં, એક પશ્ચિમમાં અને એક ઉત્તરમાં. પ્રથમનાં બે ૬॥ યોજન વિસ્તૃત છે અને અંતિમ ૧૨॥ યોજન વિસ્તૃત છે: એ ત્રણે દ્વારોમાંથી ક્રમશઃ ગંગા, સિંધુ અને રોહિતાંશા નદીઓ નીકળે છે. પ્રથમની બે તો ભરતમાં જ પૂર્વ અને પશ્ચિમમાં વહે છે. પણ રોહિતાંશા હિમવંત વર્ષમાં પશ્ચિમ દિશાભિમુખ વહે છે.

પદ્મહ્રદની જેમ પૌંડરિક હ્રદને પણ ત્રણ દ્વાર છે. એક પૂર્વમાં, એક પશ્ચિમમાં અને એક દક્ષિણમાં. પ્રથમનાં બે ૬॥ યોજન અને અંતિમ ૧૨॥ યોજન વિસ્તૃત છે. પૂર્વ અને પશ્ચિમના દ્વારમાંથી ક્રમશઃ રક્તા અને રક્તાવતી નદી નીકળે છે, અને તે ઐરવત વર્ષમાં વહે છે. દક્ષિણ દ્વાર-માંથી સુવર્ણકૂલા નદી નીકળે છે અને તે હિરણ્યવંત ક્ષેત્રમાં પૂર્વાભિમુખ વહે છે.

પદ્મ અને પૌંડરિક હ્રદ સિવાયના બાકીના ૪ મહાહ્રદો (મહાપદ્મ, મહાપૌંડરિક, તિગિચ્છ અને કેસરી)ને બબ્બે દ્વાર છે. એક ઉત્તર તરફ અને બીજું દક્ષિણ તરફ. તે ચાર હ્રદોનાં દ્વારોનું માપ તથા તેમાંથી નીકળતી નદીઓ નીચે પ્રમાણે—

| पर्वत | ह्रद | उत्तरद्वार | नदी | दक्षिणद्वार | नदी |
|---|---|---|---|---|---|
| મહાહિમવાન | મહાપદ્મહ્રદ | ૨૫ યો૦ | હરિકાંતા | ૧૨॥ યો૦ | રોહિતા |
| નિષધ | તિગિચ્છ | ૫૦ યો૦ | શીતોદા | ૨૫ યો૦ | હરિસલિલા |
| રુકમી | મહાપૌંડરિક | ૧૨॥ | રૂપ્યકૂલા | ૨૫ યો૦ | નરકાંતા |
| નીલવંત | કેસરી | ૨૫ યો૦ | નારીકાંતા | ૫૦ યો૦ | શીતા |

**૨૪. નદીઓનાં વહન, નાળચાં અને ઊંડાઈ :—**

બધા દ્રહો વર્ષધરની મધ્યમાં જ આવેલા છે. દ્રહના પૂર્વ અને પશ્ચિમ દ્વારમાંથી નીકળનારી નદીઓ ગંગા અને સિંધુ તથા રક્તા અને રક્તાવતી સર્વ પ્રથમ તે દ્વારમાંથી નીકળીને દ્વારોની દિશામાં જ ૫૦૦ યોજન વહે છે; એટલે કે પૂર્વ દ્વારમાંથી નીકળનારી ગંગા અને રક્તા સર્વ પ્રથમ પૂર્વ દિશા તરફ જ ૫૦૦ યોજન વહે છે અને પશ્ચિમ દિશાના દ્વારમાંથી નીકળનારી સિન્ધુ અને રક્તાવતી સર્વ પ્રથમ ૫૦૦ યોજન પશ્ચિમ દિશાભિમુખ વહે છે અને પછી જ પોતપોતાના ક્ષેત્રાભિમુખ વહે છે —એટલે કે ૫૦૦ યોજન પૂર્વમાં વહ્યા પછી જ ગંગા–સિંધુ નદી ભરતા-

ભિમુખ અને રક્તા-રક્તાવતી ઐરવતાભિમુખ વહે છે. બાકીની બધી નદીઓ ઉત્તર કે દક્ષિણ દ્વારમાંથી નીકળે છે અને તેથી જ તે પોતપોતાના ક્ષેત્ર તરફ પ્રથમથી જ વહેવા માંડે છે. તે તે પર્વત પરની નદીઓ પોતપોતાના ક્ષેત્રની અભિમુખ દિશામાં પર્વત પર કેટલાં યોજન વહે છે તે આ પ્રમાણે —

| પર્વત | નદી | યોજન | | કળા |
|---|---|---|---|---|
| હિમવાન | ગંગા-સિંધુ | ૫૨૩ | – | ૩$\frac{1}{2}$ થી અધિક |
| " | રોહિતાંશા | ૨૭૬ | – | ૬ |
| શિખરી | રક્તા-રક્તાવતી | ૫૨૩ | – | ૩$\frac{1}{2}$ થી કાંઈક વધારે |
| | સુવર્ણકૂલા | ૨૭૬ | – | ૬ |
| મહાહિમવાન | રોહિતા | ૧૬૦૫ | – | ૫ |
| | હરિકાંતા | | | |
| રુક્મી | રૂપ્યકૂલા | ૧૬૦૫ | – | ૫ |
| | નરકાંતા | | | |
| નિષધ | હરિસલિલા | ૭૪૨૧ | – | ૧ |
| | શીતોદા | | | |
| નીલવંત | નારીકાંતા | ૭૪૨૧ | – | ૧ |
| | શીતા | | | |

આ પ્રમાણે પર્વત પર વહ્યા પછી તે સર્વે પોતપોતાના પ્રપાતકુંડમાં પડે છે.

બધી મહાનદીઓ — એટલે કે ૧૪ — પર્વત પરથી જ્યારે પ્રપાતકુંડમાં પડે છે, ત્યારે વજ્રમય મગરના મોઢા જેવા નાળચા વાટે પડે છે. એ જીભી કહેવાય છે. તેને ગોમુખ પણ કહી શકાય. તેનું માપ આ પ્રમાણે —

| | વિસ્તાર | જાડાઈ | લંબાઈ |
|---|---|---|---|
| ૨ ગંગા–સિંધુ<br>૨ રક્તા–રક્તાવતી | ૬$\frac{1}{4}$ યોજન | $\frac{1}{2}$ કોશ | ૨ કોશ |
| ૨ રોહિતા–રોહિતાંશા<br>૨ સુવર્ણકૂલા–રૂપ્યકૂલા | ૧૨$\frac{1}{2}$ " | ૧ " | ૧ યોજન |
| ૨ હરિસલિલા–હરિકાંતા<br>૨ નરકાંતા–નારીકાંતા | ૨૫ " | ૨ " | ૨ " |
| ૨ શીતા–શીતોદા | ૫૦ " | ૪ " | ૪ " |

---

૧૪

બધી એટલે કે ૯૦ મહાનદીઓની ઊંડાઈ અને વિસ્તાર નીચે પ્રમાણે—

| | आदि विस्तार | अत विस्तार | आदि ऊंडाइं | अंते ऊंडाइं |
|---|---|---|---|---|
| ભરતૈરવતની ૪ અને ૩૨ વિજયની ૬૪ | ૬ ૧/૪ યો૦ | ૬૨ ૧/૨ યો૦ | ૧/૮ યો૦ | ૧ ૧/૪ યો૦ |
| હિમવંત-હૈરણ્યવંતની-૪ અને અંતર-નદી ૧૨ | ૧૨ ૧/૨ ,, | ૧૨૫ ,, | ૧/૪ યો૦ | ૨ ૧/૨ યો૦ |
| હરિવર્ષ-રમ્યગ્વર્ષની ૪ | ૨૫ ,, | ૨૫૦ ,, | ૧/૨ ,, | ૫ ,, |
| મહાવિદેહની ૨ | ૫૦ ,, | ૫૦૦ ,, | ૧ ,, | ૧૦ ,, |

**૨૫. નદીઓ અને તીર્થંકર, ચક્રવર્તી વગેરે:—**

શીતા અને શીતોદા નદીના બન્ને કિનારા પરના બધા મળીને ૩૨ વિજયો છે. એટલે ઉત્કૃષ્ટથી, પ્રત્યેક વિજયમાં એક એક તીર્થંકર હોય તો ૩૨ થાય. અને પ્રત્યેક કિનારા પરના આઠ–આઠ વિજયોમાં આઠ–આઠ તીર્થંકરનો સંભવ થાય. અહીં તીર્થંકરની જેમ ચક્રવર્તી અને બળદેવ–વાસુદેવની ઉત્પત્તિ પણ આઠ–આઠની સંખ્યામાં કહી છે. પણ એક સમયે વિજયોમાં ૩૨ ચક્રવર્તીનો સંભવ જ નથી; કારણ કે શાસ્ત્રકારોના જ મત પ્રમાણે મહાવિદેહમાં જઘન્યપદે પણ ચાર વાસુદેવો તો હોય જ છે. કદી પણ ચારથી ઓછા વાસુદેવો મહાવિદેહમાં સંભવે જ નહિ. અને જ્યાં વાસુદેવ હોય ત્યાં ચક્રવર્તી હોય જ નહિ એ પણ શાસ્ત્રનો નિયમ છે. એટલે જે ચાર વિજયમાં એ વાસુદેવો હશે ત્યાં ચક્રવર્તી થશે જ નહિ. તેથી ઉત્કૃષ્ટપદે મહાવિદેહમાં ચક્રવર્તી ૨૮ જ હોવાનો સંભવ છે. ૩૨ નો નહિ જ. વળી વિજયોમાં તીર્થંકર પણ જઘન્યથી ચાર તો હોય જ છે. એટલે વાસુદેવ પણ ૩૨ની સંખ્યામા વિજયોમાં કદી એકસાથે થશે નહિં પણ ૨૮ નો સંભવ છે. તે જ પ્રમાણે બળદેવ જે વાસુદેવના સહચારી જ હોય છે, તે પણ ૩૨ નહીં પણ ઉત્કૃષ્ટથી ૨૮ જ સંભવે.

**૨૬. નદીઓને કિનારે આઠ આઠ:**

મહાવિદેહમાં પૂર્વમાં શીતા અને પશ્ચિમમાં શીતોદા નદી વહે છે. એ નદીઓના પ્રત્યેક કિનારે આઠ વિજયો હોય છે. એટલે સર્વ મળી ૩૨ વિજય થાય. તે જ પ્રમાણે એ નદીઓના પ્રત્યેક કિનારે જે આઠ આઠની સંખ્યામાં છે તે અહીં પ્રસ્તુત છે. શીતાનદીના ઉત્તર કિનારે આઠ

વિજયો હોવાથી – અને હરેક વિજયમાં એકેક દીર્ઘવૈતાઢ્ય હોવાથી બધા મળી આઠ વૈતાઢ્ય. પ્રત્યેક વૈતાઢ્યમાં બબ્બે ગુફા હોય છે: એક તમિસ્રા અને બીજી ખંડપ્રપાતા. એટલે આઠ તમિસ્રા અને અને આઠ ખંડપ્રપાતા ગુફા શીતાની ઉત્તરે થાય. વળી પ્રત્યેક ગુફાના એકેક અધિપતિ દેવ હોય છે તેથી તમિસ્રાના કૃતમાલ્યક દેવ આઠ અને ખંડપ્રપાતાના નૃત્યમાલ્યક દેવ આઠ થાય. વળી ઉત્તરના પ્રત્યેક વિજયમાં એક ગંગા અને એક સિંધુ નદી હોય છે તેથી આઠ ગંગા અને આઠ સિંધુ થાય. પ્રત્યેક વિજયમાં એક ઋષભકૂટ હોય છે તેથી ઋષભકૂટ પણ આઠ થાય. આ જ પ્રમાણે બીજા કિનારા વિષે પણ સમજી લેવું.

**૨૭ લવણસમુદ્ર :**

જંબૂદ્વીપને વીંટાઈને લવણસમુદ્ર રહે છે. તે બંગડીના આકારે છે. જંબૂદ્વીપની જગતીથી ધાતકીખંડની જગતી સુધી તેની પહોળાઈ જેને ચક્રવાલ વિષ્કંભ કહે છે તે બે લાખ યોજન પ્રમાણ છે. એટલે કે જંબૂદ્વીપથી તેનો વિષ્કમ્ભ બમણો છે. જંબૂદ્વીપની ફરતો હોવાથી જંબૂદ્વીપથી ગમે તે દિશામાં ધાતકીખંડ સુધીનું તેનું અંતર ૨ લાખ યોજન જ થાય છે. એટલે જો જંબૂદ્વીપ જે વચ્ચે આવેલો છે તેના એક લાખ યોજન ઉમેરીએ, તો લવણસમુદ્રના કોઈ પણ એક ધાતકીખંડ સુધી પહોંચેલા છેડાથી સામી બાજુના ધાતકીખંડ સુધીના છેડાનું અંતર પાંચ લાખ યોજન થાય. (૨+૧+૨=૫). જંબૂદ્વીપની જગતીથી ૯૫૦૦૦ યોજન સુધી ઉત્તરોત્તર પાણી ઊંડું વધતું જાય છે. ૯૫૦૦૦ યોજનાંતે તેની ઊંડાઈ એક હજાર યોજન પ્રમાણ છે. આવી એક હજાર યોજન પ્રમાણ ઊંડાઈ ૧૦૦૦૦ યોજન સુધી બરાબર રહે છે અને પછી ધાતકીખંડની જગતી સુધીના ૯૫૦૦૦ યોજનમાં ઉત્તરોઉત્તર ઊંડાઈ ઘટતી જાય છે. સારાંશ એ છે કે લવણસમુદ્રમાં મધ્યભાગમાં ૧૦૦૦૦ યોજન પ્રમાણમાં ૧૦૦૦ યોજન પ્રમાણ ઊંડાણ છે; અને જંબૂદ્વીપ અને ધાતકીખંડની જગતીથી જેમ જેમ લવણસમુદ્ર તરફ જઈએ તેમ ઉત્તરોત્તર ઊંડાણ વધતું જાય છે. બન્ને છેડેથી આમ ઊંડાઈ ૯૫૦૦૦ યોજન પર્યંત વધતી જાય છે. અને પછી મધ્યમાં દશ હજાર યોજન સમતલ રહે છે. (૯૫૦૦૦+૧૦૦૦૦+૯૫૦૦૦=૨ લાખ યોજન.) જે રીતે ૯૫૦૦૦ યોજન સુધી બન્ને તરફથી ઊંડાણ વધતું જાય છે, તે જ પ્રમાણે જેમ જેમ સમુદ્રમાં જઈએ તેમ તેમ જળવૃદ્ધિ–એટલે કે પાણીની સપાટીથી ઊંચાઈ પણ વધતી જાય છે. ૯૫૦૦૦ યોજનાંતે આવી

જલવૃદ્ધિ ૭૦૦ યોજન પ્રમાણ છે. ત્યાર પછીના ૧૦૦૦૦ યોજન પ્રમાણ સમતલ સમુદ્રમાં આ વૃદ્ધિ નથી થતી. એટલે કે તે ૧૦૦૦૦ યોજનના સમતલમાં જલવૃદ્ધિ ૭૦૦ યોજન પ્રમાણ જ કાયમ રહે છે, એટલે મધ્યભાગમાં સત્તરસો યોજન પાણીની ઊંડાઈ છે. એ જ મધ્યમાં નીચે પાતાળકળશ હોવાથી સમુદ્રનું જળ ઉછાળા મારે છે તેથી તેની શિખા વધીવધીને મૂળ સપાટી પરથી એટલે કે તળિયાથી ૧૦૦૦ યોજનની ઊંચાઈ પરથી ૧૬૦૦૦ યોજન ઊંચી વધે છે. એટલે સર્વ મળી તે સ્થળે પાણીની ઊંડાઈ ૧૭૦૦૦ યોજન ઉત્કૃષ્ટ છે. આ શિખાની પહોળાઈ દશ હજાર યોજન પ્રમાણ સમતલ જેટલી છે.

### ૨૮. પાતાળકળશો :—

લવણસમુદ્રમાં જે દશહજાર યોજન ચક્રવાલ વિષ્કમ્ભ જેટલી સમતળ ભૂમિ છે, તેમાં ચારે દિશાએ આ ચાર મહા પાતાળકળશો રહેલા છે. પૂર્વમાં વડવામુખ, પશ્ચિમમાં યૂપ; ઉત્તરમાં, ઈશ્વર અને દક્ષિણમાં કેયૂપ છે. વિદિશાઓ લઘુ પાતાળકળશોથી ભરાઈ જાય છે. આ રીતે આખા સમુદ્રની ભૂમિ કળશોથી વ્યાપ્ત છે. પ્રત્યેક વિદિશામાં બધા મળી ૧૯૭૧ લઘુકળશો ૯ પંક્તિમાં હોય છે. ધાતકીખંડથી માંડી જંબૂદ્વીપ તરફની પંક્તિઓમાં ક્રમશઃ આ પ્રમાણે હોય છે. ૨૨૩, ૨૨૨, ૨૨૧, ૨૨૦, ૨૧૯, ૨૧૮, ૨૧૭, ૨૧૬, ૨૧૫. એટલે કે ધાતકીખંડ પાસેની પંક્તિમાં ૨૧૫ પાતાળકળશો હોય છે. આમ ચાર વિદિશાના ૭૮૮૪ (૧૯૭૧×૪ =૭૮૮૪) થાય છે. મહા પાતાળકળશના અધિપતિ દેવોની સ્થિતિ ૧ પલ્ય અને લઘુકળશના અધિપતિ દેવોની સ્થિતિ અર્ધપલ્ય છે.

### ૨૯. વેલંધરનાગરાજો :

લવણસમુદ્રની વેલા–ધારા–શિખાના મુખ્ય બે પ્રકાર છે: વેલા અને અનુવેલા. ચારે દિશા તરફની તથા ઊંચી તે વેલા અને વિદિશા તરફની અનુવેલા કહેવાય છે. વળી બીજી રીતે પણ વેલાના ભેદ છે—બાહ્ય; આભ્યંતર અને ઊર્ધ્વ. આભ્યન્તરને મધ્યવેલા પણ કહે છે. જબૂદ્વીપ તરફની વેલા તે આભ્યંતર, ધાતકીદ્વીપ તરફની વેલા તે બાહ્ય અને મધ્યભાગમાં જે ઊંચી શિખા જાય છે તે ઊર્ધ્વ. આ વેલાઓ પોતપોતાની મર્યાદાઓ મૂકી આગળ ન વહી જાય તે માટે તેમને વેલંધર કે અનુવેલંધર નાગરાજો ધારણ કરી રાખે છે.

### ૩૦. અંતરદ્વીપોનાં અંતર :—

મૂળમાં જણાવેલ ૩૦૦, ૪૦૦ વગેરે યોજનાંતોનું માપ જંબૂદ્વીપની તદ્દન નજીક પડતી જગતીથી તે તે દ્વીપનું સમજવાનું છે. પરંતુ જ્યાંથી તે તે દાઢા લવણસમુદ્રમાં પ્રવેશે છે, તે તે જંબૂદ્વીપની જગતીના સ્થાનથી તો યોજનો વધારે જ છે. અને તે આ પ્રમાણે:– જગતીથી દાઢા પર જઈએ એટલે ૩૦૦ યોજનાંતે પ્રથમ અંતરદ્વીપ આવે. તે દ્વીપ ૩૦૦ યોજનના વિષ્કમ્ભવાળો છે. તે પૂરો થયા પછી ૪૦૦ યોજન જઈએ એટલે કે જગતી-સ્થાનથી હજાર યોજનાંતે ૪૦૦ યોજન વિષ્કમ્ભવાળો બીજો અંતરદ્વીપ આવે. એ દ્વીપ પૂરો થયા પછી ૫૦૦ યોજન દૂર જઈએ એટલે ૫૦૦ યોજન વિષ્કમ્ભવાળો ત્રીજો અંતરદ્વીપ આવે. એ દ્વીપ પૂરો થયા પછી ૬૦૦ યોજન જઈએ એટલે ૬૦૦ યોજન વિષ્કમ્ભવાળો ચોથો અંતરદ્વીપ આવે. એ પૂરો થયા પછી ૭૦૦ યોજન જઈએ એટલે ૭૦૦ યોજન વિષ્કમ્ભવાળો પાંચમો અંતરદ્વીપ આવે. એ પૂરો થયા પછી ૮૦૦ યોજન આગળ જઈએ એટલે ૮૦૦ યોજન વિષ્કમ્ભવાળો છઠ્ઠો અંતરદ્વીપ આવે. એ પૂરો થયા પછી ૯૦૦ યોજન જઈએ એટલે ૯૦૦ યોજન વિષ્કમ્ભવાળો સાતમો અંતરદ્વીપ આવે. એના અંતે દાઢા પણ પૂરી થાય છે. આમ એક દાઢા જગતીથી માંડીને ૮૪૦૦ યોજન લાંબી લવણમાં છે.

( ૩૦૦+૩૦૦+૪૦૦+૪૦૦+૫૦૦+૫૦૦+૬૦૦+૬૦૦+૭૦૦+૭૦૦+૮૦૦+૮૦૦ ૯૦૦+૯૦૦=૮૪૦૦ યોજન )

પ્રથમ ચતુષ્કમાં જણાવેલ ક્રમશઃ પ્રત્યેક દાઢામાં પ્રથમ, દ્વિતીય ચતુષ્કમાં જણાવેલા દ્વિતીય—એમ સાતમા ચતુષ્કમાં જણાવેલા અંતરદ્વીપો દીપો દાઢાને અંતે હોય છે, અને ૯૦૦ યોજન વિષ્કંભવાળા હોય છે.

### ૩૧. ધાતકીખંડ :

ધાતકીખંડની પહોળાઈ (ચક્રવાલ વિષ્કંભ) ૪ લાખ યોજન છે. અને તેનો પરિધિ ૪૧૧૦૯૬૧ યોજન છે. તે લવણસમુદ્ર ફરતો ચૂડી આકારે વીંટાઈને રહેલો છે. તેના મુખ્ય બે ભાગ છે—પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ. તેને બે ભાગે વહેંચી નાખનારા બે ઈષુકાર પર્વતો છે. એક ઉત્તરમાં અને બીજો દક્ષિણમાં. ઉત્તરનો ઈષુકાર લવણસમુદ્રની જગતીમાં ઉત્તર દિશામાં આવેલા અપરાજિત દ્વારથી માંડીને ધાતકીખંડની જગતીમાં ઉત્તર દિશામાં આવેલા અપરાજિત દ્વાર સુધી લંબાયેલો છે.

તેથી તે ચાર લાખ યોજન લાંબો (ઉત્તર-દક્ષિણ) ફેલાયેલો છે. અને બીજો દક્ષિણ દિશામાં આવેલો ઈષુકાર લવણસમુદ્રની જગતીમાં દક્ષિણ દિશામાં આવેલા વૈજયંત દ્વારથી માંડી ધાતકીખંડની જગતીમાં દક્ષિણમાં આવેલા વૈજયંત દ્વાર સુધી લંબાયેલો છે. આની લંબાઈ પણ ચાર લાખ યોજન છે. આમ આ બન્ને ઈષુકાર પર્વતથી ધાતકીખંડનો પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ અલગ પડી જાય છે. આ દ્વીપમાં બે મેરુ છે. એક પૂર્વાર્ધમાં અને બીજો પશ્ચિમાર્ધમાં. એ બન્ને મેરુની આસપાસ જંબૂદ્વીપની જેમ ક્ષેત્રો અને પર્વતો આદિ આવેલાં છે તેથી આ દ્વીપમાં જંબૂદ્વીપથી એ બધુ બમણું-બમણું છે. ધાતકીખંડમાં વર્ષધર અને વર્ષની રચના આ પ્રમાણે છે—એક પૈડામાં નાભિ અને તેના આરા હોય છે. અહી નાભિ સ્થાને લવણસમુદ્ર સમજવો. પૈડાની નાભિમાંથી જેમ આરા નીકળે છે તેમ અહી લવણસમુદ્રથી આરા જેમ બે ઈષુકાર પર્વત નીકળીને ધાતકીના છેડા સુધી લંબાય છે. અને તે ધાતકીખંડના બે સરખા વિભાગ કરે છે—પૂર્વધાતકીખંડ અને પશ્ચિમધાતકીખંડ. પૂર્વધાતકીખંડમાં પાછા આરાની જેમ છ વર્ષધરો લવણસમુદ્રથી માંડી ધાતકીખંડના છેડા સુધી લંબાય છે. તે જ પ્રમાણે પશ્ચિમાર્ધમાં પણ છ વર્ષધર પર્વતો આરાની જેમ લવણસમુદ્રથી ધાતકીખંડના છેડા સુધી લંબાય છે. આમ કુલ ૧૪ આરાની જેમ પર્વતો સમજવા. એ પર્વતો ધાતકીખંડની પહોળાઈ જેટલા એટલે ચાર લાખ યોજન લાંબા છે. અને પહોળાઈમાં જંબૂદ્વીપના તે તે વર્ષધરથી બમણા છે. આ ચૌદે આરા જેવા પર્વતોની વચ્ચેનો જે ખાલી ભાગ રહે તેમાં ચૌદ ભરતાદિ ક્ષેત્રો છે. એટલે ક્ષેત્રોની લંબાઈ તો ચાર લાખ યોજન છે પણ પહોળાઈ ક્રમશઃ લવણથી માંડીને ધાતકીના છેડા સુધી વધતી જાય છે. વળી બધાં ક્ષેત્રોની આદિ પહોળાઈ તથા અંતિમ પહોળાઈ પણ એક સરખી નથી. તે આ પ્રમાણે:—

| | आदि विस्तार | अतिम विस्तार |
|---|---|---|
| ૧. બે ભરત<br>૨. બે ઐરવત | ૬૬૧૨ $\frac{૧૨૯}{૨૧૨}$ યો૦ | ૧૮૫૪૭ $\frac{૧૫૫}{૨૧૨}$ યો૦ |
| ૩. બે હિમવંત<br>૪. બે હિરણ્યવત | ૨૬૪૫૮ $\frac{૯૨}{૨૧૨}$ યો૦ | ૭૪૧૯૦ $\frac{૧૯૬}{૨૧૨}$ યો૦ |

| | | |
|---|---|---|
| ૫. બે હરિવર્ષ<br>૬. બે રમ્યગ્વર્ષ | } ૧૦૫૮૩૩$\frac{૧૫૬}{૨૧૨}$ યો૦ | ૨૯૬૭૬૩$\frac{૧૪૮}{૨૧૨}$ યો૦ |
| ૭. બે મહાવિદેહ | ૪૨૩૩૩૪$\frac{૨૦૦}{૨૧૨}$ યો૦ | ૧૧૮૭૦૫૪$\frac{૧૬૮}{૨૧૨}$ યો૦ |

## ૩૨. ધાતકીવૃક્ષ તથા મેરુ :

જંબૂદ્વીપમાં એક દેવકુરુ અને એક ઉત્તરકુરુ હોવાથી તેમાં બે જ વૃક્ષો કહ્યાં છે પણ અહીં ધાતકીખંડમાં બે દેવકુરુ અને બે ઉત્તરકુરુ છે તેથી બધાં મળી ચાર વૃક્ષો થાય. પ્રસ્તુત સૂત્રમાં જંબૂદ્વીપથી જે વિશેષ વાત છે તે કહી છે. બન્ને દેવકુરુમાં તો જંબૂદ્વીપની જેમ બે શાલ્મલી નામનાં વૃક્ષ તથા ગરુડ દેવ સમજવા. પણ પૂર્વાર્ધના ઉત્તરકુરુમાં ધાતકી વૃક્ષ અને પશ્ચિમાર્ધના ઉત્તરકુરુમાં મહાધાતકી વૃક્ષો છે એમ અહીં બતાવ્યું છે. તેમનાં દેવો પણ ક્રમશઃ સુદર્શન અને પ્રિયદર્શન છે.

જંબૂદ્વીપમાં તો માત્ર એક જ મેરુ છે. પણ ધાતકીખંડમાં પ્રત્યેક પૂર્વ અને પશ્ચિમાર્ધમાં એકેક હોવાથી–બે મેરુ છે. જંબૂદ્વીપના મેરુથી આ મેરુઓના માપમાં ફરક છે તે ધ્યાનમાં લેવું જોઈએ. તે આ પ્રમાણે–

| | जबूनो मेरु | धातकीनो मेरु |
|---|---|---|
| મૂળમાં વિસ્તાર | ૧૦૦૯૦$\frac{૧૦}{૧૧}$ | ૯૫૦૦ |
| ભૂતળ પર વિસ્તાર | ૧૦૦૦૦ | ૯૪૦૦ |
| ભૂમિ અને નંદનનું અંતર | ૫૦૦ | ૫૦૦ |
| નંદન અને સૌમનસવનનું અંતર | ૬૨૫૦૦ | ૫૫૫૦૦ |
| સૌમનસ અને પંડકનું અંતર | ૩૬૦૦૦ | ૨૮૦૦૦ |
| શિખર વિસ્તાર | ૧૦૦૦ | ૧૦૦૦ |
| મૂળમાંથી ઊંચાઈ | ૧૦૦૦૦૦ | ૮૫૦૦૦ |
| જમીનમાં ઊંડા | ૧૦૦૦ | ૧૦૦૦ |

## ૩૩. પુષ્કરવર દ્વીપાર્ધ :—

કાલોદ સમુદ્રને વલયાકારે વીંટીને પુષ્કરવર દ્વીપ રહેલ છે. તેનો ચક્રવાલ વિષ્કંભ ૧૬ લાખ યોજન છે. એટલે કે કાલોદના વિષ્કંભથી બમણો છે. તેના મધ્યભાગમાં વલયાકાર માનુષોત્તર પર્વત છે જે તેના બે ભાગ કરે છે : એક આભ્યંતર પુષ્કરાર્ધ અને બીજો બાહ્ય પુષ્કરાર્ધ. અહીં આભ્યંતર પુષ્કરાર્ધ એટલે કે કાલોદ નજીકનો પુષ્કરાર્ધ પ્રસ્તુત છે.

કાલોદની જગતીથી બરાબર ૮ લાખ માઈલને અંતે માનુષોત્તર પર્વત આવે છે. માનુષોત્તર પર્વતની પહોળાઈ બાહ્ય પુષ્કરાર્ધના ૮ લાખ યોજનમાં સમાવિષ્ટ સમજવી. એ આભ્યંતર પુષ્કરાર્ધના પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ એવા બે ભાગ ઈષુકાર પર્વતો ધાતકીખંડ જેમ કરે છે. અને પછી ધાતકીખંડની જેમ જ ૧૨ વર્ષધર આરાની જેમ છે અને ૧૪ ક્ષેત્રો આરાની વચ્ચે ખાલી જગ્યા રોકે છે. આ પુષ્કરાર્ધના વર્ષો અને વર્ષધરો ધાતકીખંડથી બમણા પ્રમાણવાળા છે. આ પુષ્કરાર્ધ સુધી જ મનુષ્યો ઉત્પન્ન થાય છે; માનુષોત્તર પર્વતની બીજી બાજુના પુષ્કરાર્ધમાં અને તેથી આગળ ક્યાંય મનુષ્યોની ઉત્પત્તિ નથી. તેથી અઢીદ્વીપ જેટલું મનુષ્યક્ષેત્ર કહેવાય છે. જંબૂ, ધાતકી અને અર્ધપુષ્કર એ અઢીદ્વીપ કહેવાય છે.

**૩૪. મનુષ્યક્ષેત્ર :—**

અઢીદ્વીપ પ્રમાણ મનુષ્યક્ષેત્ર છે. તે સમયક્ષેત્ર પણ કહેવાય છે. કારણ તેથી બહાર જ્યોતિષ્ક વિમાનો સ્થિર હોવાથી તત્કૃત કાલવિભાગ નથી. આ મનુષ્યક્ષેત્ર સર્વ મળી ૪૫ લાખ યોજન વિસ્તૃત છે – કારણ જંબૂદ્વીપ એક લાખ, તેના ફરતો લવણ બે લાખ, અને તેના ફરતો ધાતકી ચાર લાખ, તેના ફરતો કાલોદ આઠ લાખ અને તેના ફરતો પુષ્કરાર્ધ ૮ લાખ. આમાં જંબૂદ્વીપનું માપ તો લાખ યોજન જ ગણાય; પણ બાકીનાનું માપ જે ઉપર બતાવ્યું તેથી બમણા યોજન ગણવા જોઈએ, કારણ તે સૌ વલયાકારે છે — એટલે

| | | | |
|---|---|---|---|
| જંબૂ | ૧ | લાખ | યોજન |
| લવણ | ૪ | ,, | ,, |
| ધાતકી | ૮ | ,, | ,, |
| કાલોદ - | ૧૬ | ,, | ,, |
| પુષ્કરાર્ધ | ૧૬ | ,, | ,, |
| | ૪૫ | ,, | ,, |

એટલે કે જંબૂદ્વીપના કોઈ પણ એક પૂર્વાન્ત કે ઉત્તરાંતથી પુષ્કરાર્ધના કોઈ પણ પૂર્વાન્ત કે ઉત્તરાંત સુધીનું અંતર ૨૨ લાખ યોજન થાય; તે જ પ્રમાણે જંબૂદ્વીપના કોઈ પણ પશ્ચિમાંત કે દક્ષિણાન્તથી પુષ્કરાર્ધના પશ્ચિમાન્ત કે દક્ષિણાન્ત સુધીનું અંતર પણ ૨૨ લાખ યોજન છે. આમ ૨૨ × ૨ = ૪૪ લાખ યોજનમાં જંબૂદ્વીપના એક લાખ યોજન ઉમેરીએ એટલે ૪૫ લાખ યોજનનું મનુષ્યક્ષેત્ર થાય.

### ૩૫. અઢીદ્વીપથી બાહ્યલોક :

આગળ કહ્યા પ્રમાણે પુષ્કરવરદ્વીપમાં મંડલાકારે માનુષોત્તર પર્વત છે. એટલે તે પર્વત મનુષ્યક્ષેત્રના કિલ્લાનું કામ આપે છે. એ કિલ્લાની બહાર એટલે કે મનુષ્યક્ષેત્રની બહાર મનુષ્યોનો જન્મ તથા તેમનું મૃત્યુ નથી થતાં. મનુષ્યક્ષેત્રની બહાર મનુષ્ય સિવાયના પ્રાણીઓ હોય છે. તેમાં મનુષ્યો રહી શકતા પણ નથી; કારણ તેમાં એટલી બધી ઠંડક તેમજ ઉષ્ણતા હોય છે કે તેમનુ મૃત્યુ જ થાય. તેથી કોઈ દેવ પોતાના વેરી મનુષ્યને વેર વાળવા નિમિત્તે એ પ્રદેશમાં લઈ જાય તો, અથવા વિદ્યાધરો નંદીશ્વરદ્વીપ જે મનુષ્યક્ષેત્ર બહાર છે તેમાં ગયા હોય, તો તે અપેક્ષાએ મનુષ્યક્ષેત્ર બહાર પણ મનુષ્યનો સંભવ ઘટે છે. પણ તે ક્ષેત્રનો જ પ્રભાવ એવો છે કે તેમાં કોઈ પણ મનુષ્યનાં જન્મ તથા મૃત્યુ તો કદાપિ સંભવે જ નહિ.

આ બાહ્ય લોકમાં ચંદ્રસૂર્યાદિ સ્થિર હોવાથી સમય, આવલિકાદિ રૂપે કાલનો વિભાગ નથી. માત્ર વર્તનાલક્ષણ કાલનું અસ્તિત્વ છે.

## ૧

## સામાન્ય બાબતો

### ૧. મહાપુરુષો

ઋદ્ધિશાળી મનુષ્યો પાંચ પ્રકારના છે —

૧. અરિહંત; ૨. ચક્રવર્તી; ૩. બળદેવ; ૪. વાસુદેવ; ૫. અણગાર.

[–સ્થા૦ ૪૧૦]

ઉત્કૃષ્ટ પાંચ છે —

૧. દંડોત્કૃષ્ટ (સૈન્યે કરીને ઉત્કૃષ્ટ – ચક્રવર્તી; અથવા મનોદંડ આદિ ઉત્કૃષ્ટ વ્યાપારવાળો – સાધુ);

૨. રાજ્યોત્કૃષ્ટ (ચક્રવર્તી);

૩. સ્તેનોત્કૃષ્ટ (વધારે ચોરવાળો દેશ);

૪. દેશોત્કૃષ્ટ (વધારે અધિકૃત દેશવાળો – ચક્રવર્તી);

૫. સર્વોત્કૃષ્ટ (સર્વ પ્રકારે પ્રકર્ષને પ્રાપ્ત – તીર્થંકર).

[–સ્થા૦ ૪૫૬]

જિન ત્રણ છે —

૧. અવધિજ્ઞાનજિન; ૨. મનઃપર્યયજ્ઞાનજિન; ૩. કેવલજ્ઞાનજિન.

તે જ પ્રમાણે કેવલી અને અરિહંત પણ ત્રણ છે.

[–સ્થા૦ ૨૨૦]

જંબૂદ્વીપમાં ભરતૈરવતવર્ષમાં એક સમયે એક યુગમાં[1] —

૧. પાંચ વર્ષનો એક યુગ કહેવાય છે. તેવા એક યુગમાં [illegible]દિની ગણતરી અહીં બતાવી છે.

૧. બે અરિહંતવંશ;[1] ૨. બે ચક્રવતીવંશ; ૩. બે દશારવંશ; ૪. બે અરિહંત; ૫. બે ચક્રવર્તી; ૬. બે બળદેવ; ૭. બે વાસુદેવ;—ઉત્પન્ન થયા છે, થાય છે, અને થશે.

[-સ્થા૦ ૮૯]

જંબૂદ્વીપમાં ભરતવર્ષ અને ઐરવત વર્ષ પ્રત્યેકમાં અવસર્પિણીમાં અને ઉત્સર્પિણીમાં આ ત્રણ ત્રણ વંશ ઉત્પન્ન થાય છે—

(૧) ૧. અરિહંતવંશ; ૨. ચક્રવતીવંશ; ૩. દશારવંશ.

(૨) તે જ પ્રમાણે આ ત્રણ ત્રણ ઉત્તમપુરુષો ઉત્પન્ન થાય થાય છે— ૧. અરિહંત; ૨. ચક્રવર્તી; ૩. બળદેવ-વાસુદેવ.

આ જ પ્રમાણે ધાતકીખંડના પૂર્વાર્ધ તથા પશ્ચિમાર્ધ વિષે અને પુષ્કરાર્ધના પૂર્વાર્ધ પશ્ચિમાર્ધ વિષે પણ સમજવું.

[-સ્થા૦ ૧૪૩]

ભરત અને ઐરવત વર્ષ એ પ્રત્યેકમાં હરએક ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં ૫૪-૫૪ મહાપુરુષો[2] થયા છે, થાય છે, અને થશે. તે આ પ્રમાણે—

૨૪ તીર્થંકરો; ૧૨ ચક્રવતીઓ; ૯ બળદેવો; ૯ વાસુદેવો.

[-સમ૦ ૫૪]

---

૧. અહીં બે વંશ, વગેરે બધું બબ્બે કહ્યું છે તે માત્ર ભરત કે માત્ર ઐરવતની અપેક્ષાએ ન સમજવું; પણ એક અરિહંત વંશ ભરતમાં અને બીજો વંશ ઐરવતમાં ઉત્પન્ન થાય છે એમ સમજવું. આ જ વ્યવસ્થા બીજી બાબતો વિષે પણ સમજી લેવી. જેમ જૈન પરંપરામાં તેમ બૌદ્ધ પરંપરામાં પણ એક સમયે એક ક્ષેત્રે એક જ ચક્રવર્તી અને તીર્થંકર હોય છે એવી માન્યતા છે. જુઓ—અંગુત્તર૦ ૧.૧૫.૧૦-૧૧.

૨. શલાકાપુરુષ ૬૩ ગણાય છે. ઉપર ૫૪ ગણાવ્યા છે તેમા ૯ પ્રતિવાસુદેવ ઉમેરવાથી ૫૪+૯=૬૩ શલાકાપુરુષ થાય છે.

જંબૂદ્વીપમાં ઉત્કૃષ્ટ ૩૪ તીર્થંકરો સંભવે છે.[1]

[–સમ૦ ૩૪]

મહાવિદેહમાં[2] જઘન્ય ચાર તીર્થંકર, ચાર ચક્રવર્તી, ચાર બળદેવ અને ચાર વાસુદેવ હોય છે.

[–સ્થા૦ ૩૦૨]

ધાતકીખંડમાં ઉત્કૃષ્ટ ૬૮ તીર્થંકર[3], ૬૮ ચક્રવર્તી,[4] ૬૮ બળદેવ અને ૬૮ વાસુદેવો ઉત્પન્ન થયા છે, થાય છે, અને થશે.

તે જ પ્રમાણે પુષ્કરવર દ્વીપાર્ધમાં પણ સમજવું.

[–સમ૦ ૬૮]

## ૨. અરિહંતનો જન્મ વગેરે

૧. અરિહંતનો જન્મ; ૨. અરિહંતની પ્રવજ્યા; ૩. અરિહંતને જ્ઞાનોત્પત્તિ—

—આ ત્રણ સમયે ૧. દેવલોકમાં અજવાળું થાય છે; ૨. દેવો પૃથ્વી પર ઊતરે છે; ૩. દેવોની સભા ભરાય છે; ૪. દેવીઓ કલકલ કરે છે; ૫. દેવેન્દ્રો મનુષ્યલોકમાં

---

૧. જંબૂદ્વીપમાં તીર્થંકરોનો સંભવ ભરતવર્ષ, ઐરવત વર્ષ અને મહાવિદેહમાં છે. મહાવિદેહમાં ૩૨ વિજયો છે અને એ પ્રત્યેકમાં તીર્થંકરનો સંભવ માનવામાં આવ્યો છે. એટલે ૩૨ વિજયોના ૩૨ અને ભરત તથા ઐરવતના એકેક. એમ એક જ સમયે જંબૂદ્વીપમા ૩૪ તીર્થંકરોનું અસ્તિત્વ સંભવે છે.

૨. આ વિધાન મહાવિદેહોના ૩૨ વિજયોમાથી માત્ર ચારમાં જ જો તીર્થંકર હોય ત્યારે લાગુ પડી શકે છે.

૩. ધાતકીખંડના પૂર્વાર્ધના ૩૨ વિજય અને ઉત્તરાર્ધના ૩૨ વિજય મળી ૬૪ વિજય અને બે ભરત અને બે ઐરવત મળી ૬૮ ક્ષેત્ર–તે સૌમા જ્યારે તીર્થંકર હોય ત્યારે ૬૮ સંખ્યા થાય.

૪. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

આવે છે; ૬–૧૨. સામાનિક દેવો, ત્રાયસ્ત્રિંશદેવો, લોકપાલ દેવો, દેવોની પટરાણીઓ, પારિવારિક દેવો, સેનાપતિઓ અને આત્મરક્ષ દેવો મનુષ્યલોકમાં આવે છે; ૧૩. દેવો સિંહાસન પર ઊભા થઈ જાય છે; ૧૪. દેવોનાં આસન ચલિત થઈ જાય છે; ૧૫. દેવો સિંહનાદ કરે છે; ૧૬. દેવો ચેલોત્ક્ષેપ કરે છે; ૧૭. દેવોનાં ચૈત્યવૃક્ષો ચલિત થાય છે અને ૧૮. લોકાંતિક દેવો મનુષ્યલોકમાં આવે છે.

[–સ્થા૦ ૧૩૪]

૧–૩. અરિહંતજન્મ યાવત્ જ્ઞાનોત્પત્તિ; ૪. અરિહંતનું પરિનિર્વાણ—

–આ ચાર પ્રસંગે ઉપર્યુક્ત ૧૮ બાબતો બને છે.

[–સ્થા૦ ૩૨૪]

૧. અર્હત્‌નું નિર્વાણ; ૨. અર્હત્પ્રતિપાદિત ધર્મનો વિચ્છેદ; ૩. પૂર્વગતશાસ્ત્રનો વિચ્છેદ —

–આ ત્રણ પ્રસંગે: ૧. લોકાન્ધકાર અને દેવાન્ધકાર થાય છે.[1]

[–સ્થા૦ ૧૩૪]

૧–૩. અર્હત્ નિર્વાણ યાવત્ પૂર્વગતશાસ્ત્ર વિચ્છેદ; ૪. અગ્નિવિચ્છેદ —

–આ ચાર પ્રસંગે પણ લોકાન્ધકાર અને દેવાન્ધકાર થાય છે.

[–સ્થા૦ ૩૨૪]

૧. આ જ પ્રમાણે બુદ્ધના જન્મ વગેરે પણ સકલ લોકને હિતકર અને પ્રકાશ ફેલાવનારા તથા તેમનું મૃત્યુ પરિતાપકારી મનાય છે. ચક્રવર્તીને વિષે પણ તે જ પ્રમાણે. (અંગુત્તર૦ ૧.૧૩; ૨.૬; ૪.૧૨૭.) વળી પ્રજ્ઞામાં માનસિક પ્રકાશ પણ ફેલાય છે તેનુ પણ વર્ણન છે. (૪. ૧૨૮)

## ૩. તીર્થંકરના અતિશયો[1]

૧. તેમનાં માથાના વાળ, દાઢી–મૂછ, રોમ અને નખ વધતા નથી;

૨. શરીર નિર્મલ અને નીરોગ હોય;

૩. ગાયના દૂધ જેવું સફેદ માંસ અને લોહી હોય;

૪. તેમનો શ્વાસોચ્છ્વાસ કમળની જેમ સુગંધી હોય;

૫. આહાર અને નિહાર આંખથી અદૃશ્ય હોય;

૬. આકાશમાં ધર્મચક્ર રહે;

૭. આકાશમાં છત્ર ધરાયલું રહે;

૮. આકાશમાં સફેદ ચામરો વીંઝાય;

૯. આકાશ જેવા સ્વચ્છ સ્ફટિકનું બનેલુ પાદપીઠ સહિત તેમનું સિંહાસન હોય;

૧૦. નાની ધજાઓથી સુશોભિત ઇન્દ્રધ્વજ તેમની આગળ આગળ ચાલે;

૧૧. જ્યાં જ્યાં અરિહંતો બેસે છે કે ઊભા રહે છે ત્યાં ત્યાં પત્રાદિથી યુક્ત અને ધજાઓથી સુશોભિત એવું અશોકવૃક્ષ દેવો નિર્મિત કરે છે;

૧૨. જરા પાછળના ભાગમાં તેમના મસ્તકપ્રદેશે તેજોમંડળની રચના થઈ જાય છે જે દશે દિશામાં પ્રકાશ ફેલાવે છે;

૧૩. પૃથ્વી સમતળ અને રમણીય બની જાય છે;

૧૪. કાંટા અધોમુખ થઈ જાય છે;

૧૫. ઋતુ સુખસ્પર્શી થઈ જાય છે;

૧૬. શીતળ, સુગંધી અને સુસ્પર્શ પવનથી બધી દિશાઓ પ્રમાર્જિત થઈ જાય છે;

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૧૭. ઝીણી ઝીણી વર્ષાથી જમીનની ધૂળ બેસી જાય છે;

૧૮. જળજ અને સ્થળજ પુષ્પોનો જાંઘ સુધી ઢગલો કરવામાં આવે છે;

૧૯. અમનોજ્ઞ શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધનો નાશ થાય છે;

૨૦. મનોજ્ઞ શબ્દાદિનો પ્રાદુર્ભાવ થાય છે;

૨૧. ભગવાનનો સ્વર હૃદયંગમ અને યોજનગામી[1] હોય છે;

૨૨. અર્ધમાગધી ભાષામાં ભગવાન ઉપદેશ કરે છે;

૨૩. એ અર્ધમાગધી ભાષા–આર્ય–અનાર્ય મનુષ્યોને પશુ અને પક્ષીઓને પોતપોતાની ભાષારૂપે પરિણમે છે અને તે હિતકર, સુખકર, અને મોક્ષદાયી બને છે;

૨૪. ભગવાનના પાદમૂલમાં બેસીને દેવ–અસુર આદિ પરસ્પરના શત્રુઓ પણ શત્રુતા ભૂલી પ્રસન્ન ચિત્તે ઉપદેશ સાંભળે છે;

૨૫. અન્યતીર્થિક પ્રવચનકર્તા પણ તેમનો ઉપદેશ સાંભળવા આવે છે;

૨૬. અન્યતીર્થિકો ભગવાનના પ્રશ્નનો જવાબ આપી શકતા નથી;

---

૧. આનંદે ભગવાન બુદ્ધને કહ્યું કે, અભિભૂ નામનો શ્રાવક બ્રહ્મ-લોકમાં છે જે પોતાનો સ્વર સહસ્રલોકધાતુ સુધી પહોંચાડી શકે છે, એ વાત આપે કહી, પણ આપનો સ્વર કેટલે દૂર સુધી જાય છે એ તો બતાવો. ત્યારે ભગવાને કહ્યુ કે આનંદ, એ તો શ્રાવક છે અને હું તથાગત છું. મારો સ્વર તો ત્રિસહસ્રી–મહાસહસ્રી લોકધાતુ સુધી જઈ શકે છે.

[—અંગુત્તર૦ ૩.૮૦.]

૨૭. જ્યાં જ્યાં અર્હંત્ વિચરે ત્યાં ત્યાં ઈતિ – ઉપદ્રવનો ભય ન રહે; ૨૮. મારી ભય ન રહે; ૨૯. સ્વચક્રનો ભય ન રહે; ૩૦. પરચક્રનો ભય ન રહે; ૩૧. અતિવૃષ્ટિ ન થાય; ૩૨. અનાવૃષ્ટિ ન થાય; ૩૩. દુર્ભિક્ષ ન રહે; ૩૪. પ્રથમના રોગ પણ શમી જાય.[1]

[–સમ૦ ૩૪-]

## ૪. તીર્થંકરોનો ઉપદેશ

ભરત અને ઐરવતવર્ષમાં પ્રથમ અને અંતિમ તીર્થંકરો સિવાયના વચલા બાવીસ તીર્થંકરો ચાતુર્યામ ધર્મનો ઉપદેશ આપે છે. તે ચાતુર્યામ આ પ્રમાણે —

૧. સર્વ પ્રાણાતિપાતથી વિરમણ;

૨. સર્વ મૃષાવાદથી વિરમણ;

૩. સર્વ અદત્તાદાનથી વિરમણ;

૪. સર્વ પરિગ્રહથી વિરમણ.

મહાવિદેહમાં બધા તીર્થંકરો આ ચાતુર્યામ ધર્મનો જ ઉપદેશ કરે છે.

[–સ્થા૦ ૨૬૬]

પ્રથમ અને અંતિમ તીર્થંકરનું પ્રવચન પાંચ કારણે દુર્ગમ બને છે— (કારણ પ્રથમ તીર્થંકરના શિષ્યો સરલ છતાં જડ છે અને અંતિમ તીર્થંકરના શિષ્યો વક્ર પણ છે અને જડ પણ છે.) તે આ —

---

૧. અંગુત્તરમા તથાગતનું ધર્મચક્ર વિજયી કેમ નીવડે છે તે માટે બુદ્ધના પાંચ અતિશયો બતાવ્યા છે તે આ–૧. તે અર્થજ્ઞ હોય છે, ૨. ધર્મજ્ઞ હોય છે, ૩. મર્યાદાનો જાણ હોય છે, ૪. કાલજ્ઞ હોય છે, ૫. પરિષદનો જાણ હોય છે. (પૃ.૧૩૧.) ચક્રવર્તી અને તથાગતની સરખામણી માટે જુઓ પૃ. ૧૩૩.

૧. દુરાખ્યેય–આયાસસાધ્ય વ્યાખ્યાયુક્ત;

૨. દુર્વિભજન–પૃથક્કરણ કરવામાં કષ્ટ આપે;

૩. દુર્દર્શ–મુશ્કેલીથી સમજાવી શકાય તેવું;

૪. દુઃસહ – અનેક પરિષહો સહવા માટે કહ્યું છે પણ શિષ્યો તે માટે ઝટપટ તૈયાર નથી થતા;

૫. દુરનુચર – તેમના સમસ્ત ઉપદેશોનું આચરણ અતિ કષ્ટકર છે તેથી બીજા પાસે તેવા આચરણની અપેક્ષા આયાસસાધ્ય છે.

વચલા તીર્થંકરોનું પ્રતિપાદન સુગમ છે તેનાં કારણો ઉપરથી ઊલટાં જ છે. તે આ — ૧. સુઆખ્યેય, ૨. સુવિભજ્ય, ૩. સુદર્શ, ૪. સુસહ, ૫. સુચર.

[–સ્થા૦ ૩૯૬]

અરિહંતઋષભદેવે આ અવસર્પિણીનાં ૯ સાગરોપમ કોટાકોટીવર્ષ વીત્યા પછી તીર્થ પ્રવર્તાવ્યું.

[–સ્થા૦ ૬૯૭]

આ અવસર્પિણીના તૃતીય સુષમ-દુષમા આરાના ૮૯ પક્ષ બાકી હતા, ત્યારે ઋષભ સર્વ દુઃખનો અંત કરી મોક્ષે ગયા. અને ચોથા દુષમ-સુષમાના ૮૯ પક્ષ બાકી હતા, ત્યારે ભગવાન મહાવીર મોક્ષે ગયા.

[–સમ૦ ૮૯]

## ૨

# કુલકરો–લોકવ્યવસ્થાપકો

## ૧. ભરતવર્ષના

જંબૂદ્વીપમાં ભરતવર્ષની અતીત ઉત્સર્પિણીમાં દશ કુલકરો થઈ ગયા છે—

૧. સ્વયંજલ; ૨. શતાયુ; ૩. અનંતસેન; ૪. અમિતસેન; ૫. તર્કસેન; ૬. ભીમસેન; ૭. મહાભીમસેન; ૮. દૃઢરથ; ૯. દશરથ; ૧૦. શતરથ.

[–સ્થા૦ ૭૬૭]

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં અતીત ઉત્સર્પિણીમાં સાત કુલકર થઈ ગયા છે—

૧. મિત્રદામા; ૨. સુદામા; ૩. સુપાર્શ્વ; ૪. સ્વયંપ્રભ; ૫. વિમલઘોષ; ૬. સુઘોષ; ૭. મહાઘોષ.

[–સ્થા૦ ૫૫૬; –સમ૦ ૧૫૭]

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં અતીત અવસર્પિણીમાં ૧૦ કુલકર[1] થઈ ગયા છે—

૧. સ્વયંજલ; ૨. શતાયુ; ૩. અજિતસેન; ૪. અનન્તસેન; ૫. કાર્યસેન; ૬. ભીમસેન; ૭. મહાભીમસેન; ૮. દૃઢરથ; ૯. દશરથ; ૧૦. શતરથ.,

[–સમ૦ ૧૫૭]

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં આ અવસર્પિણીમાં સાત કુલકર[2] થઈ ગયા છે—

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

| નામ | પત્ની |
|---|---|
| ૧. વિમલવાહન | ચન્દ્રયશા |
| ૨. ચક્ષુષ્માન | ચંદ્રકાન્તા |
| ૩. યશસ્વી | સુરૂપા |
| ૪. અભિચંદ્ર | પ્રતિરૂપા |
| ૫. પ્રસેનજિત | ચક્ષુષ્કાંતા |
| ૬. મરુદેવ | શ્રીકાંતા |
| ૭. નાભિ | મરુદેવી |

[–સમ૦ ૧૫૭, –સ્થા૦ ૫૫૬]

વિમલવાહન કુલકર ૯૦૦ ધનુષ ઊંચા હતા.

[–સ્થા૦ ૬૯૬; –સમ૦ ૧૧૨]

અભિચંદ્ર કુલકર ૬૦૦ ધનુષ ઊંચા હતા.—

[–સ્થા૦ ૫૧૮; –સમ૦ ૧૦૯]

વિમલવાહન કુલકર માટે સાત પ્રકારનાં વૃક્ષો ઉપભોગ માટે પેદા થયાં.—

૧. મત્તાંગક – મદ્ય દેનારાં;
૨. ભૃંગ – ભાજન દેનારાં;
૩. ચિત્રાંગ – પુષ્પમાળાઓ દેનાર;
૪. ચિત્રરસાંગ – વિચિત્ર રસો દેનાર;
૫. મણ્યંગ – આભરણ દેનાર;
૬. અનગ્ન – વસ્ત્રદાયક;
૭. કલ્પવૃક્ષો – ઇચ્છિત વસ્તુ દેનાર.

[–સ્થા૦ ૫૫૬]

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં આગામી ઉત્સર્પિણીમાં સાત કુલકર થશે[૧]—

---

૧. સ્થાનાંગ અને સમવાયાંગ બન્નેમાં આગામી ઉત્સર્પિણીના સરખી રીતે આ સાત ગણાવ્યા છે. પણ સ્થાનાંગમાં જ અન્યત્ર સીમંકર આદિ ૧૦ ગણાવ્યા છે. આ ભેદનું કારણ વાચનાભેદ સિવાય બીજું શું હોઈ શકે?

૧. મિત્રવાહન (મૃગવાહન); ૨. સુભૂમ; ૩. સુપ્રભ; ૪. સ્વયંપ્રભ; ૫. દત્ત (શુભ); ૬. સૂક્ષ્મ (સુરૂપ); ૭. સુબંધુ.

[-સમ૦ ૧૫૮; -સ્થા૦ ૫૫૬]

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં આગામી ઉત્સર્પિણીમાં દશ કુલકર થશે—

૧. સીમંકર; ૨. સીમંધર; ૩. ક્ષેમંકર; ૪. ક્ષેમંધર; ૫. વિમલવાહન; ૬. સંભૂતિ; ૭. પ્રતિશ્રુત; ૮. દૃઢધનુ; ૯. દશધનુ; ૧૦. શતધનુ.

[-સ્થા૦ ૭૬૭]

## ૨. ઐરવતમાં

જંબૂદ્વીપના ઐરવતવર્ષમાં દશ કુલકર આગામી ઉત્સર્પિણીમાં થશે —

૧. વિમલવાહન; ૨. સીમંકર; ૩. સીમંધર; ૪. ક્ષેમંકર; ૫. ક્ષેમંધર; ૬. દૃઢધનુ, ૭. દશધનુ; ૮. શતધનુ; ૯. પ્રતિશ્રુતિ; ૧૦. સુમતિ.

[-સમ૦ ૧૫૮]

## ટિપ્પણ

[દરેક પ્રકરણને અંતે ટિપ્પણ આપાવાં જોઈએ; પણ આ ખંડમાં પ્રથમ બે પ્રકરણનાં ટિપ્પણ અહી ભેગાં મૂકચાં છે.]

**૧. ૬૮ ચક્રવર્તી :—**

ચક્રવર્તી, બળદેવ અને વાસુદેવ કદી પણ ૬૮–૬૮ની સંખ્યામાં સમાનકાલે સંભવે નહિ; એટલે આ વિધાન કાલભેદને લક્ષીને કરેલું છે એમ સમજવું જોઈએ–આવું ટીકાકાર માને છે. કારણ, એક એવો નિયમ છે કે ચક્રવર્તી જ્યાં જે કાલે હોય ત્યારે બળદેવ અને વાસુદેવનો સભવ નથી. અને સૂત્રોમા જ (સ્થાનાંગ સૂત્ર૦ ૩૦૨) ઓછામાં ઓછા ચાર ચક્રવર્તી, ચાર બળદેવ અને ચાર વાસુદેવનું અસ્તિત્વ તો મહાવિદેહમાં વિજયોમાં બતાવ્યું જ છે. તો પછી ચાર ચક્રવર્તી તો વિદેહમાં કોઈ ને કોઈ વિજયમાં હમેશાં રહેવાના જ; એટલે તે અપેક્ષાએ બળદેવ–વાસુદેવ ઉપલા નિયમ પ્રમાણે જ્યાં ચક્રવર્તી હશે તેવા ચાર વિજયમાં સંભવશે નહિ. એટલે તેમની ૬૮–૬૮ની સંખ્યાની સમકાલીનરૂપે કદી પૂર્તિ થશે નહિ.

આ જ વાત ચક્રવર્તી વિષે પણ છે; કારણ, ઓછામાં ઓછા ચાર બળદેવ અને ચાર વાસુદેવ કોઈ ને કોઈ વિજયમાં રહેશે જ તો ત્યાં ઉપલા નિયમ પ્રમાણે ચક્રવર્તી પણ સંભવશે નહિ; એટલે તેમની પણ સમકાલીનોની ૬૮ની સંખ્યાપૂર્તિ કદી થશે નહિ.

સંભવ છે સૂત્રકારને ઉપલો નિયમ માન્ય ન હોય. એવો પણ સંભવ છે કે એ નિયમ જૈન પુરાણકારોએ બનાવી લીધો હોય.

સૂત્ર પ્રમાણે તેમની ૬૮ સંખ્યા આ પ્રમાણે સમજવી:—ધાતકી બે ભાગમાં છે–પૂર્વાધ અને પશ્ચિમાર્ધ. પૂર્વાર્ધમાં જંબૂદ્વીપ પ્રમાણે ૩૪ અને પશ્ચિમાર્ધમાં પણ જંબૂદ્વીપ પ્રમાણે ૩૪ની સંખ્યા સમજવી. એટલે બન્ને મળીને ૬૮ ચક્રવર્તી વગેરે સમજવા.

**૨. તીર્થંકરના અતિશયો :—**

આ ૩૪ અતિશયો માટે જુઓ યોગશાસ્ત્ર–હેમચંદ્રાચાર્ય પૃ૦ ૧૩૦. અને 'અભિધાનચિંતામણિ' ૧. ૫૬–૬૩. પ્રસ્તુત સૂત્રની ટીકામાં આચાર્ય

બૃહદ્વાચનાના આધારે બીજા વધારાના અતિશયોનું પણ વર્ણન કરે છે. વળી ૨ થી પાંચ સુધીના અતિશયોને જન્મપ્રત્યય કહે છે અર્થાત્ તેમના તે અતિશયોમાં બીજું કારણ નહિ પણ જન્મ મુખ્યપણે કારણ છે. ૨૧ થી માંડીને બધા તથા બારમો અતિશય કર્મના ક્ષયજન્ય છે. અને બાકીના દેવકૃત છે. દિગંબરો થોડા ફેરફાર સાથે ૩૪ અતિશયો માને છે તેમાં ૧૦ જન્મપ્રત્યય, ૧૪ દેવકૃત, અને દશ કેવલજ્ઞાનકૃત–કર્મક્ષયકૃત છે. તે આ પ્રમાણે— ૧. અત્યંત સુંદર શરીર, ૨. અતિશય સુગંધમય શરીર, ૩. પરસેવાનો અભાવ, ૪. મલમૂત્ર રહિત શરીર, ૫. હિત, મિત અને પ્રિયવચનવાળા, ૬. અતુલ્ય બળ, ૭. દૂધ જેવું શ્વેત લોહી, ૮. શરીરમાં ૧૦૦૮ શુભ લક્ષણો, ૯. સમચતુરસ્ર સંસ્થાન, ૧૦. વજ્રઋષભનારાચ શરીર,— આ દશ જન્મકૃત અતિશય છે. ૧૧. અર્ધમાગધી ભાષા, ૧૨. પ્રભુના સાનિધ્યમા જીવો શત્રુતા ભૂલી જાય છે, અને મિત્ર બને છે, ૧૩. દિશાઓની નિર્મલતા, ૧૪. આકાશની નિર્મલતા, ૧૫. બધી ઋતુનાં ફલ-ફૂલ તથા ધાન્યાદિની ઉત્પત્તિ, ૧૬. યોજન સુધીની જમીન દર્પણ જેવી નિર્મળ થવી, ૧૭. ભગવાનના પગ તળે કમળરચના, ૧૮. આકાશમાં જયધ્વનિ, ૧૯. સુગંધી પવનનું મંદગતિએ વહેવું, ૨૦. સુગંધી જલની વર્ષા, ૨૧. ભૂમિને કણ્ટકશૂન્ય કરવી, ૨૨. બધા જીવોને આનંદ, ૨૩. ભગવાનની આગળ આગળ ધર્મચક્ર, ૨૪. છત્ર, ચામર, ધ્વજા આદિ આઠ માંગલિક પદાર્થો,— આ ૧૪ અતિશયો દેવકૃત છે. ૨૫. એકસો યોજનમાં સુભિક્ષ, ૨૬. આકાશમાં ગમન, ૨૭. ચારે દિશામાં પ્રભુના મુખનું દર્શન, ૨૮. અદીનતા, ૨૯. ઉપસર્ગનો અભાવ, ૩૦. આહારનો અભાવ, ૩૧. બધી વિદ્યાઓનું સ્વામીપણું, ૩૨. નખ અને કેશ વધતા નથી. ૩૩. આંખના પલકારા થતા નથી, ૩૪. શરીરની છાયાનો અભાવ — આ દશ અતિશયો કેવલજ્ઞાનકૃત છે.

અહીં ખાસ ધ્યાન દેવા જેવી વસ્તુ એ છે કે અભયદેવને મતે આહાર–નિહાર આંખથી અદૃશ્ય હોય છે એ જન્મકૃત અતિશય છે. જ્યારે દિગંબર મતે આવા સ્થાને આહારનો અભાવ એવો અતિશય માનવામાં આવ્યો છે અને તે જન્મકૃત નહિ પણ કેવલ-જ્ઞાનકૃત. આ મતભેદ શ્વેતાંબર–દિગંબરના કેવલીકવલાહાર વિષયક મતભેદની યાદ આપે છે. એમ જણાય છે કે બન્ને પરંપરામાં આ પ્રકારના ૩૪ અતિશયોની કલ્પના બન્ને સંપ્રદાયના તદ્દન જુદા પડ્યા પછીની છે. શ્વે૦ મતે અર્ધમાગધીમાં

ઉપદેશ અને તેનું સાર્વભાષારૂપે પરિણમન એ બે અતિશયો કર્મક્ષયકૃત માનવામાં આવ્યા છે. જો ખાય નહીં તો બોલે કેમ એવા પ્રશ્નના જવાબમાં દિગંબરશાસ્ત્રકારોએ યુક્તિ એ આપી છે કે ભગવાનના ભામંડલમાંથી દિવ્ય ધ્વનિ નીકળે છે અને તેને દેવો અર્ધમાગધીમા પરિણત કરે છે. અને તે જ ભાષા પછી સર્વભાષારૂપે પરિણત થાય છે. આને તે જ પ્રકારની બૌદ્ધ માન્યતા સાથે સરખાવવા જેવી છે.

હેમચંદ્રના મતે પણ ૩૪ અતિશયોનું વિભાજન જુદી રીતે છે અને અતિશયોના નામમાં પણ ભેદ છે. જન્મકૃત જેને તે સહોત્થ એવું નામ આપે છે એ ચાર છે. અહીં તેમની અભયદેવ સાથે લગભગ સમાનતા છે. ૧૧ અતિશયો કર્મક્ષયજ છે. આ અગિયારમાં અભયદેવસંમત બધા નથી આવી જતા. પણ ભાષાની બાબતમાં અભયદેવ અને હેમચંદ્ર એક છે. ત્યાર પછી હેમચંદ્રે ૧૯ અતિશયો દેવકૃત બતાવ્યા છે. અભયદેવને મતે દેવકૃત ૧૫ છે. આમાં હેમચંદ્રે એક ચારે તરફ મુખ દેખાય છે એ દેવકૃત અતિશય ગણાવ્યો છે પણ તે દિગંબરોને મતે કેવલજ્ઞાનકૃત છે. બીજો એક અતિશય ત્રણ કોટની રચના—દેવકૃત બતાવ્યો છે—આનું નામનિશાન દિગંબરોમાં નથી. શ્વેતાંબરમાં પણ ૩૪ ની ગણતરીમાં એ આવતો નથી.

અતિશયો વિષે બીજા પણ મતભેદો મૂળ, અભયદેવ, હેમચંદ્ર અને દિગંબરોમાં છે. તે સ્વયં વિચારી લેવા.

સામાન્ય રીતે એટલું કહી શકાય કે ૩૪ અતિશયોનું વિભાજન કરતી વખતે કોઈ એક નિશ્ચિત સિદ્ધાન્ત રાખીને આ વિભાજન કરવામાં નથી આવતું. કહેવા ખાતર જન્મ વગેરે કારણ સૌએ બતાવ્યાં છે પણ અમુક અતિશય અમુક જ વર્ગમાં કેમ આવે—એના સમર્થનમાં જોઈએ તેવી પ્રબળ દલીલો નથી. એ વિભાજન સ્વેચ્છાચારી જણાય છે. વળી મૂળ સમવાયાંગમાં આવું વિભાજન નથી એ પણ બતાવે છે એ વિભાજન પછીના કાળનું છે.

**૩. કુલકરો :—**

સ્થાનાંગમાં આ દશ કુલકરો અતીત ઉત્સર્પિણીના ગણાવ્યા છે. જ્યારે સમવાયાંગમાં અતીત ઉત્સર્પિણીના માત્ર સાત ગણાવ્યા છે. બન્નેના નામમાં તદ્દન ભેદ છે પણ સમવાયાંગ જે દશ નામો અતીત અવસર્પિણીનાં ગણાવે છે, તે નામો સાથે માત્ર બેને બાદ કરીએ તો બધાં બરાબર મળી રહે છે. અહીં સ્થાનાંગમાં ઉત્સર્પિણીને બદલે અવસર્પિણી

પાઠ રાખ્યો હોય તો વધારે સંગત છે. કારણ સ્થાનાંગમાં જ અન્યત્ર ઉત્સર્પિણીના માત્ર સાત જ (આથી તદ્દન જુદા જ) ગણાવ્યા છે અને એ જ નામો સમવાયાંગમાં પણ છે. એટલે આ નામો અતીત અવસર્પિણીના ગણવા જોઈએ. સમવાયાંગ સાથે જે બે નામોનો ભેદ છે તે વાચનાભેદ ગણવો જોઈએ એમ મને લાગે છે.

એક એવા સમયની કલ્પના કરવામાં આવી છે જે પ્રથમ સુષમ-સુષમા આરો કહેવાય છે. ત્યારે લોકોમાં કોઈ પણ જાતનાં સામાજિક, રાજકીય કે આર્થિક બંધનો હતાં નહિ. સૌ પોત-પોતાના રાજા હતા. ખાવા-પીવાની તથા પહેરવા-ઓઢવાની લોકોને ચિંતા હતી જ નહિ. તેઓ ઝાડ નીચે રહેતા અને પૃથ્વી પર સૂતા-બેસતા. ખાવા-પીવા માટે પણ બધું વૃક્ષો પૂરું પાડતાં. આભૂષણો પણ વૃક્ષજન્ય જ હતાં. આમ બધી વસ્તુઓ વૃક્ષમાંથી જ મળતી હોવાથી તે વૃક્ષો કલ્પવૃક્ષ—ઇચ્છિત આપનારાં—કહેવાતાં. આવાં દશ ઉત્તમ પ્રકારનાં કલ્પવૃક્ષો પ્રથમ આરામાં હતાં.

તે સમયનાં પુરુષો અને સ્ત્રીઓ આમ માત્ર કુદરત-જીવી હોવાથી સંપૂર્ણપણે સુંદર અને સુદૃઢ તથા સુલક્ષણોવાળાં હતાં. તે બધાં સ્વભાવે જ અલ્પકષાયી હતાં. અલ્પપરિગ્રહી તો ખરાં જ; પણ કોઈ પણ ચીજ ઉપર મમતા રાખવી એ તેમના સ્વભાવથી જ વિરુદ્ધ હતુ. તેથી તે સમયમાં ગાય, બળદ, હાથી, અશ્વ—એ બધાં જાનવરો છતા તેમનો કદી તેઓ ઉપયોગ કરતાં નહિ.

આર્થિક વ્યવહાર જેવું કાંઈ હતું નહિ. તેથી આજની જેમ શેઠ-ચાકર, માલિક-ગુલામ, રાજા-પ્રજા એવો કોઈ પણ જાતનો વ્યવહાર તે સમયમાં હતો નહિ. એટલું જ નહિ પણ આજના સામાજિક વ્યવહારો-માત-પિતા, ભાઈ-બેન, વહુ, પુત્રવધૂ, ઇત્યાદિ પણ એટલા બધા રૂઢ નહિ કે તેઓ એકબીજા પ્રત્યે માત્ર તેવા સંબંધે આકર્ષાય.

એ સમયમાં આજની જેમ રોગચાળા ફાટી નીકળવાથી મૃત્યુ—અથવા બીજી પીડાનો ભય લોકોને હતો જ નહિ. આમ તેઓ આતંક વિનાના, બાધા વિનાના, ઉપદ્રવ વિનાના માત્ર સુખ જ સુખ ભોગવતા.

જે જોડું સાથે જન્મે તે જ પતિ-પત્ની રૂપે રહે. અને જ્યારે મરવાના છ માસ બાકી રહે ત્યારે પાછું એક યુગલને પેદા કરે—તેમાં એક પુરુષ હોય અને એક સ્ત્રી. તે પાછાં પતિ-પત્ની રૂપે જીવન વિતાવે.

તેઓ નવા જન્મેલા યુગલની શુશ્રૂષા માત્ર ૪૯ દિવસ જ કરે અને તેટલાં જ દિવસમાં આજનાં પક્ષીઓની જેમ નવું જુગલ યૌવન પ્રાપ્ત કરી માતપિતાથી સ્વતંત્ર થઈ પોતાની જીંદગી વિતાવે. તેમનું મૃત્યુ માત્ર બગાસા કે ઉધરસથી થાય. એથી વશેષ પીડાદાયક નહિ. આવો એ પ્રથમ આરો છે. એ પ્રથમ આરાનાં વર્ષો જેમ જેમ પસાર થતાં જાય છે, તેમ પૃથ્વીના રસકસ ઓછાં થતાં જાય છે. આમ આ જ પ્રકારે બીજા આરામાં યુગલિક ધર્મ જ પ્રવર્તે છે. પ્રથમ સુષમ-સુષમ આરાનાં ચાર કોટાકોટી સાગરવર્ષ અને બીજા સુષમા આરાના ત્રણ કોટાકોટી સાગરવર્ષ પસાર થયે જ્યારે ત્રીજો સુષમ-દુષમા આરો બે કોટાકોટી સાગરવર્ષનો બેસે છે, ત્યારે તે યુગલિકોના શરીરની સ્થિતિ, તેમના આધારભૂત વૃક્ષોની સ્થિતિ, તેમનાં આશ્રયસ્થાન પૃથ્વીની સ્થિતિ પ્રશમ કરતાં અત્યંત હીન દશાએ પહોંચી હોય છે. અને જ્યારે આ ત્રીજા આરાનો અંતિમ ત્રીજો ભાગ શરૂ થાય છે, (આ આરાના ત્રણ ભાગ છે; પ્રત્યેક ભાગ — ૬૬૬૬૬૬૬૬૬૬૬૬૬૬૬ ૨/૩ આટલા વર્ષનો હોય છે; આવા બે ભાગ વીત્યે જ્યારે ત્રીજો તેટલા જ વર્ષનો ભાગ શરૂ થાય ત્યારે) સ્પષ્ટપણે યુગલ ધર્મની પડતીની નિશાનીઓ જણાય છે. એ વખતે યુગલિયાઓમાં પોતાની આવશ્યક ચીજોની તાણ તેમને પડે છે અને પરિણામસ્વરૂપે વાદવિવાદ શરૂ થાય છે — મારાતારાની ભાવના ઘર ઘાલવું શરૂ કરે છે. એ જ વખતે જે તેમની વ્યવસ્થા કરનારા મનુષ્યો ક્રમશઃ ઉત્પન્ન થાય છે તે કુલકરો કહેવાય છે. આમાંનો પ્રથમ કુલકર જ્યારે ત્રીજા આરાનો ૧/૮ પલ્ય જેટલો ભાગ બાકી રહે છે ત્યારે ઉત્પન્ન થાય છે. અને ત્યાર પછી ધર્મચક્રની પ્રવૃત્તિ કરનારા પ્રથમ તીર્થંકર તથા રાજચક્રની વ્યવસ્થા કરનાર ચક્રવર્તી ઉત્પન્ન થાય છે. અને ત્યાર પછી ચોથા આરામાં બાકીના ૨૩ તીર્થંકર અને બળદેવ વાસુદેવ વગેરે શલાકા પુરુષો ઉત્પન્ન થાય છે. પાંચમા અને છઠ્ઠા આરામાં તેવા કોઈ મહાપુરુષ ઉત્પન્ન થતા નથી.

આ પ્રમાણે અત્યંત સુખની દશામાં અને અત્યંત દુઃખની દશામાં મહાપુરુષોના જન્મને અવકાશ નથી એમ ફલિત થાય છે. પણ જ્યારે સુખદુઃખ મધ્યમ પ્રમાણનું હોય છે, ત્યારે તેઓ જન્મ લે છે.

**૪. આ અવસર્પિણીના કુલકર :—**

આ કુલકરો વિષે વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૧૪૯ થી જોવું. કુલકરોનું કામ ખાસ કરી દંડનીતિ નિર્ધારણ કરવાનું

હોય છે. કુલકરોના સમયમાં માત્ર ત્રણ પ્રકારની દંડનીતિ છે—હક્કાર, મક્કાર અને ધિક્કાર. પ્રથમ બે કુલકરના સમયમાં માત્ર હક્કાર નીતિ હોય છે; તૃતીય અને ચતુર્થ કુલકરના સમયમાં હક્કાર અને મક્કાર બંને હોય છે; અને પાંચમાથી સાતમા સુધીના ત્રણેને ત્રણે નીતિ હોય છે.

કોઈમાં કાંઈ વિવાદ થાય ત્યારે કુલકર પાસે પહોંચે એટલે કુલકર અપરાધીને માત્ર એટલું જ કહે કે, 'હે, હા!' અર્થાત્ 'અહો તેં આવું જ કર્યું''—આ વચન જ દંડનું કામ કરતું અને અપરાધી લજ્જિત થઈ જતો. ત્યાર પછી એ નીતિથી કામ ન ચાલ્યું એટલે નવી દંડનીતિ મક્કારની શરૂ થઈ—તેમાં અપરાધીને 'હા!' થી પતે તેમ ન હોય ત્યાં 'તું આમ ન કર' એ અર્થમાં 'મા!' એટલું કહેવાથી તેનો દંડ થયો હોય તેમ તે લજ્જિત થઈ જતો. સમય જતાં આ નીતિ પણ અધૂરી લાગી તેથી આગળ ઉપર ધિક્કાર દેવાની નવી દંડનીતિ શરૂ થઈ. પછી જેનો જેવો અપરાધ—ત્રણમાંથી કોઈ એક નીતિથી દંડ દેવામાં આવતો.

જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં સાતને બદલે આ અવસર્પિણીમાં ૧૫ કુલકર થયાનો ઉલ્લેખ છે. તે વાચનાભેદે સમજવું જોઈએ. જુઓ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ દ્વિતીય વક્ષસ્કાર.

દિગંબરોમાં ૧૪ કુલકર માન્યા છે. જંબૂદ્વીપ પ્ર૦ જેવાં જ નામ છે; માત્ર તેમાંથી એક ઋષભને નથી ગણ્યા. અને નામાનુક્રમમાં થોડો ભેદ છે જુઓ 'સિદ્ધાન્તસંગ્રહ' પૃ. ૧૮.

૩

# તીર્થંકરો

## ૧. ભરતવર્ષની વર્તમાન અવસર્પિણીના તીર્થંકરો

દેવાધિદેવો–તીર્થંકરો[1] ૨૪ છે, જે આ ભરતવર્ષમાં આ અવસર્પિણીમાં થઈ ગયા છે.

[–સમ૦ ૨૪]

| ૧. તીર્થંકરનાં પૂર્વભવનાં નામ | ૨. તીર્થંકરનાં નામ | ૩. તીર્થંકરોની માતાનાં નામ |
|---|---|---|
| ૧. વજ્રનાભ;[2] | ઋષભ; | મરુદેવી;[3] |
| ૨. વિમલ; | અજિત; | વિજયા; |
| ૩. વિમલવાહન; | સંભવ; | સેના; |

---

૧. તીર્થંકરો વિષેની બૌદ્ધ માન્યતા માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૨. દિગંબર મતે ઘણાં નામોમાં ફેરફાર છે. તેમને મતે ચોવીસ નામો આ પ્રમાણે છે:– વજ્રનાભિ, વિમલવાહન, વિપુલવાહન, મહાબલ, અતિબલ, અપરાજિત, નંદિષેણ, પદ્મનાભિ, મહાપદ્મ, પદ્મગુલ્મ, નલિનપ્રભ, પદ્મોત્તર, પદ્મસેન, પદ્મરથ, દશરથ, મેઘરથ, સિંહરથ, ધનપતિ, વૈશ્રમણ, હરિવર્મ (શ્રીધર્મ), સિદ્ધાર્થ, સુપ્રતિષ્ઠિત, આનંદ, નંદ. 'અભિધાનરાજેન્દ્ર'માં પાઠાંતર નોંધ્યો છે, તેની આ નામો સાથે બહુ સમાનતા છે.

૩. નામોમાં મતભેદ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

| | | |
|---|---|---|
| ૪. ધર્મસિંહ; | અભિનંદન; | સિદ્ધાર્થા; |
| ૫. સુમિત્ર; | સુમતિ; | મંગલા; |
| ૬. ધર્મમિત્ર; | પદ્મપ્રભ; | સુસીમા; |
| ૭. સુંદરબાહુ; | સુપાર્શ્વ; | પૃથ્વી; |
| ૮. દીર્ઘબાહુ; | ચંદ્રપ્રભ; | લક્ષ્મણા; |
| ૯. યુગબાહુ; | સુવિધિ પુષ્પદંત; | રામા; |
| ૧૦. લષ્ટબાહુ; | શીતલ; | નન્દા; |
| ૧૧. દિન્ન; | શ્રેયાંસ; | વિષ્ણુ; |
| ૧૨. ઇન્દ્રદત્ત; | વાસુપૂજ્ય; | જયા; |
| ૧૩. સુંદર; | વિમલ; | શ્યામા; |
| ૧૪. માહેન્દ્ર; | અનન્ત; | સુયશા; |
| ૧૫. સિંહરથ | ધર્મ; | સુવ્રતા; |
| ૧૬. મેઘરથ; | શાંતિ; | અચિરા; |
| ૧૭. રૂપી; | કુંથુ;[1] | શ્રી; |
| ૧૮. સુદર્શન; | અર;[2] | દેવી; |
| ૧૯. નંદન; | મલ્લિ;[3] | પ્રભાવતી; |
| ૨૦. સિંહગિરિ; | મુનિસુવ્રત; | પદ્મા; |
| ૨૧. અદીનશત્રુ; | નમિ; | વપ્રા; |

૧. કુંથુનાથ, દિગંબર મતે.

૨. અરહનાથ, દિગંબર મતે.

૩. મલ્લિ એ સ્ત્રીરૂપે તીર્થંકર થયા એ શ્વેતામ્બર મતે આશ્ચર્યકારી ઘટના મનાય છે. પણ દિગંબરો તેમને પુરુષ જ માને છે. બૌદ્ધો પણ સ્ત્રી અર્હત્ કે ચક્રવર્તી ન થઈ શકે એમ માને છે. —અંગુત્તર૦ ૧.૧૫.૧૨-૧૩.

| | | |
|---|---|---|
| ૨૨. શંખ; | નેમિ; | શિવા; |
| ૨૩. સુદર્શન; | પાર્શ્વ; | વામા; |
| ૨૪. નંદન. | વર્ધમાન. | ત્રિશલા. |
| [–સમ૦ ૧૫૭ (ગા. ૧૧–૧૪)] | [–સમ૦ ૨૪; ૧૫૭ (પૃ૦ ૧૩૯ ૧)] | [–સમ૦ ૧૫૭ (ગા૦ ૯–૧૦)] |

| ૪. તીર્થંકરોના પિતાનાં નામ | ૫. તીર્થંકરોનાં દીક્ષાસ્થાન | ૬. પ્રથમ ભિક્ષ દેનાર |
|---|---|---|
| ૧. નાભિ;[1] | વિનીતા;[2] | શ્રેયાંસ;[3] |
| ૨. જિતશત્રુ; | અયોધ્યા; | બ્રહ્મદત્ત; |
| ૩. જિતારિ; | શ્રાવસ્તી; | સુરેન્દ્રદત્ત; |
| ૪. સંવર; | અયોધ્યા; | ઇન્દ્રદત્ત; |

---

૧. દિગંબરમાં જે ભેદ છે તે આ પ્રમાણે – ૩. દૃઢરાજ (જિતારિ ૫. મેઘરથ, ૬. ધરણ, ૭. સુપ્રતિષ્ઠિત, ૧૭. સૂર્યસેન.

પતાનાં નામ માટે જુઓ આવ૦ નિર્યુ૦ ગા૦ ૩૮૭–૮.

૨. કોણે ક્યાં દીક્ષા લીધી તે માટે જુઓ આવ૦ નિર્યુ૦ ગા૦ ૨૫ ઋષભદેવની જન્મભૂમિ ઇક્ષ્વાકુભૂમિ છે, પણ દિગંબર મતે અયોધ્ દિગંબરોએ જન્મ અને દીક્ષાસ્થાન એક જ માન્યાં છે. અરિષ્ટનેમિ જન્મભૂમિ સૌર્યપુર પણ દીક્ષાભૂમિ દ્વારકા; બાકી સર્વ તીર્થંકરોની જન્મ ભૂમિ તે જ દીક્ષાભૂમિ છે. અરિષ્ટનેમિની જન્મભૂમિ ઉત્તરપુરાણમાં દ્વારાવ અને હરિ૦માં સૌર્યપુર છે.

૩. જુઓ આવશ્યકનિર્યુક્તિ – ગા૦ ૩૨૭–૩૨૯. દિગંબર મતે તફાવત છે તે આ પ્રમાણે – ૧. શ્યામ (હરિવંશપુરાણને મતે), ૧૧. સુનં ૧૨. સુંદર (જય), ૧૩. વિશાખ (હ૦), ૧૪. વિશાખ (ધર્મસિંહ ૧૫. ધન્યસેન (સુમિત્ર), ૧૬. ધર્મમિત્ર (હ૦), ૧૭. ધર્મમિત્ર (અપરાજિત ૧૮. નંદિષેણ (હ૦), ૧૯. નંદિષેણ (વૃષભસેન), ૨૦. વૃષભસેન (દત્ત ૨૧. દત્ત (વરદત્ત), ૨૨. વરદત્ત (નૃપતિ).

| | | |
|---|---|---|
| ૫. મેઘ; | અયોધ્યા; | પદ્મ; |
| ૬. ધર; | કૌશામ્બી; | સોમદેવ; |
| ૭. પ્રતિષ્ઠ; | વારાણસી; | માહેન્દ્ર; |
| ૮. મહાસેન; | ચન્દ્રપુરી; | સોમદત્ત; |
| ૯. સુગ્રીવ; | કાકન્દી; | પુષ્ય; |
| ૧૦. દૃઢરથ; | ભદ્રિલપુર; | પુનર્વસુ; |
| ૧૧. વિષ્ણુ; | સિંહપુર; | નંદ; |
| ૧૨. વસુપૂજ્ય; | ચમ્પા; | સુનંદ; |
| ૧૩. કૃતવર્મ; | કાંપિલ્યપુર; | જય; |
| ૧૪. સિંહસેન; | અયોધ્યા; | વિજય; |
| ૧૫. ભાનુ; | રત્નપુર; | ધર્મસિંહ; |
| ૧૬. વિશ્વસેન; | ગજપુર (હસ્તિનાપુર); | સુમિત્ર; |
| ૧૭. સૂર; | ગજપુર; | વ્યાઘ્રસિંહ; |
| ૧૮. સુદર્શન; | ગજપુર; | અપરાજિત; |
| ૧૯. કુમ્ભ; | મિથિલા; | વિશ્વક્સેન; |
| ૨૦. સુમિત્ર; | રાજગૃહ; | બ્રહ્મદત્ત; |
| ૨૧. વિજય; | મિથિલા; | દિન્ન; |
| ૨૨. સમુદ્રવિજય; | દ્વારકા;[1] | વરદત્ત; |
| ૨૩. અશ્વસેન; | વારાણસી; | ધન્ય; |
| ૨૪. સિદ્ધાર્થ. | કુંડપુર. | બહુલ. |
| [–સમ૦ ૧૫૭ ગા૦ ૫-૭] | [–સમ૦ ૧૫૭ (ગા૦ ૨૨) ] | [–સમ૦ ૧૫૭ (ગા૦૨૬–૨૮)] |

---

૧. જુઓ પા. ૬૯૮ ની ફૂટનોટ નં. ૨.

| ૭. ચૈત્યવૃક્ષ | ૮. [1]કલ્યાણકનાં નક્ષત્રો | ૯. પાલખી[2] |
|---|---|---|
| ૧. ન્યગ્રોધ;[3] | [ઉત્તરાષાઢા][4] [અભિજિત] | સુદર્શના; |
| ૨. સપ્તિપર્ણ; | [રોહિણી – મૃગશીર્ષ][5] | સુપ્રભા; |
| ૩. શાલ; | [મૃગશીર્ષ – આર્દ્રા][6] | સિદ્ધાર્થા; |
| ૪. પ્રિયક; | [૧–૪. અભિચિ – ૫. પુષ્ય][7] | સુપ્રસિદ્ધા; |
| ૫. પ્રિયંગુ; | [૧–૪. મઘા; ૫. પુનર્વસુ][8] | વિજયા; |
| ૬. છત્રાભ; | ચિત્રા; | વૈજયંતી; |
| ૭. શિરીષ; | [૧ – ૪. વિશાખા; ૫. અનુરાધા][9] | જયંતી; |
| ૮. નાગવૃક્ષ; | [૧ – ૪. અનુરાધા; ૫. જયેષ્ઠા][10] | અપરાજિતા; |

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૨. દિગંબરોને મતે પ્રથમની ત્રણ અને ૨૨ તથા ૨૪મી ને છોડીને સર્વત્ર નામાંતર મળે છે; એટલું જ નહિ, પણ બન્ને દિગંબર પુરાણોમાં પણ મતભેદ છે.

૩. દિગંબર મતે જે તફાવત છે તે આ પ્રમાણે— ૨. વિષમચ્છદ, ૪. સરલ ૬. પિયંગુ, ૭. શ્રીરસ, ૯. સાલી, ૧૨. જયતી, ૧૪. દીર્ઘપર્ણ, ૨૨. મેઘશ્રૃંગ.

૪. ઋષભદેવને ચ્યવન, જન્મ, રાજપ્રાપ્તિ, દીક્ષા અને જ્ઞાનોત્પત્તિ – આ પાંચ પ્રસંગે ઉત્તરાષાઢા હતું, પણ મોક્ષને પ્રસંગે અભિજિત હતું. – 'લોકપ્રકાશ' ૩૨, ૬૦.

૫. પ્રથમનાં ચાર કલ્યાણક રોહિણીમાં અને પાંચમું મૃગશીર્ષમાં [illegible]તું.– 'લોકપ્રકાશ' ૩૨, ૩૨૦–૨૧.

[illegible]૬. પ્રથમનાં ચાર મૃગશીર્ષમાં અને પાંચમું આર્દ્રામાં. – 'લોકપ્રકાશ' [illegible]ન્ય:–૭.

[illegible]દિષે લોકપ્રકાશ' ૩૨. ૩૭૦. ૭૨. ૮. 'લોકપ્રકાશ' ૩૨. ૩૯૭.

[illegible]ત્ત (લોકપ્રકાશ' ૩૨, ૪૪૯. ૧૦. 'લોકપ્રકાશ' ૩૨. ૪૭૭.

| | | |
|---|---|---|
| ૯. માલિ; | મૂલ; | અરુણપ્રભા; |
| ૧૦. પલાશ; | પૂર્વાષાઢા; | ચંદ્રપ્રભા; |
| ૧૧. તિંદુક; | [૧ – ૪. શ્રવણ; ૫. ધનિષ્ઠા][1] | સૂર્યપ્રભા; |
| ૧૨. પાટલ; | [૧ – ૪. શતભિષા; ૫ ઉ૦ ભાદ્રપદા][2] | અગ્નિ; |
| ૧૩. જાંબૂ; | ઉત્તરા ભાદ્રપદા; | સુપ્રભા; |
| ૧૪. અશ્વત્થ; | રેવતી; | પંચવર્ણા; |
| ૧૫. દધિવર્ણ; | પુષ્ય; | સાગરદત્તા; |
| ૧૬. નંદિવર્ણ; | ભરણી; | નાગદત્તા; |
| ૧૭. તિલક; | કૃત્તિકા; | અભયકરા; |
| ૧૮. આમ્ર; | રેવતી; | નિર્વૃતિકરા; |
| ૧૯. અશોક; | [૧ – ૪. અશ્વિની; ૫. ભરણી][3] | મનોરમા; |
| ૨૦. ચંપક; | શ્રવણ; | મનોહરા; |
| ૨૧. બકુલ; | અશ્વિની; | દેવકુરા; |
| ૨૨. વેતસ; | ચિત્રા; | ઉત્તરકુરા; |
| ૨૩. ધાતકી; | વિશાખા; | વિશાલા; |
| ૨૪. શાલ. | હસ્તોત્તરા. (ઉત્તરા ફાલ્ગુની) | ચંદ્રપ્રભા. |
| [–સમ૦ ૧૫૭ (ગા. ૩૩-૫)] | [–સ્થા૦ ૪૧૧] | [–સમ૦ ૧૫૭ (ગા. ૧૫-૧૭)] |

૧. 'લોકપ્રકાશ' ૩૨. ૫૪૭. ૨. 'લોકપ્રકાશ' ૩૨. ૫૮૭.
૩. 'લોકપ્રકાશ' ૩૨. ૭૭૦.

| ૧૦. પ્રથમ શિષ્ય[1] | ૧૧. પ્રથમ શિષ્યા[2] | ૧૨. કેટલા સાથે દીક્ષા | ૧૩. વર્ણ |
|---|---|---|---|
| ૧. ઋષભસેન | બ્રાહ્મી | ૪૦૦૦ | [પીત][3] |
| ૨. સિંહસેન | ફલ્ગુ | ૧૦૦૦ | [ ,, ] |
| ૩. ચારુ | શ્યામા | ૧૦૦૦ | [ ,, ] |
| ૪. વજ્રનાભ | અજિતા | ૧૦૦૦ | [ ,, ] |
| ૫. ચમર | કાશ્યપી | ૧૦૦૦ | [ ,, ] |
| ૬. સુવ્રત | રતિ | ૧૦૦૦ | પદ્મગૌર (રક્ત) |
| ૭. વિદર્ભ | સોમા | ૧૦૦૦ | [પીત] |
| ૮. દિન્ન | સુમના | ૧૦૦૦ | ચન્દ્રગૌર (શ્વેત) |
| ૯. વરાહ | વારુણી | ૧૦૦૦ | ,, |
| ૧૦. આનંદ | સુલસા | ૧૦૦૦ | [પીત] |

૧. દિગંબરોમાં જે નામોમાં તફાવત છે તે આ પ્રમાણે—૫. અમર, ૬. વજ્રચમર, ૭. બલિ, ૯. વૈદર્ભ, ૧૦. અનાગાર, ૧૧. કુંથુ, ૧૪. જય, ૧૬. ચક્રાયુધ, ૧૮. કુંથુ, ૧૯. વિશાખ, ૨૦. મલ્લિ, ૨૧. સોમક, ૨૩. સ્વયંભૂ, ૨૪. ઇન્દ્રમતિ.

૨. દિગંબર મતે બ્રાહ્મી, ભાવિતા અને ચંદના સિવાય બધાં નામ જુદાં છે. તે આ પ્રમાણે—૨. પ્રકુબ્જા, ૩. ધર્માર્યા, ૪. મરુષેણા, ૫. અનંતમતી, ૬. રતિષેણા, ૭. મીનાર્યા, ૮. વરુણા, ૯. ઘોષાર્યા, ૧૦. ધારણા, ૧૧. ધારણા, ૧૨. સેના, ૧૩. પદ્મા, ૧૪. સર્વશ્રી, ૧૫, સુવ્રતા, ૧૭. હરિષેણા, ૧૮. પક્ષિલા, ૧૯. બંધુષેણા, ૨૦. પુષ્પદત્તા, ૨૧. મંગલા, ૨૨. રજમતી, ૨૩. સુલોચના.

૩. દિગંબર મતે સુપાર્શ્વનો નીલ અને મલ્લિનાથનો સુવર્ણપીત છે. એ સિવાય ભેદ નથી. આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૩૭૬–૩૭૭માં તીર્થંકરોના વર્ણ વિષે કહ્યું છે.

| | | | |
|---|---|---|---|
| ૧૧. ગોસ્તુભ | ધારણી | ૬૦૦[1] | [પીત] |
| ૧૨. સુધર્મ | ધરણી | ૧૦૦૦ | પદ્મગૌર |
| ૧૩. મંદર | શિવા | ૧૦૦૦ | [પીત] |
| ૧૪. યશ | શુચિ | ૧૦૦૦ | [ ,, ] |
| ૧૫. અરિષ્ટ | અંજુકા | ૧૦૦૦ | [ ,, ] |
| ૧૬. ચક્રાધ | ભાવિતા | ૧૦૦૦ | [ ,, ] |
| ૧૭. સ્વયંભૂ | રક્ષિતા | ૧૦૦૦ | [ ,, ] |
| ૧૮. કુંભ | રક્ષિતા | ૧૦૦૦ | [ ,, ] |
| ૧૯. ઇન્દ્ર | બંધુમતી | ૩૦૦[2] | પ્રિયંગુસમ(નીલ) |
| ૨૦. કુંભ | પુષ્પવતી | ૧૦૦૦ | નીલોત્પલ (કૃષ્ણ) |
| ૨૧. શુભ | અમલા | ૧૦૦૦ | [પીત] |
| ૨૨. નરદત્ત | યક્ષિણી | ૧૦૦૦ | નીલોત્પલ |
| ૨૩. દિન્ન | પુષ્પચૂલા | ૩૦૦[3] | પ્રિયંગુસમ |
| ૨૪. ઇન્દ્રભૂતિ | ચંદના | એકલા[4] | [પીત] |
| [–સમ૦ ૧૫૭ (ગા. ૩૯–૪૧)] | [–સમ૦ ૧૫૭ (ગા. ૪૨–૪)] | [–સમ૦ ૧૫૭ (ગા. ૨૪–૫); [–સમ૦ ૧૦૯, –સ્થા૦ ૫૨૦ ૨૨૯] | [–સ્થા૦ ૧૦૮] |

૧. આવશ્યક નિર્યુક્તિમાં ગા૦ ૨૪૬–૨૪૭માં કેટલાએ સાથે દીક્ષા લીધી એ બતાવ્યું છે. દિગંબરમાં ઉ૦પુ૦ના મતે વાસુપૂજ્યે ૬૭૬ સાથે અને હ૦પુ૦ના મતે ૬૦૦ સાથે દીક્ષા લીધી.

૨. ઉત્તરપુરાણના મતે ૩૦૦ સાથે અને હ૦પુ૦ના મતે ૬૦૬ સાથે મલ્લિએ દીક્ષા લીધી.

૩. પાર્શ્વે હ૦પુ૦ના મતે ૬૦૬ અને ઉ૦પુ૦ના મતે ૩૦૦ સાથે દીક્ષા લીધી.

૪. ઉત્તરપુરાણના મતે મહાવીરે એકલાએ અને હ૦પુ૦ના મતે ૩૦૦ સાથે દીક્ષા લીધી.

| १४. ઊંચાઈ[1] | | १५. ગૃહસ્થ પર્યાય[2] |
|---|---|---|
| १. ५००ધનુષ | [–સમ० १०८; –સ્થા० ४३५] | ८३લાખપૂર્વ [–સમ० ८३] |
| २. ४५० ,, | [–સમ० १०७] | ७१ ,, [–સમ० ७१] |
| ३. ४०० ,, | [–સમ० १०६] | ५९ ,, [–સમ० ५९] |
| ४. ३५० ,, | [–સમ० १०५] | [४९ લાખપૂર્વ ८ પૂર્વાંગ |
| ५. ३०० ,, | [–સમ० १०४] | ३९ લાખપૂર્વ १२ પૂર્વાંગ |
| ६. २५० ,, | [–સમ० १०३] | २९ ,, १६ ,, |
| ७. २०० ,, | [–સમ० १०२] | १९ ,, २० ,, |
| ८. १५० ,, | [–સમ० १०१] | ९ ,, २४ ,, |
| ९. १०० ,, | [–સમ० १००] | १ ,, २८ ,,] |
| १०. ९० ,, | [–સમ० ९०] | ७५००० પૂર્વ [–સમ० ७५] |
| ११. ८० ,, | [–સમ० ८०] | [६३ લાખ વર્ષ |
| १२. ७० ,, | [–સમ० ७०] | १८ લાખ વર્ષ (કુમારાવસ્થા) |
| १३. ६० ,, | [–સમ० ६०] | ४५ લાખ વર્ષ |
| १४. ५० ,, | [–સમ० ५०] | २२॥ લાખ વર્ષ |
| १५. ४५ ,, | [–સમ० ४५] | ७॥ લાખ વર્ષ] |
| १६. ४० ,, | [–સમ० ४०] | ७५००० વર્ષ [–સમ० ७५] |

१. આવશ્યક નિર્યુક્તિ –ગા० ३७८–३८०માં ઊંચાઈનું વર્ણન છે.

२. આવશ્યક નિર્યુક્તિમા ગૃહસ્થપર્યાયનું વર્ણન છે [–ગા० २९९–३२१] તેના આધારે અહીં ખૂટતાં ખાનાની પૂર્તિ કરી છે. તથા જુઓ 'લોકપ્રકાશ'. સર્ગ ३२, શ્લો० ३७६, ४०७, ४०८, ४३१, ४३२, ४५७, ४८२, ५५२, ५७५, ५९९, ६२२, ७२३, ७४६, ७७४, ८०२, ८२४, ८६३. અહીં સમવાયાગમા પાર્શ્વનાથ માટે 'अगारवासमज्झे वसित्ता' એવો પાઠ છે. તેનો સામાન્ય અર્થ 'ઘરમાં વાસ કરીને' એવો લેવો—એ પરણ્યા ન હતા એ સર્વસંમત છે. ભગવાન મહાવીર વિષે પણ એ જ પાઠ છે. પણ તેના અર્થમાં વિવાદ થાય; કારણ શ્વે० તેમને પરણ્યા હતા તેમ માને છે, જ્યારે દિગં० તેમ નથી માનતા.

૧૭. ૩૫ ધનુષ[–સમ૦ ૩૫] [૭૧૨૫૦ વર્ષ
૧૮. ૩૦ „ [–સમ૦ ૩૦] ૬૩૦૦૦ વર્ષ
૧૯. ૨૫ „ [–સમ૦ ૨૫] ૧૦૦ વર્ષ (કુમારાવસ્થા)
૨૦. ૨૦ „ [–સમ૦ ૨૦] ૨૨॥ હજાર વર્ષ
૨૧. ૧૫ „ [–સમ૦ ૧૫] ૭॥ હજાર વર્ષ
૨૨. ૧૦ „ [–સમ૦ ૧૦; ૩૦૦ વર્ષ (કુમારાવસ્થા)]
–સ્થા૦ ૭૩૫]
૨૩. ૯ હાથ [–સમ૦ ૯] ૩૦ વર્ષ }
૨૪. ૭ „ [–સમ૦ ૭] „ } [–સમ૦ ૩૦]

**૧૬. સર્વાયુ**

૧. ૮૪ લાખ પૂર્વ [–સમ૦ ૮૪]
૨. [૭૨ લાખ પૂર્વ
૩. ૬૦ „
૪. ૫૦ „
૫. ૪૦ „
૬. ૩૦ „

**૧૭. ગણુ અને ગણુધર[1]**

[૮૪ ગણ, ૮૪ ગણધર]
૯૦, ૯૦ [–સમ૦૯૦]
[૧૦૨, ૧૦૨
૧૧૬, ૧૧૬
૧૦૦, ૧૦૦
૧૦૭, ૧૦૭]

૧. આવશ્યક નિર્યુક્તિમાં [–ગા૦ ૨૮૮–૨૯૧] ગણ અને ગણધરોની સંખ્યા આપી છે. જેની સંખ્યા સ્થા૦ –સમ૦માં નથી મળી તે આવશ્યક નિર્યુક્તિના આધારે પૂરી કરી છે. પણ જણાય છે કે સૂત્રપરંપરા અને આ નિર્યુક્તિમાં સંખ્યાની બાબતમાં ઘણો ફેરફાર છે. આવ૦ નિર્યુ૦ માં સુવિધિથી કુંથુ સુધીની સંખ્યા ક્રમશઃ નીચે પ્રમાણે છે જે પ્રસ્તુત સૂત્રોથી વિરુદ્ધ છે — ૮૮, ૮૧, ૭૭, ૬૬, ૫૭, ૫૦, ૪૩, ૩૬, ૩૫, અને પાર્શ્વના ૮ ને બદલે નિર્યુક્તિમાં ૧૦ છે. પ્રસ્તુતમાં નિર્યુક્તિ અને દિગંબરો લગભગ એકમત છે જ્યારે અન્યત્ર મતભેદ છે. દિગંબર મતે ક્રમશઃ સૌની સંખ્યા આ પ્રમાણે છે — ૮૪, ૯૦, ૧૦૫, ૧૦૩, ૧૧૬, ૧૧૦, ૯૫, ૯૩, ૮૮, ૮૧, ૭૭, ૬૬, ૫૫, ૫૦, ૪૩, ૩૬, ૩૫, ૩૦, ૨૮, ૧૮, ૧૭, ૧૧, ૧૦, ૧૧.

૭. ૨૦ „ ] ૯૫, ૯૫ [–સમ૦ ૯૫]
૮. ૧૦ લાખ પૂર્વ [–સ્થા૦ ૭૩૫] ૯૩, ૯૩ [–સમ૦ ૯૩]
૯. [૨ લાખ પૂર્વ ૮૬, ૮૬ [–સમ૦ ૮૬]
૧૦. ૧ „ ] ૮૩, ૮૩ [–સમ૦ ૮૩]
૧૧. ૮૪ લાખ વર્ષ [–સમ૦ ૮૪] ૬૬, ૬૬ [–સમ૦ ૬૬]
૧૨. [૭૨ લાખ વર્ષ ૬૨, ૬૨ [–સમ૦ ૬૨]
૧૩. ૬૦ „ ૫૬, ૫૬ [–સમ૦ ૫૬]
૧૪. ૩૦ „ ] ૫૪, ૫૪ [–સમ૦ ૫૪]
૧૫. ૧૦ „ [–સ્થા૦ ૭૩૫] ૪૮, ૪૮ [–સમ૦ ૪૮]
૧૬. [૧ „ ] ૯૦, ૯૦ [–સમ૦ ૯૦]
૧૭. ૯૫૦૦૦ વર્ષ [–સમ૦ ૯૫] ૩૭, ૩૭ [–સમ૦ ૩૭]
૧૮. [૮૪૦૦૦ „ ] [૩૩, ૩૩
૧૯. ૫૫૦૦૦ વર્ષ [–સમ૦ ૫૫] ૨૮, ૨૮
૨૦. [૩૦૦૦૦ „ ] ૧૮, ૧૮
૨૧. ૧૦ હજાર વર્ષ [–સ્થા૦ ૭૩૫] ૧૭, ૧૭
૨૨. ૧૦૦૦ વર્ષ [–સમ૦ ૧૧૩; –સ્થા૦ ૭૩૫] ૧૧, ૧૧]
૨૩. ૧૦૦ વર્ષ [–સમ૦ ૧૦૦] ૮, ૮ [–સમ૦ ૮; –સ્થા૦ ૬૧૭]
૨૪. ૭૨ વર્ષ[1] [–સમ૦ ૭૨] ૯, ૧૧ [–સ્થા૦ ૬૮૦; –સમ૦ ૧૧]

---

૧. હરિવંશ પુરાણને મતે ૭૨ વર્ષ સર્વાયુ મહાવીરનું છે પણ ઉત્તરપુરાણને મતે ૭૦ વર્ષ સર્વાયુ છે—તેથી તે પ્રમાણે તેમનો ૩૦ વર્ષ કુમારકાલ અને ૪૦ વર્ષ શ્રમણપર્યાય ગણાય. તીર્થંકરોના સર્વાયુકાલની ગણતરી આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૩૨૫–૩૨૭માં છે.

| ૧૮. શ્રમણ[1] | ૧૯. શ્રમણી[2] | ૨૦. શ્રાવિકા[3] |
|---|---|---|
| ૧. ૮૪૦૦૦[–સમ૦ ૮૪] | [૩ લાખ | [૫૫૪૦૦૦ |
| ૨. [૧ લાખ | ૩૩૦૦૦૦ | ૫૪૫૦૦૦ |
| ૩. ૨ „ | ૩૩૬૦૦૦ | ૬૩૬૦૦૦ |
| ૪. ૩ „ | ૬૩૦૦૦૦ | ૫૨૭૦૦૦ |
| ૫. ૩૨૦૦૦૦ | ૫૩૦૦૦૦ | ૫૧૬૦૦૦ |
| ૬. ૩૩૦૦૦૦ | ૪૨૦૦૦૦ | ૫૦૫૦૦૦ |
| ૭. ૩ લાખ | ૪૩૦૦૦૦ | ૪૯૩૦૦૦ |
| ૮. ૨॥ „ | ૩૮૦૦૦૦ | ૪૯૧૦૦૦ |
| ૯. ૨ „ | ૩૦૦૦૦૦ | ૪૭૧૦૦૦ |
| ૧૦. ૧ „ | ૧૨૦૦૦૦ | ૪૫૮૦૦૦ |

૧. શ્રમણોની સંખ્યા આવશ્યક નિર્યુક્તિમાં ગા૦ ૨૭૮–૨૮૧માં છે, તદનુસાર ખૂટતાં ખાના ભર્યાં છે આશ્ચર્ય છે આ વિષે દિગંબર શ્વેતાંબરનો કોઈ મતભેદ નથી.

૨. આવશ્યક નિર્યુક્તિમાં શ્રમણીની સંખ્યા બતાવી છે પણ શાંતિનાથની ત્યાં ૮૯૦૦૦ નહિ પણ ૬૧૬૦૦ બતાવી છે [–નિર્યુક્તિ ગા૦ ૨૮૨–૨૮૫.] દિગંબરને મતે ક્રમશઃ આ પ્રમાણે— ૩૫૦૦૦૦, ૩૨૦૦૦૦, ૩૨૦૦૦૦ (૩૩૦૦૦૦), ૩૩૦૦૦૦, ૩૩૦૦૦૦, ૪૨૦૦૦૦, ૩૩૦૦૦૦, ૩૮૦૦૦૦, ૩૮૦૦૦૦, ૩૮૦૦૦૦, ૧૨૦૦૦૦, ૧૦૬૦૦, ૧૦૩૦૦, ૧૦૮૦૦૦, ૬૨૪૦૦, ૬૦૦૦૦, ૬૦૩૫૦, ૬૦૦૦૦, ૫૫૦૦૦, ૫૦૦૦૦, ૪૫૦૦૦, ૪૦૦૦૦, ૩૫૦૦૦, ૬૦૦૦ (૪૦૦૦).

૩. દિગંબર મતે બધી જ સંખ્યામાં ફરક છે. ‘લોકપ્રકાશ’ના સર્ગ૦ ૩૨ના આધારે અહીં બાકીનાં ખાનાં ભર્યાં છે. પણ તેમાં પાર્શ્વની શ્રાવિકાની સંખ્યા ૩૩૯૦૦૦ નોંધી છે. આવશ્યક નિર્યુક્તિમાં [ગા૦ ૨૮૬] આ સંખ્યા પ્રથમાનુયોગથી જાણી લેવાનું કહ્યું છે. મલયગિરિ ટીકામાં સમવાયાંગ સંમત જ પાર્શ્વની શ્રાવિકાની સંખ્યા આવે છે. દિગંબર મતે તીર્થંકરોની શ્રાવિકાની સંખ્યા આ પ્રમાણે—૧–૮. પાંચ-પાંચ લાખ, ૯. ઉ૦ પુ૦ પાંચ લાખ, અને હ૦ પુ૦ ૪ લાખ, ૧૦–૧૬. ચાર-ચાર લાખ, ૧૭–૨૪. ત્રણ-ત્રણ લાખ.

| | | | |
|---|---|---|---|
| ૧૧. | ૮૪૦૦૦ | ૧૦૬૦૦૦ | ૪૪૮૦૦૦ |
| ૧૨. | ૭૨૦૦૦] | ૧૦૩૦૦૦ | ૪૩૬૦૦૦ |
| ૧૩. | ૬૮૦૦૦[–સમ૦ ૬૮] | ૧ લાખ | ૪૨૪૦૦૦ |
| ૧૪. | [૬૬૦૦૦ | ૧૦૦૮૦૦ | ૪૧૪૦૦૦ |
| ૧૫. | ૬૪૦૦૦ | ૬૨૪૦૦] | ૪૧૩૦૦૦ |
| ૧૬. | ૬૨૦૦૦ | ૮૯૦૦૦[–સમ૦ ૮૯] | ૩૯૩૦૦૦ |
| ૧૭. | ૬૦૦૦૦ | [૬૦૬૦૦ | ૩૮૧૦૦૦ |
| ૧૮. | ૫૦૦૦૦ | ૬૦૦૦૦ | ૩૭૨૦૦૦ |
| ૧૯. | ૪૦૦૦૦ | ૫૫૦૦૦] | ૩૭૦૦૦૦ |
| ૨૦. | ૩૦૦૦૦ | ૫૦૦૦૦[–સમ૦ ૫૦] | ૩૫૦૦૦૦ |
| ૨૧. | ૨૦૦૦૦ | ૪૧૦૦૦[–સમ૦ ૪૧] | ૩૪૮૦૦૦ |
| ૨૨. | ૧૮૦૦૦] | ૪૦૦૦૦[–સમ૦ ૪૦] | ૩૩૬૦૦૦ |
| ૨૩. | ૧૬૦૦૦[–સમ૦ ૧૬] | ૩૮૦૦૦[–સમ૦ ૩૮] | ૩૨૭૦૦૦ [–સમ૦ ૧૨૬] |
| ૨૪. | ૧૪૦૦૦[–સમ૦ ૧૪] | ૩૬૦૦૦[–સમ૦૩૬] | ૩૧૮૦૦૦ |

| | [૨૧. શ્રાવક[1]] | ૨૨. વાદીઓ[2] | ૨૩. જિન-કેવળી[3] |
|---|---|---|---|
| ૧. | [૩૦૫૦૦૦ | [૧૨૬૫૦ | [૨૦૦૦૦ |
| ૨. | ૨૯૮૦૦૦ | ૧૨૪૦૦ | ” (૨૨૦૦૦) |
| ૩. | ૨૯૩૦૦૦ | ૧૨૦૦૦ | ૧૫૦૦૦ |
| ૪. | ૨૮૮૦૦૦ | ૧૧૦૦૦ | ૧૪૦૦૦ |

---

૧. શ્રાવકોની સંખ્યાની સૂચના આપે તેવું એક પણ સૂત્ર સ્થાનાંગ-સમવાયાંગમાં નથી. તેથી આ આખું ખાનું કૌસમાં મૂકયું છે. સંખ્યા 'લોકપ્રકાશ'-સર્ગ ૩૨ને આધારે આપી છે. દિગંબરોની પરંપરા પ્રમાણે શ્રાવકોની બધી સંખ્યામાં ફેર છે.

૨. દિગંબરોને મતે વાદીઓની સંખ્યા નીચે પ્રમાણે —

૧. ૨૦૭૫, ૨. ૧૨૪૦૦, ૩. ઉ૦પુ૦ ૧૨૦૦૦, હં૦પુ૦ ૧૨૧૦૦, ૪. ૧૧૦૦૦, ૫. ૧૦૪૫૦, ૬. ૯૬૦૦ ઉ૦પુ૦ના મતે અને ૯૦૦૦ [–ચાલુ

| | | | |
|---|---|---|---|
| ૫. | ૨૮૧૦૦૦ | ૧૦૪૫૦ (૧૦૬૫૦) | ૧૩૦૦૦ |
| ૬. | ૨૭૬૦૦૦ | ૯૬૦૦] | ૧૨૦૦૦ |
| ૭. | ૨૫૭૦૦૦ | ૮૬૦૦(–સમ૦૮૬) | ૧૧૦૦૦ |
| ૮. | ૨૫૦૦૦૦ | [૭૬૦૦ | ૧૦૦૦૦] |
| ૯. | ૨૨૯૦૦૦ | ૬૦૦૦ | ૭૫૦૦[–સમ૦૭૫] |
| ૧૦. | ૨૮૯૦૦૦ | ૫૮૦૦ | [ ૭૦૦૦ |
| ૧૧. | ૨૭૯૦૦૦ | ૫૦૦૦ | ૬૫૦૦ |
| ૧૨. | ૨૧૫૦૦૦ | ૪૭૦૦ (૪૨૦૦) | ૬૦૦૦ |
| ૧૩. | ૨૦૮૦૦૦ | ૩૬૦૦ (૩૨૦૦) | ૫૫૦૦ |
| ૧૪. | ૨૦૬૦૦૦ | ૩૨૦૦ | ૫૦૦૦ |

---

–ચાલુ] હુ૦પુ૦ ના મતે, ૭. ઉ૦પુ૦ ૮૬૦૦, હુ૦પુ૦ ૮૦૦૦, ૮. ૭૬૦૦, ૯. ૬૬૦૦ ઉ૦પુ૦, ૭૬૦૦, હુ૦પુ૦, ૧૦. ૫૭૦૦, ૧૧. ૫૦૦૦, ૧૨. ૪૨૦૦, ૧૩. ૩૬૦૦ ૧૪. ૩૨૦૦, ૧૫. ૨૮૦૦, ૧૬. ૨૪૦૦, ૧૭. ૨૦૫૦ ઉ૦પુ૦, ૨૦૦૦ હુ૦પુ૦, ૧૮. ૧૬૦૦, ૧૯. ૧૪૦૦ ઉ૦પુ૦, ૨૨૦૦ હુ૦પુ૦, ૨૦. ૧૨૦૦, ૨૧. ૧૦૦૦, ૨૨. ૮૦૦, ૨૩. ૬૦૦, ૨૪. ૪૦૦. શ્વેતાંબરસમત વાદીની સંખ્યાપૂર્તિ 'લોકપ્રકાશ'ના ૩૨મા સર્ગાનુસાર કરી છે. તેમાં સુપાર્શ્વની સંખ્યા ૮૪૦૦ ગણી છે. સમવાયાંગ પ્રમાણે ૮૬૦૦ નહીં.

૩. દિગંબરોને મતે જિન–કેવળીની સંખ્યા નીચે પ્રમાણે—

૧. ૨૦૦૦૦, ૨. ૨૦૦૦૦, ૩. ૧૫૦૦૦, ૪. ૧૬૦૦૦, ૫ ૧૩૦૦૦, ૬. ઉ૦પુ૦ ના મતે ૧૨ હજાર અને હુ૦પુ૦ ના મતે ૧૨૮૦૦, ૭. ઉ૦પુ૦ ૧૧૦૦૦, હુ૦પુ૦ ૧૧૩૦૦, ૮. ૧૦૦૦૦, ૯. ૭૫૦૦, ૧૦. ૭૦૦૦, ૨૧. ૬૫૦૦, ૧૨. ૫૦૦૦, ૧૩. ૫૦૫૦, ૧૪. ૫૦૦૦, ૧૫. ૪૫૦૦, ૧૬. ૪૦૦૦, ૧૭. ૩૨૦૦. ૧૮. ૨૮૦૦, ૧૯. હુ૦પુ૦ ૨૬૫૦, ઉ૦પુ૦ ૨૨૦૦, ૨૦. ૧૮૦૦, ૨૧. ૧૬૦૦, ૨૨. ૧૫૦૦, ૨૩. ૧૦૦૦, ૨૪. ૭૦૦

અહીં 'લોકપ્રકાશ'ના આધારે નોંધી છે. તેમાં સુવિધિનાથની ૭૪૦૦ જણાવી છે, ત્યારે સમવાયમાં ૭૫૦૦. દિગંબર મતે પણ તેટલી ℓ છે કુંથુની 'લોકપ્રકાશ'માં ૩૨૦૦ છે.

| | | | |
|---|---|---|---|
| .૫. | ૨૦૪૦૦૦ | ૨૮૦૦ | ૪૫૦૦ |
| .૬. | ૨૯૦૦૦૦ | ૨૪૦૦ | ૪૩૦૦] |
| .૭. | ૧૭૯૦૦૦ | ૨૦૦૦ | ૩૨૩૨ [–સમ૦૩૨] |
| .૮. | ૧૮૪૦૦૦ | ૧૬૦૦ | [ ૨૮૦૦ |
| .૯. | ૧૮૩૦૦૦ | ૧૪૦૦ | ૨૨૦૦ |
| .૦. | ૧૭૨૦૦૦ | ૧૨૦૦ | ૧૮૦૦ |
| .૧. | ૧૭૦૦૦૦ | ૧૦૦૦] | ૧૬૦૦ |
| .૨. | ૧૬૯૦૦૦ | ૮૦૦[–સ્થા૦૬૫૧; –સમ૦૧૧૧] | ૧૫૦૦] |
| .૩. | ૧૬૪૦૦૦ | ૬૦૦[–સ્થા૦૫૨૦; –સમ૦૧૦૯] | ૧૦૦૦[–સમ૦૧૧૩] |
| .૪. | ૧૫૯૦૦૦] | ૪૦૦[–સ્થા૦૩૮૨; –સમ૦૧૦૬] | ૭૦૦[–સમ૦૧૧૦ |

| | ૨૪. અવધિજ્ઞાની[1] | ૨૫. મનઃપર્યાયી[2] | ૨૬. ચતુર્દશપૂર્વી[3] |
|---|---|---|---|
| ૧. | [૯૦૦૦] | [૧૨૬૫૦ (૧૨૭૫૦) | [૪૭૫૦ |

૧. 'લોકપ્રકાશ' અને દિગંબર પરંપરામાં જરાય મતભેદ નથી. પણ સૂત્ર અને 'લોકપ્રકાશ'માં છે તે આ પ્રમાણે. ૧૭. ૨૫૦૦, ૧૯. ૨૨૦૦, ૨૧. ૧૬૦૦. એટલે કે, અજિતનાથને છોડીને બધામાં ભેદ છે. વાદીની સંખ્યાથી માંડીને આ ત્રણેયમાં એમ દેખાય છે કે 'લોકપ્રકાશ' અને સૂત્રકાર જુદા પડે જ છે. લોકપ્રકાશકારે જે સંખ્યાઓ અહીં નોંધી છે તે તેમણે 'સત્તરિસયઠાણ' તેમજ 'પ્રવચનસાર'ના આધારે જ નોંધી છે. સંભવ છે એ પરંપરા કોઈ જુદી જ વાચનાની હોય.

જ્ઞાતા૦માં મલ્લિના અવધિજ્ઞાની ૨૦૦૦ કહ્યા છે.

૨. આ સંખ્યા લોકપ્રકાશ પ્રમાણે આપી છે. સૂત્ર અને તેમાં ભેદ આ છે. ૧૭. ૩૩૪૦, ૧૯. ૧૭૫૦, અને જ્ઞાતામાં ૧૯. ૮૦૦ કહ્યા છે.

તીર્થંકરોના મનઃપર્યાયજ્ઞાનીઓની સંખ્યા દિગંબર મતે :—

૧. ૨૦૭૫૦, ૨. ૧૨૪૫૦ ઉ૦પુ૦, ૧૨૪૦૦ હ૦પુ૦, ૩. ૧૨૧૫૦ ઉ૦પુ૦, [–ચાલુ

| | | |
|---|---|---|
| ૨. ૯૪૦૦ | ૧૨૫૫૦ | ૩૭૨૦ |
| [—સમ૦ ૯૪, ૧૧૩] | | |
| ૩. [૯૬૦૦ | ૧૨૧૫૦ | ૨૧૫૦ |
| ૪. ૯૮૦૦ | ૧૧૬૫૦ | ૧૫૦૦ |
| ૫. ૧૧૦૦૦ | ૧૦૪૫૦ | ૨૪૦૦ |
| ૬. ૧૦૦૦૦ | ૧૦૩૦૦ | ૨૩૦૦ |
| ૭. ૯૦૦૦ | ૯૧૫૦ | ૨૩૫૦ |
| ૮. ૮૦૦૦ | ૮૦૦૦ | ૨૦૦૦ |
| ૯. ૮૪૦૦ | ૭૫૦૦ | ૧૫૦૦ |
| ૧૦. ૭૨૦૦ | ૭૫૦૦ | ૧૪૦૦ |
| ૧૧. ૬૦૦૦ | ૬૦૦૦ | ૧૩૦૦ |
| ૧૨. ૫૪૦૦ | ૬૦૦૦ | ૧૨૦૦ |
| ૧૩. ૪૮૦૦ | ૫૫૦૦ | ૧૧૦૦ |
| ૧૪. ૪૩૦૦ | ૫૦૦૦ | ૧૦૦૦ |
| ૧૫. ૩૬૦૦ | ૪૫૦૦ | ૯૦૦] |

—ચાલુ] ૧૨૦૦૦ હ૦પુ૦, ૪ ૧૧૬૫૦, ૫ ૧૦૪૦૦, ૬. ૧૦૩૦૦ ઉ૦પુ૦, ૧૦૬૦૦ હ૦પુ૦, ૭. ૯૧૫૦ ઉ૦પુ૦, ૯૬૦૦ હ૦પુ૦, ૮. ૮૦૦૦, ૯. ૭૫૦૦ ઉ૦પુ૦, ૬૫૦૦ હ૦પુ૦, ૧૦. ૭૫૦૦, ૧૧. ૬૦૦૦, ૧૨. ૬૦૦૦, ૧૩. ૫૫૦૦, ૧૪ ૫૦૦૦, ૧૫. ૪૫૦૦, ૧૬. ૪૦૦૦, ૧૭. ૩૩૦૦ ઉ૦પુ૦, ૩૩૫૦ હ૦પુ૦, ૧૮. ૨૦૫૫, ૧૯. ૧૭૫૦ ઉ૦પુ૦, ૨૩૦૦ હ૦પુ૦, ૨૦. ૬૫૦૦, ૨૧. ૧૨૫૦ ઉ૦પુ૦, ૧૨૦૦ હ૦પુ૦, ૨૨. ૯૦૦, ૨૩. ૭૫૦, ૨૪. ૫૦૦

૩. દિગંબર મતે તીર્થંકરોના ચતુર્દશ પૂર્વધારીઓની સંખ્યા આ પ્રમાણે—૧. ૪૭૫૦, ૨. ૩૭૫૦, ૩. ૨૧૫૦, ૪. ૨૫૦૦, ૫. ૨૪૦૦, ૬ ૨૩૦૦, ૭. ૨૩૩૦ ઉ૦પુ૦, ૨૩૦૦ હ૦પુ૦, ૮. ૨૦૦૦, ૯. ૧૫૦૦, ૧૦. ૧૪૦૦, ૧૧. ૧૩૦૦, ૧૨. ૧૧૦૦, ૧૩. ૧૧૦૦, ૧૪. ૧૦૦૦, ૧૫. ૯૦૦, ૧૬. ૮૦૦, ૧૭. ૭૦૦, ૧૮. ૬૧૦, ૧૯. ૫૫૦, ૨૦. ૫૦૦, ૨૧. ૪૫૦, ૨૨. ૪૦૦, ૨૩. ૩૫૦, ૨૪. ૩૦૦.

'લોકપ્રકાશ'માં—૧૬. ૮૦૦ એ ભેદ છે. બાકીની સંખ્યા તેના આધારે જ લખી છે.

| | | | |
|---|---|---|---|
| ૧૬. | ૩૦૦૦] | ૪૦૦૦] | [૯૩૦૦–સમ૦૯૩] |
| ૧૭. | ૯૧૦૦[–સમ૦૯૧] | ૮૧૦૦[–સમ૦૮૧] | [૬૭૦ |
| ૧૮. | [૨૬૦૦] | [૨૫૫૧] | ૬૧૦ । |
| ૧૯. | ૫૯૦૦[–સમ૦૫૯] | ૫૭૦૦[–સમ૦૫૭] | ૬૬૮ |
| ૨૦. | [૧૮૦૦] | [૧૫૦૦ | ૫૦૦ |
| ૨૧. | ૩૯૦૦[–સમ૦૩૯] | ૧૨૫૦ (૧૨૬૦) | ૪૫૦ ] |
| ૨૨. | [૧૫૦૦ | ૧૦૦૦ | ૪૦૦[-સ્થા૦ ૩૮૧] |
| ૨૩. | ૧૪૦૦ | ૭૫૦ | ૩૫૦[-સમ૦ ૧૦૫] |
| ૨૪. | ૧૩૦૦] | ૫૦૦] | ૩૦૦[-સમ૦ ૧૦૪; –સ્થા૦ ૨૩૦] |

| ૨૭. વૈક્રુવિંકો[1] | ૨૮. અનુત્તરૌપપાતિક[2] | ૨૯. અંતર[3] |
|---|---|---|
| ૧.[૨૦૬૦૦ | [ ૨૨૯૦૦ ] | — |
| ૨. ૨૦૪૦૦ | જાણમાં નથી | [૫૦ લાખ કરોડ સાગર |
| ૩. ૧૯૮૦૦ | ” | ૩૦ ” ] |

---

૧. દિગંબર મતે વૈક્રુવિંકોની સંખ્યા આ પ્રમાણે—૧. ૨૦૬૦૦, ૨. ૨૦૪૦૦ ઉ૦પુ૦, ૨૦૪૫૦ હુ૦પુ૦, ૩. ૧૯૮૦૦ ઉ૦પુ૦, ૧૯૮૫૦ હુ૦પુ૦, ૪. ૧૯૦૦૦, ૫. ૧૮૪૦૦, ૬. ૧૬૮૦૦ ઉ૦પુ૦, ૧૬૩૦૦ હુ૦પુ૦, ૭. ૧૫૩૦૦ ઉ૦પુ૦, ૧૫૧૫૦ હુ૦પુ૦, ૮. ૧૪૦૦૦ ઉ૦પુ૦, ૧૦૪૦૦ હુ૦પુ૦, ૯. ૧૩૦૦૦, ૧૦. ૧૨૦૦૦. ૧૧. ૧૧૦૦૦, ૧૨. ૧૦૦૦૦, ૧૩. ૯૦૦૦, ૧૪. ૮૦૦૦, ૧૫. ૭૦૦૦, ૧૬. ૫૦૦૦, ૧૭. ૫૧૦૦, ૧૮. ૪૩૦૦, ૧૯. ૨૯૦૦ ઉ૦પુ૦, ૧૪૦૦ હુ૦પુ૦, ૨૦. ૨૨૦૦, ૨૧. ૧૫૦૦, ૨૨. ૧૧૦૦, ૨૩. ૧૦૦૦, ૨૪–૯૦૦.

૨. દિગંબર મતે અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થનારા શિષ્યોની સંખ્યા આ પ્રમાણે—૧–૩. ૨૦૦૦૦, ૪–૮.,૧૨૦૦૦, ૯–૧૩. ૧૧૦૦૦, ૧૪–૧૮. ૧૦૦૦૦, ૧૯–૨૩. ૮૮૦૦, ૨૪. ૬૦૦૦. ઉપર જણાવેલી સિવાયની સંખ્યા લોકપ્રકાશકાર કહે છે કે જાણમાં નથી. લોકપ્ર૦ ૩૨–૧૦૯૯.

૩. બે તીર્થંકર વચ્ચેનું અંતર કેટલું એ આ ખાનામાં બતાવ્યું છે. જુઓ આવશ્યક નિર્યુક્તિ મલયગિરિ પૃ૦ ૨૪૧, ગા. ૨–૧૭.

| | | |
|---|---|---|
| ૪. ૧૯૦૦૦ | ” | ૧૦ ”[–સ્થા૦૭૩૦] |
| ૫. ૧૮૪૦૦ | ” | ૯ ”[–સ્થા૦૬૬૪] |
| ૬. ૧૬૧૦૮ | ” | [૯૦ હજાર કરોડ સાગર |
| ૭. ૧૫૦૩૦ | ” | ૯ ” |
| ૮. ૧૪૦૦૦ | ” | ૯૦૦ કરોડ સાગર |
| ૯. ૧૩૦૦૦ | ” | ૯૦ કરોડ સાગર |
| ૧૦. ૧૨૦૦૦ | ” | ૯ કરોડ સાગર |
| ૧૧. ૧૧૦૦૦ | ” | ૧ કરોડ સાગરમાં ૧૦૦ સાગર અને ૬૬૨૬૦૦૦ વર્ષ ઓછાં |
| ૧૨. ૧૦૦૦૦ | ” | ૫૪ સાગર |
| ૧૩. ૯૦૦૦ | ” | ૩૦ સાગર |
| ૧૪. ૮૦૦૦ | ” | ૯ સાગર |
| ૧૫. ૭૦૦૦ | ” | ૪ સાગર ] |
| ૧૬. ૬૦૦૦ | ” | ૩ સાગરમાં $\frac{3}{4}$ પલ્ય ન્યૂન[–સ્થા૦૨૨૮ |
| ૧૭. ૫૧૦૦ | ” | [$\frac{1}{2}$ પલ્ય |
| ૧૮. ૭૩૦૦ | ” | $\frac{1}{4}$ પલ્યમાં હજાર કરોડ વર્ષ ઓછાં |
| ૧૯. ૨૯૦૦ | ” | હજાર કરોડ વર્ષ |
| ૨૦. ૨૦૦૦ | ” | ૫૪ લાખ વર્ષ |
| ૨૧. ૫૦૦૦ | ” | ૬ લાખ વર્ષ |
| ૨૨. ૧૫૦૦] | [૧૬૦૦ | ૫ લાખ વર્ષ |
| ૨૩. ૧૧૦૦[–સમ૦૧૧૪]૧૨૦૦] | | ૮૩૭૫૦ વર્ષ |
| ૨૪. ૭૦૦[–સમ૦૧૧૦]૮૦૦[–સમ૦૧૧૧; –સ્થા૦ ૬૫૩] | | ૨૫૦ વર્ષ ] |

## ૨. તીર્થંકરો વિષે વધુ માહિતી

### (૧) સામાન્ય

[૧]જિનેન્દ્રોને પ્રથમ ભિક્ષા દેનારા વિશુદ્ધ અધ્યવસાયી થઈને ભક્તિપૂર્વક હાથ જોડીને તેમને ભિક્ષા આપે છે.[૧]

લોકનાથ ઋષભને દીક્ષા લીધા પછી એક વર્ષ પછી પ્રથમ ભિક્ષા મળી અને બાકીના[૨] તીર્થંકરોને બે દિવસ પછી ભિક્ષા મળી.

ઋષભદેવને પ્રથમ ભિક્ષામાં ઇક્ષુરસ મળ્યો અને શેષ તીર્થંકરોને સરસ ખીર[૩] મળી.

તીર્થંકરોને જ્યારે પ્રથમ ભિક્ષા મળી ત્યારે શરીર ઢંકાઈ જાય તેટલા ધનની વૃષ્ટિ થઈ.[૪]

બધા તીર્થંકરોનાં ચૈત્યવૃક્ષો[૫] ધજા-પતાકા તથા તોરણોથી શણગારેલાં હોય છે અને સુર, અસુર તથા ગરુડદેવોથી પૂજિત હોય છે.

વર્ધમાનનું શાલ ચૈત્યવૃક્ષ ૩૨ ધનુષ ઊંચું હતું અને ઋષભનું ત્રણ ગાઉ ઊંચું હતું. શેષ તીર્થંકરોનાં ચૈત્યવૃક્ષો સ્વશરીરથી બારગણાં ઊંચાં સમજી લેવાં.

---

૧. આવ૦ નિર્યું૦ ગા૦ ૩૩૦.

૨. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગાથા ૩૪૨. દિગમ્બર મતે બાકીના તીર્થંકરોમાંથી કોઈને ત્રણ દિવસ અને કોઈને ચાર દિવસ પછી ભિક્ષા મળી છે.

૩. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૩૪૩. દિગંબર મતે બાકીના તીર્થંકરોને માત્ર ક્ષીર જ નહીં પણ દૂધનાં નાના પ્રકારનાં પકવાન્ન મળ્યાં હતા.

૪. આવ૦ નિ૦ ગા૦ ૩૪૪.

૫. આ વૃક્ષો નીચે તીર્થંકરને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે.

તીર્થંકરોનાં પ્રથમ શિષ્યો તથા શિષ્યાઓ ઉચ્ચ-કુલનાં[1] ઉચ્ચ વંશનાં, વિશુદ્ધવંશનાં અને ગુણવાન હોય છે.

[—સમ૦ ૧૫૭]

દેવલોકમાંથી ચ્યવન કરી ગર્ભમાં આગમન, જન્મ, દીક્ષા, કેવલ જ્ઞાન-દર્શન લાભ અને મોક્ષ આ પાંચ માંગલિક[2] પ્રસંગે મહાવીર સિવાયના તીર્થંકરોનું ચિત્રાદિ નક્ષત્ર સમજવું અને ભગવાન મહાવીરને ચ્યવન, ગર્ભાપહરણ,[3] જન્મ, દીક્ષા અને કેવલ જ્ઞાનદર્શનનો લાભ — આ પાંચ માંગલિક પ્રસંગે હસ્તોત્તરા નક્ષત્ર સમજવું. [તેમને નિર્વાણનું નક્ષત્ર સ્વાતી હતું.]

[—સ્થા૦ ૪૧૧]

તીર્થંકરોના પિતા ઉદયવાળા તથા વિશુદ્ધ કુળ અને વંશના હોય છે અને ગુણવાન હોય છે.

જગતવત્સલ તીર્થંકરોની પાલખીઓ બધી ઋતુને યોગ્ય છાયાવાળી હોય છે. આગળ મનુષ્યો તથા પાછળ અસુરેન્દ્રો, સુરેન્દ્રો અને નાગેન્દ્રો એ પાલખીને વહન કરે છે. વાહક દેવોનાં કુંડલો તથા આભૂષણો દેવો સ્વયં

---

૧. અહીં તો બધા ગણધરોને અને મુખ્ય શિષ્યાઓને ઉચ્ચ કુલનાં જણાવ્યાં છે. ભગવાન મહાવીરના અગિયાર ગણધર બ્રાહ્મણ હતા, એટલે તેમનું કુલ પણ ઊંચું જ માનવું જોઈએ. પણ ભગવાનના ચરિત્રમાં ગર્ભાપહરણની ઘટના તો એટલા માટે જ બની કહેવાય છે કે બ્રાહ્મણ કુળ હલકું મનાતું હતું. (આ૦ નિ૦ ગા૦ ૪૫ ભા૦) એટલે આવાં કથનો સાપેક્ષ છે અને તેમાં સંપ્રદાયવાદ કામ કરે છે તેમ સમજવું જોઈએ.

૨. ભગવાન બુદ્ધના જીવનના આવા ચાર માંગલિક પ્રસંગો — જન્મ, જ્ઞાનપ્રાપ્તિ, ધર્મચક્રપ્રવર્તન અને નિર્વાણ છે. તે જ્યાં થયા હોય તે તે સ્થાન દર્શનીય છે, એમ અંગુત્તરમાં કહ્યું છે (૪-૧૧૮).

૩. દિગંબરો આ ઘટના નથી માનતા.

વિક્રિયા કરી નિપજાવી લે છે. પૂર્વમાં દેવો, દક્ષિણે નાગો, પશ્ચિમમાં અસુરો તથા ઉત્તરમાં ગરુડો તેને વહન કરે છે.

[–સમ૦ ૧૫૭]

અન્યલિંગ, ગૃહસ્થલિંગ કે કુલિંગ અવસ્થામાં કોઈ તીર્થંકરે દીક્ષા લીધી નથી પણ બધાએ એક વસ્ત્ર સાથે દીક્ષા લીધી છે.[1]

સુમતિએ ઉપવાસ કર્યા વગર, વાસુપૂજ્યે એક ઉપવાસ કરીને, પાર્શ્વ અને મલ્લિએ ત્રણ ઉપવાસ કરીને અને બાકીનાએ બે ઉપવાસ કરીને દીક્ષા લીધી છે.[2]

[–સમ૦ ૧૫૭]

જંબૂદ્વીપના ભરતવર્ષમાં આ અવસર્પિણીના ૨૩ તીર્થંકરોને[3] સૂર્યોદય વખતે કેવળ જ્ઞાન અને દર્શન ઉત્પન્ન થયાં છે. તે[4] સર્વે પૂર્વ ભવમાં એકાદશાંગધારી હતા.

---

૧. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૨૪૯ તથા 'લોકપ્રકાશ' ૩૨-૯૯૯થી. દિગંબર મતે બધાએ નગ્નાવસ્થામાં દીક્ષા લીધી છે.

૨. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૨૫૦. દિગંબર મતે ઋષભે ૬ માસ, સુમતિએ ત્રણ, વાસુપૂજ્યે ઉપવાસ વિના, અનન્તનાથથી કુંથુનાથ સુધીનાઓએ (ઉત્તરપુરાણને મતે) ત્રણ (અને હ૦પુ૦ને મતે બે), મલ્લિએ (હ૦ને મતે) બે, મુનિસુવ્રતે (ઉ૦ને મતે) ત્રણ, નેમિએ (ઉ૦ને મતે) ત્રણ, મહાવીરે (ઉ૦ને મતે) ત્રણ અને બાકીનાઓએ બે ઉપવાસ કરી દીક્ષા લીધી.

૩. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૨૭૫. પ્રથમના તેવીસ લેવા, જેમને પૂર્વાહ્નમાં કેવળજ્ઞાન થયું હતું. મહાવીરને પશ્ચિમાહ્નમાં થયું છે. ટીકાકાર એક મતાંતર ટાંકે છે કે ૨૨ ને દિવસના પૂર્વભાગમાં અને મલ્લિ તથા મહાવીરને દિવસનાં અંતિમભાગમાં થયું છે. દિગંબરમતે આ સમય વિષે મતભેદ છે, જે અહીં નોંધતો નથી.

૪. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૨૫૮. પણ તેમાં ઋષભદેવને બાર અંગનું જ્ઞાન કહ્યું છે. દિગંબરો આ વિષે એમ માને છે કે ઋષભ ૧૧ અંગ અને ૧૪ પૂર્વના જાણકાર હતા.

અને ઋષભદેવ ચતુર્દશપૂર્વધારી હતા. તે[1] સર્વે પૂર્વભવમાં માંડલિક રાજા હતા અને ઋષભ ચક્રવર્તી હતા.

[–સમ૦ ૨૩]

ત્રણ ચક્રવર્તી તીર્થંકર થયા[2]—

૧. શાંતિ; ૨. કુંથુ; ૩. અર.

[–સ્થા૦ ૨૩૧]

વિમલ પછી ૪૪ યુગપ્રધાન પુરુષ સુધી મોક્ષનો સંભવ બરાબર હતો.

[–સમ૦ ૪૪]

અરિષ્ટનેમિ પછી ૮ યુગપ્રધાન પુરુષ સુધી મોક્ષનો સંભવ હતો અને તેમની દીક્ષા પછી બે વર્ષે જ સાધુઓ મોક્ષે ગયા છે.

[–સ્થા૦ ૬૨૦]

મહાવીર પછી ત્રણ યુગપ્રધાન પુરુષ સુધી મોક્ષનો સંભવ રહ્યો.[3]

[–સ્થા૦ ૨૨૯]

પાંચ તીર્થંકરોએ કુમારવાસમાં રહી દીક્ષા લીધી તે આ[4]:—૧. વાસુપૂજ્ય; ૨. મલ્લિ; ૩. અરિષ્ટનેમિ; ૪. પાર્શ્વ; ૫. વીર.

[–સ્થા૦ ૪૭૧]

---

૧. આ વિષે દિગંબરો પણ આમ જ માને છે.

૨. જુઓ આ૦ નિ૦ ગા૦ ૨૪૫. તેમાં કહ્યું છે કે બાકીના તીર્થંકરો માંડલિક રાજા હતા.

૩ ઋષભ પછી અસંખ્યાત યુગપ્રધાન, પાર્શ્વની પછી ચાર યુગપ્રધાન, મહાવીર પછી ત્રણ, નેમિ પછી ૮ અને અન્ય પછી સંખ્યાત. 'લોકપ્રકાશ'–૩૨. ૧૧૦૫, ૧૧૦૬.

૪. કુમારવાસ શબ્દના અર્થના મતભેદ અંગે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૧૯ તીર્થંકરે અગારવાસમાં રહી દીક્ષા લીધી.

[–સમ૦ ૧૯]

ઋષભદેવ અને અંતિમ તીર્થંકર વર્ધમાનનું અંતર ૧ સાગરોપમ કોટાકોટી છે.

[–સમ૦ ૧૩૫]

ઋષભે ૬૩ લાખ પૂર્વ વર્ષ સુધી રાજ્ય કર્યું અને પછી અણગાર થયા.

[–સમ૦ ૬૩]

ચંદ્રપ્રભ ૭ માસ છદ્મસ્થપણે રહી કેવલજ્ઞાન-દર્શન પામ્યા.

[–સ્થા૦ ૫૨૦]

અરિષ્ટનેમિ ૫૪ દિવસ છદ્મસ્થપણે રહી કેવળી થયા.

[–સમ૦ ૫૪]

અરિષ્ટનેમિ દેશન્યૂન ૭૦૦ વર્ષ કેવળી રહી મોક્ષે ગયા.

[–સમ૦ ૧૧૦]

પાર્શ્વ ૭૦ વર્ષ શ્રમણરૂપે રહી સિદ્ધ-બુદ્ધ થયા.

[–સમ૦ ૭૦]

મલ્લિ તીર્થંકર[1] મળી સાતે પ્રવ્રજ્યા એક સાથે લીધી–

૧. મલ્લિ – વિદેહરાજની કન્યા (મિથિલાનગરી);
૨. પ્રતિબુદ્ધ – ઈક્ષ્વાકુ રાજા (સાકેતનગરી);
૩. ચંદ્રચ્છાય – અંગરાજ (ચંપાનગરી);
૪. રુકમી – કુણાલાધિપતિ (શ્રાવસ્તી);
૫. શંખ – કાશિરાજ (વારાણસીનગરી);
૬. અદીનશત્રુ – કુરુરાજ (હસ્તિનાપુર);
૭. જિતશત્રુ – પાંચાલરાજ (કાંપિલ્યનગરી).

[–સ્થા૦ ૫૬૪]

---

૧. મલ્લિ તીર્થંકર વિષે દિગંબરશ્વેતાંબર મતભેદ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

પાર્શ્વના આઠ ગણ હતા. તેમના આઠ ગણધરો હતા તે આ–

૧. શુભ; ૨. શુભઘોષ; ૩. વસિષ્ઠ; ૪. બ્રહ્મચારી; ૫. સોમ; ૬. શ્રીધર; ૭. વીરભદ્ર; ૮. યશ.

[–સમ૦ ૮]

પાર્શ્વના આઠ ગણ અને આઠ ગણધર છે તે આ છે—

૧–૬. શુભ–શ્રીધર; ૭. વીર્ય; ૮. ભદ્રયશ.

[–સ્થા૦ ૬૧૭]

પાર્શ્વના ૧૦૦૦ શિષ્યો સર્વ દુઃખનો નાશ કરી મોક્ષે ગયા.

[–સમ૦ ૧૧૩]

## (૨) મહાવીર

શ્રમણ ભગવાન મહાવીર પૂર્વે છઠ્ઠાભવમાં[૧] જ્યારે પોટ્ટિલ હતા ત્યારે એક કરોડ વર્ષ સુધી શ્રમણભાવે રહી સહસ્રારકલ્પમાં સર્વાર્થવિમાનમાં દેવરૂપે ઉત્પન્ન થયા હતા.

[–સમ૦ ૧૩૪]

ભગવાન મહાવીરનો ગર્ભ ૮૨ દિવસનો થયો ત્યાર પછી ગર્ભાપહરણ થયું હતું.[૨]

[–સમ૦ ૮૨]

ભગવાન મહાવીરના ગર્ભનું અપહરણ ૮૨ દિવસ વીત્યે ૮૩મે દિવસે થયું હતું.

[–સમ૦ ૮૩]

શ્રમણ ભગવાન મહાવીરનું સંઘયણ વજ્રઋષભ નારાચ અને સંસ્થાન સમચતુરસ્ર હતું. તેઓ સાત હાથ ઊંચા હતા.

[–સ્થા૦ ૫૬૮; –સમ૦ ૭]

---

૧. ૭ ભવની ગણતરી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬.

૨. આવશ્યક નિર્યુક્તિ–ભાષ્ય ગાથા ૪૮. પૃ. ૨૫૪.

ભગવાન મહાવીરે નિર્જલા બે ઉપવાસ કરી દીક્ષા લીધી. તે જ પ્રમાણે કેવલજ્ઞાનદર્શનની ઉત્પત્તિ વખતે તથા મુક્તિ વખતે પણ તેમને બે ઉપવાસ હતા.

[-સ્થા૦ ૫૩૧]

ભગવાન મહાવીરે વર્ષાકાલનો[1] એક માસ અને વીસ દિવસ વીત્યા પછી ૭૦ દિવસ બાકી હતા ત્યારે વર્ષાવાસ કર્યો.

[-સમ૦ ૭૦]

'સૂક્ષ્મસંપરાયમાં ભગવાન ૧૭ કર્મપ્રકૃતિઓનો બંધ કરે છે તે આ —

૧. આભિનિબોધિકજ્ઞાનાવરણ; ૨. શ્રુતજ્ઞાનાવરણ; ૩. અવધિજ્ઞાનાવરણ; ૪. મનઃપર્યાયજ્ઞાનાવરણ; ૫. કેવલ-જ્ઞાનાવરણ; ૬. ચક્ષુર્દર્શનાવરણ; ૭. અચક્ષુર્દર્શનાવરણ; ૮. અવધિદર્શનાવરણ; ૯. કેવલદર્શનાવરણ; ૧૦ સાતા-વેદનીય; ૧૧. યશઃકીર્તિનામકર્મ; ૧૨. ઉચ્ચગોત્ર; ૧૩ દાનાં-તરાય; ૧૪. લાભાંતરાય; ૧૫. ભોગાન્તરાય; ૧૬. ઉપભોગા-ન્તરાય; ૧૭. વીર્યાન્તરાય.

[-સમ૦ ૧૭]

ક્ષીણમોહ ગુણસ્થાને ભગવાને મોહનીય સિવાયની સાત કર્મપ્રકૃતિઓ વેદી.

[-સમ૦ ૭]

ભગવાન મહાવીરે છદ્મસ્થાવસ્થાની અંતિમ રાત્રિએ દશ મહાસ્વપ્નો[2] જોયાં અને તેઓ જાગી ગયા, તે આ —

---

૧. ચોમાસું ચાર માસનું ગણાય છે. તેના દિવસ ૧૨૦ તેમાંથી ૫૦ દિવસ જતાં બાકી ૭૦ બચે – એટલે કે ચોમાસું પૂરું થવાને ૭૦ દિવસ બાકી હતા ત્યારે તેમણે ચોમાસાનો નિયતવાસ સ્વીકાર્યો. આ તિથિ ભાદરવા સુદ પાંચમ સમજવી. જે આજકાલ સાંવત્સરિક પર્વને નામે ઓળખાય છે.

૨. ભગવાન બુદ્ધના જીવનમાં પણ જ્ઞાનપ્રાપ્તિના પૂર્વે પાંચ મહા-સ્વપ્નના દર્શનનો ઉલ્લેખ છે. બુદ્ધચર્યા પૃ૦ ૧૪; અંગુત્તર૦ ૫,૧૯૬.

પ્રસ્તુત સ્વપ્નનું વર્ણન ભગવતીમાં પણ છે. ૧૬. ૬. પૃ૦ ૬૪૪.

૧. ભયંકર તાલપિશાચનો પરાજય; ૨. શુક્લ પાંખવાળો એક મહા પુંસ્કોકિલ; ૩. વિચિત્ર રંગવાળી પાંખ સહિત પુસ્કોકિલ; ૪. મોટી રત્નમાળાની જોડ; ૫. શ્રેષ્ઠ શ્વેત ગાયો; ૬. ફૂલોથી ઢંકાયેલું પદ્મસરોવર; ૭. સહસ્ર તરંગી મહાસાગરને માત્ર હાથથી તરી ગયા; ૮. તેજસ્વી સૂર્ય; ૯. વૈડૂર્યમણિવર્ણના પોતાના આંતરડાથી મહા માનુપોત્તર પર્વતને વીંટાયલો જોયો; ૧૦. મેરુપર્વતના શિખર પરના શ્રેષ્ઠ સિંહાસન પર પોતાને બેઠેલા જોયા.

આ સ્વપ્નોનાં ફળ નીચે પ્રમાણે છે—

૧. તાલપિશાચના પરાજયનો અર્થ એ છે કે તેમણે મોહનીય કર્મનો સમૂળ ઉચ્છેદ કર્યો.

૨. શુક્લપુસ્કોકિલથી એ સૂચિત થાય છે કે તેઓએ શુક્લ ધ્યાનમાં આરોહણ કર્યું.

૩. વિચિત્ર પુસ્કોકિલનું દર્શન એ તેમની સ્વસમય અને પરસમયના પ્રતિપાદનથી અનેક રંગી બનેલ દ્વાદશાંગીની પ્રરૂપણાનું સૂચક હતું.

૪. રત્નમાળાની જોડીનો એ અર્થ છે કે તેમનો ઉપદેશ અગાર ધર્મ અને અણગાર ધર્મ એવા જોડલારૂપ થશે.

૫. શ્વેત શ્રેષ્ઠ ગાયોનું દર્શન તેમના શ્રમણ, શ્રમણી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વર્ણી સંઘનું સૂચક હતું.

૬. પદ્મસરોવરનું દર્શન ભવનવાસી, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક એમ ચાર પ્રકારના દેવોના પ્રતિપાદનનું સૂચક છે.

૭. મહાસાગર તરી ગયા એ તેમના સંસારસાગર તરી જવાની સૂચના હતી.

૮. તેજસ્વી સૂર્ય તેમના અનન્ત જ્ઞાન અને દર્શન રૂપ પ્રકાશની સૂચના હતી.

૯. માનુષોત્તર પર્વતનો પોતામાં સમાવેશ એ દેવ-મનુષ્યો સર્વ તેમનો યશ ગાવાના હતા તેની સૂચના હતી.

૧૦. મેરુશિખર પર સિંહાસને બેઠેલા પોતાને જોયા તેનો અર્થ એ છે કે તેઓ દેવ-મનુષ્યો વગેરેની સભામાં બેસીને ધર્મપ્રવચન કરવાના હતા.

[–સ્થા૦ ૭૫૦]

ભગવાન મહાવીરે એક જ દિવસમાં એકાસને રહી ૫૪ પ્રશ્નોના ઉત્તરો આપ્યા.

[–સમ૦ ૫૪]

આ અવસર્પિણીના ૨૪ તીર્થંકરોમાં છેલ્લા શ્રમણ ભગવાન મહાવીર એકલા જ (કોઈની સાથે નહિ) સિદ્ધ બુદ્ધ, મુક્ત થયા અને સર્વદુઃખથી રહિત થયા.[1]

[–સ્થા૦ ૫૩]

શ્રમણ ભગવાન મહાવીર સાધિક ૪૨ વર્ષ શ્રમણરૂપે રહી સિદ્ધ થયા.

[–સમ૦ ૪૨]

ભગવાન મહાવીરના સમવસરણનું વર્ણન શરૂઆતથી માંડીને સુધર્મ ગણધરની શિષ્યપરંપરા આગળ ચાલી અને બાકીના ગણધરોની શિષ્યપરંપરા આગળ ન ચાલી એ બધું कल्प પ્રમાણે સમજી લેવું.[2]

[–સમ૦ ૧૫૭]

---

૧. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગાથા ૩૩૦.

૨. સમવસરણની વક્તવ્યતા માટે જુઓ બૃહત્કલ્પ ગા૦ ૧૧૭૬–૧૨૧૭ અને આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૫૪૩–૫૯૫.

## (૩) મહાવીરના ગણધરો

ભગવાન મહાવીરના નવ ગણ[1] હતા—

૧. ગોદાસગણ; ૨. ઉત્તર બલિસ્સહગણ; ૩. ઉદ્દેહ ગણ; ૪. ચારણગણ; ૫. ઉદ્દુવાટિકગણ; ૬. વર્ષવાટિકગણ; ૭. કામર્ધિકગણ; ૮. માનવગણ; ૯. કોટિકગણ;

[–સ્થા૦ ૬૮૦]

ભગવાન મહાવીરના ગણધરો ૧૧ હતા[2] —

૧. ઇન્દ્રભૂતિ; ૨. અગ્નિભૂતિ; ૩. વાયુભૂતિ; ૪. વ્યક્ત; ૫. સુધર્મ; ૬. મંડિત; ૭. મૌર્યપુત્ર; ૮. અકંપિત; ૯. અચલભ્રાતા; ૧૦. મેતાર્ય; ૧૧. પ્રભાસ.

[–સમ૦ ૧૧]

સ્થવિર ઇન્દ્રભૂતિ ૯૨ વર્ષ સર્વાયુ ભોગવી સિદ્ધ થયા.

[–સમ૦ ૯૨]

સ્થવિર અગ્નિભૂતિએ ૪૭ વર્ષ ગૃહસ્થભાવે રહી દીક્ષા લીધી.[3]

[–સમ૦ ૪૭]

સ્થવિર અગ્નિભૂતિ ૭૪ વર્ષ સર્વાયુ ભોગવી સિદ્ધ થયા.

[–સમ૦ ૭૪]

આર્ય સુધર્મ ૧૦૦ વર્ષ સર્વાયુ વિતાવી મુક્ત થયા.

[–સમ૦ ૧૦૦]

સ્થવિર મંડિતપુત્ર ૮૩ વર્ષ સર્વાયુ વિતાવી મુક્ત થયા.

[–સમ૦ ૮૩]

---

૧. જુઓ આવ૦ નિ૦ ગા૦ ૨૯૦, ૨૯૧. ગણ એટલે જેની વાચના, ક્રિયા અને આચાર સરખાં હોય તેવા શ્રમણોનો સમૂહ. ભગવાનના ગણ ૯ હતા અને ગણધર ૧૧ હતા એટલે એમ માનવું જોઈએ કે તેમના ગણનાં બે યુગલો સરખી વાચનાદિવાળાં હતાં.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૭.

૩. આવ૦ નિર્યુ૦ ગાથા ૬૫૦માં ૪૬ વર્ષ કહ્યાં છે.

સ્થવિર મંડિતપુત્ર ૩૦ વર્ષ દીક્ષા પાળી મોક્ષે ગયા.
[-સમ૦ ૩૦]

સ્થવિર મૌર્યપુત્રે ૬૫ વર્ષ ગૃહસ્થરૂપે રહી દીક્ષા લીધી.
[-સમ૦ ૬૫]

સ્થવિર મૌર્યપુત્ર ૯૫ વર્ષ સર્વાયુ ભોગવી સિદ્ધ થયા.
[-સમ૦ ૯૫]

સ્થવિર અકંપિત ૭૮ વર્ષ સર્વાયુ વિતાવી મુક્ત થયા.
[-સમ૦ ૭૮]

સ્થવિર અચલભ્રાતા ૭૨ વર્ષ સર્વાયુ વિતાવી મુક્ત થયા.
[-સમ૦ ૭૨]

## (૪) મહાવીરના સમકાલીનો

ભગવાન મહાવીરના તીર્થમાં નવ જીવોએ[1] તીર્થંકર નામ-ગોત્ર બાંધ્યું—

૧. શ્રેણિક; ૨. સુપાર્શ્વ; ૩. ઉદાયી; ૪. પોટ્ટિલ અણગાર; ૫. દઢાયુ; ૬. શંખ; ૭. શતક; ૮. સુલસા શ્રાવિકા; ૯. રેવતી.

[-સ્થા૦ ૬૯૧]

ભગવાન મહાવીરે આઠ રાજાઓને[2] ઘર છોડાવી દીક્ષા દીધી—

૧. વીરાંગક; ૨. વીરયશા; ૩. સંજય; ૪. એણેયક રાજર્ષિ; ૫. સેય; ૬. શિવ; ૭. ઉદાયન; ૮. શંખકાશિવર્ધન.
[-સ્થા૦ ૬૨૧]

---

૧. આ નવ વિષે વિશેષ માહિતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮.

૨. આ આઠ રાજાઓ વિષે માહિતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ. નં. ૯.

ભગવાન મહાવીરના ૫૩ શ્રમણો[1] એકેક વર્ષ શ્રમણ-ભાવે રહી અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા.

[–સમ૦ ૫૩]

## ૩. ભરતવર્ષની ઉત્સર્પિણીની ચોવીસી

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં આગામી ઉત્સર્પિણીમાં[2] ચોવીસ તીર્થંકર થશે:—

| નામ | પૂર્વભવનું નામ[3] |
|---|---|
| ૧. મહાપદ્મ | શ્રેણિક (રાજગૃહનો રાજા) |
| ૨. સૂરદેવ (સુરાદેવ)[4] | સુપાર્શ્વ (મહાવીરના કાકા) |
| ૩. સુપાર્શ્વ | ઉદક |
| ૪. સ્વયંપ્રભ | પોટ્ટિલ અણગાર |
| ૫. સર્વાનુભૂતિ | દૃઢાયુ |
| ૬. દેવશ્રુત (દેવગુપ્ત) | કાર્તિક |
| ૭. ઉદક | શંખ |
| ૮. પેઢાલપુત્ર | નંદ |
| ૯. પોટ્ટિલ | સુનંદ |

---

૧. ભગવાન મહાવીરના શ્રમણો જે અનુત્તરૌપપાતિકમાં ગયા તેમનું વર્ણન અનુત્તરૌપપાતિકમાં છે. અત્યારે જે રૂપમાં એ સૂત્ર ઉપલબ્ધ છે, તે પ્રમાણે આ મુનિઓની સંખ્યા ૩૩ છે, વળી તેમનો શ્રામણ્યપર્યાય અહીં જણાવ્યા પ્રમાણે એક વર્ષ નહિ પણ વધારે જ તેમાં જણાવ્યો છે. સંભવ છે અનુત્તર૦મા પણ વાચનાભેદ હોય.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૦.

૩. પૂર્વભવનાં નામ અંગે વિશેષ માહિતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૧.

૪. જે નામો કૌંસમાં મૂકયાં છે તે 'લોકપ્રકાશ' ગત સમવાયાંગ-માંથી ઉદ્ધૃત ગાથાનાં પાઠાંતર છે.

| | |
|---|---|
| ૧૦. શતક | શતક |
| ૧૧. મુનિસુવ્રત સર્વવિદ્ | દેવકી |
| ૧૨. અમમ | સત્યકી |
| ૧૩. નિષ્કષાય | વાસુદેવ (કૃષ્ણ) |
| ૧૪. નિષ્પુલાક | બળદેવ |
| ૧૫. નિર્મમ | રોહિણી |
| ૧૬. ચિત્રગુપ્ત | સુલસા |
| ૧૭. સમાધિ | રેવતી |
| ૧૮. સંવર | શતાલિ |
| ૧૯. અનિવૃત્તિ | ભયાલિ |
| ૨૦. વિજય | દ્વીપાયન |
| ૨૧. વિમલ | કૃષ્ણ |
| ૨૨. દેવોપપાત | નારદ |
| ૨૩. અનંતવિજય (અનંતવીર્ય) | અંબડ |
| ૨૪. ભદ્ર[1] | સ્વાતિ બુદ્ધ |

આ તીર્થંકરોનાં ૨૪ પિતા, ૨૪ માતા, ૨૪ પ્રથમ શિષ્યો, ૨૪ પ્રથમ શિષ્યા, ૨૪ પ્રથમ ભિક્ષાદાયક અને ૨૪ ચૈત્યવૃક્ષો થશે.

[-સમ૦ ૧૫૮]

---

૧. સમવયાંગસૂત્રમાં જે પાઠ મળે છે તેમાં આ નામ નથી. પણ 'લોકપ્રકાશ'માં સમવાયાંગની ગાથા ઉદ્ધૃત કરેલી છે તેમાં આ નામ છે. ત્યાં અંતિમ પદ આમ છે—'अणंतविरिए भद्देत्ति य' અને સમવાયાંગમાં 'अणंतविजए इय' છે. પણ જો ભદ્ર નામ ન ગણીએ તો સમવાયાંગમાં ૧૧ મા મુનિસુવ્રતનું સર્વવિદ્ એવું વિશેષણ છે તેને નામ ગણવાથી ૨૪ની સંખ્યા પૂરી થઈ જશે.

હે આર્ય, આગામી ઉત્સર્પિણીમાં ચાતુર્યામ ધર્મની પ્રજ્ઞાપના કરીને સિદ્ધ થનારા નવ છે[1]:—

૧. કૃષ્ણવાસુદેવ; ૨. રામ બળદેવ; ૩. ઉદક પેઢાલપુત્ર[2]; ૪. પુટ્ટિલ; ૫. શતકગાથાપતિ; ૬. દારુકનિર્ગ્રન્થ; ૭. સત્યનિર્ગ્રન્થીપુત્ર; ૮. શ્રાવિકાબુદ્ધ અંબડપરિવ્રાજક; ૯. સુપાર્શ્વા નામની પાર્શ્વાપત્યા આર્યા.

[–સ્થા૦ ૬૯૨]

## ૪. ભાવી તીર્થંકર વિમલવાહન

હે આર્ય! રાજા શ્રેણિક ભિંભિસારે મરીને ત્રીજી સીમંતક નરકમાં ૮૪૦૦૦ વર્ષ સ્થિતિવાળા નારકરૂપે ઉત્પન્ન થશે. નરકમાં તે અત્યંત કૃષ્ણ વર્ણનો થશે અને ત્યાં અત્યંત વેદના ભોગવશે. યથાકાલ નારકરૂપે રહી આગામી ઉત્સર્પિણીમાં આ જ જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં વૈતાઢ્ય પર્વતની સમીપમાં પુડ્રદેશમાં શતદ્વાર નામના નગરમાં સન્મતિ કુલકરની ભદ્રા નામની ભાર્યાની કૂખે ગર્ભમાં

---

૧. આ નવમાંથી છઠ્ઠો દારુક નિર્ગ્રન્થ અને નવમી સુપાર્શ્વા એ બેનાં નામ સમવાયાંગમાં જે ૨૪ તીર્થંકરના પૂર્વભવના નામની ગણતરી કરી છે તેમાં મળતાં નથી. એ વાચનાભેદને કારણે જ માનવું જોઈએ. અથવા ટીકાકારે જે ખુલાસો કર્યો છે કે આ બધાને તીર્થંકર ન ગણવા — એ માની લેવું.

૨. સૂત્રકૃતાંગના બીજા શ્રુતસ્કંધમાં સાતમા નાલન્દીય અધ્યયનમાં જે કથા છે તે આ ઉદકની જ સમજવી. તેઓ પ્રથમ પાર્શ્વ પરંપરાના સાધુ હતા. તેમણે ગૌતમ સાથે પ્રથમ શ્રાવકના અહિંસાવ્રત વિષે ચર્ચા કરી અને ભગવાન મહાવીરને એ વિષે શું કહેવાનું હતું તે બરાબર સમજી લીધુ. પછી તેઓ મહાવીરના મન્તવ્યમાં આદરવાળા થયા તેથી ગૌતમ તેમને ભગવાન પાસે લઈ ગયા. એટલે તેમણે પાંચયામનો ધર્મ સ્વીકાર્યો. સૂત્રકૃતાંગ મૂળ તેમ જ નિર્યુક્તિમા તેમના વિષે આ સૂત્રમાં જણાવેલ હકીકત કહી નથી.

પુરુષરૂપે ઉત્પન્ન થશે. ૯ માસ અને ૭ાા દિવસ વીત્યે ભદ્રા રાત્રે સુકુમાર સર્વાંગસંપૂર્ણ બાળકને જન્મ આપશે.

તેના જન્મની રાત્રિએ શતદ્વાર નગરમાં અંદર અને બહાર પદ્મ અને રત્નની વર્ષા થશે; તેથી તેનાં માતા-પિતા એ બાળકનું બારમે દિવસે મહાપદ્મ એવું નામ રાખશે.

જ્યારે બાળક ૮ વર્ષનો થશે ત્યારે માતા-પિતા તેનો મહારાજ્યાભિષેક કરશે અને ત્યાર પછી મહાપદ્મ ગુણવાન રાજાની જેમ યોગ્યતાપૂર્વક રાજ્યશાસન કરશે. તેના રાજ્ય-શાસન કાળમાં પૂર્ણભદ્ર અને મહાભદ્ર નામના બે દેવો આવીને તેની સેવાનો ભાર સંભાળી લેશે. આથી નાગરિકો તેનું દેવસેન એવું બીજું નામ પાડશે.

ત્યાર પછી મહાપદ્મને એક શ્વેત શંખ જેવો શ્રેષ્ઠ હાથી સાંપડશે. રાજા એ શ્રેષ્ઠ હાથી પર બેસી શતદ્વાર નગરમાં આમતેમ ફરશે, એટલે વળી ગામના નાગરિકો તેનું વિમલવાહન એવું ત્રીજું સાર્થક નામ પડશે.

ત્યાર પછી તે વિમલવાહન રાજા બધાં મળી ૩૦ વર્ષ ગૃહસ્થાવાસ ભોગવી માતાપિતા વગેરેની રજા લઈ સંબુદ્ધ થઈને મોક્ષમાર્ગમાં પ્રસ્થાન કરશે. તે વખતે દેવો તેની કલ્યાણકારી વાણીમાં પ્રશંસા કરશે, તેનું અભિનંદન કરશે. ત્યાર પછી ગામ બહારના સુભૂમિભાગ ઉદ્યાનમાં એક દેવદૂષ્ય ગ્રહણ કરી તે પ્રવ્રજ્યા લેશે; અને બાર વર્ષ પર્યંત શરીરની પરવા કર્યા વિના જે કોઈ દૈવી, માનુષી કે તિર્યંચસંબંધી ઉપસર્ગો આવશે તેમને સમ્યક્ રીતે સમ-ભાવપૂર્વક સહન કરશે. પછી તે ભગવાન વિમલવાહન ચાલવામાં સમિતિવાળા યાવત્ બ્રહ્મચારી થશે અને નિર્મમ, નિષ્પરિગ્રહી, લેપ વગરના, જેમ કાંસાના વાસણમાં કાંઈ ન

ચોંટે તેવી રીતે તદ્દન સ્નેહ વગરના થશે યાવત્ ભાવના અધ્યયનમાં જે ભગવાન મહાવીર વીષે કહેવામાં આવ્યું છે તેવા, ઘી હોમવાથી તેજસ્વી થયેલા અગ્નિ જેમ જ્ઞાનાદિ ગુણો વડે તેજસ્વી, શંખની જેમ નિર્મલ, જીવની જેમ અપ્રતિહતગતિ, ગગન જેમ નિરાલંબન, વાયુની જેમ અપ્રતિબદ્ધ, શારદ જલ જેમ શુદ્ધ અંતઃકરણયુક્ત, પદ્મપત્ર જેમ લેપ વિનાના, કાચબાની જેમ ગુપ્તેન્દ્રિય, પક્ષીની જેમ બંધનમુક્ત, ખડ્ગના શીંગડા જેમ એકાકી, ભારુંડ પક્ષીની જેમ અપ્રમત્ત, હાથીની જેમ શૂર, વૃષભ જેમ બળવાન, સિંહ જેમ દુર્ધર્ષ, મેરુ જેમ અકંપ, સાગર જેમ ગંભીર, ચંદ્ર જેમ શીતલ, સૂર્ય જેમ ઉજ્જવલ, કનકની જેમ રૂપવાન અને પૃથ્વી જેમ સર્વ સ્પર્શને સહન કરનાર થશે. તે ભગવાનને પછી કોઈ અંડજ, પોતજ કે અવગ્રહ એ કોઈનો પ્રતિબંધ નહિ રહે. તેઓ નિરાકુલ ભાવે સંયમપૂર્વક જ્યાં ઇચ્છશે ત્યાં વિહાર કરશે. આમ અનુત્તર જ્ઞાન-દર્શનપૂર્વક ઉચિત રીતે વિહાર કરતાં કરતાં ઋજુતા, મૃદુતા, લઘુતા, ક્ષમા, નિર્લોભ, ગુપ્તિ, સત્ય, સંયમ, તપોગુણ, શૌચરૂપી પરિનિર્વાણના માર્ગ પર વિહાર કરતાં કરતાં ધ્યાનાવસ્થામાં અપ્રતિહત અનુત્તર કેવલ જ્ઞાન-દર્શન તેમના આત્મામાં પ્રકટ થશે. એટલે તેઓ જિન, અર્હંત ભગવાન થશે. તે કેવળી સર્વજ્ઞ, સર્વદર્શી, દેવમનુષ્ય આદિ બધા જીવોના પર્યાયને જાણનાર અને દેખનાર થશે તથા સંપૂર્ણ લોકમાં સર્વ જીવોની આગતિ-ગતિ, સ્થિતિ, ચ્યવન, ઉપપાદ, તર્ક, મનોગત ભાવ, ભોજન, કૃત્યો, અને પરિસેવના જાણશે દેખશે, અને તે પૂજા યોગ્ય ભગવાન જીવોનું પ્રકટપણે થતું, ગુપ્તપણે થતું બધું મન વચન અને કાયાનું કાર્ય સંપૂર્ણ લોકના સર્વ જીવોનું જાણશે દેખશે. આમ તેમનું સંપૂર્ણ

જીવન ભગવાન મહાવીરના જેવું ('ભાવના' અધ્યયનમાં જે વર્ણવવામાં આવ્યું છે તેવું) વ્યતીત થશે.

ભગવાન મહાવીરની જેમ તેઓ પણ પાંચ મહાવ્રત અને તેમની ભાવનાનો અને છ જીવનિકાયના સંયમનો ઉપદેશ કરતાં કરતાં વિહાર કરશે. તે આ પ્રમાણે:—

"હે શ્રમણ નિર્ગન્થો! મેં જેમ નિર્ગન્થોને એક આરંભસ્થાન બતાવ્યું છે, તેમ તે વિમલવાહન તીર્થંકર પણ એક આરંભસ્થાનનો ઉપદેશ કરશે.

"મેં જેમ પ્રેમબંધન અને દ્વેષબંધન કહ્યાં છે, તેમ તે પણ કહેશે.

"મેં જેમ મનદંડ વચનદંડ અને કાયદંડ બતાવ્યાં છે, તેમ તે પણ એ ત્રણ દંડ કહેશે.

"તેવી જ રીતે મારી જેમ તે ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયની; શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચ કામગુણની; પૃથ્વીકાય, અપકાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ છ જીવકાયની; સાત ભયસ્થાનની; આઠ મદસ્થાનની; નવ બ્રહ્મચર્યની ગુપ્તિની; દશ શ્રમણધર્મની — એમ યાવત્ ૩૩ આશાતનાની વિમલવાહન પણ પ્રરૂપણા કરશે.

"વળી મેં શ્રમણધર્મમાં નગ્નભાવ, મુંડભાવ, અસ્નાન, અદંતધોવન, અછત્રત્વ, વાહન ન વાપરવાનું, ભૂમિશય્યા, ફલકશય્યા, કાષ્ઠશય્યા, કેશલોચ, બ્રહ્મચર્યવાસ, પરઘરપ્રવેશ, યાવત્ મળે કે ન મળે પણ ભિક્ષાજીવન એ બધું શીખવ્યું છે, તેમ તે વિમલવાહન પણ શીખવશે.

"વળી જેમ મેં સદોષ આહારનો નિષેધ કર્યો છે, તેમ તે પણ નિષેધ કરશે.

"વળી જેમ શ્રમણોને પ્રતિક્રમણયુક્ત પાંચમહાવ્રતનો અચેલધર્મ મેં બતાવ્યો છે, તેમ તે પણ બતાવશે. વળી પાંચ અણુવ્રત, સાત શિક્ષાવ્રત એમ બાર વ્રતો શ્રાવકનાં બતાવ્યાં છે, તેમ તે પણ બતાવશે.

"મેં જેમ ભિક્ષુઓ માટે શય્યાતરપિંડ અને રાજપિંડનો નિષેધ કર્યો છે, તેમ તે પણ કરશે.

"વળી મારે જેમ નવ ગણ અને અગિયાર ગણધર છે, તેમ તેમને પણ હશે.

"વળી જેમ મેં ત્રીસ વર્ષ ગૃહસ્થપર્યાયમાં ગાળી અને દીક્ષા લીધી તથા બાર વર્ષ અને સાડા છ માસ છદ્મસ્થપર્યાય પાળી કેવલ-જ્ઞાન દર્શનનો લાભ કર્યો, અને ૩૦ વર્ષમાં સાડા છ માસ કમ કેવલીરૂપે રહી, એમ કુલ ૪૨ વર્ષ શ્રમણ-પર્યાય ભોગવી સર્વ મળી ૭૨ વર્ષ આયુ ભોગવી, હું સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ સર્વ દુઃખનો નાશ કરીશ. તેમ તે વિમલવાહન પણ તેટલાં જ વર્ષો ગૃહસ્થાવાસ, છદ્મસ્થાવસ્થા, શ્રમણપર્યાય ભોગવી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે."

ટૂંકમાં જે શીલસમાચાર ભગવાન મહાવીરના હતા, તે જ પ્રમાણે વિમલવાહનનો સમજી લેવાનો છે.

[—સ્થાન [illegible]]

અરિહંત મહાપદ્મ ૮ રાજાઓને દીક્ષા આપશે—

૧. પદ્મ, ૨. પદ્મગુલ્મ, ૩. નલિન, ૪. નલિનગુલ્મ, ૫. પદ્મોદ્ધત, ૬. ધનુરુદ્ધત, ૭. કનકરથ, ૮. ભરત.

[—સ્થાન [illegible]]

# ૫. ઐરવતવર્ષની ચોવીસી

જંબૂદ્વીપના ઐરવત વર્ષના ૨૪ તીર્થંકરો આ પ્રમાણે છે—

| વર્તમાન અવસર્પિણીમાં | આગામી ઉત્સર્પિણીમાં |
| --- | --- |
| ૧. ચંદ્રાનન | સુમંગલ |
| ૨. સુચંદ્ર | સિદ્ધાર્થ |
| ૩. અગ્નિસેન | નિર્વાણ |
| ૪. નંદિષેણ | મહાયશ |
| ૫. ઋષિદત્ત | ધર્મધ્વજ |
| ૬. વ્યવહારી (વ્રતધારી) | શ્રીચન્દ્ર |
| ૭. સોમચંદ | પુષ્પકેતુ |
| ૮. યુક્તિસેન | મહાચન્દ્ર |
| ૯. અજિતસેન | શ્રુતસાગર |
| ૧૦. શિવસેન | પુણ્યઘોષ |
| ૧૧. દેવશર્મા | મહાઘોષ |
| ૧૨. નિક્ષિપ્તશસ્ત્ર | સત્યસેન |
| ૧૩. અસંજ્વલ | શૂરસેન |
| ૧૪. અનન્તક | મહાસેન |
| ૧૫. ઉપશાંત | સર્વાનન્દ |
| ૧૬. ગુપ્તિસેન | દેવપુત્ર |
| ૧૭. અતિપાર્શ્વ | સુપાર્શ્વ |
| ૧૮. સુપાર્શ્વ | સુવ્રત |
| ૧૯. મરુદેવ | સુકોશલ |
| ૨૦. ધર | અનંતવિજય |
| ૨૧. શ્યામકોષ્ઠ | વિમલ |
| ૨૨. અગ્નિસેન | ઉત્તર |
| ૨૩. અગ્નિપુત્ર | મહાબલ |
| ૨૪. વારિષેણ | દેવાનન્દ |

[—સમ૦ ૧૫૮]

# ટિપ્પણ

## ૧. તીર્થંકરો વિષેની બૌદ્ધ માન્યતા :—

અંગુત્તરમાં ભૂતકાળમાં સાત વીતરાગ એવા તીર્થંકરો થઈ ગયા છે એમ કહી તેમનાં નામ ભગવાન બુદ્ધે ગણાવ્યાં છે. આ સાતે માટે જેમણે બહુમાન પ્રદર્શિત કર્યું તેઓ દેવલોકમાં ગયા અને જેમણે તેમની નિન્દા કરી તેઓએ બહુ અપુણ્ય ઉપાર્જિત કર્યું છે, એમ પણ ત્યાં જણાવ્યું છે. આ ઉપરથી જણાય છે કે, બૌદ્ધો પણ ભગવાન બુદ્ધને જ પ્રથમ તીર્થંકર નથી ગણતા; તેમની પહેલા પણ સાત તીર્થંકર થઈ ગયા એમ તેઓ માને છે. તેઓનાં નામ આ પ્રમાણે છે:–૧. સુનેત્ત, ૨, મુગપકખ, ૩. અરનેમિ, ૪. કુદ્દાલ, ૫. હત્થિપાલ, ૬. જોતિપાલ, ૭. અરક. – અંગુત્તર ૭. ૬૯

અંગુત્તર (૭. ૭૦)માં અરક તીર્થંકરના ઉપદેશનો નમૂનો આપ્યો છે. જૈનશાસ્ત્રમા પ્રસિદ્ધ 'समयं गोयम मा पमायए' વાળા અધ્યયનમાં જીવનની ક્ષણિકતા બતાવવાને જે ઉપમાઓનો ઉપયોગ થયો છે, તેવી જ ઉપમા વાપરીને મનુષ્યને સચ્ચરિતમાં વાળવાની કોશીશ અરકે પણ કરી છે.

અરકના સમયની સ્થિતિ વિષે વર્ણન કરતાં બુદ્ધભગવાન કહે છે કે, અરક તીર્થંકરના સમયમાં ૬૦ હજાર વર્ષનું મનુષ્યોનું આયુ હતું. ૫૦૦ વર્ષની કુમારી પરણાવવા યોગ્ય ગણાતી. એ સમયમાં મનુષ્યોને બાધા છ જાતની જ હતી· શીત, ઉષ્ણ, ભૂખ, તરસ, પેશાબ કરવો પડે તે, અને મલોત્સર્ગ કરવો પડે તે.—આ સિવાય રોગ જેવું કશું હતુ જ નહિ. આટલી થોડી પીડા અને આટલું લાંબુ આયું છતાં અરકે ઉપદેશ આપ્યો કે મનુષ્યનું આયુ બહુ ટૂંકું છે તેમાં વળી અનેક પ્રકારનાં દુખો છે— ઇત્યાદિ.

આ વર્ણન જૈન તીર્થંકર અરનાથના સમયને લાગુ પાડી શકાય કે નહિ, એ એક પ્રશ્ન છે. જૈન શાસ્ત્ર પ્રમાણે તેમનું આયુ ૮૪ હજાર વર્ષ છે અને તેમના પછીના મલ્લિનું આયુ ૫૫ હજાર વર્ષ છે. એટલે પૌરાણિક રીતે ગણીએ તો આ સમય અર અને મલ્લિની વચ્ચેનો કહેવો જોઈએ. કારણ, અરકના સમયમા આયુ ૬૦ હજાર વર્ષ બતાવ્યું છે. છતાં—આ ફેરને બાદ કરીએ તો પણ જૈન બુદ્ધ ઉભયના વર્ણન પરથી એટલું તો તારવી

શકાય કે અર કે અરક નામની કોઈ પ્રભાવશાળી વ્યક્તિ શ્રમણ પરંપરામાં અવશ્ય થઈ હોવી જોઈએ.

## ૨. દિગંબર મતે માતાઓનાં નામમાં મતભેદ :—

દિગંબર મતે તીર્થંકરની માતાઓનાં નામમાં ભેદ છે. તે આ નામોથી જણાઈ આવશે — ૧. 'મરુદેવી, ૨. વિજયસેના ૩. સુષેણા, ૪. સિદ્ધાર્થા, ૫. મંગલા, ૬. સુસીમા, ૭. પૃથ્વીસેના, ૮. લક્ષ્મણા, ૯. જયરામા (રામા,) ૧૦. સુનંદા, ૧૧. નંદા (વિષ્ણુશ્રી), ૧૨. જયાવતી (પાટલા), ૧૩. જયશ્યામા (શર્મા), ૧૪. શર્મા (રેવતી), ૧૫. સુપ્રભા (સુવ્રતા), ૧૬. એરા, ૧૭. શ્રીકાંતા (શ્રીમતી), ૧૮. મિત્રસેના, ૧૯. પ્રજાવતી (રક્ષિતા), ૨૦. સોમા (પદ્માવતી), ૨૧. વપ્પિલા (વપ્રા), ૨૨. સિવાદેવી, ૨૩. વામાદેવી, ૨૪. પ્રિયકારિણી ત્રિશલા. અહીં દિગંબરોમાં પણ મતભેદ છે. જે ઉત્તર અને હરિપુરાણમાં સરખાં નામો છે, ત્યાં બીજું નામ કૌંસમાં નથી મૂક્યું; પણ જ્યાં વિરોધ છે ત્યાં હરિવંશપુરાણ સંમત નામ કૌંસમાં મૂક્યું છે અને ઉત્તરપુરાણનું બહાર રાખ્યું છે. આગળ પણ આ જ ક્રમે સમજવું.

માતાઓનાં નામ માટે જુઓ આવ૦ નિ૦ ગા૦ ૩૮૫-૩૮૬.

## ૩. કલ્યાણકનાં નક્ષત્રો:—

જે તીર્થંકરોને એક જ નક્ષત્ર — ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાનદર્શન-પ્રાપ્તિ અને મોક્ષ—એ પાંચે માંગલિક પ્રસંગે હોય છે, તે આ ખાનામાં જણાવ્યું છે. ભગવાન મહાવીરને પાંચ કલ્યાણકો આ ગણવાનાં છે— ચ્યવન, ગર્ભાપહરણ, જન્મ, દીક્ષા, અને જ્ઞાનપ્રાપ્તિ. દિગંબરોને મતે ગર્ભાપહરણની ઘટના બની નથી તેથી મહાવીરનાં પાંચ કલ્યાણકો અન્ય તીર્થંકરો જેમ જ ગણવાનાં છે. દિગંબરોને મતે નક્ષત્રો આ પ્રમાણે છે:—

(૧) ઋષભનાં — ૧. ઉત્તરાષાઢા, ૨. ઉત્તરાષાઢા, (ઉ૦ પુ૦ના મતે અભિજિત), ૩. ઉત્તરાષાઢા, ૪ ×, ૫. ઉત્તરાષાઢા.

(૨) અજિતનાં – ૧-૫. રોહિણી.

(૩) સંભવના – ૧. મૃગસિર, ૨. ઉ૦ પુ૦ મતે મૃગસિર, હ૦ પુ૦ મતે જ્યેષ્ઠા, ૩-×, ૪. મૃગસિર, ૫. ઉ૦ પુ૦ મૃગસિર, હ૦ પુ૦ જ્યેષ્ઠા.

(૪) અભિનંદનનાં – ૧-૫. પુનર્વસુ.

(૫) સુમતિનાં – ૧-૫. મઘા.

(૬) પદ્મપ્રભનાં – ૧. ચિત્રા, ૨. ઉ૦ પુ૦ના મતે મઘા, હ૦ પુ૦ના મતે ચિત્રા, ૩. ચિત્રા, ૪. ચિત્રા, ૫ ચિત્રા.

(૭) સુપાર્શ્વનાં – ૧–૪. વિશાખા, ૫. અનુરાધા.

(૮) ચન્દ્રપ્રભનાં – ૧. જયેષ્ઠા, ૨–૪. અનુરાધા, ૫. જ્યેષ્ઠા.

(૯) પુષ્પદંતનાં – ૧. મૂલ, ૨. મૂલ, ૩. ×, ૪. મૂલ, ૫. મૂલ.

(૧૦) શીતલનાં – ૧–૫. પૂર્વાષાઢા.

(૧૧) શ્રેયાંસનાં – ૧–૪. શ્રવણ, ૫. ધનિષ્ઠા.

(૧૨) વાસુપૂજ્યનાં – ૧–૨. શતભિષક્, ૩–૪. વિશાખા, ૫. વિશાખા, ઉ૦ પુ૦ના મતે અને અશ્વિની હ૦ પુ૦ના મતે.

(૧૩) વિમલનાં –૧–૪. ઉત્તરાભાદ્રપદા, ૫. ઉત્તરાષાઢા ઉ૦ પુ૦ના મતે અને ઉત્તરાભાદ્રપદા હ૦ પુ૦ના મતે.

(૧૪) અનન્તના – ૧. રેવતી, ૨. ×, ૩. રેવતી, ૪. રેવતી, ૫ ×.

(૧૫) ધર્મનાથના – ૧. રેવતી, ૨–૫. પુષ્ય.

(૧૬) શાંતિનાથનાં – ૧–૩. ભરણી, ૪. ×, ૫. ભરણી.

(૧૭) કુંથુના – ૧–૫ કૃત્તિકા.

(૧૮) અરનાં – ૧. રેવતી, ૨. રોહિણી હ૦ પુ૦ના મતે, ૩–૪. રેવતી ૫. રેવતી ઉ૦ પુ૦ના મતે, રોહિણી હ૦ પુ૦ના મતે.

(૧૯) મલ્લિનાં – ૧–૪. અશ્વિની, ૫. ભરણી.

(૨૦) મુનિસુવ્રતનાં – ૧–૫. શ્રવણ.

(૨૧) નમિનાં – ૧. અશ્વિની, ૨. ઉ૦ પુ૦ના મતે સ્વાતી, હ૦ પુ૦ના મતે આશ્વની, ૩–૪. અશ્વિની, ૫. અશ્વિની.

(૨૨) નેમિનાથનાં – ૧. ઉત્તરાષાઢા, ૨–૫. ચિત્રા.

(૨૩) પાર્શ્વનાં – ૧–૨. વિશાખા, ૩ ×, ૪. વિશાખા, ૫. વિશાખા.

(૨૪) મહાવીરનાં – ૧. ઉત્તરાષાઢા, ૨. ઉત્તરાફાલ્ગુની, ૩. ઉત્તરા, ૪. હસ્તોત્તરા (ઉત્તરાફાલ્ગુની), ૫. સ્વાતી.

ચોકડી છે ત્યા એમ સમજવું કે પુરાણમાં ત્યાં નક્ષત્રનો ઉલ્લેખ નથી.

આવશ્યક નિર્યુક્તિમાં કોને કઈ તિથિએ જ્ઞાન થયું તે વર્ણવ્યું છે ગા૦ ૨૬૩ થી.

## ૪. 'કુમારવાસ'ના અર્થ વિષે મતભેદ :—

પ્રસ્તુત પ્રસંગમાં ટીકાકાર પોતાની પરંપરા પ્રમાણે કુમારવાસનો અર્થ અરાજભાવ અર્થાત્ કુંવર હતા અને દીક્ષા લીધી (નહી કે કુંવારા હતા

અને દીક્ષા લીધી ) એવો કરે છે; અને 'અગારવાસ મજ્ઝે વસિત્તા'નો અર્થ કરે છે કે જેઓ ચિરકાલપર્યંત રાજ્ય કરતાં છતાં ઘરમાં રહ્યા અને પછી દીક્ષા લીધી. પ્રથમ સ્થાનાંગમાં કુમારવાસનો અર્થ કુંવર કર્યો છે એટલે અહીં સમવાયાંગમાં અગારવાસનો અર્થ ખેંચીને રાજા કરવો પડયો છે એ તો દીવા જેવું સ્પષ્ટ છે. અન્યથા સીધો અર્થ એટલો થઈ શકત કે જેઓ ગૃહસ્થ હતા તેવા ૧૯ તીર્થંકર હતા.

કુમારવાસનો અર્થ 'કુંવારા' પણ થઈ શકે છે— કારણ દિગમ્બર પરંપરા પ્રમાણે અહીં જે નામ ગણાવ્યાં છે તે સૌ બાલબ્રહ્મચારી મનાય છે. વળી એ શબ્દનો અર્થ કુંવર કરવા માટે પણ દલીલ તો છે જ. તે આ પ્રમાણે:-આવશ્યક નિર્યુક્તિમાં (ગા૦ ૨૪૩–૨૪૫) સ્પષ્ટ કહ્યું છે કે એ પાંચનો અભિષેક થયો નહિ અને તેમણે દીક્ષા લીધી; જ્યારે બાકીના ૧૯ રાજા બન્યા અને તેમાંના ત્રણ તો ચક્રવર્તી હતા. આ વર્ણન ધ્યાનમાં રાખીએ તો કુવર એવો અર્થ સ્પષ્ટ થાય છે. પણ છતાં કુંવર એ શું કુંવારો ન હોય એ પ્રશ્ન તો રહે જ છે. અને એ નક્કી કરવાનું રહે જ છે કે આવશ્યક નિર્યુક્તિકારને તેમના વિવાહ વિષે શું અભિપ્રેત હતું?

એક ગાથા (૨૪૮)માં નિર્યુક્તિકારે એમ કહ્યું છે કે વીર વગેરે પાંચે પ્રથમ વયમાં દીક્ષા લીધી; અને બાકીનાં ૧૯ જણાંએ મધ્યમ વયમાં. ટીકાકાર અહી પ્રથમ વયનો અર્થ કુમારત્વલક્ષણ અને મધ્યમવયનો અર્થ યૌવન-લક્ષણ કરે છે.

એક બીજી ગાથા (૨૫૫) માં નિર્યુક્તિકાર સ્પષ્ટ કહે છે કે 'गामायारा विसया निसेविया ते कुमारवज्जेहिं'। આનો સીધો અર્થ એ છે કે જેમણે ઇન્દ્રિયોના વિષયો–ભોગો ભોગવ્યા તેઓ કુમાર સિવાયના સમજવા. અર્થાત્ જે વીર વગેરે પાંચ જણાએ કુમારવાસમાં દીક્ષા લીધી તેમણે વિષયો ભોગવ્યા નથી. 'ગામાયારા' શબ્દનો બીજો પણ અર્થ નિર્યુક્તિકાર કરે છે —'જેમણે જે જે ગ્રામાકર વગેરે વિષયો—ક્ષેત્રોમાં વિહાર કર્યો તે કહેલું.' આ ઉપરથી એક વસ્તુ સ્પષ્ટ થાય છે કે 'ગામાયારા' એ શબ્દના બે અર્થો કરવાની પરંપરા નિર્યુક્તિ જેટલી જૂની છે. અને તેના મૂળમાં પણ 'કુમારવાસ'ના કુમાર શબ્દનો અર્થ બ્રહ્મચારી લેવો કે નહિ તે વિષેનો મતભેદ છે.

એક પરંપરામાં જેમને કુમાર કહ્યા હતા તેમને જ બ્રહ્મચારી પણ કહ્યા હતા. પરંતુ નિર્યુક્તિની પહેલાં પણ પાચ કુમારમાંથી પણ મહાવીર જેવાના વિવાહની વાત સ્વીકારવામાં આવી હતી; તેથી 'ગામાયારા' એ શબ્દના બે અર્થ કરવા પડયા. પ્રથમની પરંપરાનું અનુસરણ દિગબરોમાં થયું છે; અને બીજીનું શ્વેતામ્બરોમાં. જુઓ 'લોકપ્રકાશ' ૩૨·૧૦૦૪.

આગળ મહાવીર ચરિત્ર જે નિર્યુક્તિની એક દ્વારગાથામા (૪૫૮) સંગૃહીત કર્યું છે, તેમાં વિવાહ અને અપત્ય શબ્દ છે. એટલે એમ કહી શકાય કે ભગવાન મહાવીરને નિર્યુક્તિકાર વિવાહિત માનતા હતા. ભગવાન મહાવીરના વિવાહનો જૂનામાં જૂનો ઉલ્લેખ કલ્પસૂત્રમાં છે, જે પ્રથમ ભદ્રબાહુ-કર્તૃક મનાય છે. અને નિર્યુક્તિ દ્વિતીય ભદ્રબાહુકર્તૃક છે. એટલે નિઃશંક એમ માની શકાય કે નિર્યુક્તિકારે ભગવાન મહાવીરને વિવાહિત જ માન્યા છે.

વસ્તુતઃ બન્યું એમ લાગે છે કે એક એવી પરંપરા રહી કે જેની સૂચના આ સ્થાનાંગનું સૂત્ર પણ આપે છે, કે પાંચ તીર્થંકરો કુમાર હતા. આ કુમારનો અર્થ કરતી વખતે બે પરંપરા પડી: એકને મતે કુમારનો અર્થ માત્ર કુવારા જ લેવો જોઈએ — એથી તે પરંપરાવાળાએ તીર્થંકરોનાં વિસ્તૃત ચરિત્ર લખતી વખતે પાચનાં ચરિત્રો જ એવા લખ્યાં કે તેમના જીવનમાં વિવાહની ઘટના આવે જ નહિ. તેથી તેમની પ્રસિદ્ધિ બ્રહ્મચારી તરીકે તે પરપરા પ્રમાણે થઈ. આ પ્રથમ પરપરા ખાસ કરી દિગબરગ્રથોમાં છે. જ્યારે બીજી પરંપરાએ પાંચ તીર્થંકરો કુમાર હતા તેનો અર્થ એવો કર્યો કે તેઓ કુવર હતા — તેમણે રાજ્ય કર્યું ન હતું — તેમને મતે આ વાકચમા વિવાહ કરવા ન કરવાની હકીકત સમાવિષ્ટ જ ન ગણવી જોઈએ. તેથી તેમણે એ હકીકત ધ્યાનમાં રાખીને જ તેમનાં ચરિત્રો લખ્યા છે તેથી તેમની પ્રસિદ્ધિ તે પરપરા પ્રમાણે એવી થઈ કે એ પાંચનો અભિષેક થયો ન હતો. આ માન્યતા શ્વેતાબર ગ્રન્થોમાં છે.

વિવાહની બાબતમાં શ્વેતાંબર કથાગ્રન્થોમાં જે મલ્લિ અને નેમિના જ અવિવાહિત હોવાની પ્રસિદ્ધિ છે — તેનો જૂનો આધાર શો છે તે જણાયુ નથી. માત્ર કથાગ્રન્થો ઉપરથી કશું નક્કી કરી શકાય નહિ. કારણ જમાલિનું પ્રાચીન ચરિત્ર જે ભગવતીમાં આપ્યુ છે તે પણ ભગવાન મહાવીરના વિવાહની પુષ્ટિ નથી કરતું; જ્યારે બાકીના બધા કથાગ્રન્થો તેને ભગવાનનો જમાઈ લેખે છે.

આ વિષે વધુ ઊહાપોહ મેં જમાલિ વિષેની નોટમાં કર્યો જ છે.

પણ આ બધી હકીકતને જવા દઈએ અને પ્રસ્તુતમાં શો અર્થ કરવો એ વિચારીએ. સ્થાનાંગ અને સમવાયાંગનાં પ્રસ્તુત બન્ને સૂત્રો સાથે રાખીને વાંચીએ તો સીધો અર્થ એટલો જ નીકળે છે કે પાંચ બાલબ્રહ્મચારી હતા અને ૧૯ જણાએ વિવાહ કર્યો. અહીં સમવાયાંગમાં ૧૯ માટે 'અગારવાસ' કહ્યો છે, એ હકીકત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. જો આપણી સામે માત્ર સ્થાનાંગનું પાચના કુમારવાસ વિષેનું સૂત્ર હોય તો શંકાને અવકાશ રહે છે કે કુમારનો અર્થ શો કરવો. પણ સાથે સમવાયાંગમાં ઓગણીસનો અગારવાસ (નહિ કે નૃપતિત્વ) કહેનાર સૂત્ર મૂકીએ, તો એમ જ કહેવું પડે છે કે ત્યાં કુમારનો અર્થ બાલબ્રહ્મચારી જ લેવો જોઈએ. અને બાકી-નાનો વિવાહિત. આ પ્રમાણે દિગંબરોની માન્યતાને પણ આગમિક આધાર છે જ એમ માનવું પડે છે.

### ૫. મલ્લિ તીર્થંકર વિષે મતભેદ :—

દિગંબરો મલ્લિને પુરુષ જ માને છે જ્યારે શ્વેતામ્બર મતે પૂર્વભવમાં બીજા મિત્રો સાથે કપટ કરી વધારે તપસ્યા કરી હોવાથી તે કપટના ફળ-રૂપે બીજો મિત્રો રાજાના કુમારપણે ઉત્પન્ન થયા ત્યારે એ રાજાની કુંવરી-પણે ઉત્પન્ન થયા, અને આગળ જતા તીર્થંકર થયા. સ્ત્રીરૂપે તીર્થંકર થયા તે પણ શ્વેતાંબર મતે આશ્ચર્યઘટના જ છે. સામાન્ય નિયમ તો એવો જ છે કે પુરુષ જ તીર્થંકર થાય. જુઓ 'લોકપ્રકાશ' સર્ગ ૩૨, મલ્લિચરિત્ર અને સર્ગ ૩૨, શ્લોક ૧૦૦૭.

મલ્લિના પૂર્વભવના નામ વિષે વિવાદ છે. સત્તરિસયઠાણ નામના શ્વેતાંબર ગ્રન્થમાં તેમનું નામ શ્રમણ બતાવ્યું છે જે દિગંબરના વૈશ્રમણ સાથે મળે છે, અને જ્ઞાતામાં જ્યાં મલ્લિચરિત્ર છે ત્યાં પૂર્વભવનું નામ મહાબલ એવું આપ્યું છે.

મલ્લિના ચરિત્ર માટે જુઓ આ માળાનું 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ'.

### ૬. મહાવીરના પ્રથમ છ ભવ :—

ટીકાકાર છ ભવની ગણતરી આની રીતે ગણાવે છે :— પોટ્ટિલ નામના રાજકુમાર થયા તે એક ભવ. ત્યાંથી દેવ થયા તે બીજો ભવ. ત્યાંથી ચ્યવી છત્રા નગરીમાં નંદન નામે રાજપુત્ર થયા તે ત્રીજો ભવ. ત્યાથી પાછા દેવ-

લોક ગયા તે ચોથો ભવ. ત્યાથી ચ્યવી દેવાનંદાના ગર્ભમાં આવ્યા તે પાચમો ભવ અને ત્યાથી ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિમાં અપહરણ વડે આવી જન્મ લીધો તે છઠ્ઠો ભવ. આ છઠ્ઠાને પ્રથમ ગણીએ તો પોટ્ટિલ છઠ્ઠો ભવ થાય. આ સિવાય બીજી રીતે ગણતરી કરવા જતાં મેળ બેસે નહીં. માટે જ આવી ગણતરી કરી છે, એમ ટીકાકાર ઉમેરે છે.

પણ આવશ્યકનિર્યુક્તિમાં જ્યા પૂર્વભવાધિકાર છે ત્યાં નંદનના પ્રસંગે તેણે પોટ્ટિલ પાસે દીક્ષા લીધી એમ કહ્યું છે. એટલે કે નંદન પહેલાંનો ભવ પોટ્ટિલ નહી પણ પોટ્ટિલ તે નદનના ગુરુ હતા અને તેના પૂર્વમાં તો ક્રમશઃ દેવ અને પ્રિયમિત્ર ચક્રવર્તી હતા. જુઓ ગા૦ ૪૪૮થી.

### ૭. મહાવીરના ગણધરો :—

આ બધા ગણધરો બ્રાહ્મણ હતા. અને મધ્યમ પાવામાં યજ્ઞ નિમિત્તે ભેગા થયા હતા. ભગવાન જ્યારે ત્યાં પહોંચ્યા અને ગામમા જ્યારે તેમના વિષે વાતો થવા માડી, ત્યારે આ બ્રાહ્મણો પણ તેમની પાસે ગયા અને પોતપોતાની શંકા તેમણે તેમની સામે મૂકી તેમનું યોગ્ય સમાધાન થવાથી તે સૌએ તેમની પાસે દીક્ષા લીધી અને તેમના અનુયાયીઓએ પણ દીક્ષા લીધી. તે જ સૌ સૌનો પ્રથમ પરિવાર સમજવો. તેમના ચરિત્ર માટે જુઓ આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૫૯૨થી. તેઓમાં મુખ્ય ઇન્દ્રભૂતિ હતા. ગણધરોની વિશેષ હકીકત નીચે પ્રમાણે છે :—

| | ૧. નામ | ૨. ગોત્ર | ૩. માતા |
|---|---|---|---|
| ૧. | ઇન્દ્રભૂતિ | ગૌતમ | પૃથ્વી |
| ૨. | અગ્નિભૂતિ | ,, | ,, |
| ૩. | વાયુભૂતિ | ,, | ,, |
| ૪. | વ્યક્ત | ભારદ્વાજ | વારુણી |
| ૫. | સુધર્મા | અગ્નિવૈશ્ય | ભદ્દિલા |
| ૬. | મડિતપુત્ર | વાશિષ્ઠ | વિજયા |
| ૭. | મૌર્યપુત્ર | કાશ્યપ | ,, |
| ૮. | અકંપિત | ગૌતમ | જયંતી |
| ૯. | અચલભ્રાતા | હારિતાયન | નદા |
| ૧૦. | મેતાર્ય | કૌડિન્ય | વરુણદેવી |
| ૧૧. | પ્રભાસ | ,, | અતિભદ્રા |

| | ૪. પિતા | ૫. ગૃહસ્થદશા | ૬. છદ્મસ્થદશા |
|---|---|---|---|
| ૧. | વસુભૂતિ | ૫૦ વર્ષ | ૩૦ વર્ષ |
| ૨. | ,, | ૪૬ | ૧૨ |
| ૩. | ,, | ૪૨ | ૧૦ |
| ૪. | ધનમિત્ર | ૫૦ | ૧૨ |
| ૫. | ધમ્મિલ | ૫૦ | ૪૨ |
| ૬. | ધનદેવ | ૫૩ | ૧૪ |
| ૭. | મૌર્ય | ૬૫ | ૧૪ |
| ૮. | દેવ | ૪૮ | ૯ |
| ૯. | વસુ | ૪૬ | ૧૨ |
| ૧૦. | દત્ત | ૩૬ | ૧૦ |
| ૧૧. | બલ | ૧૬ | ૮ |

| | ૭. કેવલીદશા | ૮. સર્વાયુ | ૯. શિષ્યપરિવાર |
|---|---|---|---|
| ૧. | ૧૨ | ૯૨ | ૫૦૦ |
| ૨. | ૧૬ | ૭૪ | ,, |
| ૩. | ૧૮ | ૭૦ | ,, |
| ૪. | ૧૮ | ૮૦ | ,, |
| ૫. | ૮ | ૧૦૦ | ,, |
| ૬. | ૧૬ | ૮૩ | ૩૫૦ |
| ૭. | ૧૬ | ૯૫ | ,, |
| ૮. | ૨૧ | ૭૮ | ૩૦૦ |
| ૯. | ૧૪ | ૭૨ | ,, |
| ૧૦. | ૧૬ | ૬૨ | ,, |
| ૧૧. | ૧૬ | ૪૦ | ,, |

**૯. નવ જીવો :—**

૧. શ્રેણિક :—ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીર બન્નેનો સમકાલીન રાજા શ્રેણિક હતો. તેનું બીજું નામ બિંબિસાર પણ છે. તે રાજગૃહનો રાજા હતો. તે તીર્થંકર થવાનો તે કથા સ્થાનાંગ સૂત્રમાં (૬૯૩) વિસ્તારથી આપી છે. તેનો અનુવાદ આ ભાગમાં જ આગળ છે ત્યાંથી જોઈ લેવો.

બન્યું એવું લાગે છે કે તે પ્રથમ ભગવાન મહાવીરનો ભક્ત હશે. પણ પછી ભગવાન બુદ્ધનો ભક્ત થયો હોય. તેના ફળ સ્વરૂપે તેને જૈન કથાગ્રન્થોમાં નરકમા જવું પડ્યુ છે.

૨. સુપાર્શ્વ :— ભગવાન મહાવીરના કાકા જે સુપાર્શ્વ નામે હતા, તે જ આ છે એમ ટીકાકાર જણાવે છે. ભાવી ચોવીસીમાં તે બીજા તીર્થંકર થશે અને તેમનું નામ સુરદેવ હશે. આશ્ચર્ય તો એ છે કે આગમોમાં આમના વિષે વિશેષ કાંઈ હકીકત મળતી નથી. માત્ર આ બે જ વાત મળે છે. આચારાંગમાં તેઓ ભગવાનના કાકા હતા તે જણાવ્યું છે અને પ્રસ્તુતમાં તે તીર્થંકર થશે તે. આ સિવાય તેમના વિષે આગમો મૌન છે.

૩. ઉદાયી :— કોણિકનો પુત્ર. એણે જ્યારે કોણિક મરી ગયો ત્યારે પાટલીપુત્ર વસાવ્યું. તે પર્વને દિવસે સાધુઓને બોલાવીને પૌષધવ્રત ધારણ કરતો હતો. તેના શત્રુના પુત્રે સાધુના વેષમાં બાર વર્ષ રહી, તે જ્યારે પૌષધમાં હતો ત્યારે તેની હત્યા કરી હતી. સમવાયાંગમાં જ્યાં ભાવી તીર્થંકરનાં પૂર્વભવનાં નામો ગણાવ્યાં છે ત્યાં ઉદાયી નહી પણ ઉદય-ઉદકનું નામ ગણાવ્યુ છે અને તે ઉદક પેઢાલપુત્ર હોવાનો સંભવ છે.

૪. પોટ્ટિલ .— એક તો પોટ્ટિલ અનુત્તરમા ગયો છે તેની કથા અનુત્તરૌપપાતિકમાં આપી છે. તેણે ૩૨ પત્નીઓને છોડીને દીક્ષા લીધી હતી. પણ તે તો મહાવિદેહમાંથી સિદ્ધ થવાનો છે એટલે આ પોટ્ટિલ કોઈ બીજો જ સમજવો જોઈએ.

૫. દ્દઢાયુ :— ટીકાકાર જણાવે છે કે આ અપ્રતીત છે. એટલે કે તેમને ખબર નથી કે આ કોણ હશે.

૬-૭. શંખ અને શતક :— ટીકાકારે શંખ અને શતકને શ્રાવસ્તીના શ્રાવકો જણાવ્યા છે. ભગવતીમાં (૧૨. ૧; પૃ. ૨૨૦) શંખની કથા આવે છે ત્યાં બીજું નામ શતક નહીં પણ પુષ્કલી જણાવ્યુ છે. એટલે મેળ બેસાડવાને માટે ટીકાકાર કહે છે કે પુષ્કલી એ શતકનું જ બીજું નામ હતું.

પણ ભગવતીના મૂળમાં તો શંખ વિષે ભગવાને એમ કહ્યું છે કે તે મહાવિદેહમા સિદ્ધબુદ્ધ થશે. તેના તીર્થંકર થવા ન થવા વિષે ત્યાં કશો ઉલ્લેખ નથી. વળી પુષ્કલી વિષે તો ત્યાં કાંઈ જ કહ્યુ નથી એટલે ટીકાકારે આ શંખ-શતકનો મેળ કઈ રીતે બેસાડ્યો એ સમજાતુ નથી. જણાય છે કે નામસાદૃશ્ય ઉપરથી ટીકાકારે આ કલ્પના કરી છે.

૮ સુલસા :— રાજગૃહના પ્રસેનજિત રાજાના નાગ નામના સારથિની પત્ની સુલસા હતી. એક વખત તેનો પતિ પુત્રાર્થે ઇન્દ્રની પ્રાર્થના કરતો

હતો, ત્યારે તેણીએ કહ્યુ કે તમારે પુત્ર જ જોઈતો હોય તો બીજીને પરણો. પતિએ જવાબ આપ્યો, 'મારે તો તારાથી પુત્ર થાય એ પુત્રનો જ ખપ છે. બીજાનો નહી.' એક વખત ઇન્દ્ર દેવસભામા સુલસાની પ્રશસા કરતો હતો તે સાંભળી એક દેવ તેની પરીક્ષા કરવા આવ્યો. દેવને નમસ્કાર કરીને તેણીએ કહ્યુ, 'શું જોઈએ, કેમ આવ્યા છો?' દેવે કહ્યુ, 'તમારા ઘરમાં લક્ષપાક તેલ છે તેનો મારે ખપ છે' તેણી ચટ દઈને તે મહામૂલ્ય તેલ આપવા ઊઠી. લાવીને આપવા જાય છે ત્યાં દેવે વિદ્યાના બળે કચોળાને ફોડી નાખ્યું. ફરીથી લાવી અને ફરીથી ફોડી નાખ્યું. એમ ત્રણ વાર દેવે પાત્ર ફોડી નાખ્યું છતાં સુલસાના ભાવમાં પરિવર્તન થયું જ નહીં. એટલા જ હર્ષથી વળી પાછું દેવા માટે લેવા ગઈ. આ જોઈને દેવ ખુશ થયો. અને તેણીને ૩૨ ગોળીઓ આપીને કહ્યુ કે આ ખાજે જેથી તને ૩૨ સુલક્ષણા પુત્રો થશે. અને જ્યારે મારી જરૂર પડે ત્યારે મને બોલાવજે. દેવ તો ચાલ્યો ગયો. સુલસાએ વિચાર્યુ મારે ૩૨ પુત્રો શું કરવા છે? આ ૩૨ ગોળીના પ્રભાવથી એક જ સારો પુત્ર થાય તો બસ. એમ વિચારી તેણીએ બધી ગોળી એક સાથે ખાધી. ખાધી તો ખરી પણ તેણીનું પેટ ૩૨ પુત્રોના પ્રમાણમાં વધવા માંડયુ. આથી તેણી બહુ દુઃખી થઈ અને દેવને યાદ કર્યો. દેવે વિદ્યાના બળે કષ્ટ નિવારી ૩૨ લક્ષણવંતા પુત્રોનો સુખપ્રસવ કરાવ્યો.

૯. રેવતી :— ભગવતીશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે તે, જેણે ભગવાનને ઔષધ આપ્યું હતુ. શ૦ ૧૫, પૃ૦ ૩૦૦. પણ ભગવતીમાં તેના ચરિત્રમા તીર્થંકર થવાનો ઉલ્લેખ નથી, એ ધ્યાનમા રાખવું જોઈએ.

**૯. આઠ રાજાઓ :—**

આમાનાં સાત નામો એક અધૂરી ગાથામાં આવ્યાં છે. કોઈ પણ પ્રતમાં પૂરી ગાથા જોવામાં આવી નથી પણ 'तह संखे कासितवद्धणए' આટલું ઉમેરવાથી આ ગાથા પૂરી થાય છે એમ ટીકાકાર જણાવે છે.

૧. ૨. ૩. વીરાંગક, વીરયશ અને સંજયને વિષે ટીકાકાર જણાવે છે કે 'એ ત્રણે પ્રતીત છે.' પણ તેમના ચરિત્ર વિષે મને વિશેષ માહિતી મળતી નથી. એટલે અહી આપી નથી.

૪. એણેયક શ્વેતામ્બી નગરીના રાજા પ્રદેશીનો કોઈ સંબધી હશે એમ ટીકાકારની કલ્પના છે. પણ રાજપ્રશ્નીયમા આને વિષે કાંઈ હકીકત નથી.

૫. સેય આમલકપ્પા નગરીનો રાજા. તેની નગરીમાં જ્યારે ભગવાન આવ્યા ત્યારે સૂર્યાભદેવે નાટક કર્યું હતુ તે કથા પ્રસિદ્ધ છે. જુઓ રાજ-પ્રશ્નીય. પણ તેણે દીક્ષા લીધાની વાત રાજપ્રશ્નીયમાં નથી.

૬ શિવરાજર્ષિની કથા ભગવતીમા વિભગજ્ઞાની તરીકેની પ્રસિદ્ધ જ છે. તે હસ્તિનાપુરનો રાજા હતો. ભગવતી શ૦ ૧૧. ઉ૦ ૯, પૃ૦ ૨૦૮.

૭. ઉદાયન વીતભયનો રાજા. ભગવાન મહાવીર તેનો દીક્ષા લેવાનો અભિપ્રાય જાણી ચપામાંથી વીતભય આવ્યા અને તેણે દીક્ષા લીધી. તેની ગાદીએ તેના પુત્ર અભયને બદલે ભાણેજ કેસી આવ્યો, અને કેસીએ જ તેને ભિક્ષામાં વિષાન્ન આપ્યું અને તે મરી ગયો. તેના આવા મૃત્યુની હકીકત ભગવતીમા નથી, જ્યા તેનુ વિસ્તૃત ચરિત્ર આપ્યું છે. ભગવતી૦ ૧૩. ૬. પૃ૦ ૨૨૯.

૮. શખ અતકૃદ્દશામાં (૬. ૧૬) કાશીરાજ તરીકે અલકખને જણાવ્યો છે. તેની દીક્ષા વિષે પણ તેમાં ઉલ્લેખ છે. એટલે ટીકાકાર શખનું બીજું નામ અલકખ હોય તેવી કલ્પના કરે છે.

**૧૦. આગામી ઉત્સર્પિણીના તીર્થંકર :—**

આ ચોવીસી ઉત્સર્પિણીની હોવાથી અવસર્પિણીની ચોવીસીથી વ્યુત્ક્રમે બધુ વર્ણન સમજી લેવું આયુ, ઊંચાઈ, ગણ, ગણધર, પરિવાર વગેરે બધુ ઉત્સ૦ની ચોવીસીના પ્રથમ તીર્થંકરનું અવસર્પિણીના અતિમ જેવું હોય. અર્થાત્ આ ચોવીસીના પ્રથમ પદ્મનાભનું વર્ણન વર્ધમાન જેવું. આ ચોવીસીના બીજા તીર્થંકર સૂરદેવનું વર્ણન ગત ચોવીસીના ૨૩મા પાર્શ્વના જેવું. ઇત્યાદિ ક્રમે આ ચોવીસીના છેલ્લા અનતવિજયનુ વર્ણન ગત ચોવીસીના પ્રથમ ઋષભ જેવું સમજી લેવું.

અહી તીર્થંકરોના નામનો જે ક્રમ ગણાવ્યો છે તથા તેમના પૂર્વ-ભવના જે ક્રમે નામો ગણાવ્યા છે તેમાં બહુ જ મતભેદ છે. લોકપ્રકાશકારે આ નામોનો ક્રમ જુદી જ રીતે આપ્યો છે તેનો આધાર શ્રી વીરચરિત્રમાંથી ઉદ્ધરેલ દીવાળી-કલ્પ છે તેમ તેઓ જણાવે છે. વળી તેમણે જિનપ્રભસૂરિકૃત પ્રાકૃત દીવાળી-કલ્પના આધારે પણ જે મતભેદ છે તે પણ ત્યાં ટાકયો છે. પ્રવચનસાર અને સમવાયાંગનો ક્રમ એક જેવો છે. જુઓ લોકપ્રકાશ સર્ગ – ૩૪. શ્લોક ૨૯૬ થી.

દિગબર પરંપરામા અનાગત ચોવીસીનાં નામ આ પ્રમાણે છે:— ૧. શ્રીમહાપદ્મ, ૨. સુરદેવ, ૩. સુપાર્શ્વ, ૪. સ્વયપ્રભુ, ૫. સર્વાત્મભૂ, ૬.

શ્રીદેવ, ૭. કુલપુત્રદેવ, ૮. ઉદંકદેવ, ૯. પ્રોષ્ઠિલદેવ, ૧૦. જયકીર્તિ, ૧૧. મુનિસુવ્રત, ૧૨. અરહ, ૧૩. નિષ્પાપ, ૧૪. નિષ્કષાય, ૧૫. વિપુલ, ૧૬. નિર્મલ, ૧૭. ચિત્રગુપ્ત, ૧૮. સમાધિગુપ્ત, ૧૯. સ્વયંભૂ, ૨૦. અનિવૃત્ત, ૨૧. જયનાથ, ૨૨. શ્રીવિમલ, ૨૩. દેવપાલ, ૨૪. અનન્તવીર્ય.

દિગંબરોમાં તો અતીત ચોવીસીનાં નામ પણ મળે છે. જુઓ જૈન સિદ્ધાન્ત સંગ્રહ પૃ૦ ૧૯.

**૧૧. પૂર્વભવનાં નામ :—**

અહીં જણાવેલામાંથી પ્રથમના બે, ચોથો, પાંચમો, સાતમો, દશમો, સોળમો અને સત્તરમો — આટલા વિષે આગળ ઉપર કહેવાઈ ગયું છે કે એ જીવોએ ભગવાન મહાવીરની હયાતીમાં તીર્થંકર નામકર્મ ઉપાર્જ્યું. જુઓ પૃ૦ ૭૨૪. બાકીના વિષે જે કાંઈ હકીકત મળે છે તે આ પ્રમાણે — જુઓ લોકપ્રકાશ સર્ગ ૩૪, ૩૪૫થી.

**સત્યકી :—** ચેટક રાજાની પુત્રી સુજ્યેષ્ઠાએ ચારિત્ર અંગીકાર કરી ઉપાશ્રયમાં નગ્નાવસ્થામાં આતાપના લેવા માંડી. તે જ વખતે પેઢાલ નામનો વિદ્યાસિદ્ધ પરિવ્રાજક ત્યાં આવી ચડ્યો. તેણે જોયું કે આવી બ્રહ્મચારિણીથી જો પુત્ર થાય તો તે મારી વિદ્યા શીખવાને પાત્ર થાય ખરો. એમ વિચારી તેણે ત્યાં વિદ્યાબળે ધૂમાડો કરી તેણીને વ્યામોહ પમાડીને બીજનિક્ષેપ કર્યો. કાળક્રમે સુજ્યેષ્ઠાને પુત્ર થયો. તે જ આ સત્યકી. તેના બાપ પરિવ્રાજકે માતા પાસેથી બાળકનું હરણ કર્યું અને તેને પોતાની વિદ્યાઓ આપી. એ સત્યકીએ પૂર્વભવમાં રોહિણી વિદ્યાની સાધના કરી હતી. એ સાધના આ ભવમા પૂર્ણ થઈ તેથી રોહિણી વિદ્યા તેના લલાટમાં વિવર કરીને તેના શરીરમાં પ્રવેશી. આ વિવર તે તેનું ત્રીજું નેત્ર થયુ. તેથી તે ત્રિનેત્રનામે પણ ઓળખાય છે. કાળક્રમે તેણે પોતાના બાપને પણ મારી નાખ્યો, અને વિદ્યાધરેન્દ્ર પોતે બન્યો. અને એ જ મહાદેવ—શંકર એવા નામે લોકમાં પ્રસિદ્ધિને પામ્યો.

તેણે પોતાની વિદ્યાના બળે સર્વ જિનેશ્વરોને નમસ્કાર કર્યાં અને પ્રભુ પાસે નાટ્યક્રિયા કરી.

**વાસુદેવ :—** દ્વારકાના અધિપતિ કૃષ્ણ, પ્રસિદ્ધ જ છે. તેમણે નેમિનાથના અઢાર હજાર મુનિઓને વિધિવત્ નમન કર્યું તેના ફળ સ્વરૂપે તીર્થંકર નામકર્મ બાંધ્યું કહેવાય છે.

વસુદેવહિંડીના મતે તે ત્રીજી નરકમાંથી નીકળી પછી શતદ્વાર નગરમાં માંડલિક રાજા થશે અને ત્યાં ચારિત્ર અંગીકાર કરી તીર્થંકર નામકર્મ પામશે એમ સમજવું.

**બળદેવ:**—કૃષ્ણના મોટાભાઈ બળદેવ પ્રસિદ્ધ છે. તે આ ન સમજવા. કારણ તે તો જ્યારે કૃષ્ણ તીર્થંકર હશે ત્યારે તેમના શાસનમાં મુક્તિલાભ કરવાના છે એવી કથા છે.

**અંબડ:**—એ પરિવ્રાજક હતો. તે ભગવાનની દેશના સાંભળીને શ્રાવક થયો. અને પછી ભગવાને પોતાની સુખશાતાના સમાચાર સુલસાને આપવાનું કહ્યું ત્યારે તેને આશ્ચર્ય થયું કે આ તે કેવી બાઈ કે ખુદ ભગવાન સંદેશો કહેવરાવે. તેણે વિવિધ રીતે સુલસાની પરીક્ષા કરી અને ધર્મ-ભક્તિમાં પોતે પણ દૃઢ થયો.

ઔપપાતિકમા અંબડચરિત્રમાં તે મહાવિદેહમાં સિદ્ધ થશે એમ કહ્યું છે તેથી પ્રસ્તુત અંબડ કોઈ બીજો જ સમજવો જોઈએ.

આ સિવાયના બાકીના વિષે કશી માહિતી મળતી નથી.

**ઉદક:**—એક ઉદાયીનું નામ આવે છે જેણે તીર્થંકર નામકર્મ ઉપાર્જ્યું છે. તે જ આ ઉદક સમજવો કે નહીં એ એક પ્રશ્ન છે. કારણ ત્યાં ટીકાકારે જણાવ્યું છે કે તે કોણિકનો પુત્ર હતો. વળી પૃ૦ ૭૨૭ પર એમ આવશે કે ઉદક પેઢાલપુત્ર આગામી ઉત્સર્પિણીમાં ચાતુર્યામની પ્રરૂપણા કરશે. તો તે પ્રમાણે તે ઉદકને પણ તીર્થંકર ગણવો જોઈએ. અને એ તો પાર્શ્વાનુયાયી સાધુ હતો.

અહી ઉદક શબ્દથી ઉદક પેઢાલપુત્ર જો ન લઈએ, તો પછી સ્થાનાંગ ગત એ સૂત્રની શી ગતિ થાય? વળી જો ઉદાયીને ન ગણીએ તો પણ સ્થાનાંગ સૂત્રનો બાધ છે જ. વધારે સંભવ ઉદક પેઢાલપુત્રનો છે. કારણ કોણિકપુત્રનું નામ ઉદાયી છે.

સંભવ છે કે સ્થાનાંગની અને સમવાયાંગની વાચનાના ભેદને કારણે આમ બન્યું હોય કે સમવાયાંગ પ્રમાણે માત્ર ઉદક જ ઇષ્ટ હોય અને ઉદાયી નહી, જ્યારે સ્થાનાંગ પ્રમાણે બન્ને.

४

# ચક્રવર્તીઓ

## ૧. ચક્રવર્તી વિષે સામાન્ય

જંબૂદ્વીપના ભરતવર્ષમાં આ અવસર્પિણીમાં બાર ચક્રવર્તીઓ[૧] થઈ ગયા છે તેમની હકીકત આ પ્રમાણે[૨]—

| | નામ | પિતા[૩] | માતા[૪] | સ્ત્રીરત્ન |
|---|---|---|---|---|
| ૧. | ભરત | ઋષભ | સુમંગલા | સુભદ્રા |
| ૨. | સગર | સુમિત્રવિજય | યશોમતી | ભદ્રા |
| ૩. | મઘવા | સમુદ્રવિજય | ભદ્રા | સુનંદા |
| ૪. | સનત્કુમાર | અશ્વસેન | સહદેવી | જયા |
| ૫. | શાંતિ | વિશ્વસેન | અચિરા | વિજયા |
| ૬. | કુંથુ | સૂર | શ્રી | કૃષ્ણશ્રી |
| ૭. | અર | સુદર્શન | દેવી | શૂરશ્રી |
| ૮. | સુભૂમ | કૃતવીર્ય | તારા | પદ્મશ્રી |

---

૧. જેમ બુદ્ધને તેમ ચક્રવર્તીને પણ બહુજનને હિતકર્તા અને આશ્ચર્યકર માન્યો છે. અંગુત્તર ૨. ૫. ક્રમશઃ સાત ચક્રવર્તી થયા. સાતમા ચક્રવર્તીએ ચક્રવર્તીવ્રતનું પાલન ન કર્યું, તેથી તેનું ચક્રરત્ન અંતર્ધાન થઈ ગયું, અને તેથી લોકોમાં અસંતોષ અને નિર્ધનતા વધવા માંડયાં. પરિણામ-સ્વરૂપ બધાં પાપો મનુષ્યોમાં આવ્યા. છેવટે નરસંહારની હદે મનુષ્યો પહોંચી ગયા. આવું જૈનસંમત અવસર્પિણીને મળતું વર્ણન કરી બૌદ્ધોમાં પછી ઉત્સર્પિણીને મળતું વર્ણન છે. દીઘ૦ સુત્ત ૨૬.

૨. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૩૭૪ થી.

૩. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૩૯૯–૪૦૦.

૪. જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૩૯૮.

| | | | |
|---|---|---|---|
| ૯. મહાપદ્મ | પદ્મોત્તર | જ્વાલા | વસુંધરા |
| ૧૦. હરિષેણુ | મહાહરિ | મેરા | દેવી |
| ૧૧. જય | વિજય | વપ્રા | લક્ષ્મીવતી |
| ૧૨. બ્રહ્મદત્ત | બ્રહ્મ | ચુલ્લની | કુરુમતી |

[–સમ૦ ૧૫૮]

જંબૂદ્વીપના ભરતવર્ષમાં આગામી ઉત્સર્પિણીમાં બાર ચક્રવર્તી થશે[1] તે આ—

૧. ભરત; ૨. દીર્ઘદન્ત; ૩. ગૂઢદન્ત; ૪. શુદ્ધદન્ત; ૫. શ્રીપુત્ર; ૬. શ્રીભૂતિ; ૭. શ્રીસોમ; ૮. પદ્મ; ૯. મહાપદ્મ; ૧૦. વિમલવાહન; ૧૧. વિમૂલવાહન; ૧૨. વરિષ્ઠ.

આ બાર ચક્રવર્તીનાં ૧૨ માતા, ૧૨ પિતા, અને બાર સ્ત્રીરત્નો થશે.

[–સમ૦ ૧૫૮]

બે ચક્રવર્તીઓએ કામભોગને છોડયા નહિ અને તેથી મરીને સાતમી નરકે અપ્રતિષ્ઠાન નરકમાં ઉત્પન્ન થયા છે તે આ[2]—

૧. સુભૂમ; ૨. બ્રહ્મદત્ત.

[–સ્થા૦ ૧૧૨]

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં દશ રાજધાનીઓમાં દશ રાજાઓએ દીક્ષા લીધી, તે આ—

૧. ભરત; ૨. સગર; ૩. મઘવા; ૪. સનત્કુમાર; ૫. શાંતિ; ૬. કુંથુ; ૭. અર; ૮. મહાપદ્મ; ૯. હરિષેણ; ૧૦. જય.

[–સ્થા૦ ૭૧૮]

---

૧. બૌદ્ધોમાં પણ એક ભાવી ચક્રવર્તી શંખનું નામ આવે છે. દીઘ૦ સુત્ત ૨૬.

૨. આવશ્યકનિર્યુક્તિ — ગા૦ ૪૭૧.

ભરતચક્રવર્તી ૫૦૦ ધનુષ ઊંચા હતા.[1]

[-સમ૦ ૧૦૯]

ભરતચક્રવર્તી ૭૭ લાખ પૂર્વ સુધી કુમારપણે રહી મહારાજ્યાભિષેક પામ્યા.[2]

[-સમ૦ ૭૭]

ભરતચક્રવર્તીએ ૬ લાખ પૂર્વવર્ષ રાજ્ય કર્યું અને પછી અણગાર થયા.

[-સમ૦ ૧૨૯; -સ્થા૦ ૫૧૯]

ભરતચક્રવર્તી ૮૩ લાખ પૂર્વ વર્ષ ગૃહસ્થપણે રહી જિન થયા અને કેવલજ્ઞાન દર્શન પામ્યા.

[-સમ૦ ૮૩]

ભરત ૮૪ લાખ પૂર્વવર્ષ સર્વાયુ ભોગવી મોક્ષે ગયા.

[-સમ૦ ૮૪]

ભરત પછી આ આઠ યુગપ્રધાનપુરુષોએ મુક્તિલાભ કર્યો —

૧. આદિત્યયશ; ૨. મહાયશ; ૩. અતિબલ; ૪. મહાબલ; ૫. તેજોવીર્ય; ૬. કાર્તવીર્ય; ૭. દંડવીર્ય; ૮. જલવીર્ય.

[-સ્થા૦ ૬૧૬]

સગર ચક્રવર્તી ૪૫૦ ધનુષ ઊંચા હતા.

[-સમ૦ ૧૦૭]

સગર ચક્રવર્તીએ ૭૧ લાખ પૂર્વ વર્ષ ગૃહસ્થપણે રહી પ્રવ્રજ્યા લીધી.

[-સમ૦ ૭૧]

હરિષેણ ચક્રવર્તીએ ૮૯૦૦ વર્ષ રાજ્ય કર્યું.

[-સમ૦ ૮૯]

---

૧. ચક્રવર્તીઓના પ્રમાણ માટે જુઓ આવ૦ નિ૦ ૩૯૨, ૩૯૩.

૨. ચક્રવર્તીઓના આયુ માટે જુઓ આવ૦ નિ૦ ૩૯૫,૩૯૬.

હરિષેણ ચક્રવર્તીએ ૯૭૦૦ વર્ષમાં કાંઈક ન્યૂન વર્ષ ગૃહસ્થપણે રહી દીક્ષા લીધી.

[–સમ૦ ૯૭]

બ્રહ્મદત્ત ચક્રવર્તી ૭ ધનુષ ઊંચો હતો. તેણે ૭૦૦વર્ષ પરમાયુ ભોગવ્યું અને મરીને સાતમી અપ્રતિષ્ઠાન નરકમાં ઉત્પન્ન થયો.

[–સ્થા૦ ૫૫૩]

જંબૂદ્વીપના ઐરવત વર્ષમાં પણ આગામી ઉત્સર્પિણીમાં બાર ચક્રવર્તી, તેમની બાર માતા તેમના બાર પિતા અને તેમનાં બાર સ્ત્રીરત્નો થશે.

[–સમ૦ ૧૫૮]

## ૨. ચક્રવર્તિની ઋદ્ધિ[1]

નવ યોજનના વિસ્તારવાળા નવ મહાનિધિઓ ચક્રવર્તી રાજાને હોય છે તે આ પ્રમાણે —

૧. નૈસર્પ મહાનિધિ – આમાં નિવેશ, ગ્રામ, આકર, નગર, પટ્ટન, દ્રોણમુખ, મડંબ, સ્કંધાવાર અને ગૃહોનો સમાવેશ થાય છે.

૨. પાંડુક મહાનિધિ — આમાં ગણાય તેવી, ભરાય તેવી, તોળાય તેવી અને મપાય તેવી સર્વ ધન-ધાન્યાદિ વસ્તુઓનો સમાવેશ થાય છે.

૩. પિંગલમહાનિધિ — આમાં સર્વપ્રકારનાં પુરુષોનાં, સ્ત્રીઓનાં, હાથીઓનાં અને ઘોડાઓનાં આભૂષણોનો સમાવેશ થાય છે.

---

૧. ચક્રવર્તી વિષેના ચાર આશ્ચર્ય ધર્મ માટે જુઓ અંગુ૦ ૪. ૧૩૦. અને તેની અભિરૂપતા, દીર્ઘાયુતા, નીરોગતા, અને સર્વપ્રિયતા — આ ચાર ઋદ્ધિ માટે જુઓ દીઘ૦ સુ૦ ૧૭.

૪. સર્વરત્નમહાનિધિ – આમાં સાત એકેન્દ્રિય અને સાત પંચેન્દ્રિય શ્રેષ્ઠ રત્નોની ઉત્પત્તિ થાય છે.

૫. મહાપદ્મ મહાનિધિ – આમાં સર્વ પ્રકારનાં રંગેલાં અને સફેદ વસ્ત્રોની નિષ્પત્તિ થાય છે.

૬. કાલ મહાનિધિ – પ્રજાને હિતકારી એવું અતીત તથા અનાગતનું ત્રણ ત્રણ વર્ષનું કાલજ્ઞાન, સો શિલ્પો અને કર્મનો સમાવેશ આમાં થાય છે.

૭. મહાકાલ મહાનિધિ — આમાં લોઢું, રૂપું, સોનું, મણિ, સ્ફટિક, મોતી, પ્રવાલ વગેરે ઉત્પન્ન થાય છે.

૮. માણવક મહાનિધિ — આમાં યોદ્ધાઓ, તેમનાં શસ્ત્રો અને બખ્તરો, યુદ્ધનીતિ અને દંડનીતિનો સમાવેશ થાય છે.

૯. શંખ મહાનિધિ — આમાં નાટયવિધિ, નાટકવિધિ તથા ચારના પ્રકારનાં કાવ્ય અને વાદ્યોનો સમાવેશ થાય છે.

આ નવે મહાનિધિઓ આઠ ચક્ર પર પ્રતિષ્ઠિત છે, આઠ યોજન ઊંડા છે, નવ યોજન પહોળા છે અને બાર યોજન લાંબા છે. તેમનો આકાર પેટીના જેવો છે. તે સર્વે ગંગા નદીના મુખ આગળ આવેલા છે. તે કનકના બનેલા અને વૈડૂર્યમણિના બારણાવાળા છે અને વિવિધ રત્નોથી ભરપૂર છે. તે બધાને ચંદ્રસૂર્ય જેવું ગોળ ચક્રનું ચિહ્ન હોય છે. તે તે નિધિના નામવાળા તથા પલ્ય સ્થિતિવાળા દેવતાઓ એ નિધિઓના અધિપતિ છે; પણ તેમને તેમાંનું કાંઈ વેચવાનો અધિકાર નથી. આ બધા નિધિઓ ચક્રવર્તીની માલીકીના ગણાય છે.

[–સ્થા૦ ૬૭૩, ૬૦૨]

પ્રત્યેક ચક્રવર્તીને આઠ કાકિણી રત્નો હોય છે જે એરણ પર પડેલાં હોય છે. તે રત્નો આઠ સુવર્ણપ્રમાણ હોય છે અને છ તળ તથા બાર ખૂણાવાળાં હોય છે.

[–સ્થા૦ ૬૩૩]

પ્રત્યેક ચક્રવર્તીને આ સાત એકેન્દ્રિય રત્નો હોય છે—

૧. ચક્ર; ૨. છત્ર; ૩. ચામર; ૪. દંડ; ૫. અસિ; ૬. મણિ; ૭. કાકિણી.

પ્રત્યેક ચક્રવર્તીને આ સાત[1] પંચેન્દ્રિય રત્નો હોય છે—

૧. સેનાપતિ; ૨. ગાથાપતિ; ૩. વર્ધકી; ૪. પુરોહિત; ૫. સ્ત્રી; ૬. અશ્વ; ૭. હસ્તી.

[–સ્થા૦ ૫૫૮; –સમ૦ ૧૪]

પ્રત્યેક ચક્રવર્તીને ૬૪ સેરનો (લટનો) મણિમુક્તાનો હાર હોય છે.

[–સમ૦ ૬૪]

---

૧. બૌદ્ધોએ પણ આને મળતાં જ ચક્રવર્તીનાં સાત રત્ન માન્યાં છે. ચક્રરત્નની ઉત્પત્તિ તથા વિજયગાથા પણ લગભગ સરખી છે. દીઘ૦ સુત્ત ૧૭.

વળી ચક્રવર્તીનું ચક્રરત્ન પાછું કેમ નથી વળતું અને વિજયી કેમ નીવડે છે તેના પાંચ કારણો અંગુત્તરમા (૫.૧૩૧) બતાવ્યા છે:—૧. ચક્રવર્તી અર્થજ્ઞ હોય છે, ૨. ધર્મજ્ઞ હોય છે, ૩. મર્યાદાશીલ હોય છે, ૪ કાલજ્ઞ હોય છે, ૫. પરિષદને જાણનાર હોય છે.

કામીજનોને–૧. હસ્તી, ૨. અશ્વ, ૩. મણિ, ૪. સ્ત્રી, અને ૫. ગૃહપતિ –એ પાંચ રત્નોનો પ્રાદુર્ભાવ દુર્લભ જણાય છે; પણ ખરી રીતે તો આ પાચ રત્નનો પ્રાદુર્ભાવ દુર્લભ છે:–૧. તથાગત, ૨. ધર્મ વિનયનો દેશક, ૩. ધર્મવિનયનો જ્ઞાતા, ૪. ધર્મ વિનયને સ્વીકારનાર, અને ૫. કૃતજ્ઞ. અંગુ૦ ૫.૧૪૪.

પ્રત્યેક ચક્રવર્તીને —

૪૮૦૦૦ પટ્ટન, ૭૨૦૦૦ શ્રેષ્ઠ પુર, ૯૬ કરોડ ગ્રામ હોય છે.

[-સમ૦ ૪૮, ૭૨, ૯૬]

# ૫

# બળદેવ-વાસુદેવ અને પ્રતિવાસુદેવ

## ૧. ભરતવર્ષના આ અવસર્પિણીના[૧]

જંબૂદ્વીપના ભરતવર્ષમાં આ અવસર્પિણીમાં થઈ ગયેલા બળદેવ-વાસુદેવોની હકીકત આ પ્રમાણે છે —

| ૧. બળદેવનો પૂર્વભવ | ૨. વાસુદેવનો પૂર્વભવ | ૩. પૂર્વભવના ધર્માચાર્ય |
|---|---|---|
| ૧. વિશ્વનંદી | વિશ્વભૂમિ | સંભૂત |
| ૨. સુબન્ધુ | પર્વતક | સુભદ્ર |
| ૩. સાગરદત્ત | ધનદત્ત | સુદર્શન |
| ૪. અશોકલલિત | સમુદ્રદત્ત | શ્રેયાંસ |
| ૫. વરાહ | ઋષિપાલ | કૃષ્ણ |
| ૬. ધર્મસેન | પ્રિયમિત્ર | ગંગદત્ત |
| ૭. અપરાજિત | લલિતમિત્ર | આશાકર |
| ૮. રાજલલિત | પુનર્વસુ | સમુદ્ર |
| ૯. — | ગંગદત્ત | દ્રુમસેન |

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

| ૪. પૂર્વભવની નિદાનભૂમિ | ૫. નિદાનનું કારણ | ૬. બળદેવ[1] | ૭. વાસુદેવ[2] |
| --- | --- | --- | --- |
| ૧. મથુરા | ગાય | અચલ | ત્રિપૃષ્ઠ |
| ૨. કનકવસ્તુ | દ્યૂત | વિજય | દ્વિપૃષ્ઠ |
| ૩. શ્રાવસ્તી | સંગ્રામ | ભદ્ર | સ્વયંભૂ |
| ૪. પોતન | સ્ત્રી | સુપ્રભ | પુરુષોત્તમ |
| ૫. રાજગૃહ | રંગમાં પરાજય | સુદર્શન | પુરુષસિંહ |
| ૬. કાકંદી | ભાર્યાનુરાગ | આનંદ | પુરુષપુંડરિક |
| ૭. કૌશાંબી | ગોષ્ઠી | નંદન | દત્ત |
| ૮. મિથિલા | પરઋદ્ધિ | પદ્મ | નારાયણ |
| ૯. હસ્તિનાપુર | માતા | રામ | કૃષ્ણ[3] |

| ૮. બળ૰વાસુ૰ના પિતા[4] | ૯. બળદેવની માતા[5] | ૧૦. વાસુદેવની માતા[6] | ૧૧. પ્રતિવાસુદેવ |
| --- | --- | --- | --- |
| ૧. પ્રજાપતિ | ભદ્રા | મૃગાવતી | અશ્વગ્રીવ |
| ૨. બ્રહ્મ | સુભદ્રા | ઉમા | તારક |
| ૩. સોમ | સુપ્રભા | પૃથ્વી | મેરક |
| ૪. રુદ્ર | સુદર્શના | સીતા | મધુકૈટભ |
| ૫. શિવ | વિજયા | અમૃતા | નિશુંભ |
| ૬. મહાશિવ | વૈજયંતી | લક્ષ્મીમતી | બલિ |

---

૧. આવ૰ નિર્યુક્તિભાષ્ય ગા. ૪૧.

૨. ,, ,, ગા. ૪૦.

૩. ,, ,, ભાષ્ય ૪૨. આ બળદેવ વાસુદેવોનાં નગરો ક્રમશ: આ પ્રમાણે છે-પોતન, દ્વારકા, દ્વારકા, દ્વારકા, અશ્વપુર, ચક્રપુર, વારાણસી, રાજગૃહ, મથુરા.-આવ૰ નિ૰ ૪૦૮.

૪. આવશ્યક નિ૰ ગા૰ ૪૧૧. નિર્યુક્તિ ગાથામાં રુદ્ર પછી સોમનુ નામ છે.

૫. ,, ,, ,, ૪૧૦.

૬. ,, ,, ,, ૪૦૯.

| | | | |
|---|---|---|---|
| ૭. અગ્નિશિખ | જયંતી | શેષમતી | પ્રહ્‌લાદ |
| ૮. દશરથ | અપરાજિતા | કૈકેયી | રાવણ |
| ૯. વસુદેવ | રોહિણી | દેવકી | જરાસંધ |

[-સમ૦ ૧૫૮; -સ્થા૦ ૬૭૨]

આ બળદેવ-વાસુદેવો દશારવંશના મંડન જેવા છે. તેઓ ઉત્તમ છે, મધ્યમ છે, પ્રધાન છે. વળી તેઓ ઓજસ્વી, તેજસ્વી, બલશાલી, અને સુશોભિત શરીરવાળા છે. તેઓ કાંત, સૌમ્ય, સુભગ, પ્રિયદર્શન, સુરૂપ, અને સુખશીલ છે. તેમની પાસે સૌ કોઈ સુખે પહોંચી શકે છે. બધા લોકો તેમનાં દર્શન ઝંખે છે. તેઓ મહાબળી છે. તેઓ અપ્રતિહત અને અપરાજિત છે. શત્રુને મર્દન કરનાર છે. હજારો શત્રુનું પણ માન ગાળી નાખે તેવા છે. દયાળુ, અમત્સરી, અચપલ અને અચંડ છે. મૃદુ, મંજુલ અને હસીને વાતચીત કરનાર છે. તેમની વાણી ગંભીર, મધુર અને સત્ય હોય છે. તેઓ વત્સલ છે, શરણયોગ્ય છે. તેમનું શરીર લક્ષણ અને ચિહ્‌નયુક્ત સર્વાંગસુંદર છે. તે ચંદ્રની જેમ શીતળ છે, અનલસ છે. પ્રકાંડ દંડનીતિવાળા છે, ગંભીરદર્શનવાળા છે. બળદેવ તાલધ્વજ અને વાસુદેવ ગરુડધ્વજ છે. તેઓ મહાધનુષ્યનો ટંકાર કરનાર છે. મહાન બલના સમુદ્ર જેવા છે. રણાંગણમાં દુર્ધર ધનુર્ધરો છે. તેઓ ધીર પુરુષો છે અને યુદ્ધમાં કીર્તિ મેળવનારા છે. મહાન કુલમાં પેદા થયેલા છે. વજ્રના પણ ટુકડા કરી નાખે તેવા બળવાન છે. તેઓ અર્ધ ભરતના અધિપતિ હોય છે. તેઓ સૌમ્ય છે; રાજવંશના તિલક સમાન છે, અજિત છે, અજિતરથ છે. બળદેવ હાથમાં હળ રાખે છે. વાસુદેવો ધનુષ રાખે છે; વળી વાસુદેવ શંખ ચક્ર, ગદા, શક્તિ અને નંદક ધારણ કરે છે;' તેમના મુકુટમાં શ્રેષ્ઠ

ઉજ્જવલ શુકલ વિમલ કૌસ્તુભમણિ હોય છે; કાનમાં કુંડલ હોય છે તેથી મુખ શોભી રહે છે; તેમની આંખો કમલ જેવી છે; તેમની છાતીમાં એકાવલી હાર લટકી રહ્યો હોય છે; તેમને શ્રીવત્સનું લાંછન છે. સર્વ ઋતુમાં સંભવે તેવાં પંચરંગી સુગંધી સુંદર ફૂલોની માળા તેમના ગળામાં શોભે છે. તેમનાં અંગોપાંગમાં ૮૦૦ પ્રશસ્ત ચિહ્ન શોભે છે. મદમત્ત શ્રેષ્ઠ ગજેન્દ્ર જેમ લલિતગતિ તેઓ હોય છે. ક્રૌંચ પક્ષીના મધુર અને ગંભીર શારદ સ્વર જેવો તેમનો નિનાદ છે. બળદેવો નીલ અને વાસુદેવો પીત વસ્ત્રો પહેરે છે. તેઓ તેજસ્વી, નરસિંહ, નરપતિ, નરેન્દ્ર છે. તેઓ નરવૃષભ છે અને દેવરાજ ઇન્દ્ર જેવા છે. રાજલક્ષ્મીથી શોભિત એઓ રામ અને કેશવ બન્ને ભાઈઓ હોય છે.

એ નવ વાસુદેવમાંથી એક સાતમા નરકમાં, પાંચ છઠ્ઠામાં, એક પાંચમામાં, એક ચોથામાં અને એક કૃષ્ણ ત્રીજા નરકમાં ગયા છે[1].

બળદેવો નિદાન કરતા નથી. બધા વાસુદેવો નિદાન કરે છે. રામ (બળદેવ) ઊર્ધ્વગામી અને કેશવો (વાસુદેવો) અધોગામી હોય છે[2].

આઠ રામ મુક્તિમાં ગયા અને એક બ્રહ્મલોકમાં ગયા છે. તે એકને હજી ગર્ભમાં રહેવું પડશે અને પછી તે સિદ્ધ થશે[3].

કીર્તિપુરુષ વાસુદેવોના પ્રતિશત્રુ તેમની સાથે ચક્રયુદ્ધ કરે છે અને છેવટે સ્વચક્રથી જ હણાઈ જાય છે[4].

[–સમ૦ ૧૫૮;–સ્થા૦ ૬૭૨]

---

૧. આવ. નિ૦ ગા૦ ૪૧૩.

૨. „ „ ૪૧૫.

૩. „ „ ૪૧૪.

૪. „ ભાષ્ય ગા૦ ૪૩.

અચલ બળદેવ ૮૦ ધનુષ ઊંચો[1] હતો.

[-સમ૦ ૮૦]

વિજય બળદેવ ૭૩ લાખ વર્ષ સર્વાયુ ભોગવી સિદ્ધ થયો.[2]

[સમ૦ ૭૩]

સુપ્રભ બળદેવ ૫૧ લાખ વર્ષ સર્વાયુ ભોગવી સિદ્ધ થયો.

[-સમ૦ ૫૧]

નંદન બળદેવ ૩૫ ધનુષ ઊંચો હતો.

[-સમ૦ ૩૫]

રામ બળદેવ ૧૦ ધનુષ ઊંચો હતો.

[-સમ૦ ૧૦]

રામ બળદેવ ૧૨૦૦ વર્ષ સર્વાયુ ભોગવી દેવ થયો.

[-સમ૦ ૧૨]

ત્રિપૃષ્ઠ વાસુદેવ ૮૦ ધનુષ ઊંચા હતા; અને તેમણે ૮૦ લાખ વર્ષ રાજ્ય કર્યું.

[-સમ૦ ૮૦]

ત્રિપૃષ્ઠ વાસુદેવ ૮૪ લાખ વર્ષ સર્વાયુ ભોગવી મરીને અપ્રતિષ્ઠાન નરકમાં ઉત્પન્ન થયા.

[-સમ૦ ૮૪]

સ્વયંભૂ વાસુદેવે ૯૦ વર્ષ વિજયમાં લીધાં.

[-સમ૦ ૯૦]

પુરુષોત્તમ વાસુદેવ ૫૦ ધનુષ ઊંચા હતા.

[-સમ૦ ૫૦]

---

૧. બળદેવ અને વાસુદેવના શરીરના પ્રમાણ માટે જુઓ આ૦ નિ૦ ગા૦ ૪૦૩.

૨. બળદેવ અને વાસુદેવના આયુ માટે જુઓ આ૦ નિ. ૪૦૫, ૪૦૭

પુરુષસિંહ વાસુદેવ દશ લાખ વર્ષ સર્વાયુ ભોગવી છઠ્ઠી તમા નરકમાં ઉત્પન્ન થયો.

[-સ્થા૦ ૭૩૫]

પુરુષસિંહ વાસુદેવ દશ લાખ વર્ષ સર્વાયુ ભોગવી પાંચમી નરકમાં ઉત્પન્ન થયો.

[-સમ૦ ૧૩૩]

દત્ત વાસુદેવ ૩૫ ધનુષ ઊંચો હતો.

[-સમ૦ ૩૫]

વાસુદેવ કૃષ્ણ ૧૦ ધનુષ ઊંચા હતા. તે હજાર વર્ષ સર્વાયુ ભોગવી ત્રીજી વાલુકાપ્રભા નરકમાં ઉત્પન્ન થયા.

[-સમ૦ ૧૦; -સ્થા૦ ૭૩૫]

કૃષ્ણ વાસુદેવની આઠ મહારાણીઓ ભગવાન અરિષ્ટ-નેમિ પાસે દીક્ષા લઈ મોક્ષે ગઈ—

૧. પદ્માવતી; ૨. ગૌરી; ૩. ગાંધારી; ૪. લક્ષ્મણા; ૫. સુસીમા; ૬. જામ્બવતી; ૭. સત્યભામા; ૮. રુક્મિણી.

[-સ્થા૦ ૬૨૬]

## ૨. ભરતવર્ષના ભાવી બળદેવાદિ

જંબૂદ્વીપમાં ભરતવર્ષમાં આગામી ઉત્સર્પિણીમાં બળદેવ-વાસુદેવ અને પ્રતિવાસુદેવો થનાર છે, તે આ પ્રમાણે —

| બળદેવ | વાસુદેવ | પ્રતિશત્રુ |
|---|---|---|
| ૧. જયંત | નંદ | તિલક |
| ૨. વિજય | નન્દમિત્ર | લોહજંઘ |
| ૩. ભદ્ર | દીર્ઘબાહુ | વજ્રજંઘ |
| ૪. સુપ્રભ | મહાબાહુ | કેસરી |
| ૫. સુદર્શન | અતિબલ | પથરાજ |
| ૬. આનંદ | મહાબાહુ | અપરાજિત |

| | | |
|---|---|---|
| ૭. નંદન | બલભદ્ર | ભીમ |
| ૮. પદ્મ | દ્વિપૃષ્ઠ | મહાભીમ |
| ૯. સંકર્ષણ | ત્રિપૃષ્ઠ | સુગ્રીવ |

આ બળદેવ-વાસુદેવોના નવ પિતા, બળદેવની નવ માતા, વાસુદેવની નવ માતા પણ ઉત્પન્ન થશે.

એમના પૂર્વભવ, પૂર્વભવના નવ આચાર્યો, પૂર્વભવમાં નવ નિદાનભૂમિ અને નવ નિદાનનાં કારણો પણ થશે.

[-સમ૦ ૧૫૮]

## ૩. ઐરવતના બળદેવાદિ

જંબૂદ્વીપના ઐરવતવર્ષમાં આગામી ઉત્સર્પિણીમાં નવ બળદેવ-વાસુદેવના પિતા, નવ બળદેવની માતા, નવ વાસુદેવની માતા ઉત્પન્ન થશે. તેમનું વર્ણન ભરતના બળદેવ-વાસુદેવ જેમ સમજી લેવું. તેમના પૂર્વભવો, ૯ પૂર્વભવના આચાર્યો, પૂર્વભવની નવ નિદાનભૂમિ, પૂર્વભવમાં નવ નિદાનકારણો એ બધું પણ થશે.

[-સમ૦ ૧૫૮]

## ટિપ્પણ

**૧. ૬૩ શલાકા પુરુષ :—** તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ-વાસુદેવ-પ્રતિવાસુદેવ આ ૬૩ શલાકા પુરુષ ભરતવર્ષમાં આ અવસર્પિણીમાં કાળક્રમે કેવી રીતે થયા અને કોણ કોનું સમકાલીન હતુ તે નીચેના નકશા પરથી સમજાશે. આ નકશો આવશ્યક નિર્યુક્તિ વગેરે ગ્રન્થના ટીકાકારો આપે છે તે પ્રમાણે છે—

| | ૧. તીર્થંકર | ૨. ચક્રવર્તી | ૩. બળદેવ | ૪. વાસુદેવ | ૫. પ્રતિવાસુદેવ |
|---|---|---|---|---|---|
| ૧. | ૧ ઋષભદેવ | ૧ ભરત | | | |
| ૨. | ૨ અજિતનાથ | ૨ સગર | | | |
| ૩. | ૩ સંભવનાથ | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪. | ૪ અભિનંદન | | | | |
| ૫. | ૫ સુમતિનાથ | | | | |
| ૬. | ૬ પદ્મપ્રભ | | | | |
| ૭. | ૭ સુપાર્શ્વનાથ | | | | |
| ૮. | ૮ ચંદ્રપ્રભ | | | | |
| ૯. | ૯ સુવિધિનાથ | | | | |
| ૧૦. | ૧૦ શીતળનાથ | | | | |
| ૧૧. | ૧૧ શ્રેયાંસનાથ | | ૧ અચલ | ૧ ત્રિપૃષ્ઠ | ૧ અશ્વગ્રીવ |
| ૧૨. | ૧૨ વાસુપૂજ્ય | | ૨ વિજય | ૨ દ્વિપૃષ્ઠ | ૨ તારક |
| ૧૩. | ૧૩ વિમલનાથ | | ૩ ભદ્ર | ૩ સ્વયંભૂ | ૩ મેરક |
| ૧૪. | ૧૪ અનંતનાથ | | ૪ સુપ્રભ | ૪ પુરુષોત્તમ | ૪ મધુકૈટભ |
| ૧૫. | ૧૫ ધર્મનાથ | | ૫ સુદર્શન | ૫ પુરુષસિંહ | ૫ નિશુંભ |
| ૧૬. | | ૩ મઘવા | | | |
| ૧૭. | | ૪ સનત્કુમાર | | | |
| ૧૮. | ૧૬ શાંતિનાથ | ૫ શાંતિનાથ | | | |
| ૧૯. | ૧૭ કુંથુનાથ | ૬ કુંથુનાથ | | | |
| ૨૦. | ૧૮ અરનાથ | ૭ અરનાથ | | | |
| ૨૧. | | | ૬ આનંદ | ૬ પુરુષપુંડરિક | ૬ બલિ |
| ૨૨. | | ૮ સુભૂમ | | | |
| ૨૩. | | | ૭ નંદન | ૭ દત્ત | ૭ પ્રહ્લાદ |
| ૨૪. | ૧૯ મલ્લિનાથ | | | | |
| ૨૫. | ૨૦ મુનિસુવ્રત | ૯ મહાપદ્મ | | | |
| ૨૬. | | | ૮ પદ્મ (લક્ષ્મણ) | ૮ નારાયણ (રામ) | ૮ રાવણ |
| ૨૭. | ૨૧ નમિનાથ | ૧૦ હરિષેણ | | | |
| ૨૮. | | ૧૧ જય | | | |
| ૨૯. | ૨૨ નેમિનાથ | | ૯ રામ (બળદેવ) | ૯ કૃષ્ણ | ૯ જરાસંધ |
| ૩૦. | | ૧૨ બ્રહ્મદત્ત | | | |
| ૩૧. | ૨૩ પાર્શ્વ | | | | |
| ૩૨. | ૨૪ વર્ધમાન | | | | |

## ૬

# સામાન્ય મહાપુરુષો

અંગવંશના ૭૭ રાજાઓએ ઘર છોડી દીક્ષા લીધી.
[-સમ૦ ૭૭]

બાહુબલિ, બ્રાહ્મી અને સુંદરી ૮૪ લાખ પૂર્વ વર્ષ સર્વાયુ ભોગવી સિદ્ધ બુદ્ધ અને મુક્ત થયા.
[-સમ૦ ૮૪]

બાહુબલિ, બ્રાહ્મી અને સુંદરી ૫૦૦ ધનુષ ઊંચાં હતાં.
[-સ્થા૦ ૪૩૫]

# ૧

# સંઘવ્યવસ્થા

## ૧. સંઘ

સંઘ ચતુર્વિધ[1] છે—

૧. શ્રમણો; ૨. શ્રમણીઓ; ૩. શ્રાવકો; ૪. શ્રાવિકાઓ.

[–સ્થા૦ ૩૬૩]

## ૨. પ્રવ્રજ્યા[2]

નિર્ગ્રન્થ કે નિર્ગ્રન્થીને નીચેનું બધું પૂર્વ અને ઉત્તર એ બે દિશાભિમુખ રહી કરવું કલ્પે:—

૧. પ્રવ્રજ્યાદાન (વિધિપૂર્વક રજોહરણાદિ આપવું તે);

૨. મુંડન;

૩. શિક્ષાદાન (સૂત્ર, અર્થ અને તદુભય શીખવારૂપ 'ગ્રહણ-શિક્ષા' તથા પ્રતિલેખના વગેરેની વિધિ શીખવારૂપ 'આચરણ-શિક્ષા');

૪. ઉપસ્થાપન (નવા દીક્ષિતને પ્રથમ સામાયિક વ્રત આપે છે અને પછી કાલાંતરે યોગ્યતા જોઈને પાંચ મહાવ્રતની વડી દીક્ષા આપે છે તે);[3]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૩. બૌદ્ધસંઘમાં પણ પ્રથમ પ્રવ્રજ્યા-શ્રામણેર થાય છે અને પછી ઉપસંપન્ન–ભિક્ષુ થાય છે. શ્રામણેરનું જઘન્ય આયુ ૧૫ અને ભિક્ષુનું જઘન્ય આયુ ૨૦ હોવું જોઈએ. જૈન સંઘમાં જઘન્ય આયુ આઠ છે. જુઓ વિનય૦ પૃ૦ ૧૧૮–૧૧૯. પંચવસ્તુક ગા૦ ૫૦. ઉપસ્થાપના વિધિ માટે જુઓ ગા૦ ૬૧૨ થી.

૫. સંભોગ – સહભોજન;

૬. સંવાસ – સહવાસ;[1]

૭. સ્વાધ્યાયનો ઉદ્દેશ (અંગાદિ શાસ્ત્રાભ્યાસ કરવાનો ઉપદેશ આપવો તે);

૮. સમુદ્દેશ (અભ્યસ્ત શાસ્ત્રને વધારે સ્થિર કરવાનો ઉપદેશ આપવો તે);

૯. અનુજ્ઞાપન (અભ્યસ્ત શાસ્ત્રને સમ્યક્પ્રકારે ધારણ કરવાનો અને બીજાને શીખવવાનો ઉપદેશ);

૧૦. પાપકર્મની આલોચના (ગુરુ સમક્ષ અપરાધોનું નિવેદન);

૧૧. પ્રતિક્રમણ (અશુભ અધ્યવસાય છોડી શુભ અધ્યવસાય ધારણ કરવા તે);

૧૨. નિંદા (આત્મસાક્ષીએ વ્રતના અતિચારોની જુગુપ્સા કરવી તે — પશ્ચાત્તાપ);

૧૩. ગર્હા (ગુરુસમક્ષ પોતાના દોષ માટે પશ્ચાત્તાપ);

૧૪. વિકુટ્ટન (અતિચારને દૂર કરવો તે);

૧૫. વિશુદ્ધિ;

૧૬. તે નહીં કરવાની પ્રતિજ્ઞા;

૧૭. યથાયોગ્ય તપઃકર્મ પ્રાયશ્ચિત્તનો સ્વીકાર;

૧૮. અને મારણાંતિક સંલેખના–ભાતપાણીનો પરિત્યાગ કે પાદપોપગમન[2] સ્વીકારી મરણ નિરપેક્ષ થઈ કાલયાપન.

પ્રવ્રજ્યા, મુંડન, શિક્ષા, ઉપસ્થાપન, સંભોગ અને સંવાસ આ ત્રણ વિષે ન કલ્પે —

---

૧. પ્રવ્રજ્યાથી માંડીને સંવાસ સુધીના છ દ્રવ્યકલ્પો કહેવાય છે. જુઓ બૃહત્કલ્પ ગા૦ ૪૧૩.

૨. પાદપ એટલે વૃક્ષ જેમ સ્થિર રહી ભાતપાણીનો ત્યાગ તે પાદપોપગમન.

૧. પંડક (નપુંસક);[1]

૨. વાતિક (જનનેંદ્રિયમાં વિકાર થતાં મૈથુન કર્યા વિના શાંત ન થઈ શકનારો;)[2]

૩. ક્લીબ (જનનેંદ્રિયના વિકારમાત્રથી જેને વીર્યપાત થાય છે તે).[3]

[-સ્થા૦ ૨૦૨]

પ્રવ્રજ્યા ત્રણ છે—

(૧) ૧. ઇહલોક-પ્રતિબદ્ધા (આ લોકમાં જ સારું ખાવા-પીવાનું મળે એ અભિલાષથી લેવાતી દીક્ષા);[4]

૨. પરલોક-પ્રતિબદ્ધા[5] (અત્યારે સંયમ પાળીશું તો પરલોકમાં અવર્ણનીય કામભોગની પ્રાપ્તિ થશે એવા આશયથી લેવાતી);

૩. ઉભયપ્રતિબદ્ધા.

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૨. ટીકાકાર અહીં પાઠાંતરે વ્યાધિત – રોગી એવો શબ્દ પણ બતાવે છે.

૩. વાતિક અને ક્લીબ જો વીર્યસ્રાવને અટકાવવાનો પ્રયત્ન કરે છે તો તે નપુંસક બની જાય છે. વિપક્ષદર્શન માત્રથી વીર્યપાત થાય તો તે દૃષ્ટિ-ક્લીબ; તે જ પ્રમાણે શબ્દશ્રવણથી થાય તો શબ્દક્લીબ; તે જ પ્રમાણે સંશ્લેશ માત્રે કે નિમંત્રણ માત્રે વીર્યપાત થાય તો આદિગ્ધક્લીબ અને નિમંત્રણાક્લીબ—એવા ક્લીબના ચાર ભેદ છે આ સિવાય પણ બીજા ઘણા પ્રકારના નપુંસકો શાસ્ત્રોમાં બતાવ્યા છે. વિશેષ માટે જુઓ બૃહત્કલ્પ ગા૦ ૫૧૩૮ થી.

બૌદ્ધ સઘમાં પણ પડક અને નપુંસક (બને લિંગવાળો) ને પ્રવ્રજ્યા દેવાની મનાઈ છે. જુઓ વિનય૦ પૃ૦ ૧૨૫, ૧૨૮. પડક કેવી રીતે ભિક્ષુ-સઘને કુશીલ બનાવે છે તેનું વર્ણન વિનય અને બૃહત્કલ્પનું લગભગ સરખું છે.

૪. આવી દીક્ષા લેનાર જ્યારે વધી પડયા ત્યારે ભગવાન બુદ્ધે તેમનું નિયંત્રણ કરવા માટે અમુક નિયમો બનાવ્યા. વિનય૦ પૃ૦ ૧૦૭.

(૨) ૧. પુરતઃપ્રતિબદ્ધા (પુત્રાદિ કરતાં શિષ્ય-પરિવાર સારો એવી ભાવી શિષ્યોની આશાથી લેવાતી);
૨. માર્ગતઃપ્રતિબદ્ધા (દીક્ષા તો લે, પણ પૂર્વ-સ્નેહીનો સ્નેહ તૂટે નહીં);
૩. ઉભયતઃપ્રતિબદ્ધા;
(૩) ૧. પીડા આપીને આપવામાં આવતી;
૨. ભગાડીને આપવામાં આવતી;
૩. સંભાષણ કરીને આપવામાં આવતી.
(૪) ૧. ગુરુસેવાર્થે લેવાતી પ્રવ્રજ્યા;
૨. ઉપદેશના પ્રભાવથી લેવાતી–દેવાતી;
૩. સંકેત પ્રવ્રજ્યા (શરતમાં ઊતરીને જેમકે 'ફલાણો દીક્ષા લેશે તો હું લઈશ' એવી રીતે લેવાતી).

પ્રવ્રજ્યા ચાર છે.

(૧) ૧–૩. ઉપર પ્રમાણે;
૪. અપ્રતિબદ્ધા (માત્ર ચારિત્રની પાલના માટે લેવાતી, જેનું ધ્યેય મોક્ષ સિવાય બીજું કાંઈ ન હોય);
(૨) ૧–૩. ઉપર પ્રમાણે;
૪. અપ્રતિબદ્ધા.
(૩) ૧. પીડા આપીને આપવામાં આવતી;[1]
૨. ભગાડીને આપવામાં આવતી;[2]
૩. ઉપદેશ આપીને આપવામાં આવતી;[3]

---

૧. અહીં બીજો પાઠ પણ છે, જેનો અર્થ થાય — 'પોતાનું શારીરિક કે વિદ્યાબળ દેખાડી પ્રભાવમાં લાવી દેવાતી દીક્ષા.'

૨. બીજો અર્થ : કોઈ દૂષણ કરીને આપવામાંથી આવતી.

૩. અહીં બીજો પાઠ મળે છે જેનો અર્થ થાય –'દાસત્વમાંથી છોડાવી દીક્ષા આપવી તે.'

૪. પરિતૃપ્ત કરીને આપવામાં આવતી.

(૪) ૧–૩. ઉપર પ્રમાણે;

૪. વિહગગતિ પ્રવ્રજ્યા (જેનું સૌ કોઈ મરી ખૂટયું હોય તેવા એકાકીની દીક્ષા).

(૫) ૧. નટખાદિતા (સંવેગશૂન્ય હોવા છતાં નટની પેઠે બાહ્ય વેશ ભજવી આહારપ્રાપ્તિ માટે લેવાતી);

૨. ભટખાદિતા (પોતાના બળનું ભટની જેમ પ્રદર્શન કરીને અથવા આડંબરપ્રિય થઈ ભિક્ષા મેળવનારની પ્રવ્રજ્યા);

૩. સિંહખાદિતા (સિંહની પેઠે હકનું ખાતો હોય તેમ તથા ડર વિના કે હીનતાનો ભાવ લાવ્યા વિના કે બીજે દૂર લઈ ગયા વિના મળે ત્યાં જ ખાઈ લેનારની દીક્ષા);

૪. શૃગાલખાદિતા (શિયાળની પેઠે ભાગ્યવશાત્ આ તો મળ્યું છે એમ હીનતાના ભાવથી તથા દૂર લઈ જઈને ખાય તેની દીક્ષા).

(૬) કૃષિ ચાર પ્રકારની છે—

૧. એક વખત વાવવું પડે તેવી (જાર બાજરાની);

૨. વારંવાર વાવવું પડે તેવી (ચોખાની);

૩. એક વખત નીંદવું પડે તેવી;

૪. વારંવાર નીંદવું પડે તેવી.

પ્રવ્રજ્યા પણ કૃષિની જેમ ચાર પ્રકારની છે.[૧]

---

૧. (૧) વચલા બાવીસ તીર્થંકરના સાધુઓને એક વખત સામાયિક ચારિત્ર આપવું પડતું અને તે યાવજ્જીવ રહેતું, તે પહેલા પ્રકારની ખેતી જેવું ગણાય. (૨) મહાવ્રતમાં દોષ લાગ્યા હોય તેથી ફરી નવેસર પાંચ મહાવ્રતનું આરોપણ કરવું પડે તે બીજા પ્રકારની ખેતી જેવું ગણાય (પ્રથમ અને અંતિમ તીર્થંકરના સમયમાં નવદીક્ષિતને અતિચાર ન હોય છત

(૭) ૧. ધાન્યના ઢગલા જેવી (કચરો કાઢી નાખી ધાન્યનો ખળામાં ઢગલો કરાય છે તેવા નિર્દોષચારિત્ર રૂપી);

૨. ખળામાં હવામાં ઉડાડવામાં આવે છે અને પછી જે ઢગલો થાય છે તે ધાન્ય જેવી (જેને પછી શુદ્ધ કરવામાં થોડા પ્રયત્નની જ આવશ્યકતા રહે છે);

૩. ઢોરે ખૂંદીને તૈયાર કરેલા ધાન્યના ઢગલા જેવી (જેને હજુ તદ્દન શુદ્ધ કરવા શ્રમ અને સમયની અપેક્ષા છે તેવી);

૪. લણીને ખળામાં નાખેલા ધાન્યના ઢગલા જેવી (જેને તો હજુ બધું જ સાફ કરવાનું બાકી છે).

[–સ્થા૦ ૩૫૫]

પ્રવ્રજ્યાના દશ પ્રકાર છે.[૧]—

૧. સ્વેચ્છાથી કે પરેચ્છાથી (છંદા);
૨. રોષથી;
૩. દારિદ્ર્યથી;
૪. સ્વપ્નથી કે સ્વપ્નમાં;
૫. પ્રતિશ્રુતા (પૂર્વે આપેલાં વચન અનુસાર);
૬. સ્મરણ કરાવવાથી (પૂર્વવૃત્તાંત યાદ કરાવવાથી);
૭. રોગથી;
૮. અનાદરથી;

---

વડી દીક્ષારૂપ છેદચારિત્ર આપવામાં આવે છે, તે પણ આમાં ગણાય.) (૩) એક વખત અતિચાર લાગતાં આલોચના કરી લેવી તે ત્રીજી. અને (૪) અનેક વાર અતિચાર લાગતાં અનેક વાર આલોચનાદિ શુદ્ધિ કરવી પડે તે ચોથી ખેતી જેવી જાણવી.

૧. આનાં ઉદાહરણોના વર્ણન માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૯. દેવદ્વારા પ્રતિબોધ પામી;
૧૦. પુત્રપ્રેમથી.

[-સ્થા૦ ૭૧૨]

## ૩. આચાર્યોપાધ્યાય

આચાર્ય ચાર પ્રકારના છે[1]—

(૧) ૧. પ્રવ્રજ્યાચાર્ય હોય પણ ઉપસ્થાપનાચાર્ય ન હોય;[2]
૨. ઉપસ્થાપનાચાર્ય હોય પણ પ્રવ્રજ્યાચાર્ય ન હોય;
૩. પ્રવ્રજ્યાચાર્ય હોય અને ઉપસ્થાપનાચાર્ય પણ હોય;
૪. પ્રવ્રજ્યાચાર્ય ન હોય અને ઉપસ્થાપનાચાર્ય પણ ન હોય તે ધર્માચાર્ય;[3]

(૨) ૧. ઉદ્દેશનાચાર્ય હોય પણ વાચનાચાર્ય[4] ન હોય;
૨. વાચનાચાર્ય હોય પણ ઉદ્દેશનાચાર્ય ન હોય;

---

૧. વ્યવહારસૂત્ર ઉ૦ ૧૦ સૂત્ર ૧૨માં આચાર્યના ત્રણ ભેદ બતાવ્યા છે: (૧) પ્રવ્રજ્યાચાર્ય, (૨) ઉપસ્થાપનાચાર્ય અને (૩) ધર્માચાર્ય.

૨. સામાયિકારોપણરૂપ પ્રવ્રજ્યા આપે તે પ્રવ્રજ્યાચાર્ય. અને ઉપસ્થાપના – પાંચ મહાવ્રતના આરોપણરૂપ વડીદીક્ષા આપે તે ઉપસ્થાપનાચાર્ય.

૩. જેણે કોઈને ઉપદેશ આપી દીક્ષા માટે ઉમેદવાર બનાવ્યો હોય પણ પ્રવ્રજ્યા કે ઉપસ્થાપના પોતે ન કર્યાં હોય તે ધર્માચાર્ય.

૪. 'તું હવે અમુક ભણવાનો અધિકારી છે' એવો શાસ્ત્રપઠનનો અધિકાર આપનાર આચાર્ય તે ઉદ્દેશનાચાર્ય; અને શાસ્ત્રનું પઠન કરાવે તે વાચનાચાર્ય.

૩. ઉદ્દેશનાચાર્ય હોય અને વાચનાચાર્ય પણ હોય;

૪. ઉદ્દેશનાચાર્ય ન હોય અને વાચનાચાર્ય પણ ન હોય.[1]

[–સ્થા૦ ૩૨૦]

## ૪. ગણી કેવા હોય ?

ગણીની આઠ સંપત્તિ છે[2] —

૧. આચારસંપત્તિ, ૨. શ્રુતસંપત્તિ; ૩. શરીરસંપત્તિ; ૪. વચનસંપત્તિ; ૫. વાચનાસંપત્તિ; ૬. મતિસંપત્તિ; ૭. પ્રયોગ (એટલે વાદવિષયક) સંપત્તિ; ૮. સંગ્રહ (અર્થાત્ ક્ષેત્ર, ફલક આદિના સ્વીકારની યથોચિતતા સમજવા રૂપી) સંપત્તિ.

[–સ્થા૦ ૬૦૧]

છ સ્થાનયુક્ત અણગાર ગણ ધારણ કરી શકે :—

૧. શ્રદ્ધાળુ; ૨. સત્યવાન; ૩. મેધાવી; ૪. બહુશ્રુત; ૫. શક્તિમાન; ૬. અલ્પાધિકરણ — ક્લેશરહિત.

[–સ્થા૦ ૪૭૫]

---

૧. અર્થાત્ કોઈને ધર્મોપદેશ આપીને દૂર રહેનાર ધર્માચાર્ય. તે પોતે દીક્ષા નથી આપતા કે ભણતર કરાવતા નથી.

૨. સમાન શીલાચારવાળા સાધુનો સમુદાય તે 'ગણ'. તે ગણના નાયક તે 'ગણી' અર્થાત્ આચાર્ય. તેની સંપત્તિ-ગુણવૈભવ માટે જુઓ દશાશ્રુતસ્કંધ ૪ દશા. આ જ પ્રમાણે બૌદ્ધ મતે ઉપસંપાદકના ગુણ માટે જુઓ વિનય૦ પૃ૦ ૧૧૦.

આ આઠે સંપિત્તના ચાર ચાર ભેદો માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

## ૫. આચાર્યોપાધ્યાયના અતિશયો

ગણને વિષે આચાર્યોપાધ્યાયના પાંચ અતિશય છે[1]:—

૧. આચાર્યોપાધ્યાય ધૂળવાળા પગ ઉપાશ્રયમાં લાવી બીજા પાસે ઝટકાવરાવે કે લૂંછાવે તો પણ મર્યાદાનું ઉલ્લંઘન નથી ગણાતું.

૨. આચાર્યોપાધ્યાય મળમૂત્રનો ઉત્સર્ગ અથવા તેની શુદ્ધિ ઉપાશ્રયમાં કરે તે પણ મર્યાદાનું ઉલ્લંઘન નથી ગણાતું.

૩. અચાર્યોપાધ્યાય ઇચ્છે તો વૈયાવૃત્ત્ય કરે અને ન ઇચ્છે તો ન કરે તો પણ મર્યાદાનું ઉલ્લંઘન નથી ગણાતું.

૪. આચાર્યોપાધ્યાય ઉપાશ્રયમાં એક રાત કે બે રાત એકલા રહે તો પણ અતિક્રમણ નથી થતું.

૫. આચાર્યોપાધ્યાય ઉપાશ્રયની બહાર ગમે ત્યાં એક રાત કે બે રાત એકલા રહે તો પણ અતિક્રમણ નથી.

[–સ્થા૦ ૪૩૮]

આચાર્યોપાધ્યાયના ગણને વિષે સાત અતિશય છે:—

૧–૫. ઉપર પ્રમાણે; ૬. ઉપકરણની વિશેષતા; ૭. ભક્તપાનની વિશેષતા.

[–સ્થા૦ ૫૭૦]

## ૬. કલહનાં કારણો અને નિવારણ

ગણમાં પાંચ કારણે આચાર્યોપાધ્યાય કલહ કરાવે:—

૧. ગણમાં રહેનારા શ્રમણોને સમ્યક્ રીતે આજ્ઞા વા નિષેધ ન કરે;

૨. વયોજ્યેષ્ઠ વા જ્ઞાનાદિથી જ્યેષ્ઠ સાધુને યોગ્ય રીતે વંદનકર્મનો પ્રયોગ ન કરે;

---

૧. વ્યવહારસૂત્ર ઉ૦ ૬, સૂ. ૨ માં આ જ સૂત્ર છે, અને તેનો વિસ્તાર વ્યવહારભાષ્યમાં છે.

૩. કાલક્રમે જેને વાચના આપવાની હોય તેને તે પ્રમાણે આપે નહિ;[1]

૪. ગણમાં ગ્લાન અને શૈક્ષ્યની સેવા કરવાની વ્યવસ્થા ઠીક ન કરે;

૫. ગમે તેમ આજ્ઞા લઈને કે લીધા વિના વિહરવા દે.

[–સ્થા૦ ૩૯૯]

આચાર્યોપાધ્યાય પાંચ કારણે ગણમાંથી કલહ ટાળી શકે :—

૧–૫. ઉપર્યુક્તથી ઊલટી રીતે વર્તે તો.

[–સ્થા૦ ૩૯૯]

આચાર્યોપાધ્યાય સાત કારણે ગણનો સંગ્રહ કરી શકે :—

૧. સમ્યક્ પ્રકારે આજ્ઞા વા નિષેધનો પ્રયોગ કરે;

૨. સમ્યક્ પ્રકારે વયોજ્યેષ્ઠ કે જ્ઞાનજ્યેષ્ઠને વંદન-કર્મ કરે;

૩. કાલક્રમે વાચનાયોગ્યને વાચના આપે ;

૪. ગણમાં રોગી અને શૈક્ષ્યની સેવાની વ્યવસ્થા કરે;

૫. સ્વચ્છંદવિહારને રોકે;

૬. ઉપકરણ સમ્યક્ પ્રકારે મળે તેવી ગોઠવણ કરે;

૭. મળેલાં ઉપકરણની સમ્યક્ પ્રકારે રક્ષાનો પ્રબંધ કરે.

આચાર્યોપાધ્યાય સાત કારણે ગણનો સંગ્રહ ન કરી શકે:—

૧–૭. ઉપરથી ઊલટું વર્તન હોય તો.

[–સ્થા૦ ૫૪૪]

---

૧. વાચના આપવાના કાળક્રમની વિગતો માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬.

## ૭. ગણુ છોડવાનાં કારણો

પાંચ કરણે આચાર્યોપાધ્યાય ગણુ છોડી ચાલ્યા જાય[1]:—

૧. તેમની આજ્ઞા કે નિષેધ ગણુમાં ન પળાતાં હોય;

૨. વયોજ્યેષ્ઠ કે જ્ઞાનજ્યેષ્ઠ શ્રમણોને વંદન ન કરે;

૩. યથાકાલે શ્રુતની વાચના ન આપે;

૪. પોતાના ગણુની કે અન્યના ગણુની સાધ્વીમાં આસક્ત થાય;

૫. પોતાના સગાસંબંધી ગણુથી બહાર ગયા હોય તેમનો સંગ્રહ અને ઉપકાર કરવા ખાતર:

[–સ્થા૦ ૪૩૯]

સાત કારણો બતાવી ગણુ છોડવાની રજા માગી ગણુને છોડીને જાય તે આ[2]—

૧. મને સર્વ ધર્મ પસંદ છે;

૨. મને અમુક ધર્મ તો ગમે છે પણુ અમુક નથી ગમતા;

૩. સર્વ ધર્મમાં મને સંશય છે;

૪. અમુકમાં મને સંશય છે અને અમુકમાં નથી;

૫. સર્વ ધર્મ દેવા ચાહું છું;

---

૧. વિશેષ વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૭.

૨. જે વિષયની પોતાને લેવા–દેવાની ઇચ્છા હોય તેનું પાત્ર પોતાના ગણમાં ન હોય, તો જ્યાં તે પાત્ર હોય ત્યાં જવા માટે આચાર્ય પાસે ગણમાંથી છૂટા થવાની રજા માગવી જોઈએ અને પછી જવું જોઈએ. અથવા સાધનાની ઉગ્રતા સ્વીકારવી હોય – જેવી કે એકલવિહારી પ્રતિમા – તો પણ ગણ છોડવાની રજા લઈ જઈ શકે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રને કારણે ગણ છોડવાની રજા છે અન્યથા નહિ. જુઓ બૃહત્કલ્પ – ઉ૦ ૪, સૂ૦ ૨૦–૨૮.

૬. અમુક ધર્મ લેવા ચાહું છું અને અમુક લેવા નથી ચાહતો;

૭. એકલવિહાર પ્રતિમા સ્વીકારી વિચરવા ઇચ્છું છું.

[–સ્થા૦ ૫૪૧]

## ૮. શિષ્ય અને સ્થવિર

અંતેવાસી ચાર પ્રકારના છે—

(૧) ૧. પ્રવ્રજ્યાશિષ્ય હોય પણ ઉપસ્થાપનાશિષ્ય ન હોય;

૨. ઉપસ્થાપનાશિષ્ય હોય પણ પ્રવ્રજ્યાશિષ્ય ન હોય;

૩. પ્રવ્રજ્યાશિષ્ય હોય અને ઉપસ્થાપનાશિષ્ય પણ હોય;

૪. પ્રવ્રજ્યાશિષ્ય પણ ન હોય અને ઉપસ્થાપના-શિષ્ય પણ ન હોય.

(૨) ૧. ઉદ્દેશનાશિષ્ય હોય પણ વાચનાશિષ્ય ન હોય;

૨. વાચનાશિષ્ય હોય પણ ઉદ્દેશનાશિષ્ય ન હોય;

૩. ઉદ્દેશનાશિષ્ય હોય અને વાચનાશિષ્ય પણ હોય;

૪. ઉદ્દેશનાશિષ્ય ન હોય અને વાચનાશિષ્ય પણ ન હોય.

[–સ્થા૦ ૩૨૦]

સ્થવિરની ત્રણ ભૂમિ છે[૧] :—

૧. જાતિસ્થવિર (૬૦ વર્ષનો);

૨. શ્રુતસ્થવિર (સ્થાનાંગ-સમવાયાંગને ધારણ કરે તે);

---

૧. જુઓ વ્યવહારસૂત્ર ઉ૦ ૧૦, સૂત્ર ૧૫.

૩. પર્યાયસ્થવિર (વીસ વર્ષનો શ્રમણપર્યાય જેનો થઈ ગયો હોય તે).

[—સ્થા૦ ૧૫૯]

શૈક્ષની ત્રણ ભૂમિ છે[1]:—

૧. ઉત્કૃષ્ટ છ માસ; ૨. મધ્યમ ચાર માસ; ૩. જઘન્ય સાત રાત્રી.

[—સ્થા૦ ૧૫૯]

## ૯. અનુજ્ઞા વગેરે

અનુજ્ઞાના[2] ત્રણ ભેદ છે:—

૧. આચાર્ય આપે તે; ૨. ઉપાધ્યાય આપે તે; ૩. ગણી આપે તે.

તે જ પ્રમાણે સમનુજ્ઞા,[3] ઉપસંપદા[4] અને પરિત્યાગ[5] વિષે સમજવું.

[—સ્થા૦ ૧૭૪]

---

૧. જુઓ વ્યવહારસૂત્ર ઉ૦ ૧૦, સૂત્ર ૧૯.

૨. શાસ્ત્રપઠનની આજ્ઞા કે અધિકાર તે અનુજ્ઞા. તેના દાયક ભેદથી ત્રણ ભેદ સમજવા.

૩. સર્વગુણસંપન્ન (જુઓ વ્યવહાર ઉ૦ ૩.) એવા આચાર્ય ઉપાધ્યાય અને ગણી જો અનુજ્ઞા આપે તો તે સમનુજ્ઞા કહેવાય છે. તેના પણ દાયકભેદે ત્રણ ભેદ છે. અહીં ટીકાકાર પ્રાકૃત શબ્દ સમણુન્નાનો સમનોજ્ઞાઃ એવો સંસ્કૃત પ્રતિશબ્દ સૂચવી વિકલ્પે સાધુના ત્રણ પ્રકાર પાડે છે· આચાર્ય, ઉપાધ્યાય અને ગણી. અને ક્ષુલ્લકાદિ બીજા સાધુઓનું અસ્તિત્વ છતાં ત્રિસ્થાનકાધિકાર હોવાથી વિવક્ષિત નથી એમ જણાવે છે. પણ તેમણે પ્રથમ અર્થ કર્યો છે તે વધારે સંગત લાગે છે.

૪. પોતાનો ગણ છોડી બીજા ગણની વ્યક્તિને આચાર્યાદિ માને તે.

૫. આચાર્ય વગેરે પોતાનો ગણ છોડે તે.

## ૧૦. દુષ્ટ શિષ્યો[1]

(૧) ગુરુની અપેક્ષાએ ત્રણ પ્રત્યનીક — પ્રતિકૂલ છે :—

૧. આચાર્ય પ્રત્યનીક; ૨. ઉપાધ્યાયપ્રત્યનીક; ૩. સ્થવિરપ્રત્યનીક.

(૨) ગતિની અપેક્ષાએ ત્રણ પ્રત્યનીક છે:—

૧. ઇહલોકપ્રત્યનીક; ૨. પરલોકપ્રત્યનીક; ૩. ઉભય-લોકપ્રત્યનીક.

(૩) સમૂહની અપેક્ષાએ ત્રણ પ્રત્યનીક છે:—

૧. કુલપ્રત્યનીક (એકાચાર્યની સંતતિ તે કુલ);
૨. ગણપ્રત્યનીક (ત્રણ ત્રણ કુલ મળીને ગણ);
૩. સંઘપ્રત્યનીક (સર્વશ્રમણસમૂહ તે સંઘ).

(૪) અનુકંપાની અપેક્ષાએ ત્રણ પ્રત્યનીક છે:—

૧. તપસ્વીપ્રત્યનીક;૨. ગ્લાનપ્રત્યનીક; ૩. શૈક્ષપ્રત્યનીક.

(૫) ભાવપ્રત્યનીક ત્રણ છે:—

૧. જ્ઞાનપ્રત્યનીક; ૨. દર્શનપ્રત્યનીક; ૩. ચારિત્રપ્રત્યનીક.

(૬) શ્રુતપ્રત્યનીક ત્રણ છે :—

૧. સૂત્રપ્રત્યનીક; ૨. અર્થપ્રત્યનીક; ૩. તદુભયપ્રત્યનીક.

[–સ્થા૦ ૨૦૮]

## ૧૧. વ્યવહાર

વ્યવહાર પાંચ પ્રકારનો[2] છે:—

૧. આગમવ્યવહાર; ૨. શ્રુતવ્યવહાર; ૩. આજ્ઞાવ્યવહાર; ૪. ધારણાવ્યવહાર (ગીતાર્થે કરેલ વ્યવહારનો પ્રસંગ યાદ

---

૧. આવું સૂત્ર ભગવતીમાં છે: શ૦ ૮, ઉ૦ ૮, પૃ૦ ૧૫૭.

૨. આ સૂત્ર ભગવતીમાં પણ છે: શ૦ ૮, ઉ૦૮, પૃ૦ ૧૫૫. જુઓ વ્યવહારસૂત્ર ઉ૦ ૧૦, સૂ. ૩. વિશેષ વિગતો માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮.

કરી તેવે પ્રસંગે વર્તવું તે); ૫. જીતવ્યવહાર (રૂઢિથી ચાલ્યો આવતો).

જ્યાં સુધી કોઈ પણ વિષયમાં આગમથી વ્યવસ્થા મળી શકતી હોય ત્યાં સુધી તે આગમનો આશ્રય લઈ વ્યવહાર કરવો જોઈએ. જે વિષયમાં આગમ ન હોય તેમાં શ્રુતાનુસારી વ્યવહાર કરવો. અને શ્રુત પણ ન હોય તેમાં આજ્ઞાનો આશ્રય લેવો; આજ્ઞા પણ ન હોય તો ધારણાનો આશ્રય લેવો અને ધારણા પણ ન હોય તો જીતનો આશ્રય લઈ વ્યવહાર કરવો. આમ આગમાદિથી વ્યવહાર ચલાવવો જોઈએ. જ્યારે જ્યારે પ્રસંગ પડે ત્યારે ત્યારે આમ આગમાદિ વ્યવહારનો સમ્યક્ પ્રકારે આશ્રય લઈ પ્રવૃત્તિ કરે છે તેઓ જિનાજ્ઞાના સમ્યક્ આરાધક થાય છે.

[-સ્થા૦ ૪૨૧]

## ૧૨. કલ્પ

કલ્પસ્થિતિ (સાધુના આચારની મર્યાદા)[1] ત્રણ પ્રકારની છેઃ—

(૧) ૧. સામાયિકકલ્પસ્થિતિ (સામાયિક વિષેના આચારની મર્યાદા);[2]

૨. છેદોપસ્થાપનિકા કલ્પસ્થિતિ (અમુક વખત પછી પાંચ મહાવ્રતોના આરોપણરૂપ ચારિત્રની મર્યાદા);

૩. નિર્વિશમાના કલ્પસ્થિતિ (પરિહારવિશુદ્ધિ તપ સ્વીકારનારની મર્યાદા);

---

૧. સાધુઓનો આચાર કલ્પસૂત્રમા પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. તદનુસારે અવસ્થાન તે પણ કલ્પસ્થિતિ કહેવાય. દશ કલ્પોની વ્યાખ્યા માટે જુઓ પંચાશક ૧૭મું.

૨. આ તથા પછીના ભેદોની સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૯.

(૨) ૧. નિર્વિષ્ટા કલ્પસ્થિતિ (પારિહારિક તપસ્યા પૂરી કરનારની આચારમર્યાદા);
૨. જિનકલ્પસ્થિતિ (ગચ્છથી બહાર જઈ તપસ્યાપૂર્વક જીવન વિતાવનારની મર્યાદા);[1]
૩. સ્થવિરકલ્પસ્થિતિ (ગચ્છવાસી આચાર્યાદિની આચારમર્યાદા).[2]

[–સ્થા૦ ૨૦૬]

કલ્પસ્થિતિ છ પ્રકારની છે[3]:—
૧–૬ ઉપર્યુક્ત.

[–સ્થા૦ ૫૩૦]

કલ્પના પરિમન્થુ (ઘાતક) છ છે[4] :—
૧. સંયમનો પરિમન્થુ કૌકુચિત[5] છે;
૨. સત્યવચનનો પરિમંથુ મૌખર્ય છે;
૩. ઇર્યાપથિકીનો પરિમન્થુ ચક્ષુર્લોલુપતા છે;
૪. એષણાગોચરીનો પરિમન્થુ તિંતિણિક છે, (ભિક્ષાચર્યામાં ઇષ્ટ વસ્તુ ન મળતાં ખિન્ન થઈ ગમેતેમ બોલવું તે);
૫. મુક્તિમાર્ગનો પરિમન્થુ ઇચ્છા-લોભ છે.
૬. મોક્ષમાર્ગનો પરિમન્થુ લોભથી નિદાન કરવું તે છે. કારણ, સર્વત્ર ભગવાને અનિદાનતાની પ્રશંસા કરી છે.

[–સ્થા૦ ૫૨૯]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૦
૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૧.
૩. બૃહત્કલ્પ ઉ. ૬, સૂ. ૧૪.
૪. બૃહત્કલ્પ ઉ ૬, સૂ. ૧૩.
૫. પોતાના સ્થાને નર્તકીની જેમ નાચ્યા કરે તે સ્થાનકૌકુચિત — કુચેષ્ટા. હાથથી કાંકરા ફેંકે ઇત્યાદિ શરીર વડે કરાતી કુચેષ્ટા તે શરીરકૌકુચિત. અને મોઢેથી સીટી વગાડે અગર બીજાને હસાવે તેવું બોલે તે ભાષાકૌકુચિત.

## ૧૩. સમાચારી[1]

સમાચારી દશ પ્રકારની છે[2]:—

૧. ઇચ્છાકાર ('આપની ઇચ્છા હોય તો કરું–કરો' એમ કહેવું તે);

૨. મિથ્યાકાર ('મારું દુષ્કૃત્ય મિથ્યા થાઓ' એમ કહેવું તે);

૩. તથાકાર ('આપનું કહેવું યથાર્થ છે' એમ કહેવું તે);

૪. આવશ્યિકા ('આવશ્યક કાર્ય છે' કહી બહાર જવું તે);

૫. નૈષેધિકી (બહાર જઈ આવ્યા બાદ, હવે હું ગમન-વ્યાપાર બંધ કરું છું એમ કહેવું તે);

૬. આપૃચ્છના (બધી ક્રિયાઓ કરતાં ગુરુને પૂછવું તે);

૭. પ્રતિપૃચ્છા (પહેલાં રજા ન મળી હોય તેવી ક્રિયા માટે નિમિત્ત હોતાં ફરી પૂછવું તે);

૮. છંદના (લાવેલી ભિક્ષામાંથી કોઈને જોઈતું હોય તો લો એમ કહેવું તે);

૯. નિમંત્રણ (લાવ્યો ન હોય પણ ભિક્ષાદિ લાવી આપવા પૂછવું તે).

૧૦. ઉપસંપદા (જ્ઞાનાદિ અર્થે ગચ્છ છોડીને અન્ય સાધુને આશ્રયે રહેવું તે).

આ દશ પ્રકારની સમાચારી કાલના વિષયમાં કહી છે.[3]

[–સ્થા૦ ૭૪૯]

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૨.

૨. દશ પ્રકારની વિશેષ સમજૂતી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૩.

૩. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૪.

## ૧૪. સંભોગ-વિસંભોગ

સંભોગ[1] (અર્થાત્ સમાન સમાચારીવાળા ભિક્ષુઓનું સાથે મળીને ભોજન આદિ) તેના બાર પ્રકાર છેઃ—

૧. ઉપધિ (વસ્ત્રપાત્રાદિ); ૨. શ્રુત (શ્રુતની વાચના); ૩. ભક્તપાન; ૪. અંજલિપ્રગ્રહ (હાથ જોડી નમસ્કાર કહેવા); ૫. દાન (શિષ્યનું); ૬. નિકાચન (નિમન્ત્રણ); ૭. અભ્યુત્થાન (માન આપવા આસનેથી ઊભા થવું); ૮. કૃતિકર્મ (વંદન); ૯. વૈયાવૃત્યકરણ (સેવાચાકરી); ૧૦. સમવસરણ (સાધુઓનો મેળો); ૧૧. સંનિષધા (આસન); ૧૨. કથાપ્રબન્ધન (વાદ).

[-સમ૦ ૧૨]

શ્રમણ નિર્ગ્રન્થના મૃષાઆચારને પોતે જોયો હોય કે બીજા શ્રદ્ધેય જન પાસેથી સાંભળ્યો હોય તો તે વિષે વધારેમાં વધારે ત્રણ વખત આલોચનાનો અવસર દેવો. પણ પછી સંભોગને તોડી વિસંભોગ કરે તો આજ્ઞાનું ઉલ્લંઘન નથી ગણાતું.

[-સ્થા૦ ૧૭૩]

પાંચ કારણે શ્રમણનિર્ગ્રન્થ સાંભોગિક સાધર્મિકને વિસાંભોગિક બનાવે તો અતિક્રમણ નથી :—

૧. અકૃત્યસેવન કર્યું હોય;

---

૧. આનું વિસ્તારથી વિવેચન નિશીથસૂત્રના પાંચમા ઉદ્દેશાના ભાષ્યમાં છે. આ ગાથા નિશીથભાષ્યમાં છે. વ્યવહારભાષ્યમાં ઉ૦ ૫ માં ભાષ્ય ગા૦ ૪૭માં સંભોગના છ પ્રકાર ઓઘાદિ ગણાવ્યા છે. અને અહીં ગણાવેલા બાર ભેદોને ઓઘ સંભોગના ઉપભેદ રૂપે ગણાવ્યા છે. ભેદ ગણના કરતી ગાથાઓ (ગા૦ ૪૯-૫૦) આ જ છે. અને ગા૦ ૫૨ માં નિશીથનો પંચમ ઉદ્દેશ જોવાની ભલામણ છે. સંભોગનો સામાન્ય અર્થ એ છે કે સમાન સમાચારી વાળા ભિક્ષુઓનો સાથે મળીને ભોગ તે સંભોગ. તેના ઉપધિ આદિ વિષયભેદે બાર ભેદ સમજવા. તે ભેદોની સમજ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૫.

૨. અકૃત્ય કર્યાં છતાં આલોચના ન લે;

૩. આલોચના કર્યાં છતાં પ્રાયશ્ચિત્ત ન કરે;

૪. પ્રાયશ્ચિત્ત લે પણ પાર પાડે નહિ;

૫. 'અરે! આ સ્થવિરા જ વારંવાર આચારનું અતિક્રમણ કરી અકૃત્યો કરે છે તો મારું તેઓ શું કરવાના હતા?' એમ કહે.

[–સ્થા૦ ૩૯૮]

આ નવ સાધર્મિક સાથે સંભોગ તોડી વિસંભોગ કરે તો અતિક્રમણ નથી :—

૧. આચાર્યપ્રત્યનીક; ૨. ઉપાધ્યાયપ્રત્યનીક; ૩. કુલપ્રત્યનીક; ૫. ગણપ્રત્યનીક; ૬. સંઘપ્રત્યનીક; ૭. જ્ઞાનપ્રત્યનીક; ૮. દર્શનપ્રત્યનીક; ૯. ચારિત્રપ્રત્યનીક.

[–સ્થા૦ ૬૬૧]

## ૧૫. નિર્ગ્રન્થ-નિર્ગ્રન્થીના નિયમો

નિર્ગ્રન્થ ચાર કારણે નિર્ગ્રન્થી સાથે બોલે તો અતિક્રમણ નથી:—

૧. માર્ગ પૂછવો હોય; ૨. માર્ગ દેખાડવો હોય; ૩. અશનપાનાદિ દેતો હોય; ૪. અશનપાનાદિ દેવરાવતો હોય.

[–સ્થા૦ ૨૯૦]

નિર્ગ્રન્થો પાંચ કારણે નિર્ગ્રન્થીઓ સાથે એક ઠેકાણે સ્થાન, શય્યા, અને નિષદ્યા કરે તો અતિક્રમણ નથી:—

૧. કોઈ નિર્ગ્રન્થો અને નિર્ગ્રન્થીઓ જેમાંથી જલદી નીકળી ન શકાય, જેમાં બીજાની આવજાવ થતી ન હોય તેવા વેરાન લાંબા ગળાવાળા કોઈ જંગલમાં આવી ચઢ્યા હોય તો;

૨. કોઈ ગ્રામ, નગર કે શહેર વગેરેમાં અમુકને ઉપાશ્રયની સગવડ મળી હોય પણ બીજાને કોઈ પણ પ્રકારે સગવડ ન મળી હોય તો તેવે સમયે એકત્ર સ્થાન આદિ કરે તો;

૩. નાગકુમાર કે સુપર્ણકુમારાવાસમાં જગ્યા મળી હોય તો;

૪. જો ચોરો આવી નિર્ગ્રન્થીનાં કપડાં લઈ જાય તેવું હોય તો;

૫. જો યુવાનો નિર્ગ્રન્થી સાથે મૈથુન સેવવા આવે એવો ડર હોય તો.

અચેલ નિર્ગ્રન્થ એકલો હોય તો સચેલ નિર્ગ્રન્થી સાથે પાંચ કારણે રહે તો અતિક્રમણ નથી[૧]:—

૧. વિક્ષિપ્તચિત્ત હોય; ૨. દૃપ્તચિત્ત હોય; ૩. યક્ષાવિષ્ટ હોય; ૪. ઉન્માદી હોય; ૫. નિર્ગ્રન્થીએ જેને દીક્ષા અપાવી હોય.

[–સ્થા૦ ૪૧૭]

પાંચ કારણે શ્રમણનિર્ગ્રન્થ નિર્ગ્રન્થીને પકડી રાખે કે ટેકો આપે તો અતિક્રમણ નથી:—

૧. જો કોઈ પશુ કે પક્ષી નિર્ગ્રન્થીને મારતું હોય;

૨. દુર્ગ કે વિષમમાર્ગથી નિર્ગ્રન્થી પ્રસ્ખલિત થતી હોય કે પડી જતી હોય;

૩. નિર્ગ્રન્થી કાદવકીચડમાં ફસાઈ ગઈ હોય કે લપટી પડતી હોય તો;

૪. નિર્ગ્રન્થીને નાવમાં ચડાવવી હોય કે તેમાંથી ઉતારવી હોય;

---

૧. બૃહત્કલ્પ ઉ૦ ૬.

૫. જો નિર્ગ્રન્થી ક્ષિપ્તચિત્તા, દૃપ્તચિત્તા, યક્ષાવિષ્ટા, ઉન્માદી, ઉપસર્ગયુક્તા, સાધિકરણા, સપ્રાયશ્ચિત્તા, યાવત્ જેણે ભક્તપાનનો ત્યાગ કર્યો હોય તેવી, અથવા અર્થજાત[1] હોય તો.

[–સ્થા૦ ૪૩૭]

છ કારણે નિર્ગ્રન્થ નિર્ગ્રન્થીને પકડી રાખે કે ટેકો આપે તે અતિક્રમણ નથી[2]—

૧. ક્ષિપ્તચિત્તા હોય; ૨. દૃપ્તચિત્તા હોય; ૩. યક્ષાવિષ્ટા હોય; ૪. ઉન્માદી હોય; ૫. ઉપસર્ગ આવી પડ્યા હોય; ૬. સાધિકરણા હોય.

[–સ્થા૦ ૪૭૬]

નિર્ગ્રન્થ અને નિર્ગ્રન્થીઓ છ કારણે સાથે મળીને કાલગત (મૃત્યુ પામેલા) સાધર્મિક પ્રત્યે સમાદર બતાવે તો અતિક્રમણ નથી:—

૧. અંદરથી બહાર કાઢવું હોય; ૨. એકદમ બહાર કાઢવું હોય; ૩. બાંધવું હોય; ૪. જાગરણ કરવું હોય; ૫. અનુજ્ઞાપન કરવું હોય; ૬. મૂંગામૂગા સાથે જાય તો.

[–સ્થા૦ ૪૭૭]

## ૧૬. વાચના

આ ચારને વાચના આપવી નહિ[3]:—

૧. અવિનીત; ૨. વિકૃતિપ્રતિબદ્ધ; ૩. બેલગામ કોપવાળો; ૪. માયી.

---

૧. જેને તેનો પતિ અગર ચોર સંયમમાર્ગથી પતિત કરવાની કોશીશ કરતા હોય તેવી.

૨. જુઓ બૃહત્કલ્પ ઉ૦ ૬. સૂત્ર ૧૦–૧૫.

૩. સરખાવો બૃહત્કલ્પ ઉ૦ ૪, સૂ૦ ૧૦, ૧૧.

આ ચારને વાચના આપવી :—

૧. વિનીત; ૨. વિકૃતિમાં પ્રતિબદ્ધ ન હોય; ૩. કોપ જેના કાબૂમાં હોય; ૪. અમાયી.

[–સ્થા૦ ૩૨૬]

આ ત્રણને વાચના આપવી નહિ.[1] :—

૧. અવિનીત; વિકૃતિમાં પ્રતિબદ્ધ; ૩. ક્રોધ જેના કાબૂમાં ન હોય.

આ ત્રણને વાચના આપવી :—

૧. વિનીત; ૨. વિકૃતિમાં પ્રતિબદ્ધ ન હોય; ૩. ક્રોધ જેના કાબૂમાં હોય.

પાંચ કારણે સૂત્રવાચના આપે :—

૧. સંગ્રહાર્થે; ૨. ઉપગ્રહાર્થે; ૩. નિર્જરાર્થે; ૪. મને સૂત્ર સ્પષ્ટ થશે એમ માની; ૫. ભવિષ્યમાં સૂત્રનો વિચ્છેદ ન થાય તે માટે.

પાંચ કારણે સૂત્ર શીખે :—

૧. જ્ઞાનાર્થે; ૨. દર્શનાર્થે ૩. ચારિત્રાર્થે; ૪. મિથ્યાભિનિવેશ છોડવા માટે; ૫. યથાવસ્થિત પદાર્થજ્ઞાનાર્થે.

[–સ્થા૦ ૪૬૮]

## ૧૭. આશાતના

આશાતના ૩૩ છે :—

૧. શિષ્ય રત્નાધિકની પાસે થઈ જાય તો (એવી રીતે કે તેનું કપડું અડી જાય તેવી રીતે ઘસીને ચાલે);

૨. શિષ્ય રત્નાધિકની સામે થઈ જાય તો;

૩. શિષ્ય રત્નાધિકની બાજુએ થઈ જાય તો;

---

૧. આજ સૂત્ર બૃહત્કલ્પમાં છે. ઉ૦૪, સૂ૦ ૧૦, ૧૧.

૪–૬. તે જ પ્રમાણે પાસે ઊભો રહે આદિ;

૭–૯. તે જ પ્રમાણે પાસે બેસે આદિ;

૧૦–૧૧. ગુરુની સાથે મલોત્સર્ગ કરવા ગયો હોય છતાં તેમના પહેલાં શુચિકર્મ કરે અને ગમનાગમનની આલોચના કરે;

૧૨. રાત્રે રાત્નિક પૂછે કે કોણ જાગે છે ત્યારે જાગતાં છતાં જવાબ ન આપે;

૧૩. કોઈ નવી વાત રાત્નિકને પ્રથમ ન કહેતાં બીજાને કહે;

૧૪–૧૭. ગોચરીનું પ્રથમ આલોચન, દર્શન, નિમંત્રણ, અને દાન ગુરુને ન કરે પણ બીજાને કરે;

૧૮. ગોચરીમાંથી સારું સારું પોતે ખાઈ જાય;

૧૯. પ્રયોજને આચાર્ય બોલાવે ત્યારે જવાબ ન આપે;

૨૦. રાત્નિક બોલાવે એટલે તેને સંભળાવે કે શું મને જ જોયો છે, તે વારે વારે મને જ બોલાવો છો? —આમ હલકાં વચન સંભળાવે;

૨૧. રાત્નિક બોલાવે એટલે 'પ્રથમ પ્રણામ કરું છું', કહેવાને બદલે 'શું કામ છે?' કહે;

૨૨. રાત્નિક કાંઈ કહે એટલે જવાબ આપે કે 'તમે કોણ એવું કહેનાર?'

૨૩. 'તું ગ્લાનાદિની સેવા કેમ નથી કરતો' આમ જ્યારે આચાર્ય કહે ત્યારે જવાબ આપે કે 'તમે કેમ નથી કરતા?'

૨૪. ધર્મકથાની સાવધાન થઈ અનુમોદના ન કરે;

૨૫. ગુરુ ધર્મકથા કરતા હોય ત્યારે વચ્ચે કહે કે 'અરે આ તો તમે ભૂલી ગયા';

૨૬. ધર્મકથાની વચ્ચે બોલી વિઘ્ન કરે;

૨૭. 'હવે ભિક્ષાનો સમય થઈ ગયો છે' એમ કહી ધર્મકથાની પરિષદને ભાંગી નાખે;

૨૮. એકની એક વાત પરિષદ સામે કહે;

૨૯. રાત્નિકના શયનાસનને પગથી ઘસીને પણ મિથ્યાદુષ્કૃત ન દે;

૩૦. ગુરુના આસન પર બેસે;

૩૧. ગુરુથી ઊંચા આસને બેસે, સૂએ, ઊભો રહે;

૩૨. બરાબરના આસને બેસે;

૩૩. આસન પર બેઠાં બેઠાં જ ગુરુને જવાબ આપે.[1]

[-સમ૦ ૩૩]

## ૧૮. વંદના[2]

કૃતિકર્મ બાર આવર્તવાળું કહ્યું છે—જેમકે, 'બે અવનત, યથાજાત, બાર આવર્ત, ચાર શિર (અર્થાત્ શિરોનમન),

૧. આ જ સૂત્ર દશાશ્રુતસ્કંધમાં ત્રીજી દશામાં છે.

૨. વંદના માટે સાધુ અને સાધ્વીઓએ રત્નાધિક હોય તેને વંદન કરવું જોઈએ એવો નિયમ છે. પણ સાધ્વીઓએ તો સર્વ સંયતોને રત્નાધિક હોય કે નહિ વંદન કરવું જ જોઈએ. આમ કરવાનું કારણ એ બતાવ્યું છે કે બધા જિનોના તીર્થમાં ધર્મ તો પુરુષપ્રધાન જ છે વળી સ્ત્રીઓ તુચ્છ હોય છે તેથી જો પુરુષ એવો સાધુ તેને નમસ્કાર કરે તો તેને ગર્વ ચડે છે અને પછી સાધુથી કોઈ પણ બાબતમાં જરા પણ ડરતી નથી. વળી ધર્મ એ પુરુષપ્રણીત છે અને પુરુષો જ તેની રક્ષા કરી શકે છે. વળી સ્ત્રીઓને વંદન કરવું તે લોકવિરુદ્ધ છે. બીજાં બધા કારણો જે અહીં ગણાવ્યા છે તે સાચા હશે કે નહિ, પણ લોકાચારની વિરુદ્ધ ગણાય માટે વંદન ન કરવું' એ કારણ મૂળ છે. અને એ જ કારણે વંદનનો મુખ્ય-પણે નિષેધ કર્યો છે. ભગવાન બુદ્ધ પણ એ પ્રકારનો નિયમ બનાવતી વખતે સ્પષ્ટ કહ્યું છે કે સ્ત્રીઓને પુરુષો વંદન ન કરે. આધ્યાત્મિક માર્ગમાં પણ જો લોકસંગ્રહની દૃષ્ટિ હોય તો મોટા પુરુષો પણ પ્રબળ લોકાચારનો વિરોધ નથી કરી શકતા એનું એક આ ઉદાહરણ ગણી શકાય. જુઓ બૃહત્કલ્પ ઉ. ૬ અને વિનયપિટક પૃ૦ ૫૧૯-૨૨, ઉપદેશમાલા ગા૦ ૧૫; પંચવસ્તુ ગા. ૧૫૪.

ત્રણ ગુપ્તિ, બે પ્રવેશ અને એક નિષ્ક્રમણ—આ બધું કૃતિકર્મમાં આવશ્યક છે'.[1]

[–સમ૦ ૧૨]

## ટિપ્પણ

**૧. ચતુર્વિધ સંઘ :—**

જૈન કથાનકોમાં ક્યાંય એવી વાત જોવામાં નથી આવી કે કયારેય પણ કોઈ તીર્થંકરે સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાનો નિષેધ કર્યો હોય. એટલે સંઘ હંમેશાં ચતુર્વિધ જ મનાયો છે. બૌદ્ધ પરંપરામાં આથી ઊલટું જોવામાં આવે છે. બૌદ્ધસંઘમાં સર્વપ્રથમ ભિક્ષુ, ઉપાસક અને ઉપાસિકા એમ ત્રિવિધ સંઘ હતો. બુદ્ધ ભગવાનની માસી મહાપ્રજાપતિ ગૌતમીએ જાતે ભગવાનને સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાની અનુમતિ આપવા બહુ જ વિનવ્યા પણ બુદ્ધે અનુમતિ આપી નહિ. આથી ગૌતમી બહુ જ ખિન્ન થયા અને અશ્રુભર્યાં નયને પાછાં ફર્યાં. ભગવાનના મુખ્ય શિષ્ય આનંદે જ્યારે તેમની આ સ્થિતિ જોઈ, ત્યારે તેમણે પણ બુદ્ધને એ બાબતમાં વિનંતી કરી. પ્રથમ તો બુદ્ધ એ વિષે રાજી થયા નહિ. પછી આનંદે વાત ફેરવીને એમ પૂછ્યું, "તો શું ભગવાન, સ્ત્રીઓ આપના બતાવેલ ધર્મને અનુસરી ઉત્કૃષ્ટ ફળને પામી શકે છે કે નહિ? ભગવાને આનો ઉત્તર હકારમાં આપ્યો એટલે આનંદે વળી પાછું ગૌતમીને પ્રવ્રજ્યાની અનુમતિ આપવા કહ્યું. બુદ્ધે ગૌતમીની સામે આઠ મોટી શરતો મૂકી. તેમાની મુખ્ય તો એ હતી કે, ભિક્ષુણીની પ્રવ્રજ્યા ગમે તેટલી લાંબી હોય છતાં તે જ દિવસે પ્રવ્રજિત થયેલા ભિક્ષુને તે વંદન કરશે. ગૌતમીએ આ બધી શરતો મંજૂર રાખી અને સ્ત્રીઓને પણ પ્રવ્રજ્યા લેવાનો અધિકાર મેળવ્યો. પણ બુદ્ધને આ રુચ્યું નહિ—એટલે છેવટે તેમણે આનંદને કહ્યું કે, આ સંઘમા મે સ્ત્રીઓને પ્રવ્રજિત થવાની અનુમતિ તો આપી છે, પણ તેતું ફળ એ આવશે કે સંઘમાં

---

૧. બાર આવર્તના વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૬.

હવે માત્ર ૫૦૦ વર્ષ પર્યંત જ શુદ્ધ બ્રહ્મચર્ય પળાવાનો સંભવ છે. જો આમ ન થયું હોત, તો સંઘની શુદ્ધિ બરાબર હજાર વર્ષ ટકી રહેત. આગળ જતાં ગૌતમીએ ભગવાન પાસે પેલા કડક નિયમને ઢીલો કરવા વિનંતી કરી પણ ભગવાને કહ્યું કે, એ બની શકે નહિ. કારણ, અન્યતીર્થિકોમાં પણ ભિક્ષુઓ ભિક્ષુણીઓને વંદન કરતા નથી; તો તથાગત-ધર્મમાં તે કેમ બને? જુઓ વિનયપિટક – પૃ૦ ૫૧૯–૫૨૨; અંગુત્તર૦ ૮. ૫૧. જૈન સંઘમાં પણ ભિક્ષુણીઓ માટે એ નિયમનું પાલન બરાબર અત્યાર સુધી ચાલ્યું આવ્યું છે, અને હજુ તેમાં પરિવર્તન થયું નથી. જુઓ બૃહત્કલ્પ ભાષ્ય ગા૦ ૪૪૧૬–૨૦; ઉપદેશમાલા – ગા૦ ૧૫; પંચવસ્તુ ગા૦ ૧૫૪. સેનપ્રશ્નમાં તો સ્ત્રી કેવળી થઈ ગઈ હોય તો પણ તેને લોકાનુસરણ કરીને સાધુ વંદન ન કરે, એમ લખ્યું છે. – સેનપ્રશ્ન. ૪. ૪૦.

**૨. પ્રવ્રજ્યા :—**

મોક્ષ પ્રતિ ગમન તે પ્રવ્રજ્યા. એટલે કે આરંભ અને બાહ્ય-આભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરવો તે. જેને પ્રવ્રજ્યા સ્વીકારવી હોય તે ગુરુ પાસે ઉપસ્થિત થાય છે, અને પોતાની ઇચ્છા વ્યક્ત કરે છે. અથવા આવેલ વ્યક્તિને ગુરુ પ્રયોજન પૂછે છે. દીક્ષા લેવાની ઇચ્છા જાણી તેની પરીક્ષા કરે છે. આ પરીક્ષાકાલ સામાન્ય રીતે છ માસનો છે. પછી યોગ્ય કાલે ગુરુ તેને ચૈત્યવંદન આદિ શીખવે છે અને ક્રમશઃ સામાયિક-પ્રતિક્રમણાદિ શીખવે છે. આ સૂત્રદાન-વિધિ કહેવાય છે. ત્યાર પછી વીતરાગપૂજા કરીને તે ગુરુની સામે ઉપસ્થિત થાય છે, અને તે સમયે ગુરુ બીજા સાધુઓની સાથે ચૈત્ય-વંદન કરે છે. ત્યાર પછી શૈક્ષ પોતાને પ્રવ્રજ્યા આપવા ગુરુને વિનંતી કરે છે. એટલે ગુરુ તેને ઊભા થઈને પાંચ નમસ્કારરૂપ મંગલ કરી, રજોહરણ — જે જૈનલિંગ છે – તે સમર્પિત કરે છે. વળી પાછો શૈક્ષ પ્રણામપૂર્વક મુંડ કરવાની ગુરુને વિનંતી કરે છે. એટલે ગુરુ પણ પંચનમસ્કારપૂર્વક ત્રણ વાર થોડા થોડા કેશનો લોચ કરે છે. ત્યાર પછી ક્રમશઃ સામાયિકા-રોપણ અને વાસક્ષેપ થાય છે. ટૂંકમાં પ્રવ્રજ્યાવિધિ એ પ્રમાણે છે.' નિશ્ચયનયે તો આવી લાંબી વિધિ વગર પણ પ્રવ્રજ્યા થઈ શકે છે; પણ વ્યવહારનયે આ વિધિ છે એમ સમજવું. આ વ્યવહારવિધિને અવલંબવામાં ન આવે, તો શાસનની એક વ્યવસ્થા જે સ્થપાઈ છે તે ન રહે; માટે તેનું અવલમ્બન પણ આવશ્યક છે. – જુઓ પંચવસ્તુક પૃ૦ ૧–૩૭.

બૌદ્ધધર્મમાં પ્રવ્રજ્યાવિધિ આ પ્રકારે છે— ૧. જ્ઞપ્તિ– કોઈ ભિક્ષુ સંઘ સમક્ષ ઊભો થઈ કહે કે અમુક વ્યક્તિ અમુકની પાસેથી ઉપસંપદાની ઇચ્છા રાખે છે, તો સંઘ તેની અનુજ્ઞા આપે. ૨. અનુશ્રાવણ– "સંઘ અમુક વ્યક્તિને અમુક પાસે ઉપસંપન્ન સ્વીકાર કરે છે; કોઈને વાંધો તો નથી ને? હોય તે બોલે"– આવું કોઈ ભિક્ષુ ત્રણ વાર સંઘ સમક્ષ બોલે. ૩. ધારણા– "બધા ચૂપ છે એટલે અમુકની ઉપસંપદાનો સંઘને સ્વીકાર છે એમ હું સમજું છું"– આમ બોલે એટલે સમજી લેવાનું કે પ્રવ્રજ્યા થઈ થઈ ચૂકી. આ જ્ઞપ્તિ, અનુશ્રાવણ, ધારણાનો વિધિ તો જ થાય જો શૈક્ષ આવી ભિક્ષુસંઘની સમક્ષ ઉપસંપદાની યાચના કરે કે, 'ભન્તે! સંઘ પાસે મારી ઉપસંપદાની યાચના કરું છું.'— જુઓ વિનય૦— પૃ૦ ૧૦૫.

### ૩. પંડક–નપુંસકાદિ:—

પંડક-નપુંસકનાં લક્ષણો શાસ્ત્રમાં બતાવ્યાં છે– જેમકે, તે સ્ત્રીસ્વભાવ હોય છે. તેના સ્વર અને વર્ણમાં સામાન્ય પુરુષ અને સ્ત્રી કરતાં વિલક્ષણતા હોય છે. તેની જનનેંદ્રિય લાંબી હોય છે. તેની વાણી મૃદુ હોય છે. તે મૂતરે છે ત્યારે અવાજ થાય છે અને ફીણ વળતાં નથી. પંડકના મુખ્ય બે ભેદ છે: દૂષિતવેદ અને ઉપઘાતપંડક. દૂષિતવેદપંડક બે જાતના છે, પણ તેમનું સામાન્ય લક્ષણ એ છે કે, તેઓ સ્ત્રી અને પુરુષ બન્ને સાથે સંગ ચાહે છે. જેનાથી અપત્ય-સંતાન પેદા થઈ શકે તે આસક્તિદૂષિતવેદ પંડક કહેવાય છે અને જેનાથી સંતાન પેદા થઈ જ ન શકે તે ઉપસક્તિ પંડક કહેવાય છે.

ઉપઘાતપંડકના બે ભેદ છે: વેદોપઘાતપંડક અને ઉપકરણોપઘાતપંડક. અત્યંત કામાસક્તિથી સંભોગ કરવાથી કાલક્રમે અસામર્થ્ય આવે છે તે વેદોપઘાતપંડક કહેવાય છે; અને કોઈ કારણથી જનનેંદ્રિયને કાપી નાખવામાં આવે તો તે ઉપકરણોપઘાત પંડક કહેવાય છે.

પંડકને દીક્ષા એટલા માટે નથી દેવાની કે તેને જ્યારે વેદોદય થાય છે, ત્યારે તે અનાચાર કર્યા વિના રહી શકતો નથી. એટલે તે સ્વ અને પર પક્ષે દૂષણ પેદા કરે છે. અને એ રીતે આખા સંઘમાં અનાચારનું વાતાવરણ ફેલાવી દે છે.

### ૪. પ્રવ્રજ્યાના પ્રકારોનાં ઉદાહરણો:

પ્રવ્રજ્યાના આ ભેદોનું વર્ણન પંચકલ્પ ભાષ્યમાં છે. પોતાને જ ખરેખર વૈરાગ્ય હોય અને દીક્ષા લે તો તે સ્વેચ્છાથી લીધેલી, અને વૈરાગ્ય

ન હોય છતાં બીજાના અભિપ્રાય માત્રથી લે તો તે પરેચ્છાથી લીધેલી કહેવાય. સ્વેચ્છાના ઉદાહરણ તરીકે ગોવિંદ વાચકનું ઉદાહરણ છે. ગોવિંદ વાચકની કથા આવી છે: તે પ્રથમ બૌદ્ધ હતા, અને જૈન ગ્રન્થોના રહસ્યને જાણવા ખાતર કપટથી જૈન સાધુ બનીને જૈન આચાર્ય પાસે ભણવા આવ્યા હતા. પણ ભણતાં ભણતા જ તેમનું મતપરિવર્તન થયું અને તેમણે પોતાની વાત આચાર્યને કહી અને સ્વેચ્છાથી જૈન દીક્ષા અંગીકાર કરી. એટલે આ ગોવિંદ વાચકની દીક્ષા સ્વેચ્છા-સ્વીકૃત દીક્ષાનું દૃષ્ટાન્ત પૂરું પાડે છે. આ જ ગોવિંદાચાર્યે એક નિર્યુક્તિ રચી કહેવાય છે જે ગોવિંદ-નિર્યુક્તિ કહેવાય છે. કથાના વિસ્તાર માટે જુઓ ઉપદેશપદ ગા૦ ૨૮૫.

પરેચ્છાના ઉદાહરણ તરીકે સુંદરીનન્દની કથા છે. તે આ પ્રમાણે: નાસિક્ નામના નગરમાં નંદ નામનો વાણિયો રહેતો હતો. તેની સુંદરી નામની સ્ત્રીમાં તે અત્યંત આસક્ત હોવાથી તેને લોકો સુંદરીનંદ કહેતા. તેના ભાઈ જે સાધુ થઈ ગયા હતા તેમને પોતાના ભાઈની આ દશાની જાણ થઈ અને તેથી તેમણે પોતાના ભાઈને સુંદરીથી દૂર કરવાનું વિચાર્યું. તેઓ તેને ઘરે ભિક્ષા લેવા ગયા. ઘરનાં સૌએ તેમને ખૂબ ભાવથી ભિક્ષા આપી. તેમની પાસેનું એક પાત્ર તેમણે પોતાના ભાઈને આપી સાથે ચાલવા કહ્યું. ભાઈ સમજ્યો કે મુનિ હમણાં પાત્ર લઈ લેશે અને રજા આપશે. પણ તેઓ તો તેને રજા આપે જ નહિ. સુંદરીનંદને પોતાની પત્નીનો વિયોગ ખટકવા લાગ્યો. સાધુ ભ્રાતાએ સંસારની માયા વિષે ઘણુ સમજાવ્યું પણ તેને વૈરાગ્ય જાગે જ નહિ. તેથી પોતાની વિદ્યાના બળે પ્રથમ તો તેમણે વાનરયુગલ દેખાડ્યું. તેમાં વાનરી વિષે પૂછ્યું કે આ કેવી રૂપવતી છે? ત્યારે તેણે કહ્યું કે અરે આ તો કાળી છે. એટલે સાધુએ દેવ-યુગલ ઉત્પન્ન કરી બતાવ્યું. અને કહ્યું, જો આવી અપ્સરાથી પણ સુંદરી શું વધારે સુંદર છે? ત્યારે અપ્સરાનું રૂપ જોઈને તે અંજાઈ જ ગયો અને પૂછવા લાગ્યો, આવી સુંદર સ્ત્રી શાથી મળે. એટલે સાધુએ કહ્યું, ધર્માચરણ કર — દીક્ષા લે તો એવી અનેક મળે. આ સાંભળી તેણે દીક્ષા લીધી. આ દૃષ્ટાંતમાં તેના ભાઈની પ્રવ્રજ્યા દેવાની ઇચ્છા જ મુખ્ય ભાગ ભજવે છે, તેથી આ પરેચ્છાનું ઉદાહરણ સમજવું. કથા માટે જુઓ ઉપદેશપદ ગા૦૪૧.૧

રોષને કારણે લીધેલી પ્રવ્રજ્યાનું ઉદાહરણ: રથવીરપુર નગરમાં એક શિવભૂતિ નામનો મલ્લ રહેતો હતો. રાજાએ તેનું પરાક્રમ જોઈને તેને

મથુરા જીતવા મોકલ્યો—પણ તે પૂછવું ભૂલી ગયો કે કઈ મથુરા જીતવી, પાંડુમથુરા કે મથુરા? એટલે તેણે બન્ને મથુરા જીતીને રાજાને જણાવ્યું.' રાજાએ ખુશ થઈને તેને યથેચ્છ વિહારની છૂટ આપી. એટલે તે મોડી રાત સુધી પણ ઘરે આવે નહિ. તેની પત્ની બિચારી દુઃખી થઈ જાગતી રહે. આખરે તેણીએ સાસુને એ હકીકત જણાવી. એટલે તે રાત્રે સાસુએ તેણીને સુવાડી દીધી અને જાગરણ કર્યું. મોડી રાત્રે શિવભૂતિ આવ્યો એટલે માએ કહ્યુ કે, મારે તારુ કામ અત્યારે નથી. જ્યાં ઉઘાડાં કમાડ જુએ ત્યાં જા. આથી શિવભૂતિને બહુ રોષ થયો અને રોષમાં ને રોષમાં તે એક ઉપાશ્રયમાં દાખલ થયો, અને આર્ય કૃષ્ણને દીક્ષા દેવા જણાવ્યું. તેમણે માતાની આજ્ઞા ન હોવાથી ના પાડી. એટલે તેણે સ્વયલોચ કર્યો આથી આર્ય કૃષ્ણે તેને લિંગ આપ્યું અને સૌ સાથે વિચરવા લાગ્યા. આ રોષથી લેવાતી દીક્ષાનું ઉદાહરણ છે. જુઓ આવશ્યક નિર્યુક્તિભાષ્ય ગા૦ ૧૪૫ ની ટીકા; અથવા વિશેષાવશ્યક ભાષ્ય ગા૦ ૨૫૫૧ ની ટીકા.

દારિદ્ર્યને કારણે લીધેલી: એક લાકડહારો દારિદ્રચથી ખૂબ પીડાતો હતો. એક શ્રાવકે તેને ધર્મોપદેશ કર્યો એટલે તેણે સાધુ-પાસે દીક્ષા લીધી. આ ઉદાહરણ આ પ્રવ્રજ્યા માટે પ્રસિદ્ધ છે.

સ્વપ્નથી કે સ્વપ્નમાં લીધેલી: આના ઉદાહરણ તરીકે પુષ્પચૂલાની કથા છે. આની કથા આ પ્રમાણે છે: પુષ્પકેતુ નામનો રાજા હતો તેની રાણી પુષ્પવતીથી તેને એકસાથે બે બાળક થયાં પુત્રનુ નામ પુષ્પચૂલ રાખ્યું અને પુત્રીનું નામ પુષ્પચૂલા. નાનપણથી જ ભાઈ–બહેનનો અત્યંત સ્નેહ હતો. અને જેમ જેમ તે મોટાં થયાં તેમ તેમ વધતો જ ચાલ્યો. પુત્રી ઉમરલાયક થઈ એટલે રાજાએ વિચાર્યું આ ભાઈ–બહેનનો પ્રેમ એવો ગાઢ છે કે બન્ને પરસ્પરના વિયોગને સહન નહિ કરી શકે. આથી બીજે નહિ પરણાવતાં તેણે તે ભાઈ–બહેનનો જ વિવાહ કરી દીધો. આ ઘટનાથી રાણી બહુ દુઃખી થઈ અને દીક્ષા લઈ સમ્યક્ પાળી સ્વર્ગે ગઈ. ત્યાં તેને પોતાની પુત્રીના ઉદ્ધારનો વિચાર આવ્યો. એટલે પ્રથમ તેણીને સ્વપ્નમાં નરક દેખાડ્યું, અને પછી સ્વર્ગ. નરકનું દુઃખ અને સ્વર્ગનુ સુખ જોઈને તેણે એક જૈન સાધુને પૂછ્યુ કે, જીવો નરકમાં શાથી જાય અને સ્વર્ગમાં શાથી? મુનિએ કહ્યુ, વિષયાસક્તિ સદૃશ પાપોથી જીવો નરકે જાય છે; અને વિષયને ત્યજવાથી જીવો સ્વર્ગમાં જાય છે. આ સાંભળી તેણીએ પિતા અને પતિની આજ્ઞાથી દીક્ષા લીધી. જુઓ ઉપદેશપદ ગા૦ ૧૩૦.

પ્રતિશ્રુતા : બે દેવોએ અવધિજ્ઞાનથી જોયું કે પોતે એક બ્રાહ્મણના ઘરે પુત્રયુગલરૂપે ઉત્પન્ન થવાના છે. એટલે તેઓ પુત્રની પ્રાપ્તિ માટે ફાંફાં મારતા તે બ્રાહ્મણ પાસે શ્રમણરૂપ ધરીને આવ્યા અને તેને તેમણે ધર્મોપદેશ કરી જૈનશ્રાવક બનાવ્યો. બ્રાહ્મણે વાતવાતમાં પૂછ્યું 'મારે પુત્ર થશે કે નહિ?' શ્રમણરૂપધારી દેવોએ જવાબ આપ્યો 'તારે પુત્રયુગલ થશે પણ તેઓ બન્ને કુમારાવસ્થામાં જ દીક્ષા લઈ લેશે. માટે તેમને સુખે સુખે દીક્ષા લેવા દેજે; કશો અંતરાય કરીશ નહિ.' બ્રાહ્મણે એ વસ્તુને સ્વીકારી (પ્રતિશ્રુત કરી). આમ તેની પાસે સ્વીકૃતિ લઈને તેઓ અંતર્ધાન થઈ ગયા. કાળક્રમે બ્રાહ્મણને પુત્રો થયા. પણ પુત્રમોહને કારણે તેણે તેમને શીખવ્યું કે શ્રમણો તો રાક્ષસ જેવા હોય છે અને માંસ ખાય છે. માટે કદી તેમનો સંગ કરવો નહિ. આથી તે પુત્રો સાધુઓથી ડરતા હતા. એક વખત બન્યું એમ કે તેઓ ફરવા નીકળ્યા હતા. તેટલામાં દૂરથી શ્રમણો આવતા જોયા. તેઓ ડરીને બીજું આશ્રયસ્થાન નહિ હોવાથી ઝાડ પર ચડી ગયા. શ્રમણો પણ ઝાડ નીચે વિશ્રામ કરી ઝોળી ઉઘાડી જમવા બેઠા. ઉપરથી પેલાઓએ જોયું કે આ તો માંસ જેવું કશું ખાતા નથી; અમારા જેવો સાદો જ ખોરાક ખાય છે. એમ વિચારતાં વિચારતાં તેમને જાતિ-સ્મરણ થયું. એટલે પછી માતા-પિતાની આજ્ઞા લઈ તેમણે દીક્ષા લીધી અને તેમને પણ સમજાવી દીક્ષા દીધી. આ પ્રતિશ્રુતાનું ઉદાહરણ છે.—જુઓ ઉત્તરાધ્યયન અ૦ ૧૪ની નિર્યુક્તિ.

સ્મરણ કરાવવાથી : — મલ્લીકુંવરીએ તેમના પર આસક્ત થયેલા રાજાઓને પૂર્વભવનું વૃત્તાંત યાદ આપી દીક્ષા લેવા રાજી કર્યા, તે આ પ્રવ્રજ્યાનું ઉદાહરણ સમજવું. કથા માટે જુઓ જ્ઞાતાધર્મકથાંગ—મલ્લી—અધ્યયન ૮મું.

રોગથી :— ચોથા ચક્રવર્તી સનત્કુમારના રૂપની પ્રશંસા ઇન્દ્રે કરી તેથી બે દેવો તેનું રૂપ જોવા મૃત્યુલોકમાં આવ્યા. તે સ્નાન કરવાની તૈયારી કરતો હતો તે વખતનું પણ તેનું રૂપ જોઈને તેઓ ચકિત થયા, અને પોતાનો અર્થ રાજાને કહ્યો. એટલે રાજાએ ગર્વમાં આવી કહ્યું, મારું ખરુ રૂપ તો મારી સભામાં હું બેઠો હોઉં ત્યારે જોવા આવજો. પછી તે દેવો સભામાં હાજર થયા પણ રાજા તરફ જોઈ તેમણે જરા મોઢું કટાણું કર્યું. એટલે રાજાએ તેમ કરવાનું કારણ પૂછ્યું. દેવોએ રાજાને

કહ્યું કે, અત્યારે આપના શરીરમાં રોગો ઉત્પન્ન થયા છે તેથી પ્રથમના જેવું રૂપ તમારુ અત્યારે નથી; આ જોઈને અમે ખિન્ન થયા છીએ. રાજાને આ વચનો સાંભળી વૈરાગ્ય આવ્યો અને તેણે દીક્ષા લીધી. આ રોગને કારણે દીક્ષા લીધાનું ઉદાહરણ છે.

દીક્ષા લેવાથી જીવક કોમારભૃત્યની ચિકિત્સાનો લાભ મળશે એમ ધારી ઘણા રોગીઓ બૌદ્ધ દીક્ષા લેવા મડયા. એ જાણી ભગવાન બુદ્ધે રોગીને દીક્ષા આપવી નહિ, એવો નિયમ કર્યો. જુઓ – વિનય પૃ૦ ૧૧૫.

अनादरथी:—જેના પિતા તો પોતે ગર્ભમાં હતો ત્યારે જ મરી ગયા અને માતા જન્મ પછી તરત જ—એવો નદીષેણ પોતાના મામાને ત્યાં ઊછર્યો હતો, અને તેનુ બધું કામ એક નોકરની જેમ કરતો હતો. એટલે લોકોમાં કયાંય તેને આદર મળતો નહિ. આવી રીતે અનાદર પામીને તે બહુ દુ:ખી થતો. તેને સમજાવવા તેના મામાએ કહ્યુ કે, ભલે બીજા તને પોતાના કન્યા ન આપે, પણ હુ તો મારી પુત્રી તને આપીશ. પણ તેના નસીબે તેની પુત્રીઓએ પણ તે કુરૂપ હોવાથી પરણવા ના પાડી. આથી નિરાશ થઈને તે મરવાનો વિચાર કરતો હતો તેવામા એક સાધુ તેને મળ્યા અને દીક્ષા આપી.' આ અનાદરથી લેવાયેલ દીક્ષાનું ઉદાહરણ છે.—જુઓ ઉપદેશપદ ગા૦ ૬૧૮થી.

देव द्वारा प्रतिबोध पामीने:—આના ઉદાહરણ તરીકે મેતાર્યની કથા પ્રસિદ્ધ છે. મેતાર્ય પૂર્વ ભવમાં પુરોહિતપુત્ર હતો. અને તેનો મિત્ર રાજપુત્ર હતો. બન્નેને સાગરચંદ્ર નામના રાજપુત્રના કાકાએ કપટથી દીક્ષા દીધી. રાજપુત્ર તો કાકા જાણી ગમ ખાઈ ગયો; પણ પુરોહિતના મનમાંથી કાંટો ગયો નહિ. બન્ને મરીને દેવ થયા, અને સંકેત કર્યો કે જે પ્રથમ મરીને મનુષ્યલોકમાં જાય તેને બીજાએ બોધ આપવો. પુરોહિતપુત્ર પ્રથમ જ ચ્યવીને હલકા કુળમાં જન્મ્યો પણ તેને એક શેઠાણીએ પોતાની તે જ વખતે જન્મેલી પુત્રી આપીને લઈ લીધો. તેના વિવાહ વખતે દેવ બોધ આપવા આવ્યો પણ તે સમજ્યો નહિ; તેથી દેવે તેની હલકા કુળમાં જન્મવાની હકીકત સૌને કહી દીધી. આથી તે દીક્ષા લેવા રાજી તો થયો પણ કહ્યુ કે મારો આ અવર્ણવાદ થયો તેનાથી મુક્ત કરવાની પ્રથમ તારી ફરજ છે. ગમે તે પણ પ્રકારે જો રાજકન્યા મને મળે તો મારી આબરૂ પાછી બધાય. પછી બાર વરસ તેની સાથે લગ્નજીવન વિતાવી હું દીક્ષા અવશ્ય લઈશ. આ સાંભળી દેવે

તે વાત મંજૂર કરી અને પોતાના દિવ્ય પ્રભાવથી તેની સંપત્તિ વધારીને તથા મોટા મોટા મહેલ ઊભા કરીને અભયકુમારને ખાતરી કરાવી આપી કે તેને દેવની સહાય છે. તેથી રાજાએ અભયના કહેવાથી પોતાની પુત્રી તેને પરણાવી. બાર વરસ થયાં એટલે ફરી પાછો દેવ હાજર થયો. આ વખતે તેની પત્નીએ બીજાં બાર વરસ દેવ પાસે માગી લીધાં. આમ ચોવીસ વર્ષને અંતે તેણે દીક્ષા લીધી. એક વખત તે ભિક્ષા લેવા એક સોનીને ઘરે ગયો. તેટલામાં સોનીની ગેરહાજરીમાં ક્રૌંચ પક્ષીએ સોનાના જવના દાણા ગળી લીધા. સોનીને શક ગયો અને પૂછયું પણ મેતાર્યે જાણવા છતાં કહ્યું નહિ એટલે તેણે તેના માથે ચામડાનો પટો પલાળીને કસીને બાંધ્યો અને તેને તડકે ઊભો રાખ્યો. સમય જતા ચામડું સંકોચાયું અને મેતાર્યને ભયંકર વેદના થવા મડી અને તેની આંખો પણ નીકળી પડી. આ વેદના તેણે સમભાવપૂર્વક સહન કરી અને મોક્ષે ગયો. દરમિયાન ક્રૌંચ પક્ષીએ મોતી વમી કાઢયાં. આ જોઈ સોનીને ખૂબ જ પસ્તાવો થયો. પણ વખત વહી ગયો હતો. જુઓ. આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૮૬૯–૮૭૦.

पुत्रप्रेमथी : વજ્રસ્વામી જ્યારે ગર્ભમાં હતા ત્યારે જ તેમના પિતાએ દીક્ષા લઈ લીધી હતી. જ્યારે તેમનો જન્મ થયો ત્યારે કોઈએ કહ્યુ કે આના પિતાએ દીક્ષા ન લીધી હોત તો કેવું સારુ થાત. આ સાભળી તેમને પૂર્વભવ યાદ આવ્યો. તેથી દીક્ષા લેવાના પોતાના સંકલ્પને કારણે તેમણે રાત અને દિવસ રોવા માંડયું. માતાએ કંટાળીને જ્યારે પોતાનો સાધુ એવો પતિ ધનગિરિ તથા ભાઈ આર્ય સમિત ભિક્ષા માગવા નીકળ્યા ત્યારે પતિને કહ્યુ કે, આને આટલા દિવસ મે પાળ્યો, હવે તુ પાળ. આમ કહીને નાના છ માસના વજ્રને આપી દીધો. સાધુએ એ લઈ લીધો, અને આર્ય સિંહગિરિને સોંપી દીધો. પછી શ્રાવિકાઓએ તેને મોટો કર્યો. મોટો થયો એટલે માતા સુનંદાને પુત્રની લાલસા જાગી. એટલે રાજદરબારમા જઈ પુત્ર પોતાને પાછો મળે એવી માગણી કરી. રાજાએ કહ્યુ, સભામાં એ બાળકને સૌ બોલાવે; જેની પાસે એ જાય એની પાસે રહે. માતાએ તેને બોલાવ્યો પણ તે ગયો નહીં; પણ સાધુ પાસે ગયો. આથી છેવટે સુનંદાએ પણ વિચાર્યું કે પોતે પણ દીક્ષા લઈ લે તો સારું આમ પુત્રપ્રેમને કારણે દીક્ષા લેનાર આ સુનંદાનુ ઉદાહરણ પ્રસિદ્ધ છે.—આવશ્યકનિર્યુ૦ ગા૦ ૭૬૪.

૫. ગણીની સંપત્તિના ભેદો:—

આચારસંપત્તિ ચાર છે: ૧. સદૈવ આચારમાં સમાધિશીલ હોય; ૨. પોતાની બડાઈનો ભાવ ન હોવો; ૩. અનિયત વિહાર; ૪. શરીર અને મનથી નિર્વિકારી.

શ્રુતસંપત્તિ ચાર પ્રકારે છે: ૧. બહુશ્રુતતા, ૨. પરિચિતસૂત્રતા; ૩. વિચિત્રસૂત્રતા. ૪. સૂત્રોચ્ચારની વિશુદ્ધિ.

શરીરસંપત્તિના ચાર પ્રકાર: ૧. શરીરની સમપ્રમાણતા; ૨. લજ્જા આવે તેવાં અંગોનો અભાવ; ૩. બધી ઇન્દ્રિયોની પૂર્ણતા; ૪. સંહનનની સ્થિરતા.

વચનસંપત્તિના ચાર પ્રકાર: સૌ તેમના વચનને સ્વીકારે તે આદેયવચનતા; ૨. મધુરવચનતા; ૩. માધ્યસ્થ્યભરી વાણી; ૪. અસંદિગ્ધ વાણી.

વાચનાસંપત્તિના પણ ચાર પ્રકાર: ૧. જાણીને ઉદ્દેશન; ૨. જાણીને સમુદ્દેશ—શિષ્ય શાસ્ત્રને પચાવી શકશે નહિ તે જાણીને વધારે પાકું કરવાનું કહેવું તે; ૩. પરિનિર્વાપ્ય વાચના—પ્રથમનું પાકુ કરાવીને જ આગળ વાચના આપવી તે; ૪. અર્થનિર્યાપણા—પૂર્વાપર સંગતિ સમજાવીને અર્થકથન કરવું તે.

મતિસંપત્તિ: ૧. અવગ્રહ, ૨. ઈહા, ૩. અવાય અને ૪. ધારણા ભેદે ચાર પ્રકારની છે.

પ્રયોગ એટલે વાદવિષયક સંપત્તિના ચાર ભેદ: ૧. વાદ કરવાનું સામર્થ્ય છે કે નહિ તે તપાસવું—આત્મપરિજ્ઞા; ૨ પુરુષપરિજ્ઞાન—પ્રતિવાદી કયા મતનો છે તે જાણવું તે; ૩. ક્ષેત્રપરિજ્ઞાન; ૪. વસ્તુપરિજ્ઞાન. અહીં વસ્તુનો અર્થ રાજા-અમાત્ય વગેરે સભાસદો સમજવા એમ ટીકાકાર કહે છે. પણ જો તેનો અર્થ વિષયપરિજ્ઞાન એમ કર્યો હોય તો?

સંગ્રહ અર્થાત્ સ્વીકાર તદ્વિષયક સંપત્તિના ચાર ભેદ:—૧. ક્ષેત્રસંપત્તિઆ ક્ષેત્ર મારા શિષ્યસમુદાયને યોગ્ય છે કે નહિ તે જાણવાની શક્તિ; ૨. પાદપીઠ, ફલક વગેરે કેટલા જોઈશે તેનું જ્ઞાન, ૩. ક્યારે સ્વાધ્યાય અને ક્યારે ભિક્ષા એનો સમયવિભાગ કરવાની શક્તિ; ૪. યથોચિત વિનય વિષયક.

**૬. વાચનાનો કાલક્રમ :—**

વાચના આપવાનો કાલક્રમ આ પ્રમાણે છે—ત્રણ વર્ષના શ્રામણ્ય-પર્યાયવાળાને આચારપ્રકલ્પાધ્યયન; ચાર વર્ષનાને સૂત્રકૃતાંગ; પાંચ વર્ષનાને દશા-કલ્પ-વ્યવહાર; આઠ વર્ષનાને સ્થાનાંગ–સમવાયાંગ; દશ વર્ષનાને વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિ; અગિયાર વર્ષનાને ખુડ્ડિયાવિમાણવિભત્તિ આદિ પાંચ અધ્યયનો; બાર વર્ષનાને અરુણોપપાતાદિ પાંચ અધ્યયનો; તેર વર્ષનાને ઉત્થાનશ્રુતાદિ ચાર; ૧૪ વર્ષનાને આશીવિષભાવના; ૧૫ વર્ષનાને દૃષ્ટિવિષભાવના; ૧૬ આદિ ક્રમશ: વર્ષોમાં ક્રમશ: ચારણ ભાવના, મહાસ્વપ્ન ભાવના, તેજો-નિસર્ગ; ૧૯ વર્ષનાને બારમું દૃષ્ટિવાદ નામનું અંગ, અને વીસ વર્ષ પૂરાં થાય એટલે સર્વ શ્રુતનો અધિકારી સમજવો. જુઓ વ્યવહારસૂત્ર ઉ૦ ૧૦.

**૭. ગણ છોડવાનાં કારણો :—**

(૧) શિષ્યોનો મોટો સમુદાય એવો હોય જે દોષભાગી હોય. પણ બહુમતીને કારણે આચાર્યનું કાંઈ પણ કહેવું ન માનતા હોય તો આચાર્ય પોતે ગણ છોડીને ચાલ્યા જાય. આ કારણે જ્યારે તેમને ગણ છોડી જવાનું હોય ત્યારે રાત્રે છાના-માના નીકળી જાય. માત્ર કોઈ ગૃહસ્થને કહે કે હું અમુક જગ્યાએ જાઉં છું. એટલે જે શિષ્યોને ફરી તેમનું શરણ લેવું હોય તે સુખે લઈ શકે—બૃહત્કલ્પ ગા૦ ૧૨૭૩.

(૨) આચાર્યે પણ પ્રતિક્રમણ અને ક્ષામણા વખતે જેનો વિનય કરવો યોગ્ય હોય તેવા વયોજ્યેષ્ઠ કે જ્ઞાનજ્યેષ્ઠનો વિનય કરવો જોઈએ. પણ જો તે આચાર્યપણાના અભિમાનને લઈને તેમ ન કરે, તો પછી ગચ્છમાં બીજાને પણ તેવું વર્તન કરવું ફાવે; માટે આવો નિયમ છે કે તેવા આચાર્યે પોતાનો ગણ છોડી દેવો જોઈએ.

(૩) જેટલું શ્રુત પોતે જાણતો હોય તેની વાચના પોતાના શિષ્યોને આપવી જ જોઈએ; તેમાં આળસ નહિ કરવી જોઈએ. જો આમ કરે તો તેણે ગણ છોડી દેવો જોઈએ,

(૪) કર્મની ગતિ ન્યારી છે તેથી આચાર્ય છતાં વિષયરાગ ન ગયો હોય તો આવું બનવા પામે છે, એટલે આ ચેપ પાછો પોતાના ગણમાં ન ફેલાય માટે ગણ છોડી દેવો એ હિતાવહ છે.

(૫) કોઈ સગાએ દીક્ષા લીધી હોય પણ તે કોઈ કારણે ગણ છોડીને ચાલ્યા જાય. ને તેમને પાછા મેળવવા માટે પોતાને ગણ છોડવો

પડે તો છોડીને તેમનો સંગ્રહ અને ઉપકાર કરે. ઉપકાર તો તેમને વસ્ત્ર વગેરે સામગ્રી પૂરી પાડવાથી થાય છે.

**૮. પાંચ પ્રકારના વ્યવહાર:—**

(૧) આગમ એટલે જ્ઞાન વ્યવહારના બે ભેદ છે: પ્રત્યક્ષ અને પરોક્ષ. પ્રત્યક્ષમાં અવધિ, મન:પર્યાય અને કેવલજ્ઞાનથી જે વ્યવહાર થાય છે તેનો, અને પરોક્ષમાં આગમનો સમાવેશ થાય છે. તેમાં પણ ચતુર્દશપૂર્વી, દશપૂર્વી, નવપૂર્વી અને ગંધહસ્તી આ શ્રુતધરો જે વ્યવસ્થા આપે તે આગમરૂપ પરોક્ષ વ્યવહાર કહેવાય છે.—વ્યવહાર ભાષ્ય ઉ૦ ૧૦, ગા૦ ૨૦૧–૨૦૯. પ્રત્યક્ષ જ્ઞાનીની જેમ આ શ્રુતધરો પણ આગમિક વિષયમાં પ્રમાણભૂત જ્ઞાન ધરાવે છે, તેથી તેઓને પણ પ્રમાણભૂત માનવા જોઈએ.—ગા૦ ૨૧૧.

(૨) આગમથી વ્યતિરિક્ત જે આચારાંગાદિ છે તે શ્રુત. નવપૂર્વ વગેરે જે ઉપર કહ્યાં તે પણ શ્રુત તો છે જ; પણ તેની વિશેષતા એ છે કે તે અતીન્દ્રિયદર્શી પુરુષથી જ ઠીક સમજી શકાય છે; માટે તે આગમ કહેવાય છે અને બાકી શ્રુત કહેવાય છે. એવા શ્રુતને ધારણ કરનાર પ્રાયશ્ચિત્ત વગેરેનો વ્યવહાર કરે તે શ્રુતવ્યવહાર.

(૩) અગીતાર્થને કોઈ ગૂઢપદોમાં આલોચના કહે અને તે ગીતાર્થ પાસે જઈ સંભળાવે એટલે તે પણ તેવાં પદોથી શુદ્ધિદાન કરે—તે આજ્ઞા.

(૪) ગીતાર્થે દ્રવ્ય, ક્ષેત્ર, કાલાદિ જોઈને અમુક પ્રકારે શુદ્ધિ કરી હોય તેવી જ રીતે પ્રસંગ આવતાં તે યાદ કરીને શુદ્ધિ કરવી તે ધારણા વ્યવહાર.

(૫) સૂત્રમાં વિહિત ન છતાં જે વ્યવહાર રૂઢ થઈ ગયો હોય તદનુસારે શુદ્ધિ કરવી કરાવવી તે.

**૯. કલ્પસ્થિતિના ભેદો:—**

(૧) સામાયિક વિષેના આચારની મર્યાદાને સામાયિક કલ્પસ્થિતિ કહે છે. તે આ પ્રમાણે—પ્રથમ અને ચરમ તીર્થંકરના સાધુઓને સામાયિક અલ્પકાલીન હોય છે. કારણ શૈક્ષકાળ પૂરો થયા પછી છેદોપસ્થાપનીય ચારિત્ર આપવામાં આવે છે. વચલા તીર્થંકરના

સાધુઓનું સામાયિકચારિત્ર જીવન પર્યંતજ હોય છે. વચલા તીર્થંકરના સાધુઓને પોતાના સામાયિકચારિત્રની આ મર્યાદાઓ છે—૧. જેના ઘેર ઊતર્યા હોય તેના ભોજનપાનનો પરિહાર, ૨. ચાર મહાવ્રતનું પાલન, ૩ વંદના કરવી, ૪. જેણે પોતાનાથી પહેલાં વ્રત અંગીકાર કર્યા હોય તેને મોટો માનવો. આ ચાર કલ્પનું પાલન તો અવશ્ય કરવું જ જોઈએ. અને આ ચાર સિવાય બાકીના છ કલ્પ વિષે અનિયમ હોય છે. તે આ—૧. પોતાના માટે બનેલ ભોજનપાન લે પણ ખરા અને ન પણ લે; ૨. તે જ પ્રમાણે રાજપિંડ વિષે; ૩. જ્યારે દોષ લાગ્યો હોય ત્યારે જ પ્રતિક્રમણ કરે, અન્યથા નહિ; ૪. વર્ષાવાસ સિવાયના મહિનાઓમાં એક ઠેકાણે મહિનાથી વધારે રહે પણ ખરા અને ન પણ રહે; ૫. વર્ષાવાસનો પણ નિયમ નહિ; ૬. નગ્નતાનો પણ નિયમ નહિ.

પ્રથમ અને અંતિમ તીર્થંકરના અનુયાયીઓને માટે આ પ્રકારનો સામાયિક કલ્પ નથી.

(૨) પ્રથમ અને અંતિમ તીર્થંકરના સમયમાં અમુક વખત પછી પાંચ મહાવ્રતોનુંના આરોપણ કરવારૂપ છેદોપસ્થાપનીય ચારિત્ર આપવામાં આવે છે, તેની મર્યાદાઓ આ પ્રમાણે છે—૧. આચેલક્ય અર્થાત્ નગ્નતા, ૨. પોતાના માટે બનેલ પાનભોજનનો ત્યાગ, ૩. જેને ત્યાં ઊતર્યા હોય તેના પાન-ભોજનનો ત્યાગ, ૪. રાજપિંડનો ત્યાગ, ૫. વંદનાવ્યવહાર, ૬. પાંચ મહાવ્રતની પાલના, ૭. જેને પાંચ મહાવ્રતનું આરોપણ પ્રથમ થયું હોય તેને મોટા માનવાની પ્રથા, ૮. દોષી હોય કે નિર્દોષ પણ સવારસાંજ પ્રતિક્રમણ અવશ્ય કરવું, ૯. ચાતુર્માસ સિવાયના દિવસોમાં એક માસથી વધારે ક્યાંય રહેવું નહિ, ૧૦. અને ચાતુર્માસ વર્ષાઋતુમાં કરવું. આ દશે નિયમો અવશ્ય પાળવા જોઈએ, એવી આ કલ્પની મર્યાદા છે. આચેલક્યના બે અર્થ કરવામાં આવ્યા છે: અલ્પવસ્ત્રતાને પણ આચેલક્ય કહી શકાય અને નગ્નતાને પણ શ્વેતાંબરો આ બન્ને અર્થને માને છે, ત્યારે દિગંબરો માત્ર નગ્નતાને જ.

(૩) જેઓ પરિહાર-વિશુદ્ધિ તપને સ્વીકારીને રહ્યા હોય તે નિર્વિશમાન કહેવાય છે. તેઓને યોગ્ય જે મર્યાદા તે નિર્વિશમાના કલ્પસ્થિતિ. તેમની મર્યાદા આવી છે:—નવ સાધુઓની મંડળી બનીને પરિહારવિશુદ્ધિક ચારિત્રને અંગીકાર કરે છે—તેમાં એક વાચનાચાર્ય

બને છે અને ચાર નિર્વિશમાન અર્થાત્ તપસ્યા કરનારા અને ચાર તેમની સેવા કરનારા—અનુચર બને છે. છ માસ પર્યંત નિયમ પ્રમાણે તપ કર્યા પછી નિર્વિશમાન અનુચર બને છે અને અનુચર નિર્વિશમાન બને છે. તેઓ પણ છ માસ પર્યંત તપસ્યા કરે છે. ત્યાર પછી વાચનાચાર્ય છ માસ પર્યંત તપસ્યા કરે છે અને બાકીના બધા અનુચર બને છે અને તેઓમાનો કોઈ એક વાચનાચાર્ય જેઓ તપસ્યા નથી કરતા તેઓ પણ રોજ આયબિલ તો કરે જ છે. આમ ૧૮ માસનો આ પારિહારિક કલ્પ છે.

પારિહારિક તપસ્યામાં ઉપવાસ આ પ્રમાણે છે. ગ્રીષ્મ ઋતુમાં જઘન્ય એક ઉપવાસ, મધ્યમ બે ઉપવાસ અને ઉત્કૃષ્ટ ત્રણ ઉપવાસની મર્યાદા છે. શીતઋતુમા જઘન્ય બે, મધ્યમ ત્રણ અને ઉત્કૃષ્ટ ચાર ઉપવાસની મર્યાદા છે અને વર્ષાઋતુમા જઘન્ય ત્રણ, મધ્યમ ચાર. અને ઉત્કૃષ્ટ પાચ ઉપવાસની મર્યાદા છે. આમાં પોતાની મર્યાદા પ્રમાણે જઘન્યાદિને સ્વીકારીને તપસ્યા શરૂ કરે. ઉપવાસ બે ત્રણ વગેરે જે લીધા હોય તેના પારણે અભિગ્રહ ધરી આંબેલ કરવાનું હોય છે અને વળી પાછા ઉપવાસ—આમ છ માસ પર્યંત કરે. જુઓ—પ્રવચનસારોદ્ધાર ગા૦ ૬૦૨થી.

આ પારિહારિકો પોતાનો આ કલ્પ પૂરો થયા પછી પાછા પોતાના ગચ્છમા આવી પણ જાય છે; અને નથી આવતા તો જિનકલ્પને સ્વીકારે છે.

પારિહારિકોની યોગ્યતામા ચારિત્રશુદ્ધિ આવશ્યક છે જ તદુપરાંત નવપૂર્વનુ જઘન્ય શ્રુતજ્ઞાન પણ આવશ્યક છે તથા વ્યવહાર અને કલ્પ તથા પ્રાયશ્ચિત્તના પારગામી હોવા જોઈએ. અને અવસર્પિણીમાં ત્રીજા કે ચોથા અને ઉત્સર્પિણીમા બીજા, ત્રીજા કે ચોથા—આરામાં જન્મેલ હોવા જોઈએ.

આ પારિહારિક ચારિત્રને અંગીકાર કરનારા વિષે વિસ્તારથી જાણવા ઇચ્છનારે ચોથો કર્મગ્રંથ (સંસ્કૃત) ગા૦ ૧૨મી જોવી. અથવા પંચવસ્તુ ગા૦ ૧૪૮૫થી. તેમા જિનકલ્પીનું વર્ણન છે. તે જ થોડા ફેર સાથે પારિહારિકને લાગુ પડે છે. જુઓ બૃહત્કલ્પ ગા૦ ૧૪૨૫થી.

**૧૦. જિનકલ્પ:—**

ગચ્છથી બહાર જઈને તપસ્યાપૂર્વક જીવન વિતાવનારનો કલ્પ તે જિનકલ્પ; તેમની મર્યાદા તે જિનકલ્પસ્થિતિ.

જિનકલ્પનો સ્વીકાર ગમે તે ગમે ત્યારે નથી કરી શકતું પણ પ્રથમ તો ગચ્છમાં રહીને અને ગચ્છમાં સાધુઓનો સંગ્રહ કરીને જ જિનકલ્પીના આચારનું પાલન કરવું પડે છે. તે આ:— આહારની સાત પ્રકારની એષણા છે તેમાંથી માત્ર પાંચ પ્રકારની એષણાની છૂટ છે અને તેમાં પણ એક અશન એક પાનનો અભિગ્રહ ધારણ કરવો જોઈએ. જિનકલ્પ બે પ્રકારનો છે–પાણિપાત્ર અને સપાત્ર, તથા સચેલ અને અચેલ. તેમાંથી જે પ્રકારની તેને ઇચ્છા હોય તેવો અભ્યાસ કરવો જોઈએ. અને ગચ્છમાંથી નીકળતાં પહેલાં પણ ગચ્છમોહ, ઉપધિમોહ, વિગયમોહ, શય્યાદિનો મોહ એ બધાને સમ્યક્ પ્રકારે ત્યાગવા જોઈએ; લૂખું-સૂકું ખાવાની ટેવ પાડવી જોઈએ; અને પ્રશસ્ત ભાવનાઓનો અભ્યાસ કરવો જોઈએ. વળી ઊકડા આસનની ટેવ પાડવી જોઈએ કારણ જિનકલ્પીને નિષદ્યા તો છે જ નહિ. એટલે સદૈવ ઊકડા આસને જ રહેવું પડે છે. આવી તૈયારી કર્યા પછી પોતાના સંઘને કે ગણને ભેગો કરી તીર્થંકર સમક્ષ, અને તે ન હોય તો ગણધર, તે પણ ન હોય તો ચૌદપૂર્વી, તે ન હોય તો અભિન્ન દશપૂર્વી અને તે પણ ન હોય તો વટવૃક્ષ જેવા કોઈ વૃક્ષ સમક્ષ જિનકલ્પનો અંગીકાર કરે. અને તે વખતે સર્વ કોઈને ખમાવે. પછી પોતાના સ્થાને જેને આચાર્ય સ્થાપિત કર્યો હોય તેને પણ ઉપદેશ આપે કે, સમ્યક્ પ્રકારે ગચ્છની અનુપાલના કરજો. આમ કહી પક્ષીની જેમ સર્વ કાંઈ છોડી એકલો માત્ર પાત્ર લઈને એકાંતમાં નીકળી પડે છે. તૃતીય પોરસી સુધી વિહાર કરે અને ચોથી પોરસીમાં તે જ્યાં હોય ત્યાં જ વાસ કરે. અને ક્રમશઃ માસ પર્યંત રહેવા લાયક ક્ષેત્ર મળે એટલે ત્યાં વાસ કરે છે. જિનકલ્પી વિષે વિચાર નીચેના દ્વારથી કરવામાં આવ્યો છે—

૧. શ્રુત—જઘન્ય શ્રુતજ્ઞાનમાં નવમા પૂર્વની આચાર નામની વસ્તુ અને ઉત્કૃષ્ટ ભિન્ન દશપૂર્વી હોય.

૨. સંહનન—વજ્રઋષભનારાચ સંહનન હોવું જોઈએ.

૩. ઉપસર્ગ—ગમે તેવા આવે છતા સહન કરે; પણ પ્રતિકાર કરવાની ઇચ્છા ન કરે.

૪. વેદના—બે પ્રકારે: (૧) આભ્યુપગમિકી—પ્રત્યેક દિવસે લોચ કરે તે અને તેના જ જેવી સ્વયંસ્વીકૃત આતાપના તપ વગેરેથી થતી. તપ પારિહારિક પ્રમાણે સમજવાનું છે. તથા (૨) જરા અને કર્મપાકજન્ય વેદના તે ઔપક્રમિકી.

૫. એકલો—તેની સાથે બીજો કોઈ ન હોય.

૬. સ્થંડિલ—જ્યાં મલ-મૂત્રનો ત્યાગ કરે છે તે જગ્યા વિજન હોય અને ત્યાં જ જે વસ્ત્રોની જરૂર ન હોય તે ફેંકી દે છે. ગમે તેમ થાય પણ સાધુને અયોગ્ય ભૂમિમાં મલમૂત્રનો ત્યાગ ન કરે.

૭. વસતિ—નિવાસસ્થાન જેવું મળે તેવું જ વાપરે; આફતમાં પણ તેનાં બારણાં બંધ ન કરે. તેમ જ ત્યાંનાં દર વગેરે બંધ ન કરે, અને તેને વિષે જરા પણ મમત્વ ન રાખે.

૮. વસતિનો માલિક જો તેમને શિખામણ આપે કે, 'તમારે મકાનમાં આમ રહેવું અને આમ ન રહેવું, આ મળમૂત્ર ત્યાગવાની જગ્યા છે અને આ નથી, કેટલો કાળ રહેશો? આ તો તમે વાપરજો અને આ નહિ, મકાનની સંભાળ રાખજો ગાય-ઢોર આવે નહિ, કાંઈ પડી જાય તે સમું કરજો'—આવું કહે તો તે વસતિમાં રહેવાનો વિચાર સરખો પણ ન કરે. વળી જેમાં બલિ દેવાતો હોય, દીવો બળતો હોય, કોઈ પ્રકારનો અગ્નિ આદિથી પ્રકાશ હોય, વળી કોઈ પાડોશી ગૃહસ્થ આવીને કહે કે અમારા ઘરની પણ જરા સંભાળ રાખજો, વળી તમે કેટલા જણા અહીં રહેશો એમ કોઈ પૂછે—તો પણ એ વસતિમાં જિનકલ્પી ન રહે.

૯. ભિક્ષાચર્યા—તૃતીય પોરસીમાં પૂર્વોક્ત પ્રકારે લે—લૂખીસૂકી.

૧૦. ભિક્ષુની કોઈ પ્રતિમા સ્વીકારતા નથી. આંબેલ પણ કરતા નથી. કારણ હમેશાં નિર્લેપ વસ્તુ લેવાની મર્યાદા જ આ કલ્પની છે.

૧૧. જ્યાં માસકલ્પ કર્યો હોય ત્યાં ગામને છ પંક્તિમાં વહેંચી નાખે અને પ્રત્યેક દિવસ એકેક પંક્તિમાં ભિક્ષા માગે.

૧૨. એક જ મકાનમાં જિનકલ્પીઓ રહે તે ઉત્કૃષ્ટથી સાત રહે. પણ તેઓ પરસ્પર વાતચીત ન કરે.

૧૩. ક્ષેત્ર—જિનકલ્પીના જન્મનું ક્ષેત્ર અને જ્યાં તેણે જિનકલ્પનો સ્વીકાર કર્યો હોય તેવું ક્ષેત્ર કર્મભૂમિ જ છે. અકર્મભૂમિમાં તેમનો જન્મ અગર જિનકલ્પનો સ્વીકાર હોતો નથી. પણ જો દેવ વગેરે કોઈ ઉઠાવી લઈ જાય તો અકર્મભૂમિમાં પણ લાભે.

૧૪. કાલ—અવસર્પિણીમાં જન્મની અપેક્ષાએ તૃતીય અને ચોથો આરો; પણ સદ્ભાવ પાંચમાં પણ હોય. અને ઉત્સર્પિણીમાં જન્મ તો બીજા ત્રીજા અને ચોથામાં સંભવે પણ જિનકલ્પનો સ્વીકાર ત્રીજા-ચોથામાં જ કરે.

૧૫. ચારિત્ર—પ્રથમ બે ચારિત્રમાંથી કોઈ પણ એક હોય તો સ્વીકાર કરી શકે છે. સ્વીકાર કર્યા પછી તો સૂક્ષ્મસંપરાયાદિ પણ હોય.

૧૬. તીર્થ—તીર્થ ચાલતું હોય ત્યારે જ.

૧૭. પર્યાય—જન્મથી માંડીને ૨૯ વર્ષ ઓછામાં ઓછાં જોઈએ અને સાધુપર્યાય ૨૦ વર્ષનો.

૧૮. આગમ—નવું શ્રુત જિનકલ્પ સ્વીકાર્યા પછી ભણે નહિ. પૂર્વાધીતનો સ્વાધ્યાય કરે.

૧૯. વેદ—સ્ત્રીવેદ સિવાયનો હોય અને સ્વીકારે; સ્વીકાર્યા પછી સવેદ અગર અવેદ. અવેદ એ ઔપશમિક સમજવો; કારણ જિનકલ્પીને ક્ષપકશ્રેણી નથી. અને તે ભવમાં કેવળજ્ઞાન પણ થતું નથી.

૨૦. કલ્પ—સ્થિતકલ્પમાં પણ હોય અને અસ્થિત કલ્પમાં પણ હોય. દશમાંથી ચાર જે વચલા તીર્થંકરના સમયમાં હોય છે, તે અસ્થિત કલ્પ; અને દશે જે પ્રથમ અને અંતિમ તીર્થંકરના સમયમાં હોય છે, તે સ્થિતકલ્પ.—જુઓ પૃ. ૭૯૭ ટિપ્પણ નં. ૯.

૨૧. લિંગ—સ્વીકાર કરે ત્યારે તે દ્રવ્ય અને ભાવ બન્ને લિંગ હોય; પણ પછી કદાચ દ્રવ્ય લિંગ ન પણ હોય,—જો ચોર લઈ જાય અથવા જીર્ણ થઈ જાય તો.

૨૨. લેશ્યા—જ્યારે સ્વીકારે ત્યારે ત્રણ પ્રશસ્ત લેશ્યા હોય; પણ પછી તો બધીનો સંભવ છે. પણ અપ્રશસ્તમાં તે લાંબો કાળ ન રહે તેમ તેની તે અતિસંક્લિષ્ટ પણ ન હોય.

૨૩. ધ્યાન—જ્યારે ધર્મધ્યાનમાં હોય ત્યારે સ્વીકારે, પણ સ્વીકાર્યા પછી આર્તાદિ ધ્યાન પણ સંભવે. કારણ, કર્મની ગતિ વિચિત્ર છે. પણ આર્ત રૌદ્ર ધ્યાન તેને ખાસ બંધક નથી થતા, કારણ કુશલ પરિણામ તેના ઉદ્દામ હોય છે.

૨૪. ગણના—એક સમયમાં જિનકલ્પને સ્વીકારનારા ઉત્કૃષ્ટ શત પૃથક્—૯૦૦ લાભે. પણ પૂર્વપ્રતિપન્ન તો સહસ્રપૃથક્—૯૦૦૦ લાભે.

૨૫. અભિગ્રહ—જિનકલ્પ એ જ જીવનપર્યંતનો એક અભિગ્રહ હોવાથી બીજા અલ્પકાલીન અભિગ્રહો હોતા નથી. વળી તેને ગોચરચર્યામાં બીજાની જેમ કોઈ અપવાદને સ્થાન નથી એટલે તેનું પાલન જ વિશુદ્ધિકર છે.

૨૬. પ્રવ્રજ્યાદિ—કોઈની પ્રવ્રજ્યા અને મુંડન કરતો જ નથી. કોઈને અવશ્ય દીક્ષા લેશે એવો ધારી ઉપદેશ આપે છે પણ પછી દીક્ષા માટે સંવિગ્ન સાધુ પાસે મોકલી આપે છે.

૨૭. પ્રાયશ્ચિત્ત—મનથી પણ જો કોઈ સૂક્ષ્મ અતિચાર થયો હોય તો જઘન્ય પ્રાયશ્ચિત્ત પણ ચાર ગુરુમાસનું છે.

૨૮. નિષ્પ્રતિકર્મ—આંખના મેલને પણ કાઢતા નથી તો પછી શરીરચિકિત્સા તો કરે શેના?

૨૯. કારણ—જેમ બીજા સાધુઓ જ્ઞાનાદિના કારણે અપવાદ-માર્ગનું સેવન કરે છે, તેમ જિનકલ્પીને કોઈ એવા કારણસર અપવાદ-[illegible] સેવન નિષિદ્ધ જ છે.

૩૦. તૃતીય પોરસી—તેમનો ભિક્ષાકાલ અને વિહારકાલ છે અને બાકીના વખતમાં કાયોત્સર્ગની પાલના છે. ચાલવાની શક્તિ ન હોય તો નિત્યવિહાર ન કરે પણ એક ક્ષેત્રમાં વધારે તો રહે જ નહિ.

૩૧. સમાચારી—સાધુસમાચારીના દશ ભેદ છે તેમાંથી—(૧) આવશ્યિકી—ક્યાંઈક બહાર જવાનું હોય ત્યારે 'જવું આવશ્યક છે' એમ કહેવું તે, (૨) બહારથી પાછા ફરી 'હવે મારે માટે ગમન નિષિદ્ધ છે' એમ કહેવું તે, (૩) મિથ્યાકાર,—કોઈ સ્ખલના થઈ હોય તો 'આ મારુ દુષ્કૃત્ય મિથ્યા થાઓ' એમ કહેવું તે, (૪) આપૃચ્છા—પોતાના કાર્યની રજા માંગવી તે, (૫) ઉપસંપદા—બે પ્રકારની છે: સાધુ પાસે અને ગૃહસ્થ પાસે; તેમાંથી ગૃહસ્થને સ્થાન નિમિત્તે પૂછવું અને રજા લેવી તે જિનકલ્પીને હોય; પણ જ્ઞાનાદિ નિમિત્તે બીજા સાધુ પાસે આજ્ઞા માંગી રહેવાની ઉપસંપત્ તેમને ન હોય.—આ પાંચ સિવાયની બીજી સમાચારી જિનકલ્પીને નથી હોતી.

પારિહારિક માટે પણ આ બધો વિચાર સરખો જ છે; પણ જે ભેદ છે તે નીચે પ્રમાણે—

આ પારિહારિકો જિનની પાસે જ તેવુ ચારિત્ર અંગીકાર કરે છે અને જઘન્યથી એકથી ત્રણ ગચ્છો આવું વ્રત અંગીકાર કરે છે. પારિહારિકનું પારણું આંબેલથી છે જ્યારે જિનકલ્પ માટે તેમ નથી પારિહારિક કલ્પ અલ્પકાલીન પણ છે જો તેઓ કલ્પ પૂરો થયા પછી સ્થવિર કલ્પમાં પાછા આવે; અને જાવજ્જીવ પણ છે જો તેઓ પૂરો થયા પછી જિનકલ્પમાં આવે અગર ફરી ફરીને તે જ કલ્પ સ્વીકારે [illegible] સિવાય બીજો પણ ભેદ છે તે જિજ્ઞાસુએ જોઈ લેવો.

બૃહત્કલ્પમાં જિનકલ્પનું જે વર્ણન છે તે મેં અહીં સંક્ષેપમાં ઉતાર્યું છે તેથી તેનાં દ્વારો અને અહીં ગણાવેલાં દ્વારોમાં ભેદ આવે તે સ્વાભાવિક છે. જુઓ બૃહત્કકલ્પ ગા૦ ૧૧૩૨ થી. પંચવસ્તુ ગા૦ ૧૩૬૮થી.

**૧૧. સ્થવિરકલ્પ :—**

આચાર્યાદિ જે ગચ્છવાસી હોય છે તે સ્થવિર કહેવાય છે. તેમની જે આચારમર્યાદા તે સ્થવિરકલ્પસ્થિતિ. તે આ પ્રમાણે—(૧) વિધિ-પૂર્વક પ્રવ્રજ્યા લેવી તે, (૨) ત્યાર પછી પ્રતિદિનકૃત્યનો અને શાસ્ત્રનો અભ્યાસ, (૩) શાસ્ત્રના અર્થનું ગ્રહણ, (૪) અનિયતવાસ—ચાતુર્માસ સિવાયના દિવસોમાં એક માસથી વધારે કયાંઈ ન રહેતાં દેશદર્શન કરવું, (૫) નિષ્પત્તિ—વિહાર દરમિયાન નવા નવા યોગ્ય શિષ્યોને દીક્ષા આપી સાધુ બનાવવા અને વિહરવું—તે વખતની મર્યાદા આ પ્રમાણે:- ૧. આચાર્ય, ૨. ઉપાધ્યાય, ૩. ભિક્ષુ, ૪. સ્થવિર અને ૫. શૈક્ષ આમ પાંચ વર્ગમાં સંપૂર્ણ સાધુસમુદાય વહેંચાઈ જાય છે. (૬) વિહાર—કયું ક્ષેત્ર સાધુસમુદાય માટે વિહરવા યોગ્ય છે અને કયું નથી એની તપાસ કરીને પછી તે તે ક્ષેત્રોમાં વિહાર કરવો. અને તે વેળાએ ઉપધિ કોણ કેવી રીતે ઉપાડે એ બધી મર્યાદા, અને ઉપાશ્રયમાં કેમ પ્રવેશવું અને ભિક્ષા માટે કેમ નીકળવું ઇત્યાદિના નિયમોનું પાલન, (૭) સમાચારી—ઇચ્છાકાર, મિથ્યાકાર આદિ દશવિધ સમાચારીનું પાલન તથા બીજા નાના મોટા જે નિયમો હોય તેમનું પણ પાલન. વિસ્તાર માટે જુઓ બૃહત્કલ્પ ભાષ્ય—ગા૦ ૧૪૪૬થી.

**૧૨. સમાચારી:—**

જુઓ ભગવતી શ૦ ૨૫, ઉ૦ ૭, પૃ૦ ૧૪૪. આ જ દશ સમાચારીનું વર્ણન ઉત્તરાધ્યયન અ૦ ૨૬માં વ્યુત્ક્રમે છે. પણ તેની નિર્યુક્તિની ગાથામાં આ જ ક્રમે છે (ગા૦ ૪૮૨થી). આવશ્યક નિર્યુક્તિમાં તો પ્રસ્તુત-સૂત્રગત ગાથાઓ જ છે–ગા૦ ૬૬૫થી. બૃહત્કલ્પ ગા૦ ૧૩૭૮માં તથા ૧૬૨૩માં આ દશ સમાચારી ગણાવી છે અને તદુપરાંત ગા૦ ૧૩૮૧થી તથા ૧૬૨૪થી ચક્રવાલ સમાચારીનું વર્ણન છે, તેમાં પ્રથમ જિનકલ્પીને યોગ્ય અને પછી સ્થવિરકલ્પીઓને યોગ્ય સમાચારીનું વિસ્તારથી વર્ણન છે. વળી જુઓ પંચાશક ૧૨મું. શિષ્ટાચરિત ક્રિયાકલાપ તે સમાચારી. તેના ત્રણ ભેદ છે—૧. ઓઘસમાચારી–અર્થાત્ સામાન્ય સમાચારી જે ઓઘનિર્યુક્તિમાં

પ્રસિદ્ધ છે તે; ૨. દશધા સમાચારી — તે અહીં સૂત્રમાં ગણાવેલી ઇચ્છાકારાદિ. અને ૩. પદવિભાગ સમાચારી — તે છેદસૂત્રોમાં છે. તેમાં વર્તમાનકાળના જીવોને ઉપકારી થાય એ દૃષ્ટિએ, તેઓ પૂર્વનો અભ્યાસ તો કરી શકે તેમ રહ્યું ન હોવાથી, નવમા પૂર્વની તૃતીય આચાર નામની વસ્તુમાંથી ૨૦મા ઓઘ નામના પ્રાભૃતમાંથી જે આચારની સંકલના કરવામાં આવી છે, તે ઓઘનિર્યુક્તિ નામે ઓળખાય છે. અને દશધા સમાચારી એ ઉત્તરાધ્યયનના ૨૬મા અધ્યયનના સારરૂપ છે. પદવિભાગ સમાચારી પણ નવમા પૂર્વમાંથી સંકલિત કરવામાં આવી છે. આ૦ નિ૦ ગા૦ ૬૬૫.

**૧૩. સમાચારીના દશ ભેદો:—**

(૧) કોઈ કારણસર કાંઈક કરવા કોઈને કાંઈ કહેવું હોય ત્યારે 'ઇચ્છાકાર'નો પ્રયોગ કરવો જોઈએ. બીજો પણ તેને કહેવામાં આવ્યું ન હોય છતાં કોઈનું કાંઈ કરવા ચાહતો હોય તો તેણે પણ 'ઇચ્છાકાર'નો પ્રયોગ કરવો જોઈએ. ઇચ્છાકાર એટલે સ્વેચ્છાથી કરવું. તેનો પ્રયોગ આ પ્રમાણે 'આપની મરજી હોય તો મારું આ કરો' (મારી કાંઈ બળજોરી નથી.) અથવા—'હું આપની ઇચ્છા હોય તો આપનું અમુક કામ કરી આપું.' (તે કરવામાં મારી કાંઈ બળજોરી નથી.)

ખરી રીતે તો ઉત્સર્ગપદે પોતાની શક્તિ હોય ત્યાં સુધી તો બીજાને કોઈ કાર્ય માટે કહેવાનું જ નથી. પણ જો તે પોતે કરવાને શારીરિક કે માનસિક દુર્બલતાને કારણે અશક્ત હોય અથવા તે કાર્ય કેમ કરવું તે જાણતો જ ન હોય, તો જ બીજાને વિનતી કરવી એવો અપવાદમાર્ગ છે. કોઈ ગ્લાનને મદદ કરવી હોય તો પણ તેની રજા લઈને જ કરવી જોઈએ. કારણ, સંભવ છે તે મદદ ન જ ચાહતો હોય. આવી સહાય લેવાની વિનતી પણ રત્નાધિકને તો કરાય જ નહિ. સાધુઓની એ સામાન્ય મર્યાદા જ છે કે તેમણે કોઈની ઇચ્છા વિરુદ્ધ કરવું નહિ. તેથી જ આ 'ઇચ્છાકાર'ને સમાચારીમાં સ્થાન છે. આચાર્ય વગેરેની સેવા કરવી હોય તો પણ ઇચ્છાકારપૂર્વક જ કરવી જોઈએ. વળી આચાર્યે પણ શિષ્ય પાસેથી સેવા લેવી હોય તો તેમણે પણ ઇચ્છાકારનો પ્રયોગ કરવો જોઈએ. નિર્ગ્રન્થ શાસનમાં કોઈ પણ કાર્ય માત્ર હુકમથી કે બલાત્કારથી કરવા-કરાવવાનું છે જ નહિ. આ તો ઉત્સર્ગમાર્ગ સમજવો. પણ જો શિષ્યો અવિનીત જ હોય અને પ્રથમ ઇચ્છાકારથી

ન માને, તો આજ્ઞાપ્રયોગ અને તે પણ ન માને તો પછી બલપ્રયોગની પણ છૂટ છે. આવશ્યક નિ૦ ગા૦ ૬૬૮થી.

(૨) સંયમમાર્ગમાં કાંઈક સ્ખલના થઈ હોય—અતિચાર લાગ્યો હોય તો 'આ મારું દુષ્કૃત મિથ્યા થાઓ' એવું કહેવું તે મિથ્યાકાર છે. પણ પોતાનું દુષ્કૃત મિથ્યા તો જ થાય—અર્થાત્ દુષ્કૃત્યનું કટુક ફળ તો જ ન મળે, જો તે મિથ્યાકાર દેવાની સાથે ફરી પાછો મન-વચન-કાયાથી એ કૃત્ય કરે નહિ, કરાવે નહિ, અને અનુમોદે નહિ. અન્યથા એ મિથ્યાકાર અસત્યવાદ અને માયારૂપ—કપટરૂપ બની જાય છે અને ઊલટું તેથી બીજા વધારાનાં કટુક ફળો ભોગવવાં પડે છે. એટલે મિથ્યાકાર દેવારૂપ પ્રતિક્રમણ તો જ સફળ બને, જો ફરી તેવું કર્મ ન કરે. નિર્યુક્તિકારે 'મિચ્છાદુક્કડં' એ પદના પ્રત્યેક અક્ષરનો પણ મનોરંજક અર્થ બતાવ્યો છે—આવ૦ નિ૦ ગા૦ ૬૮૩થી.

(૩) કલ્પાકલ્પનો જેને નિશ્ચય હોય, પાંચ મહાવ્રતમાં જે સ્થિર હોય, સંયમ અને તપથી જે આઢ્ય હોય તેવા સંયમીએ—વાચના લેતી વખતે, ઉપદેશ સાંભળતી વખતે, સૂત્રાર્થનું કથન થાય ત્યારે—'આપનું કહેવું અવિતથ છે' અર્થાત્ સત્ય છે એમ કહેવું તે 'તથાકાર' કહેવાય છે. આવ૦ નિ૦ ગા૦ ૬૮૮-૮૯.

(૪) અવશ્યકરણીય હોવાથી આવશ્યિકી અને નૈષેધિકી બન્ને અર્થતઃ એક જ છે; પણ ગમન વખતે જે અવશ્યકરણીય છે તે આવશ્યિકી, અને આગમન વખતે પાપપ્રવૃત્તિનો નિષેધ કરવારૂપ જે અવશ્યકરણીય છે તે નૈષેધિકી—એવા ગમનાગમન કૃત તેના બે ભેદ પડે છે. ભિક્ષાચર્યા વગેરે આવશ્યક કાર્ય હોય ત્યારે ગુરુ આજ્ઞાથી—'આવશ્યક કાર્ય છે.' એમ કહી બહાર જવું તે આવશ્યિકીક્રિયા. સામાન્ય રીતે એવો નિયમ છે કે સાધુએ એકાગ્ર થઈ પ્રશાંત ભાવે રહેવું જોઈએ. અને અપવાદ માર્ગે આવશ્યક કાર્ય હોય તો જ સ્વસ્થાન છોડી જવું જોઈએ. એટલે જતી વખતે આ આવશ્યિકી કહેવાની હોય છે. આવશ્યકકાર્યની ગણતરીમાં જ્ઞાન, દર્શન અને ચારિત્રનું સાધક જે કાર્ય હોય તે આવે છે. બાકીના નહિ. એટલે બાકીના કાર્ય વખતે 'આવશ્યિકી'નો પ્રયોગ કરે તો ઊલટો કર્મબંધ થાય છે. અને ઉપર્યુક્ત આવશ્યક કાર્ય પ્રસંગે પ્રયોગ કરે, તો નિર્દોષ છે. આવ૦ નિ૦ ગા૦ ૬૯૧થી.

(૫) આવશ્યિકી કરીને વસતિ બહાર ગયેલ સાધુ જ્યારે પાછો ઉપાશ્રયમાં પ્રવેશે છે ત્યારે કહે છે કે, 'પાપપ્રવૃત્તિનો હવે નિષેધ કરું છું,' અગર 'હવે મારો ગમનવ્યાપાર બંધ કરું છુ.' આ નૈષેધિકી છે. પણ જો એમ કહીને ખરેખર તે અસદ્યોગથી નિવૃત્ત થાય તો જ તેની નૈષેધિકી સફલ છે, અન્યથા નહિ. વળી જ્યારે ગુરુ પાસે જવું હોય ત્યારે પણ નૈષેધિકી કરીને જ જવું જોઈએ.—આવશ્યક નિ૦ ગા૦ ૬૯૫થી.

(૬) શિષ્યે ઉચ્છ્વાસ-નિઃશ્વાસ સિવાયની બધી ક્રિયા ગુરુને પૂછીને જ કરવી જોઈએ. એટલે કાંઈ પણ કરવું હોય તો ગુરુને પૂછવું કે, 'હું આ કાર્ય કરું?' તે આપૃચ્છના કહેવાય છે. આવ૦ નિ૦ ગા૦ ૬૯૭.

(૭) પ્રતિપૃચ્છા એટલે ગુરુએ જે કામ કરવાનો પ્રથમ નિષેધ કર્યો હોય, તે જો પ્રબલ પ્રયોજન હોય અને કરવાની રજા માગવી હોય તો તે પ્રતિપૃચ્છા કહેવાય છે. અહીં આવશ્યક નિર્યુક્તિનો પાઠાંતર છે જેનો અર્થ આ પ્રમાણે છે—કે ગુરુએ જે કરવાનું કહી રાખ્યું હોય તે કાર્ય કરવાની શરૂઆત કરતાં પહેલા ગુરુને કહેવું કે તે હુ કરું છું—એ પ્રતિપૃચ્છા કહેવાય છે—આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૬૯૭.

(૮) પોતે જે ભિક્ષામાં લાવ્યો હોય તેમાંથી ખપ હોય તો લેવાનું શૈક્ષ સાધુને આમન્ત્રણ આપવું તે છંદના. જેમ કે, હું અમુક અમુક અશન-પાન લાવ્યો છુ. તેમાંથી કોઈની કાંઈ લેવાની ઇચ્છા હોય તો લો.

(૯) ભિક્ષા પોતે ન લાવ્યો હોય પણ નિમન્ત્રણ કરવું કે હું તમારા માટે અમુક અશન-પાન લાવી આપું તે નિમંત્રણા. આને બદલે ઉત્તરાધ્યયનમાં અભ્યુત્થાન સમાચારી છે જેનો અર્થ ગુરુપૂજા છે.— જુઓ ઉત્તરાધ્યયન અ૦ ૨૬, ગા૦ ૭, આવશ્યક નિ૦ ગા૦ ૬૯૭.

(૧૦) ઉપસંપદા બે પ્રકારની છે. ગૃહસ્થના આશ્રયસ્થાનમાં રહેવું તે ગૃહસ્થોપસંપત્ અને જ્ઞાન દર્શન તથા ચારિત્ર અર્થે અન્ય સાધુના આશ્રયે સ્વગચ્છને છોડીને રહેવું તે સાધૂપસંપદા કહેવાય છે. અહીં બીજી પ્રસ્તુત છે. આવશ્યકનિ૦ ગા૦ ૬૯૮થી.

**૧૪. કાલવિષયક અનુયોગદ્વાર:—**

કોઈ પણ સૂત્રની વ્યાખ્યાનાં દ્વારો—અનુયોગનાં દ્વારો આ ચાર છે—ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ, અને નય. તેમાં અનુગમ-વ્યાખ્યાનના બે પ્રકાર છે: સૂત્રાનુગમ અને નિર્યુક્ત્યનુગમ. નિર્યુક્ત્યનુગમના પાછા

ત્રણ પ્રકાર છે : ૧. નિક્ષેપનિર્યુક્ત્યનુગમ, ૨. ઉપોદ્ઘાત નિર્યુક્ત્યનુગમ, અને ૩. સૂત્રસ્પર્શિક નિર્યુક્ત્યનુગમ. તેમાં ઉપોદ્ઘાત નિર્યુક્ત્યનુગમ – એટલે કે શાસ્ત્રોત્પત્તિ કેવી રીતે થઈ — નાં દ્વારો ઉદ્દેશ, નિર્દેશ આદિ બધાં મળી ૨૬ છે. (નિ૦ ગા૦ ૧૩૭-૧૩૮) તેમાં પાંચમું દ્વાર કાલ વિષયક છે. અને એ પ્રસંગે આ સમાચારીની ચર્ચા હોવાથી સૂત્રમાં કહ્યું છે કે 'કાલના વિષયમાં કહી છે.' — જુઓ આવશ્યક નિર્યુક્તિ ગા૦ ૬૬૭.

**૧૫. સંભોગના બાર પ્રકાર :—**

**(૧) ઉપધિ :** વસ્ત્રપાત્રરૂપ ઉપધિને જ્યાં સુધી દોષશુદ્ધ લે ત્યાં સુધી બીજા સંભોગિક સાથે સંભોગિક રહી શકે છે. પણ જો અશુદ્ધનું ગ્રહણ કરે કરે અને કહેવામાં આવે તો પ્રાયશ્ચિત્ત લે તો સંભોગાર્હ છે. પણ આવી રીતે ત્રણ વાર ભૂલ કરે ત્યાં સુધી જ સંભોગાર્હ છે. ચોથી વાર ભૂલ કરે તો પછી તેને મંડળીથી અલગ જ કરવો જોઈએ; પછી ભલે તેણે પ્રાયશ્ચિત્ત લીધું હોય. તે જ પ્રમાણે જે મંડળીથી અલગ હોય તેવા વિસંભોગિક-પાર્શ્વસ્થ કે સંયતી સાથે તે શુદ્ધ કે અશુદ્ધ ઉપધિની એષણા કરે તો ત્રણ વાર માફ થાય પણ પછી વિસંભોગાર્હ ગણવો. તે જ પ્રમાણે ઉપધિના ગ્રહણની જેમ ઉપધિના પરિકર્મ અને પરિભોગ વિષે પણ સંભોગિક અને વિસંભોગિકની વ્યવસ્થા સમજી લેવી.

**(૨) શ્રુત :—** સંભોગિક કે બીજા ગચ્છમાંથી ઉપસંપન્ન થયેલને વિધિપૂર્વક જો વાચના આપતો હોય તો શુદ્ધ ગણાય; પણ જો શ્રુતની વાચના અવિધિપૂર્વક સંભોગિકને કે ઉપસંપન્નને કે અનુપસંપન્ન વગેરેને કરતો હોય, તો ત્રણ વાર તો માફ છે પણ પછી તો પ્રાયશ્ચિત્ત લે તો પણ વિસંભોગાર્હ જ સમજવો.

**(૩) ભક્તપાન :—** આની વ્યવસ્થા ઉપધિ જેમ જ સમજવી — પણ ઉપધિમાં જ્યાં પરિકર્મ અને પરિભોગ હતું, ત્યાં ભોજન અને દાન સમજવું.

**(૪) અંજલિપ્રગ્રહ :—** સંભોગિકોને અને સંવિગ્ન એવા અસંભોગિકોને હાથ જોડી 'ક્ષમાશ્રમણોને નમસ્કાર' એમ કહેવારૂપ અંજલિપ્રગ્રહણ કરે તો શુદ્ધ છે. પણ જો પાર્શ્વસ્થાદિને તે પ્રમાણે કરે, તો પૂર્વ જેમ ત્રણ વાર માફ પણ પછી વિસંભોગાર્હ સમજવો.

(૫) **દાન**:— સંભોગિકને કે અન્યસંભોગિકને પોતાના શિષ્યો આપવા તે શુદ્ધ છે. પણ તેમાં શરત એ છે કે, જેઓ પોતાના શિષ્યોને વસ્ત્રપાત્રાદિથી ભરપૂર ન રાખી શકતા હોય તેટલા જ કારણે તેમને શિષ્ય ન મળતા હોય તેવાને જ આપે તો; અને જો કારણ વિના વિસંભોગિકને અગર પાર્શ્વસ્થને શિષ્યો આપે તો પૂર્વવત્ વિસંભોગાર્હ.

(૬) **નિકાચના**:—નિકાચના, છન્દના, અને નિમન્ત્રણા એ પર્યાયો છે. સંભોગિકને શય્યા, ઉપધિ, આહાર, શિષ્યદાન, સ્વાધ્યાય—આદિનું નિમન્ત્રણ આપે એ શુદ્ધ છે, પણ વિસંભોગિકને કે પાર્શ્વસ્થને તેમ કરે તો પૂર્વવત્ વિસંભોગાર્હ સમજવો.

(૭) **અભ્યુત્થાન**:—એટલે આવનારને માન આપવા ખાતર પોતાના આસનને છોડી દેવું તે. આને વિષે પણ પૂર્વ જેમ સંભોગિક—વિસંભોગિકની વ્યવસ્થા સમજી લેવી.

(૮) **કૃતિકર્મ**:—વિધિપૂર્વક વંદન કરે તો શુદ્ધ; પણ અવિધિથી કરે તો પૂર્વવત્ વિસંભોગાર્હ. જો અશક્ત હોય તો માત્ર સૂત્રોચ્ચારણથી પણ વંદન થઈ શકે છે. અને તે શુદ્ધ ગણાય છે.

(૯) **વૈયાવૃત્યકરણ**:—આહાર—ઉપધિ આદિ દેવાથી, મલમૂત્ર ત્યાગવાનુ પાત્ર દેવાથી, કલેશ ઘટાડવાથી, સહાય આપી ઉપચાર કરવાથી વૈયાવૃત્ય-સેવા થાય છે. આ વિષયમાં પણ સંભોગાસંભોગની વ્યવસ્થા સમજી લેવી.

(૧૦) **સમવસરણ**:—જિનસ્નાન, રથયાત્રા, પટ્ટયાત્રા આદિ કારણે જે ઠેકાણે અનેક સાધુ ભેગા થાય તે સમવસરણ. આથી આ પ્રકારના સાધુઓના અન્ય ઉપાશ્રય પણ સમજી લેવા જોઈએ. જેમકે વર્ષાવગ્રહ-વર્ષાવાસનો ઉપાશ્રય, ઋતુબદ્ધાવગ્રહ, વૃદ્ધવાસાવગ્રહ આદિ આવા અવગ્રહો—ઉપાશ્રયોના પણ બે ભેદ છે. સાધારણાવગ્રહ અને પ્રત્યેકાવગ્રહ. જુદા જુદા ગચ્છના સાધુએ મળી અવગ્રહ માગ્યો હોય તે સાધારણવગ્રહ અને કોઈ એક જ ગચ્છના સાધુએ માગ્યો હોય તે પ્રત્યેકાવગ્રહ. એ ઉપાશ્રયોમાં જાણી-જોઈને જો કોઈ શિષ્ય ચોરી કરે અથવા વસ્ત્રાદિની ચોરી કરે તો સંભોગિક હોય કે અન્યસંભોગિક પણ તે વિસંભોગાર્હ જ સમજવો. વળી જો અજાણતાં ચોરી કરી હોય અને કહ્યા છતાં પાછું ન વાળે તો પણ વિસંભોગાર્હ જ સમજવો.

**(૧૧) સંનિષદ્યા:—** વિશેષ પ્રકારનું અનુકૂળ આસન તે સંનિષદ્યા. આના વિષયમાં સંભોગાસંભોગની વ્યવસ્થા આ પ્રમાણે:– સન્નિષદ્યાગત કોઈ આચાર્ય નિષદ્યાગત સંભોગિક આચાર્ય સાથે જો શ્રુતનું પરિવર્તન કરે તે શુદ્ધ છે. પણ જો અન્યસંભોગિક, પાર્શ્વસ્થ, સાધ્વી કે ગૃહસ્થની સાથે તે પ્રકારે બેસી શ્રુતનું પરિવર્તન કરે તો પ્રાયશ્ચિત્તને યોગ્ય છે. આસન ઉપર બેસીને સૂત્રાર્થ પૂછે અગર આલોચના કરે તો પણ પ્રાયશ્ચિત્તને યોગ્ય છે. પૂર્વવત્ ત્રણ વાર માફ પછી વિસંભોગાર્હ.

**(૧૨) કથાપ્રબંધન:—** કથા એટલે વાદાદિ. તે પાંચ પ્રકારે છે. તેને પ્રબંધથી કરવી, તે કથાપ્રબંધન. કથાના પાંચ પ્રકાર આ છે—૧. વાદ—છલ જાતિના પ્રયોગ વિના પંચાવયવ કે ત્ર્યવયવ વાક્યથી વાદી કે પ્રતિવાદી દ્વારા પોતાના મતનું સમર્થન કરવું પણ દૃષ્ટિ સત્યાન્વેષણની જ હોય તે વાદ કહેવાય છે, વીતરાગકથા એ વાદકથા છે. ૨. જલ્પ—જો વાદમાં છલજાતિનો પ્રયોગ કરે તો તે જલ્પ કહેવાય છે. ૩. જે કથામાં એક જણ જ પોતાનો પક્ષ કરે છે, બીજો પોતાનો કોઈ પણ પક્ષ નહિ મૂકતાં માત્ર દૂષણ જ આપે છે, તે વિતંડાકથા છે. ૪. પ્રકીર્ણકથા—આમાં ઉત્સર્ગમાર્ગની કથા અથવા દ્રવ્યાસ્તિકનયાશ્રિત કથાનો સમાવેશ છે. ૪. નિશ્ચયકથા—એ અપવાદમાર્ગની કથા અથવા પર્યાયાસ્તિકનયાશ્રિત કથા છે.

તેમાં પ્રથમની ત્રણ શ્રમણી સાથે સાધુએ ન કરવી જોઈએ. પણ જો શ્રમણી સાથે કરે, તો પ્રાયશ્ચિત્તનો ભાગી છે. પૂર્વવત્ ત્રણ વાર માફ પણ ચોથી વાર પ્રાયશ્ચિત્ત લે તો પણ વિસંભોગાર્હ સમજવો.

### ૧૬. કૃતિકર્મના બાર આવર્તો:—

મૂળમાં અવતરણમાં ટાંકેલી ગાથા આવશ્યક નિર્યુક્તિની છે. ગા૦ ૧૨૦૨. અને ત્યાર પછીની ગાથાઓમાં આની સમજણ આપી છે અને કહ્યું છે કે આ પ્રમાણે ૨૫ આવશ્યકથી પરિશુદ્ધ જો વંદના કરવામાં આવે, તો તે શીઘ્ર નિર્વાણ પામે અથવા વિમાનવાસી દેવ થાય.

સુગુરુને વંદના—"ઇચ્છામિ ખમાસણો ! વંદિઉં જાવણિજ્જાએ નિસીહિયાએ. અણુજાણહ, મે મિઉગ્ગહં, નિસીહિ અહોકાયં કાયસંફાસં. ખમણિજ્જો ભે કિલામો. અપ્પકિલંતાણં બહુસુભેણં ભે દિવસો વઈક્કંતો ? જત્તા ભે ? જવણિજ્જં ચ ભે ?" ઇત્યાદિ પાઠથી બે વખત કરવાની હોય છે.

તેમાં 'ઇચ્છામિ ખમાસમણો'થી માંડી 'મિઉગ્ગહં' સુધીના પાઠનો અર્થ એ છે કે 'હું પાપથી દૂર થઈ આપને વંદન કરવા ચાહું છું તો આપ પરિમિત અવગ્રહ આપો (થોડી જગ્યા આપની પાસે આપો)'. એટલે કે આ અવગ્રહયાચનાની ક્રિયાનો સૂચક પાઠ છે. આટલા પાઠમાંથી 'અણુજાણહ' પદ આવે એટલી વારમાં એક વખત પોતાના શરીરને અર્ધ અવનત કરવાનું હોય છે. આ એક અવનત કહેવાય છે અને તે જ પ્રમાણે ફરી વંદના કરતો હોય ત્યારે પણ ફરી અવનત થવાનું હોય છે —આમ કૃતિકર્મમાં બે અવનત છે.

દીક્ષા લેતી વખતે શિષ્યની અથવા જન્મતી વખતે બાળકની જેવી મુદ્રા—અર્થાત કપાલ પર બે હાથ ધરી નમ્રતા ધારણ કરવી તે—હોય છે તે યથાજાત કહેવાય છે. વંદના વખતે આ એક યથાજાત મુદ્રા હોવી જોઈએ.

અવગ્રહમાં પ્રવેશ કરવાની યાચના પછી તે મળે એટલે ઉભડક આસને બેસી બન્ને હાથ લાંબા ગુરુની દિશામાં રાખી પછી ગુરુના ચરણમાં બન્ને હાથે સ્પર્શ કરી ઉપર્યુક્ત પાઠમાંથી 'અ' અક્ષર નીચા અવાજે કહી ત્યાંથી હાથ ઊંચકી પોતાના લલાટના મધ્યભાગે સ્પર્શ કરતાં 'હો' અક્ષરનો ઊંચેથી ઉચ્ચાર કરવો. આમ 'અહો' શબ્દના ઉચ્ચારમાં એક આવર્ત થયું. તે પ્રમાણે 'કાયં' શબ્દોચ્ચારમાં પણ એક આવર્ત કરવું અને તે જ પ્રમાણે 'કાયસંફાસ'માંના 'કાય'ના ઉચ્ચારણ વખતે પણ એક આવર્ત કરવું. —આ ત્રણ આવર્ત થયા. ત્યાર પછી જ્યારે 'જત્તા ભે?' ઇત્યાદિ આવે ત્યારે 'જ' અક્ષરનો મંદોચ્ચાર કરી ગુરુ ચરણે કરસ્પર્શ કરવો. અને 'ત્ત'ના મધ્યમોચ્ચાર વખતે ત્યાંથી બન્ને હાથ ઊંચકી બન્ને હાથ અધ્ધર ઊંચા રાખવા અને 'ભે' અક્ષર ઊંચા અવાજે બોલતાં કપાલના મધ્યભાગે હાથને અડાડવા. આ એક આવર્ત. તે જ પ્રમાણે 'જ' 'વ' 'ણિ' એ ત્રણ અક્ષર બોલતાં બીજું આવર્ત અને તે જ પ્રમાણે 'જ્જં' 'ચ' 'ભે' આ ત્રણ અક્ષર બોલતાં ત્રીજું આવર્ત કરવું—આમ એક વંદનમાં બધા મળી છ આવર્ત થયા. અને જ્યારે બીજી વાર વંદના કરવાની હોય ત્યારે પણ ફરી છ આવર્ત કરવાના હોય છે એટલે બધા મળી કૃતિકર્મના બાર આવર્ત થાય.

અવગ્રહમાં પ્રવેશ કર્યા પછી ક્ષામણા કરતી વખતે શિષ્ય અને આચાર્યનાં બન્નેનાં મળી બે શિરોનમન અને તે જ પ્રમાણે બીજી વંદના પ્રસંગે પણ—એટલે ચાર શિરોનમન.

શિષ્ય જ્યારે વંદન કરતો હોય ત્યારે મન, વચન અને કાયને સંયમમાં રાખવાં જોઈએ એ ત્રણ ગુપ્તિ.

પ્રથમ વંદન વખતે અવગ્રહયાચના કરી પ્રવેશ કરવો અને તે જ પ્રમાણે દ્વિતીય વંદન વખતે — આમ બે પ્રવેશ થાય.

આવશ્યિકી કરીને અવગ્રહથી પ્રથમ વંદન કર્યાં પછી બહાર જવું તે નિષ્ક્રમણ — એક જ છે. કારણ, બીજી વંદના પછી બહાર ન જતાં તેમના પાદમૂલમાં રહીને જ સૂત્રસમાપ્તિ કરવાની હોય છે.— આ પ્રમાણે વંદનાનાં ૨૫ આવશ્યક છે.

•

## ૧

# પુરુષના પ્રકારો

## ૧. બે ભેદ અને ત્રણ ભેદ

### (૧) બુદ્ધ અને મૂઢ[1]

બુદ્ધ બે છે[2] :—

૧. જ્ઞાનબુદ્ધ; ૨. દર્શનબુદ્ધ.

મૂઢ બે છે :—

૧. જ્ઞાનમૂઢ; ૨. દર્શનમૂઢ.[3]

[—સ્થા૦ ૧૦૪]

બુદ્ધ ત્રણ છે :—

૧. જ્ઞાનબુદ્ધ ૨. દર્શનબુદ્ધ[4] ૩. ચારિત્રબુદ્ધ[4]

મૂઢ ત્રણ છે :—

૧. જ્ઞાનમૂઢ ૨. દર્શનમૂઢ ૩. ચારિત્રમૂઢ.[5]

[—સ્થા૦ ૧૫૬]

---

૧. આની સાથે અંગુત્તરની (૪. ૮૬) ચતુર્ભંગી સરખાવવા જેવી છે :— (૧) અવનત અને અવનત; (૨) અવનત અને ઉન્નત; (૩) ઉન્નત અને અવનત; (૪) ઉન્નત અને ઉન્નત.

આ જ વસ્તુ પુદ્ગલપ્રજ્ઞપ્તિમાં પણ છે. (૪. ૨૦)

૨. જૈનોમાં જેમ પ્રત્યેકબુદ્ધાદિ પ્રસિદ્ધ છે, તેમ બૌદ્ધોમાં પણ બુદ્ધ બે પ્રકારના છે :— તથાગતબુદ્ધ અને પ્રત્યેકબુદ્ધ.—અંગુત્તર૦ ૨. ૬. ૫.

૩. બૌદ્ધોમાં દર્શનમૂઢને દૃષ્ટિવિપન્ન કહે છે. જુઓ પુદ્ગલ-પ્રજ્ઞપ્તિ ૨, ૯.

૪. પુદ્ગલપ્રજ્ઞપ્તિગત શીલસંપન્ન અને દૃષ્ટિસંપન્નની આની સાથે તુલના કરવા જેવી છે.—૨. ૧૯.

૫. આને પુદ્ગલપ્રજ્ઞપ્તિમા શીલવિપન્ન કહ્યો છે. (૨,૯.)

## (૨) ત્રણ ભેદો

પુરુષ ત્રણ પ્રકારના છે:—

(૧) ૧. નામપુરુષ; ૨. સ્થાપનાપુરુષ; ૩. દ્રવ્યપુરુષ.

(૨) ૧. જ્ઞાનપુરુષ; ૨. દર્શનપુરુષ; ૩. ચારિત્રપુરુષ.

(૩) ૧. વેદપુરુષ; ૨. ચિહ્નપુરુષ; ૩. અભિલાપપુરુષ

(૪) ૧. ઉત્તમપુરુષ; ૨. મધ્યમપુરુષ; ૩. જઘન્યપુરુષ.

ઉત્તમપુરુષ ત્રણ પ્રકારના છે—

૧. ધર્મપુરુષ (અરિહંતાદિ); ૨. ભોગપુરુષ (ચક્રવતી); ૩. કર્મપુરુષ (વાસુદેવ).

મધ્યમ પુરુષના ત્રણ પ્રકાર છે—

૧. ઉગ્રો; ૨. ભોગો; ૨. રાજન્યો.

જઘન્ય પુરુષના ત્રણ પ્રકાર છે—

૧. દાસો; ૨. ભૃતક; ૩. ભાગીદાર.

[–સ્થા૦ ૧૨૮]

લોકમાં નિઃશીલ, અવિરત, નિર્ગુણ, નિર્મર્યાદ, પૌષધોપવાસ તથા પ્રત્યાખ્યાન વિનાના એવા મરીને સાતમી નરકે જનારા ત્રણ છે—

૧. રાજા; ૨. માંડલિક; ૩. મહારંભી કુટુંબી.

લોકોમાં સુશીલ, વ્રતી, સદ્ગુણી, મર્યાદાશીલ, પ્રત્યાખ્યાન તથા પૌષધોપવાસવાળા, એવા મરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થનારા ત્રણ છે—

૧. પરિત્યક્તકર્મા રાજા; ૨. પરિ૦ સેનાપતિ; ૩. પરિ૦ પ્રશાસ્તા.

[–સ્થા૦ ૧૫૦]

પુરુષ ત્રણ પ્રકારના છે—

૧. સૂત્રધર; ૨. અર્થધર; ૩. તદુભયધર.

[–સ્થા૦ ૧૬૯]

## (૩) પુરુષ ત્રિભંગી

પુરુષના ત્રણ પ્રકાર છે—

(૧) ૧. સુમના[1]–કાંઈક કરીને રાજી થનાર;
૨. દુર્મના–કાંઈક કરીને દુઃખી થનાર;
૩. તટસ્થ–કાંઈક કરે તેનો હર્ષ કે શોક નહિ કરનાર.

(૨) अ. ૧. ક્યાંઈક ગયા પછી રાજી થનાર;
૨. ક્યાંઈક ગયા પછી દુઃખી થનાર;
૩. ક્યાંઈક ગયા પછી મધ્યસ્થ–તટસ્થ રહેનાર.

आ. ૧. ક્યાંઈક જતાં જતાં રાજી થનાર;
૨. ક્યાંઈક જતાં જતાં દુઃખી થનાર;
૩. ક્યાંઈક જતાં જતાં તટસ્થ રહેનાર.

इ ૧. ક્યાંઈક જવાનું હોય તો રાજી થનાર;
૨. ક્યાંઈક જવાનું હોય તો દુઃખી થનાર;
૩. ક્યાંઈક જવાનું હોય તો તટસ્થ રહેનાર.

ई. उ. ऊ. ઉપર ગમનક્રિયા વિષે સુમના, દુર્મના, અને તટસ્થ એવા ભેદો ત્રણે કાળાશ્રયી કરવામાં આવ્યા છે, તે જ પ્રમાણે ગતિનિષેધના—એટલે કે 'ન ગયો માટે રાજી થનાર', ઇત્યાદિ ભેદો સમજી લેવા.

(૩–૨૨) આ જ પ્રમાણે નીચેની ક્રિયાઓ વિષે વિધિ તેમજ નિષેધને લઈને ત્રણે કાળાશ્રયી ભેદો સ્વયં બનાવી લેવા—

૧. આવવું, ૨. ઊભા રહેવું, ૩. બેસવું, ૪. હિંસા કરવી, ૫. છેદન કરવું, ૬. બોલવું, ૭. ભાષણ કરવું, ૮. દેવું, ૯. ખાવું, ૧૦. પ્રાપ્ત કરવું, ૧૧. પીવું, ૧૨. સૂવું,

---

[1] ૧. આ ત્રણ ભેદો સાથે (૧) નિરાશ, (૨) આશાવાળો, અને (૩) વિગતાશ–આ ભેદો સરખાવા જેવા છે. પુદ્ગલપ્રજ્ઞપ્તિ ૩,૧.

૧૩. લડવું, ૧૪. જીતવું, ૧૫. હારવું, ૧૬. સાંભળવું, ૧૭. રૂપદર્શન કરવું, ૧૮. સૂંઘવું, ૧૯. રસાસ્વાદ લેવો, ૨૦. સ્પર્શ કરવો.

[-સ્થા૦ ૧૬૦]

## ૨. પુરુષની ચતુર્ભંગીઓ

### (૧) ઉન્નત અને પ્રણત

પુરુષના ચાર પ્રકાર છે.

(૧) ૧. કોઈ ઉન્નત હોય અને ઉન્નતમના – તેનું મન પણ ઉન્નત હોય;
 ૨. કોઈ ઉન્નત હોય પણ પ્રણતમના – તેનું મન નીચું હોય – નીચમના હોય;
 ૩. કોઈ પ્રણત – નીચો હોય પણ ઉન્નતમના હોય;
 ૪. કોઈ પ્રણત હોય અને નીચમના હોય.

(૨) ૧. કોઈ ઉન્નત હોય અને ઉન્નતસંકલ્પી હોય;
 ૨. કોઈ ઉન્નત હોય પણ પ્રણતસંકલ્પી હોય – હીન સંકલ્પી હોય;
 ૩. કોઈ પ્રણત હોય પણ ઉન્નતસંકલ્પી હોય;
 ૪. કોઈ પ્રણત હોય અને પ્રણતસંકલ્પી હોય.

(૩) ૧. કોઈ ઉન્નત હોય અને ઉન્નતપ્રજ્ઞ હોય;
 ૨. કોઈ ઉન્નત હોય પણ પ્રણતપ્રજ્ઞ હોય;
 ૩. કોઈ પ્રણત હોય પણ ઉન્નતપ્રજ્ઞ હોય;
 ૪. કોઈ પ્રણત હોય અને પ્રણતપ્રજ્ઞ હોય.

(૪) ૧. કોઈ ઉન્નત હોય અને ઉન્નતદૃષ્ટિ હોય;
 ૨. કોઈ ઉન્નત હોય પણ પ્રણતદૃષ્ટિ હોય;
 ૩. કોઈ પ્રણત હોય પણ ઉન્નતદૃષ્ટિ હોય;
 ૪. કોઈ પ્રણત હોય અને પ્રણતદૃષ્ટિ હોય.

(૫) ૧. કોઈ ઉન્નત હોય અને ઉન્નત શીલાચારયુક્ત હોય.
૨. કોઈ ઉન્નત હોય પણ પ્રણુત શીલાચાર વાળો હોય;
૩. કોઈ પ્રણુત હોય પણ ઉન્નત શીલાચારવાળો હોય;
૪. કોઈ પ્રણુત હોય અને પ્રણુત શીલાચારવાળો હોય.

(૬) ૧. કોઈ ઉન્નત હોય અને ઉન્નતવ્યવહારી હોય;
૨. કોઈ ઉન્નત હોય પણ પ્રણુતવ્યંવહારી હોય;
૩. કોઈ પ્રણુત હોય પણ ઉન્નતવ્યવહારી હોય;
૪. કોઈ પ્રણુત હોય અને પ્રણુતવ્યવહારી હોય.

(૭) ૧. કોઈ ઉન્નત હોય અને ઉન્નતપરાક્રમી હોય;
૨. કોઈ ઉન્નત હોય પણ પ્રણુતપ્રરાક્રમી હોય;
૩. કોઈ પ્રણુત હોય પણ ઉન્નતપરાક્રમી હોય;
૪. કોઈ પ્રણુત હોય અને પ્રણુતપરાક્રમી હોય.

[-સ્થા૦ ૨૩૬]

## (૨) શુદ્ધ-અશુદ્ધ

પુરુષ ચાર પ્રકારના છે—

(૧) ૧. કોઈ પુરુષ શુદ્ધ હોય અને શુદ્ધમના હોય;
૨. કોઈ પુરુષ શુદ્ધ હોય પણ અશુદ્ધમના હોય;
૩. કોઈ પુરુષ અશુદ્ધ હોય પણ શુદ્ધમના હોય;
૪. કોઈ પુરુષ અશુદ્ધ હોય અને અશુદ્ધમના હોય.

(૨) ૧. કોઈ પુરુષ શુદ્ધ હોય અને શુદ્ધસંકલ્પી હોય;
૨. કોઈ પુરુષ શુદ્ધ હોય પણ અશુદ્ધસંકલ્પી હોય;
૩. કોઈ પુરુષ અશુદ્ધ હોય પણ શુદ્ધસંકલ્પી હોય;
૪. કોઈ પુરુષ અશુદ્ધ હોય અને અશુદ્ધસંકલ્પી હોય.

(૩–૭) તે જ પ્રમાણે શુદ્ધપ્રજ્ઞ, શુદ્ધદૃષ્ટિ, શુદ્ધ શીલાચાર યુક્ત, શુદ્ધવ્યવહારી અને શુદ્ધપરાક્રમી પુરુષોની પણ ચતુર્ભંગીઓ ઘટાવી લેવી.

[–સ્થા૦ ૨૩૯]

પુરુષ ચાર પ્રકારના છે —

(૧) ૧. કોઈ શુચિ હોય અને શુચિમના હોય;
૨. કોઈ શુચિ હોય પણ અશુચિમના હોય;
૩. કોઈ અશુચિ હોય પણ શુચિમના હોય;
૪. કોઈ અશુચિ હોય અને અશુચિમના હોય.

(૨–૭) આ જ પ્રમાણે શુચિ–અશુચિની સાથે સંકલ્પ, પ્રજ્ઞા, દૃષ્ટિ, શીલાચાર, વ્યવહાર અને પરાક્રમ — એ શબ્દો મેળવી બાકીની ચતુર્ભંગીઓ ઉપર પ્રમાણે બનાવી લેવી.

[–સ્થા૦ ૨૪૧]

## (૩) સાચો-જૂઠો

પુરુષ ચાર પ્રકારના છે —

(૧) ૧. કોઈ પુરુષ પ્રથમ સાચો હોય અને પછી પણ સાચો હોય;
૨. કોઈ પ્રથમ સાચો હોય પણ પછી જૂઠો નીવડે;
૩. કોઈ પ્રથમ જૂઠો હોય પણ પછી સાચો બને;
૩. કોઈ પ્રથમ જૂઠો અને પછી પણ જૂઠો હોય.

(૨) ૧. કોઈ સાચો હોય અને સત્યપરિણુત હોય – સાચા પરિણામ – અધ્યવસાયયુક્ત હોય;
૨. કોઈ સાચો હોય પણ અસત્યપરિણુત હોય – તેનાં પરિણામ જૂઠાં–અસત્ય હોય;
૩. કોઈ જૂઠો હોય પણ સત્યપરિણુત હોય;
૪. કોઈ જૂઠો હોય અને અસત્યપરિણુત હોય.

(૩) ૧. કોઈ સાચો હોય અને સત્યરૂપ – સત્યમય હોય;
૨. કોઈ સાચો હોય પણ અસત્યરૂપ હોય;
૩. કોઈ જૂઠો હોય પણ સત્યરૂપ હોય;
૪. કોઈ જૂઠો હોય અને અસત્યરૂપ હોય.

(૪) ૧. કોઈ સાચો હોય અને સત્યમના હોય;
૨. કોઈ સાચો હોય પણ અસત્યમના હોય;
૩. કોઈ જૂઠો હોય પણ સત્યમના હોય;
૪. કોઈ જૂઠો હોય અને અસત્યમના હોય.

(૫–૧૦) તે જ પ્રમાણે સાચા–જૂઠા સાથે સત્યસંકલ્પ, સત્ય-પ્રજ્ઞા, સત્યદૃષ્ટિ, સત્યશીલાચાર, સત્યવ્યવહાર, અને સત્યપરાક્રમ — આ શબ્દો જોડીને ચતુર્ભંગીઓ સમજી લેવી.

[–સ્થા૦ ૨૪૧]

## (૪) ભદ્ર-અભદ્ર, દોષદર્શી આદિ

પુરુષના ચાર પ્રકાર છે —

(૧) ૧. કોઈ પુરુષ પ્રથમ પરિચયે ભદ્ર લાગે પણ સહ-વાસે અભદ્ર જણાય;
૨. કોઈ પુરુષ પ્રથમ પરિચયે અભદ્ર લાગે પણ સહવાસથી ભદ્ર જણાય;
૩. કોઈ પુરુષ પ્રથમ પરિચયે ભદ્ર લાગે અને સહવાસે પણ ભદ્ર જણાય;
૪. કોઈ પુરુષ પ્રથમ પરિચયે પણ અભદ્ર જણાય અને સહવાસે પણ અભદ્ર જણાય.

(૨) ૧. કોઈ પુરુષ પોતાના દોષ જુએ પણ બીજાના દોષ ન જુએ;
૨. કોઈ પોતાના દોષ ન જુએ પણ બીજાના જુએ;

૩. કોઈ પોતાના દોષ જુએ અને બીજાના દોષ પણ જુએ;
૪. કોઈ પોતાના દોષ ન જુએ અને બીજાના પણ દોષો ન જુએ.

(૩) ૧. કોઈ પુરુષ પોતાના દોષ પ્રકાશે છે પણ બીજાના દોષો પ્રકાશતો નથી;
૨. કોઈ પુરુષ પોતાના દોષ ન પ્રકાશે પણ બીજાના દોષ પ્રકાશે છે[૧];
૩. કોઈ પુરુષ પોતાના દોષ પ્રકાશે છે અને બીજાના પણ પ્રકાશે છે;
૪. કોઈ પુરુષ પોતાના દોષ પ્રકાશતો નથી અને બીજાના પણ દોષો પ્રકાશતો નથી.

(૪) ૧. કોઈ પુરુષ પોતાના દોષ શાંત કરે છે પણ બીજાના દોષ શાંત નથી કરતો;
૨. કોઈ પુરુષ પોતાના દોષો શાન્ત નથી કરતો પણ બીજાના શાંત કરે છે;
૩. કોઈ પુરુષ પોતાના દોષો શાંત કરે છે અને બીજાના દોષો પણ શાંત કરે છે;
૪. કોઈ પુરુષ પોતાના દોષ શાંત નથી કરતો અને બીજાના પણ શાંત નથી કરતો.[૨]

(૫) ૧. કોઈ અભ્યુત્થાન કરે પણ અભ્યુત્થાન કરાવે નહિ;
૨. કોઈ અભ્યુત્થાન કરાવે પણ કરે નહિ;
૩. કોઈ અભ્યુત્થાન કરે અને કરાવે પણ;

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.
૨. „ „ „ „ નં. ૨.

૪. કોઈ અભ્યુત્થાન કરે પણ નહિ અને કરાવે પણ નહિ.

(૬) ૧. કોઈ વંદન કરે છે પણ કરાવતો નથી;
૨. કોઈ વંદન કરતો નથી પણ કરાવે છે;
૩. કોઈ વંદન કરે પણ છે અને કરાવે પણ છે;
૪. કોઈ વંદન કરતો પણ નથી અને કરાવતો પણ નથી.

(૭) ૧. કોઈ સત્કાર કરે છે પણ સત્કાર કરાવતો નથી;
૨. કોઈ સત્કાર કરાવે છે પણ કરતો નથી;
૩. કોઈ સત્કાર કરે છે અને કરાવે પણ છે;
૪. કોઈ સત્કાર કરતો નથી અને કરાવતો પણ નથી.

(૮) તે જ પ્રમાણે સન્માન વિષે ચતુર્ભંગી.

(૯) તે જ પ્રમાણે પૂજા વિષે ચતુર્ભંગી.

(૧૦) ૧. કોઈ વાચના આપે છે પણ વાચના લેતો નથી;
૨. કોઈ વાચના લે છે પણ વાચના આપતો નથી;
૩. કોઈ વાચના લે છે અને આપે પણ છે.
૪. કોઈ વાચના લેતો પણ નથી અને આપતો પણ નથી.

(૧૧-૧૩) તે જ પ્રમાણે સૂત્રાર્થનું ગ્રહણ, પ્રશ્ન પૂછવો[1], જવાબ આપવો એ વિષે પણ ચતુર્ભંગીઓ સમજી લેવી.

(૧૪) ૧. કોઈ પુરુષ સૂત્રધર હોય પણ અર્થધર ન હોય[2];
૨. કોઈ પુરુષ સૂત્રધર ન હોય પણ અર્થધર હોય;
૩. કોઈ પુરુષ સૂત્રધર હોય અને અર્થધર પણ હોય;

---

૧. બૌદ્ધ પરંપરા સાથેની સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

૨. ,, ,, ,, ,, ,, નં. ૪.

૪. કોઈ પુરુષ સૂત્રધર ન હોય અને અર્થધર પણ ન હોય.

[-સ્થા૦ ૨૫૫]

પુરુષના ચાર પ્રકાર છે —

૧. કોઈ પુરુષ પ્રકટ દોષ સેવે પણ ગુપ્ત દોષ ન સેવે;
૨. કોઈ પ્રકટ દોષ ન સેવે પણ ગુપ્ત દોષ સેવે;
૩. કોઈ પ્રકટ સેવે અને ગુપ્ત પણ સેવે;
૪. કોઈ પ્રકટ દોષ ન સેવે અને ગુપ્ત પણ ન સેવે.

[-સ્થા૦ ૨૭૨]

## (૫) દીન-અદીન

પુરુષના ચાર પ્રકાર છે —

(૧) ૧. કોઈ પુરુષ બહારથી દીન હોય અને અંદરથી પણ દીન હોય;
૨. કોઈ બહારથી દીન હોય પણ અંદરથી અદીન હોય;
૩. કોઈ બહારથી અદીન હોય પણ અંદરથી દીન હોય;
૪. કોઈ પુરુષ બહારથી અદીન અને અંદરથી પણ અદીન હોય.

(૨) ૧. કોઈ પુરુષ દીન હોય અને દીનપરિણત હોય;
૨. કોઈ પુરુષ દીન હોય પણ અદીનપરિણત હોય;
૩. કોઈ પુરુષ અદીન હોય પણ દીનપરિણત હોય;
૪. કોઈ પુરુષ અદીન હોય અને અદીનપરિણત હોય.

(૩) તે જ પ્રમાણે દીનરૂપની ચતુર્ભંગીઓ ઘટાવી લેવી.

(૪) ૧. કોઈ પુરુષ દીન હોય અને દીનમના હોય;

૨. કોઈ પુરુષ દીન હોય અને અદીનમના હોય;
૩. કોઈ પુરુષ અદીન હોય પણ દીનપરિણત હોય;
૪. કોન પુરુષ અદીન હોય અને અદીનપરિણત હોય.

(૫–૧૭) તે જ પ્રમાણે દીનસંકલ્પી, દીનપ્રજ્ઞ, દીનદૃષ્ટિ, દીનશીલાચાર, દીનવ્યવહાર, દીનપરાક્રમી, દીનવૃત્તિ, દીનજાતિ, દીનભાષી, દીનાવભાસી, દીનસેવી, દીનપર્યાય, અને દીનપરિવાર પુરુષોની પણ ચતુર્ભંગી ઘટાવી લેવી.

[–સ્થા૦ ૨૭૯]

## (૬) આર્ય-અનાર્ય

પુરુષના ચાર પ્રકાર છે —

(૧) ૧. કોઈ પુરુષ દ્રવ્યથી આર્ય હોય અને ભાવથી પણ આર્ય હોય;
૨. કોઈ દ્રવ્યથી આર્ય પણ ભાવથી અનાર્ય હોય;
૩. કોઈ દ્રવ્યથી અનાર્ય હોય પણ ભાવથી આર્ય હોય;
૪. કોઈ દ્રવ્યથી અનાર્ય હોય અને ભાવથી પણ અનાર્ય હોય.

(૨–૧૭) તે જ પ્રમાણે આર્યપરિણત, આર્યરૂપ, આર્યમના, આર્યસંકલ્પી, આર્યપ્રજ્ઞ, આર્યદૃષ્ટિ, આર્યશીલાચાર, આર્યવ્યવહારી[1] આર્યપરાક્રમી, આર્યવૃત્તિ, આર્યજાતિ, આર્યભાષી, આર્યાવભાસી, આર્યસેવી, આર્યપર્યાય, આર્યપરિવાર પુરુષોની પણ ચતુર્ભંગી ઘટાવી લેવી.

[–સ્થા૦ ૨૮૦]

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ ટિપ્પણ નં. ૫.

## (૬) કૃશ અને દૃઢ

પુરુષના ચાર પ્રકાર છે—

(૧) ૧. કોઈ દ્રવ્યથી કૃશ હોય અને ભાવથી પણ કૃશ હોય;
૨. કોઈ દ્રવ્યથી કૃશ હોય પણ ભાવથી દૃઢ હોય;
૩. કોઈ દ્રવ્યથી દૃઢ પણ ભાવથી કૃશ હોય;
૪. કોઈ દ્રવ્યથી દૃઢ હોય અને ભાવથી પણ દૃઢ હોય.

(૨) ૧. કોઈ ભાવથી કૃશ હોય અને કૃશશરીરી પણ હોય;
૨. કોઈ ભાવથી કૃશ હોય પણ દૃઢશરીરી હોય;
૩. કોઈ ભાવથી દૃઢ હોય છતાં કૃશશરીરી હોય;
૪. કોઈ ભાવથી દૃઢ હોય અને દૃઢશરીરી પણ હોય.

(૩) ૧. કોઈ કૃશશરીરીને જ્ઞાન–દર્શન પ્રાપ્ત થાય પણ દૃઢશરીરીને જ્ઞાન–દર્શન પ્રાપ્ત નથી થતું;
૨. કોઈ દૃઢ શરીરીને જ્ઞાન–દર્શન પ્રાપ્ત થાય છે પણ કૃશશરીરીને નથી થતું;
૩. કોઈ કૃશશરીરીને પણ જ્ઞાન–દર્શન પ્રાપ્ત થાય છે અને કોઈ દૃઢ શરીરીને પણ જ્ઞાન–દર્શન પ્રાપ્ત થાય છે;
૪. કોઈ કૃશશરીરીને પણ જ્ઞાન–દર્શન પ્રાપ્ત નથી થતું અને કોઈ દૃઢશરીરીને પણ પ્રાપ્ત નથી થતું.

[–સ્થા૦ ૨૮૩]

## (૭) સ્વાર્થી-પરાર્થી

પુરુષના પ્રકાર ચાર છે—

(૧) ૧. કોઈ કહ્યું કરનાર હોય;
૨. કોઈ કહ્યું અને અણકહ્યું ઉભય કરનાર હોય;
૩. કોઈ સૌવસ્તિક – મંગલપાઠી હોય

૪. કોઈ પ્રધાન હોય – સૌનો ઉપરી હોય.

(૨) ૧. કોઈ પોતાનો ભવાન્ત કરે પણ પરનો ભવાન્ત ન કરે.
૨. કોઈ પરનો ભવાન્ત કરે પણ પોતાનો ભવાન્ત ન કરે;
૩. કોઈ પોતાનો ભવાન્ત કરે અને પરનો પણ ભવાન્ત કરે;
૪. કોઈ પોતાનો ભવાન્ત ન કરે અને પરનો પણ ભવાન્ત ન કરે.

(૩) ૧. કોઈ પોતે અંધારામાં હોય પણ બીજાને અંધારામાં ન નાખે;
૨. કોઈ બીજાને અંધારામાં નાખે પણ પોતે અંધારામાં ન રહે;
૩. કોઈ પોતે પણ અંધારામાં હોય ને બીજાને પણ અંધારામાં નાખે;
૪. કોઈ પોતે પણ અંધારામાં ન હોય અને બીજાને પણ અંધારામાં ન નાખે.

(૪) ૧. કોઈ આત્મદમન કરે પણ પરનું દમન ન કરી શકે;
૨. કોઈ પરનું દમન કરી શકે પણ આત્મદમન ન કરે;
૩. કોઈ આત્મદમન કરે અને પરનું પણ દમન કરે;
૪. કોઈ આત્મદમન ન કરે અને પરનું દમન પણ ન કરે.

[–સ્થા૦ ૨૮૭]

પુરુષ ચાર પ્રકારના છે—

૧. કોઈ પોતા પૂરતો સમર્થ હોય પણ બીજા માટે સામર્થ્યહીન હોય;

૨. કોઈ બીજા માટે સામર્થ્ય ધરાવે પણ પોતા પૂરતો અસમર્થ હોય;
૩. કોઈ સ્વ અને પર બન્નેની અપેક્ષાએ સમર્થ હોય;
૪. કોઈ સ્વ અને પર બન્નેની અપેક્ષાએ સામર્થ્ય-હીન હોય.

[–સ્થા૦ ૨૮૯]

## (૮) દોષી વગેરે

પુરુષના ચાર પ્રકાર છે—

(૧) ૧. પ્રકટપણે દોષ સેવનાર; ૨. ગુપ્તપણે દોષ સેવનાર; ૩. પ્રત્યુત્પન્નનંદી (ઇષ્ટ અવસ્થા આવે તેમાં આનંદ માનનારા); ૪. નિઃસરણનંદી (બહિષ્કારમાં આનંદ માનનારા).

(૨) ૧. ભરત જેવા ઉત્તરોત્તર ઉદયવાળા;
૨. બ્રહ્મદત્ત જેવા ઉદય પામી અસ્ત થનારા;
૩. હરિકેશ જેવા અસ્ત પછી ઉદય પામનારા;
૪. કાલવ્યાધ જેવા ઉત્તરોત્તર અસ્ત પામનારા.

(૩) ૧. ઉચ્ચ અને ઉચ્ચચ્છંદી; ૨. ઉચ્ચ અને નીચ-ચ્છંદી; ૩. નીચ અને ઉચ્ચચ્છંદી; ૪. નીચ અને નીચચ્છંદી.

[–સ્થા૦, ૨૯૨, ૩૧૫, ૩૧૮]

## (૯.) વિશ્વાસી–અવિશ્વાસી

પુરુષના ચાર પ્રકાર છે—

(૧) ૧. કહે કે વિશ્વાસ કરું છું અને વિશ્વાસ કરે પણ ખરા;
૨. કહે કે વિશ્વાસ કરું છું પણ વિશ્વાસ કરે નહિ;
૩. કહે કે વિશ્વાસ નથી કરતો પણ વિશ્વાસ કરતો હોય;
૪. કહે કે વિશ્વાસ નથી કરતો અને કરે પણ નહિ.

(२) १. પોતાના પર વિશ્વાસ રાખે પણ બીજા પર નહિ;
२. બીજા પર વિશ્વાસ રાખે પણ પોતા પર રાખે નહિ;
३. પોતા પર વિશ્વાસ રાખે અને બીજા પર પણ વિશ્વાસ રાખે;
४. પોતા પર વિશ્વાસ ન રાખે તેમ બીજા પર પણ વિશ્વાસ ન રાખે.

(३) १. વિશ્વાસ સંપાદન કરવા ચાહે અને કરી પણ શકે;
२. વિશ્વાસ સંપાદન કરવા ચાહે પણ અવિશ્વાસનું ભાજન બને;
३. અવિશ્વાસનું ભાજન બનવા માગે પણ વિશ્વાસ યોગ્ય બને;
४. અવિશ્વાસનું ભાજન બનવા માગે અને બને પણ ખરા.

(४) १. કોઈ પોતે વિશ્વાસમાં આવી શકે પણ બીજાને વિશ્વાસમાં લાવી ન શકે;
२. કોઈ બીજાને વિશ્વાસમાં લાવી શકે પણ પોતે વિશ્વાસમાં આવી ન શકે;
३. કોઈ પોતે વિશ્વાસમાં આવે અને બીજાને પણ લાવી શકે;
४. કોઈ પોતે વિશ્વાસમાં ન આવી શકે અને બીજાને પણ વિશ્વાસમાં લાવી ન શકે.

[–સ્થા० ३१२]

## (१०) જાતિસંપન્ન આદિ

પુરુષ ચાર પ્રકારના છે—

(१) १. જાતિસંપન્ન હોય પણ કુલસંપન્ન ન હોય;
२. કુલસંપન્ન હોય પણ જાતિસંપન્ન ન હોય;

૩. જાતિસંપન્ન હોય અને કુલસંપન્ન પણ હોય;
૪. જાતિસંપન્ન ન હોય અને કુલસંપન્ન પણ ન હોય.

(૨) તેવી જ રીતે જાતિસંપન્ન અને બલસંપન્નની ચતુર્ભંગી.
(૩) જાતિ અને રૂપની ચતુર્ભંગી.
(૪) જાતિ અને શ્રુતની ચતુર્ભંગી
(૫) જાતિ અને શીલની ચતુર્ભંગી.
(૬) જાતિ અને ચારિત્રની ચતુર્ભંગી.
(૭) કુલ અને બલની ચતુર્ભંગી.
(૮) કુલ અને રૂપની ચતુર્ભંગી.
(૯) કુલ અને શ્રુતની ચતુર્ભંગી.
(૧૦) કુલ અને શીલની ચતુર્ભંગી.
(૧૧) કુલ અને ચારિત્રની ચતુર્ભંગી.
(૧૨) બલ અને રૂપની ચતુર્ભંગી.
(૧૩) બલ અને શ્રુતની ચતુર્ભંગી.
(૧૪) બલ અને શીલની ચતુર્ભંગી.
(૧૫) બલ અને ચારિત્રની ચતુર્ભંગી.
(૧૬) રૂપ[૧] અને શ્રુતની ચતુર્ભંગી.
(૧૭) રૂપ અને શીલની ચતુર્ભંગી.
(૧૮) રૂપ અને ચારિત્રની ચતુર્ભંગી.
(૧૯) શ્રુત અને શીલની ચતુર્ભંગી.[૨]
(૨૦) શ્રુત અને ચારિત્રની ચતુર્ભંગી.
(૨૧) શીલ અને ચારિત્રની ચતુર્ભંગી.

[-સ્થા૦ ૩૨૦]

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૬.
૨. „ „ „ ટિપ્પણ નં. ૭.

## (૧૧) સેવા કરનાર

પુરુષ ચાર પ્રકારના છે—

(૧) ૧. પોતાની સેવા કરે પણ બીજાની નહિ;
૨. બીજાની સેવા કરે પણ પોતાની નહિ;
૩. પોતાની સેવા કરે અને બીજાની પણ કરે;
૪. પોતાની સેવા ન કરે અને બીજાની પણ ન કરે.

(૨) ૧. સેવા કરે પણ સામી સેવાની આશા ન રાખે;
૨. બીજો પોતાની સેવા કરે એમ ચાહે પણ પોતે બીજાની સેવા ન કરે;
૩. સેવા કરે અને સામી સેવાની આશા રાખે;
૪. સેવા ન કરે અને સામી સેવાની આશા પણ ન રાખે.

(૩) ૧. કામ કરી આપે પણ માનની અપેક્ષા ન રાખે;
૨. માનની અપેક્ષા રાખે પણ કામ ન કરી આપે;
૩. કામ કરી આપે અને માન પણ ચાહે;
૪. કામ પણ ન કરે અને માન પણ ન ચાહે.

(૪) ૧. તેવી જ રીતે ગણકાર્ય કરે પણ માન ન ચાહે એની પણ ચતુર્ભંગી સમજી લેવી.

(૫) તેવી જ રીતે ગણસંગ્રહ કરે પણ માન ન ચાહે તેની ચતુર્ભંગી.

(૬) ગણની શોભા વધારે પણ માન ન ચાહે તેની ચતુર્ભંગી.

(૭) ગણની શુદ્ધિ કરે પણ માન ન ચાહે તેની ચતુર્ભંગી.

(૮) ૧. રૂપ જવા દે પણ ધર્મ ન જવા દે;
૨. ધર્મ જવા દે પણ રૂપ કાયમ રાખે;
૩. રૂપ પણ રાખે અને ધર્મ પણ રાખે;
૪. રૂપ પણ ન રાખે અને ધર્મ પણ ન રાખે.

(૯) તેવી જ રીતે ધર્મ જવા દે પણ ગણને ન છોડે ઇત્યાદિ ચતુર્ભંગી.

(૧૦) તેવી જ રીતે પ્રિયધર્મ હોય પણ દૃઢધર્મ ન હોય ઇત્યાદિ ચતુર્ભંગી.

[–સ્થા૦ ૩૨૦]

## (૧૨) સ્વાર્થી–પરાર્થી, સુગત–દુર્ગત આદિ

પુરુષના ચાર પ્રકાર છે—

(૧) ૧. સ્વાર્થી હોય પણ પરાર્થી ન હોય[1];
૨. પરાર્થી હોય પણ સ્વાર્થી ન હોય;
૩. સ્વાર્થી પણ હોય અને પરાર્થી પણ હોય;
૪. સ્વાર્થી પણ ન હોય અને પરાર્થી પણ ન હોય.

(૨) ૧. કોઈ પ્રથમ દુર્ગત હોય અને પછી પણ દુર્ગત હોય;
૨. કોઈ પ્રથમ દુર્ગત હોય પણ પછી સુગત હોય;
૩. કોઈ પ્રથમ સુગત હોય પણ પછી દુર્ગત હોય;
૪. કોઈ પ્રથમ સુગત હોય અને પછી પણ સુગત હોય.

(૩) ૧. કોઈ દુર્ગત હોય અને દુર્વ્રત પણ હોય;
૨. કોઈ દુર્ગત હોય પણ સુવ્રત હોય;
૩. કોઈ સુગત હોય પણ દુર્વ્રત હોય;
૪. કોઈ સુગત હોય અને સુવ્રત પણ હોય.

(૪) ૧. કોઈ દુર્ગત હોય અને દુષ્પ્રત્યાનંદી (ઉપકારનો બદલો મળે તોય આનંદ નહિ માનનાર) હોય;
૨. કોઈ દુર્ગત હોય પણ સુપ્રત્યાનન્દી હોય;
૩. કોઈ સુગત પણ દુષ્પ્રત્યાનંદી હોય;
૪. કોઈ સુગત અને સુપ્રત્યાનન્દી હોય.

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૮.

(૫) ૧. કોઈ દુર્ગત હોય અને પાછો મરીને દુર્ગતિમાં જવાનો હોય — દુર્ગતિગામી હોય;
૨. કોઈ દુર્ગત હોય પણ સુગતિગામી હોય;
૩. કોઈ સુગત હોય પણ દુર્ગતિગામી હોય;
૪. કોઈ સુગત હોય અને સુગતિગામી પણ હોય.

(૬) ૧. દુર્ગત હતો અને દુર્ગતિમાં ગયો;
૨. દુર્ગત હતો પણ સુગતિમાં ગયો;
૩. સુગત હતો પણ દુર્ગતિમાં ગયો;
૪. સુગત હતો અને સુગતિમાં ગયો.

(૭) ૧. કોઈ પ્રથમ પણ તમ – અજ્ઞાની હોય અને પછી પણ તમ–અજ્ઞાની હોય[૧];
૨. કોઈ પ્રથમ તમ પણ પછી જ્યોતિ – જ્ઞાની થાય;
૩. કોઈ પ્રથમ જ્યોતિ પણ પછી તમ;
૪. કોઈ પ્રથમ જ્યોતિ અને પછી પણ જ્યોતિ.

(૮) તે જ પ્રમાણે તમ અને તમબલની ચતુર્ભંગી ઘટાવી લેવી.

(૯) તે જ પ્રમાણે તમ અને તમબલમાં રતિ પામનારની ચતુર્ભંગી ઘટાવી લેવી.

(૧૦) ૧. કોઈ પરિજ્ઞાત-કર્મા હોય અર્થાત્ કર્મબંધનાં કારણભૂત બાહ્ય ખેતી આદિકાર્યોને તજી દીધેલો હોય, પણ પરિજ્ઞાત-સંજ્ઞ ન હોય અર્થાત્ આહારસંજ્ઞા આદિ અભિલાષાઓનો ત્યાગ કરેલો ન હોય.
૨. કોઈ પરિજ્ઞાત-સંજ્ઞ હોય પણ પરિજ્ઞાત-કર્મા ન હોય;

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૯.

૩. કોઈ પરિજ્ઞાત-કર્મા હોય અને પરિજ્ઞાત-સંજ્ઞ પણ હોય;
૪. કોઈ પરિજ્ઞાત-કર્મા પણ ન હોય અને પરિજ્ઞાત-સંજ્ઞ પણ ન હોય.

(૧૧) ૧. કોઈ પરિજ્ઞાત-કર્મા હોય પણ પરિજ્ઞાત-ગૃહસ્થાવાસ ન હોય – અર્થાત્ ઘરબાર છોડેલો ન હોય;
૨. કોઈ પરિજ્ઞાત-ગૃહસ્થાવાસ હોય પણ પરિજ્ઞાત-કર્મા ન હોય;
૩. કોઈ પરિજ્ઞાત-કર્મા હોય અને પરિજ્ઞાત-ગૃહસ્થાવાસ પણ હોય;
૪. પરિજ્ઞાત-કર્મા પણ ન હોય અને પરિજ્ઞાત-ગૃહસ્થાવાસ પણ ન હોય.

(૧૨) તે જ પ્રમાણે 'પરિજ્ઞાત-સંજ્ઞ હોય પણ પરિજ્ઞાત-ગૃહસ્થાવાસ ન હોય ઇત્યાદિ ચતુર્ભંગી પણ સમજી લેવી.

(૧૩) ૧. ઇહાર્થી હોય પણ પરલોકાર્થી ન હોય;
૨. પરલોકાર્થી હોય પણ ઇહાર્થી ન હોય;
૩. ઇહાર્થી પણ હોય અને પરલોકાર્થી પણ હોય;
૪. ઇહાર્થી ન હોય અને પરલોકાર્થી પણ ન હોય.

(૧૪) ૧. કોઈ એકાદ ગુણની વૃદ્ધિ કરે પણ બીજા એકાદ ગુણની હાનિ કરે[૧];
૨. કોઈ એકાદ ગુણની વૃદ્ધિ કરે પણ બે ગુણની હાનિ કરે;

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૦.

૩. કોઈ બેની વૃદ્ધિ કરે પણ એકની હાનિ કરે;
૪. કોઈ બેની વૃદ્ધિ કરે અને બેની હાનિ કરે.

[-સ્થા૦ ૩૨૭]

## (૧૩) હ્રીસત્ત્વ આદિ

પુરુષના ચાર પ્રકાર છે—

૧. કોઈ હ્રી-સત્ત્વ હોય અર્થાત્ લજ્જાને કારણે પરાક્રમ દાખવી શકે;
૨. કોઈ હ્રી-મનઃસત્ત્વ હોય અર્થાત્ કોઈ લજ્જાને કારણે મનમાં જ પરાક્રમનો ભાવ લાવી શકે, કામમાં નહિં;
૩. કોઈ ચલ-સત્ત્વ હોય અર્થાત્ કોઈ એવો હોય જે પોતાનું પરાક્રમ ટકાવી શકે નહિં;
૪. કોઈ સ્થિર-સત્ત્વ હોય.

[-સ્થા૦ ૩૩૦]

## (૧૪) ઘા કરનાર, શ્રેયસ્કરઆદિ

પુરુષના ચાર પ્રકારના છે—

(૧) ૧. ઘા કરે પણ ઘાને સાફ ન કરે;
૨. ઘાને સાફ કરે પણ ઘા ન કરે;
૩. ઘા કરે અને ઘાને સાફ પણ કરે;
૪. ઘા ન કરે અને ઘાને સાફ પણ ન કરે.

(૨) તે જ પ્રમાણે 'ઘા કરે પણ ઘાની રક્ષા ન કરે' ઇત્યાદિ ચતુર્ભંગી સમજવી.

(૩) તે જ પ્રમાણે 'ઘા કરે પણ ઘાનો રોધ ન કરે' ઇત્યાદિ ચતુર્ભંગી સમજી લેવી.

(૪) ૧. કોઈ શ્રેયસ્કર હોય અને ઉત્તરોત્તર શ્રેયસ્કર રહે;
૨. શ્રેયસ્કર હોય પણ ઉત્તરોત્તર પાપી બનતો જાય;

૩. કોઈ પાપી હોય પણ ઉત્તરોત્તર શ્રેયસ્કર બને;
૪. પાપી હોય અને ઉત્તરોત્તર પાપી બનતો જાય.

(૫) ૧. કોઈ ભાવથી શ્રેયસ્કર હોય પણ દ્રવ્યથી શ્રેયસ્કર સદૃશ હોય;
૨. કોઈ ભાવથી શ્રેયસ્કર હોય પણ દ્રવ્યથી પાપી સદૃશ હોય;
૩. કોઈ ભાવથી પાપી હોય પણ દ્રવ્યથી શ્રેયસ્કર સદૃશ હોય;
૪. કોઈ ભાવથી પાપી હોય અને દ્રવ્યથી પણ પાપી સદૃશ હોય.

(૬) ૧. શ્રેયસ્કર હોય અને શ્રેયસ્કર મનાય;
૨. શ્રેયસ્કર હોય અને પાપી મનાય;
૩. પાપી હોય અને શ્રેયસ્કર મનાય;
૪. પાપી હોય અને પાપી મનાય.

(૭) ૧. ભાવથી શ્રેયસ્કર હોય પણ દ્રવ્યથી શ્રેયસ્કર સદૃશ મનાય;
૨. ભાવથી શ્રેયસ્કર હોય પણ દ્રવ્યથી પાપી સદૃશ મનાય;
૩. ભાવથી પાપી હોય પણ દ્રવ્યથી શ્રેયસ્કર સદૃશ મનાય;
૪. ભાવથી પાપી હોય પણ દ્રવ્યથી પાપી સદૃશ મનાય.

(૮) ૧. પ્રજ્ઞાપક હોય પણ પ્રભાવક ન હોય[1];
૨. પ્રભાવક હોય પણ પ્રજ્ઞાપક ન હોય;
૩. પ્રજ્ઞાપક હોય અને પ્રભાવક પણ હોય;
૪. પ્રજ્ઞાપક ન હોય અને પ્રભાવક પણ ન હોય.

---

૧. પુદ્ગલપ્રજ્ઞપ્તિ (૪. ૭) માં આને લગભગ મળતી ધર્મકથિકની ચતુર્ભંગી આપી છે

(૯) ૧. પ્રજ્ઞાપક હોય પણ એષણાજીવી ન હોય;
૨. એષણાજીવી હોય પણ પ્રજ્ઞાપક ન હોય;
૩. પ્રજ્ઞાપક હોય અને એષણાજીવી પણ હોય;
૪. પ્રજ્ઞાપક ન હોય અને એષણાજીવી પણ ન હોય.
[–સ્થા૦ ૩૪૪]

## (૧૫) નિષ્કૃષ્ટ–અનિષ્કૃષ્ટ, બુધ–અબુધ આદિ

પુરુષના ચાર પ્રકાર છે—

(૧) ૧. પ્રથમ નિષ્કૃષ્ટ–તપસ્યાથી કૃશશરીરી અને પછી પણ નિષ્કૃષ્ટ[1];
૨. પ્રથમ નિષ્કૃષ્ટ પણ પછી અનિષ્કૃષ્ટ;
૩. પ્રથમ અનિષ્કૃષ્ટ પણ પછી નિષ્કૃષ્ટ;
૪. પ્રથમ અનિષ્કૃષ્ટ અને પછી પણ અનિષ્કૃષ્ટ.

(૨) ૧. નિષ્કૃષ્ટ–કૃશશરીરી અને નિષ્કૃષ્ટાત્મા–અલ્પકષાયી;
૨. નિષ્કૃષ્ટ અને અનિષ્કૃષ્ટાત્મા;
૩. અનિષ્કૃષ્ટ અને નિષ્કૃષ્ટાત્મા;
૪. અનિષ્કૃષ્ટ અને અનિષ્કૃષ્ટાત્મા.

(૩) ૧. બુધ–સત્ક્રિયાશીલ અને બુધ–વિવેકી;
૨. બુધ–સત્ક્રિયાશીલ પણ અબુધ–અવિવેકી;
૩. અબુધ–અસત્ક્રિયાશીલ પણ બુધ–વિવેકી;
૪. અબુધ–અસત્ક્રિયાશીલ અને અબુધ–અવિવેકી.

(૪) ૧. બુધ અને બુધહૃદય;
૨. બુધ અને અબુધહૃદય;
૩. અબુધ અને બુધહૃદય;
૪. અબુધ અને અબુધહૃદય.

---

૧. બૌદ્ધ પરંપરાની સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૧.

(૫) ૧. આત્માનુકંપી પણ પરાનુકંપી નહિ;
૨. પરાનુકંપી પણ આત્માનુકંપી નહિ;
૩. આત્માનુકંપી અને પરાનુકંપી;
૪. આત્માનુકંપી ન હોય અને પરાનુકંપી પણ ન હોય.

[-સ્થા૦ ૩૫૨]

## (૧૬) મિત્ર-અમિત્ર, મુક્ત-અમુક્ત આદિ

પુરુષના ચાર પ્રકાર છે—

(૧) ૧ કોઈ મિત્ર સંસારીમિત્ર હોય અને કોઈ મિત્ર કલ્યાણમિત્ર પણ હોય;
૨. કોઈ સંસારીમિત્ર હોય પણ કલ્યાણમિત્ર ન હોય;
૩. કોઈ અમિત્ર સંસારમાંઅમિત્ર પણ કલ્યાણમિત્ર હોય;
૪. કોઈ અમિત્ર સંસારઅમિત્ર અને કલ્યાણઅમિત્ર હોય.

(૨) ૧. કોઈ અંતઃકરણથી મિત્ર હોય અને મિત્રરૂપ–બાહ્યાચારથી પણ મિત્ર હોય;
૨. કોઈ અંતઃકરણથી મિત્ર હોય પણ અમિત્રરૂપ–બાહ્યાચારમાં અમિત્રરૂપ હોય;
૩. કોઈ અમિત્ર અંતઃકરણથી હોય પણ બાહ્યાચારે મિત્ર હોય;
૪. કોઈ અમિત્ર અંતઃકરણથી હોય અને બાહ્યાચારે પણ અમિત્ર હોય.

(૩) ૧. કોઈ દ્રવ્યથી મુક્ત હોય અને ભાવથી પણ મુક્ત હોય;
૨. કોઈ દ્રવ્યથી મુક્ત હોય પણ ભાવથી મુક્ત ન હોય;

3. કોઈ દ્રવ્યથી અમુક્ત હોય પણ ભાવથી મુક્ત હોય;
૪. કોઈ દ્રવ્યથી અમુક્ત હોય અને ભાવથી પણ અમુક્ત હોય.

(૪) ૧. કોઈ મુક્ત હોય અને મુક્તરૂપ હોય અર્થાત્ મુક્ત જેવો દેખાય પણ ખરો;
૨. કોઈ મુક્ત હોય પણ અમુક્તરૂપ હોય અર્થાત્ મુક્ત જેવો દેખાય નહિ.
૩. કોઈ અમુક્ત હોય પણ મુક્તરૂપ હોય;
૪. કોઈ અમુક્ત હોય અને અમુક્તરૂપ પણ હોય.

[–સ્થા૦ ૩૬૬]

## ૩. પાંચ ભેદો

પુરુષના પાંચ પ્રકાર છે —

૧. હ્રીસત્ત્વ – લજ્જાજન્ય પરાક્રમવાળો;
૨. હ્રીમનઃસત્ત્વ – લજ્જાથી મનમાં પરાક્રમવાળો;
૩. ચલસત્ત્વ – અસ્થિર પરાક્રમવાળો;
૪. સ્થિરસત્ત્વ;
૫. ઉદ્દયનસત્ત્વ – વર્ધમાન પરાક્રમવાળો.

[–સ્થા૦ ૪૫૨]

## ટિપ્પણ

૧. બૌદ્ધ પરંપરામાં સત્પુરુષ–અસત્પુરુષઃ— સરખાવો અંગુત્તર (૪. ૭૩). આ ચાર લક્ષણથી અસત્પુરુષને જાણવો — (૧) વગર પૂછ્યે પણ જે બીજાના દોષ કહી આપે – જો પૂછ્યું હોય તો પછી કહેવું જ શું?

(૨) બીજાના ગુણ વિષે પૂછ્યા છતાં મૌન રહે તો પછી વગર પૂછ્યે તો શેનો કહે?

(૩) પોતાના દોષ વિષે પૂછ્યા છતાં બોલે નહિ – તો પછી વગર પૂછ્યે તો પોતાનો દોષ શેનો કહે?

(૪) પોતાની પ્રશંસા તો વગર પૂછ્યે પણ કરવા મંડી જાય— તો પૂછવામાં આવે તો શું શું ન કહે?

સત્પુરુષનાં લક્ષણ આથી ઊલટાં છે—

(૧) બીજાના દોષોને પૂછવા છતાં પ્રકટ ન કરે.

(૨) બીજાની પ્રશંસા વગર પૂછ્યે પણ કરે.

(૩) પોતાના દોષને વગર પૂછ્યે પણ કહી આપે.

(૪) પોતાની પ્રશંસા તો પૂછવા છતાં પણ ન કરે.

બીજા એક પ્રસંગે નિંદા-પ્રશંસાનો વિષય લઈને જ આ પ્રમાણે ચતુર્ભંગી ગોઠવી છે.

(૧) કોઈ એવો હોય છે જે નિંદ્ય પુરુષની યોગ્યકાળે નિંદા કરે છે પણ પ્રશંસા યોગ્યની પ્રશંસા નથી કરતો.

(૨) કોઈ એવો હોય છે જે પ્રશંસા યોગ્યની યોગ્યકાળે પ્રશંસા તો કરે છે પણ નિંદ્યની નિંદા નથી કરતો.

(૩) કોઈ એવો હોય છે નિંદા કે પ્રશંસા કાંઈ કરતો નથી.

(૪) કોઈ એવો હોય છે જે નિંદ્યની નિંદા અને પ્રશંસાયોગ્યની પ્રશંસા પણ યોગ્ય કાળે કરે છે.

આ ચારમાં શ્રેષ્ઠ કોણ એવા પ્રશ્નના જવાબમાં પોટ્ટિલ પરિવ્રાજકે કહ્યું કે ત્રીજા નંબરનો ઉપેક્ષાશીલ મનુષ્ય જ ચારેમાં શ્રેષ્ઠ ગણવો જોઈએ. પણ ભગવાન બુદ્ધે તેની એ વાત માન્ય ન રાખી અને કહ્યું કે ચોથા નંબરનો મનુષ્ય — શ્રેષ્ઠ છે કારણ તે કાલજ્ઞ છે — અર્થાત્ કયે વખતે શું કરવું અને શું ન કરવું તે તે જાણે છે. અંગુત્તર ૪.૧૦૦. આને મળતો વિષય પુગ્ગલ૦માં પણ છે—૪. ૧૫, ૧૬, ૧૭.

**૨. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :**— સરખાવો પુદ્ગલપ્રજ્ઞપ્તિ (૪,૧)—(૧) અસત્ પુરુષ કોણ? જે પોતે હિંસક હોય, જૂઠો હોય, ચોર હોય, વ્યસની હોય અને વ્યભિચારી હોય.

(૨) અસત્પુરુષતર કોણ? જે પોતે પણ ઉપર્યુક્ત દુર્ગુણવાળો હોય અને બીજાને પણ એ દુર્ગુણોના રસિયા બનાવે છે.

(૩) સત્પુરુષ કોણ? જે પોતે અહિંસક હોય, સાચો હોય, ચોરી કરનાર ન હોય, નિર્વ્યસની હોય અને બ્રહ્મચારી હોય.

(૪) સત્પુરુષતર કોણ? જે પોતે સદ્ગુણી તો હોય પણ બીજાને પણ સદ્ગુણી બનાવવામાં પ્રયત્નશીલ હોય.

આ સિવાય એ જ ગ્રંથમાં (૪, ૨) પાપ, પાપતર, કલ્યાણ અને કલ્યાણતર — આ પ્રમાણે પણ પુરુષના ચાર ભેદ પાડી તેની સમજ ઉપર પ્રમાણે જ આપી છે.

એ જ પ્રમાણે — પાપધર્મ, પાપધર્મતર, કલ્યાણધર્મ અને કલ્યાણ ધર્મતરની (૪,૩) પણ સમજ તેમાં આપી છે.

**૩. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :—** આથી એક જુદા જ પ્રકારની ચતુર્ભંગી પુદ્ગલપ્રજ્ઞપ્તિ (૪,૯)મા છે તે આ પ્રમાણે —

(૧) કોઈ એવો હોય છે જે પ્રશ્ન પૂછવામાં આવે તો ઉત્તર આપતાં ઢીલ તો કરે પણ સંગત જ ઉત્તર આપે.

(૨) કોઈ એવો હોય છે જે પ્રશ્નનો ઉત્તર સંગત નહિ પણ અસંગત જ આપે છે અને તે પણ શીઘ્રતાથી.

કોઈ એવો હોય છે જે પ્રશ્નનો ઉત્તર શીઘ્ર આપે છે અને સંગત પણ આપે છે.

૪. કોઈ એવો હોય છે જે પ્રશ્નનો ઉત્તર આપવામાં ઢીલ પણ કરે છે અને સંગત ઉત્તર પણ નથી આપતો.

**૪. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :—** આની સાથે અંગુત્તરની (૪,૧૪૦) આ ચતુર્ભંગી સરખાવો —

(૧) કોઈ વાદી એવો હોય જે અર્થ જાણે પણ વ્યંજન - શબ્દ ન જાણે;

(૨) કોઈ વાદી એવો હોય છે જે વ્યંજન જાણે પણ અર્થ ન જાણે.

(૩) કોઈ વાદી એવો હોય છે જે વ્યંજન અને અર્થ બને જાણે.

(૪) કોઈ વાદી એવો હોય છે જે વ્યજન કે અર્થ કશુ ન જાણે.

**૫. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :—** અંગુત્તરમાં આર્ય-વ્યવહારના ચાર પ્રકાર બતાવ્યા છે—(૧) ૧. અદૃષ્ટને અદૃષ્ટ કહે; ૨. અશ્રુતને અશ્રુત કહે, ૩. અમતને અમત કહે, ૪. અવિજ્ઞાતને અવિજ્ઞાત કહે. (૨) ૧. દૃષ્ટને દૃષ્ટ કહે; ૨. શ્રુતને શ્રુત કહે; ૩. મતને મત કહે; ૪. વિજ્ઞાતને વિજ્ઞાત કહે.

તેથી વિપરીત અનાર્ય વ્યવહારના ચાર પ્રકાર છે — અદૃષ્ટને દૃષ્ટ કહે — ઇત્યાદિ (– અગુત્તર – ૪, ૨૪૭, ૨૪૮ ઇત્યાદિ)

**૬. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :**— અંગુત્તરમાં એક આવી ચતુર્ભંગી પણ મળે છે—

(૧) રૂપ પ્રમાણ, અને રૂપ પ્રસન્ન;
(૨) ઘોષ પ્રમાણ અને ઘોષ પ્રસન્ન;
(૩) રુક્ષ પ્રમાણ અને રુક્ષ પ્રસન્ન;
(૪) ધર્મ પ્રમાણ અને ધર્મ પ્રસન્ન.

(– અંગુત્તર ૪,૬૫)

આ જ વસ્તુ પુદ્ગલપ્રજ્ઞાપ્તિમાં પણ છે. (—૪,૨૨).

**૭. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :**— આ ચતુર્ભંગીની સાથે અંગુત્તર (૪,૬)ની નીચેની ચતુર્ભંગી સરખાવવા જેવી છે—

(૧) કોઈએ શ્રુતજ્ઞાન થોડું સંપાદન કર્યું હોય પણ આચરણમાં જરાય ન ઉતાર્યું હોય;

(૨) કોઈએ થોડુ પણ શ્રુત મેળવીને તેના અર્થને સમજીને આચરણમાં ઉતાર્યું હોય;

(૩) કોઈએ શ્રુતજ્ઞાન તો બહુ મેળવ્યું હોય પણ તેના અર્થને વિચારીને આચરણમાં જરાય ન મૂક્યું હોય;

(૪) કોઈ બહુશ્રુત હોય અને શ્રુતને આચરણમાં પણ ઉતાર્યું હોય.

શીલ, સમાધિ અને પ્રજ્ઞાની પૂર્ણતા અને અપૂર્ણતા આદિની પણ— ચતુર્ભંગીઓ છે— અંગુ૦ ૪, ૧૩૬, ૧૩૭.

**૮. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :**— આની સાથે સરખાવો અંગુત્તરની (૪,૯૫) ચતુર્ભંગી—

(૧) જે ન પોતાનું હિત કરે છે ન પરનું;
(૨) જે પરનું હિત કરે છે પણ પોતાનું નહિ;
(૩) જે પોતાનું હિત કરે છે પરંતુ પરનું નથી કરતો;
(૪) જે સ્વ-પર બંનેનું હિત કરે છે.

આ ચારે જાતના મનુષ્યોની વિવિધ રીતે વ્યાખ્યા પણ અંગુત્તરમાં (૪.૯૬, ૯૭, ૯૮, ૯૯; ૫.૧૭,-૨૦) કરવામાં આવી છે.

આ સૌમાં શ્રેષ્ઠ છે જે સ્વ-પર બન્નેનું હિત કરે છે. (અંગુ૦ ૪.૯૫.).

આવી ચતુર્ભંગી પુદ્ગલપ્રજ્ઞાપ્તિમાં પણ છે ૪. ૨૩.

**૯. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી**—અંગુત્તરમાં આને મળતી જ ચતુર્ભંગી છે તે આ પ્રમાણે—(૧) તમ અને તમપરાયણ—જે નીચ-કુલમાં જન્મ લે એટલે બધી રીતે દુઃખી હોય, હલકો હોય પણ તેનાં કૃત્યો પણ જો હલકાં હોય તો તે આ કોટિમાં ગણવો;

૨. તમ અને જ્યોતિપરાયણ—નીચ કુલમાં જન્મવા છતાં જે સુચરિત હોય.

૩. જ્યોતિ અને તમપરાયણ—ઉચ્ચ કુલમાં જન્મે છતાં જે દુશ્ચરિત હોય.

૪. જ્યોતિ અને જ્યોતિપરાયણ—ઉચ્ચકુલમાં જન્મે અને સુચરિત પણ હોય. ૪.૮૫.

આ જ વસ્તુને પુદ્ગલપ્રજ્ઞપ્તિમાં પણ કહી છે. ૪. ૧૯.

**૧૦. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :**—આની સાથે અંગુત્તરની (૪. ૧૩૬) ચતુર્ભંગી સરખાવવા જેવી છે—(૧) કોઈ એવો હોય છે જે શીલ, સમાધિ અને પ્રજ્ઞાને પૂર્ણતાએ નથી પહોંચાડતો; (૨) કોઈ એવો હોય છે જે શીલની પૂર્ણતા સાધે, પણ સમાધિ અને પ્રજ્ઞાની નહિ; (૩) કોઈ એવો હોય છે જે શીલ-સમાધિને પૂર્ણતાએ પહોંચાડે પણ પ્રજ્ઞાને નહિ; (૪) કોઈ એવો હોય છે જે શીલ, સમાધિ અને પ્રજ્ઞા એ ત્રણેની પૂર્ણતા સાધે છે.

આ જ પ્રમાણે બીજી એક ચતુર્ભંગી પણ છે તેમાં તે જ ગુણોને લઈને ગુરુતા વગેરેનો વિચાર છે.—(૪. ૧૩૭)

**૧૧ બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :**—અહીં મૂળ સ્થાનાંગમાં 'णिक्कट्ठे णाम एगे णिक्कट्ठे' માત્ર છે તેનો અર્થ મેં ટીકાનુસાર કર્યો છે. અને પ્રાયઃ સર્વત્ર મેં એમ જ કર્યું છે. પણ આ જ ચતુર્ભંગીને અંગુત્તરની નીચેની ચતુર્ભંગી સાથે મેળવીને વાંચીએ, તો એક નવા જ અર્થની સ્ફુર્તિ થાય છે—

(૧) કોઈ એવો હોય છે જે કાયથી નિકૃષ્ટ—દાન્ત પણ ચિત્તથી અનિકૃષ્ટ—અદાન્ત હોય;

(૨) કોઈ એવો હોય જે કાયથી અનિકૃષ્ટ પણ ચિત્તથી નિકૃષ્ટ હોય;

(૩) કોઈ કાયથી અને ચિત્તથી અનિકૃષ્ટ હોય;

(૪) કોઈ કાયથી અને ચિત્તથી નિકૃષ્ટ હોય.

આ ચારે ભંગની સમજણ અંગુત્તરમાં વિસ્તારથી આપવામાં આવી છે. (—અંગુત્તર ૪. ૧૩૮)

## ૨

## પુરુષવિશેષના ભેદો

ભૃતક – ચાકરના ચાર ભેદ છે—

૧. દહાડિયો (દિવસમાં અમુક કલાક કામ કરે અને અમુક પૈસા આપવા – એવો નિયમ કરી કામ કરનાર);

૨. યાત્રાભૃતક (યાત્રામાં સાથે કામ કરવા લીધેલ હોય તે);

૩. ઉચ્ચતાભૃતક (માસિક પગારથી કામ કરનાર નિયમિત નોકર);

૪. કબ્બાડભૃતક (ઊધડું કામ કરનાર માણસ).

[–સ્થા૦ ૨૭૧]

શૂરના ચાર પ્રકાર છે—

૧. ક્ષમાશૂર (અરિહંતો); ૨. તપઃશૂર (અણગાર); ૩. દાનશૂર (કુબેર); ૪. યુદ્ધશૂર (વાસુદેવો).

[–સ્થા૦ ૩૧૭]

પુત્રો ચાર પ્રકારના છે—

૧. અતિજાત (પિતાને ટપી જાય તેવો); ૨. અનુજાત (પિતાની બરોબરી કરે તેવો); ૩. અવજાત (પિતાથી સંપત્તિ વગેરેમાં હીન); ૪. કુલાંગાર.

[–સ્થા૦ ૨૪૦]

મેઘ ચાર પ્રકારના છે—

૧. પેદા કરે પણ સફલ ન કરે; ૨. સફલ કરે પણ પેદા ન કરે; ૩. પેદા કરે અને સફલ પણ કરે; ૪. પેદા પણ ન કરે અને સફલ પણ ન કરે.

માતાપિતા પણ મેઘની જેમ ચાર પ્રકારનાં છે.

[–સ્થા૦ ૩૪૬]

મેઘ ચાર પ્રકારના છે—

૧. દેશવર્ષી પણ સર્વવર્ષી નહિ; ૨. સર્વવર્ષી પણ દેશવર્ષી નહિ; ૩. દેશવર્ષી અને સર્વવર્ષી; ૪. દેશવર્ષી પણ નહિ, સર્વવર્ષી પણ નહિ.

તેવી જ રીતે રાજા પણ ચાર પ્રકારના છે—

૧. દેશાધિપતિ હોય પણ સર્વાધિપતિ ન હોય;
૨. સર્વાધિપતિ હોય પણ દેશાધિપતિ ન હોય;
૩. દેશાધિપતિ હોય અને સર્વાધિપતિ પણ હોય;
૪. દેશાધિપતિ ન હોય અને સર્વાધિપતિ પણ ન હોય.

[–સ્થા૦ ૩૪૬]

પુત્ર દશ છે—

૧. આત્મજ (પિતાથી ઉત્પન્ન થયેલ); ૨. ક્ષેત્રજ (માતામાં પિતાના વીર્યથી નહીં પણ બીજાના વીર્યથી થયેલો); ૩. દત્તક (પુત્ર તરીકે કોઈને આપાયેલો); ૪. વિનયિત (શિષ્ય); ૫. ઓરસ (જેના ઉપર પુત્ર જેવો કોઈને સ્નેહ હોય તે); ૬. મૌખર (માત્ર ખુશામત ખાતર પોતાને કોઈનો પુત્ર કહેતો હોય); ૭. શોંડીર (શૌર્યને પ્રતાપે કોઈનો પ્રેમ જાગરિત કરી શકે તેવો); ૮. સંવર્ધિત (અનાથપુત્ર); ૯. ઔપયાચિતક (દેવતારાધનાજન્ય) અથવા અવયાતિક (સેવક); ૧૦. ધર્માન્તેવાસી.

[–સ્થા૦ ૭૬૨]

તરવૈયા ચાર છે[૧]—

(૧) ૧. સમુદ્ર તરવા ચાહે અને સમુદ્રને તરી જાય;
૨. સમુદ્ર તરવા ચાહે અને ગોષ્પદ તરે;
૩. ગોષ્પદ તરવા ચાહે અને સમુદ્ર તરે;
૪. ગોષ્પદ તરવા ચાહે અને ગોષ્પદ તરે.

(૨) ૧. સમુદ્ર તરી જાય પણ સમુદ્રે વિશાદ પામે;
૨. સમુદ્ર તરી જાય પણ ગોષ્પદે વિશાદ પામે;
૩. ગોષ્પદ તરી જાય અને સમુદ્રે વિશાદ પામે;
૪. ગોષ્પદ તરી જાય અને ગોષ્પદે વિશાદ પામે.

[–સ્થા૦ ૩૫૯]

આજીવક (આજીવિકા ચલાવનાર) પાંચ પ્રકારના છે—

૧. જાતિઆજીવક (સ્વજાતિનાં ગુણગાન ગાઈને આજીવિકા ચલાવે); ૨. કુલઆજીવક; ૩. કર્મઆજીવક (વંશપરંપરાથી ચાલ્યો આવતો ધંધો જે શીખવો ન પડે–તેના વડે કમાણી કરનાર); ૪. શિલ્પઆજીવક (આચાર્ય પાસે શીખ્યા વિના ન આવડે તેવું કામ–તે કરીને કમાણી કરનાર); ૫. લિંગઆજીવક (વેશજીવી).

[–સ્થા૦ ૪૦૭]

જાતિઆર્ય મનુષ્યો છ પ્રકારના છે—

૧. અંબષ્ઠ; ૨. કલંદ ૩. વૈદેહ; ૪. વૈદિક; ૫. હારિત; ૬. ચુંચુણ.

આ છયે ઇભ્ય જાતિના સમજવા.

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

કુલઆર્ય મનુષ્યો છ પ્રકારના છે—

૧. ઉગ્ર; ૨. ભોગ; ૩. રાજન્ય; ૪. ઇક્ષ્વાકુ; ૫. જ્ઞાતૃ; ૬. કૌરવ.

[–સ્થા૦ ૪૯૭]

મૂલ ગોત્ર સાત છે—

૧. કાશ્યપ; ૨. ગૌતમ; ૩. વત્સ; ૪. કુત્સ; ૫. કૌશિક; ૬. માંડવ્ય; ૭. વાશિષ્ઠ.

તેમાં જે કાશ્યપ છે તે સાત પ્રકારના છે—

૧. કાશ્યપ; ૨. શાંડિલ્ય; ૩. ગૌલ્ય; ૪. બાલ; ૫. મૌંજકી; ૬. પર્વપ્રેક્ષકી; ૭. વર્ષકૃષ્ણ.

તેમાં જે ગૌતમો છે તે સાત પ્રકારના છે—

૧. ગૌતમ; ૨. ગાર્ગ્ય; ૩. ભારદ્વાજ; ૪. અંગિરસ; ૫. શર્કરાભ; ૬. ભક્ષકાભ; ૭. ઉદકાત્માભ.

તેમાં જે વત્સો છે તે સાત પ્રકારના છે—

૧. વત્સ; ૨. આગ્નેય; ૩. મૈત્રિક; ૪. સ્વામિલી; ૫. શૈલક; ૬. અસ્થિસેન; ૭. વીતકર્મ.

તેમાં જે કુત્સ છે તે સાત પ્રકારના છે—

૧. કુત્સ; ૨. મૌદ્ગાલાયન; ૩. પિંગલાયન; ૪. કૌંડિન્ય; ૫. મંડલી; ૬. હારિત; ૭. સૌમ્ય.

તેમાં જે કૌશિક છે તે સાત પ્રકારના છે—

૧. કૌશિક; ૨. કત્યાયન; ૩. શાલંકાયણ; ૪. ગોલિકાયણ; ૫. પાક્ષિકાયણ; ૬. આગ્નેય; ૭. લૌહિત્ય.

તેમાં જે માંડવ્ય છે તે સાત પ્રકારના છે—

૧. માંડવ્ય; ૨. અરિષ્ઠ; ૩. સંમુક્ત; ૪. તૈલ; ૫. એલાપત્ય; ૬. કાંડિલ્ય; ૭. ક્ષારાયણ.

તેમાં જે વાશિષ્ઠ છે તે સાત પ્રકારના છે —

૧. વાશિષ્ઠ; ૨. ઉંજાયન; ૩. જારેકૃષ્ણ; ૪. વ્યાઘ્રાપત્ય; ૫. કૌણ્ડિન્ય; ૬. સંજ્ઞી; ૭. પારાશર.

[–સ્થા૦ ૫૫૧]

વનીપક (યાચક) પાંચ છે.

૧. અતિથિ; ૨. કૃપણ; ૩. બ્રાહ્મણ; ૪. શ્વાન; ૫. શ્રમણ.

[–સ્થા૦ ૪૫૪]

## ટિપ્પણ

**૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :—** આની સાથે અંગુત્તર (૭.૧૫)ની સપ્તભંગી સરખાવવા જેવી છે તે આ —

(૧) કોઈ પુરુષ એવો હોય છે જે એક વાર ડૂબે અને ડૂબેલો જ રહે;

(૨) કોઈ પુરુષ સ્નાન તો કરે પણ પાછો ડૂબી જાય;

(૩) કોઈ પુરુષ સ્નાન કરી સ્થિર થાય છે;

(૪) કોઈ પુરુષ સ્નાન કરી અવલોકન કરે છે;

(૫) કોઈ પુરુષ સ્નાન કરી તરવા માંડે છે;

(૬) કોઈ પુરુષ સ્નાન કરી પ્રતિગાઢપ્રાપ્ત હોય;

(૭) કોઈ પુરુષ સ્નાન કરી તરી જઈને પાર પામી સ્થલ પર આવી ઊભો રહે છે.

# ૩

# પુરુષની ઉપમાઓ

## ૧. વૃક્ષની તથા વૃક્ષ સંબંધીની ઉપમા

પુરુષના ત્રણ પ્રકાર છે—

૧. પત્રોપેત વૃક્ષ જેવા; ૨. પુષ્પોપેત વૃક્ષ જેવા; ૩. ફલોપેત વૃક્ષ જેવા.

[–સ્થા૦ ૧૨૮]

વૃક્ષ ચાર પ્રકારનાં છે—

૧. પત્રોપેત; ૨. પુષ્પોપેત; ૩. ફલોપેત; ૪. છાયોપેત.

પુરુષ પણ વૃક્ષ જેમ ચાર પ્રકારના છે—

[–સ્થા૦ ૩૧૩]

વૃક્ષના ચાર પ્રકાર છે—

(૧) ૧. કોઈ વૃક્ષ દ્રવ્યથી ઊંચું હોય છે અને ભાવથી પણ ઊંચું હોય છે;
૨. કોઈ વૃક્ષ દ્રવ્યથી ઊંચું પણ ભાવથી નીચું હોય છે;
૩. કોઈ વૃક્ષ દ્રવ્યથી નીચું હોય છે પણ ભાવથી ઊંચું હોય છે;
૪. કોઈ વૃક્ષ દ્રવ્યથી નીચું હોય છે અને ભાવથી પણ નીચું હોય છે.

(૨) ૧. કોઈ વૃક્ષ દ્રવ્યથી ઉન્નત હોય છે અને ભાવથી ઉન્નતપરિણામી હોય છે;
૨. કોઈ વૃક્ષ દ્રવ્યથી ઉન્નત હોય છે પણ ભાવથી નીચપરિણામી હોય છે;

૩. કોઈ વૃક્ષ દ્રવ્યથી નીચું હોય છે પણ ભાવથી ઉન્નતપરિણામી હોય છે;

૪. કોઈ વૃક્ષ દ્રવ્યથી નીચું હોય છે અને ભાવથી પણ નીચપરિણામી હોય છે.

(૩) તે જ પ્રમાણે ઉન્નતરૂપની ચતુર્ભંગી સમજી લેવી.

(૪) ૧. કોઈ વૃક્ષ દ્રવ્યથી સીધું હોય અને ભાવથી પણ સીધું હોય;

૨. કોઈ વૃક્ષ દ્રવ્યથી સીધું પણ ભાવથી વાંકું હોય;

૩. કોઈ વૃક્ષ દ્રવ્યથી વાંકું હોય અને ભાવથી સીધું હોય;

૪. કોઈ વૃક્ષ દ્રવ્યથી વાંકું હોય અને ભાવથી પણ વાંકું હોય.

(૫) તે જ પ્રમાણે સીધું – પરિણતની ચતુર્ભંગી સમજી લેવી.

(૬) તે જ પ્રમાણે સીધું – રૂપની સમજી લેવી;

આ છયે પ્રકારની ચતુર્ભંગીઓ વૃક્ષની ઉપમાએ પુરુષની પણ સમજી લેવી. જેમકે —

(૧) ૧. કોઈ પુરુષ વૃક્ષની જેમ દ્રવ્યથી ઊંચો હોય અને ભાવથી પણ ઊંચો હોય;

૨. કોઈ પુરુષ વૃક્ષની જેમ દ્રવ્યથી ઊંચો હોય પણ ભાવથી નીચો હોય;

૩. કોઈ પુરુષ વૃક્ષની જેમ દ્રવ્યથી નીચો હોય પણ ભાવથી ઊંચો હોય.

૪. કોઈ પુરુષ વૃક્ષની જેમ દ્રવ્યથી નીચો હોય અને ભાવથી પણ નીચો હોય.

આ જ પ્રમાણે બાકી પાંચ પુરુષ ચતુર્ભંગીઓ પણ ઘટાવી લેવી.[1]

કોર (મંજરી) ચાર પ્રકારના છે—

૧. આંબાનો કોર; ૨. તાલનો કોર; ૩. વલ્લિનો કોર; ૪. મેઢ્રવિષાણાનો (ગાડરના શીંગડા જેવી વનસ્પતિનો) કોર.

પુરુષો પણ એ ચાર કોર જેમ ચાર પ્રકારના છે.

[–સ્થા૦ ૨૪૧]

પત્ર ચાર છે—

૧. અસિપત્ર (તરવાર); ૨. કરપત્ર (કરવત); ૩. ક્ષુરપત્ર (છરી); ૪. કલમ્બચીરિકા (શસ્ત્ર).

આ ચાર પત્રોપમ પુરુષ પણ ચાર છે.

[–સ્થા૦ ૩૪૯]

પુષ્પ ચાર પ્રકારનાં છે—

૧. રૂપસંપન્ન હોય પણ ગંધસંપન્ન ન હોય;
૨. ગંધસંપન્ન હોય પણ રૂપસંપન્ન ન હોય;
૩. રૂપસંપન્ન પણ હોય અને ગંધસંપન્ન પણ હોય;
૪. રૂપસંપન્ન ન હોય અને ગંધસંપન્ન પણ ન હોય.

પુષ્પની જેમ પુરુષ પણ ચાર પ્રકારના છે—

૧. રૂપસંપન્ન હોય પણ શીલસંપન્ન ન હોય;
૨. શીલસંપન્ન હોય પણ રૂપસંપન્ન ન હોય;
૩. રૂપસંપન્ન હોય અને શીલસંપન્ન પણ હોય;
૪. રૂપસંપન્ન ન હોય અને શીલસંપન્ન પણ ન હોય.

[–સ્થા૦ ૩૨૦]

---

[–સ્થા૦ ૨૩૬]

૧. એક બીજા પ્રકારે વૃક્ષની ચતુર્ભંગીની ઉપમા પુરુષને આપવામાં આવી છે.–પુદ્ગલપ્રજ્ઞપ્તિ ૪, ૨૧.

ફળ ચાર પ્રકારનાં છે[1] —

૧. કાચું હોય પણ થોડું મધુર હોય;
૨. કાચું હોય છતાં પાકાની જેમ મધુર લાગે;
૩. પાકું હોય છતાં થોડું મધુર લાગે;
૪. પાકું હોય અને પાકાની જેમ મધુર લાગે.

પુરુષ પણ ફળની જેમ ચાર પ્રકારના હોય છે.

[–સ્થા૦ ૨૫૩]

## ૨. વસ્ત્રની ઉપમા

(૧) ૧. કોઈ વસ્ત્ર દ્રવ્યથી શુદ્ધ હોય અને ભાવથી પણ શુદ્ધ હોય;
૨. કોઈ વસ્ત્ર દ્રવ્યથી શુદ્ધ હોય પણ ભાવથી અશુદ્ધ હોય;
૩. કોઈ વસ્ત્ર દ્રવ્યથી અશુદ્ધ હોય પણ ભાવથી શુદ્ધ હોય;
૪. કોઈ વસ્ત્ર દ્રવ્યથી અશુદ્ધ હોય અને ભાવથી પણ અશુદ્ધ હોય.

(૨) ૧–૪. તે જ પ્રમાણે શુદ્ધ–પરિણતની ચતુર્ભંગી.

(૩) ૧–૪. તે જ પ્રમાણે શુદ્ધ–રૂપની ચતુર્ભંગી.

વસ્ત્ર જેવા પુરુષો પણ હોય છે તેથી તેમની પણ ઉપર પ્રમાણે વસ્ત્રની ઉપમા દઈ ત્રણ ચતુર્ભંગીઓ સમજી લેવી જેમકે —

---

૧. આને મળતી આમ્રની ઉપમા પુરુષને અંગુત્તરનિકાય (૪·૧૦૬)માં આપી છે. તે આ પ્રમાણે :— (૧) કાચી કેરી હોય પણ વર્ણ પાકી જેવો હોય; (૨) પાકી કેરી છતા વર્ણ કાચી જેવો હોય; (૩) કાચી કેરી હોય અને વર્ણ પણ કાચીના જેવો; (૪) પાકી કેરી હોય અને વર્ણ પણ પાકીના જેવો. કોઈ મનુષ્ય રૂપ રંગે ઠીક હોય પણ આર્ય સત્ય વિષે કશું ન જાણતો હોય તો તે પ્રથમ કેરી જેવો — ઇત્યાદિ સ્વયં સમજી લેવું. આ જ વિષય પુદ્ગલ-પ્રજ્ઞપ્તિમાં પણ આવ્યો છે. (૪·૧૦).

(૧) ૧. કોઈ પુરુષ વસ્ત્ર જેમ દ્રવ્યથી શુદ્ધ હોય અને ભાવથી પણ શુદ્ધ હોય;

૨. કોઈ પુરુષ વસ્ત્ર જેમ દ્રવ્યથી શુદ્ધ હોય પણ ભાવથી અશુદ્ધ હોય;

૩. કોઈ પુરુષ વસ્ત્ર જેમ દ્રવ્યથી અશુદ્ધ પણ ભાવથી શુદ્ધ હોય;

૪. કોઈ પુરુષ વસ્ત્ર જેમ દ્રવ્યથી અશુદ્ધ હોય અને ભાવથી પણ અશુદ્ધ હોય.

(૨–૩) આ જ પ્રમાણે વસ્ત્ર જેમ શુદ્ધ–પરિણત અને શુદ્ધ–રૂપની પણ ચતુર્ભંગીઓ સમજી લેવી.

[–સ્થા૦ ૨૩૯]

(૧) ૧. કોઈ વસ્ત્ર દ્રવ્યથી શુચિ હોય અને ભાવથી પણ શુચિ હોય;

૨. કોઈ વસ્ત્ર દ્રવ્યથી શુચિ હોય પણ ભાવથી અશુચિ હોય;

૩. કોઈ વસ્ત્ર દ્રવ્યથી અશુચિ હોય પણ ભાવથી શુચિ હોય;

૪. કોઈ વસ્ત્ર દ્રવ્યથી અશુચિ હોય અને ભાવથી પણ અશુચિ હોય.

વસ્ત્રની ઉપમા દઈ પુરુષની[૧] પણ ચતુર્ભંગી સમજી લેવી.

[–સ્થા૦ ૨૪૧]

---

૧. પુદ્ગલપ્રજ્ઞપ્તિમાં કાશીમાં બનેલા વસ્ત્રની ઉપમા આપી પુરુષના ત્રણ ભેદ બતાવ્યા છે અને કહ્યું છે કે, કાશીનું વસ્ત્ર નવું હોય, જરા જૂનું હોય (મધ્યમ હોય) કે સાવ જૂનું હોય તો પણ એ વર્ણવાન અને મહા-મૂલ્ય ગણાય છે, તેમ કોઈ ચારિત્રમાર્ગમાં નવો, મધ્યમ હોય કે વૃદ્ધ હોય પણ તે પ્રશંસાયોગ્ય જ છે. (૩. ૧૧).

## ૩. કૂટગૃહની ઉપમા

કૂટગૃહ ચાર પ્રકારનાં છે —

૧. પ્રથમ શુભ હોય અને પછી પણ ગુપ્ત હોય;
૨. પ્રથમ શુભ હોય પણ પછી અશુભ હોય;
૩. પ્રથમ અશુભ હોય પણ પછી શુભ હોય;
૪. પ્રથમ અશુભ હોય અને પછી પણ અશુભ હોય.

આ કૂટગૃહની જેમ પુરુષો પણ ચાર પ્રકારના છે.

[–સ્થા૦ ૨૭૫]

કૂટાકાર શાલાના ચાર પ્રકાર છે —

૧. કોઈ ગુપ્ત હોય અને ગુપ્તદ્વાર હોય;
૨. કોઈ ગુપ્ત હોય અને અગુપ્તદ્વાર હોય;
૩. કોઈ અગુપ્ત હોય અને ગુપ્તદ્વાર હોય;
૪. કોઈ અગુપ્ત હોય અને અગુપ્તદ્વાર હોય.

કૂટાકાર શાલાની જેમ સ્ત્રીઓના પણ ચાર પ્રકાર છે —

૧. કોઈ ગુપ્ત હોય અને ગુપ્તેન્દ્રિય હોય;
૨. કોઈ ગુપ્ત હોય અને અગુપ્તેન્દ્રિય હોય;
૩. કોઈ અગુપ્ત હોય અને ગુપ્તેન્દ્રિય હોય;
૪. કોઈ અગુપ્ત હોય અને અગુપ્તેન્દ્રિય હોય.

[–સ્થા૦ ૨૭૫]

## ૪. શંખ, ધૂમશિખા, અને વનખંડ

શંબૂક – શંખ ચાર પ્રકારના છે —

૧. વામ અને વામાવર્ત; ૨. વામ અને દક્ષિણાવર્ત; ૩. દક્ષિણ અને વામાવર્ત; ૪. દક્ષિણ અને દક્ષિણાવર્ત.

શંબૂક જેમ પુરુષની પણ ચતુર્ભંગી સમજી લેવી.

[–સ્થા૦ ૨૮૯]

(૧) ધૂમશિખા ચાર છે—

૧. વામ અને વામાવર્ત; ૨. વામ અને દક્ષિણાવર્ત; ૩. દક્ષિણ અને વામાવર્ત; ૪. દક્ષિણ અને દક્ષિણાવર્ત.

(૨) અગ્નિશિખાના પણ ઉપર પ્રમાણે ચાર પ્રકાર છે.

(૩) વાતમંડલિકાના પણ એ જ ચાર પ્રકાર છે.

તેવી જ રીતે સ્ત્રીની[1] પણ ઉપર પ્રમાણે ત્રણ ચતુર્ભંગીઓ સમજી લેવી.

[–સ્થા૦ ૨૮૯]

વનખંડ ચાર છે—

૧. વામ અને વામાવર્ત; ૨. વામ અને દક્ષિણાવર્ત; ૩. દક્ષિણ અને વામાવર્ત; ૪. દક્ષિણ અને દક્ષિણાવર્ત.

પુરુષના પણ વનખંડ જેમ ચાર પ્રકાર છે.

[–સ્થા૦ ૨૮૯]

## ૫. માર્ગ, યાન, યુગ્ય આદિ

માર્ગ ચાર પ્રકારના છે[2]—

(૧) ૧. પહેલાં સીધો અને પછી પણ સીધો;
   ૨. પહેલાં સીધો અને પછી વાંકો;
   ૩. પહેલાં વાંકો પણ પછી સીધો;
   ૪. પહેલાં વાંકો અને પછી પણ વાંકો.

---

૧. અંગુત્તરમાં ભાર્યાની સપ્તભંગી બતાવી છે. (૧) વધકસમા, (૨) ચોરસમા, (૩) અય્યસમા—અકર્મકામા, આળસી, ચંડી, દુરુક્તવાદિની ઇત્યાદિ લક્ષણવાળી, (૪) માતૃસમા, (૫) ભગિનીસમા, (૬) સખીસમા, (૭) દાસીસમા. (૭-૫૯).

૨. અંગુત્તરમાં (૪. ૧૬૧ થી) પ્રતિપદા (માર્ગ) વિષે જુદી રીતે જ ચતુર્ભંગીઓ ગોઠવવામાં આવી છે.

(૨) ૧. પહેલાં અને પછી ક્ષેમ;
૨. પહેલાં ક્ષેમ પણ પછી અક્ષેમ;
૩. પહેલાં અક્ષેમ પણ પછી ક્ષેમ;
૪. પહેલાં અને પછી અક્ષેમ.

(૩) ૧. ક્ષેમ અને ક્ષેમરૂપ;
૨. ક્ષેમ અને અક્ષેમરૂપ;
૩. અક્ષેમ અને ક્ષેમરૂપ;
૪. અક્ષેમ અને અક્ષેમરૂપ.
માર્ગની જેમ પુરુષની પણ ચતુર્ભંગી સમજી લેવી.
[-સ્થા૦ ૨૮૯]

યાન ચાર પ્રકારનાં છે —

(૧) ૧. પહેલાં યુક્ત–જોડેલું અને પછી પણ યુક્ત–જોડેલું;
૨. પહેલાં યુકત અને પછી અયુકત;
૩. પહેલાં અયુકત અને પછી યુકત;
૪. પહેલાં અયુકત અને પછી પણ અયુકત.

(૨) ૧. યુકત અને યુકતપરિણુત; ૨. યુકત અને અયુકત-પરિણુત; ૩. અયુકત અને યુકતપરિણુત; ૪. અયુ-કત અને અયુકતપરિણુત.

(૩) ૧. યુકત અને યુક્તરૂપ; ૨. યુક્ત અને અયુકતરૂપ; ૩. અયુક્ત અને યુક્તરૂપ; ૪. અયુક્ત અને અયુક્તરૂપ.

(૪) ૧. યુક્ત અને શોભાયુક્ત ૨. યુક્ત અને શોભારહિત; ૩. અયુક્ત અને શોભાયુક્ત; ૪. અયુક્ત અને શોભારહિત.

(૫–૮) યાનની જેમ યુગ્ય (જે જોડવામાં આવે અશ્વાદિ) ની પણ ચાર ચતુર્ભંગીઓ સમજી લેવી.

(૯-૧૨) યાનની જેમ અશ્વની પણ ચાર ચતુર્ભંગીઓ સમજી લેવી.

(૧૨-૧૬) યાનની જેમ હાથીની પણ ચાર ચતુર્ભંગી સમજી લેવી.

સારથી ચાર પ્રકારના છે—

(૧૭) ૧. યોક્તા હોય પણ મોક્તા ન હોય;
૨. મોક્તા હોય પણ યોક્તા ન હોય;
૩. યોક્તા હોય અને મોક્તા પણ હોય;
૪. યોક્તા ન હોય અને મોક્તા પણ ન હોય.

(૧૮) યુગ્યની ચર્યા ચાર પ્રકારની છે—
૧. માર્ગે જાય પણ ઉન્માર્ગે ન જાય; ૨. ઉન્માર્ગે જાય પણ માર્ગે ન જાય; ૩. માર્ગે જાય અને ઉન્માર્ગે પણ જાય; ૪. માર્ગેય ન જાય અને ઉન્માર્ગેય ન જાય.

(૧-૧૮) પુરુષની પણ યાન, યુગ્ય, અશ્વ, હાથી, સારથી અને યુગ્યચર્યાની જેમ ૧૮ ચતુર્ભંગીઓ છે.
[-સ્થા૦ ૩૨૦]

## ૬. મેઘ, ઘડો

મેઘ ચાર પ્રકારના છે—

(૧) ૧. ગર્જે પણ વરસે નહિ[1]; ૨. વરસે પણ ગર્જે નહિ; ૩. ગર્જે પણ અને વરસે પણ; ૪. ગર્જે પણ નહિ અને વરસે પણ નહિ.

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

(૨) ૧. ગર્જે પણ વિદ્યુત્ ન કરે; ૨. વિદ્યુત કરે પણ ગર્જે નહિ; ૩. ગર્જે પણ અને વિદ્યુત્ પણ કરે; ૪. ગર્જે પણ નહિ અને વિદ્યુત્ પણ કરે નહિ.

(૩) ૧. વરસે પણ વિદ્યુત્ ન કરે; ૨. વિદ્યુત્ કરે પણ વરસે નહિ; ૩. વરસે પણ અને વિદ્યુત્ પણ કરે; ૪. વરસે પણ નહિ અને વિદ્યુત્ પણ કરે નહિ.

(૪) ૧. કાલમાં વરસે પણ અકાલમાં ન વરસે;
૨. અકાલમાં વરસે પણ કાલે ન વરસે;
૩. કાલે વરસે અને અકાલે પણ વરસે;
૪. કાલે ન વરસે અને અકાલે પણ ન વરસે.

(૫) ૧. ક્ષેત્રમાં વરસે પણ અક્ષેત્રમાં ન વરસે;
૨. અક્ષેત્રમાં વરસે પણ ક્ષેત્રમાં ન વરસે;
૩. ક્ષેત્રમાં વરસે અને અક્ષેત્રમાં પણ વરસે;
૪. ક્ષેત્રમાં ન વરસે અને અક્ષેત્રમાં પણ ન વરસે.

મેઘની જેમ પુરુષની પણ પાંચ ચતુર્ભંગીઓ સમજી લેવી.

[–સ્થા૦ ૩૪૬]

ગોળા–દડા ચાર પ્રકારના છે—

(૧) ૧. મદનનો દડો; ૨. લાખનો દડો; ૩. લાકડાનો દડો; ૪. માટીનો ગોળો.

(૨) ૧. લોઢાનો દડો; ૨. ત્રપુનો દડો; ૩. તાંબાનો દડો; ૪. સીસાનો દડો.

(૩) ૧. રૂપાનો દડો; ૨. સોનાનો દડો; ૩. રત્નનો દડો; ૪. વજ્રનો દડો.

ઉપર્યુક્ત દડા જેવા પુરુષો પણ છે એટલે તેમની જેમ પુરુષની પણ ત્રણ ચતુર્ભંગી ઘટાવી લેવી.

[–સ્થા૦ ૩૪૯]

## ૭. ઋષભ

ઋષભ[1] ચાર પ્રકારના છે—

(૧) ૧. જાતિસંપન્ન; ૨. કુલસંપન્ન; ૩. બલસંપન્ન ૪. રૂપસંપન્ન.

(૨) કોઈ ઋષભ—
 ૧. જાતિસંપન્ન હોય પણ કુલસંપન્ન ન હોય;
 ૨. કુલસંપન્ન હોય પણ જાતિસંપન્ન ન હોય;
 ૩. જાતિસંપન્ન પણ હોય અને કુલસંપન્ન પણ હોય;
 ૪. જાતિસંપન્ન ન હોય અને કુલસંપન્ન પણ ન હોય.

(૩) કોઈ ઋષભ—
 ૧. જાતિસંપન્ન હોય પણ બલસંપન્ન ન હોય;
 ૨. બલસંપન્ન હોય પણ જાતિસંપન્ન ન હોય;
 ૩. જાતિસંપન્ન હોય અને બલસંપન્ન પણ હોય;
 ૪. જાતિસંપન્ન ન હોય અને બલસંપન્ન પણ ન હોય.

(૪) કોઈ ઋષભ—
 ૧. જાતિસંપન્ન હોય પણ રૂપસંપન્ન ન હોય;
 ૨. રૂપસંપન્ન હોય પણ જાતિસંપન્ન ન હોય;
 ૩. જાતિસંપન્ન હોય અને રૂપસંપન્ન પણ હોય.
 ૪. જાતિસંપન્ન પણ ન હોય અને રૂપસંપન્ન પણ ન હોય.

(૫) કોઈ ઋષભ—
 ૧. કુલસંપન્ન હોય પણ બળસંપન્ન ન હોય;

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૨. બળસંપન્ન હોય પણ કુલસંપન્ન ન હોય;
૩. કુલસંપન્ન હોય અને બળસંપન્ન પણ હોય;
૪. કુલસંપન્ન ન હોય અને બળસંપન્ન પણ ન હોય.

(૬) કોઈ ઋષભ —

૧. કુલસંપન્ન હોય પણ રૂપસંપન્ન ન હોય;
૨. રૂપસંપન્ન હોય પણ કુલસંપન્ન ન હોય;
૩. કુલસંપન્ન હોય અને રૂપસંપન્ન પણ હોય;
૪. કુલસંપન્ન ન હોય અને રૂપસંપન્ન પણ ન હોય.

(૭) કોઈ ઋષભ —

૧. બળસંપન્ન હોય પણ રૂપસંપન્ન ન હોય;
૨. રૂપસંપન્ન હોય પણ બળસંપન્ન ન હોય;
૩. બલસંપન્ન હોય અને રૂપસંપન્ન પણ હોય;
૪. બલસંપન્ન ન હોય અને રૂપસંપન્ન પણ ન હોય;

પુરુષની ૭ ચતુર્ભંગીઓ પણ ઋષભ પ્રમાણે સમજી લેવી.

[-સ્થા૦ ૨૮૧]

## ૮. હાથી-સિંહ-પક્ષી

હાથી[1] ચાર પ્રકારના છે —

(૧) કોઈ હાથી —

૧. ભદ્ર હોય; ૨. મન્દ હોય; ૩. મૃગ હોય; ૪. સંકીર્ણ હોય.

---

૧. અંગુત્તરમાં રાજાના હાથીના ચાર ગુણ બતાવ્યા છે: શ્રોતા, હન્તા, ક્ષન્તા, અને ગન્તા. ૪.૧૧૪.

અને ચારમાં રક્ષિતા નામનો પાંચમો ગુણ ઉમેરી પાંચ પણ બતાવ્યા છે. -અંગુ૦ ૫-૧૪૦

૧. મધુગોળીના જેવી પીળી આંખવાળો, ક્રમશઃ પાતળું થતું જતું એવા સુંદર દીર્ઘ પૂંછડાવાળો, અગ્રભાગમાં ઉન્નત અને ધીર અને સર્વ અંગોથી સમપ્રમાણ એ ભદ્ર હાથી સમજવો.

૨. અસ્થિર, મોટી ખડબડચડી ચામડી વાળો, મોટા માથાવાળો અને પુંછવાળો, મોટા નખ અને દાંતવાળો, સિંહના જેવી પીળી આંખવાળો મંદ હાથી જાણવો.

૩. પાતળી સૂંઢવાળો, પાતળો, પાતળી ચામડીવાળો, નાના દાંત અને નખવાળો, ડરપોક, ત્રસ્ત, ઉદ્વિગ્ન, અને ત્રાસ આપનાર મૃગ હાથી સમજવો.

૪. ઉપર્યુક્ત ત્રણેમાંથી થોડાંથોડાં લક્ષણ જેમાં મળી આવે એ સંકીર્ણ હાથી જાણવો.

ભદ્રને શરદમાં, મંદને વસંતમાં, મૃગને હેમન્તમાં અને સંકીર્ણને હંમેશાં મદ ચડે છે.

(૨) કોઈ હાથી —

૧. ભદ્ર હોય અને ભદ્રમના પણ હોય;

૨. ભદ્ર હોય પણ મંદમના હોય;

૩. ભદ્ર હોય પણ મૃગમના હોય;

૪. ભદ્ર હોય પણ સંકીર્ણમના હોય.

(૩) કોઈ હાથી —

૧. મંદ હોય પણ ભદ્રમના હોય;

૨. મંદ હોય અને મંદમના હોય;

૩. મંદ હોય પણ મૃગમના હોય;

૪. મંદ હોય પણ સંકીર્ણમના હોય.

(૪) કોઈ હાથી —

૧. મૃગ હોય પણ ભદ્રમના હોય;
૨. મૃગ હોય પણ મંદમના હોય;
૩. મૃગ હોય અને મૃગમના હોય;
૪. મૃગ હોય પણ સંકીર્ણમના હોય.

(૫) કોઈ હાથી[1] —

૧. સંકીર્ણ હોય પણ ભદ્રમના હોય;
૨. સંકીર્ણ હોય પણ મંદમના હોય;
૩. સંકીર્ણ હોય પણ મૃગમના હોય;
૪. સંકીર્ણ હોય અને સંકીર્ણમના હોય.

હાથીની જેમ પુરુષની પણ પાંચ ચતુર્ભંગીઓ સમજી લેવી.

[—સ્થા૦ ૨૮૧]

૧. કોઈ સિંહની જેમ દીક્ષા લે અને સિંહની જેમ પાળે;
૨. કોઈ સિંહની જેમ દીક્ષા લે પણ શિયાળ જેમ પાળે;
૩. કોઈ શિયાળ જેમ દીક્ષા લે પણ સિંહ જેમ પાળે;
૪. કોઈ શિયાળ જેમ દીક્ષા લે અને શિયાળ જેમ પાળે.

[—સ્થા૦ ૩૨૭]

---

૧. રાજાને અયોગ્ય હાથીના પાંચ દોષો બતાવ્યા છે —

(૧) રૂપક્ષમ ન હોય, (૨) શબ્દક્ષમ ન હોય, (૩) ગન્ધક્ષમ ન હોય, (૪) રસક્ષમ ન હોય અને (૫) સ્પર્શક્ષમ ન હોય. તે જ પ્રમાણે ભિક્ષુ પણ એ પાંચ દોષ હોય તો અનુત્તર ધર્મને પામે નહિ એ વિસ્તારથી સમજાવ્યું છે — અંગુ૦ ૫.૧૩૯.

પક્ષી ચાર પ્રકારનાં છે[1]—

૧. સ્વરસંપન્ન હોય પણ રૂપસંપન્ન ન હોય;
૨. રૂપસંપન્ન હોય પણ સ્વરસંપન્ન ન હોય;
૩. રૂપસંપન્ન અને સ્વરસંપન્ન હોય;
૪. રૂપસંપન્ન ન હોય અને સ્વરસંપન્ન ન હોય.

પુરુષના પણ પક્ષી જેમ ચાર પ્રકાર છે.

[–સ્થા૦ ૩૧૨]

## ૯. સેના

સેના ચાર પ્રકારની છે—

(૧) ૧. જય પામે પણ હાર પામે નહિ;
૨. પરાજય પામે પણ જય પામે નહિ;
૩. જય પણ પામે અને પરાજય પણ પામે;
૪. જય પણ ન પામે અને પરાજય પણ ન પામે.

(૨) ૧. જય પામ્યા પછી ફરીથી જય પામે;
૨. જય પામ્યા પછી બીજી વાર હારી જાય;
૩. પરાજય પામ્યા પછી જય પામે;
૪. પરાજય પામ્યા પછી ફરી વાર પણ પરાજય પામે.

---

૧. અંગુત્તર નિકાયમાં ઉંદરની ઉપમા પણ પુરુષને આપવામાં આવી છે—

(૧) ઊંડું ખોદે પણ રહે નહિ; (૨) રહે પણ ઊંડું ખોદે નહિ; (૩) રહે પણ નહિ અને ઊંડું ખોદે પણ નહિ; (૪) ઊંડું ખોદે પણ ખરો અને રહે પણ ખરો.

જે મનુષ્ય ધર્મ, વિનય આદિ ગ્રન્થોને તો ભણે પણ આર્ય સત્યને ન સમજે તે પ્રથમ ઉંદર જેવો છે. આવી રીતે બીજા પણ સ્વયં સમજી લેવા. (–અંગુત્તર ૪.૧૦૭). આ જ વિષય પુદ્ગલપ્રજ્ઞપ્તિમાં પણ આવ્યો છે. (૪.૯.)

સેનાની જેમ ઉપર પ્રમાણે પુરુષની પણ બે ચતુર્ભંગીઓ સમજી લેવી.

[-સ્થા૦ ૨૯૨]

## ૧૦. કંથક

કંથક ચાર પ્રકારના છે—

(૧) ૧. પહેલાં આકીર્ણ અને પછી પણ આકીર્ણ;
 ૨. પહેલાં આકીર્ણ પણ પછી અવિનીત;[૧]
 ૩. પહેલાં અવિનીત પણ પછી આકીર્ણ;
 ૪. પહેલાં અવિનીત અને પછી પણ અવિનીત.

(૨) ૧. આકીર્ણ હોય અને ચાલ પણ આકીર્ણની;
 ૨. આકીર્ણ હોય પણ ચાલ અવિનીતની;
 ૩. અવિનીત હોય પણ ચાલ આકીર્ણની;
 ૪. અવિનીત હોય અને ચાલ પણ અવિનીતની.

(૩) ૧. જાતિસંપન્ન હોય અને કુલસંપન્ન ન હોય;
 ૨. કુલસંપન્ન હોય અને જાતિસંપન્ન ન હોય;
 ૩. જાતિસંપન્ન હોય અને કુલસંપન્ન પણ હોય;
 ૪. જાતિ સંપન્ન ન હોય અને કુલસંપન્ન પણ ન હોય.

(૪) તેવી જ રીતે જાતિસંપન્ન હોય અને બલસંપન્ન ન હોય તેની ચતુર્ભંગી.

(૫) જાતિસંપન્ન હોય અને રૂપસંપન્ન ન હોય— એની ચતુર્ભંગી.

---

૧. અંગુત્તરમાં (૮. ૧૪) ખલુંક અશ્વ — અવિનીત અશ્વના આઠ દોષ બતાવ્યા છે. અને તે જ પ્રમાણે અવિનીત ભિક્ષુના પણ આઠ દોષ બતાવ્યા છે.

(૬) જાતિસંપન્ન હોય અને જયસંપન્ન ન હોય—તેની ચતુર્ભંગી.

(૭) કુલસંપન્ન હોય અને બલસંપન્ન ન હોય—તેની ચતુર્ભંગી.

(૮) કુલસંપન્ન હોય અને રૂપસંપન્ન ન હોય—તેની ચતુર્ભંગી.

(૯) કુલસંપન્ન હોય અને જયસંપન્ન[1] ન હોય—તેની ચતુર્ભંગી.

(૧૦) બલસંપન્ન હોય અને રૂપસંપન્ન ન હોય—તેની ચતુર્ભંગી.

(૧૧) બલસંપન્ન હોય અને જયસંપન્ન ન હોય—તેની ચતુર્ભંગી.

(૧૨) રૂપસંપન્ન હોય અને જયસંપન્ન ન હોય તેની ચતુર્ભંગી.

કંથકની જેમ પુરુષની પણ ૧૨ ચતુર્ભંગીઓ સમજી લેવાની છે.

[–સ્થા૦ ૩૨૭]

---

૧. ટીકાકારની સામેની પ્રતિમાં જયસંપન્ન એવો પાઠ લાગે છે. કારણ તેમણે તેનો અર્થ પણ એ જ રીતે કર્યો છે. અંગુત્તર નિકાય (૪. ૧૧૨; ૩. ૯૪, ૧૩૭ ઇત્યાદિ)માં સર્વત્ર અશ્વના પ્રસંગે તેને જયસંપન્ન નહિ પણ જવસંપન્ન—વેગવાન કહ્યો છે. અંગુત્તરમાં અશ્વના ચાર ગુણ બતાવ્યા છે—ઋજુતા, જવ, ક્ષાંતિ, અને શૌર્ય.—જુઓ ૪. ૧૧૨.

વળી વર્ણ, બલ, જવ, આરોહપરિણાહ—એ ચાર ગુણો પણ બતાવ્યા છે અને અશ્વની જેમ પુરુષ પક્ષે વર્ણ શું, બલ શું ઇત્યાદિ પણ વિસ્તારથી સમજાવ્યું છે.—અંગુ૦ ૪. ૨૫૬ થી. ઉપર્યુક્તમાં મૃદુતા મેળવી અશ્વના પાંચ ગુણો બતાવ્યા છે.—અંગુત્તર. ૫. ૨૦૩; ૯. ૨૨.

## ૧૧. કુંભ

કુંભના ચાર પ્રકાર[1] છે—

(૧) ૧. પૂર્ણ અને પૂર્ણ; ૨. પૂર્ણ અને તુચ્છ; ૩. તુચ્છ અને પૂર્ણ; ૪. તુચ્છ અને તુચ્છ.

(૨) ૧. પૂર્ણ અને પૂર્ણાવભાસી; ૨. પૂર્ણ અને તુચ્છાવભાસી; ૩. તુચ્છ અને પૂર્ણાવભાસી; ૪. તુચ્છ અને તુચ્છાવભાસી.

(૩) ૧. પૂર્ણ અને પૂર્ણરૂપ; ૨. પૂર્ણ અને તુચ્છરૂપ; ૩. તુચ્છ અને પૂર્ણરૂપ; ૪. તુચ્છ અને તુચ્છરૂપ.

(૪) ૧. પૂર્ણ પણ હોય અને પ્રિયાર્થ હોય; ૨. પૂર્ણ પણ હોય અને હલકો હોય; ૩. તુચ્છ હોય પણ પ્રિયાર્થ હોય; ૪. તુચ્છ હોય અને હલકો હોય.

(૫) ૧. પૂર્ણ હોય પણ ચૂતો હોય; ૨. પૂર્ણ હોય પણ ચૂતો ન હોય; ૩. તુચ્છ હોય અને ચૂતો હોય; ૪. તુચ્છ હોય પણ ચૂતો ન હોય.

કુંભની જેમ પુરુષોની પણ પાંચ ચતુર્ભંગી સમજવી.

[-સ્થા૦ ૩૬૦]

કુંભના ચાર પ્રકાર છે—

૧. મધુકુંભ અને ઢાંકણું પણ મધુરું;

૨. મધુકુંભ પણ ઢાંકણું ઝેરી;

૩. ઝેરનો કુંભ પણ ઢાંકણું મધુરું;

૪. ઝેરનો કુંભ અને ઢાંકણું પણ ઝેરી.

---

૧. બૌદ્ધ પરંપરાની સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૩.

પુરુષના પણ કુંભની જેમ ચાર પ્રકાર છે—

૧. જેના હૃદયમાં પાપ અને ક્લેશ નહિ અને જેની જીભ પણ મધુરભાષિણી હંમેશાં હોય—તે પુરુષને મધુકુંભ અને મધુરા ઢાંકણાવાળો સમજવો.

૨. જેનું હૃદય પાપી ન હોય અને ક્લેશી ન હોય પણ જેની જીભ કટુકભાષિણી હોય તે પુરુષને મધુકુંભ અને ઝેરી ઢાંકણાવાળો સમજવો.

૩. જેનું હૃદય ક્લેશી પણ જીભ મધુરભાષિણી હોય તે પુરુષને વિષકુંભ પણ મધુરા ઢાંકણાવાળો સમજવો.

૪. જેનું હૃદય ક્લેશી અને જીભ પણ કટુકભાષિણી હોય તે પુરુષને વિષકુંભ અને ઝેરી ઢાંકણાંવાળો સમજવો.[૧]

[–સ્થા૦ ૩૬૦]

## ૧૨. પાણી

પાણી ચાર પ્રકારનું છે—

(૧) ૧. ઉત્તાન અને ઉત્તાન[૨]; ૨. ઉત્તાન અને ગંભીર; ૩. ગંભીર અને ઉત્તાન; ૪. ગંભીર અને ગંભીર.

પાણીની જેમ પુરુષ પણ ચાર પ્રકારના છે—

૧. ઉત્તાન અને ઉત્તાનહૃદય; ૨. ઉત્તાન અને ગંભીરહૃદય; ૩. ગંભીર અને ઉત્તાનહૃદય; ૪. ગંભીર અને ગંભીરહૃદય.

---

૧. અહીં પુદ્ગલપ્રજ્ઞપ્તિના – ગૂથભાણી, પુષ્પભાણી, અને મધુભાણી – પુરુષના આ ત્રણ પ્રકાર સરખાવવા જેવા છે. (૩. ૪)

૨. આ જ શબ્દોમાં પુદ્ગલપ્રજ્ઞપ્તિ (૪.૧૨) માં ઉદકહ્રદ વિષે કહેવામાં આવ્યું છે અને તે પ્રમાણે પુરુષની ચતુર્ભંગી ઘટાવી છે.

(૨) ૧. ઉત્તાન અને ઉત્તાનાવભાસી; ૨. ઉત્તાન અને ગંભીરાવભાસી; ૩. ગંભીર અને ઉત્તાનાવભાસી; ૪. ગંભીર અને ગંભીરાવભાસી.

પુરુષના પણ તે જ પ્રમાણે ચાર પ્રકાર છે —

(૧–૨) સમુદ્રની પણ પાણીની જેમ બે ચતુર્ભંગીઓ સમજવી.

અને સમુદ્રની જેમ પુરુષની પણ બે ચતુર્ભંગીઓ સમજવી.

[–સ્થા૦ ૩૫૮]

## ૧૩. કટ, વ્રણ

કટ – સાદડી ચાર પ્રકારની છે[૧] —

૧. સુંબની (તૃણવિશેષની); ૨. વાંસની પટ્ટીની; ૩. ચામડાની; ૪. કાંબળાની.

પુરુષ પણ ચાર પ્રકારના છે —

૧. કોઈ સુંબની સાદડી જેવા;
૨. કોઈ વાંસની પટ્ટીની સાદડી જેવા;
૩. કોઈ ચામડાની સાદડી જેવા;
૪. કોઈ કાંબળાની સાદડી જેવા.

[–સ્થા૦ ૩૪૯]

વ્રણ – ઘા ચાર પ્રકારના છે —

(૧) ૧. અંતઃશલ્યવાળા અને બાહ્ય શલ્યવાળા નહિ; ૨. બાહ્યશલ્યવાળા પણ અંતઃશલ્યવાળા નહિ;

૧. આ પ્રકારોની પ્રરૂપણા ભગવાને ગૌતમને જ્યારે મોક્ષ માટે અધીર જોયા ત્યારે કરી છે અને કહ્યું કે તું કાંબળાની સાદડી જેવો શિષ્ય છે. જુઓ આવશ્યક નિર્યુક્તિ ટીકા પૃ૦ ૩૮૭ અ.

૩. અંતશલ્યવાળા નહિ અને બાહ્યશલ્યવાળા;
૪. અંતઃશલ્યવાળા નહિ અને બાહ્યશલ્યવાળા પણ નહિ.

(૨) અંતઃદુષ્ટ પણ બાહ્ય દુષ્ટ નહિની ચતુર્ભંગી.
વ્રણની જેમ પુરુષની પણ બે ચતુર્ભંગીઓ સમજી લેવી.
[–સ્થા૦ ૩૪૪]

## ૧૪. આચાર્ય વગેરેની ઉપમા

કરંડિયા ચાર પ્રકારના છે—

૧. ચાંડાલનો; ૨. વેશ્યાનો; ૩. ગાથાપતિનો; ૪. રાજાનો.

આચાર્ય[1] ચાર પ્રકારના છે—

૧. ચાંડાલના કરંડિયા જેવા; ૨. વેશ્યાના કરંડિયા જેવા; ૩. ગાથાપતિના કરંડિયા જેવા; ૪. રાજાના કરંડિયા જેવા.

[–સ્થા૦ ૩૪૮]

ફૂલ ચાર પ્રકારનાં છે—

૧. આમળાં જેવું મધુર હોય; ૨. દ્રાક્ષા જેવું મધુર હોય; ૩. ક્ષીર જેવું મધુર હોય; ૪. ખાંડ જેવું મધુર હોય.

---

૧. અંગુત્તરમાં શાસ્તા–ધર્મદેશકના પાંચ પ્રકાર બતાવ્યા છે—(૧) અપરિશુદ્ધશીલ હોય અને પોતાને પરિશુદ્ધશીલ માને, (૨) અપરિશુદ્ધાજીવ હોય અને પરિશુદ્ધાજીવ પોતાને માને, (૩) અપરિશુદ્ધધર્મદેશક હોય અને પરિશુદ્ધધર્મદેશક પોતાને માને, (૪) અપરિશુદ્ધ વ્યાકરણી હોય અને પોતાને પરિશુદ્ધવ્યાકરણી માને, (૫) અપરિશુદ્ધજ્ઞાન-દર્શની હોય પણ પરિશુદ્ધજ્ઞાન-દર્શની પોતાને માને. પણ ભગવાન બુદ્ધ પોતાને એ પાંચેથી વિપરીત બતાવે છે. (૫. ૧૦૦)

શાસ્તાના એક બીજી રીતે પણ ભેદ વર્ણવવામાં આવે છે. જુઓ પુદ્ગલ૦ ૩,૧૬.

આચાર્ય પણ ફળની જેમ ઉપર પ્રમાણે ચાર પ્રકારના છે.

[–સ્થા૦ ૩૨૦]

વૃક્ષ ચાર પ્રકારનાં છે—

(૧) ૧. શાલજાતિનું હોય અને શાલપર્યાયી હોય;
૨. શાલજાતિનું હોય અને એરંડપર્યાયી હોય;
૩. એરંડજાતિનું હોય પણ શાલપર્યાયી હોય;
૪. એરંડજાતિનું હોય અને એરંડપર્યાયી હોય.

(૨) ૧. શાલજાતિનું અને શાલપરિવારવાળું;
૨. શાલજાતિનું અને એરંડપરિવારવાળું;
૩. એરંડજાતિનું અને શાલપરિવારવાળું;
૪. એરંડજાતિનું અને એરંડપરિવારવાળું.

તેવી જ રીતે આચાર્યની[1] પણ બે ચતુર્ભંગીઓ સમજી લેવી.

(૧) જેમ શાલવૃક્ષોની મધ્યમાં રહેલું મોટું શાલવૃક્ષ શોભે છે તેમ સુંદર શિષ્યોની વચ્ચે સુંદર આચાર્ય શોભે છે.
(૨) એરંડવૃક્ષોની વચ્ચે જેમ શાલવૃક્ષ દીપે છે, તેમ સુંદર આચાર્ય અસુંદર શિષ્યોમાં દીપે છે.
(૩) જેવી શાલવૃક્ષોની વચ્ચે એરંડની સ્થિતિ છે તેમ સુંદર શિષ્યોની વચ્ચે અસુંદર આચાર્યની છે.
(૪) જેવો એરંડા વચ્ચે એરંડ તેમ અસુંદર શિષ્યોની વચ્ચે અસુંદર આચાર્ય દેખાય છે.

[–સ્થા૦ ૩૪૯]

---

૧. બૌદ્ધ પરંપરાની સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

મત્સ્ય ચાર પ્રકારનાં છે—

૧. અનુકૂળ સ્રોતે તરનાર[1]; ૨. પ્રતિકૂળ સ્રોતે તરનાર; ૩. અંતે તરનાર; ૪. મધ્યમાં તરનાર.

ભિક્ષુઓ[1] પણ મત્સ્ય જેમ ચાર પ્રકારના છે.

[–સ્થા૦ ૩૪૯]

મત્સ્ય પાંચ છે—

૧–૪. ઉપર પ્રમાણે; ૫. સર્વચારી.

ભિક્ષુ પણ મત્સ્ય જેમ પાંચ પ્રકારના છે.

[–સ્થા૦ ૪૫૩]

પક્ષી ચાર પ્રકારનાં છે—

૧. નીકળી શકે પણ પરિવ્રજ્યા ન કરી શકે;

૨. પરિવ્રજ્યા કરી શકે પણ નીકળી ન શકે;

૩. નીકળી શકે અને પરિવ્રજ્યા પણ કરી શકે;

૪. નીકળી શકે નહિ અને પરિવ્રજ્યા પણ કરી શકે નહિ.

ભિક્ષુઓ પણ તે જ પ્રમાણે ચાર પ્રકારના છે.

[–સ્થા૦ ૩૫૧]

ઘુણ (કીટવિશેષ) ચાર પ્રકારના છે—

(૧) કોઈ ઘુણ—

૧. ત્વચા ખાનાર; ૨. છાલ ખાનાર; ૩. કાષ્ઠ ખાનાર; ૪. સાર ખાનાર હોય છે.

---

૧. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૫.

ભિક્ષુઓ પણ એ ઘુણ જેમ ચાર પ્રકારના છે, તેમાં —

૧. ત્વચા ખાનાર ઘુણના જેવા ભિક્ષુનું તપ સાર ખાનાર ઘુણના જેવું છે;

૨. છાલ ખાનાર ઘુણના જેવા ભિક્ષુનું તપ કાષ્ઠ ખાનાર ઘુણના જેવું છે;

૩. કાષ્ઠ ખાનાર ઘુણના જેવા ભિક્ષુનું તપ છાલ ખાનાર ઘુણના જેવું છે;

૪. સાર ખાનાર ઘુણના જેવા ભિક્ષુનું તપ ત્વચા ખાનાર ઘુણના જેવું છે.

[–સ્થા૦ ૨૪૩]

એક સ્ત્રીનું બીજી સ્ત્રી સાથે અને એક પુરુષનું બીજા પુરુષ સાથેનું અંતર ચાર પ્રકારનું છે —

૧. કોઈ પણ બે લાકડાંના અંતર જેવું;
૨. કોઈ પણ બે પદ્મના અંતર જેવું;
૩. કોઈ પણ બે લોઢાંના અંતર જેવું;
૪. કોઈ પણ બે પથ્થરના અંતર જેવું.

[–સ્થા૦ ૨૭૦]

## ટિપ્પણ

૧. **બૌદ્ધ પરંપરા સાથે સરખામણી** :— આ જ શબ્દોમાં આ ચતુર્ભંગી અંગુત્તર (૪.૧૦૧)માં પણ છે. સ્થાનાંગમાં મેઘની આ ઉપમાથી પુરુષચતુર્ભંગી સમજી લેવાની ભલામણ છે; જ્યારે અંગુત્તરમાં એ પ્રત્યેક ભંગને પુરુષમાં ઘટાવી પણ દીધો છે, તે આ પ્રમાણે —

૧. બહુ બોલે પણ કરે કાંઈ નહિ; ૨. કરે પણ બોલે નહિ; ૩. બોલે પણ નહિ અને કરે પણ નહિ; ૪. બોલે પણ ખરો અને કરે પણ ખરો.

વળી આ ગર્જન અને વર્ષણની ચતુર્ભંગીને બીજી રીતે પણ ઘટાવી છે. (અંગુ૦ ૪.૪૦૨). આ જ વિષય પુદ્ગલપ્રજ્ઞપ્તિમાં પણ આવ્યો છે. (૪.૮).

**૨. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી**:—અહીં જણાવેલી ઋષભની ચતુર્ભંગીઓથી એક જુદા પ્રકારની જ ચતુર્ભંગી અંગુત્તર (૪.૧૦૮) માં બતાવવામાં આવેલી છે, તે આ—

૧. કોઈ સાંઢ એવા હોય છે જે પોતાના ટોળાની ગાય સામે તો ચંડ હોય છે પણ બીજી ગાય સામે ચંડ નથી હોતો—તેમ કોઈ પુરુષ એવો હોય છે જે પોતાની પરિષદમાં તો ચંડ હોય છે પણ અજાણી પરિષદમાં નહિ ઇત્યાદિ. આ જ વિષય પુદ્ગલપ્રજ્ઞપ્તિમાં પણ છે. (૪. ૧૩.)

**૩. બૌદ્ધ પરંપરાની સરખામણી**:—એક બીજા પ્રકારે અંગુત્તર (૪. ૧૦૩)માં કુંભની ઉપમાથી પુરુષની ચતુર્ભંગી ઘટાવી છે—

૧. તુચ્છ—ખાલી હોય પણ ઢાંકણું હોય.
૨. ભર્યો હોય પણ ઢાંકણું ન હોય.
૩. તુચ્છ હોય અને ઢાકણું પણ ન હોય.
૪. ભર્યો હોય અને ઢાંકણું પણ હોય.

વેશભૂષા વગેરે બાહ્ય આકાર તો ઠીક હોય પણ આર્યસત્યની સમજ જરા પણ ન હોય તે પ્રથમ કુંભના જેવો. આર્યસત્યની સમજ પૂરી હોય પણ બાહ્ય આકાર પ્રકાર પ્રસન્ન ન હોય તે બીજા કુંભ જેવો. બાહ્ય આકાર ઢંગધડા વિનાનો અને આંતરિક પ્રજ્ઞા પણ નહિ તે ત્રીજા કુભ જેવો અને જે બાહ્યાકારે પણ ઠીક અન પ્રજ્ઞાએ પણ ઠીક તે ચોથા ઘડા જેવો.

આ જ વિષય પુદ્ગલપ્રજ્ઞપ્તિમાં પણ છે. (૪. ૧૧).

**૪. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી**:—

પ્રસ્તુત સ્થાનાંગના સૂત્રને બરાબર મળતી ચતુર્ભંગી અંગુત્તરમા છે જુઓ ૪. ૧૦૯. અને આને મળતી પુરુષની ચતુર્ભંગી પુદ્ગલપ્રજ્ઞપ્તિમાં છે—૪. ૨૧.

અહી અંગુત્તર (૪. ૯૧) ની આ ચતુર્ભંગી પણ સરખાવવા જેવી છે—

(૧) પોતે અસુર હોય અને તેનો પરિવાર પણ અસુર હોય—અર્થાત્ સ્વયં દુઃશીલ હોય અને તેનો પરિવાર પણ દુઃશીલ હોય.

(૨) પોતે અસુર હોય પણ તેનો પરિવાર દેવ હોય અર્થાત્ પોતે દુઃશીલ હોય પણ તેના પરિવારમાં બધા સુશીલ હોય.

(૩) પોતે દેવ પણ તેનો પરિવાર અસુર હોય.

(૪) પોતે દેવ હોય અને પરિવાર પણ દેવ હોય.

આ વિષે વધુ વિચાર યશોવિજયજીએ પણ કર્યો છે. જુઓ—સિદ્ધાન્તરહસ્ય સ્તવન ઢાલ સાતમી. ગૂર્જરસાહિત્ય સંગ્રહ—પૃ૦ ૨૬૩.

**૫. બૌદ્ધ પરંપરા સાથે સરખામણી :**— અંગુત્તરનિકાય (૪.૫) માં પુરુષના ચાર પ્રકાર બતાવ્યા છે : અનુસ્રોતગામી, પ્રતિસ્રોતગામી, સ્થિતાત્મા અને પારંગત. જેઓ સાંસારિક કામભોગોમાં ફસ્યા રહે છે તે અનુસ્રોતગામી. જે સાંસારિક કામભોગોને વશ નથી થતો પણ ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરે છે અને પરિપૂર્ણ બ્રહ્મચર્ય પાળે છે તે પ્રતિસ્રોતગામી છે. જેણે ક્લેશોનો નાશ કર્યો હોય અને ચિત્તને જેણે વશમાં કર્યું હોય અને સમાહિતેન્દ્રિય હોય તે સ્થિતાત્મા છે. જેણે સકલ કર્મોનો નાશ કર્યો છે, જે ચિત્તવિમુક્તિ અને પ્રજ્ઞાવિમુક્તિને અનુભવે છે, જે વેદજ્ઞ છે, બ્રહ્મચારી છે તે પારંગત છે.

જે એવો અભિગ્રહ ધરે કે ઉપાશ્રયથી નીકળીને જે ક્રમે ગૃહસ્થોનાં ઘર રસ્તામાં આવે તે જ ક્રમે ભિક્ષા માગવી, તે અનુસ્રોતગામી. ભિક્ષાક્ષેત્રના અંતમાં જઈને ઉપાશ્રય તરફ આવતાં જે ક્રમે ઘરો આવે તે ક્રમે ભિક્ષા માગનાર તે પ્રતિસ્રોતગામી. પ્રાંતભાગમાં ભિક્ષા લેનાર તે અંતચારી અને મધ્યભાગમાં ભિક્ષા લેનાર તે મધ્યચારી ભિક્ષુ કહેવાય છે.

## ૧

## વ્યાકરણ

શુદ્ધ વાગનુયોગ[1] દશ પ્રકારનો છે—

૧. ચકારાનુયોગ–વાક્યમાં આવતા 'ચ' (અને) શબ્દનો વિચાર;

૨. મકારાનુયોગ–વાક્યમાં આવતા 'મા' (મત) શબ્દનો વિચાર;

૩. અપિકારાનુયોગ–'અપિ'(પણ)શબ્દનો વિચાર;

૪. સેકારાનુયોગ–આનન્તર્યાદિ સૂચક 'સે' (અથ) શબ્દનો વિચાર;

૫. સાયંકારાનુયોગ–'ઠીક' એ અર્થમાં વપરાતા 'સાયં' વિષે વિચાર;

૬. એકત્વાનુયોગ—એકવચન વિષે વિચાર;

૭. પૃથક્ત્વાનુયોગ–દ્વિવચન અને બહુવચનનો વિચાર;

૮. સંયૂથાનુયોગ–સમાસ વિષે વિચાર;

૯. સંક્રામિતાનુયોગ–વિભક્તિવચનના વિપર્યાસ વિષે વિચાર;

૧૦. ભિન્નાનુયોગ–સામાન્ય વાત કહી પછી તેનો ક્રમ, કાલ વગેરેની અપેક્ષાએ ભેદ કરી વિચાર કરવો તેના વિષે વિચાર.

[–સ્થા૦ ૭૪૪]

---

૧. વાક્યાર્થનો નહિ પણ પદાર્થબોધ વિષયક વિચાર તે.

૪. મધ્યમસ્વરવાળા ખાધેપીધે સુખી રહે છે અને દાન કરે છે.

૫. પંચમસ્વરવાળા રાજા હોય છે, શૂર હોય છે. લોકસંગ્રહી હોય છે અને ગણનાયકો હોય છે.

૬. ધૈવત (રૈવત) સ્વરવાળા શાકુનિકો, કજિયાળા, વાગુરિકો, શૌકરિકો અને માછીમારો હોય છે.

૭. નિષાદસ્વરવાળા ચાંડાલો, મલ્લો અને બીજા બધા પાપકર્મીઓ તથા ગોઘાતક ચોર હોય છે.

સાતેય સ્વરોને ત્રણ ત્રણ ગ્રામ હોય છે—

૧. ષડ્જગ્રામ; ૨. મધ્યમગ્રામ; ૩. ગાંધારગ્રામ.

(૧) ષડ્જગ્રામની સાત મૂર્છના છે—

૧. મંગી; ૨. કૌરવીય; ૩. હરિ; ૪. રજની; ૫. સારકાંતા; ૬. સારસી; ૭. શુદ્ધષડ્જા.

(૨) મધ્યમગ્રામની સાત મૂર્છના છે—

૧. ઉત્તરમંદા; ૨. રજની; ૩. ઉત્તરા; ૪. ઉત્તરાસમા; ૫. આશોકાંતા; ૬. સૌવીરા; ૭. અભીરુ.

(૩) ગાંધારગ્રામની સાત મૂર્છના છે—

૧. નંદી; ૨. ક્ષુદ્રિમા; ૩. પૂરિમા; ૪. શુદ્ધગાંધારા; ૫. ઉત્તરગાંધારા; ૬. સુષ્ઠુતરઆયામા; ૭. ઉત્તરાયતા કોટિમાતસા.

સાતે સ્વરો ક્યાંથી ઉત્પન્ન થાય છે? નાભિથી.

ગેયની યોનિ કઈ છે? ગીતરુતયોનિક છે.

કેટલા સમયનો ઉચ્છ્વાસ છે? પાદના સમય જેટલા હોય.

ગેયના આકાર ત્રણ છે અને તે આ પ્રમાણે—

પ્રથમ મંદથી શરૂ કરે અને મધ્યમાં ક્રમશઃ વધારે અને અંતે પાછો ઓછો કરે એમ ત્રણ આકાર બને છે.

ગેયના છ દોષ, આઠ ગુણ, ત્રણ વૃત્ત અને બે ભણિતિઓ—આ જે સમ્યક્ પ્રકારે જાણતો હોય તે સુશિક્ષિત રંગ મધ્યે ગાય.

હે ગાયક! આ છ દોષો આવે તે રીતે ન ગાજે—

૧. ભયાકુલ થઈ ગાવું; ૨. ઉતાવળા થઈ ગાવું; ૩. ટૂંકાવીને ગાવું; ૪. તાલબદ્ધ ન ગાવું; ૫. કાકસ્વર કાઢી ગાવું; ૬. સાનુનાસિક વર્ણોચ્ચાર કરી ગાવું.

ગેયના ગુણ આઠ છે—

૧. પૂર્ણ; ૨. રક્ત; ૩. અલંકૃત; ૪. વ્યક્ત; ૫. અવિસ્વર; ૬. મધુર; ૭. સમ; ૮. સુકુમાર.

વળી આ પણ ગુણો છે—

૧. ઉરવિશુદ્ધ, કંઠવિશુદ્ધ અને શિરોવિશુદ્ધ—જે ગવાય;

૨. મૃદુ અને ઘૂંટી શકાય તેવાં પદો વાળું;

૩. તાલબદ્ધ અને પ્રતિક્ષેપબદ્ધ.

૪. સાત સ્વરથી સમ.

વળી આ પણ ગુણો છે—

૧. નિર્દોષ; ૨. સારયુક્ત; ૩. હેતુયુક્ત; ૪. અલંકૃત; ૫. ઉપસંહારયુક્ત; ૬. સોત્પ્રાસ; ૭. મિત; ૮. મધુર.

ત્રણ વૃત્ત આ છે—

૧. સમ; ૨. અર્ધસમ; ૩. સર્વત્ર વિષમ.

ભણિતિ આ બે છે—

૧. સંસ્કૃત; ૨. પ્રાકૃત.

આ બેને ઋષિઓએ પ્રશસ્ત ગણી છે. અને ગીત આ બન્ને ભાષામાં ગવાય છે.

મધુર કોણ ગાય છે? શ્યામા.

ખર કોણ ગાય છે? કાલી.

રુક્ષ કોણ ગાય છે? કાલી.

ચતુર કોણ ગાય છે? ગૌરી.

વિલંબયુક્ત કોણ ગાય છે? કાણુ.

દ્રુત કોણ ગાય છે? અંધા.

વિસ્વર કોણ ગાય છે? પિંગલા.

સ્વરો સાત પ્રકારે સમ છે—

૧. તંત્રિસમ; ૨. તાલસમ; ૩. પાદસમ; ૪. લયસમ; ૫. ગ્રહસમ; ૬. શ્વાસોચ્છ્વાસસમ; ૭. સંચારસમ.

સ્વર સાત, ગ્રામ ત્રણ, મૂર્છના ૨૧, અને તાન ૪૯ છે—આમ આ સ્વરમંડલ[૧] પૂર્ણ થયું.

[—સ્થા૦ ૫૫૩]

---

૧. કોઈ પ્રકરણ જ આ સૂત્રમાં ઉતારી લીધુ લાગે છે.

## ૩

## કળાઓ

કળાઓ ૭૨ છે[1] —

૧. લેખ; ૨. ગણિત; ૩. રૂપ; ૪. નાટ્ય; ૫. ગીત; ૬. વાદિત; ૭. સ્વરગત; ૮. પુષ્કરગત; ૯. સમતાલ; ૧૦. દ્યૂત; ૧૧. જનવાદ; ૧૨. પોકખચ્ચ (પાસા રમવાની કળા); ૧૩. અષ્ટાપદ; ૧૪. દગમૃત્તિકા; ૧૫. અન્નવિધિ; ૧૬. પાનવિધિ; ૧૭. વસ્ત્રવિધિ; ૧૮. શયનવિધિ; ૧૯. આર્યા; ૨૦. પ્રહેલિકા; ૨૧. માગધિક; ૨૨. ગાથા; ૨૩. શ્લોક; ૨૪. ગંધયુક્તિ; ૨૫. મધુસિકથ; ૨૬. આભરણવિધિ; ૨૭. તરુણીપ્રતિકર્મ; ૨૮. સ્ત્રીલક્ષણ; ૨૯. પુરુષલક્ષણ; ૩૦. હયલક્ષણ; ૩૧. ગજલક્ષણ; ૩૨. ગોણલક્ષણ; ૩૩. કુકકુટલક્ષણ; ૩૪. મિંઢયલક્ષણ; ૩૫. ચક્રલક્ષણ; ૩૬. છત્રલક્ષણ; ૩૭. દંડલક્ષણ; ૩૮. અસિલક્ષણ; ૩૯. મણિલક્ષણ; ૪૦. કાકિણીલક્ષણ; ૪૧. ચર્મલક્ષણ; ૪૨. ચંદ્રલક્ષણ; ૪૩. સૂર્યચરિત; ૪૪. રાહુચરિત; ૪૫. ગ્રહચરિત; ૪૬. સૌભાગ્યકર; ૪૭. દૌર્ભાગ્યકર; ૪૮. વિદ્યાગત; ૪૯. મંત્રગત; ૫૦. રહસ્યગત; ૫૧. સભાસ; ૫૨. ચાર; ૫૩. પ્રતિચાર; ૫૪. વ્યૂહ; ૫૫. પ્રતિવ્યૂહ; ૫૬. સ્કંધાવારમાન; ૫૭. નગરમાન; ૫૮. વસ્તુમાન; ૫૯. સ્કંધાવારનિવેશ; ૬૦. વસ્તુનિવેશ; ૬૧. નગરનિવેશ; ૬૨. ઇશિસ્થ; ૬૩. છરૂપ્રવાદ; ૬૪. અશ્વશિક્ષા; ૬૫. હસ્તિશિક્ષા; ૬૬. ધનુર્વેદ; ૬૭. હિરણ્યપાક; સુવર્ણ-

---

૧. આના વિવરણ તથા તુલના માટે જુઓ 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ'ની ટિપ્પણી.

પાક; મણિપાક; ધાતુપાક; ૬૮. બાહુયુદ્ધ, દંડયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, યષ્ટિયુદ્ધ, યુદ્ધ, નિયુદ્ધ, યુદ્ધનિયુદ્ધ, સૂત્રખેલ; ૬૯. નાલિકાખેલ, વર્તખેલ, ધર્મખેલ, ચર્મખેલ; ૭૦. પત્રછેદ્ય, કટકછેદ્ય; ૭૧. સજીવનિર્જીવ; ૭૨. શકુનરુત.

[-સમ૦ ૭૨]

નાટ્યના ૩૨ ભેદ છે[1] —

[-સમ૦ ૩૨]

વાદ્યના ચાર પ્રકાર છે[2] —

૧. તત-ઢોલ વગેરે પહોળાં વાદ્યો;
૨. વિતત-વીણા વગેરે તંતુ વાદ્યો;
૩. ઘન-ઝાંઝ વગેરે નક્કર વાદ્યો;
૪. શુષિર-શંખ વગેરે પોલાં વાદ્યો.

નાટ્યના ચાર પ્રકાર છે[3] —

૧. અંચિત; ૨. રિભિત; ૩. આરભટ; ૪. ભિસોલ.

ગેય ચાર પ્રકારનું છે[3] —

૧. ઉત્ક્ષિપ્ત; ૨. પત્રક (પાદવૃદ્ધ); ૩. મંદ; ૪, રોવિંદ્ય (રોચિત).

માલ્ય (પુષ્પની રચના)ના ચાર પ્રકાર છે —

૧. ગ્રન્થિમ-દોરો નાખી ગૂંથીને બનાવેલી માળા;
૨. વેષ્ટિમ-વીંટીને બનાવેલ પાઘડી-મુકુટ;

---

૧. આના વિવરણ માટે જુઓ-રાજપ્રશ્નીય સૂત્ર કંડિકા ૬૬.

૨. રાજપ્રશ્નીયમાં પણ આ ચાર ભેદ બતાવ્યા છે. કંડિકા-૮૫.

૩. ૩૨ પ્રકારના નાટકમાંથી અનુક્રમે ૨૫, ૨૬, ૨૮ અને ૨૯મું નાટક. જુઓ રાજપ્રશ્નીય કંડિકા-૮૩. વળી નૃત્યના ભેદમાં પણ આ જ ચાર ભેદ ગણાવ્યા છે. રાજ૦ ૮૭.

૪. આ જ ચાર ભેદ રાજપ્રશ્નીયમાં પણ બતાવ્યા છે. કંડિકા-૮૬.

૩. પૂરિમ–વાંસડાની સળીના પાંજરાને ભરીને બનાવેલ;

૪. સંઘાતિમ–ગુચ્છ.

અલંકાર ચાર પ્રકારના છે—

૧. કેશાલંકાર; ૨. વસ્ત્રાલંકાર; ૩. માલ્યાલંકાર; આભરણાલંકાર.

અભિનય ચાર પ્રકારનો છે[૧] —

૧. દાર્ષ્ટાન્તિક; ૨. પ્રાત્યંતિક; ૩. સામાન્યતોપનિપાતનિક; ૪. લોકમધ્યાવસાનિક.

[–સ્થા૦ ૩૭૪]

બ્રાહ્મીલિપિનું[૨] લેખવિધાન ૧૮ પ્રકારે છે—

૧. બ્રાહ્મી; ૨. યવની; ૩. દોષઉપકરિકા; ૪. ખરોષ્ટ્રિકા; ૫. ખરશાવિકા; ૬. પ્રહારાતિગા; ૭. ઉચ્ચત્તરિકા; ૮. અક્ષરપૃષ્ઠિકા ૯. ભોગવતિકા; ૧૦. વૈણુયિકા; ૧૧. નિહ્ણુવિકા; ૧૨. અંકલિપિ; ૧૩. ગણિતલિપિ; ૧૪. ગંધર્વલિપિ; ૧૫. આદર્શલિપિ; ૧૬. માહેશ્વરી; ૧૭. દામિલલિપિ; ૧૮. બોલિંદલિપિ.

[–સમ૦ ૧૮]

---

૧. આ ચાર ભેદો રાજપ્રશ્નીયમાં છે. જુઓ કંડિકા ૮૮.

૨. અન્યત્ર લિપિના ૧૮ ભેદો ગણાવ્યા છે. વિશેષાવશ્યક ટીકા ગા૦ ૪૬૪. અહી ગણાવેલ બ્રાહ્મીલિપિના લેખવિધાનના ભેદો પ્રજ્ઞાપના પદ પ્રથમમાં છે. સૂત્રમાં ૧૮ હોવાનું લખ્યું છે પણ ભૂતલિપિને મેળવતાં ગણતરીએ ૧૯ થાય છે અને તે જ પ્રમાણે મૂળ સમવાયાંગ છપાવનારે પણ ૧૯ અંક મૂક્યા છે. પણ અનુવાદકે ભૂતલિપિને કોષ્ઠકમાં મૂકી છે. ટીકાકાર કહે છે કે પોતે આ વિષે કશું જાણમાં નથી.

બ્રાહ્મી લિપિમાં ૪૬ માતૃકા અક્ષરો[1] છે.

[–સમ૦ ૪૬]

## ૪

## સંખ્યાન

એકક ચાર[2] છે—

૧. દ્રવ્ય; ૨. માતૃકાપદ; ૩. પર્યાય; ૪. સંગ્રહ.

[–સ્થા૦ ૨૯૭]

કતિ[3] ચાર છે—

૧–૪ ઉપર પ્રમાણે.

[–સ્થા૦ ૨૯૮]

સંખ્યાન (ગણિત) ચાર છે—

૧. પ્રતિકર્મ (સરવાળો); ૨. વ્યવહાર (શ્રેણી વગેરેનો વ્યવહાર); ૩. રજ્જૂ (ક્ષેત્ર ગણિત); ૪. રાશિ (ત્રિરાશી).

[–સ્થા૦ ૩૩૮]

સંખ્યાન દશ છે—,

૧–૪. ઉપર પ્રમાણે; ૫. કલાસવર્ણ (કલા-અંશના સમીકરણનું ગણિત); ૬. ગુણાકાર; ૭. વર્ગ (તે રકમને તે રકમથી ગુણતાં આવે તે); ૮. ઘન; ૯. વર્ગવર્ગ

---

૧. આ ૪૬ અક્ષરોની સંભાવના ટીકાકાર આ પ્રમાણે કરે છે. બધા 'અ'થી માંડીને સ્વરો (પણ ઋ ૠ ઌ ૡ અને ળ આટલા વર્જિત કરવા) અને ક્ષ સહિત વ્યંજન—એટલે વિસર્ગ અને અનુસ્વાર સહિત બાર સ્વર, ૨૫ વર્ગીય સ્પર્શ વ્યંજનો, ૪ ય, ર, લ, વ (અંતસ્થ), શ, સ, ષ, હ, ક્ષ=૪૬.

૨. વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૩. કતિ=કેટલા. દ્રવ્ય વિષે કેટલાનો પ્રશ્ન કરવો તે કતિદ્રવ્ય. એ જ પ્રમાણે બીજા વિષે.

(વર્ગનો વર્ગ); ૧૦. ક્રાકચ (કરવતથી લાકડાને છેદવાનું ગણિત).

[-સ્થા૦ ૭૪૭]

વ્યાવહારિક[1] દંડ ૯૬ આંગળ સમજવો.

તે જ પ્રમાણે ધનુષ, નાલિકા, યુગ અને અક્ષ તથા મુસલનું માપ સમજવું.[2]

[-સમ૦ ૯૬]

ચાર ગાઉનો[3] એક યોજન છે.

[સમ૦ ૪]

પૂર્વ પછીની સંખ્યા ઉત્તરોત્તર ૮૪ લાખથી ગુણા કરીને કાઢવી[4] યાવત્ શીર્ષપ્રહેલિકા.

[-સમ૦ ૮૪]

## ટિપ્પણ

૧. **દ્રવ્ય વગેરે**:—એક સંખ્યાવાળું તે અકેક. તેમાં દ્રવ્ય સામાન્ય દૃષ્ટિએ તો એક જ છે—પણ ભેદદૃષ્ટિએ એક સચિત્ત એક અચિત્ત અને એક મિશ્ર એમ ત્રણ ભેદે છે. જૈનશાસ્ત્રપ્રસિદ્ધ ત્રિપદી—બધુ

---

૧. જે દંડથી ગાઉ વગેરેનુ માપ નીકળે તે વ્યાવહારિક દંડ. પણ માપ જેનાથી ન કાઢવું હોય તે અવ્યાવહારિક દંડ તો ગમે તેવડો હોય. ૨૪ આંગળનો એક હાથ અને એવા ચાર હાથનો એક દંડ છે. તેથી ૨૪ × ૪ = ૯૬ આંગળનો વ્યાવહારિક દંડ થાય.

૨. દંડ, ધનુષ વગેરે બધાને ચાર હાથ પ્રમાણ કહ્યા છે. જુઓ અનુયોગદ્વાર સૂત્ર ૧૩૩.

૩. ૨૦૦૦ ધનુષનો એક ગાઉ. અનુયોગદ્વાર સૂત્ર ૧૩૪.

૪. ચોરાસી લાખ વર્ષ પ્રમાણ એક પૂર્વાંગ છે. અને ૮૪ લાખ પૂર્વાંગ પ્રમાણ એક પૂર્વ છે. ત્યાર પછીની સંખ્યાનાં નામો આ પ્રમાણે છે: ત્રુટિતાંગ, ત્રુટિત, અટટાંગ, અટટ, અવવાંગ, અવવ, હૂહુકાંગ, હૂહુક, ઉત્પલાંગ, ઉત્પલ, પદ્માંગ, પદ્મ, નલિનાંગ, નલિન, અર્થનિપૂરાંગ, અર્થનિપૂર, અયુતાંગ, અયુત, નયુતાંગ, નયુત, પ્રયુતાંગ, પ્રયુત, ચૂલિકાંગ, ચૂલિકા, શીર્ષપ્રહેલિકાંગ, અને શીર્ષપ્રહેલિકા. અનુયોગ૦ ૧૧૫, ૧૩૮.

ઉત્પન્ન થાય છે, વ્યય પામે છે અને ધ્રુવ છે — એ માતૃકાપદ કહેવાય છે. અથવા અ, આ, ઇ, ઈ ઇત્યાદિ બધાં શાસ્ત્રના આધારભૂત હોવાથી એ પણ માતૃકાપદો કહેવાય છે. એક પર્યાય તે પર્યાયૈકક. તેમાં જ્યારે વિશેષોની વિવક્ષા ન હોય ત્યારે વર્ણ, રસ વગેરે અને વિશેષોની વિવક્ષા હોય ત્યારે કાળો પીળો આદિ સંગ્રહદૃષ્ટિથી જે એક તે સંગ્રહૈકક – જેમ કે ઘઉંનો દાણો એક હોય તો પણ એકવચને પ્રયોગ થાય છે; અને ઘઉંનો ઢગલો પડયો હોય તો પણ ઘઉં છે, એમ એક વચનથી વ્યવહાર થાય છે.

## ૫

## શ્રેણી

શ્રેણી સાત કહી છે[૧] —

૧. ઋજુ-આયતા; ૨. એકતઃ વક્રા; ૩. દ્વિધાવક્રા; ૪. એકતઃ ખા; ૫. દ્વિધાખા; ૬. ચક્રવાલા; ૭. અર્ધ-ચક્રવાલા.

[–સ્થા૦ ૫૮૧]

## ટિપ્પણ

૧. **શ્રેણીના ભેદો**:–(૧) સરલ અને લાંબી શ્રેણી તે ઋજુ-આયતા. જ્યારે જીવો અને પુદ્ગલો ઊર્ધ્વલોકથી અધોલોકમાં અગર અધોલોકથી ઊર્ધ્વમાં અથવા તે જ પ્રમાણે અન્ય પ્રકારે સીધી રેખાએ ગતિ કરે છે, ત્યારે તે સીધી રેખા તે ઋજુ-આયતા શ્રેણી છે.

---

૧. જુઓ ભગવતી શ૦ ૨૫, ઉ૦ ૩, પૃ૦ ૫૦૧.–એમાં સાત ભેદ શ્રેણીના ગણાવ્યા છે. તદુપરાંત એ જ શતકમાં શ્રેણી વિષે વિવિધ રીતે વિચાર કરવામા આવ્યો છે. આકાશપ્રદેશની પંક્તિ — તે શ્રેણી કહેવાય છે. તેના આવા સાત ભેદ જીવ-પુદ્ગલની ગતિને આશ્રિત સમજવા જોઈએ. અન્યથા આકાશપ્રદેશની શ્રેણીઓ તો બધી સીધી જ છે. તેના ભેદોના વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

(૨) જ્યારે જીવ કે પુદ્ગલો ઋજુગતિએ ગમન કરતા હોય અને આગળ જઈ બીજી શ્રેણીમાં ગતિ કરવાનું શરૂ કરે, ત્યારે તેમના એ ગમનમાં એક વાંક લેવો પડે છે; તેથી જે શ્રેણી થઈ તે એકતઃવક્રા કહેવાય. જેમ કે કોઈ એક જીવ અધોલોકમાં પૂર્વ દિશામાં મરે છે અને તેની ઉત્પત્તિનું સ્થાન ઊર્ધ્વલોકમાં પશ્ચિમ દિશામાં છે, તો પ્રથમ તે ઋજુગતિથી ઊર્ધ્વલોકની પૂર્વ દિશામાં પહોંચશે અને ત્યાથી સીધો પશ્ચિમમા જશે. આ પ્રમાણે તેને પશ્ચિમમાં પહોંચવા માટે એક વાંક લેવો પડે છે.

(૩) જે શ્રેણીમાં બે વાંક હોય તે દ્વિધા વક્રા—જેમકે જીવ ઊર્ધ્વ-લોકના અગ્નિ ખૂણામાં મૃત્યુ પામ્યો; પણ જો તેનુ ઉત્પત્તિસ્થાન અધો-લોકમાં વાયવ્ય ખૂણામાં હોય, તો પ્રથમ તો તે તિર્યગ્ગતિથી નિઋંતીમાં જાય છે, અને ત્યાંથી તિર્યગ્ગતિથી વાયવ્યમાં પહોચે છે.

(૪) જે શ્રેણીમાં એ તરફ લોકનાડી સિવાયનુ ખ એટલે આકાશ હોય તે એકતઃખા કહેવાય. ત્રસજીવો તો ત્રસનાડીમાં જ હોય એટલે એમને જો તે ત્રસમાં ઉત્પન્ન થવાના હોય તો—આ એકતઃખા શ્રેણીનો પ્રસગ આવતો નથી. પણ સ્થાવરજીવો અને પુદ્ગલો તો ત્રસનાડી બહાર પણ છે. તેથી તેમને આવી ગતિનો પ્રસગ આવે છે. કોઈ એવો ત્રસનાડી બહારનો જીવ જો ત્રસનાડીમાં ઉત્પન્ન થવાનો હોય, તો આ એકતઃખા શ્રેણી થાય છે. પ્રથમ તો તે જીવ ત્રસનાડી બહાર હોય ત્યાંથી સીધો ત્રસનાડીના ડાબા કે જમણા પડખે આવે છે. અને પછી ત્રસનાડીમાં તે પડખે અગર તો બીજે પડખે જવાનું હોય તો તે પ્રમાણે બે ત્રણ વગેરે વાંક લઈને નિયત સ્થાને ઉત્પન્ન થાય છે. આ જ પ્રમાણે પુદ્ગલની પણ ગતિ થઈ શકે.

(૫) જે શ્રેણીમાં બે વખત ત્રસનાડી બહારનું આકાશ હોય તે દ્વિધાખા કહેવાય. ત્રસનાડીની ડાબી બાજુએ બહાર રહેલો જીવ તો જમણી બાજુએ બહાર ઉત્પન્ન થવાનો હોય તો આ શ્રેણી બને છે. પ્રથમ તો તે જે બાજુએ હશે તે બાજુથી લોકનાડી—ત્રસનાડીમાં પ્રવેશશે અને પછી ત્રસનાડીમાં ગતિ કરી તેની બહાર નીકળી બીજી બાજુએ ઉત્પન્ન થશે. આ પ્રમાણે પુદ્ગલ પણ કરી ગતિ શકે છે.

(૬) ચક્રવાલ ગતિ જીવને નથી હોતી પણ પરમાણુને હોય છે. ચક્રવાલ ગતિ એટલે ગોળાકારે—ભમરી ખાઈને ગતિ કરવી તે.

(૭) અર્ધચક્રવાલ એટલે અર્ધગોળ—આ પણ પરમાણુને હોય છે.

## ૬

# પરચૂરણ

## ૧. ઉત્પાદ – વ્યય

ઉત્પાદ એક છે, વિગતિ – વિકૃતિ – વિગમ એક છે.[1]

[–સ્થા૦ ૨૨, ૨૩]

આનન્તર્ય પાંચ પ્રકારનું છે[2]—

૧. ઉત્પાદાનન્તર્ય; ૨. વ્યયાનન્તર્ય; ૩. પ્રદેશાનન્તર્ય; ૪. સમયાનન્તર્ય; ૫. સામાન્યાનન્તર્ય.

[–સ્થા૦ ૪૬૨]

છેદન પાંચ પ્રકારનું છે[3] —

૧. ઉત્પાદન છેદન; ૨. વ્યય છેદન; ૩. બંધ છેદન; ૪. પ્રદેશ છેદન. ૫. દ્વિધાકાર છેદન.

[–સ્થા૦ ૪૬૨]

## ૨. અલ્પવૃષ્ટિ – મહાવૃષ્ટિનાં કારણો

ત્રણ કારણે અલ્પવૃષ્ટિ થાય છે[4]—

(૧) ૧. તે તે પ્રદેશમાં જલયોનિના જીવો કે પુદ્ગલો જલરૂપે ઘણાં પરિણત થતાં નથી;

---

૧. સરખાવો – तीणिमानि भिक्खवे सखतस्स सखतलक्खणानि । कतमानि – तीणि ? । उप्पादो पञ्ञायति, वयो पञ्ञायति, ठितस्स अञ्ञथत्तं पञ्ञायति । तीणिमानि भिक्खवे असंखतस्स असंखतलक्खणानि । कतमानि तीणि ? । न उप्पादो पञ्ञायति, न वयो पञ्ञायति, न ठितस्स अञ्ञथत्त पञ्ञायति । અંગુત્તર – ૩. ૪૭.

૨. વિગતોના વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

૩. વિગતોના વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૨.

૪. આને મળતાં જ પાંચ કારણો બતાવી ભગવાન બુદ્ધ કહે છે કે, આ વર્ષાના અંતરાયના કારણોને જ્યોતિષીઓ નથી જાણતા. અંગુત્તર ૫. ૧૯૭.

૨. દેવ, નાગ, યક્ષ અને ભૂતોની સમ્યગ્ આરાધના ન કરી હોય;
૩. જલના પુદ્ગલોને વાયુ બીજે ખેંચી જાય—કે વીંખી નાખે.

(૨) ત્રણ કારણે મહાવૃષ્ટિ થાય છે—
૧. તે તે પ્રદેશમાં જલયોનિના જીવો કે પુદ્ગલો ઘણા પરિમાણમાં પરિણત થાય;
૨. દેવ, નાગ, યક્ષ, અને ભૂતોની સમ્યગ્ આરાધના કરી હોય;
૩. બીજા પ્રદેશમાં વરસનાર વાદળોને વાયુ તે તે પ્રદેશમાં ખેંચી લાવે અને તે તે પ્રદેશનાં વાદળોને વીંખી ન નાખે.

[—સ્થા૦ ૧૭૯]

## ૩. આશ્ચર્ય

દશ આશ્ચર્ય[1] કહ્યાં છે—

૧. ઉપસર્ગ; ૨. ગર્ભહરણ; ૩. સ્ત્રીતીર્થ; ૪. અભવ્ય પરિષદ—અયોગ્ય પરિષદ; ૫. કૃષ્ણનું અપરકંકાગમન; ૬. ચંદ્રસૂર્યનું આકાશથી ઊતરવું; ૭. હરિવંશ કુલોત્પત્તિ; ૮. ચમરોત્પાત; ૯; એકસો આઠ સિદ્ધ; ૧૦. અસંયતપૂજા.

આ આશ્ચર્યો અનન્તકાલે થાય છે.

[—સ્થા૦ ૭૭૭]

---

૧. જે ઘટના સામાન્ય રીતે ન બને પણ વિશેષ પરિસ્થિતિમાં બની ગઈ હોય એટલે અદ્ભુત જણાય, તે આશ્ચર્ય કહેવાય છે. આ દશમાંથી પાંચ તો—૧, ૨, ૪, ૬, ૮ ભગવાન મહાવીરના તીર્થમાં જ બન્યાં છે. પાંચમું નેમિનાથના તીર્થમાં, ૯મું ઋષભના તીર્થમાં, ૩જું મલ્લિનાથના તીર્થમાં, ૧૦મું સુવિધિના તીર્થમાં અને ૭મું શીતલના તીર્થમાં સમજવું. જુઓ લોકપ્રકાશ સર્ગ—૩૨, ૧૦૩૧–૧૦૩૪.

વિગતોના વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ : નં. ૩.

## ૪. સૂતેલો કેવી રીતે જાગે

પાંચ કારણો સૂતેલો જાગી જાય —

૧. શબ્દથી; ૨. સ્પર્શથી; ૩. ભૂખથી; ૪. નિદ્રાક્ષય થયે; ૫. સ્વપ્નદર્શન થયે.

[–સ્થા૦ ૪૩૬]

## ૫. અન્ત – અનન્ત

અંત (અર્થાત્ નિર્ણય – પાર – પરમરહસ્ય) ત્રણ છે —

૧. લોકાન્ત (લૌકિક અર્થશાસ્ત્રાદિનું રહસ્ય); ૨. વેદાન્ત (વેદ–ઋગાદિનું રહસ્ય); ૩. સમયાન્ત (જૈન સિદ્ધાંતનું રહસ્ય).

[–સ્થા૦ ૨૧૯]

અનન્ત પાંચ પ્રકારનું છે[1] —

(૧) ૧. નામ અનન્તક; ૨. સ્થાપના અનન્તક; ૩. દ્રવ્યાનન્તક; ૪. ગણુનાનન્તક; ૫. પ્રદેશાનન્તક.

(૨) ૧. એકતઃ અનન્તક; ૨. દ્વિધા અનન્તક; ૩. દેશવિસ્તાર અનન્તક; ૪. સર્વવિસ્તાર અનન્તક; ૫. શાશ્વતાનન્તક.

[–સ્થા૦ ૪૬૨]

અનન્તક દશ છે —

૧–૧૦. ઉપર્યુક્ત.

[–સ્થા૦ ૭૩૧]

## ૬. વૈદક શાસ્ત્ર

રોગ ચાર પ્રકારનો છે[2] —

૧. વાતજન્ય; ૨. પિત્તજન્ય; ૩. શ્લેષ્મજન્ય; ૪. સંનિપાતજન્ય.

---

૧. વિગતોના વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૪.

૨. સરખાવો "રોગના બે ભેદ છે – (૧) કાયિક અને (૨) ચૈતસિક". – અંગુ૦ ૪,૧૫૭.

ચિકિત્સાનાં ચાર અંગ છે—

૧. વૈદ્ય; ૨. ઔષધ, ૩. રોગી; ૪. પરિચર્યા.

[-સ્થા૦ ૩૪૩]

ચિકિત્સક (વૈદ્ય) ચાર પ્રકારનો છે—

૧. પોતાની ચિકિત્સા કરે પણ બીજાની ન કરે; ૨. બીજાની ચિકિત્સા કરે પણ પોતાની ન કરે; ૩. બીજાની ચિકિત્સા ન કરે અને પોતાની પણ ન કરે; ૪. પોતાની ચિકિત્સા કરે અને બીજાની પણ કરે.

[-સ્થા૦ ૩૪૪]

રોગોત્પત્તિનાં નવ કારણ છે—

૧. અત્યશન; ૨. અહિતાશન; ૩. અતિનિદ્રા; ૪. અતિજાગરણ; ૫. મૂત્રાવરોધ; ૬. મલાવરોધ; ૭. અધ્વગમન – રસ્તે ચાલવાથી થાક લાગે તો; ૮. પ્રતિકૂલ ભોજન; ૯. કામવિકાર.

[-સ્થા૦ ૬૬૭]

## ૭. દંડનીતિ વગેરે

દંડનીતિના સાત પ્રકાર છે—

૧. હક્કાર[1]; ૨. મક્કાર; ૩. ધિક્કાર; ૪. પરિભાષણ (અપરાધીને ઠપકો દેવો – "અહીંથી જઈશ નહીં" – તે); ૫. મંડલબંધ (ક્ષેત્રમર્યાદા કરી તેથી બહાર ન જવાની આજ્ઞા); ૬. ચારક – કેદ; ૭. છવિચ્છેદ[2] – હસ્ત, પાદ વગેરે કાપી નાખવા.

[-સ્થા૦ ૫૫૭]

---

૧. પ્રથમની ત્રણ નીતિ વિષે જુઓ મહાપુરુષ પ્રકરણ ટિ૦ ... આવ૦ નિ૦ ગા૦ ૧૬૪ થી.

૨. અંતિમ ચાર ભરતચક્રવર્તીના વખતથી શરૂ થઈ. – આવ૦ નિ૦ ગા૦ ૧૬૬ અને મૂળભાષ્ય ગા. ૩. કોઈને મતે આ ચાર માર્ગ ... ઋષભના સમયમાં અને અંતિમ બે ભરતના સમયમાં શરૂ થઈ એમ કહે છે.

અર્થયોનિ ત્રણ છે —

૧. સામ; ૨. દંડ; ૩. ભેદ.

[–સ્થા૦ ૧૮૫]

આત્મરક્ષા ત્રણ છે —

૧. ધાર્મિક બાબતોથી પ્રેરણા લઈ; ૨. મૌન લઈ; ૩. ઊઠીને બીજી એકાંત જગ્યાએ ચાલ્યા જઈ.

[–સ્થા૦ ૧૭૨]

## ટિપ્પણ

**૧. આનન્તર્યના ભેદો :—** સાતત્ય, અવિચ્છેદ, અવિરહ એ બધા એકાર્થક છે.

(૧) સતત જીવોની ઉત્પત્તિ તે ઉત્પાદાનન્તર્ય — જેમકે નરકગતિમાં ઉત્કૃષ્ટ અસંખ્યાત સમય સુધી સતત્ નારકો ઉત્પન્ન થાય છે. પછી ઉત્પાદ-વિરહ કાળ આવે છે.

(૨) તે જ પ્રમાણે વ્યય–અર્થાત્ મૃત્યુ વિષે સમજી લેવાનું.

(૩) પ્રદેશાનન્તર્ય (૪) સમયાનન્તર્ય.

(૫) ઉત્પાદાદિ કોઈ વિશેષની વિવક્ષા ન હોય ને જે સામાન્ય સાતત્ય તે સામાન્યાનન્તર્ય.

**૨. છેદનના ભેદો :—**

(૧) નવીન પર્યાયની ઉત્પત્તિથી જીવાદિ દ્રવ્યનો પૂર્વ પર્યાયની અપેક્ષાએ છેદ – નાશ થાય છે, તેથી તે ઉત્પાદ છેદન.

(૨) પૂર્વ પર્યાયના વ્યય – નાશથી જીવ આદિ દ્રવ્યનું જે છેદન વ્યય – વિગમ – નાશ થયો તે વ્યય છેદન.

(૩) જીવના કર્મબંધનો નાશ અને પુદ્ગલસ્કંધથી અમુક પરમાણુના સંબંધનો નાશ તે બંધછેદન.

(૪) જીવાદિ દ્રવ્યના પ્રદેશનો બુદ્ધિથી વિભાગ કરવો તે પ્રદેશ છેદન.

(૫) જીવાદિને બે વિભાગમાં કરવું, તે દ્વિધાકાર છેદન.

**૩. આશ્ચર્યોના ભેદો :—**

(૧) તીર્થંકરોને કેવળજ્ઞાન પછી ઉપસર્ગો નથી થતા પણ ભગવાન મહાવીરને થયા — ગોશાલે તેજોલેશ્યા મૂકી અને ભગવાનને દેહપીડા થઈ,

તે ઉપસર્ગ પ્રસિદ્ધ જ છે. જુઓ ભગવતી શતક ૧૫, પૃ૦ ૨૯૪. દિગંબર કથાનકોમાં આ ગોશાળાનો પ્રસંગ નથી આવતો.

(૨) ગર્ભહરણ ઘટના એ ભગવાન મહાવીરના જીવનની જ છે. બીજી કોઈ આવી ઘટના બની નથી એટલે એ અદ્ભુત મનાય છે—જુઓ આચારાંગ ૨, ૧૫, અને આવશ્યક નિ૦ ભાષ્ય ગા૦ ૪૭ થી. પણ ભગવતીમાં જ્યાં દેવાનંદાનો પ્રસંગ છે ત્યાં ભગવાને તેણીને ખરી માતા જણાવી છે, પણ ગર્ભહરણઘટનાનો ઉલ્લેખ નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે, ભગવતી શ૦ ૫, ઉ૦ ૩૩, પૃ૦ ૨૫૯. દિગંબરો આ ઘટના માનતા નથી.

(૪) જૃંભિક ગામની બહાર ઋજુવાલિકા નદીના કાંઠે શાલવૃક્ષની નીચે ભગવાન મહાવીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી રાત્રે તે મહસેન નામના ઉદ્યાનમાં ગયા ત્યા દેવોએ તેમની જ્ઞાનોત્પત્તિનો ઉત્સવ કર્યો કુતુહલવશ અનેક લોકો આવ્યા. ભગવાને દેશના દીધી પણ કોઈએ ચારિત્ર અંગીકાર કર્યું નહિ. આથી તેમની પ્રથમ દેશના નિષ્ફળ ગઈ–એટલે તેમની પ્રથમ પરિષદને અભવ્ય કહી છે. આ પણ એક આશ્ચર્યકર ઘટના છે. જુઓ આવશ્યકનિ૦ ગા૦ ૫૩૮. ત્યાર પછી ભગવાન મધ્યમ અપાપામાં ગયા અને ત્યાં ગણધરોને દીક્ષા દીધી.

(૫) ધાતકી ખંડના ભરતની અપરકંકાના નિવાસી પદ્મરાજે દેવની મદદથી પાંડવભાર્યા દ્રૌપદીનું અપહરણ કર્યું હતુ. તે લેવા માટે કૃષ્ણ ત્યા ગયા એ પણ અદ્ભુત ઘટના છે—જુઓ જ્ઞાતાધર્મકથા–અપરકંકા અધ્યયન ૧૬ મું.

(૬) ભગવાનની છદ્મસ્થાવસ્થામાં ચંદ્ર અને સૂર્ય બન્ને પોતાના શાશ્વત વિમાન સાથે આવ્યા અને દર્શન કર્યાં, એ પણ એક આશ્ચર્ય ઘટના બની છે. આ ઘટના કોશામ્બીમાં બની હતી. આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૫૧૬.

(૭) કોશાંબી નામની નગરીમાં સમુખ નામનો રાજા હતો. તેણે કોઈ વીરય નામના માણસની સુંદર પત્ની વનમાળા હરી લઈ પોતાના રાણીવાસમાં રાખી. અને બન્ને સુખે રહેવા લાગ્યાં. વીરય વનમાળાના વિયોગમાં ગાંડા જેવો થઈ આમ તેમ ફરવા માંડ્યો અને અંતે [illegible] તપસ્વી થયો. એક દિવસ તેની એવી સ્થિતિ રાજા સમુખે [illegible] વનમાળાએ જોઈ. અને બન્નેને એકસાથે પશ્ચાત્તાપ થયો કે [illegible]

આપણે જ કારણે આવી દુર્દશાને પામ્યો. એટલામાં તે બન્ને પર વીજળી પડી અને તેઓ મરી ગયાં. આમ મરતી વખતે બન્ને સંવેગ દશામાં હોવાથી મરીને હરિવર્ષમાં યુગલિયા થયાં. પેલો વીરચ તાપસ પણ મરીને વ્યંતરદેવ થયો. તેણે વિભંગજ્ઞાનથી જોયું તો પેલું યુગલ સુખે ક્રીડા કરી વિચરતું હતું. એટલે પોતાનું પૂર્વ વૈર યાદ કરીને તેઓની ઊંચાઈ પોતાની દિવ્ય શક્તિથી ૧૦૦ ધનુષ કરી દીધી અને તે યુગલને ભરતવર્ષમાં ચંપામાં લાવીને મૂકી દીધું, અને વ્યસની બનાવ્યું જેથી નરકે જાય. ચંપાનો ઇક્ષ્વાકુ વંશનો રાજા અપુત્ર મરી ગયો હતો એટલે એ યુગલને રાજા-રાણી બનાવી દીધા. એ હરિ નામનો રાજા અને હરિણી નામની રાણીના નામે ઓળખાયાં. તેમનો જે વંશ ચાલ્યો તે હરિવંશ. જુઓ વસુદેવ હિંડી પૃ૦ ૩૫૬.

(૮) અસુરરાજ ચમરે ભગવાન મહાવીરના શરણમાં રહી પોતાથી ઉપરના સૌધર્મ દેવલોકમાં વિકુર્વણા કરીને ત્યાંના દેવોને ત્રાસ આપ્યો અને તેની વેદિકા પર પોતાનો પગ મૂકયો. આથી શક્રેન્દ્ર કોપાયમાન થયો અને તેણે વજ્રનો પ્રહાર કર્યો, પણ તે ભગવાનના પાદમૂલમાં વૈક્રિયરૂપનો ઉપસંહાર કરીને પડયો તેથી તેનું વજ્ર કાંઈ કરી શકયું નહિ; ભગવાનની શરણમાં ગયેલા ચમરને શક્રે ક્ષમા કરી. આ ઘટનાનું રોચક વર્ણન ભગવતીમાં છે. આ પ્રસંગ ચમરેન્દ્રનો ઉત્પાત નામે ઓળખાય છે અને તે અદ્ભુત એટલા માટે છે કે અસુરોની સૌધર્મ સુધી જવાની ઘટના અનંતકાળે એકાદ વખત જ બને છે. અને તે પણ અરિહંત જેવા મહાપુરુષની સહાયતા હોય તો. જુઓ ભગવતી શ૦ ૩, ઉ. ૩, પૃ. ૧૯૭.

(૯) ભગવાન ઋષભદેવની સાથે ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષની અવગાહના વાળા ૧૦૮ જણાએ સિદ્ધિગમન કર્યું. આ પણ એક આશ્ચર્ય જ છે. આ ઘટના આશ્ચર્યકર મનાય છે.

પણ આવશ્યક નિર્યુક્તિમાં (ગા૦ ૩૩૩ અને ૪૩૪) ઋષભે દશ હજાર સાથે નિર્વાણગમન કર્યું એમ કહ્યું છે. તેની સંગતિ શી?

(૧૦) સંયત તો પૂજાર્હ છે જ પણ અસંયતની પૂજા થાય એ આશ્ચર્ય લેખાવું જોઈએ. આમ સુવિધિના તીર્થમાં આ અવસર્પિણીમાં બન્યું છે. તેથી તે આશ્ચર્યઘટના ગણાવી છે.

**૪. અનન્તકના ભેદો :—** (૧) અનંતક એવું જેનું નામ હોય તે નામ અનંતક.

(૨) કોઈ પણ વસ્તુમાં અનન્તની આરોપણા કરવી તે સ્થાપના અનંતક.

(૩) ગણવા યોગ્ય જે અનંત દ્રવ્યો તે દ્રવ્યાનંતક.

(૪) અનન્ત એવી જે સંખ્યા તે ગણનાનંતક.

(૫) અનંત પ્રદેશો તે પ્રદેશાનન્તક.

(૧) એક દીર્ઘતાની અપેક્ષા કરીને જે અનંત હોય તે એકત અનંતક = એક શ્રેણીનું ક્ષેત્ર.

(૨) લંબાઈ–અને પહોળાઈ એમ બે અપેક્ષાથી જે અનંત તે દ્વિધાઅનંતક = પ્રતરક્ષેત્ર.

(૩) રુચકથી માંડીને જે પૂર્વા આદિ કોઈ એક દિશામાં દેશનો વિસ્તાર હોય, તેના પ્રદેશની અપેક્ષાએ તે દેશવિસ્તારાનંતક કહેવાય.

(૪) સર્વાકાશ એ અનંત પ્રદેશી હોવાથી સર્વવિસ્તારાનન્તક.

(૫) અનાદિઅનંત જીવાદિદ્રવ્ય અનંત સમયની સ્થિતિવાળું છે તેથી તે શાશ્વતાનંતક.

## સમવાયાંગને અંતે

આવી રીતે આ શાસ્ત્રમાં કુલકરવંશ, તીર્થંકરવંશ, ચક્રવતીંવંશ, દશારવંશ, ગણધરવંશ, ઋષિવંશ, યતિવંશ, મુનિવંશ કહેવામાં આવ્યા છે. અને આ શ્રુત, શ્રુતાંગ, શ્રુતસમાસ, શ્રુતસ્કંધ, સમવાય, સંખ્યા, સમસ્તાંગ, અથવા અધ્યયન ભગવાને કહ્યું છે — એમ હું (સુધર્માં) કહું છું.

[–સમ૦ ૧૫૯]

# શબ્દસૂચિ